૬૧

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

વર્ષ ૬ · અંક ૧ निष्ठया संमुता नित्य स्वाध्यायश्रोतव्यताम्। ઓગસ્ટ · ૧૯૬૬

"રાષ્ટ્રીયતા એટલે શું એ આપણે સ્પષ્ટપણે સમજી લેવાની જરૂર છે. આપણે આપણા દેશની મુક્તિ ઇચ્છીએ છીએ; પણ એ, કોઇને દુઃખ દઇને અગર કોઇને શોષીને, અગર કોઇની માનહાનિ કરીને નહિ. મારા માટે તો હું એટલું કહું કે હિંદુસ્તાનની સ્વતંત્રતા, ઈંગ્લૅન્ડને અગર અંગ્રેજોને નેસ્તનાબૂદ કરીને જ મેળવી શકાતી હોય તો મારે એ જોઇતી નથી. મારે મારા દેશ કાજે સ્વતંત્રતા જોઈએ છે તે એટલા માટે કે બીજા દેશો મારા દેશમાંથી કાંઈ શીખે, અને આ દેશની સમૃદ્ધિનો સમગ્ર માનવજાતના કલ્યાણ માટે ઉપયોગ થાય. હું જો પ્રાન્તીયતામાં પડું તો ગુજરાતી તરીકે મારો નાશ જ થાય. પણ જો હું ગુજરાતને કોઈ કાર્ય માટે પસંદ કરું તો તે એટલા માટે કે એ, આખા હિંદને માટે હોમાવા તૈયાર થાય. રાષ્ટ્રીયતાનો મારો ખ્યાલ એ છે કે મારો દેશ એવો સ્વતંત્ર થાય કે એ આખી દુનિયા માટે હોમાય. આમાં જાતિદ્વેષને સ્થાન જ નથી. હું ઇચ્છું છું કે આપણા સૌની રાષ્ટ્રીયતા એવી બનો."

ગાંધીજી

[મહાદેવભાઈની ડાયરી, પુસ્તક–૮. સંપાદક: ચંદુલાલ ભગુભાઈ દલાલ. પ્રકાશક: સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ. સને ૧૯૬૬. પૃ. ૩૦૨]






સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

અનુક્રમ


અંગ્રેજો, અંગ્રેજી અને અંગ્રેજશાહી ૧

પુરુષોત્તમ ગણેશ માવળંકર

દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૪૯ ૩

અથર્વવેદનું રહસ્ય ૧૬

એ. જી. ભટ્ટ

બંધારણીય અને કાયદેસર ૧૮

બાળ ગંગાધર ટિળક

અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૨ ૨૪
ફિરોઝશાહ મહેતા(ઇ.સ. ૧૮૪૫-૧૯૧૫)ના
રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

વ્યક્તિ અને સૃષ્ટિ ૨૮

પુ. ગ. મા.


૧૪૨૫૨


મધપૂડો ૩૧

શહેરીકરણના વિકાસનાં સામાજિક પરિણામો
વિકસતાં રાષ્ટ્રોના પ્રશ્નોનો અભ્યાસ કરનારી સંસ્થા
ન્યાયમૂર્તિ રાનડેનું ચરિત્ર
આદર્શ રાજપુરુષ છે ખરો?

ભાષણ પર સંભાષણ ૩૩

બૌદ્ધિક સ્વાતંત્ર્ય વિનાશને પંથે?
રશિયન અખબારો અને વૃત્તપત્ર-સ્વાતંત્ર્ય
રાષ્ટ્રવાદ અને લોકશાહીની પ્રેરણા

'રોમેશ'

વાચન અને વિવેચન ૩૫

'આજ અને આવતી કાલની તકેદારી'
ગાંધીજીનાં સંસ્મરણો અને બીજી સાંભરણો
સાભાર સ્વીકાર

નયા શિવાલા પૂ. ૩ ૪

ઈકબાલ


*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૬૧ અંક



विद्या विभातु हृदये नवसर्जनाय।



## અંગ્રેજો, અંગ્રેજી અને અંગ્રેજશાહી

**આ**ધુનિક ભારતીય ઇતિહાસની તવારીખમાં ઑગસ્ટ માસ ક્રાંતિનો અણસાર આપતા કાલખંડ તરીકે અંકિત થઈ ચૂક્યો છે. ઑગસ્ટ માસ શરૂ થતાં પહેલાં જ, કોણ જાણે કેવી રીતે, પ્રક્ષોભનાં પરિબળો વાતાવરણમાં પ્રસરવા લાગે છે. ઑગસ્ટની શરૂઆત થતાં સુધીમાં તો અનેકનાં મનમાં ને ભીતરમાં ખળભળાટ શરૂ થઈ જાય છે! પણ, ઑગસ્ટમાં આરંભાએલી ક્રાંતિ હજી અધૂરી છે. ૧૯૪૨ની સાલમાં 'અંગ્રેજો ચાલ્યા જાવ'ની હાકલ પડી, ઝિલાઈ (તા. ૮–૯ ઑગસ્ટ, ૧૯૪૨); પાંચ વર્ષ અને એક અઠવાડિયા બાદ (તા. ૧૫ ઑગસ્ટ ૧૯૪૭) અંગ્રેજોની હકૂમત ભારતવર્ષમાંથી ચાલી પણ ગઈ. છતાં, આઝાદી એના સાચા અને સાર્વત્રિક સ્વરૂપમાં હજી આપણા દેશમાં આવી નથી. અલબત્ત, સંપૂર્ણ સ્વાતંત્ર્યને કોઈ માનવસમૂહ સિદ્ધ કરી શક્યો નથી, કરી શકશે નહીં એ સ્વીકારવા સાથે પણ આપણે કબૂલ કરવું રહ્યું કે આજે ઓગણીસ વર્ષ બાદ આપણા દેશમાં સ્વરાજ્ય માટેની ક્રાંતિનાં સ્પષ્ટ પગરણ ઝાઝાં પડ્યાં નથી.

અંગ્રેજોની હકૂમત ભારતમાંથી અદૃશ્ય થઈ છે, પણ અંગ્રેજશાહી ભારતમાં આજે વધુ ઘર કરી બેઠી છે. અંગ્રેજોની સંખ્યા સ્વાતંત્ર્યોત્તર ભારતમાં ઘણી વધી છે એ કોઈ મોટી ચિંતાનો વિષય નથી. અમુક રીતે તો એ આવકારદાયક પ્રક્રિયા છે. સ્વતંત્ર ભારતમાં વિવિધ વિદેશીઓ સમાનતાના ધોરણે અને આંતરરાષ્ટ્રીય સહકારની ભાવનાથી આપણી વચ્ચે, આપણા માટે, આપણા વતી પણ, કેટલુંક કાર્ય કરતા રહે એમાં કશું અનુચિત નથી; બલ્કે, તેથી આપણે વધુ આનંદી અને ઉત્સાહી થવું જોઈએ. સંભાળ ફક્ત રાખવાની આપણા હેતુઓની અને આદર્શોની; તથા, સ્વમાન અને સ્વાશ્રયને ભોગે બહારનાંઓનું વર્તન કે વર્ચસ્વ આપણે ત્યાં ન ચાલે એની પૂરી કાળજી સતત રાખવાની.

અંગ્રેજશાહી અને અંગ્રેજી ભાષા એ બે વસ્તુઓ એક નથી. અંગ્રેજી ભાષા તો એક વિખ્યાત મનુષ્યસમાજે રચેલું અને સતત ખેડે રાખેલું સમૃદ્ધ સાધન છે. એનું અવલંબન આપણે જરૂર કરીએ. અંગ્રેજી ભાષાના ઉત્કટ અને ઉત્તમ અભ્યાસ વડે આપણે જ્ઞાનવિજ્ઞાનની આપણી ક્ષિતિજો અવશ્ય વિસ્તારીએ. અંગ્રેજી ભાષાસાહિત્યમાં છુપાએલ અઢળક વિચારરત્નોને તથા ઉચ્ચ ભાવનાઓને આપણે ચોક્કસ પારખીએ અને પામીએ. પરન્તુ અંગ્રેજી ભાષા પરનું આપણું પ્રભુત્વ, એ ભાષાથી અજ્ઞાત કે અલ્પજ્ઞાત દેશીજનો પર પ્રભાવ પાડવા માટેનું એક સાધન બનવું જોઈએ નહિ. ભાષા–કોઈ પણ ભાષા–મનુષ્યનાં વિચાર અને લાગણીને વ્યક્ત કરવાનું તેમજ તેનો સંચય કરવાનું સાધન છે. એટલે, અંગ્રેજી એ ફૅશનની વસ્તુ નથી; આપણે માટે એ જ્ઞાનભાષા બની રહે ને તેનો શક્ય એટલો લાભ ઉચિત રીતે આપણે લઈએ એ જરૂરનું છે.

હવે, અંગ્રેજશાહીને નામે જે તત્ત્વો આપણા દેશની આબોહવામાં ઓળખાતાં આવ્યાં છે એમનો આપણે સાવધાનીથી અને પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો જોઈએ. આપણી ભાષાઓ આપણને ન આવડે! આપણી ભાષાઓને આપણે ન ખેડી શકીએ! આપણી પ્રજા પર આપણે વહાલ ન કરીએ! ભલે કદાચ આમતેમ અણઘડ લાગે તો પણ આ ભૂમિની જે પેદાશો છે તેની સાથે આપણી પ્રીત ન બંધાય!–આવું બધું થાય તો તો આપણું જીવન સાવ શુષ્ક અને સ્વત્વરહિત બની જાય. આઝાદીનો એક મોટો અર્થ

એ છે કે આપણે આપણા સાચા અને શાશ્વત સંસ્કારોને તથા આદર્શોને ઓળખીએ, સમજીએ, સાચવીએ, વધારીએ. એવું કરવું તે સંકુચિતતા કે અહંતા નથી. સ્વને ઓળખવું અને સ્વનું ઊર્ધ્વીકરણ કરવું એ તો મનુષ્યમાત્રના પુરુષાર્થને આહ્વાનરૂપ છે.

અંગ્રેજશાહી એટલે બધો અત્યાચાર કે અનાચાર એમ જરા પણ નહિ. અંગ્રેજશાહીનાં સારાં અને નરસાં બન્ને પાસાં છે. અંગ્રેજ પ્રજાએ દસકાઓથી અને સૈકાઓથી જે કેટલાક ગુણો ખીલવ્યા છે તેનું અભિમાન કેવળ અંગ્રેજોએ જ નહિ પણ આખી દુનિયાએ લેવું ઘટે. અંગ્રેજોનું પ્રજાજીવન ઉમદા પ્રકારની સામૂહિક શિસ્ત છતાં વ્યક્તિગત વિશેષતાથી સભર છે. દરેક અંગ્રેજ એમ માને છે કે પોતે અને પોતાનું જીવન એની અંગત અને વ્યક્તિગત મુનસફીની વાત છે. એમાં બીજાઓએ–વ્યક્તિઓએ કે મંડળોએ કે રાજ્યે પણ–ડખલ કરવી જોઈએ નહિ. દરેક અંગ્રેજનું ઘર જાણે અલગ કિલ્લા સમાન છે એવું કહેવાયું છે, અને એમાં પ્રવેશવા માટે અન્ય વ્યક્તિએ કે સરકારીતંત્રે અગાઉથી પરવાનગી મેળવવી પડે છે! આ બહુ મોટી વાત છે. દરેક વ્યક્તિ પોતાને અનેરી અને ખમીરવંતી માને છે અને એ રીતે વ્યવહાર કરે છે; તે સાથે જ અંગ્રેજ પ્રજાજનો જેવા સમૂહજીવનના જાણકાર અને રસિયા, દુનિયામાં ભાગ્યે જ અન્યત્ર હશે. દરેક અંગ્રેજ બીજા અંગ્રેજ પ્રત્યે આદરથી અને વિચારપૂર્વક વર્તે છે. જે હક્કો માટે પોતે સભાન અને તત્પર છે તેવા જ હક્કો અન્ય સહુને મળવા જોઈએ એવા ખયાલથી તે વર્તતો હોય છે.

અંગ્રેજોની આવી સંઘભાવનાને કારણે એમનું જાહેર જીવન ઈર્ષ્યા ઉપજાવનારું બન્યું છે. પરસ્પર સહિષ્ણુતા અને સમાધાનવૃત્તિ અંગ્રેજ પ્રજાના જાણે લોહીમાં જ છે. અંગ્રેજોએ વિકસાવેલી બે વિવિધ ક્ષેત્રોની રમતો જુઓ: પાર્લમેન્ટરી પદ્ધતિ અને ક્રિકેટ. બન્નેમાં ખેલદિલીની અને નેકદિલીની ભાવના પ્રગટ થતી જોવા મળશે. રમતમાં જીતવાના ઉત્સાહ કરતાં રમત સારી રીતે રમવાની હોંશ અને તાલાવેલી એમાં દેખાશે. હારજીત તો કુદરતી છે. પણ જેમ જીતને પચાવતાં આવડવું જોઈએ તેમ હારને સહેતાં પણ આવડવું જોઈએ. અંગ્રેજો રમતની સચ્ચાઈમાં માને છે; પરસ્પરના વ્યવહારમાં સહુ ન્યાયપુરઃસર અને વાજબી રીતિનીતિ વડે કામ કરે છે. અંગ્રેજશાહીનાં આ બધાં આવકારદાયક અને અનુકરણીય લક્ષણો છે.

તે સાથે જ અંગ્રેજશાહી, ખાસ કરીને પરદેશોમાં અને શાહીવાદના જમાનામાં, ઠીક ઠીક ભૂંડી બની છે. અંગ્રેજશાહી એટલે જાણે તુમાખીભરી સાહેબશાહી, આડાઈભરી અમલદારશાહી અને એક પ્રકારની આત્યંતિકતા અને બેપરવાઈ એવી છાપ પણ જરૂર ઊભી થએલી છે. એને માટે જેમ (બ્રિટિશ) સામ્રાજ્યના સેવકો ને ઠેકેદારો જવાબદાર છે તેમ કંઈક અંશે શાહીવાદની હેઠળ પરતંત્ર રહેલાં મનુષ્યોનું માનસ અને વર્તન પણ જવાબદાર છે. તેથી જ, અંગ્રેજો અને અંગ્રેજોની હકૂમત ગયા છતાં પણ અગાઉના બ્રિટિશ પ્રદેશોમાં ઠેરઠેર અંગ્રેજશાહીના લાંબાપહોળા લીસોટા ચાલુ રહ્યા છે. એને એકદમ ભૂંસી નાખવાનું શક્ય નહોતું, પણ વર્ષો સુધી એ અંગે કોઇ પણ પ્રકારની સફાઈ શરૂ ન થાય એ ભારે અચરજ પમાડનારી વાત છે. ભારત સહિત અનેક નવોદિત સ્વતંત્ર દેશોમાં સત્તાધારી પક્ષોમાં અને તંત્રના વાહકોમાં 'અંગ્રેજ-શાહીનાં નરસાં અને અવળાં પાસાં વ્યક્ત થતાં જોવા મળે છે; કયારેક તો અંગ્રેજોને યે ટપી જાય એવાં વાણી-વર્તન-વ્યવહાર આવાં બધાં સત્તાપ્રતિષ્ઠાનાં વર્તુળોમાં જોવા મળે છે. આ પ્રકારની નઠારી અને વિકૃત અંગ્રેજશાહી જ્યાં સુધી આપણા પ્રજાજીવનમાંથી જશે નહિ ત્યાં સુધી સાચી આઝાદીની આબોહવા આપણે ફેલાવી શકીશું નહિ. આ અર્થમાં અને આ સંદર્ભમાં ક્રાંતિનું કાર્ય હજી ઘણું કરવાનું છે એ ભાગ્યે જ જુદું જણાવવું પડે!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૪૯ [તા. ૧૫ નવેમ્બરથી તા. ૨૮ નવેમ્બર ૧૯૪૮]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

[પૂજ્ય દાદાસાહેબની રોજનીશી 'અભ્યાસ'માં છેલ્લાં ચાર વર્ષથી (ઑગસ્ટ ૧૯૬૨થી) પ્રતિમાસ નિયમિત પ્રગટ થઈ રહી છે. અનેક વાચકોએ રૂબરૂ અને પત્ર દ્વારા આ પ્રકાશનને વધાવી લીધું છે. આ રોજનીશી હવે 'અભ્યાસ'ના એક અવિભાજ્ય અંગરૂપ બની છે. વહેલુંમોડું, આખી રોજનીશી (ડિસેમ્બર ૧૯૨૭ થી ફેબ્રુઆરી ૧૯૫૬) સ્વતંત્ર રીતે પુસ્તકાકારે વિવિધ ખંડોમાં પ્રગટ કરવાની ઉમેદ છે. 'અભ્યાસ'માં પ્રગટ થતા રોજનીશીના આ હસા અંગે જે સૂચનો થયાં તેમાંનાં કેટલાંકનો અમલ નવા વર્ષથી શરૂ કરવાનું વિચાર્યું છે. દરેક તારીખ નીચે સ્થળ-નિર્દેશ આવશે. વળી, સમગ્ર હસો પૂરો થયા પછી છેલ્લે આવશ્યક, મહત્ત્વની અને સમજૂતીદર્શક નોંધો પાદટીપરૂપે રજૂ થશે. રોજનીશીનું લખાણ સળંગ વાંચવામાં સુલભતા જળવાઈ રહે તે હેતુથી પાદટીપો મુખ્ય પાઠમાં જે તે સ્થળે ન મૂકતાં બધી એકત્ર અંતે મૂકી છે. આશા છે કે આ નવી વ્યવસ્થા વાચકોને ગમશે. —પુ. ગ. મા.]

## તા. ૧૫ નવેમ્બર ૧૯૪૮, સોમવાર
### (અમદાવાદ)

આજથી રોજ ફરવા જવાનો નિશ્ચય કર્યો, અને એ પ્રમાણે નીકળ્યો. શ્રી ચંદ્રકાંત ગાંધી[1] મારી સાથે રોજ ફરવા આવશે. આ સમયમાં કામ કરવાનો લોભ તો ખરો જ. પણ એનાથી યે વધારે એટલે આળસ. સાથે કોઈ હોય તો નિશ્ચય ટકાવી રાખવામાં મદદ થાય છે અને વાતોચીતોમાં વખત પણ ઝડપથી પસાર થાય છે. શરીરને માટે ચાલવાનું આવશ્યક છે એ સમજાય છે ખરું પણ એ પ્રમાણે અમલ કરવાનું હંમેશ બનતું નથી. એવો જ પ્રકાર ચાલવાની બાબતમાં થયા કરતો.

યુનિવર્સિટી રિપોર્ટ[2] તપાસવા માટે લીધો. સવારનો ઘણોખરો વખત આમાં ગયો. શ્રી મુઝુમદાર,[3] નરોત્તમભાઈ, અંબાલાલભાઈ, ચુનીલાલ મૂળજીભાઈ (નડિયાદ) એમ લોકો મળવા આવ્યા હતા.

ભોજન બાદ પરચૂરણ વાચન, ટપાલ, વિશ્રાંતિ. પછી યુનિવર્સિટી રિપોર્ટ લઈને બેઠો.

સાંજે ભદ્રમાં ૫–૩૦ થી ૬–૩૦ સુધી એજ્યુકેશન સોસાયટીની[4] ગવર્નિંગ બૉડીની સભામાં ગયો–ઘણાં બધાં કામો થયાં. પછી શેઠ કસ્તુરભાઈ,[5] નરોત્તમ હઠીસિંગ અને મુઝુમદાર સાથે અરુણ મિલની બાબતમાં ચર્ચા કરી.

બંગલા પર પાછો આવ્યો. ત્યાં કૉંગ્રેસ કમિટીના મંત્રી શ્રી ત્રિકમલાલ પટેલ અને શ્રી માણેકલાલ ભોગીલાલ (એક કાઉન્સિલર) મળ્યા. વિલાયતના પ્રવાસ[6] વિષે ચાર શબ્દો મારે કૉંગ્રેસ કાર્યકરોને કહેવા એવું નિમંત્રણ આપવા માટે તેઓ આવ્યા હતા. 'શ્રી મણિલાલ ચતુરભાઈ[7] (મ્યુનિસિપલ પ્રમુખ)ની સૂચના પરથી આવ્યા છો કે' એમ મેં અમસ્તુ પૂછ્યું. એમણે શ્રી મણિભાઈની વિરુદ્ધનું પારાયણ શરૂ કર્યું. આ લોકો આપસઆપસમાં સામસામા સારા એવા બાઝી પડતા હોય એમ જણાય છે! આત્મદ્રોહી, પ્રતિષ્ઠા અને સત્તાલાલસામાં ભરાઈ પડેલા લોકોમાં છેવટે ઝપાઝપી ન થાય તો બીજું થાય પણ શું? ઠીક. એમનું નિમંત્રણ સ્વીકારીને શુક્રવારે સાંજે કૉંગ્રેસ હાઉસમાં જવાનું મેં કબૂલ કર્યું.

આણંદના શ્રી ઈશ્વરલાલ પટેલ[8] (દા. ન. હાઈસ્કૂલના હેડમાસ્તર) અને શ્રી શિવાભાઈ પટેલ (ઓડની શાળા માટે) આવ્યા હતા.

ભોજન બાદ શ્રી બાબુરાવ મહેતા[9] આવ્યા હતા. અમદાવાદ મ્યુનિસિપાલિટીનું રૂપાંતર કૉર્પોરેશનમાં કરવા અંગે ક્યા ક્યા મુખ્ય મુદ્દાઓ હોવા જોઈએ એ વિષે એમની સાથે સંક્ષેપમાં ચર્ચા કરી. થોડું પરચૂરણ વાચન.

પ્રસિદ્ધ થયા છે તે તું જોજે.' એમ મેં એને કહ્યું ત્યારે આ ભોળો પુત્ર જવાબ આપે છે કે, 'આ વિચારને માટે તમારે વિલાયત જોવી પડી!' હકીકત શી છે તે ન જોતાં, આપણા પૂર્વગ્રહ પ્રમાણે અન્ય લોકો છે અને આપણે તો પ્રગતિશીલ છીએ એ રીતે જોવાની... વૃત્તિ કેવી રીતે બદલાય એ મોટો કોયડો જ છે. એકંદર હકીકતની જાણ કરી લઈને પણ અનુમાનો ભૂલભરેલાં થઈ શકે. પણ એ સવાલ જુદો. પરંતુ આપણી જ કલ્પના પ્રમાણે અભિપ્રાયો બાંધવા, અને એ અભિપ્રાયોને factsનો જ પાયો નથી એમ બનાવ્યું એટલે, 'પણ તમારા વિષેનો મારો અનુભવ એવો નથી' એમ કહીને બિનપાયાદાર અને ભૂલભરેલા અભિપ્રાય પર મિનારો રચવો એ ક્યાંની પ્રગતિશીલતા! પણ આ યે પ્રકાર કેટલાંક વર્ષો ચાલશે. મારે સબૂરી (patience) રાખવી જોઈએ. ઠીક.

### તા. ૧૯ નવેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. નિત્યવિધિ. કાલે લખાવેલી મ્યુનિસિપલ કૉર્પોરેશન નોટ વાંચીને સુધારી. શ્રી મુઝુમદાર સાથે બેસીને રિપોર્ટનો મેં સુધારેલો મુસદ્દો અમે બંનેએ મળીને વાંચવાનું, તપાસવાનું, સુધારવાનું કામ શરૂ કર્યું. સવારનો ઘણોખરો વખત આમાં જ ગયો. પછી થોડા કાગળો. શ્રી નરોત્તમ અને સુરોત્તમ હઠીસિંગ મળી ગયા.

ભોજન બાદ વિશ્રાંતિ. ટપાલ, પરચૂરણ કામો. પછી ૩ થી ૪ સુધી ફરી યુનિવર્સિટી રિપોર્ટનું કામ. લૉ સોસાયટીના કામ અંગે શ્રી જયેન્દ્રભાઇ દિવેટિયા આવ્યા હતા. પાંચના અરસામાં બંગલેથી નીકળીને પ્રથમ સિવિલ હૉસ્પિટલમાં ડાહ્યા (નોકર)ના[૩૧] સમાચાર માટે ગયો. એની આંખનાં મોતિયાં ગઈ કાલે જ કાઢ્યાં. હવે તબિયત ઠીક છે. પોતાની પાછળ પોતાનાં નાનાં છોકરાંછૈયાંનું શું થશે એની એને ચિંતા રહે છે. ચિ. અરુણા પાસે એણે તે વ્યક્ત કરી હતી. એટલે, એ અંગે મેં એને ખાતરી આપી.

ત્યાંથી ઘેર આવ્યા (ભદ્રમાં) બાદ શ્રી. નટવરલાલ શાહ વકીલ મળ્યા. ૫–૩૦ થી ૭ સુધી કૉંગ્રેસ હાઉસમાં યુરોપની સફર વિષે વાર્તાલાપ અને પ્રશ્નોત્તરી. એનો પણ અલગ રિપોર્ટ છાપાંઓમાં આવશે જ.

અમદાવાદમાં મહારાષ્ટ્રીય મંડળો છે. એમના પ્રતિનિધિઓ તરીકે શ્રી ખેર,[૩૨] શેવડે, ફડકે, પ્રોફેસર દેશપાંડે અને એક મરાઠા ગૃહસ્થ આવ્યા હતા. મારી જિંદગીનાં ૬૦ વર્ષ પૂરાં થાય છે (તા. ૨૬/૧૧ને રોજ)[૩૩] એટલે એ પ્રસંગે એક અભિનંદનસભા સહુ મહારાષ્ટ્રીયો તરફથી રાખવી એવી એમની ઇચ્છા છે. મેં ઘણી બધી આનાકાની કરી. એમની વાત નકારવાનો પ્રયત્ન કર્યો પણ સફળતા મળી નહીં. અલબત્ત, એક રીતે આ મારી નબળાઈ છે એવું પણ કોઈ કહી શકે. પણ મને એવું લાગતું નથી. એ બધાની ઇચ્છા, આદર અને પ્રેમભાવના હું સમજી શકું છું. મારા કરતાં વધારે મોટા એવા આપણા કાર્યકરો વિષે મને જેવી ભાવના થાય છે તેવી જ આ બધાંને મારા વિષે પણ (તેઓ મારા કરતાં નીચલી પાયરી પર જાહેર જીવનના ક્ષેત્રમાં હોવાથી) લાગણી થાય છે. પણ મારો સંકોચ એવા કારણથી હતો કે મારો જયજયકાર શા સારુ? મહાત્માજી, વલ્લભભાઈ વગેરે મહાન પુરુષો પ્રમાણે મોટું કાર્ય મેં ક્યાં કર્યું છે અગર શી મોટી સિદ્ધિ મેં મેળવી છે? હું એમની વિનંતી સ્વીકારું એમાં આત્મપ્રૌઢીની અગર કીર્તિની લાલસા તો મૂળમાં, ઊંડે ઊંડે નથી ને? નથી, એવું મારું અંતઃકરણ સ્પષ્ટ સાક્ષી પૂરે છે. પરંતુ, આવા સમારંભો એક રીતે કીર્તિલાલસાની લાલચ આપનારા બને છે એવું પણ લાગે છે. માટે મને સંકોચ થાય છે, અને આવા સમારંભો ન જોઈએ એમ લાગે છે. આવા સમારંભોને કારણે સેવાભાવની શુદ્ધિ પણ ઓછી થવાની શક્યતા લાગે છે. પરંતુ આ બધાંની સાથે લોકોની ભાવનાઓ અને પ્રેમ એ ચીજો પણ છે જ. એમને સાવ બાજુ પર કેવી રીતે ફેંકી દેવી? અને એ જ વિચારથી મેં સંમતિ આપીને તા. ૧૨ ડિસેમ્બર તારીખ એમને આપી. એ લોકોનો વિચાર આ કામ માટે પંડિત નેહરુ, વલ્લભભાઈ કે બાળાસાહેબ ખેર[૩૪]ને બોલાવવાનો છે. આવું માત્ર એમણે કરવું નહિ એમ મેં આગ્રહપૂર્વક કહ્યું. નેહરુ અને પટેલ બન્ને આ પ્રસંગ માટે ખૂબ મોટા – disproportionate અગર to call them is to lose all sense of proportion એમ મેં કહ્યું; અને, તેઓનો અગર શ્રી. બાળાસાહેબ

ખેરનો સમય આવી ધમાલમાં ખર્ચવો યોગ્ય નથી એમ કહ્યું આપણા પ્રધાનો એમનો ઘણો બધો સમય સમારંભોમાં વેડફી નાખે છે એવી ફરિયાદ આપણે એક બાજુથી કરીએ છીએ, ત્યારે બીજી તરફથી આવા સમારંભો માટે એમને ખેંચવા એ કેટલે અંશે સુસંગત અને યોગ્ય એનો પણ વિચાર કરવાનું મેં આ ભાઈઓને જણાવ્યું. મારી વાત શ્રી નેહરુ અને પટેલની બાબતમાં એમને ગળે ઊતરી, તો પણ તેઓ શ્રી બાળાસાહેબ ખેરને બોલાવશે જ એમ દેખાય છે. ઠીક. મેં મારી ફરજ બજાવી.

મહારાષ્ટ્ર સોસાયટીમાંના શ્રી. દેશપાંડેના બંગલાની બાબતમાં શ્રી ભાલુતાત્યા જાંભેકર મળ્યા. આ બંગલો મહારાષ્ટ્રીયને જ આપવો. એવું ન કર્યું તો બંધારણ પ્રમાણે ભવિષ્યમાં માત્ર મહારાષ્ટ્રીયોને જ લેવા પડશે અને પછી બહારનો કોઈ લેનારો ન હોય તો કિંમત ઊપજશે નહીં એવો મારો સ્પષ્ટ અભિપ્રાય એમને જણાવ્યો.[35]

સૌ.વતી અને હું જમવા માટે, શ્રી. ભૈયાસાહેબ ખાડેકરને ઘેર ગયાં હતાં. એમને કાંઈ વાત કરવી હતી માટે મેં જમણનું નોતરું સ્વીકાર્યું. પણ એવું કશું નહોતું. બંગલા પર આવીને પરચૂરણ વાચન.

## તા. ૨૦ નવેમ્બર ૧૯૪૮, શનિવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું પછી પરચૂરણ કામો અને બાદ ૯ થી ૧૨ યુનિવર્સિટી રિપોર્ટનું કામ શ્રી. મુઝુમદારની સાથે. કેટલાક કાગળો, વગેરે. ટપાલ.

ભોજન બાદ આરામ. પછી કાગળો લખાવ્યા. આશરે એક કલાક ફરી યુનિવર્સિટી રિપોર્ટનું કામ. બપોરે મોડેથી ઇંડિયા બૅંકના મૅનેજર શ્રી. કંસારા[36] આવ્યા હતા. શ્રી. સૌ. તનુમતી ચિનુભાઈને 'લોન' અને 'ગુજરાત સમાચાર'ની 'લોન' એ વિષે ચર્ચા કરી. શ્રી. ઇંદ્રવદન પણ આવ્યા હતા.

સાંજે ઘેર જ હતો. શ્રી. અરવિંદભાઈ નરોત્તમ, ડાહ્યાભાઈ પટેલ અને મુસામિયા ઇનામદાર આવ્યા હતા. ઘણી બધી વાતોચીતો થઈ. પછી ઘરનાં લોકો સાથે બેઠો. કુટુંબની પરિસ્થિતિ વિષે ચિ. બાળ અને ચિ. અપ્પા સાથે ચર્ચા. આ લોકો બોલવા લાગ્યાથી એક ફાયદો અવશ્ય છે. તે એ કે, એમના મનમાં શા વિચારો ચાલે છે અને એમની વિચારસરણીની ભૂમિકા શી છે તેની ખબર પડે છે. એમની વિચારસરણી એકાંગી અને દોષયુક્ત લાગે છે. કેટલેક અંશે એ અનિવાર્ય છે. ચિ. અપ્પાનાં લગ્ન વિષે પણ વાત નીકળી[37] હતી. મારા ધાર્યા કરતાં એ વધારે પરોવાએલો અને અધીરો દેખાય છે. ઠીક.

ભોજન બાદ પરચૂરણ વાચન.

## તા. ૨૧ નવેમ્બર ૧૯૪૮, રવિવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. પરચૂરણ કામો. ૯ થી ૧૧ા યુનિવર્સિટી રિપોર્ટનું, શ્રી. મુઝુમદાર સાથે બેસીને, કામ. પછી શ્રી. ઠાકોરભાઈ ઠાકોર અને મણિભાઈ દેસાઈ મળ્યા. શિક્ષકમંડળનું ધોરણ અને બીજા કેટલાક પ્રશ્નોની ચર્ચા કરી. શ્રી. ઝીણાભાઈ દેસાઈ[38] આવ્યા હતા. એમના પ્રમુખપદ હેઠળની એક કમિટીએ ક્રમિક પાઠ્યપુસ્તક તૈયાર કર્યું છે એના પર 'શિક્ષણ અને સાહિત્ય'[39]માં આવેલી ટીકા વિષે તેઓ કહેતા હતા. ટીકા જો અહંતાભરી અને અનુદાર હોય તો મને એમાં નવાઈ લાગતી નથી. ઠીક.

ભોજન બાદ આરામ. રોજનીશી-લેખન. R. C. Technical Instituteના પ્રિન્સિપાલ શ્રી. દેસાઈ મળવા આવ્યા હતા. આ સંસ્થા સ્ટેશન પાસે છે, ત્યાંથી અમારી યુનિવર્સિટી જગ્યાની પાસે આણવી એવી સૂચના તેઓ પણ કરવાના છે અને એ પ્રમાણે તેઓ યોજના કરી રહ્યા છે એમ એમણે કહ્યું.

૪ા થી ૫ા સુધી શ્રી. મનોરમા સુહૃદ સારાભાઈ અને લીનાની 'શ્રેયસ'[40] શાળાના સમારંભમાં અમે સહુ ગયાં હતાં. મૅડમ મૉન્ટેસરી[41] આવ્યાં હતાં. ઘણાં બધાં ભાઈબહેનો ત્યાં મળ્યાં.

ત્યાંથી બંગલા પર આવીને ચા અને શૌચ આટોપીને કૅાંગ્રેસ હાઉસમાં દરકોઈ રેંટિયા પ્રચાર સમિતિના ઇનામ મેળાવડામાં ગયો હતો. ઇનામો વહેંચ્યા બાદ હું ચાર શબ્દો બોલ્યો. ખાદીનું મહત્ત્વ શું છે, કાંતવાનું કાર્ય જ્ઞાનપૂર્વક થવું જોઈએ, એટલે કે રેંટિયાનું તત્ત્વજ્ઞાન આવડવું જોઈએ, એમ મેં કહ્યું. વિકેન્દ્રિત અર્થકારણ, ગરીબો વિષે સહાનુભૂતિ, સત્ય અને અહિંસા એ બધાંનું પ્રતિક રેંટિયો છે. મારું આ ભાષણ સારું થયું અને મિત્રોને ગમ્યું. શ્રી કાળીદાસ ઝવેરી મને મળ્યા હતા એમણે મારા આ ભાષણ માટે મારી પીઠ થાપડી.

બંગલે આવીને પ્રોફેસર દેશપાંડેના બંગલાના વેચાણ વિષેની સભા થઈ. બંગલો શ્રી. પંડિતને આપવાનો ઠરાવ કર્યો. શ્રી. પંડિતે ૩૫ ને બદલે ૪૦ હજાર આપવાનું સ્વીકાર્યું. પરંતુ એમની પાસેથી આવો વધારો મગાયો એ ઠીક નહિ એમ મને લાગ્યું.

રાત્રે જમવા માટે અમે સહુ શ્રી. મણિલાલ તેલીને[૪૨] ઘેર ગયાં હતાં. પાછા આવ્યા બાદ થોડું પરચૂરણ વાચન.

## તા. ૨૨ નવેમ્બર ૧૯૪૮, સોમવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. પરચૂરણ કામો. રોજનીશી. શ્રી. મુઝુમદાર સાથે યુનિવર્સિટી રિપોર્ટનું કામ. ૧૧ા થી ૧૨ સુધી મ્યુનિસિપલ કાર્પોરેશનના કેટલાક મુદ્દાઓ આગળ લખાવ્યા.

ભોજન બાદ આરામ. પરચૂરણ વાચન. કેટલાક કાગળો. રોજનીશી. પરચૂરણ કામો.

ઇમ્પીરીઅલ બૅંકના એજન્ટ Mr. Hinchcliff અને એમનાં પત્ની ઇગ્લેન્ડ જતાં હોઈ એમને ચા માટે નિમંત્ર્યાં હતાં. એમની જગ્યાએ નવા આવેલા એજન્ટને પણ સપત્નીક બોલાવ્યા હતા. આશરે પોણો કલાક વાતોચીતો થઈ.

પછી પા થી ૭ સુધી ગુજરાત ક્લબમાં વિલાયતના અનુભવો વિષે વાર્તાલાપ હતો તે માટે ગયો. નાગરિકતાની ભાવના, સ્વતંત્ર પ્રજા માટે કયા કયા ગુણો જોઇએ, એ દૃષ્ટિથી આપણું ભાવિ કાર્ય-એ મારા મુદ્દાઓ હતા. પાછળથી સવાલ-જવાબ પણ થયા. મને લાગે છે કે મારું આ ભાષણ સૌથી વધુ સારું થયું. અખબારોમાં સવિસ્તર અહેવાલ આવશે જ.

ત્યાંથી ભદ્રમાં જ હવેલીમાં બેઠો. થોડી બાકી રોજનીશી લખી. ચિ. બાળાસાહેબ ભાગવત મળ્યા. ચિ. માલુ (માવળંકર)નાં લગ્નની બાબતમાં શ્રી......સાથે વાતચીત ચાલી રહ્યાનું એમણે કહ્યું. ચિ. વસંતરાવ ધામણકર અને ચિ. સૌ. સિંધૂનું ગાડું પણ ઠીક ચાલી રહ્યું છે એવું પણ એમની પાસેથી જાણ્યું. સારું લાગ્યું.

પછી જમવા માટે ડૉ. હરિભાઉ જાંભેકરને ત્યાં ગયો. બંગલા પર આવીને વિશ્રાંતિ.

## તા. ૨૩ નવેમ્બર ૧૯૪૮, મંગળવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. પછી ડૉ. ફોજદાર આવ્યા હતા. એમની સાથે મારી રક્તતપાસ વિષેની વ્યવસ્થા નક્કી કરી. આવતી કાલે અને પરમ દિવસે ઇંજેક્શન લેવાનું નહિ. તા. ૨૫મીએ સવારે ચા પણ નહિ. સવારે ૮ થી ૧૧ા સુધી ડૉ. વણીકરને ત્યાં (Consulting Rooms) જઈને તપાસ કરાવવાની.

પછી મુઝુમદાર સાથે બેસીને યુનિવર્સિટી રિપોર્ટનું કામ-કમિટીનાં Proceedings અને રિપોર્ટનાં પરિશિષ્ટો જોવાનું શરૂ કર્યું છે. થોડું રોજનીશીલેખન. ટપાલ, વગેરે.

ભોજનબાદ આરામ. બાકી રોજનીશી. શ્રી. રમણિકલાલ શેરદલાલ આવ્યા હતા. આજે સાંજે સદ્ગત ગિજુભાઈ બધેકાના[૪૩] વર્ષદિનની સભામાં મારે અધ્યક્ષ થવાનું હોવાથી એમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર અને અન્ય માહિતી ધરાવતા 'સ્મરણાંજલિ' પુસ્તકનાં આશરે પચાસ પાનાં વાંચ્યાં. ખરેખર એક મહાન પુરુષ થઈ ગયો. આટલો અમારી પાસે અને મારા સમકાલીન હોવા છતાં પણ આવા મહાન પુરુષને મળવાનો અને એમનાં દર્શનનો યોગ મને ન મળે એ એક દુર્ભાગ્ય તો ખરું જ, પણ એ વાતનો હવે ખેદ કરીને શું થાય? ઠીક.

પા થી ૬ા સુધી સદ્ગત ગિજુભાઈ વર્ષદિન સભા માટે હંસરાજ પ્રાગજી હૉલમાં ગયો. અહીં સ્વાભાવિક જ બધા જ હાજર લોકો શિક્ષકો જ હતા. શિક્ષણનું સ્થાન અને એમાં બાલશિક્ષણનું મહત્ત્વ એ મારા મુખ્ય મુદ્દા હતા.

ત્યાંથી પ્રેમાભાઈ હૉલમાં લેડીઝ ક્લબના હીરક મહોત્સવ નિમિત્તે કેટલાક નાટ્યપ્રયોગો વગેરે હતા તેમાં ગયો. ૭-૪૫ સુધી ત્યાં હતો. સ્ત્રીઓની ક્લબો શા માટે જોઇએ તે કહીને મિશ્ર ક્લબો જોઇએ એવો વિચાર મૂક્યો. આ અંગે મેં ગંમતમાં કહ્યું કે, 'કેવળ પુરુષોની જ ક્લબ હોય તો ત્યાં સહુ ધંધાની અને બીજી એશઆરામની, નોકરીની વાતો કરે છે; કેવળ સ્ત્રીઓની જ જો ક્લબ હોય તો ત્યાં ઘરગથ્થુ-સાસુ, નણંદ, દેરાણીજેઠાણીઓની તકરારો વગેરે-વિષયો હોવાનો સંભવ. માટે

મિશ્ર ક્લબો હોવી સારી. એટલે, આવી ચીજોને બદલે ખરેખર ઉપયોગી અને સામાજિક વિષયો ચર્ચાવાનો સંભવ વધે.' પરંતુ, લેડી વિદ્યાગૌરીને[૪૪] એ વિનોદ સમજાયો નહિ, અને 'અમારી ક્લબમાં દેરાણી-જેઠાણીઓની વાતો થતી નથી' એવું બહુ ગંભીરતાથી તેઓ બોલ્યાં! સર રમણભાઈ જેવા વિનોદી પતિ સાથે વર્ષો સુધીનો સહવાસ, એમના સાહિત્યમાં પણ સહભાગી, કન્યાનું નામ પણ 'વિનોદિની', છતાં પણ એમને આ પ્રસંગનો મારો વિનોદ કેવી રીતે ન સમજાયો, કોને ખબર!

ત્યાંથી શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં ગયો. ૮ાા સુધી ત્યાં હતો. કાઠિયાવાડની રાસમંડળીઓના મધુર કાર્યક્રમો નિહાળ્યા. સાદા ગામડિયા, અને નૃત્ય પણ સાદું જ, છતાં એમાં જોસ્સો (vigour) અને સ્વાભાવિકતા (natural) હતાં. ઠીક.

પછી શેઠ કસ્તુરભાઈને ત્યાં ડોકિયું કરી આવ્યો. તેઓ આવતી કાલે દિલ્હી જવાના છે, અને વળી ચિ. અપ્પાસાહેબ (મોઘે)ની બાબતમાં ડૉ. જીવરાજે જે કહ્યું તે વિષે મારે એમને વાત કરવી હતી.

ઘેર આવીને ભોજન બાદ ચિ. બાળે ચર્ચા શરૂ કરી. મેં ફરી એને મારું દૃષ્ટિબિંદુ કહ્યું. હું, ભલે ઉત્કટ તાલાવેલીને કારણે થ, ઉતાવળો થાઉં છું એમ મને લાગે છે. ઠીક.

## તા. ૨૪ નવેમ્બર ૧૯૪૮, બુધવાર (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. આજે ચંદ્રકાંત નહોતા પણ શ્રી. કડીકર (જેમણે મહારાષ્ટ્ર સોસાયટીમાંના શ્રી દેશપાંડેના બંગલાની માગણી કરી હતી) મળ્યા હતા. અમે એમની માગણી શા સારુ સ્વીકારી શકયા નહિ તે મેં એમને જણાવ્યું. બીજી પણ વાતો થઈ.

ઘેર આવીને ચિ. અપ્પાસાહેબને તથા માતુશ્રી પૂજ્ય બાઈને પત્રો લખાવ્યા. એ પત્રો સાથે ચિ. તાત્યાને બપોર પછીની ગાડીમાં વડોદરા મોકલ્યો. ચિ. અરુણાએ ગાંધીજીનાં કેટલાંક સંસ્મરણો ગુજરાતીમાં લખ્યાં છે એનું અંગ્રેજી ભાષાંતર[૪૫] મેં પરમ દિવસે કર્યું હતું અને બાકી રહેલું આજે કરીને એને આપ્યું. શ્રી. મુઝુમદાર સાથે આશરે દોઢ કલાક યુનિવર્સિટી રિપોર્ટનું કામ. મુખ્ય કામ આજે પૂરું થયું. બીજાં કેટલાંક પરચૂરણ કામો.

ભોજન બાદ આરામ. કેટલાક કાગળો. ટપાલ. પછી 'કુમાર' માટે બાળપણનાં કેટલાંક સંસ્મરણોનો લેખ. જંબુસરના શ્રી શિવશંકર શુક્લ મળ્યા.

૫-૩૦થી ૬-૩૦ લૉ સોસાયટી[૪૬]ની કારોબારીની સભા પછી એજ્યુકેશન સોસાયટીના સ્થળે શ્રી. જયેન્દ્ર દિવેટિયાની સાથે જઈ આવ્યો.

૭ાા વાગ્યે નીકળ્યો. શ્રીમતી માણેક શેઠાણીને ત્યાં ગયો. એમની મિલોમાંથી અને જ્ઞાનોદ્ધારક ફંડમાંથી એમણે કેટલોક ફાળો યુનિવર્સિટીને અને ગુજરાત વિદ્યાસભાને આપવાનું વિચારી જોવું એમ કહેતો આવ્યો.

ત્યાંથી અમે સહુ જમવા માટે શ્રી તનુમતી ચિનુભાઈને ઘેર ગયાં.

પછી થોડું કામ. વાચન.

સર ચિનુભાઈને ત્યાં (તનુમતી) આજે શ્રી દીવાને[૪૭] હસવા જેવી એક વિનોદભરી વાત કહી. એક ગૃહસ્થ બોલ્યા, 'બધે જ મોંઘવારી. એમાં ઈંટોના ભાવનું તો પૂછશો જ મા! ઘરો કેવી રીતે બાંધવાં? ઈંટોના ભાવ શાથી વધ્યા છે એ ખબર છે?' 'શાથી?' એમ પૂછ્યું તો કહે કે, 'બધાં ગધેડાં મિનિસ્ટર થઈ ગયાં!! ઈંટો લાવે કોણ?'

## તા. ૨૫ નવેમ્બર ૧૯૪૮, ગુરુવાર (અમદાવાદ)

દેશી તિથિ પ્રમાણે આજે મારો ૬૦મો જન્મદિન અગર ૬૧મી વર્ષગાંઠ. જિંદગીનાં ૬૦ વર્ષ પૂરાં થયાં અને સંવત્સરનું એક ચક્ર (૬૦ સંવત્સર) પૂરું થયું. આ સમય જો કે જગતના ઇતિહાસમાં નાનકડો હોય તો પણ વ્યક્તિના આયુષ્યમાં ખૂબ જ લાંબો કહી શકાય. વીતી ગયું એના પ્રમાણમાં હવેનું આયુષ્ય થોડું બાકી રહ્યું. શતાયુ મનુષ્ય ધાર્યો તો યે ૪૦ રહ્યાં. રૂ ગયું અને રૂ રહ્યું. પણ આપણા દેશના પ્રમાણમાં જોઈએ તો ૭૦-૭૫ એટલે ઉત્તમ સરેરાશ. એ દૃષ્ટિથી આ લોકમાં હું બહુ બહુ તો ૧૦-૧૫ વર્ષ રહેવાનો. એટલા વખતમાં જે કાંઈ જનસેવા થાય, આત્મોન્નતિ થાય તે ખરી. આપણે આખરના મુકામની નજીક જઈ રહ્યા

છીએ એવું ભાન રાખવું રહ્યું અને રહે છે પણ ખરું. વીતી ગએલો સમય એ સ્મૃતિની દૃષ્ટિથી દીર્ઘ જરા પણ નથી. જાણે કે ગઈ કાલે જ હું વડોદરામાં મહમ્મદવાડીમાં રમું છું, સદ્‌ગત મૈનામાવશી મારી સાથે છે, સદ્‌ગત નાનાકાકા બેઠા છે, આઈ, મોટી આઈ, મારા બાબા, બળુતાઈ, ચિ. સૌ. તાઈની મા, સઈમાવશી, સાળૂમાવશી વગેરે બધાં દેખાય છે. મહાડની નિશાળ, દેવરૂખ અને રાજાપુરની શાળાઓ, ગુજરાત કૉલેજ, મુંબાઈનો રહેવાસ, વકીલાતની શરૂઆત, જાહેર જીવન, વલ્લભભાઈ સાથે મ્યુનિસિપાલિટી, ૧૯૨૧ની કૅાંગ્રેસ, પ્રાંતિક સમિતિ વગેરે વગેરે બનાવો તાજા જ લાગે છે.

પણ મારા સમયની પેઢી જવા માંડી છે અને હું પણ જવાનો એ દેખીતું છે અને નિશ્ચિત છે. એને માટે દુઃખ થતું નથી. સૃષ્ટિનો ક્રમ જ છે. હું પણ તૈયાર જ છું.

ગએલા વખતનું સરવૈયું કાઢયું. મને સમાધાન છે. મે કોઈનો દ્વેષ કર્યો નથી, ઈર્ષ્યા કરી નથી, કોઈનું કશું ખેંચી લીધું નથી, પ્રામાણિકપણે સહુની સાથે વર્ત્યો, મારું કર્તવ્ય ઉત્તમ રીતે પાર પાડવાનો પ્રયાસ સેવાભાવનાથી કર્યો, જનસેવામાં જ પ્રભુસેવા છે એમ માન્યું. કોઈ પણ વ્યસનમાં ન પડ્યો. જે જે બન્યું તે ઈશ્વરની કૃપાથી અને વડિલોના પુણ્યોને કારણે. હવેનું રહ્યુંસહ્યું જીવન પણ આમ જ પસાર થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના!

મારા કમનસીબે મારી નાની ઉંમરે (૧૬મા વર્ષે) પિતાશ્રી[૪૮] ચાલ્યા ગયા! મારું અપાર નુકસાન થયું. જીવનવિકાસ માટે મળનારાં સ્ફૂર્તિ અને માર્ગદર્શનનું ઝરણું જ જતું રહ્યું. પરંતુ સદ્‌ભાગ્યે માતુશ્રી હયાત છે. ઈશ્વરની કેટલી કૃપા! જીવનમાં દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ,[૪૯] વલ્લભભાઈ, મહાત્મા ગાંધી જેવી મહાન અને નોંધપાત્ર વ્યક્તિઓનો સહકાર અને એમનું માર્ગદર્શન મળ્યાં. કેટલું નસીબ! ઠીક.

સવારે ફરી આવ્યો. શ્રી ચંદ્રકાંત ગાંધી આવી શક્યા નહોતા માટે એમને ત્યાં ખબર પૂછવા ગયો. થોડો વખત બેઠો. પાછા ફરતાં શ્રી મણિલાલ અભેચંદ મળ્યા. મારી સાથેના બધા જ લોકો ઘરડા જ થતા જાય છે. એમને મેં પૂછ્યું, 'ફરવાનું કાયમ રાખ્યું છે ને?' એમણે બહુ અર્થપૂર્ણ જવાબ આપ્યો, 'જુઓ સાહેબ; માથું ઠંડું, પેટ સાફ અને ગરમ પગ—એમ હોય તો તંદુરસ્ત રહીએ. મરવાની બીક નથી, પણ મંદવાડથી કાયર.' અક્ષરશઃ સાચું છે.

પછી બંગલા પર આવીને કામ. રોજનીશી, પરચૂરણ કામો. થોડો વખત શ્રી મુઝુમદાર સાથે યુનિવર્સિટી રિપોર્ટનું કામ.

આજની વર્ષગાંઠને નિમિત્તે બધાંનો એકત્ર ફોટો પડાવવો એવી છોકરાઓની ઇચ્છા. એ પ્રમાણે ફોટા પડાવ્યા. અલબત્ત, માતુશ્રી પૂજ્ય બાઈ, ચિ. સૌ. તાઈ[૫૦] અને ચિ. બાપુ[૫૧] નથી. પણ ઉપાય નથી.

આજે ભોજન સમયે જમવામાં સાથે શ્રી ભાલૂતાત્યા અને કુટુંબ, ડૉ. બર્વેનાં માતુશ્રી અને પિતાશ્રી, શ્રી બાળુરાવ મહેતા, સરૂપચંદ, ચિટણીસ, માણકુતાઈ, નર્મદાશંકર, મણિલાલ તેલી વગેરે લોકો હતાં.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી કેટલાક કાગળો. કાયદાનાં પુસ્તકોના પ્રકાશક શ્રી વોરા અને બે જુવાન વકીલો (બંસીલાલ મહેતા અને બાબુભાઈ સોની) મળવા આવ્યા હતા. તેઓ ગુજરાતીમાં કાયદાનું એક માસિક શરૂ કરે છે. મારી સહાનુભૂતિ હોવાનું કહ્યું. શ્રી મનવંતરાય મહેતા—નિવૃત્ત સબજજ—મળ્યા. કશુંક જાહેર કાર્ય કરવું એવી એમની ઇચ્છા હતી. એજ્યુકેશન સોસાયટીનું કામ કરવાનું મેં એમને સૂચવ્યું.

પછી સિવિલ ઈસ્પિતાલમાં ડાહ્યાને મળી આવ્યો અને પછી રાયફલ કલબના લોકો સાથે આશરે કલાકેક વાર્તાલાપ. ત્યાર બાદ ભદ્રમાં અને બંગલા પર આવીને વિશ્રાંતિ. જમણ નહિ.

## તા. ૨૬ નવેમ્બર ૧૯૪૮, શુક્રવાર
## (અમદાવાદ)

સવારે આશરે અડધો કલાક ફર્યો. પછી અમદાવાદનું આખું મહારાષ્ટ્રીય પ્રતિનિધિ-મંડળ મારા ૬૧મા જન્મદિન પ્રસંગે મને અભિનંદન આપવા સારુ આવ્યું હતું. એમના પ્રેમ અને આદરને કારણે મેં

જિંદગીમાં લોકપ્રિયતા મેળવી એ દેખીતું જ પૂરવાર થાય છે.

૮ થી ૧૧ સુધી ડૉ. વણીકરને ત્યાં લોહી-તપાસ માટે. આ સમય દરમિયાન શેઠ અમૃતલાલ મળી ગયા અને મને ૬૧મા જન્મદિન અંગે અભિનંદન આપતા ગયા. અહીં યુનિવર્સિટી રિપોર્ટના ગુજરાતી ભાષાંતરનું પણ થોડું તપાસવાનું કામ કર્યું.

બંગલા પર આવીને ચા અને ઇન્જેકશન વગેરે. પરચૂરણ કામો. કરાંચીના સ્વામીનારાયણ મંદિરની બાબતમાં શ્રીયુત શ્રીપ્રકાશે[૫૨] સરદાર વલ્લભભાઈને તાર પાઠવ્યો એની નકલ શ્રી વલ્લભભાઈએ કાગળ લખીને મને મોકલી. સ્વામીનારાયણ મંદિરવાળાઓ પોતાની જગ્યા મુસલમાનોને વાપરવા આપે છે અને તેને લીધે નિર્વાસિત હિંદુઓને મુશ્કેલી પડે છે; મુસલમાનોને એ જગ્યા વેચાતી આપી દેવા વિષે પણ એ પત્રમાં જણાવ્યું છે. આ જો સાચું હોય તો કેટલી હરામખોરી! મંદિરના સંચાલકોને બોલાવીને મેં ચર્ચા કરી અને મંદિરની મિલકતનો વહીવટ હાઇ કમિશનરને સોંપવો એ ઉત્તમ એમ કહ્યું. શ્રી. અમૃતલાલ હરગોવિંદદાસ અને શ્રી નંદુભાઇ મંચ્છારામને પણ આ અંગે મેં ટેલિફોન કર્યા હતા.

પ્રોફેસર દેશપાંડે અને એમનાં પત્નીને આજે જમવા બોલાવ્યાં હતાં. તેઓ કાયમ માટે અમદાવાદ છોડીને જાય છે તેથી એમની સાથે થોડો વખત વાતચીત કરતાં બેસવું એ હેતુ.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી થોડું પરચૂરણ કામ. શ્રી. ભોળાભાઈ જેશિંગભાઇ, નગરશેઠ આદિ લોકો આવ્યા હતા. એમની સાથે એજ્યુકેશન સોસાયટીની જગ્યાએ જઇને એમને એકંદર યોજના બતાવી આવ્યો. બધું જોઇને એમને ખૂબ જ આનંદ થયો.

પછી ઘેર. સ્વામીનારાયણ મંદિરના લોકો ફરી આવ્યા. તેઓ કરાંચીમાં જૂના કારભારીને મોકલે છે અને હાઈ કમિશનરના હુકમ પ્રમાણે તે ચાલશે એમ એમણે કબૂલ કર્યું છે. એ પ્રમાણે મેં વલ્લભભાઈને અને શ્રીપ્રકાશને તાર પાઠવ્યા અને તે (તાર) બરાબર હોવાનું એમણે (મંદિરના લોકોએ) લખી આપ્યું. પછી કેટલાક કાગળો.

૫-૩૦ થી ૭ સુધી શેઠ ચિમનભાઈના ફોટોના અનાવરણ સમારંભ માટે પ્રેમાભાઈ હૉલમાં ગયો. અહીં શ્રી. ઠાકોરે અમારી કૉલેજો વિષે કેટલોક અપ્રસ્તુત અને ભૂલભર્યો ઉલ્લેખ કર્યો એટલે જવાબ આપવા ખાતર મારે બોલવું પડ્યું. ઠીક.

પછી ભદ્રમાં જઇને બંગલા પર આવ્યો. કાગળો જોઈને એના પર સહીઓ, વગેરે. શ્રી. બાબુરાવ મહેતા સાથે જૂનાં સંસ્મરણોની વાતોચીતો. ભોજન પછી થોડી વાર સામાનની તૈયારી. (સુરત જવાનું છે તેની). પરચૂરણ વાચન. વડોદરાના શ્રી. નાનુભાઈ ચોક્સી વડોદરામાં મારું ભાષણ વગેરે કાર્યક્રમો નક્કી કરવા અંગે આવ્યા હતા તે મળ્યા. પછી રોજનીશી લખી. ૧૦-૩૦ વાગ્યે સ્ટેશન પર જવા નીકળ્યો. રાત્રે ૧૨ની ગાડીમાં અમદાવાદથી સુરત જવા અમે બન્ને રવાના થયાં.

## તા. ૨૭ નવેમ્બર ૧૯૪૮, શનિવાર
### (સુરત)

સવારે ૭-૧૫ના અરસામાં સુરત સ્ટેશન પર આવ્યાં. અમને લેવા સારુ શ્રી ચંદ્રવદન શાહ,[૫૩] હિતેન્દ્ર દેસાઈ[૫૪] જ્યોત્સ્નાબેન,[૫૫] પ્રોફેસર અને શ્રીમતી જોગળેકર વગેરે લોકો આવ્યાં હતાં. અમારો મુકામ શ્રી. કાનજીભાઈ દેસાઈને ઘેર હતો.

નિત્યવિધિ, સ્નાન, ઈન્જેકશન વગેરે આટોપીને નીકળ્યાં. પ્રથમ જીવન ભારતી સંસ્થામાં ગયાં. શ્રી. ચંદ્રવદન શાહની મહેનતનું આ ફળ. શિક્ષણમાં નવી દૃષ્ટિ અને નવી પદ્ધતિ, વર્ધાશિક્ષણપદ્ધતિ પ્રમાણેના વર્ગો. બાગકામ, ચરખો, કલા વગેરેનું શિક્ષણ. અહીં ગ્રામોદ્યોગ અંગેનું કાર્ય કરવા માટેનો એક વર્ગ ચાલે છે. એમાં હું ચાર શબ્દ બોલ્યો. રચનાત્મક કાર્ય એ જ સ્વરાજ્યની શક્તિ વધારવાનો સાચો માર્ગ છે એ મારો મુદ્દો હતો. શાળામાંના વિદ્યાર્થીઓ સમક્ષ બોલતી વખતે મારા બાલપણ વખતની શાળાઓ અને હાલની શાળાઓ વચ્ચે જણાતા તફાવત—દૃષ્ટિબિંદુ અને પદ્ધતિના—અંગે વાત કરી. અને પછી, સારી ટેવો પાડવા સારુ નાની નાની બાબતોમાં પણ આનાકાની અગર બેદરકારી કરશો નહિ એવી શીખામણ મુખ્યત્વે આપી.

ત્યાંથી પાટીદાર આશ્રમમાં ગયો. શ્રી. નરોત્તમભાઈ

જેલ-વખતના જૂના પરિચયના. અહીંનાં બાળકોએ અમને સૂતરના હાર પહેરાવ્યા. દરેકે એકક આંટી એ પ્રમાણે ઢગલાબંધ આંટીઓ મળી! ખાદી વેચાતી લેવામાં ઠીક ઠીક સગવડ થઇ.

૧૧ા થી ૧૨ા સુધી ચેંબર ઑફ કૉમર્સના લોકોને મળ્યાં. વિલાયતમાં મેં શું જોયું, ત્યાંની પરિસ્થિતિ કેવીક લાગી એ વિષે મેં ત્યાં (ચેમ્બરમાં) વાત કરી. કેટલાક સવાલ જવાબ પણ થયા. અખબારોમાં એના સવિસ્તર અહેવાલો આવશે જ. ઇંગ્લેન્ડમાં લોકો બે સવાલો પૂછતા હતાઃ (૧) તમારું કેમ ચાલી રહ્યું છે? (૨) તમે રાષ્ટ્રકુટુંબ–Commonwealth–માં રહેશો કે? એના જવાબો અમે શા આપતા હતા તે મેં કહ્યું. પછી પ્રશ્નોત્તરી થઈ. સાર્વત્રિક મતાધિકાર (adult franchise) અને ભાષાવાર આંતરરચના વિષેના પ્રશ્નો પુછાયા હતા. મારા અભિપ્રાયો કહ્યા.

ત્યાંથી મુકામ પર આવ્યાં. લોકોને મળવા કરવાનું, વગેરે. ડૉ. ધીયા (મ્યુનિસિપલ પ્રેસિડેન્ટ) વગેરે ઘણા બધા લોકો મળવા આવી ગયાં.

ભોજન બાદ આરામ. સૌ.વતી વહેલી જ (બે વાગ્યે) સ્ત્રીસમાજમાં ગઈ. એ પાછી આવ્યા બાદ અમે બન્ને ૩ થી ૪ મહિલા પરિષદ તરફથી યોજાએલી સ્ત્રીઓની સભામાં ગયાં. ત્યાં નવા ઘડાઈ રહેલા Hindu Code વિષે મારે બોલવું એમ સહુની ઈચ્છા હતી. એ વિષય પર બોલવાનું મારે માટે શકય નહોતું. પાર્લમેન્ટ સમક્ષ જે ખરડો હોય તેના પર હું બોલું તે યોગ્ય નથી એ મુખ્ય મુશ્કેલી, માટે મેં અન્ય બાબતો વિષે વાત કરી. હિંદુ Law જેને કહે છે તે શું જણાવે છે, એનો વિકાસ વખતોવખત સ્મૃતિકારોએ કેવી રીતે કર્યો, બ્રિટિશ અમલ શરૂ થયા બાદ તે વિકાસ કેવી રીતે અટકયો, અત્યારે કાયદાની જરૂરિયાત શા સારુ જણાય છે વગેરે બાબતો કહીને મેં પૂર્વભૂમિકા સવિસ્તર સ્પષ્ટ કરી. મારા આ પ્રવચન દ્વારા, કાયદાના હેતુઓ અને એની દૃષ્ટિ શાં હોવાં જોઈએ એ બાબતો શ્રોતાઓને માટે નવેસર જ સ્પષ્ટ થયાં હો। એમ લાગ્યું.

સ્ત્રીઓની સભામાંથી ૪ વાગ્યે નીકળીને 'ઉદ્યોગ-કલા-મંદિર' સંસ્થાની મુલાકાતે ગયાં. સરસ અને ઉપયોગી સંસ્થા જણાઈ. ત્યાંથી ચા માટે શ્રી. ચંદ્રવદન શાહને ઘેર ગયાં. ત્યાંથી અનાવિલ આશ્રમમાં શ્રી. દયાળજીભાઇ દેસાઈની અર્ધપ્રતિમા છે ત્યાં જઇને પા વાગ્યે હાઈ-સ્કૂલના હીરક મહોત્સવના સ્થળે આવ્યાં. જેને માટે સુરત આવ્યો તે આ મુખ્ય સમારંભ.

પા થી ૮ સુધી આ સમારંભમાં હતો. સંવાદ, ગાયન, વગેરે રંજન કાર્યક્રમો હતા. એકંદરે સારા થયા. વચ્ચે શાળાના રિપોર્ટનું વાચન, મારું અધ્યક્ષીય ભાષણ અને આભારવિધિ વગેરે કાર્યક્રમો થયા.

આ શાળાનું નામ તા. વ. તુ. સાર્વજનિક હાઈ-સ્કૂલ. સને ૧૮૮૮માં એની સ્થાપના થઇ. સંસ્થાનો ઇતિહાસ ઘણો બોધપ્રદ અને સ્ફૂર્તિદાયક છે. મૂળ ચાર જુવાન લોકોએ આ શાળા શરૂ કરી. એમાં મુખ્ય અને પછી એકલા જ એવા સ્વ. ચુનીલાલ ઘેલાભાઈ શાહ (શ્રી. ચંદ્રવદન શાહના પિતા). ૧૧ છોકરાઓથી નિશાળની શરૂઆત. શિક્ષણ સારું અને સસ્તું આપવું એ હેતુ. પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ ત્યાગપૂર્વક શાળા ચલાવી. એક માણસની શ્રદ્ધા શું કરી શકે છે એનું આ જીવન્ત ઉદાહરણ. સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, એની કૉલેજો અને અન્ય નિશાળો વગેરે બધું આમાંથી ઉદ્ભવ્યું. મારા અધ્યક્ષીય ભાષણમાં 'શિક્ષણ આપણા સમગ્ર વિકાસનું મધ્યબિંદુ છે' એમ મેં કહ્યું અને પછી 'આપણા કામમાં શ્રદ્ધા હોય તો શું શું થઈ શકે છે' એની આ શાળા દાખલારૂપ છે એમ મેં કહ્યું. સંસ્થાને અને સંચાલકોને મેં અભિનંદન આપ્યાં; અને આવી રચનાત્મક કાર્ય કરતી સંસ્થાઓ એટલે અંધકારમાં આશાનાં કિરણો છે એમ કહ્યું.

ત્યાંથી મુકામ પર આવીને ૮-૩૦ થી ૯ રોટરી કલબની સભામાં ગયો. લોકોના આગ્રહને કારણે થોડું બોલ્યો. રોટરીના સભ્યોનું વર્ગીકરણ એ જ રોટરીની વિશેષતા છે. એમનો આદર્શ તો ઉત્તમ છે જ ('Service above Self'), પણ વર્ગીકરણ પદ્ધતિને કારણે જુદા જુદા વ્યવસાય કરનારા લોકો ભેગા મળીને પરસ્પર સંગઠન થાય છે એટલું જ નહીં પણ એક જ સવાલની બાજુને ભિન્ન વ્યવસાયવાળા લોકો કેવી રીતે જુએ છે તે જાણવા મળે છે અને તેથી વિચારવિનિમય થાય અને મતસહિષ્ણુતા પણ વધે છે. આ આશયનું હું બોલ્યો.

ત્યાંથી જમવા માટે ડી. બ. ગાંધીને ઘેર ગયાં. ડિસ્ટ્રિક્ટ જજ શ્રી. રાજૂ, પ્રોફેસર જોગળેકર, નિમકર વગેરે લોકો હતા. ઘણી બધી વાતોચીતો થઈ. ૧૦-૩૦ ના અરસામાં પાછાં ફર્યાં.

## તા. ૨૮ નવેમ્બર ૧૯૪૮, રવિવાર
## (સુરત, વડોદરા)

સવારે વહેલા ઊઠીને નિત્યવિધિ, વગેરે આટોપીને નીકળ્યાં. શ્રીમતી દ્વારકાબાઇ જડે અમારા મુકામ પર જ મળ્યાં. ૮ થી ૯-૩૦ સુધી પ્રોફેસર જોગળેકરને ઘેર ચા-પાર્ટી હતી. ઘણા બધા લોકો હતા. ખૂબ વાતો થઈ. ફોટો-કાર્યક્રમ પણ થયો.

ત્યાંથી કૉંગ્રેસ સેવાદળના કાર્યક્રમમાં ગયાં. અહીં પ્રશ્નોત્તરી જ રાખી હતી. બહુ સવાલો રજૂ થઈ શક્યા નહિ. ૧૦-૩૦ સુધીમાં કાર્યક્રમ આટોપ્યો. હિંસા-અહિંસા અને અન્ય થોડા પ્રશ્નો થયા. પછી સામે જ વિઠ્ઠલ-વાડીમાં વિદ્યાર્થી સંઘ વતી જાહેર સભા હતી. ત્યાં ગયાં. પ્રથમ થોડો વખત, પંદરમી ઑગસ્ટ ૧૯૪૭ થી બદલાએલી પરિસ્થિતિ વિષે—એટલે આપણા પૈકી દરેક પર જવાબદારી આવી છે એ વિચાર—કહીને પછી સવાલ-જવાબ થયા. પછી ત્યાંના મિત્રો સાથે ચા-પાણી અને શ્રી. ચિમનલાલ માણેકલાલ ઝવેરી (નિવૃત્ત સબજજ) ને ત્યાં જઈ આવ્યાં. એમની તબિયત સારી નથી. તેઓ અનેક વર્ષો સુધી અમદાવાદમાં અમારે ઘેર જ રહેતા હતા.

મુકામ પર આવીને ભોજન, મિત્રોને મળવાનું વગેરે આટોપીને સુરતથી બે વાગ્યે ટ્રાસ્ટમાં નીકળ્યાં અને પાંચ વાગ્યે વડોદરા આવી પહોંચ્યાં. શ્રી. કાકાસાહેબે[૫૬] શ્રી. પુંડલિક (બેળગાંવ)ને લખેલા પત્રો 'સપ્રેમ વંદેમાતરમ્' શિર્ષક હેઠળ પ્રસિદ્ધ થયા છે એમાંનાં આશરે ૬૦ પાનાં વાંચ્યાં. ભરૂચ સ્ટેશને અંકલેશ્વરના શ્રી. છોટાલાલ ગાંધી મળ્યા.

વડોદરામાં શ્રી. મગનભાઈ શંકરભાઈ[૫૭], મગનભાઈ ભીખાભાઈ,[૫૮] નાનાલાલ ચોક્સી વગેરે લોકો મળ્યા. મુકામ ચિ. બાળાસાહેબ મહાજનને ઘેર.

ચા અને શૌચ આટોપીને ટપાલ વગેરે જોઈ. લોકો આવ્યા હતા તેમની સાથે વાતોચીતો. શ્રી. ચંદ્રશંકર શુક્લ, શ્રી. નિકતે, ડૉ. પુસાળકર, શ્રી. હરિભાઉ રિસવડકર વગેરે આવ્યા હતા. ભોજન બાદ કુટુંબનાં સહુ સાથે વાતોચીતો, વગેરે. (ક્રમશઃ)

## પાદટીપો

['રોજનીશી'ના લખાણમાં ક્યાંક પૂર્તિ કરવાના તેમજ કેટલીક જગાએ તે વધુ સ્પષ્ટ કરવાના આશયથી અહીં આપેલી વિશેષ વિગતો મેં બનતી કાળજી અને ચોકસાઈથી લખી છે અને એવો પ્રયાસ હમેશાં રહેશે. છતાં, મારાં મર્યાદિત માહિતી-અનુભવને કારણે, એમાં કોઇને ક્યાંક ન્યૂનતા લાગે તો તે ક્ષમ્ય ગણવા વિનંતી છે. હકીકતદોષ કે સ્મૃતિદોષ તરફ અધિકારી વાચક મારું ધ્યાન દોરશે અને જરૂરી સાચી માહિતી આપશે તો આભારી થઈશ. એવા સુધારા પછીના અંકમાં પ્રકટ થશે. —પુ. ગ. મા.]

૧ શ્રી ચંદ્રકાન્ત છોટાલાલ ગાંધી. ભૂતપૂર્વ મ્યુનિસિપલ ડેપ્યુટી મેયર અને મેયર. વકીલાતનો વ્યવસાય કરે છે. ગુજરાત વિદ્યાસભા તથા અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના માનાર્હ મંત્રી છે.

૨ મુંબાઇ સરકારે ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના અંગે એક સમિતિ નીમી તેના પ્રમુખ તરીકે દાદાસાહેબની નિમણૂક થઈ હતી. એ સમિતિએ વિવિધ સ્થળોની મુલાકાતો તથા જુદી જુદી વ્યક્તિઓની જુબાનીઓ લીધી. પછી અહેવાલ તૈયાર કરવાનું કામ દાદાસાહેબે કર્યું.

૩ શ્રી બલ્લુભાઈ કે. મુઝુમદાર. અતુલ પ્રૉડક્ટ્સ લિમિટેડના જનરલ મૅનેજર. અભ્યાસી અર્થશાસ્ત્રજ્ઞ અને સમાજવાદી વિચારક. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના એક આગેવાન કાર્યકર.

૪ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપના સને ૧૯૩૫માં થઇ હતી. દાદાસાહેબ સ્થાપક સભ્યો પૈકી એક હતા અને એજ્યુકેશન સોસાયટીના પ્રમુખપદે રહ્યા હતા.

૫ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ. નામાંકિત ઉદ્યોગપતિ અને શિક્ષણક્ષેત્રે મશહૂર દાનવીર.

૬ દાદાસાહેબનો આ વિલાયતનો બીજો પ્રવાસ હતો. લંડનમાં કૉમનવેલ્થ પાર્લમેન્ટરી એસોસિએશનની પરિષદમાં ભારતીય પ્રતિનિધિમંડળના નેતા તરીકે દાદાસાહેબ ઇંગ્લેન્ડ ગયા હતા. એમનાં પત્ની શ્રીમતી સુશીલાબેન પણ આ પ્રવાસમાં એમની સાથે હતાં. તેઓ બન્ને યુરોપના અન્ય દેશોની સફરે પણ જઈ આવ્યાં. આ અગાઉ ૧૯૨૮ની સાલમાં દાદાસાહેબે વિલાયતનો પ્રથમ પ્રવાસ, પ્રવાસી (tourist)ની હેસિયતથી કરેલો. તેઓ એકલા જ ત્યારે ગએલા.

૭ સદ્દગત શ્રી મણિલાલ ચતુરભાઈ શાહ. ભૂતપૂર્વ પ્રમુખ, અમદાવાદ મ્યુનિસિપાલિટી. ભારત સરકારના નાણાંખાતામાં પણ તેઓ પ્રધાન તરીકે થોડા વર્ષ હતા.

૮ શ્રી ઈશ્વરભાઈ પટેલ. વલ્લભવિદ્યાપીઠ (વલ્લભવિદ્યાનગર)ના ઉપકુલપતિ.

૯ સદ્દગત શ્રી બાબુરાવ કેશવલાલ મહેતા. દાદાસાહેબની સાથે જૂનિયર તરીકે વકીલાત શરૂ કરી. પડોશી પણ હતા.

૧૦ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની એચ. એલ. કૉમર્સ કૉલેજ અને એલ. ડી. આર્ટ્સ કૉલેજ પ્રથમ સ્થપાઇ અને બંધાઈ. ત્યાર પછી સને ૧૯૪૬ બાદ સાયન્સ, ફાર્મસી ઈત્યાદિ કૉલેજો અને એની નવી ઈમારતો બંધાવા લાગી. ધીરે ધીરે આખું યુનિવર્સિટી-કૅમ્પસ્ વિકસતું ગયું.

૧૧ શ્રી મલિક. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં વર્ષો સુધી મ્યુનિસિપલ ઍન્જિનીઅર તરીકે હતા. એ રીતે દાદાસાહેબના નિકટ પરિચયમાં તેઓ આવેલા.

૧૨ 'ગુજરાત સમાચાર' (અમદાવાદ) દૈનિક અખબારના બૉર્ડ ઑફ ડિરેક્ટર્સના અધ્યક્ષપદે દાદાસાહેબ છેક સુધી રહેલા.

૧૩ દાદાસાહેબનાં પત્ની શ્રીમતી સુશીલાબેન.

૧૪ દાદાસાહેબના ત્રીજા પુત્ર પુરુષોત્તમ ઊર્ફે અણ્ણા. 'અભ્યાસ'ના સંપાદક.

૧૫ સદ્દગત શ્રી કનૈયાલાલ ના. દેસાઈ. ગુજરાત કૉંગ્રેસ પ્રદેશ સમિતિના અધ્યક્ષ અને લોકસભાના સભ્ય.

૧૬ સદ્દગત શ્રી દિનકરરાવ ન. દેસાઈ. ભરૂચના આગેવાન કૉંગ્રેસી. મુંબાઇ સરકારના ભૂતપૂર્વ શિક્ષણ પ્રધાન.

૧૭ શ્રી ઠાકોરભાઈ શ્રીપતરાય ઠાકોર. આચાર્ય, દીવાન બલ્લુભાઈ માધ્યમિક શાળા, અમદાવાદ. પ્રખર કેળવણીકાર.

૧૮ સદ્દગત શ્રી નંદલાલ બોડીવાલા. અમદાવાદના દૈનિક અખબાર 'સંદેશ'ના સ્થાપક અને તંત્રી.

૧૯ દાદાસાહેબનાં માતુશ્રી ગોપિકાબાઇ. તા. ૭ ઑક્ટોબર ૧૯૫૨ને રોજ આશરે ૮૪ વર્ષની ઉમરે એમનું દુઃખદ અવસાન થયું.

૨૦ ડૉ. જીવરાજ ના. મહેતા. ગુજરાતના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન. હાલ લંડનમાં ભારતીય હાઈ કમિશનર.

૨૧ દાદાસાહેબના જમાઈ—મેજર દિગંબર ગણેશ ઊર્ફે અપ્પાસાહેબ મોઘે. અત્યારે પૂનામાં સ્ટેટ ટ્રાન્સપોર્ટના ડિવિઝનલ મૅનેજર છે.

૨૨ સદ્દગત શ્રી પરીક્ષિતલાલ મજમુદાર. સન્નિષ્ઠ હરિજનસેવક. સપ્ટેંબર, ૧૯૬૫માં એમનું અવસાન થયું.

૨૩ ડૉ. વિક્રમ અંબાલાલ સારાભાઇ. નામાંકિત વૈજ્ઞાનિક. દષ્ટિવંત કેળવણીકાર. ભારત સરકારના અણુશક્તિ ખાતાના અધ્યક્ષ.

૨૪ ડૉ. રામનાથન્. આંતરરાષ્ટ્રીય ખ્યાતિના વૈજ્ઞાનિક. અમદાવાદની ફિઝિકલ રિસર્ચ લૅબૉરેટરીના ડિરેક્ટર.

૨૫ શ્રીમતી અનસૂયાબેન સારાભાઈ. શ્રી. અંબાલાલ સારાભાઈનાં બહેન. અમદાવાદની મજૂર–પ્રવૃત્તિનાં એક પ્રણેતા.

૨૬ શ્રી. અંબાલાલ સારાભાઈ. નામાંકિત ઉદ્યોગપતિ.

૨૭ અમદાવાદની એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સના આચાર્ય સુરેન્દ્ર વૈકુંઠરાય દેસાઈ.

૨૮ સદ્દગત શ્રી શંકરલાલ દ્વારકાદાસ પરીખ. ગુજરાતના સન્નિષ્ઠ રચનાત્મક કાર્યકર. સદ્દગત નરહરિભાઈ દ્વા. પરીખના ભાઈ. કઠલાલમાં એમની આરંભેલી કેળવણીની પ્રવૃત્તિઓ આજે પણ સરસ ચાલે છે.

૨૯ શ્રી. ઈંદુલાલ ક. યાજ્ઞિક. ગુજરાતના એક સમર્થ રાજપુરુષ. પીઢ રચનાત્મક કાર્યકર અને ભેખધારી લોકસેવક. એક દાયકાથી લોકસભાના સભ્ય (અમદાવાદમાંથી ચૂંટાએલા).

૩૦ દાદાસાહેબના જ્યેષ્ઠ પુત્ર બાળકૃષ્ણ ઊર્ફે બાળ. સમાજકાર્ય અને શિક્ષણ વિષયક પ્રવૃત્તિ કરે છે. ૧૯૫૨ની સાલમાં ચીનની મુલાકાતે જઈ આવ્યા. બે વર્ષ બાદ ઇંગ્લેન્ડ તથા યુરોપની સફર કરી

આવ્યા. શ્રી અરવિંદનાં તત્ત્વજ્ઞાન અને સાધના-પદ્ધતિમાં ઊંડો રસ ધરાવે છે.

૩૧ શ્રી. ડાહ્યાભાઈ ગણેશભાઈ પટેલ. છેલ્લાં લગભગ સાઈઠ વર્ષથી માવળંકર કુટુંબમાં એકનિષ્ઠ સેવા બજાવતા નોકર, બલકે કુટુંબીજન અને વડિલ.

૩૨ શ્રી. શંકર અમૃત ખેર. અમદાવાદની કૅલિકો મિલના જનરલ મૅનેજર. સાહિત્યકલાના ગાઢ ઉપાસક.

૩૩ વર્ષો સુધી દાદાસાહેબે પોતાની જન્મતારીખ ૨૬ નવેમ્બર માનેલી! હકીકતમાં તે ૨૭ નવેમ્બર હતી. પોતાની ભૂલ જણાઈ ત્યારથી એમણે તે સુધારી લીધી.

૩૪ સદ્‌ગત બાળ ગંગાધર ખેર. મુંબઈ રાજ્યના ભૂતપૂર્વ પંતપ્રધાન અને લંડનમાંના માજી ભારતીય હાઈ કમિશનર.

૩૫ આ આખો ફકરો કાંઈક અસ્પષ્ટ લાગે છે.

૩૬ શ્રી. ટી. ડી. કંસારા. બૅંક ઑફ ઈંડિયા લિમિટેડ, મુંબઈના જનરલ મૅનેજર.

૩૭ જુઓ 'અભ્યાસ' જુલાઈ, ૧૯૬૬. પૃ. ૫૨૨-૫૨૩.

૩૮ શ્રી. ઝીણાભાઇ રતનજી દેસાઇ, 'સ્નેહરશ્મિ'. શેઠ ચી. ન. વિદ્યાવિહારના આચાર્ય. જાણીતા કેળવણીકાર અને કવિ.

૩૯ ગુજરાત વિદ્યાપીઠ તરફથી વર્ષો સુધી પ્રગટ થતું રહેલું અને હવે બંધ થએલું માસિક.

૪૦ શ્રેયસ્. અમદાવાદની એક અગ્રણી શૈક્ષણિક સંસ્થા. એનું સંચાલન અને એમાં કેળવણી વિષયક વિવિધ પ્રયોગો શ્રીમતી સૌ. લીનાબહેન મંગળદાસ કરે છે.

૪૧ સદ્‌ગત મૅડમ મૉન્ટેસરી. વિશ્વવિખ્યાત બાલકેળવણીકાર.

૪૨ સદ્‌ગત શ્રી મણિલાલ તેલી. અમદાવાદના એક જાણીતા કાર્યકર અને વેપારી. દાદાસાહેબ સાથે નિકટ પરિચય.

૪૩ સદ્‌ગત શ્રી. ગિજુભાઈ બધેકા. ગુજરાતના ખ્યાતનામ બાલકેળવણીકાર, દક્ષિણામૂર્તિ, ભાવનગરના પ્રણેતા.

૪૪ સદ્‌ગત લેડી વિદ્યાગૌરી નીલકંઠ. ગુજરાત વિદ્યાસભાનાં માનાર્હ મંત્રી. નામાંકિત સામાજિક કાર્યકર અને સાહિત્યકાર. સર રમણભાઈ નીલકંઠનાં પત્ની.

૪૫ સદ્‌ગત શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ સંપાદિત અંગ્રેજી પુસ્તક (ગાંધીજીનાં સંસ્મરણો અંગે)માં આ પ્રસંગો પ્રસિદ્ધ થયા છે.

૪૬ ગુજરાત લૉ સોસાયટી. દાદાસાહેબ એમાં એક અગ્રેસર હતા.

૪૭ શ્રી. ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી. ગુજરાત સાહિત્ય સભાના માનાર્હ મંત્રી.

૪૮ દાદાસાહેબના પિતા વાસુદેવ કેશવ માવળંકર. 'બાપા' તરીકે તેઓ ઘરમાં ઓળખાતા. ૧૯૦૪ની સાલમાં એમનું અવસાન થયું. જુઓ 'અભ્યાસ' ફેબ્રુઆરી, ૧૯૬૬, પૃ. ૪૧૦-૪૧૧.

૪૯ સદ્‌ગત દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ. ગુજરાતના અગ્રણી સંસ્કાર પુરુષ.

૫૦ દાદાસાહેબનાં જ્યેષ્ઠ સંતાન, એકમાત્ર પુત્રી સૌ. પ્રભાવતી (કમલા) ગંબદિર મોઘે. ઘરમાં તાઇ નામે સહુ સંબોધે છે. પૂનામાં હાલ રહે છે.

૫૧ દાદાસાહેબના બીજા પુત્ર વિષ્ણુ ઊર્ફે બાપુ. F. R. C. S. (LONDON). અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં માનદ્ સર્જન અને ભારતીય રેડ ક્રૉસ (અમદાવાદ શાખા)ના માનદ્ મંત્રી.

૫૨ શ્રી શ્રીપ્રકાશ. પીઢ કૉંગ્રેસી નેતા. મુંબઇ ને મહારાષ્ટ્ર રાજ્યના માજી ગવર્નર. કરાંચીમાં ભૂતપૂર્વ ભારતીય હાઈ કમિશનર.

૫૩ શ્રી. ચંદ્રવદન ચુનીલાલ શાહ. 'જીવનભારતી'ના સ્થાપક અને સંચાલક. દક્ષિણ ગુજરાત યુનિવર્સિટીના પ્રથમ ઉપકુલપતિ.

૫૪ શ્રી. હિતેન્દ્ર કનૈયાલાલ દેસાઇ. ગુજરાતના મુખ્ય પ્રધાન.

૫૫ શ્રીમતી જ્યોત્સ્નાબેન શુકલ. 'પ્રતાપ' દૈનિક (સુરત)-નાં તંત્રી. સામાજિક કાર્યકર અને કવયિત્રી.

૫૬ આચાર્ય શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ ઊર્ફે કાકાસાહેબ કાલેલકર. સુપ્રસિદ્ધ ગાંધીવાદી ચિંતક અને સમર્થ ગુજરાતી ગદ્યકાર.

૫૭ શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ. વડોદરાના જાણીતા કૉંગ્રેસી નેતા. રાજ્યસભાના સભ્ય.

૫૮ શ્રી મગનભાઈ લિખાભાઈ પટેલ. મિલમાલિક, અમદાવાદ અને વડોદરા. સને ૧૯૪૨ની લોકક્રાંતિમાં એમણે સક્રિયપણે ભાગ લીધો હતો.

*

# અથર્વવેદનું રહસ્ય

એ. જી. ભટ્ટ

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૯ ઑગસ્ટ, ૧૯૬૬ને રોજ પ્રસારિત થએલો વાર્તાલાપ. સુધારા-વધારા સાથે. આકાશવાણીના સૌજન્યથી, સાભાર]

વેદ ભારતનો સર્વોત્કૃષ્ટ વારસો છે. મનુષ્યને સનાતન શાન્તિ આપનારી દિવ્યજ્ઞાનની ગંગા તેમાંથી પ્રવાહિત થઈ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ—આ ચાર વેદો અત્યંત પુરાતન હોઈ સમગ્ર સંસારને પાવન કરનારા સર્વોત્તમ જ્ઞાનના આદિ સ્રોત છે.

ચારે વેદોમાં અથર્વવેદનું સ્થાન અનોખું છે અને તેનું વિશિષ્ટ પ્રકારનું મહત્ત્વ છે. આ વેદનાં 'બ્રહ્મવેદ', 'અંગિરોવેદ', 'ભિષગ્વેદ', 'ક્ષત્રવેદ' વગેરે અનેક નામો છે. અથર્વા ઋષિનું વ્યક્તિત્વ અસાધારણ છે. તેમણે પ્રથમ મંથન કરી અગ્નિ ઉત્પન્ન કર્યો અને યજ્ઞમાર્ગને પ્રવૃત્ત કર્યો. આ સંબંધી 'अग्निर्जातो अथर्वणा' (ऋग्वेद); 'अथर्वा त्वा प्रथमो निरमन्थदग्ने' (वा. य.) વગેરે અનેક ઉલ્લેખો છે. અથર્વવેદમાં અથર્વા ઋષિના મંત્રોની સંખ્યા સૌથી વધારે હોવાથી તેનું 'અથર્વવેદ' નામ પાડયું હોય તેમ સંભવે છે. વળી 'અથર્વા' શબ્દનો અર્થ ચંચળતાનો અભાવ એવો પણ થાય છે. શરીર અને મનની સ્થિરતાની પ્રાપ્તિ કરાવનારો વેદ હોવાથી પણ તેને 'અથર્વવેદ' એવી સંજ્ઞા આપી હોય, એ શકય છે. 'અંગિરસ્'નો અર્થ શરીરમાં વહેતો, સર્વ અવયવોને પુષ્ટિ આપતો સંજીવન રસ 'શુક્ર' એવો થાય છે. આમ 'અથર્વન્' અને 'અંગિરસ્' એ બન્ને શબ્દોનો અર્થ વિચારતાં શરીરને નીરોગી તેમજ દૃઢ બનાવી, ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરાવનારો આ વેદ છે, એમ ફલિત થાય છે. આ વેદ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો વેદ છે. આથી તો તેને 'બ્રહ્મવેદ', 'આત્મવેદ' અને 'અમૃતવેદ' પણ કહેવામાં આવે છે. શરીરને સુદૃઢ તેમજ નીરોગી બનાવી, ચિત્તને સ્થિર કરી, આત્મ-સાક્ષાત્કારનું પરમ લક્ષ્ય સિદ્ધ કરાવવામાં આ વેદનું રહસ્ય સમાએલું છે.

વેદ અથવા શ્રુતિ ધર્મનું મૂળ છે.[૧] ધર્મથી અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે, એટલું જ નહિ પણ નિષ્કામભાવે જો ધર્માચરણ કરવામાં આવે તો તેનાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને આત્મજ્ઞાન પ્રકાશિત થાય છે. આત્મજ્ઞાનનો ઉદય થતાં પરમ શાંતિ અથવા મોક્ષની પ્રાપ્તિ થાય છે.

ધર્માચરણનો માર્ગ તલવારની ધાર પર ચાલવા જેવો કપરો છે. કલ્યાણમાર્ગના પથિક પર અનેક પ્રકારનાં આસુરી તત્ત્વોના હુમલાઓ થાય છે. અથર્વવેદમાં આ માર્ગમાં આવતાં અનેક સ્થૂળ તેમજ સૂક્ષ્મ વિઘ્નોનો વિનાશ થાય અને સન્માર્ગે થતી પ્રગતિને અનુરૂપ વાયુમંડળ રચાય તેવા મંત્રો અને ઉપાયો દર્શાવ્યા છે. તેમાં શાંતિક કર્મ—શાંતિ-સ્થાપનનાં કર્મ અને પૌષ્ટિક કર્મ—બળની વૃદ્ધિ માટેનાં કર્મોનો ઉપદેશ કર્યો છે અને અનેક પ્રકારની ઔષધિઓ, મણિઓ વગેરેના પ્રયોગો દ્વારા રોગોની ચિકિત્સાનું વર્ણન કર્યું છે. તેમાં ભયંકર રોગોનો નાશ થાય, ઋતંભરા પ્રજ્ઞાનો ઉદય થાય, પરસ્પર સંગઠન થાય, રાષ્ટ્રમાં એકતા સ્થપાય, આયુષ્ય દીર્ઘ થાય અને પ્રાણશક્તિનો વિકાસ થાય એવા અનેક ઉપાયો વર્ણવ્યા છે. આ ઉપરાંત આ વેદમાં માતૃભૂમિનું રક્ષણ થાય, શત્રુસેનાનો પરાજય થાય, ઉત્તમ પ્રકારનું રાજ્યશાસન ચાલે તે અંગેનાં સૂક્તો ધ્યાન ખેંચે તેવાં છે.

માતૃભૂમિનું રક્ષણ કરનારા આ ગુણોનું તેમાં સરસ વર્ણન કર્યું છે:

> सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो
> ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति।

સત્યનિષ્ઠા, યથાર્થ જ્ઞાન, ક્ષાત્રતેજ, ધર્માચરણ, કાર્યદક્ષતા, મહાજ્ઞાન અને યજ્ઞ ભાવના—આ ગુણોથી પૃથ્વીનું, રાષ્ટ્રનું રક્ષણ થાય છે.

આત્મશુદ્ધિનું તેમાં ભારે મહત્ત્વ દર્શાવ્યું છે. દરેક વ્યક્તિ પોતાના આચરણની શુદ્ધિ માટે યત્ન કરે તો પવિત્ર આદર્શ સમાજનું અવશ્ય નિર્માણ થાય. તેના એક મંત્રમાં આ પ્રમાણે આત્મશુદ્ધિની પ્રાર્થના કરી છે:

---

૧ वेदोऽखिलो धर्ममूलम् —मनुः।

पुनन्तु मा देवजनाः पुनन्तु मनवो धिया ।
पुनन्तु विश्वा भूतानि पवमानः पुनातु मा ॥

મને દિવ્ય જનો પવિત્ર કરો, મનનશીલ પુરુષો તેમની પ્રજ્ઞાથી મને પવિત્ર કરો; વિશ્વનાં સર્વ ભૂતો મને શુદ્ધ કરો, પવિત્ર કરનાર દેવ મને પાવન કરો.

અથર્વવેદના એક મંત્રમાં પરમાત્માનું સર્વશ્રેષ્ઠ કવિ તરીકે વર્ણન કર્યું છે:

'न त्वदन्यः कवितरो न मेधया धीरतरो वरुण स्वधावान् ।'

હે વરુણ! તારાથી અધિક કવિ (જ્ઞાની), મેધાવી, ધૈર્યશીલ અને ધારકશક્તિવાળો બીજો કોઈ નથી.

બીજા એક મંત્રમાં ઈશ્વરને આ રીતે વર્ણવ્યો છે:

देवस्य पश्य काव्यं न ममार जीर्यति ।

દેવનું આ કાવ્ય જુઓ—તે મૃત્યુ પામતો નથી અને જીર્ણ પણ થતો નથી.

તપશ્ચર્યા અને જ્ઞાનપૂર્વક ઉપાસનાથી આ પરમાત્મદેવનો સાક્ષાત્કાર થાય છે. 'ब्रह्मैनद्विद्यात्तपसा विपश्चित् ।' (अ. वे. ८–७–३) વિવેકી પુરુષ તપશ્ચર્યાથી તે બ્રહ્મને જાણે.

અથર્વવેદમાં અનેક પ્રકારની વ્યવહારોપયોગી વિદ્યાઓ—મંત્ર, તંત્ર, આયુર્વેદ, જ્યોતિષ, પ્રજનનશાસ્ત્ર વગેરેનાં બીજો પડેલાં છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં દર્શાવ્યું છે કે, અથર્વવેદમાંથી રસોનું ગ્રહણ કરવામાં આવ્યું.[1] મારણ, મોહન, વશીકરણ, જાદુ-ટોણા વગેરે નિમ્ન કોટિની વિદ્યાઓનો જ તેમાં સંગ્રહ છે એવું નથી. જીવન-વિગ્રહમાં વિજય પામવાના, આત્મોન્નતિ સાધવાના અમોઘ ઉપાયો તેમાં દર્શાવ્યા છે. અથર્વાએ પ્રગટ કરેલો અગ્નિ જગતનું કલ્યાણ કરનારો દિવ્ય આતશ છે, એમાં શંકા નથી. મનુષ્યના અંતરમાં ચાલતા દૈવી તથા આસુરી વૃત્તિઓના સંગ્રામમાં દૈવી વૃત્તિઓનો ઉદય થાય તેવા અનેક ઉપાયોનો તેમાં સંગ્રહ થએલો છે. શ્રેયના માર્ગમાં આવતાં વિઘ્નો દૂર કરી, પ્રકૃતિના દાસત્વમાંથી છૂટી તેના સ્વામી થવાનો; કર્મબંધનમાંથી છૂટી, સ્વરૂપ-સાક્ષાત્કારની અવિચળ સ્થિતિનો—પરમ શાંતિનો માર્ગ દર્શાવવામાં અથર્વવેદનું રહસ્ય સમાએલું છે.

અન્તે અથર્વવેદનું મહત્ત્વ દર્શાવતાં આ વચનોનો ઉલ્લેખ કરીશું:

यस्य राज्ञो जनपदे अथर्वा शान्तिपारगः ।
निवसत्यपि तद्राष्ट्रं वर्धते निरुपद्रवम् ॥ –अथर्वपरिशिष्ट

જે રાષ્ટ્રમાં શાન્તિકર્મ કરનાર, અથર્વવેદના જ્ઞાતા રહે છે તે રાષ્ટ્ર સર્વ પ્રકારે ઉપદ્રવોથી મુક્ત થઈ પ્રગતિ કરે છે.

અને अथर्वमन्त्रसम्प्राप्त्या सर्वसिद्धिर्भविष्यति ।

અથર્વવેદની સંપ્રાપ્તિથી સર્વ પુરુષાર્થની સિદ્ધિ થશે.

—अथर्वपरिशिष्ट

१ रसानाथर्वणादपि–नाट्यशास्त्रम् ।

*

"માત્ર સ્થૂલ જીવનનું આંધળું ચક્ર જ ચાલુ રાખવું એમ નહિ તથા જગતમાં રહેલા જીવનની મુશ્કેલીમાંથી નીકળીને અવર્ણનીય પ્રભુની નીરવતામાં નિવૃત્ત થઈ જવું એમ પણ નહિ, પરંતુ એક વધુ મહાન એવા દિવ્ય સત્ય અને ચેતનાની શાંતિ અને પ્રકાશ અને શક્તિને જીવનનું રૂપાંતર કરી આપવા માટે નીચે લઇ આવવાં એ આજે હિંદમાં મહાનમાં મહાન આધ્યાત્મિક સાધકોની સાધનાનો વિષય બની રહ્યો છે. અહીં આ રીતની જે એક સાધના અનેક વર્ષોથી અનન્ય એકાગ્રભાવે સધાઇ રહી છે એની ભીતરમાં, પેલી સર્વસંસ્થાપક શાંતિમાં સતત નિવાસ કરવાથી અને પેલા પ્રકાશ અને શક્તિના નિકટના અને વિશાળતાના સર્જક અવતરણનો અનુભવ કરતાં કરતાં માર્ગ વધુ ને વધુ સ્પષ્ટ થતો જાય છે. ભારતના આત્માને આપણે તેને મળેલા વારસાની સભરતામાં પ્રવેશ કરવાને તૈયાર બનેલો જોઇએ છીએ, અને આપણને થાય છે કે એક અપૂર્વ એવી મહત્તાની ઘડી નજીક આવી રહી છે, અને એ ઘડી આવશે ત્યારે હિંદની ભૂમિમાંથી માનવજાતિનાં ઊંચામાં ઊંચાં ભાવિ પ્રત્યે પહોંચવા માટેનો પુકાર જગતમાં પહોંચી જશે અને તે માટેનું નેતૃત્વ મળી રહેશે."

**શ્રી અરવિંદ**

*

# બંધારણીય અને કાયદેસર

## બાળ ગંગાધર ટિળક

[લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે લખેલા અને 'केसरी'ના તા. ૫ માર્ચ ૧૯૦૭ના અંકમાં પ્રગટ થએલા સંપાદકીયનો ભાવાનુવાદ]

નામદાર ગોખલેનાં વ્યાખ્યાન વિષે વિવેચન કરતી વખતે અમે લખ્યું છે કે, તેમણે હિંદુસ્તાનમાંના જૂના અને નવા પક્ષોની તમામ રાજકીય ચળવળો અથથી ઇતિ સુધી એટલે કે અરજી કરવાથી માંડીને તે કર ભરવાનું નાકબૂલ કરવા સુધીનાં બધાં કામો બંધારણીય અગર કૉન્સ્ટિટ્યૂશનલ (Constitutional) છે એવું જે વિધાન કર્યું હતું તે બરાબર નથી. બલ્કે આ બાબતમાં કાયદેસર અને બંધારણીય એ બે શબ્દો વાપરતી વખતે પ્રોફેસર ગોખલેના મનમાં ગોટાળો થયો એમ પણ અમે કહ્યું છે. કયા આધારે અમે આ કહીએ છીએ, અને પ્રોફેસર ગોખલેએ કાયદો અને બંધારણ અગર અંગ્રેજીમાં જેને લૉ (Law) અને કૉન્સ્ટિટ્યૂશન (Constitution) એમ કહે છે તે શબ્દો વાપરતી વખતે સાવધાનીને અભાવે કેવો ગોટાળો કર્યો છે એ કાંઈક વિસ્તારથી કહેવાનો આજે અમારો ઇરાદો છે. આ વિષય ખાસ ચર્ચા માટે લેવાનું બીજું કારણ એ કે, બંધારણીય અગર કૉન્સ્ટિટ્યૂશનલ શબ્દ ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં વારંવાર આવતો હોવાથી શાળા-કૉલેજોમાં ભણનારી અગર કૉલેજનું શિક્ષણ પૂરું કરીને બહાર પડેલી જુવાન પેઢીને આ શબ્દના ઉપયોગથી એક પ્રકારનો મોહ જાગે તે સ્વાભાવિક છે; એમનો આવો ભ્રમ દૂર થાય અને ઇંગ્લૅન્ડમાં જેને બંધારણીય ચળવળ કહે છે તથા બ્રાઈટ અને કૉબ્ડેન જેવાઓએ જે આવી ચળવળ કરી તેવી ચળવળ અહીં કરી તો તે બંધારણીય બનતી નથી, બહુ બહુ તો એ કાયદેસર કહેવાશે, એટલી વાત જુવાન પેઢીના મનમાં સ્પષ્ટ થાય એ પણ હેતુ છે. વિષય કાંઈક શાસ્ત્રીય હોવાથી વાચકોએ એનું બરાબર મનન કરવું એમ શરૂઆતમાં એમને સૂચના છે.

અંગ્રેજી ઇતિહાસમાં અગર રાજનીતિશાસ્ત્રમાં જેને કૉન્સ્ટિટ્યૂશન એમ કહે છે તેનું ભાષાંતર અમે મરાઠીમાં 'सनद' (બંધારણ) શબ્દથી કર્યું છે. 'કૉન્સ્ટિટ્યૂશન' એ અંગ્રેજી શબ્દનો મૂળ અર્થ 'સંગઠન' અથવા 'રચના' એવો છે. રાજ્યની સત્તા કયારેક એક તો કયારેક અનેક વ્યક્તિઓના હાથમાં હોય છે; એક વ્યક્તિના હાથમાં હોય તો તેને રાજા, બાદશાહ એવાં નામો છે; અને અનેકના હાથમાં હોય તો એમાં કયારેક સરદારોનો, કયારેક અમલદારોનો અને કયારેક લોકોના પ્રતિનિધિઓનો સમાવેશ થતો હોય છે. પ્રજાસત્તાક રાજ્ય એ રાજ્યની સત્તાની અંતિમ સીમા છે. પરંતુ સત્તા કોઈનાય હાથમાં હોય તો પણ એને અંગે કેટલાક વિગતવાર વહીવટના અગર લેખિત નિયમો હોવા ઘટે છે. આ નિયમો અગર રચનાને જ 'કૉન્સ્ટિટ્યૂશન' એમ કહે છે; અને આ નિયમો સામાન્યપણે સનદ જેવા લખાણમાં ગૂંથાએલા હોવાથી આપણે એનું ભાષાંતર 'સનદ' જેવા માફકસર શબ્દથી કર્યું છે. આના કરતાં વિસ્તૃત વર્ણન આપવાનું થાય તો કૉન્સ્ટિટ્યૂશન એટલે 'રાજ્યસત્તા–બંધારણના નિયમો' એમ કહેવું પડશે; અને આ નિયમ પ્રમાણે અગર એને અનુસરીને જો કોઈ એક ચીજ હશે તો તેને 'કૉન્સ્ટિટ્યૂશનલ' અગર 'બંધારણીય' એવું વિશેષણ લગાડી શકાય. આવી દૃષ્ટિથી જોઈએ તો કોઈ પણ દેશમાં અગર રાજ્યમાં રાજ્યની સત્તાની શરીર-ઘટનાના જે નિયમો તે કૉન્સ્ટિટ્યૂશન અગર રાજ્યસત્તાની સનદ, અને તેને અનુસરીને જે આવી વાત તે 'કૉન્સ્ટિટ્યૂશનલ' અગર 'બંધારણીય' એવો અર્થ નિષ્પન્ન થાય છે–પણ આ ધાતુ પ્રમાણેનો અર્થ અગર યૌગિક અર્થ થયો. કૉન્સ્ટિટ્યૂશનલ અગર બંધારણીય શબ્દનો ઇતિહાસમાંનો અગર રાજનીતિશાસ્ત્રમાંનો રૂઢ અર્થ આનાથી કાંઇક જુદો અગર મર્યાદિત છે. ઇંગ્લૅન્ડમાંની રાજ્યસત્તા 'કૉન્સ્ટિટ્યૂશનલ' અગર 'બંધારણીય' છે એમ જ્યારે કહેવાય છે ત્યારે એનો અર્થ એવો હોય છે કે, ત્યાંની રાજ્યસત્તા અનિયંત્રિત ન હોઈને લોકોએ સંપાદન કરેલા હક્કોને લીધે એની મર્યાદા અગર વ્યાપ્તિ ખૂબ સીમિત થએલી છે. જે દેશમાંનો રાજા ગમે તે

કરવા માટે મુખત્યાર હોય છે તે દેશમાંની રાજ્ય-સત્તાનું ઘડતર 'બંધારણીય' છે એવું કહેવાનો રિવાજ નથી; કારણ કે ત્યાંની પ્રજાને કશા જ હક્કો હોતા નથી. ઇંગ્લૅન્ડમાંના લોકોએ પોતાના રાજાઓ પાસેથી આવા હક્કોની સનદો મેળવેલી છે; અને રાજાનો હક્ક એટલો બધો નામશેષ કર્યો છે કે, કોઈ એક રાજા જુલ્મી નીકળ્યો તો તેને લોકો પદચ્યુત પણ કરી શકે છે, અથવા કોક પ્રસંગે તો એનું માથું કપાઈ જવા સુધીનો પણ વારો આવે છે! રાજાની સત્તા ઉપર પ્રજાની સત્તાનો જે રાજ્યમાં આવા પ્રકારનો અંકુશ હોય છે તે દેશમાંની રાજ્યસત્તાનું બંધારણ સાચેસાચ બંધારણીય હોય છે; બાકી કેવળ કૉન્સ્ટિટ્યૂશન અગર બંધારણ એ શબ્દ મૂળ અર્થમાં તો અનિયંત્રિત રાજ્ય-સત્તાને પણ લગાડી શકાય. દા.ત., રશિયામાંની અગર આપણે ત્યાંની મોગલ હકૂમતમાંની રાજ્યસત્તાનું બંધારણ અથવા કૉન્સ્ટિટ્યૂશન પાદશાહી ધોરણનું, અનિયંત્રિત અગર જુલ્મી હતું એમ કૉન્સ્ટિટ્યૂશનનું અગર બંધારણનું વર્ણન કરી શકાય. પણ આ સાચી બંધારણીય રાજ્ય-સત્તા ન કહેવાય. રાજાની અનિયંત્રિત સત્તા હંમેશ જ ખરાબ હોય છે એવું અમારું કહેવું નથી. રાજા સારો અને દયાળુ હોય તો એની કારકિર્દી લોકપ્રિય બને છે, નહિ તો પછી જુલ્મી અને જોહુકમી પાદશાહી બની રહે છે. પરંતુ સારા રાજાઓ સતત ગાદી ઉપર આવવાનું શક્ય હોતું નથી. તેથી મનસ્વી પાદશાહીનો આવો ભય ટળે તે ખાતર યુરોપમાંનાં રાષ્ટ્રોએ પોતપોતાના રાજાઓ-ની સત્તાને કેટલાક નિયમો ઘડીને મર્યાદિત કરી દીધી છે. આ નિયમો રાજાઓ પાસેથી માન્ય કરાવી લેવામાં ત્યાંની પ્રજાને ઘણો ત્રાસ સહન કરવો પડ્યો હોઈ સંગ્રામો પણ ખેલવા પડ્યા છે. પરંતુ હવે એ વાત સિદ્ધ થઈ ચૂકી છે; અને આવી રીતે સિદ્ધ થએલા, રાજ્યસત્તાની મર્યાદાના જે આ નિયમો, તેને જ કૉન્સ્ટિટ્યૂશન અગર બંધારણીય રાજ્યસત્તાના નિયમો એમ કહે છે.

આવી રાજ્યસત્તા વિલાયતમાં છે, હિંદુસ્તાનમાં નથી એ કહેવાની જરૂર જ નથી. સને ૧૮૫૮માં મહારાણી સાહેબે જે ઢંઢેરો બહાર પાડ્યો એને હિન્દુ-સ્તાનનું બંધારણ એવું અમે બહુ વટમાં વર્ણવીએ છીએ ખરા; પણ આ નર્યો અર્થવાદ છે. ઢંઢેરો એ સાચું બંધારણ નથી અને તેનાથી હિંદુસ્તાનમાંની રાજ્યસત્તા કોઈ પણ રીતે મર્યાદિત થએલી નથી. ૧૮૫૭ની સાલના બળવા બાદ લોકો શાંત થાય તે માટે રાણીએ પ્રજાને જે મધુર આશીર્વાદ આપ્યો તે આ ઢંઢેરામાં છે. આપણી દૃષ્ટિ-થી તે 'વચન' તરીકે આપણે સમજીએ છીએ; પણ એનો અમલ કરાવવાની શક્તિ આપણા અંગમાં નથી અથવા હિંદુસ્તાનમાંની રાજ્યસત્તા પણ એને કારણે મર્યાદિત બની નથી. જેમ છીપલાને ઠેકાણે રૂપાનો આભાસ થાય છે તેમ આ ઢંઢેરામાં બંધારણનો આભાસ છે; આ સાચું બંધારણ નથી. વિલાયતમાંના લોકોની જેમ રાજ્ય-સત્તા મર્યાદિત કરનારા કોઈ પણ હક્કો આપણને ન હોવાને કારણે આપણે દૂધ તરીકે ૧૮૫૮ની સાલના ઢંઢેરાનું લોટનું સફેદ પાણી પી રહ્યા છીએ. પરંતુ ખરું દૂધ એટલે કૉન્સ્ટિટ્યૂશન અગર બંધારણ જુદું હોય છે એ વાત લોકોએ કદી યે ભૂલવી જોઈએ નહિ. સ્પષ્ટ બોલીએ તો એમ કહેવું જોઈએ કે, આ લોટના પાણીનું દૂધ, આ નાનકડા શંખનું રૂપું અગર આ ઢંઢેરાનું બંધા-રણ (રાજ્યસત્તા મર્યાદિત કરનારું બંધારણ) હજી આપણે સિદ્ધ કરવાનું બાકી છે. આપણને મધુર આશ્વાસનો—કહો કે મધુર ગપ્પાં—મળેલાં છે, બંધારણ મળેલું નથી અને તેને લીધે હિંદુસ્તાનમાંની રાજ્યસત્તા હજી વિલાયતમાંની રાજ્યસત્તાની જેમ બંધારણીય પણ થઈ નથી. ઇંગ્લૅન્ડનો રાજા અને ત્યાંની પાર્લમેન્ટ એ રાજ્યસત્તાનું બંધારણ ઇંગ્લૅન્ડમાંના લોકો પૂરતું બંધારણીય છે; પણ હિંદુસ્તાન દેશ સંબંધે તો આ રાજા અને આ પાર્લમેન્ટ અનિયંત્રિત એટલે કે હિંદુસ્તાનમાંની પ્રજાના અગર એના પ્રતિનિધિઓના અભિપ્રાય પ્રમાણે અગર ઇચ્છા પ્રમાણે ન ચાલનારાં છે. હવે, કોઈ એમ કહેશે કે, ઇંગ્લૅન્ડના રાજા અને પાર્લમેન્ટ બન્ને મળીને વિલાયત-માંની અંગ્રેજી પ્રજાના અભિપ્રાય મુજબ જો ચાલે છે તો તે છેક જ અનિયંત્રિત કેવી રીતે? એનો જવાબ એટલો જ કે, અનિયંત્રિત શબ્દ અહીં સાપેક્ષ છે. જે દેશમાંનો રાજા એ જ દેશમાંની પ્રજાને ગણતરીમાં લેવાની; અને પ્રજાનો પોતાના આવા રાજાની સત્તા ઉપર કોઈ અંકુશ છે કે નહિ એટલું જ નિયંત્રિત અગર અનિયં-ત્રિત શબ્દ વડે જોવાનું.

હિંદુસ્તાનમાં અગાઉ એક મોગલ બાદશાહની રાજ્ય-સત્તા હતી; અને તે સત્તા અનિયંત્રિત રહેતી. આ એક વ્યક્તિની અનિયંત્રિત સત્તા ચાલી જઈને એને બદલે ઇંગ્લેન્ડમાંના રાજા અને પાર્લમેન્ટની સત્તા આવી; અને આપસઆપસમાં ઈંગ્લેન્ડ દેશ પૂરતી તે સત્તા ચાહે નિયંત્રિત હોય તો પણ જે અર્થે હિંદુસ્તાનમાંના લોકોને જીતી લઈને એમના ઉપર અંગ્રેજ લોકો રાજ્ય કરે છે તે અર્થે હિંદી પ્રજાની દષ્ટિથી હિંદુસ્તાનમાંની અંગ્રેજી રાજ્યસત્તા મોગલ હકૂમત પ્રમાણે જ અનિયંત્રિત છે એમ કહેવું પડે છે. ફરક એટલો જ કે, મોગલાઇમાં એક બાદશાહની ખુશામત કરી, અગર અકબર જેવો કોઈ એક સારો બાદશાહ આવ્યો તો પ્રજાને સુખ મળતું; અને હવે એવું જ સુખ મેળવવા માટે ઈંગ્લેન્ડમાંના બધા લોકોના અગર તેમના બધા પ્રતિનિધિઓના મનને વળાવવા ને ખુશ કરવા રહ્યા. અલબત્ત, અત્યારની હકૂમત હેઠળ સુખપ્રાપ્તિની આશા એક રીતે વધારે મુશ્કેલ બની છે એમ કહીએ તો પણ ચાલે! પણ તે સવાલ આપણી સમક્ષ હમણાં નથી. હિંદુસ્તાનની રાજ્યસત્તા બંધારણીય નથી, અનિયંત્રિત છે, એટલું જ અહીં કહેવાનું છે; અને ઉપરના વિવેચન પરથી તે વાત વાચકોના ધ્યાનમાં આવી હશે. વિલાયતમાંના લોકો જે પ્રમાણે પોતાના પ્રતિનિધિઓ મારફત રાજાની સત્તાને ઘેરી શકે છે તેવો અધિકાર હિંદી પ્રજાને નથી. વિલાયતમાંના લોકોનાં મન બદલવાની મથામણ આપણે કરવાની તે કાંઇ બંધારણીય હક્કોનો અગર અંગ્રેજીમાં જેને કૉન્સ્ટિટ્યૂશન કહે છે એવામાંનો પ્રકાર નથી. ઉપર જણાવ્યું તેમ, એક બાદશાહ હોત તો તેની જે પ્રમાણે આજીજી કરવાની તે પ્રમાણે એકને બદલે અનેકના હાથમાં સત્તા હોવાને કારણે આજકાલ અનેકની આજીજી-ઓ કરવી પડે છે. આજીજીઓ જેને કરવી હોય તેણે ગમે તેની કરવી; તે કરવા માટેની સનદ અગર હક્ક કોઈએ કોઇને આપવાં પડતાં નથી, અગર એનાથી રાજ્યસત્તા મર્યાદિત પણ થતી નથી. રાજાના અગર અનેકોના હાથમાં રાજ્યસત્તા હોય તો તેઓ આપણી આજીજીઓ સાંભળશે અગર નહિ સાંભળે; તેઓ પોત-પોતાના મુખત્યાર છે. પરંતુ એટલાથી કાંઈ આ બાબત-માં રાજ્યસત્તા મર્યાદિત કરવાનો હક્ક આપણને પ્રાપ્ત થયો એમ કહી શકાશે નહિ. અર્થાત્, હિંદુસ્તાન પર રાજ્ય કરનારા વિલાયતમાંના રાજા અને પાર્લમેન્ટ એ પોતે ભલે પોતાપૂરતા પરસ્પર નિયંત્રિત હોય તો પણ હિંદી પ્રજાની દષ્ટિથી હિંદુસ્તાનમાંની એમની રાજ્યસત્તા અનિયંત્રિત અગર ગેરબંધારણીય 'નૉન-કૉન્સ્ટિટ્યૂશનલ' છે એમ જ કહેવું રહ્યું. પાર્લમેન્ટગૃહોએ હિંદુસ્તાન-માંના ગવર્નર, ગવર્નર-જનરલ વગેરે કર્મચારીઓના અધિકાર અંગે કેટલાક કાયદા અગર નિયમો કરેલા છે એ સાચું; અને અગાઉ કહ્યા પ્રમાણે આ નિયમોને કૉન્સ્ટિટ્યૂશન અગર બંધારણ એવો શબ્દ મૂળ ધાત્વર્થ પ્રમાણે લગાડી શકાય. પણ 'બંધારણીય' અગર 'કૉન્સ્ટિ-ટ્યૂશનલ' એ શબ્દોનો ઇતિહાસમાં રૂઢ થએલો અગર રોજિંદા વપરાશમાંનો જે અર્થ ઉપર જણાવ્યો છે અને જેમાં રાજ્યસત્તા પર હોવાના પ્રજાકીય અંકુશનો સમા-વેશ થાય છે તે અર્થ પ્રમાણે હિંદુસ્તાનમાંની રાજ્ય-સત્તા બંધારણીય અગર કૉન્સ્ટિટ્યૂશનલ નથી, વિલા-યતમાં ત્યાંના લોકો પૂરતી અને તેમની દષ્ટિથી છે, એમ જ કહેવાની ફરજ પડે છે.

વિલાયતમાંની રાજ્યસત્તા ત્યાંના લોકો પૂરતી બંધારણીય અને હિંદુસ્તાનમાંની વિલાયતી રાજ્યસત્તા હિંદી પ્રજા માટે ગેરબંધારણીય અગર બિનબંધારણીય છે એટલું પુરવાર થયા પછી બંધારણીય અગર કૉન્સ્ટિ-ટ્યૂશનલ એ શબ્દ હિંદી લોકોએ ચલાવેલી રાજકીય ચળવળને લાગુ પડતો નથી એ પુરવાર કરવાનું બહુ અઘરું નથી. આપણે, એટલે હિંદુસ્તાનના લોકો, આપણા દેશમાંની રાજ્યસત્તા હજી બંધારણીય નથી માટે તે બંધારણીય થવા અંગે મથામણ કરી રહ્યા છીએ. એનો અર્થ એ કે હિંદુસ્તાનમાંની રાજ્યસત્તા ઉપર હિંદી પ્રજાના અભિપ્રાયનું વર્ચસ્વ નથી તે પડે તે ખાતર આપણા હાલના પ્રયત્નો ચાલે છે. વિલાયતમાં અત્યારે જે રાજકીય ચળવળો ચાલે છે, અગર બ્રાઇટ અને કૉબ્ડેને અગાઉ જે ચળવળ કરી, તેનો પ્રકાર આનાથી જુદો હોય છે. વિલાયતમાં રાજાની સત્તા પ્રજાની સત્તા વડે મર્યાદિત થએલી જ છે. લોકોનો અભિપ્રાય બદલાયો એટલે લોકો પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્યવહીવટમાં ગમે તે ફેરફાર કરી શકે છે; અને તેમ કરવાનો એમને અધિકાર પણ છે. હિંદુસ્તાનમાંના લોકમતને એવો

અધિકાર નથી. પાર્લમેન્ટના ગૃહના પ્રતિનિધિઓ ચૂંટી મોકલવાનો જે લોકોને હક્ક છે એ મતદાર લોકોની બહુમતી જો કોઈએ બદલી તો તેને પોતાનો ધાર્યો હેતુ ત્યાંની રાજ્યસત્તા જેમના હાથમાં છે એમના તરફથી સિદ્ધ કરાવી શકાય છે. હવે, કદાચ, કોઈ એમ પૂછે કે, હિંદુસ્તાનમાંની રાજ્યસત્તા જેમના હાથમાં છે એમના મન વળાવ્યાં તો આ જ કામ હિંદુસ્તાનમાં પણ સિદ્ધ કરવાનું શકય નથી વારુ? પણ જરાક વિચાર કરીએ તો આ વાત ભ્રામક છે એમ કોઈના પણ ધ્યાનમાં આવશે. હિંદુસ્તાનમાંના રાજ્યકર્તાઓ હિંદી પ્રજાએ નીમેલા નથી; અર્થાત્ હિંદી પ્રજાના મનમાં ફેરફાર જો થયો તો યે તેટલાથી રાજ્યકર્તાઓના અભિપ્રાયમાં ફરક પડીને કાર્યસિદ્ધિ થવાની નથી. વિલાયતમાં જે રાજ્યબંધારણ અગર કૉન્સ્ટિટયૂશન છે તે પ્રમાણે વિલાયતમાં રાજ્યવહીવટમાં ફેરફારો કરવા ઇચ્છનારાઓએ લોકમતમાં ફેરફાર કર્યો એટલે પૂરતું બની રહે છે; અને જે અર્થે લોકમતમાં ફેરફાર કરવાનો એમને વિલાયતની રાજ્યસત્તાના બંધારણના નિયમ પ્રમાણે એટલે કે કૉન્સ્ટિટયૂશન પ્રમાણે હક્ક છે તે અર્થે તેમની આ મથામણ યા ચળવળ બંધારણીય અગર કૉન્સ્ટિટયૂશનલ બની રહે છે. હિંદુસ્તાનમાંના રાજ્યસત્તાના બંધારણ પ્રમાણે લોકોને કશા હક્કો નથી, અગર રાજ્યસત્તા ઉપર લોકમતનો કોઈ પણ રીતે અંકુશ નથી. ત્યારે પછી લોકમત ફેરવવા માટે જે ચળવળ આપણે કરીએ એને બંધારણીય એમ કહેવામાં શો ફાયદો? આપણે બે ચીજો કરવાની છેઃ (૧) લોકમતને બદલવો અને (૨) આ રીતે બદલાએલા લોકમત વડે રાજ્યસત્તાનો મુકાબલો કરવો. આ બીજી વાત વિલાયતમાંના રાજકીય ચળવળ કરનારા લોકોને પ્રાપ્ત કરવાની રહેતી નથી, એમના દેશમાંના રાજ્યસત્તાના બંધારણ પ્રમાણે અગર કૉન્સ્ટિટયૂશન અગર સનદ મુજબ એવો હક્ક એમને મળેલો જ હોય છે; અને તેથી એ હક્ક ઉપભોગવા માટે લોકમત બદલવાનો જે પ્રયાસ તેઓ કરે છે તે એમના દેશમાંની રાજ્યસત્તાના બંધારણને અનુસરતો એટલે કૉન્સ્ટિટયૂશનલ અગર બંધારણીય જ ગણાય છે. ટૂંકમાં કહીએ તો, કૉન્સ્ટિટયૂશન પ્રમાણે લોકમતનું વર્ચસ્વ રાજ્યસત્તાની ઉપર હોય છે જ; અને તેથી લોકમત બદલાયો એ વાત કૉન્સ્ટિટયૂશન મુજબની અગર બંધારણીય બને છે. આપણી એટલે કે હિંદી પ્રજાની વાત એવી નથી. હિંદુસ્તાનની રાજ્યસત્તા અનિયંત્રિત છે. લોકમતનું એના ઉપર કૉન્સ્ટિટયૂશનની જેમ વર્ચસ્વ નથી, બલકે આ વર્ચસ્વ જ કેવી રીતે સંપાદન કરવું એ જ મુખ્ય પ્રશ્ન છે. આવી સ્થિતિમાં જે કાંઈ રાજકીય ચળવળ આપણે કરીએ તે હિંદુસ્તાનમાંની રાજ્યસત્તાના નિયમોને અનુસરીને છે અગર કૉન્સ્ટિટયૂશનલ કે બંધારણીય છે એમ કહેવું તે ભૂલભરેલું છે. ફોજદારી કાયદો અગર પીનલ કોડ પ્રમાણે આપણું વર્તન અગર આપણી ચળવળ કાયદેસર હોય કે ન હોય એ પ્રશ્ન જુદો, અને 'બંધારણીય'પણાનો પ્રશ્ન જુદો. જેને રાજદંડ ખપતો નથી તેણે પોતાના બધા પ્રયત્નો કાયદેસર રીતે જ કરવા જોઈએ એ તત્ત્વ જૂના અને નવા બન્ને પક્ષોને કબૂલ છે. ભારતમાંનો આપણો કાયદો–વિશેષતઃ રાજદ્રોહનો કાયદો અગર તેનો અમલ–અન્ય દેશોમાંના કાયદા કરતાં અગર અમલ કરતાં વધારે કડક હશે, પરંતુ પ્રજાના અગર પ્રજાના પ્રતિનિધિઓના અભિપ્રાય પ્રમાણે જ્યાં સુધી આ દેશમાં કાયદા થતા નથી ત્યાં સુધી 'કાયદેસર' અને 'બંધારણીય' એ બન્ને કલ્પનાઓ જુદી જ રહેવાની. હાલમાં ચાલતા બન્ને પક્ષોનાં તમામ પ્રયત્નો અગર ચળવળો 'કાયદેસર' છે એટલું જ જો નામદાર ગોખલેને કહેવાનું હોય તો તે અંગે મતભેદ નથી. પરંતુ એ બધું 'બંધારણીય' છે એમ જો એમનું કહેવું હોય તો તે ભૂલભરેલું છે.

પહેલી વાત એ કે બ્રાઈટ અને કૉબ્ડેને વિલાયતમાં કરેલી ચળવળ બંધારણીય એટલે કે ત્યાંની તે વખતની રાજ્યસત્તાના બંધારણને અનુસરીને જેમ હતી તેમ આપણી હાલની કોઈ પણ ચળવળ નથી; અને, વિલાયતમાંના લોકો પ્રમાણે આપણે બંધારણીય ચળવળ કરીએ છીએ એમ મનમાં ખાંડ ખાવામાં, અગર આપણે ત્યાંની અમુક ચળવળ બંધારણીય અને અમુક બિનબંધારણીય એમ કહેવામાં, કાંઈ અર્થ નથી. હિંદુસ્તાનમાંની રાજ્યસત્તાના બંધારણમાં રાજકીય ચળવળને જગ્યા કે અવકાશ જ નથી. વિલાયતમાં એવો અવકાશ છે; કારણ કે ત્યાંના કૉન્સ્ટિટયૂશન પ્રમાણે ચળવળ

દ્વારા લોકમત અને લોકમત દ્વારા રાજ્યકર્તાઓનો મત ફેરવી શકાય છે; એટલે કે જેમનો અભિપ્રાય બદલાયો છે એવા લોકોના હાથમાં રાજ્યસત્તા આવે છે. હિંદુસ્તાનમાંની ચળવળનું આવું પરિણામ આવી શકતું નથી. નામદાર ગોખલેને આ ભેદ સમજાતો નથી એવું નથી. એમનું કહેવું એમ છે કે કૉન્સ્ટિટ્યૂશનલ અગર બંધારણીય એ શબ્દનો અર્થ 'કૉન્સ્ટિટ્યૂશનને અગર બંધારણને વળગીને અથવા અનુસરીને' એવો ન કરતાં 'કૉન્સ્ટિટ્યૂટેડ અગર સનદી અધિકારીઓ મારફત જેનું ફળ પ્રાપ્ત થવાનું છે' એવો કરવો. હિંદુસ્તાનમાં આપણે જે રાજકીય ચળવળ કરીએ છીએ તે હિંદુસ્તાનમાંની અત્યારની અનિયંત્રિત રાજ્યસત્તા ધારણ કરનારા લોકો પાસેથી રાજકીય બાબતોમાં નવા હક્કો સંપાદન કરવા માટે કરી રહ્યા છીએ; એટલે કે આપણે જે પ્રયાસ કરવાનો છે એનું ફળ આ સત્તાધારી અગર કૉન્સ્ટિટ્યૂટેડ અધિકારી વર્ગ પાસેથી મળવાનું છે; અને નામદાર ગોખલેનું એમ કહેવું છે કે એટલા જ માટે અમારી ચળવળ કૉન્સ્ટિટ્યૂશનલ વગર બંધારણીય ગણાવી જોઇએ. નામદારે 'કૉન્સ્ટિટ્યૂશનલ' અગર 'બંધારણીય'ની આ વ્યાખ્યા ક્યાંથી શોધી કાઢી કોણ જાણે! અમારા મત મુજબ આ વ્યાખ્યા જ ભૂલભરેલી અને નિરાધાર છે. બંધારણીય અગર કૉન્સ્ટિટ્યૂશનલનો ખરો અર્થ સનદ અને કૉન્સ્ટિટ્યૂશનને વળગીને, અનુસરીને એવો છે. નામદાર ગોખલેના કહેવા પ્રમાણે સનદી અધિકારીઓ તરફથી એનું ફળ મળશે એવો અર્થ થતો નથી. આવા ભૂલભરેલા અર્થનું પરિણામ એ આવ્યું કે તમામ કાયદેસર ચળવળો બંધારણીય છે એમ કહેવાની ગોખલેને ફરજ પડી!

અમારા મત પ્રમાણે જૂના અગર નવા પક્ષની બધી જ ચળવળો કાયદેસર હોય તો પણ કૉન્સ્ટિટ્યૂશન અગર બંધારણની બહારની છે; કારણ કે, આપણે ત્યાંની રાજ્યસત્તા પર કોઈ પણ બંધારણ કે સનદ વડે લોકમતનો અંકુશ મુકાયો નથી, બલકે આવા પ્રકારનું બંધારણ જ આપણને મળેલું નથી; એ મેળવવા માટે આપણી બધી મથામણ છે. એ મથામણ કાયદેસર હોઈ શકે અગર કાયદેસર થશે, પણ બંધારણીય થઈ શકતી નથી. કેટલાકને આ ભેદ કેવળ શાબ્દિક લાગશે; પણ સાચું પૂછો તો એમ નથી. કેટલાક જાણકાર લોકોનો પણ હજી એવો ખયાલ છે કે, કૉંગ્રેસની આજ લગીની ચળવળ બંધારણીય હતી, અને નવો પક્ષ તેને ગેરબંધારણીય બનાવીને લોકોને સંકટમાં નાખી રહ્યો છે. અને, એના સમર્થન માટે, વિલાયતમાં લોકમત ફેરવવા માટે કૉબ્ડેને અગાઉ જે મથામણ કરી એનો અગર તાજેતરમાં જ ચેમ્બરલેન સાહેબ જે મથામણ કરી રહ્યા હતા એનું ઉદાહરણ આપવામાં આવે છે. આ ખયાલ ભૂલભરેલો હોઇ આ ઉદાહરણ પણ આપણને લાગુ પડતું નથી. એ સમજવા માટે બંધારણીય એ શબ્દનો સાચો અર્થ જાણવો જોઇએ; અને તે સમજાય એ માટે આજે તેનું વિવેચન કર્યું છે; કેવળ શાબ્દિક વાદવિવાદ વધારવા માટે નહિ. અંગ્રેજી ઇતિહાસ વાંચીને ત્યાંના પ્રમાણે આપણે પણ અહીં કૉન્સ્ટિટ્યૂશનલ અગર બંધારણીય ચળવળ શરૂ કરવી જોઈએ એમ કેટલાક લોકો બબડતા હોય છે. અને કૉન્સ્ટિટ્યૂશન એ શબ્દમાં એમના મતે એક પ્રકારનો જાદુ ભરાએલો હોય છે. કેટલાક રાવબહાદુરોને તો પોતાની ચળવળ કૉન્સ્ટિટ્યૂશનલ કહેવડાવવામાં બહુ મોટાઈ લાગતી હોય છે; અને એમનું કહેવાનું એમ હોય છે કે વિલાયતમાં જે બંધારણીય ચળવળો થઇ એમાં જો બહિષ્કારનું તત્ત્વ નહોતું તો આપણે બહિષ્કારનું તત્ત્વ સ્વીકારવું એ ગેરબંધારણીય છે, અને આવું ગેરબંધારણીયપણું અમે કદી પણ ચલાવી લઈશું નહિ. પરંતુ એમનું આ ઘમંડ ભૂલભરેલું અને ભ્રામક છે એમ ઉપરના વિવેચન પરથી જણાઈ આવશે. પોતે વાપરી રહેલા શબ્દોના અર્થ બરાબર ન સમજાયાથી કેટલાકોની વિચારસરણીમાં ગોટાળો થતો રહે છે; એ ગોટાળો કાઢવા માટે, વપરાતા રહેતા શબ્દોના અર્થ અંગે ખુલાસાથી ઉહાપોહ કરવો અગર એનો ફેડ પાડવો એ સિવાય બીજો રસ્તો નથી. અત્રે જે વિવેચન આજે કર્યું છે તે આ જ હેતુથી કર્યું છે અને અમને એવી ઉમેદ છે કે, આપણા પૈકીના અમુક પક્ષોની રાજકીય ચળવળ બંધારણીય અને અમુકની ગેરબંધારણીય એવો ફોગટનો ભેદ અગર ઘમંડ હવે પછી કોઈ કરશે નહિ. આપણે બધા જ બંધારણના દરબારની બહારના ભિક્ષુકો છીએ. સાચું બંધારણ આપણને હજુ મળવાનું બાકી છે; અને જે જે કાંઇ યોગ્ય અગર કાયદેસર પ્રયત્નો હશે—

પછી તે બહિષ્કારનો હોય કે કર ના આપવાનો હોય–તે બધા કરી છૂટીને આપણે આપણી કાર્યસિદ્ધિ કરી લેવી ઘટે.

સારાંશ કે, આજની ઘડીએ હિંદુસ્તાનમાંનું અંગ્રેજી સામ્રાજ્યનું બંધારણ ભલે 'વ્યવસ્થાભર્યું' હોય તો પણ ઇતિહાસમાંના રૂઢ અર્થ મુજબ તે 'બંધારણીય' નથી એમ જ કહેવું જોઈએ. ગવર્નર અગર ગવર્નર-જનરલના અધિકારો પાર્લમેન્ટના કાયદાઓથી નિયમબદ્ધ છે. પણ એ બાબતમાં પ્રજાના હાથમાં કશો જ અધિકાર ન હોવાથી 'બંધારણીય' અગર 'કૉન્સ્ટિટ્યૂશનલ' એ શબ્દ આપણી રાજ્યવ્યવસ્થાને લાગુ પાડી શકાય તેમ નથી. આપણે જે લડી રહ્યા છીએ અગર મથામણ કરી રહ્યાં છીએ તે રાજ્યકર્તાઓ પાસેથી બંધારણીય પદ્ધતિ મેળવવા માટે. અને આ હક્ક રાજ્યકર્તાઓ પાસેથી જ મેળવવાનો છે. એટલા ખાતર જ આ પ્રયત્નને 'બંધારણીય ચળવળ' એવું નામ આપવું ભૂલભરેલું છે. 'બંધારણીય' શબ્દ છોડી દીધો એટલે પછી આપણા પ્રયત્નો 'કાયદેસર' છે કે 'ગેરકાયદેસર' છે એટલો જ સવાલ બાકી રહે છે. હાલની સ્થિતિમાં કાયદો કરવાનું આપણા હાથની વાત નથી; એટલે આપણા પ્રયત્નો ઇતિહાસને, મામૂલી રોજિંદા વ્યવહારને, પ્રજાના કુદરતી હક્કોને અનુસરીને નીતિની દૃષ્ટિથી ભલે યોગ્ય હોય તો પણ તે 'કાયદેસર' અથવા 'ગેરકાયદેસર' ઠરાવવું એ કેવળ સરકારની ઇચ્છાની વાત છે. આપણા યોગ્ય પ્રયત્નો પણ કોઈવાર એમના કાયદાથી ગેરકાયદેસર બની શકશે. આવે વખતે આપણા પ્રયત્નો ગેરકાયદેસર છે એમ કહેવા કરતાં કાયદો જુલમી છે એમ કહેવાની ફરજ પડશે; આવી સ્થિતિમાં 'કાયદેસર' અગર 'ગેરકાયદેસર' એ શબ્દો આપણી ચળવળને અગર પ્રયત્નોને લાગુ પડે છે કે નહિ એની ચિંતા આપણે કરતા રહીએ એનો કશો અર્થ નથી. ન્યાય, નીતિ અને ઐતિહાસિક પરંપરા અગર પ્રગતિનો ટેકો અને આધાર આપણને છે કે નહિ એટલું જ આપણે જોવું રહ્યું. અને એ બધાનું પીઠબળ જો આપણને હોય તો પછી આપણા પ્રયત્નો કાયદાની મર્યાદામાં બેસે છે કે બહાર રહે છે એની આપણે પરવા કરીએ તે નકામું છે; કારણ કે, કાયદો પારકાના હાથમાં છે. હવે જો કે એટલું સાચું કે, કાયદો તોડ્યો તો સજા થવાની; પણ કાયદો જો જુલમી હોય તો આવી સજા સહન કરીને જ એનો પ્રતિકાર કરવો રહ્યો; એ સિવાય બીજો કોઈ ઉપાય નથી. નીતિ અને કાયદો એ બન્ને જ્યારે એકમેકથી છૂટા પડે છે ત્યારે આવા જ બનાવો બનવાના.

*

"જો એક અપવાદ સિવાય સમસ્ત માનવજાત એક અભિપ્રાય ધરાવતી હોય અને માત્ર એક જ વ્યક્તિ ભિન્ન અભિપ્રાય ધરાવતી હોય, તો તે એક જ વ્યક્તિને ફરજિયાત મૌન ધારણ કરાવવાનો માનવજાતને કોઈ વાજબી હક નથી, જેમ તે એક જ વ્યક્તિને તેની પાસે સત્તા હોય તો માનવજાતને ફરજિયાત મૌન ધારણ કરાવવાનો કોઈ વાજબી હક નથી. જો અભિપ્રાય એ ખાનગી વસ્તુ હોય કે જેનું મૂલ્ય તેના માલિક સિવાય બીજા કોઈને કંઈ ન હોય, જો તેના ઉપભોગમાં દખલ એ માત્ર ખાનગી નુકસાની હોય, તો એ હાનિ થોડાને કરવામાં આવે કે વધારેને એથી બહુ તફાવત પડતો નથી. પરંતુ અભિપ્રાયના વક્તવ્યને અટકાવવાનું ખાસ અનિષ્ટ એ છે કે તે સમસ્ત માનવજાતને હાનિ પહોંચાડે છે, ભવિષ્યની પેઢીને તેમજ વર્તમાન પેઢીને, અને ભિન્ન અભિપ્રાય ધરાવનારને તો સમાન અભિપ્રાય ધરાવનાર કરતાં પણ વધારે. જો અભિપ્રાય સાચો હોય તો એને ભૂલમાંથી સત્યમાં ફેરવવાની તક તેઓ ગુમાવે છે; અને જો ખોટો હોય તો પણ તેઓ મોટો લાભ ગુમાવે છે–ભૂલો સાથેના ઘર્ષણમાંથી ઉદ્ભવતા સત્યનું વધારે સ્પષ્ટ દર્શન અને વધારે જીવંત અસરની દૃષ્ટિ."

['ઑન લિબર્ટી']

જૉન સ્ટુઅર્ટ મિલ

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૧

## ફિરોઝશાહ મહેતા (ઇ. સ. ૧૮૪૫-૧૯૧૫)ના રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

ફિરોઝશાહ મહેતા કૉંગ્રેસના એક અગ્રગણ્ય ઉદારમતવાદી નેતા હતા. તેમણે મુંબાઈ કૉર્પોરેશન અને મુંબાઈ ધારાસભામાં પુષ્કળ અને સંગીન કાર્ય કર્યું હતું. થોડો સમય તેઓ મધ્યસ્થ ધારાસભાના પણ સભ્ય હતા.

એક ઉદારમતવાદી નેતા તરીકે ફિરોઝશાહ મહેતાને બ્રિટનની શુભનિષ્ઠામાં શ્રદ્ધા હતી અને ભારતમાં બ્રિટિશ રાજ્યની સ્થાપનાને તેઓ એક દૈવી સંકેત માનતા. દાદાભાઇની જેમ ફિરોઝશાહ મહેતા પણ બિનસાંપ્રદાયિક રાષ્ટ્રવાદના પુરસ્કર્તા હતાઃ

'To my mind a Parsi is a better and truer Parsi, as a Mohamedan, or a Hindu, is a truer Mohamedan or Hindu, the more he is attached to the land which gave him birth, the more he is bound in brotherly relations and affection to all the children of the soil, the more he recognizes the fraternity of all the native communities of the country, and the immutable bond which binds them together in the pursuit of common aims and objects under a common government.'

સને ૧૯૦૦માં મુંબાઈ પ્રાંતમાં પડેલા છપ્પનીઆ દુકાળ દરમિયાન ફૅમિન કોડનો ભંગ કરીને મુંબાઈ સરકારે લોકોને જે ત્રાસ આપ્યો હતો તેની ફિરોઝશાહ મહેતાએ ધારાસભામાં સખત ટીકા કરી હતી.

સને ૧૮૭૯ના Bombay Land Revenue Codeમાં સુધારો કરતો કાયદો સને ૧૯૦૧માં મુંબાઈ સરકારે મુંબાઈ ધારાસભામાં પસાર કરાવ્યો હતોઃ શાહુકારોના પંજામાંથી ખેડૂતોને મુક્ત કરવા આ કાયદા દ્વારા જમીનની ફેરબદલી ઉપર અંકુશ મૂકવામાં આવ્યો હતો. પરંતુ ફિરોઝશાહ મહેતા અને બીજા પ્રજાકીય પ્રતિનિધિઓ એમ માનતા હતા કે આ કાયદા પાછળ મુંબાઈ સરકારનો દુષ્ટ હેતુ છે. તેમણે ધારાસભાની ચર્ચા દરમિયાન સરકાર ઉપર એવો આરોપ મૂક્યો હતો કે 'બિલનો અનિષ્ટ હેતુ પાછલા કાયદાથી મંજૂર થએલા ખેડૂતોના માલિકી હક્કોનું ઉલ્લંઘન કરી ઈલાકાની જમીન ઉપર સરકારનો એકલા માલિક તરીકે અમર્યાદ હક્ક સ્થાપવાનો છે.'[૨] તેમણે પ્રસ્તુત બિલ જુદા જુદા અધિકારીઓને, જાહેર સંસ્થાઓને અને સંભાવિત ગૃહસ્થોને અભિપ્રાય સારુ મોકલી આપવામાં આવે એ જાતનો સુધારો ધારાસભાની ચર્ચા દરમિયાન રજૂ કર્યો તે નામંજૂર થતાં ફિરોઝશાહ મહેતાના નેતૃત્વ નીચે પ્રજાકીય સભ્યોએ સભાગૃહનો ત્યાગ કર્યો. મુંબાઈ ધારાસભામાં સભ્યોના સભાગૃહના ત્યાગનો આ પહેલો પ્રસંગ હતો.

ફિરોઝશાહ મહેતાએ રજૂ કરેલો સુધારો વાજબી હતો. પરંતુ બિલની પાછળ સરકારનો દુષ્ટ હેતુ હતો એ પ્રકારની તેમની માન્યતા ખોટી હતી. ફિરોઝશાહ મહેતા વગેરે સમાજના ઉપલા વર્ગમાંથી આવતા નેતાઓને સામાન્ય જનતા સાથે કંઈ સંપર્ક ન હતો. તેમના પ્રશ્નો પણ તેઓ બહુ સમજતા નહિ. વિધિની વિચિત્રતા એ કે આવા નેતાઓ કરતાં સરકારી અધિકારીઓને જનતા સાથે વધારે સંપર્ક હતો. કોઇ વખત સહાનુભૂતિપૂર્વક તેમના પ્રશ્નો હલ કરવા તેઓ પ્રેરાતા પણ ખરા. ધારાસભાની ચર્ચા દરમિયાન પ્રજાકીય નેતાઓ કરતાં સરકારી અધિકારીઓને જનતાનો વધુ સંપર્ક હોવાનો જે દાવો સરકારી સભ્યે કર્યો હતો[૩] તેમાં સત્ય હતું.

સને ૧૯૦૧ના કાયદા વિષે કિસાન નેતા અને કિસાન પ્રશ્નોના અભ્યાસી શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક લખે છેઃ 'નવી શરતની જમીનઃ એ જમીન વેચી કે ગીરો મૂકી ન શકાય અને કોઇને ખેડવા પણ ન આપી શકાય એવી ખાસ શરતે જમીન પછાત અને ગરીબ ખેડૂતોને આપી શકાય તે માટે સરકારે આ કાયદો સને ૧૯૦૧માં કર્યો હતો. તે વખતની માન્યતા પ્રમાણે જમીનના માલિકી હકમાં આ શરતોથી કાપ મુકાતો, તેથી તે અનિષ્ટ

ગણાતી. પરંતુ હવે શરતો ગરીબ ખેડૂતોના લાભમાં છે એ વાત સામાન્ય રીતે સ્વીકારાય છે.'[૪]

ફિરોઝશાહ મહેતા કલકત્તામાં ભરાએલા કૉંગ્રેસના છઠ્ઠા અધિવેશનના પ્રમુખ હતા. આ વખતે તેમણે પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં લૉર્ડ સૉલ્સબરીના 'પ્રતિનિધિત્વવાળું રાજતંત્ર પૂર્વના દેશોના માનસ તેમજ પરંપરાને અનુકૂળ નથી' એ વિધાનનો જવાબ આપ્યો હતો. સર હેન્રી મેઈન અને ઍન્સ્ટેના અભિપ્રાયો ટાંકીને તેમણે કહ્યું કે:

'પૂર્વના દેશોમાં પરાપૂર્વથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ ઊતરી આવી છે અને પશ્ચિમે પૂર્વ પાસેથી જ તેવું શિક્ષણ લીધું છે.'[૫]

મહાસભાના સ્વરૂપ વિષે તેમજ લોકસેવકોના કર્તવ્ય વિષે બોલતાં તેમણે જણાવ્યું કે:

'સાચે જ મહાસભા એ આમવર્ગના પોકારનું કારણ નથી. પરંતુ આમપ્રજાની ફરિયાદો રજૂ કરવી અને તેના નિવારણના ઉપાયો સૂચવવા એ દેશના કેળવાએલા લોકસેવકોનો ધર્મ છે.'[૬]

ભારત પ્રત્યે 'ઉદાર રાજનીતિ' અપનાવવાની કૉંગ્રેસની માગણીનો 'ઇંગ્લૅન્ડના ડાહ્યા રાજપુરુષો' સ્વીકાર કરશે એવી શ્રદ્ધા વ્યક્ત કરતાં તેમણે કહ્યું:

'........પ્રગતિના વિકાસના આ કાયદાનો અમલ સર્વ કાળ તથા સર્વ દેશોમાં ખાસ કરીને ઇંગ્લૅન્ડમાં નજરે પડે છે. આપણું એ કાર્ય – આપણો ધર્મ–ભય કે અસ્વસ્થ દશામાં અથવા ક્રોધની કે ઉત્તેજિત અવસ્થામાં પાર પાડી શકે એમ નથી. આપણું હૃદય શુદ્ધ અને વફાદાર હોય તથા આપણી બુદ્ધિ નિર્મળ હોય, ત્યારે જ આપણે આપણી ફરજ યોગ્ય રીતે પાર પાડી શકીએ. દેશનો કેળવાએલો વર્ગ પોતાની કેળવણીનું ઋણ આભારની લાગણીથી ફેડવા માટે લોકોની વિનયપૂર્વક વકીલાત કરીને ઉદાર રાજનીતિની માગણી કરે, એ જ મહાસભાને શોભાસ્પદ છે. આ માગણીનો ઇંગ્લૅન્ડના ડાહ્યા રાજપુરુષો છેવટે સ્વીકાર કરશે એ વિષે મને જરા પણ શંકા નથી. અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી કેળવણીના જીવંત અને ફળદાયી સિદ્ધાંતો પર મને અગાધ વિશ્વાસ છે.'[૭]

આપણે પહેલાં જોઈ ગયા તેમ ફિરોઝશાહ મહેતાને ભારત પ્રત્યેની બ્રિટનની શુભનિષ્ઠામાં શ્રદ્ધા હતી અને બીજા ઘણા વિનીત નેતાઓની જેમ ભારતમાં બ્રિટિશ રાજ્યની સ્થાપનાને તેઓ એક દૈવી સંકેત સમાન ગણતા. અંગ્રેજી રાજ્યની સ્થાપનાના પ્રગતિશીલ પરિણામોનો સ્વીકાર કરવો એ એક વસ્તુ છે અને બ્રિટિશ સામ્રાજ્યવાદ એ બીજી વસ્તુ છે. પરંતુ ફિરોઝશાહ મહેતાને મન બ્રિટિશ સામ્રાજ્યવાદ અને તે દ્વારા થતા ભારતના શોષણનું જાણે કે અસ્તિત્વ જ ન હતું.

સને ૧૯૦૫ના ફેબ્રુઆરીમાં મુંબાઈમાં ભરાએલી મહાસભાની વીસમી બેઠકમાં તેમણે 'રાજનિષ્ઠ દેશભક્તિ' વ્યક્ત કરી તેની જહાલ રાષ્ટ્રવાદી નેતા બિપિનચંદ્ર પાલે નીચે પ્રમાણે ટીકા કરી હતી:

'...પણ મિ. મહેતા તથા તેમના મિત્રોની 'રાજનિષ્ઠ દેશભક્તિ' અથવા મુંબાઈના ભાષણમાં તેમણે કરેલો તેનો અર્થ જુદી વસ્તુ છે. હિંદુસ્તાનમાં સ્થપાએલું બ્રિટિશ રાજ્ય પરમેશ્વરની એક કૃપા છે, એવા લૉર્ડ કર્ઝનના છેતરપિંડીભર્યા મતને અપનાવી તેમણે તેને ખુલ્લો ટેકો આપ્યો, અને હિંદુસ્તાન વિષેનું બ્રિટિશ રાષ્ટ્રનું ધોરણ તથા તેની વૃત્તિ ઉદારતાભરેલી અને ભૂતદયાથી પ્રેરિત છે એવું લૉર્ડ કર્ઝને હમણાં જ આપેલું વિશ્વાસનું વચન ટાંકીને તેમણે તેના પર ભાર મૂકયો છે. આ બધી વાતો કેટલી પોલી છે તે શ્રી લાલમોહન ઘોષે મદ્રાસના અધિવેશન વખતે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં બહુ સારી રીતે સમજાવેલું છે.

'આ ભાષા મુત્સદ્દીપણાની છે કે સીધુંસાદું સત્ય છે? આ પ્રામાણિક મત છે કે અન્તરની શ્રદ્ધા છે? આ જો મુત્સદ્દીગીરીની ભાષા હોય તો તે અર્થ વગરની અને મૂર્ખતાભરેલી છે. અને જેમને ઉદ્દેશીને તે યોજવામાં આવી છે તે લોકો તો તેનાથી જરા યે છેતરાવાના નથી. તેનાં સારાં સરખાં માઠાં ફળ ચાખવાનો આપણને વખત આવે એવો પૂરેપૂરો સંભવ છે. કોઈ પણ બ્રિટિશ મુત્સદ્દી તે જેવો ભાસે છે તેના કરતાં બહુ વધારે ભોળો ન હોય તો આ રાજનિષ્ઠાના જાહેર એકરાર પર તેનો વિશ્વાસ નહિ બેસે. એડવર્ડ બાદશાહની હિંદી પ્રજાની જે અવસ્થા છે તથા તેને જે પ્રકારનો દરજ્જો પ્રાપ્ત થએલો છે તેવી સ્થિતિ

સુધી તેમજ તેવા દરજ્જા સુધી પોતાને પહોંચાડનારી રાજસત્તાને ઇંગ્લૅન્ડનો કોઈ પણ વતની સાચા દિલથી વફાદાર રહી નહિ શકે; તો પછી આપણી રાજનિષ્ઠાની ઘોષણા સાચા દિલની છે એ વાત પર તેનો ભરોસો શી રીતે બેસવાનો હતો? આટલા બધા વરસથી આપણે પોકારી પોકારીને જાહેર કર્યા કરીએ છીએ કે, અમે રાજનિષ્ઠ છીએ, વફાદાર છીએ; અને તેમ છતાં વફાદાર પ્રજાના મૂળભૂત હકો એ જ કામ દરમિયાન એકધારી રીતે અને કાયમ વધતા જતા પ્રમાણમાં આપણી પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યા છે......જે લોકો ઉપર આપણો વિશ્વાસ ન હોય તેમની પાસેથી જ આપણે હથિયારો ઝૂંટવી લઇએ છીએ, કારણ તેમના હાથમાંનાં શસ્ત્રો આપણી સામે કયારે ઉગામવામાં આવશે તેની આપણને ખાતરી હોતી નથી. મિ. ગ્લૅડસ્ટને હથિયારબંધીનો કાયદો રદ કર્યો નથી, તે હજી જેવો ને તેવો કાયદાપોથીમાં પડેલો છે, એટલી એક વાત પરથી આપણી રાજનિષ્ઠા વિષે અંગ્રેજોને કેટલો વિશ્વાસ છે તે સ્પષ્ટ થાય છે...આ ઉપરથી જેમનો વિશ્વાસ મેળવવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તે આપણા વફાદારીના પોકારોથી અથવા રાજનિષ્ઠાના એકરારોથી છેતરાતા નથી એવો સાર કાઢવો જ રહ્યો, અને તો પછી આવા નિષ્ફળ પ્રયત્નોમાં આપણી શક્તિ અને સમય ગુમાવવામાં શો લાભ છે? ખાસ કરીને જ્યારે તે લોકો પોતે એકરારો અને જાહેરાતો પર વિશ્વાસ ન રાખતાં છતાં સુધરેલી દુનિયા આગળ એ જાહેરાતોને મૂકીને તેમનો ઉપયોગ પોતાના રાજકારણને અનુકૂળ આવે તે રીતે કરે છે એમ આપણને ચોખ્ખું દેખાય છે, ત્યારે પણ આપણે આવી જાહેરાતો શા સારુ કર્યા કરવી?

'ધર્મના જ્ઞાનની જેમ રાજકારણનું જ્ઞાન પણ ભયની લાગણીમાંથી જન્મે છે. અનિયંત્રિત નોકરશાહીના રાજ્યમાં જનતાનો ડર એ જ બધા સુધારાનો જનક હોય છે. બેજવાબદાર નોકરશાહીને લાગતો જનતાનો આ આરોગ્યપ્રદ ડર દૂર કરવો એ મૂર્ખામીનું કાર્ય છે અને તેથી રાજ્યકર્તાઓ તેમજ પ્રજાજનો બન્નેને નુકસાન થાય છે. એટલે ગયા અધિવેશનમાં શ્રી મહેતાના ભાષણમાં રાજનિષ્ઠાના જે નિરર્થક એકરારો કરવામાં આવ્યા છે તે મુત્સદ્દીપણાની દૃષ્ટિથી ભૂલભરેલા છે; અને તેમાં વ્યક્ત કરવામાં આવેલી ભાવનાઓ સાચી હોય તો પણ તેમનું આવી રીતે પ્રદર્શન કરવું આપણને હિતકારક નથી.'[૮]

ફિરોઝશાહ મહેતા અને તેમના મિત્રો સ્વદેશીની ચળવળમાં બહુ રસ ધરાવતા ન હતા. સને ૧૯૦૬ની કૉંગ્રેસમાં સ્વદેશીનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. એ ઠરાવમાંના 'નુકસાન વેઠીને પણ' સ્વદેશી માલ લેવો એ શબ્દોનો તેમના તરફથી વિરોધ થયો હતો.[૯] એક દશકા અગાઉ તેમના મિત્ર વાચ્છાએ એવી દલીલ કરી હતી કે બધા જ લોકો સ્વદેશી કાપડ વાપરવાનો નિશ્ચય કરે તો તો તેમને પૂરતું થાય એટલું કાપડ ભારતમાં પેદા થઈ શકે તેમ નથી.[૧૦] સને ૧૯૦૭માં કૉંગ્રેસના સુરત અધિવેશનમાં ભંગાણ પડયું તે પણ ફિરોઝશાહ મહેતાના દુરાગ્રહને પરિણામે પડયું હતું. તેઓ જહાલ રાષ્ટ્રવાદી નેતાઓ સાથે સહેજ પણ સમાધાન કરવા તૈયાર ન હતા. સને ૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની સફળ લડત બાદ ભારતમાં આવ્યા ત્યારે ગોખલેએ ગાંધીજી અને ફિરોઝશાહ મહેતાની મુલાકાત કરાવી હતી. તે પ્રસંગે ફિરોઝશાહ મહેતાએ ગાંધીજીને 'શાણી' સલાહ આપી હતી કે 'હિંદુસ્તાન એ દક્ષિણ આફ્રિકા નથી'!

ફિરોઝશાહ મહેતાનું રાજકારણ એ ભિક્ષુકવૃત્તિનું રાજકારણ હતું. આંધળી શ્રદ્ધા કહી શકાય એટલી હદ સુધી તેમને બ્રિટનની શુભનિષ્ઠામાં શ્રદ્ધા હતી. એટલે 'અરજી કરો, અરજી કરો અને અરજી કરો' એ જ જાણે કે એમનું રાજકીય સૂત્ર હતું. બ્રિટિશ સરકાર એ અરજીઓની ઉપેક્ષા કરે, તેને ઠુકરાવે અને ભારતની પ્રજા અને તેના નેતાઓનાં અપમાન કરે તો પણ બ્રિટનની શુભનિષ્ઠામાં શ્રદ્ધા રાખો અને કયામતના દિન સુધી રાહ જુઓ એ પ્રકારનું તેમનું રાજકારણ હતું. દાદાભાઈને પણ બ્રિટનની શુભનિષ્ઠામાં શ્રદ્ધા હતી. પરંતુ લાંબા ગાળાનું બ્રિટનનું હિત અને ટૂંકા ગાળાનું બ્રિટિશ સામ્રાજ્યવાદી હિત એ બન્ને વચ્ચેનો તફાવત એ બરાબર સમજતા હતા. તેથી તેમણે બ્રિટન દ્વારા થતા ભારતના શોષણને ઉઘાડું પાડયું અને બ્રિટિશ સામ્રાજ્યવાદની આકરી ટીકા કરી. બ્રિટન દ્વારા થતું ભારતનું આર્થિક

શોષણ એ લાંબે ગાળે બ્રિટિશ પ્રજાના પણ હિતમાં નથી તે વસ્તુ તેમણે બ્રિટિશ પ્રજાને સમજાવવાનો પણ પ્રયત્ન કર્યો. ભારતની પ્રજાની પરાધીનતા અને પતન, તેનાં આર્થિક શોષણ અને ગરીબાઈ વિષેનું જે ઊંડું દર્દ દાદાભાઇમાં દેખાય છે તે ફિરોઝશાહ મહેતામાં બહુ ઓછું દૃષ્ટિગોચર થાય છે. ફિરોઝશાહ મહેતાને મન તો જાણે કે બ્રિટિશ સામ્રાજ્યવાદ અને સામ્રાજ્યવાદી શોષણ જેવી વસ્તુઓનું અસ્તિત્વ જ ન હતું. આમજનતાના પ્રતિનિધિઓ તરીકે સમાજના ઉપલા વર્ગના નેતાઓ બ્રિટિશ સરકારને અરજીઓ કરે તેટલું ફિરોઝશાહ મહેતા પર્યાપ્ત માનતા. એ સિવાય આમજનતાએ રાજકારણમાં સક્રિય ભાગ લેવો જોઇએ તેમ તેઓ માનતા ન હતા. દાદાભાઇ પણ અરજીઓ કરવામાં માનતા હતા, પરંતુ તેની પાછળ જનતાની ચળવળનું પીઠબળ હોવું જોઇએ એમ માનતા. તેથી 'ચળવળ કરો, ચળવળ કરો અને ચળવળ કરો' એ જ એમનું સૂત્ર હતું. (ક્રમશઃ)

## સંદર્ભ સૂચિ


1 Sir Pherozeshah Mehta–A Political Biography. Homi Mody, pp. 141-42.

૨ હીરાલાલ પારેખ કૃત 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન, ભાગ ૨જો.'

3 Sir Pherozeshah Mehta–A Political Biography. Homi Mody, pp. 241-42.

૪ ઇન્દુલાલ યાજ્ઞિક કૃત 'આત્મકથા'–ભાગ ૨જો. પૃ. ૫૩–પાદપૂર્તિ.

૫ ડૉ. પટ્ટાભી સીતારામૈયા કૃત 'મહાસભાનો ઇતિહાસ,' પૃ. ૧૫૫.

૬ એજન પૃ. ૧૫૫.

૭ „ પૃ. ૧૫૬.

૮ આચાર્ય જાવડેકર કૃત 'આધુનિક ભારત'માંથી ઉદ્‌ધૃત પૃ. ૩૧૬-૧૭.

૯ એજન પૃ. ૩૫૧.

૧૦ એજન પૃ. ૨૮૫.


*

"મનુષ્ય શું વાંચે છે અને શું લખે છે તેનું નિયંત્રણ સરકારે ન કરવું જોઇએ. જેમ વ્યક્તિના વિચારોની બાબતમાં છે તેમ આ બાબતોમાં પણ સરકારની દખલગીરી ન હોવી જોઈએ. વ્યક્તિને શું વાંચવાની ટેવ છે એ જણાવવાની ફરજ પાડવામાં આવે તો એ રીતે વિચારો ઉપર આડકતરી રીતે પણ અંકુશ આવી જાય. એવી સત્તા જો સરકારને મળે તો સરકારી અધિકારી દરેક માણસના વાચનમાં ડોકિયાં કરતો થઈ જાય. જે સાહિત્ય સાથે સરકાર અસમ્મત હોય તે સાહિત્ય ઉપર તેમજ તેના વાંચનારાઓ ઉપર સરકારની કરડી નજર પડે. પોતાના વ્યક્તિગત અભિપ્રાયોમાં ખાનગીપણાના અધિકારમાં પોતે વાંચતો હોય એ પુસ્તકો અને સામયિકોનો તેમજ તે જે મૈત્રીઓ કેળવતો હોય અને તે જે મંડળોનો સભ્ય હોય તે બધી બાબતોનો સમાવેશ થાય છે. સરકાર આ બાબતોના નિયમન માટે કાયદાઓ પસાર કરી શકે નહિ અને તેથી તેનો આ બાબતોમાં તપાસ કરવાનો કોઈ વાજબી હેતુ હોઈ શકે નહિ. પ્રકાશકને તેના પ્રકાશનના ગ્રાહકો કોણ છે એ બતાવવાની ફરજ પાડી શકાય નહિ. કારણ કે તેમ કરવામાં તેના વાણીસ્વાતંત્ર્ય પર કાપ પડે છે એટલું જ નહિ પણ વાચકોની સ્વતંત્રતા પણ મર્યાદિત થાય છે."

('અધિકારોનો અમર ખરડો') **વિલિયમ ઓ. ડગ્લસ**

*

# વ્યક્તિ અને સૃષ્ટિ

પુ. ગ. મા.

ચારેક માસથી હું રોજ સવારે ચારેક માઈલ ચાલું છું ત્યારે એનાથી થતા નિઃશંક શારીરિક લાભ અને લહેજત ઉપરાંત વિચાર અને મનને પણ કેટલું પોષણ મળે છે! એકલા અને મૌનપૂર્વક ફરતા રહેવામાં આત્મચિંતનનો મોકો મળે છે, એકાગ્રતાની માત્રા વધે છે. વળી, ચોતરફની સૃષ્ટિનું અપાર સૌંદર્ય માણવાનું બને છે. રોજની જ દુનિયા, પરિચિત પરિસ્થિતિ, જાણીતી ભૂમિ–છતાં એ બધાંમાં રહેલી વિવિધતા, સુંદરતા અને નવીનતા જોવાની આપણને ક્યાં ફુરસદ જ હોય છે? મને તો થયું કે આટલાં વર્ષ મારાં એક રીતે ફોગટ નહીં તો યે અધૂરાં ગયાં! પણ શો ઉપાય? જાગ્યા ત્યાંથી સવાર એમ માનીને આગળ ચાલવું રહ્યું. ઝાડપાનનાં લીલા રંગોની પણ કેટકેટલી છાંટ જોવા મળે છે! વિવિધ પક્ષીઓની પાંખોના રંગ કેવા નયનમનોહર હોય છે! સામાન્યજન લાગતાં સ્ત્રીપુરુષોનાં વર્તન–વ્યક્તિત્વમાં પણ કેટલી મધુરતા દેખાય છે!

× × ×

આવતા મહિને–તા. ૧૯ સપ્ટેંબરને રોજ–વેદમૂર્તિ પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજી પોતાના વિરલ પુરુષાર્થી જીવનના ૧૦૦મા વર્ષમાં પ્રવેશે છે એ પ્રસંગ આપણા સહુ માટે અનેરી ધન્યતાનો છે. સુરત જિલ્લાના પારડી ગામમાં 'સ્વાધ્યાય મંડળ' સંસ્થા દ્વારા પંડિતજી જે અનુપમ કાર્ય કરી રહ્યા છે તે અધ્યયન–અધ્યાપનની બ્રાહ્મણપરંપરાનું ઉદાત્ત ઉદાહરણ છે. હું આશા રાખું છું કે ગુજરાત સરકાર અને ભારત સરકાર આ 'બ્રહ્મર્ષિ'ને એમની ૧૦૦મી જન્મગાંઠ નિમિત્તે બિરદાવશે અને એમનું બહુમાન કરશે. આમ કરવાથી ખરેખર તો સરકારો પોતે ગૌરવસરી બનશે. પંડિતજી આજે પણ અદમ્ય સ્ફૂર્તિથી અને સ્પષ્ટ તથા સુરેખ દર્શન વડે પોતાનું લેખનવાચનકાર્ય નિયમિત અને અખંડ કરી રહ્યા છે. પ્રસિદ્ધિ અને પૈસો એ બન્નેના મોહમાં તેઓ લગીરે ફસાયા નથી; પણ પ્રસિદ્ધિ એમને સ્વાભાવિક જ હકકથી મળી છે, જ્યારે એમના કામ માટે એમને પૂરતું ભંડોળ મળ્યું નથી, મળતું નથી. સરકારો, સામાજિક સંસ્થાઓ અને મંડળો, સંપત્તિવાન વર્ગ અને બુદ્ધિજીવીઓ આવી બાબતમાં ઘણું કરી શકે, પણ બહુ જ ઓછું કરે છે એ મોટી કમનસીબી છે. ગુજરાત યુનિવર્સિટીએ પંડિત સાતવળેકરજીને માનદ્ પદવી–ડિ. લિટ્.ની–આપવી જોઈએ એમ હું સૂચવું છું. ભારત સરકાર શા માટે પંડિતજીને 'ભારતરત્ન'નો 'ઍવૉર્ડ' ન આપે? ગુજરાત સરકારે સાતવળેકરજીના વેદ-સંશોધન તથા વેદ-પ્રકાશનનાં કાર્યોમાં ઉદાર અનુદાન આપવું જોઈએ. પંડિત સાતવળેકરજીનું જીવનચરિત્ર અને એમનાં વિશેષ લખાણોનો સંપૂટ એમ બે પ્રકાશનો તો ઓછામાં ઓછાં બહાર પડવાં જોઈએ. 'અભ્યાસ'ના આગામી અંકમાં (સપ્ટેંબર, ૧૯૬૬) પંડિતજીની સંક્ષિપ્ત જીવન-ઝાંખી અને થોડી કલમપ્રસાદી પ્રગટ કરવાની ઉમેદ છે.

× × ×

લંડનના સાપ્તાહિક 'The Times Educational Supplement'ના તા. ૧૭ જૂન ૧૯૬૬ના અંકમાં પ્રોફેસર હુમાયૂન કબીરે સૂચિત ઇંડો–અમેરિકન ફાઉન્ડેશનની પ્રસવવેદના વિશે સવિસ્તર અને સુંદર વિવેચન કર્યું છે. "Educational decisions have far reaching effects but rarely arouse political passions," એમ પ્રારંભમાં જણાવીને પ્રોફેસર કબીરે ઉમેર્યું છે કે આ ફાઉન્ડેશનની રચનાના નિર્ણયથી જે તીવ્ર અને કડવા મતભેદો જાગ્યા છે તેનાથી ભારતમાં અને ભારતની બહાર પણ ઘણાંને આશ્ચર્ય થઈ રહ્યું છે. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં અમેરિકાએ શૈક્ષણિક ક્ષેત્રે પણ ભારતને અઢળક સહાય કરી છે. ભારતને મોકલેલા વ્યાપક અન્ન પુરવઠાના બદલામાં અમેરિકાએ રૂપિયા લેવાનું કબૂલ કર્યું, એ રૂપિયા જૈસે થે રાખવાનું સ્વીકાર્યું, અને ફુગાવો વધતો અટકાવવા માટે આ નાણાંનો ભરાવો એમ ને એમ ખતાવવાની વાત પણ માન્ય રાખી. દિલ્હીમાંની અમેરિકન રાજદૂતકચેરીનો કેટલોક ખર્ચ આ રૂપિયા વડે અમેરિકન સરકારે કરેલો છે. ભરાઈ પડેલા નાણાંના વ્યાજમાંથી આ રકમ ખર્ચાઈ. હવે, એ નાણાંનો

વિશેષ, અને બન્ને દેશોને સ્વીકાર્ય તથા ઉપકારક એવો, ખર્ચ થાય તે માટે, બન્ને સરકારો વચ્ચે દીર્ઘ સમય મંત્રણાઓ અને લંબાણ વાતચીતો બાદ, ભારત–અમેરિકા શૈક્ષણિક સંચયનો આ નિર્ણય લેવાયો. આ નિર્ણયમાં કોઈ રાજકીય દાવપેચ નથી, અમેરિકનોની જાસૂસી એમાં જોવાની જરૂર નથી, ભારતીય શૈક્ષણિક સ્વાતંત્ર્ય પર આમાં કોઈ તરાપ નથી એમ પ્રોફેસર કબીરે કહ્યું છે. આવા ફાઉન્ડેશન દ્વારા તો અમેરિકનોના સ્વાતંત્ર્ય પર જ અંકુશ આવે છે એમ લેખક કહે છે. વસ્તુતઃ આ જમા-ભંડોળ મનફાવે તેમ ખર્ચવાનો અમેરિકાને અધિકાર છે; એને બદલે, આવા ફાઉન્ડેશનથી અમેરિકન સત્તાધારીઓ પોતાનાં આ નાણાંના વિનિયોગ માટે ભારતીય દરમિયાનગીરી અને સલાહ સ્વીકારવા તૈયાર થયા છે એવું પ્રોફેસર કબીરનું કહેવું છે. ભારતીય લોકમતને સ્વીકાર્ય બને એ હેતુથી, આ ફાઉન્ડેશનના અમેરિકન સભ્યો સલાહકારો તરીકે કાર્ય કરશે, જ્યારે એનો કારોબાર ભારતીયોના હાથમાં રહેશે એમ જણાવીને લેખકે કહ્યું છે કે ફાઉન્ડેશનના અધ્યક્ષ અને વહીવટી વડા બન્ને ભારતીયો જ રહેશે. એટલે, શિક્ષણનાં કાર્ય અને પ્રયોગો અંગે ભારતીય અવાજ રૂંધાવાની શક્યતા નથી એમ પ્રોફેસર કબીરનું માનવું છે.

પ્રોફેસર કબીરે એક નોંધપાત્ર મુદ્દો રજૂ કર્યો છે. વિજ્ઞાન અને ટેક્નૉલૉજીનાં જ ક્ષેત્રોમાં જો આ નાણાં સવિશેષ વપરાય તો સૂચિત વાંધાઓ રહેશે નહીં એમ તેઓ કહે છે. વિજ્ઞાન તથા ટેક્નૉલૉજીનાં શિક્ષણ અને સંશોધન માટે પાત્રતા નક્કી કરવી પ્રમાણમાં સહેલી છે, અને કાર્યક્રમો તથા માણસોની પસંદગીમાં ગમા-અણગમાને ઝાઝો અવકાશ ન રહેતાં એક પ્રકારની વસ્તુલક્ષી વ્યવસ્થા આમાંથી ઊભી કરી શકાશે એમ તેઓ કહે છે. પરંતુ, પછી પ્રોફેસર કબીર પોતે જ આવી જોગવાઈમાં રહેલા ભયસ્થાન તરફ ઇશારો કરે છે. આમે ય આજે વિજ્ઞાન તથા ટેક્નૉલૉજી તરફ વધારે પ્રમાણમાં સૌની નજર અને કાર્યરીતિ છે તે પછી એ દિશામાં વધારે ઢળશે અને એને કારણે માનવવિદ્યાઓ, કલાઓ અને સામાજિક અભ્યાસશાસ્ત્રોને સવિશેષ સહેવું પડશે. તેથી, એવી પરિસ્થિતિમાં બનતી સમતુલા સિદ્ધ કરવા માટે પ્રોફેસર કબીરે સૂચવ્યું છે કે આપણા દેશમાં કામ કરી રહેલ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને આ ત્રણ ક્ષેત્રોમાં થતાં કાર્યો માટે પ્રમાણમાં વધારે સહાય આપવી અને વિજ્ઞાન વગેરેમાં ઓછી કે નહીંવત્ મદદ કરવી.

× × ×

ગુજરાત યુનિવર્સિટીની સ્કૂલ ઑફ સાયકૉલૉજી ઍન્ડ ઍજ્યુકેશનના ડિરેક્ટર ડૉ. પી. એચ. પ્રભુએ તા. ૪ ઑગસ્ટને રોજ એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં મનોવિજ્ઞાન મંડળનું માંગલિક પ્રવચન કરતાં એક ખૂબ રસિક અને રોમાંચક વાત કહી. ઇંગ્લૅન્ડની એક માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓએ એક દિવસ અચાનક હડતાળ પાડી. હેડમાસ્તર વગેરે આભા બન્યા. વિદ્યાર્થીઓએ હડતાળનું કારણ આપતાં કહ્યું કે, "પાસેની જ એક બીજી માધ્યમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓને વાસ્તે અઘરો અને ઘનિષ્ઠ અભ્યાસક્રમ છે તથા એ પ્રમાણે એમને ભણાવાય છે, તો પછી અમને પણ કેમ નહીં? અમને ય શ્રેષ્ઠ અને ગહન અભ્યાસક્રમ જોઈએ છે! અમને વધુ ભણાવો! નહીંતર અમે હડતાળ ચાલુ રાખીશું!!" આવું કાંઈક વિદ્યાર્થીઓએ કહ્યું એમ જણાવીને ડૉ. પ્રભુએ ઉમેર્યું કે આ પ્રકારના કારણવાળી આવી હડતાળ કદાચ આખા જગતમાં પહેલવહેલી હશે. ડૉ. પ્રભુની વાત ઘણું કરીને સાચી લાગે છે. આપણે બધા ખુશ થઈએ અને પ્રેરણા લઈ શકીએ એવી જાતની આ હડતાળ અને એના કારણની પાર્શ્વભૂમિકા છે! યુવાન માનસમાં વિશેષ પ્રમાણમાં કુતૂહલવૃત્તિ કુદરતી હોય છે, પણ એને ઉત્તેજન આપવાનો તથા એને વિકસાવવાનો કોઈ સક્રિય અને સઘન પ્રયાસ આપણે કેળવણી-ક્ષેત્રે કરતા નથી. જેમ તેમ ભણાવી નાખવાની જ વૃત્તિ વધારે હોય છે; જેમ બને તેમ ઓછું વાંચવાની જ વૃત્તિ પ્રબળ હોય છે. અભ્યાસક્રમોમાં ઘટાડો કરવા માટે બૂમરાણ મચે છે, એમાં વધારો કરવા માટે ભાગ્યે જ કોઈ ઉત્સુક હોય છે. નવું જ્ઞાન–નવી માહિતી, નવા વિચારો, નવાં અનુમાનો, નવી શોધખોળો–મેળવવા માટેની તત્પરતા આપમેળે જ દરેક વખતે પેદા થતી નથી; એને સભાનતાથી, પ્રયત્નપૂર્વક અને અભ્યાસ દ્વારા કેળવવી પડે છે. ઇંગ્લૅન્ડની શાળાના વિદ્યાર્થીઓએ દેખીતી રીતે આક્રમક અને જલદ લાગતાં પગલાં વડે પોતાના શિક્ષકો અને વડિલોને કેવો મઝાનો આંચકો

અને સુંદર બોધપાઠ આપ્યો! નિશાળિયા હડતાળિયાઓ પણ ક્યારેક દૃષ્ટાંતરૂપ વર્તન કરે છે ખરા ત્યારે!

× × ×

શિક્ષિત અને ઊછરતી પેઢીનું રાજકીય શિક્ષણ વિસ્તરે એ શુભ હેતુથી અમદાવાદની સંસ્થા જુનિયર ચેમ્બરે સાપ્તાહિક વિવિધ પ્રવચનોનો અભિનંદનીય કાર્યક્રમ હમણાં ચલાવ્યો છે તેમાં તા. ૧૪ ઑગસ્ટને રોજ પ્રજા સમાજવાદી પક્ષના પ્રમુખ શ્રી. નારાયણ ગણેશ ગોરેએ તથા તા. ૨૮ ઑગસ્ટને રોજ સંયુક્ત સમાજવાદી પક્ષના પ્રણેતા ડૉ. રામમનોહર લોહિયાએ પ્રવચનો કર્યાં. બન્ને વ્યાખ્યાતાઓ સમાજવાદી; અને બન્નેએ 'મુક્ત સાહસ'વાદી જુવાન વેપારી સભ્યો સમક્ષ પોતાની વાત મોકળાશથી કરવામાં કાંઈક ક્ષોભ અનુભવ્યો. શ્રી નાનાસાહેબ ગોરેએ શિક્ષકની અદાથી અભ્યાસયુક્ત પ્રવચન કર્યું; ડૉ. લોહિયાએ કથાકાર કે કીર્તનકારની ભૂમિકા વડે વાર્તાલાપ કર્યો. સમાજવાદ વિષે જ બન્નેએ ઉત્કટ અને ક્યારેક ઉગ્ર ઊહાપોહ કર્યો, પણ ખૂબી એ કે લોહિયા ગઢ જીતી ગયા, ગોરે લગભગ અળખામણા બન્યા! 'મુક્ત સાહસ'વાદીઓ હવે સમાજવાદી થશે એવું નથી; એ તરફ જવાની એમની વૃત્તિ થશે એવું પણ નથી. બન્ને વ્યાખ્યાનો વખતે કેટલાંક શ્રોતા-ભાઈબહેનો એવાં હતાં કે એમને ખાસ કશી ગતાગમ જ નહોતી પડતી! છતાં, લોહિયાની તીખી ભાષાનું બાહ્ય આકર્ષણ એમને દોઢેક કલાક સહ્ય અને શ્રાવ્ય લાગ્યું, જ્યારે ગોરેની મોળી લાગતી પણ સ્વસ્થ અને બુદ્ધિયુક્ત દલીલો આ શ્રોતૃવૃંદને નિરસ અને કંટાળાજનક લાગી. ગોરેએ પોતાની વાત કાંઈક સંક્ષેપમાં કરવી જોઈતી હતી એમ મને લાગ્યું ખરું. એમણે થાકેલા શ્રોતાઓની દયા ખાવી જોઈતી હતી. જુનિયર ચેમ્બરના આવા ગંભીર કાર્યક્રમોમાં જ શું પણ તમામ કાર્યક્રમોમાં હાજર રહેતા એના ઘણાખરા સભ્યો સમાજના વિશિષ્ટ સ્તરના અને ઠીક શ્રીમંત એવા જુવાન લોકો હોય છે, અને એમના રોજિંદા વાણી-વ્યવહારમાં મોટા ભાગનું તો ઉપરછલ્લું અને આછકલું જ હોય છે. ફૅશન કરવી, ચેનચાળા સાથે હરવુંફરવું અને તત્કાલીનતામાં જ રાચવું એ જેમની મુખ્ય રસજિંદગી છે એમની સમક્ષ સમાજવાદ શું સમાજની જ વાત કરવી એ એક રીતે પથ્થર પર પાણી જેવું છે. ખેર! પ્રજા સમાજવાદીઓ અને સંયુક્ત સમાજવાદીઓ વચ્ચે શો ફેર છે એમ કોઈ પૂછે તો શ્રી. ગોરે અને ડૉ. લોહિયાની પ્રવચનશૈલી અને રજૂઆતની રીત એમાં જે ભિન્નતા જણાય તે! મારે જો કે ઉમેરવું જોઇએ કે ડૉ. લોહિયાના પ્રવચનમાં ઉદ્દામ ક્રાંતિવાદી સાથે ઉત્કટ ગાંધીવાદીની વિચારધારા અને શ્રદ્ધા આબાદ ભળી ગઈ હતી એ જોવા-સાંભળવાનો લહાવો અનેરો હતો.

× × ×

પર્વતો અને વનશ્રીની બાબતમાં ગુજરાતમાં આપણે કાંઈક કમનસીબ છીએ. ગિરનારનો પર્વત મેં હજી જોયો નથી, પણ ત્યાં જવાની ઇચ્છા સ્વાભાવિક જ છે. જંગલો અગર ગીચ ઝાડી આપણા પ્રદેશોમાં પ્રમાણમાં ઓછાં છે. પંચમહાલમાં અને સુરત જિલ્લામાં એ સૃષ્ટિશોભા જોવા મળે ખરી. કચ્છનો કેટલોક પ્રદેશ રળિયામણો હશે. આવું તો કેટલું ય મેં હજી જોયું નથી. આપણી કેળવણીની પણ આ એક ખામી છે. નાનપણમાં અને વિદ્યાર્થીદશામાં પર્યટનો–પ્રવાસોની લખલૂટ થવી જોઈએ! આ મહિને (તા. ૭ થી ૧૦ ઑગસ્ટ) 'આંતર ભારતી' સંયોજિત સંમેલન નિમિત્તે હું પૂના ગયો હતો ત્યારે વીજળીથી ચાલતી આગગાડીમાં બેસીને ઘાટ ચડતાં ચડતાં જે સહ્યાદ્રિ ગિરિમાળાઓ બન્ને બાજુએ પથરાએલી દેખાતી હતી તે દૃશ્ય આહ્‌લાદક હતું. વરસાદ ઝરમર કે જોરદાર પડતો હતો, બન્ને તરફ પાણીના નાનામોટા ધોધ વહેતા હતા. વાદળાંમાંથી અમારી આગગાડી માર્ગ કાપતી જતી હતી. મુંબાઈ-પૂનાનો રેલ્વે પ્રવાસ કોઈ પણ 'સીઝન'માં સારો હોય છે, પણ ચોમાસામાં તો બસ કમાલ!

× × ×

બ્રિટિશ વડા પ્રધાન હૅરલ્ડ વિલ્સને તાજેતરમાં કરેલા પ્રધાનમંડળ-ફેરફારો વિષે ટીકા કરતાં વિરોધ પક્ષના રૂઢિચુસ્ત નેતા મિ. એડવર્ડ હીથે કહ્યું કે, "I have seen the operation [the Cabinet changes] described as musical chairs. This is an insult to the game. In the way the Prime Minister plays it, there is always a chair for everybody."

*

# મધપૂડો

**સંકલન : 'અભ્યાસ' સંપાદન-સહાયક વર્ગ**

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

## શહેરીકરણના વિકાસનાં સામાજિક પરિણામો

દુનિયાભરમાં આજકાલ શહેરો વધી રહ્યાં છે, ગામડાં ભાંગી કે ભુંસાઈ રહ્યાં છે. નવાં શહેરો માત્ર નવાં ભૌતિક સુખસગવડનાં સ્થળો જ બની રહેતાં નથી; નવી સામાજિક તરાહ એમાંથી આકાર લે છે, અવનવા સામાજિક સવાલો સળગી ઊઠે છે; કેટલાક પ્રશ્નો રસિક અને રોમાંચક લાગે છે, કેટલાક ગૂંચવણભર્યા અને ગંભીર જણાય છે. સમાજસેવકો માટે આ બધા પ્રશ્નો આહ્વાન રૂપ છે. તાજેતરમાં યુરોપમાં હૉલેન્ડ ખાતે એક જ્ઞાનચર્ચા યોજાઈ હતી, જેનો વિષય હતો: 'Social Consequences of Urban Growth in Europe'. લગભગ દરેક યુરોપિયન દેશના પ્રતિનિધિઓએ આ જ્ઞાનચર્ચામાં ભાગ લીધો હતો, અને એશિયા, ઑસ્ટ્રેલિયા, અમેરિકા તથા આફ્રિકાના અનેક નિરીક્ષકો પણ એમાં સામેલ હતા.

જ્ઞાનચર્ચા અંગે Radio Nederland પરથી પ્રસારિત થએલા વિવરણમાંથી નીચેની કંડિકાઓ ઉતારી છે:

'...The very idea of urban growth was recognised as embracing not only the fact of spontaneous expansion of urban occupation but also the organised development of the city. Similarly, when the terms 'social issues' or 'consequences' were used, they had to be limited in meaning to what is connected with the ends of society, covering the well being, culture, community life and human communication of those affected by increasing urbanisation.'

'...Duruing the days of discussion, such points as the following were raised: definition of the concept of a new town; what goal is intended in the choice of a new town; functions of a new town; place of the town within the framework of the whole area; should such a new town grow out of a collection of new suburbs or should it be designed and built as a completely self-contained complex; should the actual conditions of living be clearly demarcated or should they develop themselves provided adequate facilities are made available; and should there be any attempt to divide the new inhabitants up into socio-professional or occupational categories.'

× × ×

## વિકસતાં રાષ્ટ્રોના પ્રશ્નોનો અભ્યાસ કરનારી સંસ્થા

આવતા મહિને-તા. ૧૮ થી ૨૧ સપ્ટેમ્બર-દક્ષિણ ઇંગ્લેન્ડમાં બ્રાઇટન પાસે બ્રિટનની નવી Institute of Developing Studies ની પ્રથમ, સ્થાપના-પરિષદ મળવાની છે. જાન્યુઆરી, ૧૯૬૬માં આ ઇન્સ્ટિટ્યૂટ સ્થપાઈ. બ્રિટનની Ministry of Overseas Development તથા નૂતન University of Sussexના સંયુક્ત ઉપક્રમ વડે આ નવી અભ્યાસસંસ્થા રચાઈ છે. સસેક્સ યુનિવર્સિટીના પ્રાંગણમાં જ એનું કામ ચાલશે. વિકસતાં રાષ્ટ્રોના નાનામોટા વિવિધ પ્રશ્નોનો અભ્યાસ તથા એ અંગેનું સંશોધન આ ઇન્સ્ટિટ્યૂટના આશ્રયે થશે. 'વેપાર અને સહાય' તથા અન્ય વિષયો પર ટૂંકા ગાળાના, ઘનિષ્ઠ અભ્યાસક્રમો વિચારાયા છે અને આવતા વર્ષથી એ શીખવવાનું શરૂ થશે. જુદા જુદા દેશોમાંના અનુભવી કાર્યકરો, જાણકારો એમાં ભાગ લેશે. સહાય કરનારા દેશોના સરકારી અમલદારો, આંતરરાષ્ટ્રીય મંડળીઓના કાર્યકરો, બૅન્કિંગ અને વેપારી પેઢીઓના પ્રતિનિધિઓ તથા વિકસતાં રાષ્ટ્રોના વહીવટદારો આવા અભ્યાસવર્ગોમાં સામેલ થશે. અનુસ્નાતક કક્ષાનું સંશોધનકાર્ય પણ વ્યક્તિગત રાહે કરી શકાય એ માટેની સગવડો અને અનુકૂળતાઓ ઇન્સ્ટિટ્યૂટ પૂરી પાડશે. મિ. માલ્કમ મૅકડૉનાલ્ડ (ભારત-

માંના ભૂતપૂર્વ બ્રિટિશ હાઈ કમિશનર અને હાલમાં પૂર્વ તથા મધ્ય આફ્રિકામાંના બ્રિટનના ખાસ રાજદૂત), ડૉ. રૅાલ પ્રેબ્રીચ–Raul *Prebisch* (UNCTAD–'યુનાઇટેડ નેશન્સ કૉન્ફરન્સ ઑન ટ્રેડ ઍન્ડ ડેવલપમેન્ટ'ના સેક્રેટરી-જનરલ) અને ખ્યાતનામ સ્વીડિશ અર્થશાસ્ત્રજ્ઞ ડૉ. ગુનાર મિરડાલ – Gunnar Myrdal આ નવી ઇન્સ્ટિટ્યૂટની ગવર્નિંગ બૉડીમાં સભ્યો તરીકે પોતાની સેવા આપવાના છે એટલે ઇન્સ્ટિટ્યૂટનું માર્ગદર્શનપીઠ અનુભવીઓ અને વિદ્વાનો કરશે એમાં શંકા નથી.

× × ×

## ન્યાયમૂર્તિ રાનડેનું ચરિત્ર

શ્રી નરહર રઘુનાથ ફાટક કૃત ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે જીવનચરિત્રની બીજી, સુધારેલી-વધારેલી આવૃત્તિ તાજેતરમાં બહાર પડી છે. ૧૯૨૪ની સાલમાં આ મરાઠી પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઈ હતી. પૂનાનું 'रविवार सकाळ' તા. ૧૦ જુલાઈ ૧૯૬૬ના અંકમાં, પ્રૉફેસર ફાટકના ચરિત્રલેખનમાં રહેલાં પરિશ્રમ અને સમરસપણાની કદર કરે છે અને ચરિત્રનાયક વિષે જણાવે છે: 'ઓગણીસમી સદીમાં જે મહાન લોકો થઈ ગયા તેમાં ન્યાયમૂર્તિ રાનડે (ઈ. સ. ૧૮૪૨થી ઈ. સ. ૧૯૦૧) શ્રેષ્ઠ વિચારશીલ તરીકે મનાય છે. એમની વિદ્વત્તા પ્રચંડ અને વિવિધરંગી હતી. એમની આસપાસ ભેગા થનારા યુવકોના તેઓ સ્ફૂર્તિસ્થાન અને માર્ગદર્શક આચાર્ય હતા. આટલા અલૌકિક ગુણો હોવા છતાં યે વિનયની પરાકાષ્ઠા, સાદાઈ, બીજાંઓ પ્રત્યે આદરની વૃત્તિ, દયા અને નમ્રતા એ ગુણો એમનામાં હતા. નાગરિક તરીકેના પોતાનાં કર્તવ્યોની આડે એમની સરકારી નોકરી કદી પણ આવી નહિ, તેમજ એમની અંતઃકરણ-પ્રવૃત્તિઓ નોકરીની છાયા હેઠળ કદી ઢંકાઈ ગઈ નહિ. જાહેર ચળવળ–પછી તે રાજકીય, ધાર્મિક, સામાજિક અગર કોઈ પણ હોય–એના પર રાનડેના વ્યક્તિત્વની છાપ પડ્યા સિવાય રહેતી નહિ, કૉંગ્રેસના આગેવાનોને રાનડે ઉત્તેજન અને માર્ગદર્શન આપતા. કૉંગ્રેસના તે વખતના એક આધારસ્તંભ સુરેન્દ્રનાથ બૅનરજી પોતાના આત્મચરિત્રમાં લખે છે કે, 'રાનડે એટલે સિંહાસનની પાછળ રહેલું સામર્થ્ય' ('He was the power behind the throne'). પ્રૉફેસર ફાટક, ચરિત્રના અંતે, લખે છે કે, 'લોકજાગૃતિનું અને લોકસંગઠનનું કાર્ય એ જાણે રાનડેના જીવનનો પ્રાણસમો અનિવાર્ય ભાગ હતો.'

× × ×

## આદર્શ રાજપુરુષ છે ખરો?

'The Ideal Politician–Is there One?' એવા પ્રશ્ન-શિર્ષક હેઠળ મદ્રાસના 'The Hindu Weekly'માં (તા. ૨૨ ઑગસ્ટ ૧૯૬૬ના અંકમાં) લખતાં ડૉ. સર સી. પી. રામસ્વામી અય્યરે આજની ગૂંચવાડાભરી પરિસ્થિતિનું સચોટ વર્ણન કરીને કેટલાક મનનીય મુદ્દાઓ રજૂ કર્યા છે. સાથીદારો પ્રત્યેની વફાદારી અને મતભેદ સ્વીકારવાની તૈયારી એ બે વૃત્તિઓ લોકશાહી નાગરિકતા માટે બહુ જ આવશ્યક છે. 'The capacity to agree to differ is essential for the success of any cabinet form of government wherein although there may be differences of opinion on minor matters, the principle of collective responsibility must be adhered to.'

સર સી. પી. આગળ ચાલતાં લખે છે કે, 'In this cannection, it is well to remember the last speech delivered by Gopal Krishna Gokhale on his Elementary Education Bill. He said, 'I know that my Bill will be thrown out. I make no complaints. Many of us including myself hope to serve our country even by our failures'. Gokhale's master, Ranade, dictated as a motto for the ideal politician the laws of life laid down by Grecian thinkers, namely, self-discipline and self-regulation which necessarily connote the spirit of compromise and fairness.'

આદર્શ રાજકારણી કેવળ ભૌતિક સુખસમૃદ્ધિ અને બહુસંખ્ય લોકોનું કલ્યાણ કરવામાં જ ન રાચે; દરેક વ્યક્તિનું વ્યક્તિત્વ જળવાઈ રહે તે માટે એણે જાગૃત રહેવું જોઈએ. John Morleyની શીખામણ અપનાવવા જેવી છે. સમાધાન અને બાંધછોડની વૃત્તિ રાખવી જોઈએ, પણ કયા સમાધાનને સ્વીકૃત અને વાજબી ગણાવી શકાય તેની પણ ચોક્કસ સીમાઓ

બાંધવી ને સમજવી જોઈએ. ઢોંગ અને ઢોંગીઓને રાજકારણથી દૂર રાખવા જોઈએ, અશોકના સમયથી ધર્મવિજયનું માહાત્મ્ય મનાયું છે. લોકસંમતિ દ્વારા લોક-વિજય પ્રાપ્ત કરવાનો છે. 'The ideal politician should be one who believes and acts on the principle of 'live and let live.' આપણે પાર્લ-મેન્ટરી પદ્ધતિને વરેલાં છીએ; એને માટે જે ગુણો જોઈએ તે જ ગુણો વિષે ઋગ્વેદે ક્યારનું લખ્યું છે કેઃ संगच्छध्वम् संवदध्वम् सं वो मनांसि जानताम्। ['May we come together, may we discuss with each other so that we may attain consentaneous purpose and harmony in action.']

*

# ભાષણ પર સંભાષણ

'રેઐશ'

## બૌદ્ધિક સ્વાતંત્ર્ય વિનાશને પંથે?

મહારાષ્ટ્રની સાંસ્કૃતિક રાજધાની પૂનામાં દર વર્ષે આખો મે માસ રોજ એક વ્યાખ્યાન થાય છે. વસંત વ્યાખ્યાનમાળાને નામે જાણીતી આ શ્રેણીમાં આ વર્ષે એક વ્યાખ્યાન (તા. ૧૦ મે ૧૯૬૬) ડૉ. પ્ર. ન. જોશીએ "મહારાષ્ટ્રનું બૌદ્ધિક દેવાળું" એ વિષય પર આપ્યું, એમાં કેટલાંક કડક અને સ્પષ્ટ વિધાનો એમણે કર્યાં. 'ગઈ પેઢીઓમાં જે સંશોધનકાર્ય થયું તેવું કામ આજે થતું દેખાતું નથી. આજે કોઈ એક વિચાર રજૂ કરવાની હિંમત જણાતી નથી, કારણ કે બૌદ્ધિક સ્વાતંત્ર્ય નષ્ટ થઈ રહ્યું છે. જાદૂચાલાકી, મંત્રતંત્રમાં વિશ્વાસ રાખનારો અને અંધશ્રદ્ધાથી માર્ગ કાપનારો સમાજ નિર્માણ થઈ રહ્યો છે એ મહારાષ્ટ્રમાંના બૌદ્ધિક દેવાળિયાપણાનું લક્ષણ છે', એવું ડૉ. જોશીએ કહ્યું. આગળ ચાલતાં એમણે જણાવ્યું કે, 'પૂનાનાં ગ્રંથાલયોમાં જઇએ તો ત્યાંનાં જૂનાં પણ વ્યાસંગી લખાણો—પુસ્તકો પરની ધૂળ પણ ન ખંખેરેલી જોઇને મન ખિન્ન થાય છે. અગાઉના સમયમાં ગ્રંથલેખન માટે જે 'ચિકાટી' હતી, વાચનનો જે રસ હતો, સંશોધન-કાર્યમાં પલાંઠી વાળીને મંડયા રહેવાની જે વૃત્તિ, તત્પરતા અને તમન્ના હતી તે આજે જરા જેટલી પણ દેખાતી નથી.' ડૉ. જોશીએ ઉમેર્યું કે, "'વિચાર' એ લોકશાહીનું સૂત્ર છે, તેથી તે મુક્ત અને નિર્ભય જોઇએ. મહારાષ્ટ્રમાં તે એવો રહ્યો નથી."

બૌદ્ધિક સ્વાતંત્ર્ય કેવળ મહારાષ્ટ્રમાં કે ભારતમાં જ નાશ પામી રહ્યું છે? આખા જગતમાં એવી પ્રક્રિયા આજે નથી જણાતી? પણ, એવો યે વિચાર આવે છે કે તત્કાલીન નિરાશામાંથી જન્મતો આવો વિચાર વાજબી છે ખરો? આજે આખું વિશ્વ આણુ-કૌભયુગમાં સપડાયું છે ત્યારે ચોતરફ દમનનો દોર વર્તાય છે. પણ આ સ્થિતિ કાયમી છે? વળી, બૌદ્ધિક સ્વાતંત્ર્ય પણ, જીવનની અન્ય પ્રક્રિયાઓની જેમ, ભરતી ઓટ ન અનુભવે? થોડા દસકા બૌદ્ધિક સ્વાતંત્ર્યની તેજીના તો થોડા વળી મંદીના! આપણે કદાચ મંદીની હવામાં સપડાઈ ગયાં છીએ.

પરંતુ, વિચાર કરવાનો શ્રમ આપણામાંથી ઘણા-ખરા આજકાલ લેતા બંધ થયા છે એ હકીકત કમનસીબે સાચી છે. વિચાર કરવાથી દુઃખી થવાય છે એ ખરું; પણ વિચાર જ ન કરવાથી મૃતઃપ્રાય બની જવાય છે. વિચાર કરવાથી સલામતી જોખમાય છે એ ખરું; પણ વિચાર જ ન કરવાથી જડ અને શુષ્ક થઈ જવાય છે. અલબત્ત, વિચાર કરવો એ બહુ અઘરી વાત છે. અભ્યાસ અને મનન બાદ, સ્વતંત્ર રહે, જે લાગ્યું અને સૂઝયું તે મનમાં અને પછી જાહેરમાં વ્યક્ત કરવું એ સતત સાધનાથી જ શક્ય બને છે.

× × ×

## રશિયન અખબારો અને વૃત્તપત્ર-સ્વાતંત્ર્ય

મુંબાઈ ખાતેના રશિયન કૉન્સ્યૂલેટમાંના મુખ્ય માહિતી અધિકારી શ્રી. આર. જી. ઓકુલોવે, ઇંડો-સોવિયેટ કલ્ચરલ સોસાયટીના ઉપક્રમે યોજાએલી સભામાં (તા. ૩ ઑગસ્ટ ૧૯૬૬) 'રશિયામાંનાં અખબારો' વિષે ભાષણ કરતાં જણાવ્યું કે, 'રશિયન સંપાદકો વાચકોના લખાએલા ઢગલાબંધ પત્રો અખબારોમાં પ્રસિદ્ધ કરે છે, પણ પ્રસિદ્ધ ન થએલા પત્રો

લાગતાંવળગતાં ખાતાંઓના પ્રધાનોને મોકલાય છે અને પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ એવા દરેક પત્રનો પ્રધાને જવાબ આપવો જ પડે છે.' આગળ ચાલતાં શ્રી. ઑકુલેવે કહ્યું કે, 'રશિયાનાં અખબારો લોકોનાં હોવાને કારણે તેમાં સનસનાટીભર્યા અને ભડકાવનારા સમાચારો અપાતા નથી. ખોટી બાતમીઓ છપાતી નથી. વૃત્તપત્રોમાં સાચા સમાચારો જ પ્રસિદ્ધ થાય છે. લેખકો, પત્રકારો અને કામદારોના લેખો છપાય છે.' અખબારોમાં રચનાત્મક ટીકા જરૂર પ્રગટ થાય છે એમ કહીને રશિયન માહિતી-અધિકારીએ ઉમેર્યું કે, 'એક સ્થળે નયનરમ્ય સરોવર હતું તે ખતમ કરીને ત્યાં કાગળની મિલ બાંધવાની સરકારે યોજના તૈયાર કરેલી. એની સામે અખબારોએ જોરદાર ટીકા કરવાથી સરકારને એ યોજના પડતી મૂકવી પડી.' મુખ્ય સરકારી વૃત્તપત્ર 'પ્રવદા'માં જાહેરખબરો પ્રસિદ્ધ થતી નથી, પણ મૉસ્કોમાંના સાંજનાં અખબારોમાં જાહેરખબરો છપાય છે એવી માહિતી વક્તાએ આપી. મૉસ્કો અને અન્ય રશિયન યુનિવર્સિટીઓમાં વૃત્તપત્ર-વિદ્યાના વિભાગો છે. પત્રકારોને એમની લાયકાત મુજબ બઢતી પણ મળે છે. કોઈ એક પત્રકારે સરકારની કડક ટીકા કર્યાથી જો સરકારની નારાજી તે વહોરી લે તો એવા પત્રકારની પડખે આખો પત્રકાર સંઘ ઊભો હોય છે એમ પણ શ્રી. ઓકુલૉવે પાછળથી એક પૂરક પ્રશ્નના જવાબમાં કહ્યું.

રશિયામાં હજી સામ્યવાદી સરમુખત્યારશાહી છે એ સંદર્ભમાં ઉપરનાં વિધાનો તપાસવાં રહ્યાં. સ્ટાલિનના સમયમાં જે લોખંડી કે કડક 'સેન્સરશિપ' રશિયામાં હતી તેવી આજે નહીં હોય એ જોઇ શકાય છે. રશિયન સરકારી અમલદારો આ રીતે ભાષણો આપી શકે છે એ જ નોંધપાત્ર છે. પણ જ્યાં સુધી એક જ વિચારધારા—સામ્યવાદ—માટે રશિયામાં મોકળાશ છે ત્યાં સુધી આવા વિકસિત અખબારી સ્વાતંત્ર્યનો સીમાપ્રદેશ મર્યાદિત જ રહેવાનો એ સ્પષ્ટ છે. સામ્યવાદનાં વિવિધ પાસાં માટે વિચારવાની અને લખવાની છૂટ આજે વધી હોય તો તે સંભવિત લાગે છે. એમાંથી જ પછી વિચારવૈવિધ્યને પણ અવકાશ મળશે એવી આશા રાખવી રહી. દુનિયાની કોઈ પ્રજાને કાયમ માટે સર્વાશે બંધિયાર રાખી શકાતી નથી.

અખબારો માત્ર સાચા સમાચારો જ છાપે એ આદર્શ તો સર્વમાન્ય છે, પણ એનો વ્યવહાર ઘણો અધકચરો અને સ્વાર્થપ્રેરિત હોય છે. એટલે, રશિયન અખબારો કશું જુઠ્ઠાણું કે અર્ધસત્ય છાપતાં જ નથી એમ માની શકાતું નથી. સાચું શું ને ખોટું શું એની જ વ્યાખ્યાઓ જો સાવ જુદી કરવાની હોય તો સવાલ જુદો! રશિયામાં શું પણ કોઇ પણ દેશમાં અખબારો બધું અગર સંપૂર્ણ સત્ય છાપતાં નથી. ક્યારેક, કદાચ, સાચા સમાચાર ન છાપવા એ પણ જનસેવા કે જનહિતનું બની રહેતું હોય! અધૂરા સમાચાર છાપવા, અખબારની નીતિને અનુકૂળ પાસાં પ્રગટ કરવાં, હકીકતોને મારીમચડીને રજૂ કરવી—એવું તો કેટલું યે અખબારી સ્વાતંત્ર્યને નામે અને સંપાદકીય છૂટને કારણે ચાલતું હોય છે. ન્યૂયૉર્કનું પ્રસિદ્ધ અંગ્રેજી દૈનિક 'The New York Times' એના મુખપૃષ્ઠ પર જ મુદ્રાલેખ સમા શબ્દો રોજ છાપે છે: 'All the news that is fit to be printed.' પણ શું છાપવા જેવું ને શું નહિ એનો નિર્ણય તો પાછો અખબારે જ કરવાનો! અને, કોઈ એક વ્યક્તિ કે સંસ્થા પાસે—તે ગમે તેટલી સમૃદ્ધ અને સમર્થ હોય તો પણ—સત્યનો અને સંપૂર્ણતાનો ઇજારો હોય તે અસંભવ છે.

× × ×

## રાષ્ટ્રવાદ અને લોકશાહીની પ્રેરણા

ભારતના સંરક્ષણ પ્રધાન શ્રી. યશવંતરાવ ચવ્હાણે નવી દિલ્હીમાં ટિળક પુણ્યતિથિ પ્રસંગે (તા. ૧ ઑગસ્ટ ૧૯૬૬) બોલતાં કહ્યું કે, 'ટિળક, ગોખલે અને ફુલે—એમનાં જીવનનો જેણે અભ્યાસ કર્યો છે તે માણસ કદી સંકુચિત અને પ્રાંતીય હોઈ જ શકે નહિ. રાષ્ટ્રનો જ વિચાર એવો માણસ સહુ પ્રથમ કરશે અને પછી પણ કરશે.' સંરક્ષણ પ્રધાને ઉમેર્યું કે, 'ટિળક ભારતના આધુનિક રાષ્ટ્રવાદના જનક હતા; અને શક્ય તથા વ્યવહારક્ષમ રાજકીય તત્ત્વજ્ઞાન તરીકે લોકશાહીનો સ્વીકાર કરનારા તેઓ જ પ્રથમ નેતા હતા. તેથી જનતાએ એમને લોકમાન્ય કહ્યા, આમજનતાના આગેવાન ગણ્યા.'

શ્રી. ચવ્હાણની વાત એક રીતે સાચી છે. ટિળકે

અને અન્ય મહારાષ્ટ્રીય નેતાઓએ ભલે એમનાં કાર્યો મોટેભાગે મહારાષ્ટ્રમાં અને મરાઠી બોલીલિપિના સંદર્ભમાં કર્યાં; એમની દૃષ્ટિ આખા દેશને આવરી લેનારી હતી. એમનું કાર્યક્ષેત્ર એક પ્રદેશમાં સીમિત હતું, પણ એમનું વિચારક્ષેત્ર સંકુચિત નહોતું. સમગ્ર ભારતના સ્વરાજ્ય માટે તેઓ સંગ્રામ ખેલી રહ્યા હતા. આજે સ્વરાજ્ય બાદ આપણે સૌ પોતપોતાના વાડામાં જ જકડાઈને ચાલીએ છીએ! મોઢેથી 'ભારત હમારા દેશ હૈ' નો જય કરીએ છીએ અને કૃતિથી આપણા લત્તાને, આપણી ભાષાને, આપણી જ્ઞાતિને, આપણા સ્વાર્થને વફાદારીપૂર્વક વળગી રહીએ છીએ! આમાંથી આપણો છૂટકારો જેમ બને તેમ જલદી, જ્ઞાનપૂર્વક, મક્કમતાથી થવો જોઈએ.

લોકશાહી વિચારને વ્યવહારમાં મૂકવો હોય તો લોકજાગૃતિ જોઈએ તે ઉપરાંત લોકશિક્ષણ જોઈએ. એ કામ લોકભાષામાં થવું જોઈએ. લોકમાન્ય ટિળકે આ સીધીસાદી ને મૂળભૂત વાત અમલી કરી બતાવી. આપણને આજે એ કામ આગળ ધપાવવા માટે વધુ મોકળાશભરી આબોહવા છે, તો પણ એ દિશામાં આપણે ઝાઝું કરતા નથી એ બલિહારી છે. લોકશિક્ષણનો રસ્તો લાંબો અને કંટાળાજનક છે, પણ એ જ રસ્તો સાચો અને સલામત છે. લોકશિક્ષણની માત્રા જેટલી વધુ તેટલી લોકશાહીની સફળતાની આશા વધારે!

*

# વાચન અને વિવેચન

[ગુજરાતી, હિન્દી, મરાઠી તથા અંગ્રેજીમાં નવાં અને/અગર નોંધપાત્ર
જૂનાં પ્રકાશનોનાં વિસ્તૃત અને/અગર સંક્ષિપ્ત વિવેચનો–અવલોકનો]

[આ વિભાગમાં આવતાં વિવેચનો–અવલોકનો માટે પુસ્તકો મોકલવા સારુ લેખકો અને પ્રકાશકોને હાર્દિક વિનંતી છે: પુસ્તકો સંપાદકના ઘરના સરનામે ('પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬) મોકલવાં. મહત્ત્વનાં અને પસંદગીનાં પુસ્તકોનાં વિવેચનો–અવલોકનો સમીક્ષકો સ્વેચ્છાએ લખી મોકલશે તો તે આવકારીશું. બધાં જ પુસ્તકોનાં અવલોકનો લખવાનું શક્ય ન હોય ત્યાં તેમનો મિતાક્ષરી પરિચય અપાય છે, અને સાભાર સ્વીકારનોંધમાં ઉલ્લેખાએલાં પુસ્તકોનાં પણ દરેકનાં અવલોકનો લખાશે જ એવું નિશ્ચિત નથી. અલબત્ત, બને ત્યાં સુધી પ્રાપ્ય પ્રત્યેક પુસ્તકને યોગ્ય ન્યાય આપવાનો પ્રયત્ન રહેશે. —સંપાદક]

### 'આજ અને આવતી કાલની તકેદારી'

છેલ્લાં વર્ષોમાં, રશિયાની સમાજવાદી સરકારે રચેલા કહેવાતા સ્વર્ગની પોકળતા બહારની દુનિયા સમક્ષ, કલાના માધ્યમ દ્વારા જાહેર કરનારા જે કેટલાક સર્જકો નીકળ્યા તેમાં **વૉર્ડ નં. ૭** (મૂળ લેખક: વાલેરી તારસિસ, અનુવાદક: સુભદ્રા ગાંધી. પ્રકાશક: વિશ્વમાનવ; રામજીમંદિર પોળ, વડોદરા. કિં. રૂ. ૩–૦૦ પૃ. ૧૪૭)ના લેખક વાલેરી તારસિસનું નામ એક મહત્ત્વનો ઉમેરો કરે છે. સરમુખત્યારીના સિદ્ધાંતના પ્રતિપાદક કાર્લ માર્કસે ધાર્યાં ન હોય તેવાં પરિણામો જે જનસમૂહને પાછળથી ભોગવવાનાં આવ્યાં છે તેના પ્રામાણિક પ્રતિનિધિ તરીકે આવતા આવા લેખકોનું સર્જન અનુવાદક કહે છે તેમ આપણા સૌ માટે ખરે જ 'આજ અને આવતી કાલની તકેદારી' બની રહે એમ છે.

પાસ્તરનાક કૃત 'ડૉ. ઝિવાગો'ના મુકાબલે આ કથા નાની છે. પરંતુ તેમાં સમાજવાદી શાસન પ્રણાલિની મર્યાદાઓની સૈદ્ધાંતિક ચર્ચાઓ વિશેષ છે તેને બદલે અહીં એ શાસનના દોઝખમાં સડતા અસંખ્ય માનવજીવોની ઘોર યાતનાનું સંવેદ્ય ચિત્રણ-નિરૂપણ છે. સહેતુક શીર્ષક જ જેની સ્મૃતિ પ્રેરે છે એવી ચેખોવની પ્રસિદ્ધ લાંબી વાર્તા 'વૉર્ડ નં. ૬'નું આ કૃતિ અનુસંધાન સાધે છે. પરન્તુ 'વૉર્ડ નં. ૬' કરતાં 'વૉર્ડ નં. ૭'માં ઘણી પ્રગતિ (!) થઈ ચૂકી છે; કલામાં નહિ એટલી કલાસામગ્રીમાં, નિરૂપ્યમાણ વિષયમાં એટલે કે જીવન-યાતનામાં. પોતાના સહાયક ડૉક્ટર વડે પાગલ કરીને

પાગલખાનામાં પુરાઈ આખરે ચોકીદારના પ્રહારથી મરણ પામતા ચેખોવના ડૉક્ટર એન્ડ્રી એફિનોવિચ રેગેન સાથે નામ સુદ્ધાંનું સામ્ય ધરાવતા આ કથાના સહૃદય ડૉક્ટર પ્રોફેસર એન્ડ્રી નેઝેવરકી 'પ્રગતિ'–'ભ્રેકનેક સ્પીડે' થએલી એ પ્રગતિનો હિસાબ ગણતાં 'મનમાં' કહે છે: 'માણસના અંતરને ધ્રુજાવી મૂકે એવી વસ્તુ તો એ છે કે, બહારથી બધી રીતે સ્વચ્છ ને સુઘડ દેખાતો આ વૉર્ડ નં. ૭ સંસ્થા તરીકે વૉર્ડ નં. ૬ કરતા અનેકગણો અનિષ્ટકારી ને પાપમૂલક છે. કારણ, એનો ઉદ્દેશ માણસને સાજા કરવાનો નહિ પણ જાણી-બૂઝીને એને હાનિ પહોંચાડવાનો છે'. છતાં કરુણતા એ છે કે એ જ માણસને પ્રકટ રીતે તો એ વૉર્ડની પ્રશંસા જ કરવી પડે છે. તે કહે છે, હા. સહેજ ટોણો મારતાં કેઃ 'આપણે વૉર્ડ ન. ૬ થી તો ક્યાંય આગળ વધી ગયા છીએ. વૉર્ડ નં. ૭માં આજે સહુલિયતો કેટલી બધી વધી ગએલી છે!' માણસના આત્માને રહેંસી નાખનાર દંભ, અસત્ય અને અન્યાયનું પ્રાબલ્ય લેખકે નવલકથાને નિમિત્તે અહીં આલેખ્યું છે. કેવળ શાસનપ્રણાલિનાં અનિષ્ટોનાં વર્ણનથી આગળ જઈ, જીવનનાં ઊંડાણોને અવલોકતી ચેખોવની વાર્તા કરતાં આમાં સનાતનતાના અંશો કોઇને ઓછા જણાય તો પણ રાજ્યપદ્ધતિથી પર થઈ પ્રવર્તતાં ઉપર્યુક્ત ત્રણે અનિષ્ટો આજે જગતમાં સર્વત્ર નજરે પડે છે; કોઇ ને કોઈ રૂપે, અને એ અર્થમાં પણ આ કથા 'આજની અને આવતી કાલની તકેદારી' થાય છે.

'ભલમનસાઈ વિના મનુષ્યજીવન ટકવું જ અસંભવ છે' અને 'માણસના જીવનમાં સ્વાધીનતાનું સ્થાન સૌથી પ્રથમ આવે છે' એવી જેને પ્રતીતિ થઇ છે એવા આ વાર્તાના નાયક આલ્માઝોવની જેમ અનેક રાજકીય કેદીઓના નિવાસસ્થાન વૉર્ડ નં. ૭ની દુનિયા 'ઘોર કુત્સિત'ની ભૂતાવળે સર્જેલી ભીષણતાનો જે ચિતાર આપે છે તે કોઈ પણ વાચકને કંપાવી મૂકે એમ છે; લોકશાહીના વિકલ્પ તરીકે સરમુખત્યારશાહીનો વિચાર કરનારને વિમાસણમાં મૂકી દે એમ છે. સમાજવાદી શાસન સામે અવાજ ઉઠાવનાર, એ સ્વર્ગમાં વસવા છતાં અસંતોષ પામનાર વ્યક્તિને પાગલ માનવામાં આવે છે. અને વૉર્ડ નં. ૭માં રહ્યા પછી એ ડાહ્યો હોય તો યે ખરેખર પાગલ બની જાય તો નવાઈ પામવા જેવું નથી, કેમ કે ત્યાં દરેક વ્યક્તિનો એક સરખી રીતે, એમિનોઝિનની ગોળીથી અને વિશિષ્ટ સારવાર-(!) થી ઇલાજ કરવામાં આવે છે. વૉર્ડના સંચાલકો–અસહાય જૂજ પ્રામાણિકો આ પરિસ્થિતિ જાણતા હોવા છતાં કાંઈ જ કરી શકતા નથી.

'પાગલોની કુંજ' વસતા કોલ્યા, વાલોદ્યા, ગોલિન, તોલ્યા, માકાર, લિયોનાર્ડ, આદિ સંશયાત્માઓના જીવન-પ્રવાહનું વર્ણન-હૂબહૂ ચિત્રણ કરતી આ નવલકથાના દરેક પ્રકરણની શરૂઆતમાં પ્રસિદ્ધ લેખકોનાં જે અવતરણો ટાંકવામાં આવ્યાં છે તે લેખકે નિરૂપેલી પરિસ્થિતિને સમર્થિત કરે છે, અને ક્યારેક તેના પર વધુ પ્રકાશ ફેંકે છે. એમાંનું નવમા પ્રકરણ પરનું સમરસેટ મૉમનું અવતરણ અત્યંત વેધક છે. ઝડપી પ્રગતિએ તારસિસના દેશના સામાન્ય માનવીની શી દશા કરી છે તેનું એમાંથી પર્યાપ્ત સૂચન સાંપડે છે.

વ્યક્તિ તરીકે પોતાનું અસ્તિત્વ ટકાવી માણસ આ જગતમાં કેવી રીતે જીવી શકે? એ સમસ્યાને રજૂ કરતાં આલ્માઝોવનાં આ વચનો નોંધવા જેવાં છેઃ 'વ્યક્તિની સ્વાધીનતા એ જગતમાં તર્ક ને દલીલબાજીથી પર એવું એક શુભ તત્ત્વ છે. કૉમ્યુનિસ્ટોએ એ શુભ તત્ત્વની અવેજીમાં બીજા એક તત્ત્વને ચલણમાં મૂક્યું છે, ને તે એ કે હવેથી કોઈ માણસ નહિ પરંતુ સમૂહ, વ્યક્તિ નહિ પરન્તુ જૂથ જ અસ્તિત્વમાં રહેશે. પશ્ચિમના દેશો તેમજ સમગ્ર મુક્ત જગત આજે આ એક જ પ્રક્રિયાને રોકવા મથી રહ્યાં છે. માણસ કૉમ્યુનાઇઝડ વાનરની (એન્થ્રૉપોમોરફિક એમ) જાતિમાં પલટાઇ જતો કેમ બચે, એને માટેની મથામણ કરી રહ્યાં છે. જૂથમાંથી વ્યક્તિરૂપે પ્રગટ થતાં તો માણસે કંઈ હજારો વર્ષોનો ગાળો લીધેલો છે. પરન્તુ આજે હવે વળી પાછી માણસમાં એના આદિ જીવનની એ જૂથવૃત્તિ પુનર્જીવિત થઇ રહી છે–ને તે ય સૂચક રીતે' પરન્તુ આમ છતાં તેને શ્રદ્ધા છે કે 'અંતે માનવી જ વિજયી થવાનો છે, વાનર નહિ જ'.

ગમે તેવી નિરાધારી અને કપરામાં કપરી યાતનામાં પણ માનવહૃદયની આવી શ્રદ્ધા જ જીવનને ટકાવી રાખે છે એ સત્યની પ્રતીતિ કરાવતા ચેખોવના પાત્ર ઇવાન ડેમીટ્રીચના આવા શબ્દો પણ સંભારવા જેવા છે.

તે બુલંદ અવાજે કહે છે: 'નવજીવનનું ઝળહળતું પરોઢ ઊગવાનું જ છે, સત્યનો જ વિજય થવાનો છે, અને આપણે પણ એ પ્રકાશ જોવા ભાગ્યશાળી થઈશું!'— ઇવાન અને આલ્માઓવની એટલે ચેખોવ અને તારસિસની આ શ્રદ્ધા સમસ્ત માનવજાતિની શ્રદ્ધા બની રહો. અને વિશ્વના સૌ શાસકોને માણસના વ્યક્તિત્વના સંરક્ષણનું ભાન થાઓ. **હેમન્ત દેસાઈ**

× × ×

**ગાંધીજીનાં સંસ્મરણો અને બીજી સાંભરણો**

શાંતિકુમાર ન. મોરારજી. [બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ; ૨ જી ઑક્ટોબર, ૧૯૬૩. પૃ. ૨૨૪. કિં. પાંચ રૂપિયા.]

મુંબઈના પ્રખ્યાત મોરારજી ઘરાણામાં જન્મેલા શ્રી. શાંતિકુમાર 'વડીલોના પુણ્યપ્રતાપે વહેલી વયેથી જ ગાંધીજીના સંપર્કમાં' આવ્યા અને એ સંબંધ નિકટનો થયો. શ્રી શાંતિકુમારનાં સંસ્મરણોની સામગ્રી સ્વામી આનંદનાં લખાણ, છાપા, ગોઠવણી દ્વારા અહીં ગ્રંથસ્થ થઈ છે. હયાત નેતાઓમાંના કોઈની સાંભરણોનો સમાવેશ લેખકે એમાં કર્યો નથી. ગાંધીજીના વ્યક્તિત્વને અને વિચારને સમજવામાં આ સ્મૃતિચિત્રો અવશ્ય સહાયરૂપ નીવડયાં છે. સ્વામી આનંદે 'પ્રાસ્તાવિક'માં જણાવ્યું છે તેમ, 'આ સંસ્મરણોમાં આ દેશના ગાંધીયુગનો કેટલોક ઇતિહાસ અનાયાસે વણાઇ ગયો છે'.

કેટલાંક સંસ્મરણો સાવ અંગત સ્વરૂપનાં છે અને કૌટુંબિક જેવાં છે તેથી એ વધારે રોચક બન્યાં છે. ગાંધીજીની કેટલીક માન્યતાઓ, ખાસિયતો ને ટેવો એમાં આલેખાઈ છે: 'મરણને અવસરે ને માંદાને જોવા જવાનું ગાંધીજી કદી ન ચૂકે' (પૃ. ૧૨); 'ગાંધીજીની દલીલ એ હતી કે જે તીર્થંકર હોય તેનું માથું ન દુઃખે' (પૃ. ૧૩); 'રસ્કિન, ટૉલ્સ્ટૉય, થોરો વાંચ્યા પછી મેં એમના સિદ્ધાંતો અપનાવ્યા એમ મનાય છે. પણ મારા સિદ્ધાંતો ઘડાયા પછી જ મેં એમની ચોપડીઓ વાંચી, અને મારી શ્રદ્ધા દઢ થઈ, એ વધુ સાચું છે,' એમ ગાંધીજીએ કહ્યું (પૃ. ૨૦); પાન ખાવા સામે ગાંધીજીને બહુ ચીડ હતી—'ખાનારાં જ્યાંત્યાં થૂંકે. એ ગંદી ચીજ છે. તારે હોઠ લાલ કરવા હોય તો ભલે લિપસ્ટિક લગાવ. તે સામે મને એટલો વાંધો નથી, જેટલો પાન સામે છે.'—આ શબ્દોમાં બાપુજીએ એક વાર સુશીલા નય્યરને સંભળાવી દીધેલું! (પૃ. ૨૩); ગાંધીજીની ઘ્રાણેન્દ્રિય બહુ જ મંદ હતી!' એમનું 'લોહીદબાણ બહુ ઊંચું રહેતું તેથી તેમને હમેશાં લસણ ખૂબ ખાવું પડતું' (પૃ. ૩૨); 'બ્રિટિશ હકૂમતને હિંદ છોડી જવાનું કહેનારો કોઈ સચોટ છતાં સહેજે જનતાની જીભે ચડી જાય એવો શબ્દપ્રયોગ ખોળવા ગાંધીજી સહિત સૌ મથામણ કરી રહ્યા હતા. કોઇએ કહ્યું Get out. ગાંધીજી કહે એમાં અવિનય ભર્યો છે. રાજાજીએ ઘણું કરીને Retreat કે Withdraw શબ્દ સૂચવેલો. ગાંધીજી કહે Orderly Withdrawal. કોઇને પૂરો સંતોષકારક શબ્દ જડયો નહીં. થોડા દિવસ બાદ મરહૂમ યુસુફ મહેરઅલી એક બિલ્લો ગાંધીજીને દેવા સારુ બનાવડાવી લાવેલા. તે ઉપર કોતરેલું હતું: Quit India. ગાંધીજીને આ શબ્દપ્રયોગ એકદમ ગમી ગયો. કહે 'આમીન!' (પૃ. ૬૭); આગાખાન પૅલેસમાં અટકાયત દરમિયાન ગાંધીજી રોજ નાહ્યા પછી મહાદેવભાઈની તેમ જ બાની ભસ્મનો ચાંલ્લો કરતા. આ હિન્દુ સંસ્કાર વિરુદ્ધનું છે એમ પાછળથી કિશોરલાલભાઇએ એમને જેલ બહાર આવ્યા પછી સમજાવ્યું, એટલે એમણે તે છોડી દીધું' (પૃ. ૬૯); મુંબઈમાં જુહૂમાં સને ૧૯૪૪માં 'પ્રાર્થના પછી ગાંધીજી દરરોજ નાળિયેરપાણી પીતા. ગ્લાસમાં પાણી કાઢીને પીવાથી પાણીનો સ્વાદ બદલાય એમ મેં કહેલું. તેથી સીધું જ નાળિયેર મોઢે માંડીને પીતા. ગાંધીજીને આમ નાળિયેર પીતાં જોવાની છોકરાંઓને ખૂબ મજા પડતી' (પૃ. ૯૦); બીજા વિશ્વયુદ્ધને અંતે ગાંધીજીની પ્રતિક્રિયા જાણવા સારુ છાપાજોગું નિવેદન ગાંધીજીએ તૈયાર કર્યું, પણ એ સંદેશો છાપાને તો ન અપાયો. એ સંદેશામાં ગાંધીજીએ કહેલું કે, 'આ વિજય શસ્ત્ર ઉપર શસ્ત્રનો છે, કે અસત્ય ઉપર સત્યનો ને ખુદમુખત્યારશાહી સામે લોકશાહીનો? શું હવે વેર વાળનારાં બળો જ બધે તાંડવ કરશે? મારા હૈયામાં તો આવા જ સવાલો ઊઠી રહ્યા છે, અને હરેકના હૈયામાં પણ એ જ ઘોળાતા હોવા જોઇએ' (પૃ. ૧૧૮-૯); ગાંધીજી મિકૅનિક મગજવાળા પણ હતા. સને ૧૯૨૨ના જેલવાસ દરમિયાન એમણે યરવડાચક્ર શોધ્યું. સિંગરનો સીવણસંચો વધુ કેમ સુધરે તે માટે

ડાયાગ્રામ દોરીને પોતાની સૂચનાઓ એમણે સિંગર કંપનીને મોકલેલી (પૃ. ૧૪૧).

ગાંધીજીની ખાસિયતો ને દિનચર્યા વર્ણવતું ૧૮મું પ્રકરણ (પૃ. ૧૫૯ થી પૃ. ૧૭૮) ખૂબ જ રસિક અને મનનીય છે. ગાંધીજીની પ્રયોગશીલતા જોઈ શકાય છે. જાતજાતના પ્રયોગો કરીને જિંદગીનાં સત્યો તારવવાની તાલાવેલી ગાંધીજીને હંમેશ રહેતી. તેથી જ, ગાંધીજીને પોતાનો 'આશ્રમ ગાંડાની લૅબૉરેટરી તરીકે ઓળખાય એમાં નાનમ નથી લાગતી' (પૃ. ૧૫૬). ચોકસાઈના પણ ગાંધીજી જબરા આગ્રહી હતા. સરદાર વલ્લભભાઈની ૭૦મી વર્ષગાંઠ પ્રસંગે, ગાંધીજીનો એક મોટો ફોટોગ્રાફ શ્રી. શાંતિકુમાર લાવેલા એના પર ગાંધીજીએ સરદારના નામ સહિત આશીર્વાદ લખી આપ્યા, પણ સરદારના જન્મ-દિનની તારીખ પણ નીચે લખી આપવાનો આગ્રહ જ્યારે શાંતિકુમારે કર્યો ત્યારે ગાંધીજીએ કહ્યું, 'એ ન લખાય. તે અગાઉ હું મરી જાઉં તો ખોટી ઠરે!' અને, ગાંધીજીએ તારીખ ન જ લખી! (પૃ. ૧૪૮). કરકસર કરીને પોતે દેશની દોલતમાં ઉમેરો કરી રહ્યા છે એમ ગાંધીજી કહેતા (પૃ. ૧૬૦); ક્યાંયે બગાડ થતો અગર તો કોઈ પણ ચીજ વસ્તુ વેડફાતી જોવાનું તેઓ સાંખી ન શકતા (પૃ. ૧૬૧). ગાંધીજીનો પત્રવ્યવહાર વ્યાપક અને સતત ચાલતો. ઘણા કાગળો તેઓ હાથે જ લખતા. બેઉ હાથે. જમણો થાકે ત્યારે ડાબે હાથે શરૂ કરતા! 'ડાબા હાથના અક્ષર વધુ ચોખ્ખા આવતા અને સહેલાઈથી વાંચી શકાતા.' ગાંધીજી ગુજરાતી, નાગરી, ઉર્દૂ, અંગ્રેજી, બંગાળી, તામિલ, તેલગુ એમ અનેક લિપિઓ જાણતા. કાગળના કવર ઉપર ઠેકાણું પોતે જ લખતા. અંગત સંબંધવાળા લોકોના પત્રોના જવાબો તાબડતોબ, બનતાં લગી વળતી ટપાલે જ, આપતા. 'ગાંધીજી ઇન્ડીપેનો વાપરતા' (પૃ. ૧૬૩). 'તેઓ બહુ જ ધીમે ધીમે જમતા. બધાં જમી ઊઠે, વાસણ માંજીને ચાલ્યાં જાય, પણ પોતે એકલા બેઠા ખાતા હોય' (પૃ. ૧૬૪).

નિર્ણય લેવા માટે ગાંધીજી 'ટૉસ' ઉછાળતા એ એક નોંધપાત્ર અજાયબી છે. લેખકના જ શબ્દોમાં: "કોઈ વાત અંગે બેઉ પાસાં સરખાં જ વજનદાર ઠરે, નિર્ણય લેવામાં મૂંઝવણ ઊભી થાય, ત્યારે ઘણી વાર (ગાંધીજી) સિક્કો-ટૉસ-ઉછાળતા. ને સિક્કો હાના જે બાજુનો નિર્ણય આપે તે મુજબ નિઃશંક થઈને અમલ કરતા. ઘણા લોકોને આ ન રુચતું. તેઓ ગાંધીજીને કહેતા કે આમ ધાતુના ટુકડાને કે કોઈ જડ વસ્તુને માણસ પોતાનો કાજી બનાવે એમાં બુદ્ધિનું દેવાળું છે. પણ ગાંધીજી પોતાના શિરસ્તા ઉપર મક્કમ રહેતા. કહેતા, કે 'માણસ સ્ખલનશીલ (fallible) છે. પોતાની જ અક્કલ હોશિયારી પર માણસ મુસ્તાક રહે એમાં એનું મિથ્યાભિમાન, ગર્વ, રાગદ્વેષ ભળેલાં હોય. એટલે એને હાથે ખોટો નિર્ણય લેવાવાનો વધુ સંભવ. એના કરતાં સિક્કો ઉછાળીને નિર્ણય મેળવવામાં એ પોતાની વાતનો ફેંસલો ભગવાનને ભળાવે છે, અને એ રીતે પોતાની નમ્રતા અને ઇશ્વરશ્રદ્ધાનો એકરાર કરે છે. એમાં એણે પોતાની વાત ભગવાનને જ સોંપી. એણે ફેંસલો આપ્યો. પછી એને ભગવાનનો જ આદેશ ગણીને માણસ કશા વસવસા વગર નિરાંતજીવે પોતાનું કામ કરવામાં આગળ ચાલે છે.'" (પૃ. ૧૬૬)

લેખકે ગાંધીજીની દિનચર્યા (મુખ્યત્વે સને ૧૯૪૪ થી સને ૧૯૪૭ દરમિયાનની) વિગતવાર રજૂ કરી છે તે બહુ ઉદ્‌બોધક છે. મહાપુરુષની પ્રત્યેક ઝીણી વિગત પણ જાણવી-વાંચવી ગમે એવી હોય છે. ક્યારેક એનાથી હસવું પણ આવે, નવાઈ લાગે, વિચિત્રતા પણ લાગે! માલીશ કરાવતાં ગાંધીજી સૂઈ જાય! નહાતી વેળા લાંબો વખત ટબમાં બેસી કે પડી રહે; ઘણી વાર ઊંઘી પણ જાય! મુલાકાતીઓને અપાએલા ટાઈમ સાચવવામાં ગાંધીજી બહુ જ ચીવટ ધરાવતા. એક મિનિટનો ફરક ભાગ્યે કદી પડવા દે. આશ્રમના વહીવટ તેમજ હિસાબનાં કામો તપાસતા. પાઈ પાઈનો હિસાબ માગતા ને ચકાસતા. સૂવા અગાઉના છેલ્લા કાર્ય તરીકે માળા ફેરવતા. જૂની રહેણીને છેવટ સુધી ગાંધીજી વળગી રહ્યા. ચોટલી પણ છેવટ સુધી એમણે રાખી હતી.

સંસ્મરણો ખૂબ ભાવવાહી, સરળ અને ઘરગથ્થુ શૈલીમાં લખાયાં છે તેથી વિશેષ વાચનીય બન્યાં છે. આછો ચિત્રસંપુટ પણ પુસ્તકના આકર્ષણમાં વધારો કરે છે. આવા સુંદર પુસ્તકના પ્રકાશન માટે પ્રકાશકને અભિનંદન ઘટે છે. શ્રી. શાંતિકુમારે છેવટે આપેલી બીજી સાંભરણો પણ મહત્ત્વની અને રસિક છે, છતાં પ્રસ્તુત

પુસ્તકમાં તે કાંઈક બિનજરૂરી અને જુદાઇવાળી લાગે છે. ગાંધીજીનાં જ સંસ્મરણો પૂરતાં હતાં; એમાં થએલી ભેળસેળ ખૂંચે છે. અન્ય ભારતીય રાજપુરુષોનાં સંસ્મરણો આલેખતું અલગ નાનકડું પ્રકાશન વધારે સારું લાગત.

પુ.

× × ×

**સાભાર સ્વીકાર**

**પરિચય ટ્રસ્ટ,** ૧૯/૨૧ હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧નાં પ્રકાશનો:

નેહરુ શું કહી ગયા? સંપાદક: યશવંત દોશી. સને ૧૯૬૪. પૃ. ૩૮૪. રૂા. ૬.

સને ૧૯૬૫નાં પ્રકાશનો:
દરેકનાં પૃ. ૩૨ અને કિંમત પૈસા ૫૦

(૧) પત્રલેખનની કળા: મહેન્દ્ર મેઘાણી
(૨) હૉકી: સી. એસ. એ. સ્વામી
(૩) વંધ્યત્વની સમસ્યા: ડૉ. ભાનુ ર. શાહ
(૪) ભારતની શિલ્પસમૃદ્ધિ: ઉમાકાન્ત શાહ
(૫) કોલસાની કથા: ડૉ. મધુકર શાહ
(૬) કચ્છનું રણ: વિજયગુપ્ત મૌર્ય
(૭) પ્રેમચંદ: જયેન્દ્ર ત્રિવેદી
(૮) મીઠાનો ઉદ્યોગ: આર. જે. શાહ
(૯) યુદ્ધકાળમાં આરોગ્ય: મહેરવાન ભમગરા
(૧૦) ભારત–પાકિસ્તાન: એક તુલના. નરોત્તમ શાહ
(૧૧) કામ પતાવવાની કળા: એચ. એમ. પટેલ
(૧૨) માર્ક્સ શું કહી ગયા? રોહિત દવે
(૧૩) સૃષ્ટિની ઉત્પત્તિ: મનુભાઈ મહેતા

સને ૧૯૬૬નાં પ્રકાશનો:
દરેકનાં પૃ. ૩૨ અને કિંમત પૈસા ૫૦

(૧) ચાની કથા: કાકુભાઈ તના
(૨) ઍન્ટિબાયોટિક દવાઓ: ક્ષિતીશ દિવેટીઆ
(૩) ઘરઆંગણે શાકભાજી: તરુણીકા દહેજીઆ
(૪) વિદ્યાપ્રેમી ફાર્બસ: ચુનીલાલ મડિયા
(૫) દક્ષિણ રોડેશિયા: દિનકર મહાત્મે
(૬) રેસિંગ વિશે જાણવા જેવું: શંકર ત્રાલશાવાલા
(૭) ઈન્ડોનેશિયા: વિજયગુપ્ત મૌર્ય
(૮) બેઠાડુ જીવનમાં આરોગ્ય: મહેરવાન ભમગરા
(૯) તિબેટ: એ. જી. નૂરાણી
(૧૦) શાંતિસેના: નારાયણ દેસાઈ
(૧૧) ભારત અને અણુબૉમ્બ: રોહિત દવે
(૧૨) નરસિંહ મહેતા: સુરેશ દલાલ

× × ×

**લોકમિલાપ કાર્યાલય,** પોસ્ટ બૉક્સ ૨૩, ભાવનગરનાં પ્રકાશનો:

(૧) જવાહરલાલ નેહરુનો વિચાર-વારસો: અનુવાદકો–મહાદેવ દેસાઈ, મણિભાઈ દેસાઈ, કરીમભાઈ વોરા. સંપાદક–મહેન્દ્ર મેઘાણી. સને ૧૯૬૪. પૃ. ૧૫૨. રૂા. ૨.

(૨) લોકગંગા: ભારત-પાકિસ્તાન સંઘર્ષ. સંપાદક–મહેન્દ્ર મેઘાણી. સને ૧૯૬૬. પૃ. ૮૪. રૂા. ૧.

(૩) દાયકાનું યાદગાર વાચન: ૧૯૫૧-૧૯૬૦. 'મિલાપ' અંક ૨૦૦. ઑગસ્ટ ૧૯૬૬. સંપાદક–મહેન્દ્ર મેઘાણી. પૃ. ૨૩૮. રૂા. ૧૦.

*

પંદરમી ઓગસ્ટ



આપણો સ્વાતંત્ર્ય દિન













ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

# અભ્યાસ



વિચાર અને વિવેચનનું સામયિક

વર્ષ ૬ · અંક ૨ निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्। સપ્ટેમ્બર · ૧૯૬૬

"વેદ એટલે સત્યજ્ઞાન. આ સત્યજ્ઞાનના પાયા પર એની રચના થઈ હોવાથી એને જ્ઞાનમૂલક ધર્મ, વિજ્ઞાનનો ધર્મ અગર વૈદિકધર્મ એમ કહે છે. એથી જ, જ્ઞાન અને વિજ્ઞાનના ક્ષેત્રે ભલેને ગમે તેટલી પ્રગતિ થાય તો યે આ ધર્મ માટે જરા પણ ભય ઉત્પન્ન થતો નથી. વિજ્ઞાનના પાયા પર જે મત-મતાંતરો રચાએલા હોતા નથી તેમને જ્ઞાનની પ્રગતિની બીક લાગે છે એવું અહીં નથી. આપણા આ ધર્મનું મૂળ 'વેદ' છે એનું રહસ્ય આ છે. વેદરૂપી જ્ઞાનબીજમાંથી તમામ જ્ઞાનવિજ્ઞાનનો વિકાસ થયેલો છે."

**શ્રીપાદ દામોદર સાતવળેકર**

['पुरुषार्थ' (માસિક), એપ્રિલ, ૧૯૬૬. પૃ. ૧૭૯]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

## હપ્તો ૫૦ [તા. ૨૯ નવેમ્બર થી તા. ૧૨ ડિસેમ્બર ૧૯૪૮]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

### તા. ૨૯ નવેમ્બર ૧૯૪૮, સોમવાર
(વડોદરા)

સવારે વહેલા ઊઠીને નિત્યવિધિ. પછી દિલ્હી તાર (યશવંત શુક્લને[૧] ઍસેમ્બ્લી બતાવવા બાબતમાં) અને કાગળો પાડ્યા. ૯–૧૫ થી ૧૧–૩૦ સુધી અમે બધાં બહાર નીકળ્યાં—સ્વજનો તથા મિત્રોને મળવા માટે. ચિ. સૌ. તાઈ, નણુતાઈ, શ્રી ગુપ્તે માસ્તર, રિસવડકર અને અંબુતાઈને ત્યાં જઈ આવ્યા. પછી થોડો આરામ.

ભોજન બાદ શ્રી ચંદ્રશંકર શુક્લ[૨] અને એક ભાઈ શ્રી ભાટે મળ્યા. પછી આરામ. મોડેથી બપોરે ઘણા બધા લોકો મળવા આવ્યા: શ્રીયુત દા. ના. આપ્ટે, શ્રી ગોવિંદરાવ જાધવ, શ્રી પ્રાણલાલ મુનશી, કૉંગ્રેસ કમિટીના પ્રમુખ શ્રી કેશવલાલભાઈ, શ્રી નાનુભાઈ ચોકસી, શ્રી વામનરાવ નિ કતે,[૩] શ્રીમતી કુસુમબેન શાહ, વગેરે લોકો.

સાંજે ૬–૦ થી ૭–૦ જ્યુબિલી બાગમાં મારું વ્યાખ્યાન હતું. પ્રમુખસ્થાને ડૉ. જીવરાજ મહેતા (વડોદરાના દીવાન) હતા. વિલાયતના પ્રવાસ વિષે હું બોલ્યો. પાર્લમેન્ટરી પરિષદનો હેતુ, અમારો પ્રવાસ, જુદા જુદા પ્રકારના લોકો સાથેની મુલાકાતો, કારખાનાં તથા ઘરો બાંધવાની યોજનાઓ, ત્યાં અમને પુછાતા પ્રશ્નો, Commonwealthમાં રહેવું કે નહિ વગેરે સવાલો વિષે થોડું થોડું કહ્યું. છેવટે, જવાબદાર રાજ્યતંત્ર એટલે આપણા પર જ જવાબદારી આવે છે એમ પણ કહ્યું. એકંદરે આ વ્યાખ્યાન ઠીક થયું.

ઘેર આવીને બગીચામાં વાતોચીતો. શ્રી ગજેન્દ્ર પંડ્યા, વાડીમાંના બે વિદ્યાર્થીઓ વગેરે લોકો આવ્યા હતા. ભોજન બાદ વિલાયત પ્રવાસની માહિતી, વિમાની પ્રવાસના રસ્તાઓ, ફોટા વગેરે સહુને બતાવ્યાં અને બીજી વાતો.

### તા. ૩૦ નવેમ્બર ૧૯૪૮, મંગળવાર
(વડોદરા)

પરોઢિયે ૫ વાગ્યે ઊઠીને નિત્યવિધિ, સ્નાન વગેરે. રોજનીશીલેખન. શ્રી કૌલને[૪] દિલ્હી કાગળ મોકલ્યો. શ્રી કૃષ્ણમૂર્તિ રાવનો[૫] કૉન્ફરન્સ રિપોર્ટ જોઈને સુધારીને મોકલ્યો. યુનિવર્સિટી રિપોર્ટના ગુજરાતી ભાષાંતરના ભાગ ૨ અને ૩ તપાસ્યા. પછી પરચૂરણ વાચન.

૯–૩૦ થી ૧૦-૪૫ સુધી અખબારોના પ્રતિનિધિઓ સાથે મુલાકાત. ઇંગ્લૅન્ડમાંની હકીકત અને અખબારોના સામાન્ય ધોરણ તથા આદર્શો વિષે ચર્ચા થઈ. શ્રી ડૉક્ટર ત્રિભુવનદાસ શાહ, પંડિત, મહમંદ ગોદડ આદિ લોકો મળવા આવ્યા હતા.

કોલ્હટકર આર્ટિસ્ટના સ્ટુડિયો પર જઈને તેઓ મહાત્માજીનું બાવલું સુરત મ્યુનિસિપાલિટી માટે કરી રહ્યા છે એનું માટીનું મૉડેલ જોઈને સૂચનાઓ આપી. પછી જ્ઞાનમઠમાં શ્રી છોટુમહારાજના મંદિરમાં જઈને એમનાં કુટુંબને મળ્યો અને પછી ડૉ. જીવરાજને ઘેર જમવા ગયો. ત્યાં નીચેની બાબતોની ચર્ચા કરી: (૧) વડોદરા યુનિવર્સિટી રિપોર્ટની એક નકલ એમણે મને આપી. આ રિપોર્ટ એમણે પ્રસિદ્ધ કરવો પણ હાલ એના વિષે સરકારી હુકમ બહાર પાડવો નહિ એમ નક્કી થયું. અમારા રિપોર્ટની રાહ જોવી. અમારા રિપોર્ટના મુદ્દાઓ એમને કહ્યા. અને, વળી, વડોદરા રાજ્યના વિલીનીકરણનો પ્રશ્ન કેવી રીતે હલ થાય છે એ પણ જોવું રહ્યું જ. ભાવિ ધોરણ એના પર અવલંબશે. (૨) વડોદરાનું વિલીનીકરણ—merger. (૩) ભારતે Commonwealthમાં રહેવું એક રીતે જોખમ જ છે. (૪) ગવાડા–કોટવાડા ઇસ્પિતાલની બાબત. (૫) ચિ. અપ્પાસાહેબ મોઘેની નોકરીનો સવાલ.

મુકામ પર આવીને પછી વિશ્રાંતિ. પ્રિન્સિપાલ કોલ્હટકર (કૉમર્સ કૉલેજ) મળ્યા. બપોરે મોડેથી થોડું

કામ. વાતોચીતો વગેરે. શ્રી ભાઉસાહેબ ફડણીસ વગેરે લોકો મળ્યા.

૫–૩૦ થી ૬–૦ વ્યાયામશાળાની મુલાકાત અને પછી થિયૉસૉફિકલ લૉજમાં આશરે દોઢ કલાક મિત્રો સાથે વાર્તાલાપ. મુખ્ય પ્રશ્નો એટલે – (૧) વડોદરાનું merger, (૨) ભાષાવાર પ્રાંતરચના, (૩) મુંબાઈ મહારાષ્ટ્રમાં જોઈએ કે નહિ, (૪) ભારતે રાષ્ટ્રસંઘમાં રહેવું કે નહિ, વગેરે. ત્યાંથી ચાલીને જ મુકામ પર પાછો આવ્યો. ચિ. અપ્પાસાહેબ મોઘે મળ્યા. ડૉ. જીવરાજે જણાવેલા મુદ્દાઓ મેં એમને કહ્યા.

ભોજનોત્તર ડૉ. પુસાળકર સાથે વાતોચીતો. રોજનીશીલેખન.

શ્રી સુરોત્તમ હઠીસિંગ[૬] સાંજે એમના કામ અંગે આવી ગયા.

### તા. ૧ ડિસેમ્બર ૧૯૪૮, બુધવાર
### (વડોદરા-આણંદ)

પરોઢિયે ઊઠીને નિત્યવિધિ, સ્નાન વગેરે આટોપીને ૬-૧૫ના અરસામાં મુકામ પરથી નીકળીને સ્ટેશન પર અમે બન્ને આવ્યાં.

નીકળતાં પહેલાં ચિ. બાળાસાહેબ મહાજન[૭] સાથે મેં ચિ. અપ્પણાના લગ્નના વિચાર વિષે વાત કરી. અને માતુશ્રી પૂજ્ય બાઈ સાથે એમણે (બાળાસાહેબે) આ વાત કાઢીને એમને (માતુશ્રીને) સમજાવવાનો પ્રયાસ કરવો એમ કહ્યું. આ વાત માતુશ્રી પૂજ્ય બાઈ સમક્ષ મેં પરમ દિવસે કાઢી હતી. ચિ. અપ્પણાએ આ પ્રમાણે બીજી જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરવું નહિ એમ એમને તથા સૌ. વતીને ખૂબ જ ચોક્કસપણે લાગે છે. આ સ્વાભાવિક છે. આ વિષય એમને માટે દલીલોનો નથી પણ શ્રદ્ધાનો છે. જ્ઞાતિની કલ્પના આપણા સમાજમાં દૃઢમૂળ છે, પણ એનો ઉપાય એટલે 'સમય' (time) એ જ છે. ઠીક. માતુશ્રી પૂજ્ય બાઈએ એટલું જો કે દૃઢતાથી કહ્યું કે, 'જો અપ્પણાને આ પ્રમાણે લગ્ન કરવું જ હોય તો હું માત્ર પછી જુદી રહીશ.' પરંતુ આ વાત મને કેવી રીતે પસંદ પડે? ૮૧ વર્ષની ઉંમરની માતા માટે હવે જગતમાં કેટલાં વર્ષ પસાર કરવાનાં છે? અને માતાના જીવનના સંધ્યાકાળમાં એણે અમારાથી જુદાં રહેવું એ કલ્પના જ મને ભયંકર લાગે છે! પણ મેં ધીરજ અગર આશા ગુમાવી નથી. મને લાગે છે કે કેટલોક સમય ચર્ચામાં ગયો તો પછી તેઓ પ્રેમથી જ પીગળશે. ઠીક.

ચિ. અપ્પણાને મારે સમજાવવો એમ પૂજ્ય બાઈએ ફરી કહ્યું. મેં હા પાડી! એ (અપ્પણા) જે વિચાર કરે છે તે રૂઢિની વિરુદ્ધ છે તે સાચું, પણ મને તે વિચાર શાસ્ત્ર અગર નીતિની વિરુદ્ધનો જણાતો નથી. એટલે, આગ્રહપૂર્વક એને કહેવાનો મુદ્દો હોય તો તે માતુશ્રી પૂજ્ય બાઈને થનાર દુઃખ. એની જગ્યાએ હું હોત તો મેં મારો વિચાર છોડયો જ હોત અને એમને માટે (બાઈ માટે) આનંદથી આટલો ત્યાગ કર્યો હોત. પણ એ (અપ્પણા) મારી પછી ૪૦ વર્ષે જન્મ પામેલો અને પૂજ્ય બાઈ એટલે એને માટે મા નહિ પણ દાદીમા છે. પણ તેઓ મા કે દાદીમા એ ફરક લગભગ નહિવત જ છે. ખેર.

વડોદરાથી આણંદ ગાડીમાં મિત્રો સાથે વાતચીતમાં જ વખત ગયો. આણંદ સ્ટેશને ઊતરીને સોસાયટીમાં (ચરોતર) થોભીને ચા વગેરે લઈને આશરે ૮-૪૫ વાગ્યે મોટરમાં નીકળ્યો. શ્રી ઈશ્વરભાઈ (દા. ન. હાઈસ્કૂલના હેડમાસ્તર), શ્રી ભાઈલાલભાઈ[૮] એન્જિનિયર, શ્રી રાવજીભાઈ મણિભાઈ[૯] (ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી), અને શ્રી ચુનિભાઇ પટેલ (ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડના પ્રેસિડેન્ટ) એમ લોકો અમારી સાથે હતા. સુરત-વડોદરાનાં મારાં ભાષણો ખૂબ જ સરસ થયાં અને ગમ્યાં એમ ભાઈલાલભાઈએ કહ્યું, પણ કંટ્રોલની વિરુદ્ધ મેં અભિપ્રાય આપ્યો તે જો કે સારું થયું નહિ, એમ શ્રી રાવજીભાઈનો પ્રત્યાઘાત હોવાનું પણ જાણ્યું. કૉંગ્રેસના પદાધિકારીઓ અને સરકારમાં કામ કરતા પ્રધાનો તરફ અમારી વાતો પછી વળી. શ્રી મોરારજી[૧૦] વિષે વાત નીકળી. સવારે વખત મળ્યો ત્યારે અને અને ફરી સાંજે ઓડથી આણંદ પાછા ફરતી વખતે વખત મળ્યો ત્યારે આ વાતો થઇ. શ્રી મોરારજીભાઈ સાથેનો મારો ૧૯૩૬ની સાલથી શરૂ કરીને આજ લગીનો અનુભવ અને ઘણી બધી બની ગએલી નાની નાની બાબતો પણ જણાવીને એમને વિશે આદરની ભાવના મને શા સારુ થતી નથી, એમની ...કેવી છે,

એમની પાસે જવું અથવા વાત કરવી (ચર્ચા અગર સૂચના) એટલે સ્વમાન ગુમાવવા જેવું છે એમ મને શા સારુ લાગે છે વગેરે વાતો મેં કહી. કૉંગ્રેસ વિશેની મારી ઉત્કટ લાગણીને કારણે હું આ બધું બોલ્યો. કોઈકે તો બધું કહીને આંખો ખોલવાનો પ્રયાસ કરવો જ જોઈશે ને? આંખો ન ખુલી તો પણ આપણે આપણી ફરજ બજાવી એટલું તો સમાધાન આપણને મળે છે.

રાસ ગામે જતી વખતે રસ્તામાં વિરસદ ઊતર્યાં. લોકોએ સત્કાર કરીને એક સભા રાખી. ત્યાંથી વાસદ-કઠાણા રેલ્વે લાઈન ઉપાડી લીધી એ ફરી નાખવી એવી વિનંતી લોકોએ કરી. આ ફરિયાદ અને નિવેદન સરકાર સુધી હું જરૂર પહોંચાડીશ એમ મેં કહ્યું. એનાથી વિશેષ હું શું કરવાનો?

વિરસદથી રાસ જતી વખતે થોડો રસ્તો ચૂકી જવાથી રાસ મુકામે પહોંચવામાં વખત લાગ્યો. ૧૦ ને બદલે ૧૧ થયા! પછી ૧૧થી આશરે ૧૨-૩૦ સુધી રાસ-દવાખાનાના ટ્રસ્ટીમંડળની સભા. શ્રી રવિશંકર મહારાજ,[૧૧] શ્રી બબલભાઈ મહેતા,[૧૨] ડૉ. હરિપ્રસાદ (શ્રી ભાઈલાલભાઈ), શ્રી મગનભાઈ શંકરભાઈ આદિ ટ્રસ્ટીમંડળના અને અન્ય હાજર હતા. આ દવાખાનું કેવી રીતે ચલાવવું એ મુખ્ય સવાલ. વાર્ષિક ૨૫-૩૦ હજારનું ખર્ચ. કસ્તુરબા ફંડે[૧૩] આ દવાખાનું પોતાને હસ્તક લેવું એવી સૂચના થઈ. મને આ કઠણ દેખાય છે. સરકાર અગર લોકલ બોર્ડને આ કામ સોંપવું એવું પણ લાગ્યું. એકંદરે શું કરવું એનો વિચાર કરીને નક્કી કરવા માટે શ્રી આશાભાઈ, રવિશંકર મહારાજ અને હું એમ ત્રણ જણની કમિટી કરવી એમ નક્કી થયું. ખર્ચનો અંદાજ વગેરે બધું ડૉ. સૌભાગચંદ્ર શાહ, ડૉ. પટેલ અને ડૉ. હરિપ્રસાદ–એમણે કરીને આપવો એમ નક્કી થયું. ઠીક.

પછી જમવા કરવાનું આટોપીને બે વાગ્યે નીકળ્યાં. વાતોચીતો Control વિષે ચાલતી હતી. રાસથી આણંદ આવીને ત્યાં થોડો વખત થોભીને ચાર વાગ્યે નીકળ્યાં તે પ્રથમ સારસા મુકામ પર આશરે ૨૦ મિનિટ થોભ્યાં. લોકોએ અમારું સ્વાગત કરીને ચા-પાણીની વ્યવસ્થા કરી. અમને મોડું ઘણું થયું અને વખત પણ થોડો મળ્યો. આશરે ૫-૩૦ વાગ્યે ઓડ મુકામે ગયાં અને તરત જ શાળાની સભાનો પ્રારંભ શાળાગૃહમાં થયો. વિવાદાસ્પદ એવી બાબતો વિશે પણ ઝાઝી ચર્ચા થઈ નહિ. મારી હાજરીને કારણે આમ થયું એ નિઃશંક, પણ આ વસ્તુ ભયથી થઈ કે સૌજન્યને (courtesy) કારણે કે લોકોને યોગ્ય કર્યું જણાયું તે સમજવાથી થયું? એ સવાલ જ છે. પછી જાહેર સભા થઈ. હું આશરે ૨૫ મિનિટ વિલાયતના પ્રવાસ વિષે બોલ્યો. પછી શેઠ મગનભાઈનાં માતુશ્રીને મળીને નીકળ્યાં તે સ્ટેશન પર આવીને નડિયાદ માર્ગે આશરે ૧૦ વાગ્યે આણંદ મુકામે પહોંચ્યાં. પછી જમણ અને ભોજન બાદ વાતોચીતો. શિક્ષકભાઈઓ સાથે, આશરે ૧૧-૩૦ સુધી.

## તા. ૨ ડિસેમ્બર ૧૯૪૮, ગુરુવાર
### (આણંદ–અમદાવાદ)

પરોઢિયે વહેલા ઊઠીને સ્નાન વગેરે આટોપીને નીકળ્યાં. વિદ્યાનગર સંસ્થાઓની મુલાકાતે ગયાં. ત્યાં શાસ્ત્રીય પ્રયોગોનું પ્રદર્શન યોજ્યું હતું તે જોયું. ચીજો સાદી જ હતી પણ સામાન્ય માણસને કૌતુક અને મઝા પડે અને જિજ્ઞાસા ઉત્પન્ન કરે એવા પ્રયોગો હતા. ત્યાંથી ૧૦–૧૫ના અરસામાં નીકળીને આણંદ મુકામે નીકળીને શ્રી કિશોરભાઈ (સોસાયટીના[૧૪] એક દાતા અને પડોશી)ને ઘેર ચાપાણી માટે આવ્યાં અને પછી ૧૦–૪૦ થી ૧૨ સુધી દા. ન. હાઈસ્કૂલનાં છોકરાંઓને વિલાયતના પ્રવાસની હકીકત કહી. છોકરાંઓને મારી વાત ગમી એમ લાગ્યું. બહુ નવું અગર ગંભીર એવું કશું નહોતું. પણ થોડુંક વિનોદયુક્ત, વર્ણનાત્મક હતું. ઠીક. ભોજન બાદ આરામ. ડૉ. મગનભાઈ પટેલ અને શ્રી ભાઉસાહેબ જાંભેકર એમ લોકો મળવા આવ્યા હતા.

ત્રણ વાગ્યે આણંદથી મોટરમાં નીકળીને ચારના અરસામાં નડિયાદ આવ્યાં. ત્યાં શ્રી ચુનિભાઈ પટેલને ઘેર ચા અને શૌચ આટોપીને મહાગુજરાત આયુર્વેદિક મહાવિદ્યાલયના લોકોને એમની સંસ્થામાં મળ્યો. ચાર શબ્દો મેં કહ્યા. રચનાત્મક સમાજસેવા એ જ સ્વાતંત્ર્યનો પાયો એમ મારો મુદ્દો. પછી મહાવિદ્યાલયની તૈયાર થઈ રહેલી ઇમારત વગેરે જોઈને બાદમાં જાહેર પ્રવચન. ઇંગ્લૅન્ડમાં બધું જ વિશાળ, અહીં બધું જ સંકુચિત એ મુદ્દો. એકંદરે આ વ્યાખ્યાન ઠીક થયું.

પછી ડૉ. વાણીના પુત્ર (ચિ. વસંત[૧૫])નાં લગ્નમાં

જઈ આવ્યાં અને ત્યાંથી સ્ટેશન પર આવ્યાં. ફરવાનું તથા શ્રી બાબુભાઈ પટેલ[16] અને ચંદ્રકાંત શાહ સાથે વાતો. ફાસ્ટ ગાડીથી નીકળીને ૮–૪૫ના અરસામાં અમદાવાદ.

ઘેર આવીને ટપાલ જોઈ. શ્રી. નાનાસાહેબ સરદેસાઈ[17] અને ડૉ. દિઘે જયપુરથી આવ્યા હતા (આજે બપોરે) એમને મળવા ફરવાનું.

## તા. ૩ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. પછી કાગળો વગેરે. ગુજરાત વિદ્યાસભાના[18] શતાબ્દી ઉત્સવ માટે પંડિતજી (જવાહરલાલ) આવી શકે એમ છે કે નહિ એ અંગે કસ્તુરભાઈને ત્યાં પૂછપરછ. આણુ મુકામે એમને તાર. અને એ બાબતમાં શ્રી રસિકલાલ પરીખ[19] સાથે વિચારવિનિમય. અન્ય પરચૂરણ કામો.

બપોરે ૧૧–૪૫ના અરસામાં અમે બધાં (ચિ. સૌ. સરલા[20] સિવાય) મેમનગર ગામે રમણલાલ ડ્રાઇવરના બહેનનાં લગ્નમાં ગયાં. ત્યાં એમનાં એક સ્વજન એવા દહેગામના વકીલે સત્કાર ભાષણ કરીને પછી ચાર શબ્દો બોલવાની મને વિનંતી કરી. માટે હું થોડું બોલ્યો. જમણુ આટોપીને આશરે ૨–૧૫ વાગ્યે ઘેર પાછાં ફર્યાં.

ઘેર આવીને આરામ. ૩ વાગ્યે નીકળીને શ્રી નાનાસાહેબ સરદેસાઈ અને ડૉ. દિઘેની સાથે એલ. એલ. ડી. આર્ટ્સ[21] કૉલેજમાં ગયો. વિદ્યાર્થીઓની સભા હતી. મેં ખૂબ જ વિસ્તારથી શ્રી નાનાસાહેબનો પરિચય આપ્યો અને પછી તેઓ બોલ્યા. ઇતિહાસ-સંશોધન વિશે સામાન્ય વાતચીત કરીને એમણે જયપુરમાં કાગળો ને દસ્તાવેજો શા માટે અને કેવી રીતે છે એ વિષે કહ્યું. સંભાજીનો સલાહકાર કલુશા તંત્રવિદ્યાનો ઉપાસક હતો અને તંત્રવિદ્યાનું સારું એવું જોર છેલ્લા હજાર વર્ષથી હિંદુસ્તાનમાં ચાલ્યું અને કઈ રીતે તે પહેલવહેલી આવી એ વિષેનું સંશોધન મનોરંજક નીવડશે એમ નાનાસાહેબે કહ્યું. વ્યાખ્યાન પછી એમને સાયન્સ કૉલેજ તથા અમારી બીજી યોજનાઓ બતાવી. એ બધું જોઇને એમને ખૂબ સારું લાગ્યું.

ઘેર આવીને ચા અને શૌચ. લોકો સાથે મુલાકાતો. ભારતી સાહિત્ય સંઘના ડિરેકટરોના બોર્ડની સભા. પછી ભદ્રમાં અખાડામાં પ્રાર્થના માટે ગયો હતો. શ્રી નાનાસાહેબ સરદેસાઈ અને દિઘે પણ આવ્યા હતા. બંગલા પર ભોજન બાદ વાતોચીતો ને વિશ્રાંતિ.

## તા. ૪ ડિસેમ્બર ૧૯૪૮, શનિવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. પછી ડૉ. ફોજદાર આવ્યા હતા. મારા લોહીના તપાસનો ડૉ. વણીકરનો રિપોર્ટ એમને મળ્યો. લોહીમાં ખાંડનું પ્રમાણુ નિઃશંક વધી રહ્યું છે એટલે હવે મારે ખૂબ કાળજી રાખવી જોઇએ એ સાર. મારું લોહીનું દબાણુ અગાઉ તા. ૩૦ જુલાઇએ લીધું હતું તેટલું જ આજે પણ છે. ૧૩૮ systolic અને ૮૨ diostolic. નાડી ૮૨ હતી. ઠીક. પછી કાગળો અને પરચૂરણ કામો.

ભોજન બાદ વિશ્રાંતિ. બાદ ટપાલ, વગેરે. ૪–૩૦ થી ૫–૩૦ ગુજરાત વિદ્યાસભામાં શ્રી નાનાસાહેબ અને ડૉ. દિઘેને લઇને ગયો. મિત્રો સાથે એમનો પરિચય કરાવ્યો. અને પછી ઇતિહાસ-સંશોધન અંગે શ્રી નાનાસાહેબ થોડો વખત બોલ્યા. જેધે સાલવારીની શોધ કેવી રીતે થઈ એની રસિક હકીકત એમણે કહી.

ત્યાંથી ટયૂટોરિલ હાઈસ્કૂલ (ત્રણ દરવાજા)માં ગયો. અમદાવાદ શિક્ષક મંડળ તરફથી આજે ત્યાં મારા ભાષણનો કાર્યક્રમ હતો. વિલાયતના પ્રવાસ વિષે શૈક્ષણિક દૃષ્ટિથી મારે બોલવાનું હતું. એની સાથે જ આ લોકોએ સત્કાર સમારંભ પણ યોજ્યો હતો. વિલાયતમાં લોકોએ શિક્ષણનું મહત્ત્વ જાણ્યું છે; છોકરાંઓનાં શરીર, મન અને બુદ્ધિ સુદૃઢ કરવાના પ્રયત્નો એ લોકો કરી રહ્યાં છે વગેરે વાતો મેં કરી.

ત્યાંથી બંગલા પર આવીને જમણું વગેરે આટોપીને હું શ્રીમતી અનસૂયાબેનને ઘેર ભારત સરકારના મજૂર પ્રધાન શ્રી જગજીવનરામને મળવા માટે ડોકિયું કરી આવ્યો અને પછી સ્ટેશને ગયો. શ્રી નાનાસાહેબ, દિઘે અને ચિ. બાપુ ગુજરાત મેલમાં મુંબાઈ રવાના થયા.

રાત્રે પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૫ ડિસેમ્બર ૧૯૪૮, રવિવાર
### (અમદાવાદ–તેનપુર)

આજે ફરી શકાયું નહિ. શ્રી જગજીવનરામ આશ્રમમાં આવવાના હોવાથી મોટરમાં જ ત્યાં ગયો. થોડો વખત

ઘેલાને એમને મળીને પાછો આવ્યો. બાદ ટપાલ લખાવી અને પરચૂરણ કામો.

જમણ આટોપીને ૧૦-૫૦ની ગાડીમાં નેનપુર મુકામે ગયો. રસ્તામાં ગાડીમાં વિશ્વવિદ્યાલયના રિપોર્ટનું ગુજરાતી રૂપાંતર થોડું તપાસ્યું. ૧૨ વાગ્યે નેનપુર પહોંચ્યો. આખો દિવસ ત્યાં જ હતો. ગ્રામવિકાસ સંઘની[૨૨] કારોબારીની સભા. લોકો સાથે મુલાકાતો, વાતચીત અને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક સાથે વાતો. જૂનાં સંસ્મરણો અને હાલના વિષયો.

રાત્રે ૧૦ના અરસામાં ઘેર પાછો આવ્યો. ત્યાર બાદ અખબારોની કેટલીક કાપલીઓ ચિ. અરુણાએ કરી રાખી હતી તે જોઈ. ટપાલ વાંચી.

### તા. ૬ ડિસેમ્બર ૧૯૪૮, સોમવાર (અમદાવાદ)

સવારે ફરવાનું. પછી ઇન્જેકશન વગેરે, નિત્યવિધિ આટોપીને ડિસેમ્બર-જાન્યુઆરી પ્રવાસનો કાર્યક્રમ નક્કી કરીને શ્રી શ્યામલાલ[૨૩] (વર્ધા), ઠક્કર બાપા[૨૪] (દિલ્હી), યશોધરમ્મા દાસપ્પા[૨૫] (આરસીકેરી, મૈસુર) વગેરેને કાગળો અને તાર અને બીજાં પરચૂરણ કામો.

ભોજન બાદ વિશ્રાંતિ અને ૨-૩૦ થી કામની શરૂઆત. ટપાલ વગેરે. ૩-૩૦ થી ૫-૦ સુધી 'કુમાર'[૨૬] માટે જૂનાં સંસ્મરણો (કૉલેજનાં)નો લેખ લખાવ્યો. મને કંઈ આ લેખ ઝાઝો ચમકદાર લાગ્યો નહિ. પણ ઉપાય નથી. આજે શાકમારકીટના લોકો આવ્યા હતા. માર્કેટિંગ ઍક્ટ પ્રમાણે રચાએલી કમિટી તરફથી એમને ન્યાય મળતો નથી એવી ફરિયાદ. કાયદો જોઈને શ્રી પન્નાલાલ ઝવેરીને મળીને પછી શું કરવાનું તે જોઈશ એમ કહ્યું.

૫-૩૦ થી ૬-૩૦ શેઠ શ્રી નવીનચન્દ્ર મફતલાલ[૨૭] સાથે જઈને, કૉલેજની જમીનો, કૉલેજના બાંધકામ, યુનિવર્સિટીની યોજનાઓ વગેરે એમને બતાવ્યાં. એમને આ બધું ગમ્યું હોય એમ લાગ્યું. પછી શ્રી મુઝુમદાર સાથે યુનિવર્સિટી અને અન્ય બાબતો વિષે ચર્ચા. યુનિવર્સિટીના ઉપકુલપતિ (Vice Chancellor) કોને બનાવવા એ પ્રશ્ન. આ સવાલ મુશ્કેલ તો ખરો જ. ખટપટી લોકોને મોકો મળે નહિ અને સારો વિદ્વાન મળે એ મુદ્દો. એમણે શ્રી રાધાકૃષ્ણન્[૨૮], કૃષ્ણન્[૨૯] વગેરે નામો સૂચવ્યાં. પણ મારા મતે યુનિવર્સિટીનો તમામ વ્યવહાર જો ગુજરાતીમાં થવાનો તો Vice Chancellor ગુજરાતી જાણનારો હોવો જોઈએ. એ દૃષ્ટિથી શ્રી ભાભા[૩૦] (હાલમાં હિન્દુસ્તાન સરકારમાં છે) અગર ડૉ. જીવરાજ મને પસંદ જણાય છે; પણ ડૉ. જીવરાજ કેવી રીતે આવી શકે? ઠીક. ઈશ્વરને ચિંતા. સવારે શ્રી ઇન્દ્રવદન[૩૧] 'ગુજરાત સમાચાર'ના કામ માટે મળ્યા હતા. નવું છાપવાનું યંત્ર ખરીદવા માટે એમને દોઢ લાખ રૂપિયા ઉછીના જોઇએ છે એ વિષે પણ શ્રી મુઝુમદારને વાત કરી.

રાત્રે જમવા માટે શ્રી અંબાલાલ સારાભાઇને ત્યાં ગયો હતો. અન્નપ્રધાન જયરામદાસ[૩૨] આવ્યા હતા. શ્રી મણિભાઈ (મ્યુનિસિપલ પ્રમુખ) અને શ્રી વસાવડા[૩૩] (મજૂર ઑફિસ) ત્યાં મળ્યા. મ્યુનિસિપાલિટી અને ઇતર બાબતો વિષે હું સ્પષ્ટતાથી તેમની સાથે બોલ્યો. હું જે કાંઈ બોલ્યો એનો વિકૃત અહેવાલ શ્રી મોરારજીભાઈ પાસે પહોંચી જવાનો એમાં શંકા નથી.

ઘેર આવ્યા બાદ બપોરનો લેખ વાંચીને સુધાર્યો અને પછી વિશ્રાંતિ.

### તા. ૭ ડિસેમ્બર ૧૯૪૮, મંગળવાર (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ. તા. ૩૦ ડિસેમ્બર ૧૯૪૮ થી તા. ૧૪ જાન્યુઆરી ૧૯૪૯ સુધીનો પ્રવાસ-કાર્યક્રમ નક્કી કર્યો અને એ પ્રમાણે સાતારા મોકલવાના તથા અન્ય કાગળો. કેટલુંક ઑફિસનું કામ. વિલાયતના હિસાબ વિષે ચિટણીસ સાથે થોડી વાર ચર્ચા. શ્રી રસિકભાઇ પરીખ સાથે ગુજરાત વિદ્યાસભાની શતાબ્દી બાબતમાં ચર્ચા. પંડિતજીને કાગળ લખવો એમ નક્કી થયું.

ભોજન બાદ ટપાલ. વિશ્રાંતિ. પરચૂરણ વાચન. પછી ડૉ. સાઠયે, બાહુલિકર અને દેસાઈ એમના મેડિકલ ઍક્ટ અંગે મળવા આવ્યા હતા. પછી આજે રોટરી ક્લબમાં મારે જે વિષય પર બોલવાનું છે (My Impressions of the Parliamentary Conference) તેનું ટાંચણ. વિશ્વવિદ્યાલયના રિપોર્ટનું

ગુજરાતી રૂપાંતર સુધારવાનું કામ આગળ ચાલુ. શ્રી મણિભાઈ તેલી આવ્યા હતા. એમના ૫૦,૦૦૦ રૂા. 'ગુજરાત સમાચાર'માં ડિપૉઝિટ તરીકે રાખવા માટે એમણે સંમતિ આપી.

સાંજે ભાવનગરના શ્રી હરભાઈ ત્રિવેદી[૩૪] આવ્યા હતા. એમની સાથે ચર્ચા. ભારતી સાહિત્ય સંઘના કાર્યને ચાલુ રાખવા માટે શી વ્યવસ્થા કરવી એ સવાલ. વધારે મૂડી જોઈએ અને તે કેવી રીતે ભેગી કરવી? હાલમાં કંપનીની મૂડી (Capital) વધારવી નહિ. લોકો પાસેથી અનામત રકમો (deposits) જમે લેવી એવો મારો અભિપ્રાય આપ્યો. એમની સાથે શૈક્ષણિક વિષયોની પણ ચર્ચા કરી.

૭ થી ૮ સુધીનો સમય રોટરી કલબમાં. હું ગુજરાતીમાં જ બોલ્યો. પણ આ લોકો હજી પણ અંગ્રેજીમાં બોલવાનો મોહ શા સારુ રાખે છે? અલબત્ત, ટેવનો સવાલ અને ગુજરાતીમાં બરાબર બોલવાનું ફાવશે કે કેમ એની ગભરામણ. કેવળ મોહ જ છે એવું નથી, પણ થોડોક મોહ તો ખરો, એમ મને ભાસે છે. આજ લગી જુદી જુદી સભાઓમાં જે મુદ્દાઓ મેં મૂકયા હતા તે જ આજે કહ્યા.

રાત્રે જમવા માટે સૌ. વતી અને હું ચિ. સૌ. ઇન્દુભાઈ ભાગવતને ઘેર ગયાં હતાં. ઘણી બધી જૂની કૌટુંબિક વાતો નીકળી. ૯–૩૦ના અરસામાં બંગલા પર પાછાં આવ્યાં. પરચૂરણ કામો અને વાચન.

ચિ. અણ્ણાનાં લગ્નની બાબતમાં ચિ. બાપુનો કાગળ આવ્યો છે. વિચારોની રજૂઆત સમતોલ અને સરસ કરી છે. પણ, 'મને મરાઠીમાં લખવાનું ફાવશે નહિ માટે અંગ્રેજીમાં લખ્યું છે' એવું કહે છે! ચિ. બાળ પણ અંગ્રેજીમાં વ્યવહાર કરે છે! આપણું કૌટુંબિક જીવન અને શિક્ષણ કેવું ભૂલભરેલું બન્યું છે એનો જ આ પુરાવો! ઠીક. ચિ. અણ્ણાને એ કાગળ મેં આપ્યો. એણે પણ જવાબ અંગ્રેજીમાં જ લખ્યો. વિચાર, રજૂઆત અને ભાષા યોગ્ય છે. એ (અણ્ણા) ભાવનાપ્રધાન છે તેને કારણે થોડો વિગતમાં ઊતરી પડ્યો છે, એટલું જ.

## તા. ૮ ડિસેમ્બર ૧૯૪૮, બુધવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. નિત્યવિધિ. પછી મદ્યનિષેધ મંડળી હીરક મહોત્સવ વિષેનું અને બીજું પરચૂરણ કામ. આજે ઘણા બધા કાગળો લખાવ્યા. કુલ સંખ્યા ૧૩ થઈ!

બપોરના ભોજન (લંચ) માટે શ્રી પરસી વકીલ[૩૫]ને ઘેર ગયો હતો. સૌરાષ્ટ્રના પ્રધાન શ્રી મનુભાઈ શાહ[૩૬], ડિસ્ટ્રિક્ટ પોલિસ સુપરિન્ટેન્ડન્ટ શ્રી કાનેટકર, શેઠ ચિનુભાઈ ચિમનભાઈ[૩૭] અને બીજા બે પારસી એમ લોકો હતા. હાલની પરિસ્થિતિ વિષે તથા જેલમાંના અમારા અનુભવો વિષે ઘણી બધી વાતોચીતો થઈ. સમાજની પુનર્રચનામાં આર્થિક વિકેન્દ્રીકરણ થવું જોઈએ એ ગાંધીજીનો વિચાર શ્રી મનુભાઈને અશક્ય જણાય એટલું જ નહિ પણ મહાન ગુરુઓ તત્ત્વની દૃષ્ટિએ જે કહે છે તે એમના શિષ્યોએ કદી જ કરેલું નથી એવો જગતનો ઇતિહાસ છે એમ મનુભાઈ બોલ્યા તેથી આશ્ચર્ય થયું. તો પછી 'ખાદી અમારું પ્રતિક શા સારુ?' એવો મારો સવાલ હતો. ઠીક.

૨–૪૫ના અરસામાં ઘેર આવીને થોડો આરામ. પછી યુનિવર્સિટી રિપોર્ટનું ગુજરાતી રૂપાંતર આગળ જોયું.

૫–૩૦ થી ૬–૩૦ સુધી એજ્યુકેશન સોસાયટીની સભા (ગવર્નિંગ બૉડી). પછી થોડી ચર્ચા.

રાત્રે જમવા માટે અમે બધાં શ્રી ચંદ્રકાંત ગાંધીને ઘેર ગયાં હતાં. મુઝુમદાર, ડાહ્યાભાઈ પટેલ, ઠાકોરભાઈ મુન્શા વગેરે લોકો હતા. ઘણી બધી વાતોચીતો થઈ. વખત આનંદમાં પસાર થયો.

પાછા આવીને થોડો વખત યુનિવર્સિટી રિપોર્ટનું ગુજરાતી રૂપાંતર.

ચિ. અણ્ણાનાં લગ્નની બાબતમાં માતુશ્રી પૂજ્ય બાઈનો ચિ. અણ્ણા પર ખૂબ જ હૃદયદ્રાવક એવો ઉત્કટ પત્ર આવ્યો છે. ચિ. અણ્ણા પર એમને (બાઈને) ખૂબ જ વહાલ છે એનું જ આ પરિણામ. પણ તેઓ ય છેવટે બદલાશે જ એમ અંતરાત્મા કહે છે. ચિ. બાપુને પણ આ બાબતનો કાગળ લખ્યો.

## તા. ૯ ડિસેમ્બર ૧૯૪૮, ગુરુવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. નિત્યવિધિ. ઇંજેક્શન, વગેરે. પછી

ઘણા કાગળો લખાવ્યા. અંગ્રેજી અને મરાઠી (૧૫). 'લોકશિક્ષણ'ના શ્રી ગણપતરાવ જાંભેકરને એમના તા. ૨/૧૧ના ખૂબ સવિસ્તર કાગળનો વિગતે જવાબ લખીને સદ્‌ગત બાળશાસ્ત્રીના સ્મારક ગ્રંથમાં એમણે સર્વસામાન્યપણે સૌની પર ટીકાનાં બાણ છોડયાં તે મને ગમ્યું નહિ એમ પણ જણાવ્યું. અકોલાનાં શ્રી સૌ. પ્રમિલા ઓક દિલ્હીમાં એકાએક ગુજરી ગયાનું જાણીને દુઃખ થયું. શ્રી એકનાથ મહાજનીને એ બાબતમાં કાગળ લખ્યો. હઠીસિંગભાઇએ એમના અરુણ મિલના કામ અંગે આવ્યા હતા. આ લોકો યુનિવર્સિટીને દાન આપવાની બાબતમાં છટકબારી જેવું કરે છે. એ વિષે એમને સ્પષ્ટ ટકોર કરી.

ભોજન બાદ ટપાલ. ઑફિસકામના કાગળો જોઇને મોકલી આપ્યા. પછી વિશ્રાંતિ.

થોડો વખત યુનિવર્સિટી રિપોર્ટનું ગુજરાતી રૂપાંતર જોયું. ૩–૧૫ થી ૫–૦ સુધી એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં યુરોપના પ્રવાસ વિષે વ્યાખ્યાન. આ વખતે અંગ્રેજીમાં બોલ્યો.

ઘેર આવીને ચા આટોપીને પછી ગુજરાત વિદ્યાસભાની ઑફિસમાં ઇમારત–સમિતિની સભા માટે ગયો. ત્યાંથી ભદ્રમાં થોડો વખત બેઠો હતો. યુનિવર્સિટી રિપોર્ટના ગુજરાતી રૂપાંતરનું કામ આગળ જોયું. પછી શેઠ રતિલાલ ખુશાલદાસ[૩૮] સાથે અનાથાશ્રમમાં ગયો. વિધવા સ્ત્રીઓનો વિભાગ અને બાળકો પ્રથમ જ વાર જોયાં.

ત્યાંથી જમવા માટે શ્રી ત્રિકમલાલ મહાસુખરામ[૩૯]ને ત્યાં ગયો હતો. શ્રી સતિયા[૪૦], વગેરે લોકો હતા. ઘણી બધી વાતોચીતો.

પાછા આવ્યા બાદ થોડું પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૧૦ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું, નિત્યવિધિ. પછી કાગળો. અંગ્રેજી અને મરાઠી (૧૭ કાગળો). યુનિવર્સિટી રિપોર્ટનું ગુજરાતી રૂપાંતર. શેઠ શાંતિલાલ મંગળદાસ[૪૧] મળ્યા. એમણે આપવાના દાનના પાંચ લાખની રકમ એમણે આપવી એ વિશે મેં કહ્યું. યુનિવર્સિટી વિષે બીજી પણ વાતો નીકળી. આવતી કાલે સાંજે મારી સાથે કૉલેજ વગેરેનું કામ જોવા આવશે. શેઠ રમણલાલ લલ્લુભાઇ[૪૩] મળ્યા. શેઠ છોટાલાલ હિરાચંદને ત્યાંના રૂપિયા ૨,૫૦,૦૦૦ વિષે ખાસ ભારપૂર્વક કહ્યું. રવિવાર સુધીમાં એ અંગે ઘટતું કરશે એમ તેઓ બોલ્યા. ૧૧ થી ૧૨ બ્રહ્મચારીવાડી સમિતિની સભા થઈ. શાળાની અને બીજી ઇમારતો, અધ્યાપકોના પગાર વધારવા વગેરે પ્રશ્નો હતા.

ભોજન બાદ ટપાલ અને પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

૨–૩૦ થી કામની શરૂઆત. ટપાલ પર સહીઓ અને રવાનગી. ગુજરાત યુનિવર્સિટી કમિટીના રિપોર્ટનું ગુજરાતી ભાષાંતરનું કામ પૂરું કર્યું.

૫–૧૫ વાગ્યે ગુજરાત વિદ્યાસભાની ઑફિસમાં ગયો. ત્યાં બ્રહ્મચારીવાડી[૪૩] અને યુનિવર્સિટી વિષેના કામો જોઈને પછી ૫–૩૦ થી ૬–૧૫ સુધી સોમાભાઈ શાહ–માલિક અને સંપાદક, 'ગુજરાતી પંચ'–માટેની શોકસભા. હું પ્રમુખપદે હતો. સોમાભાઈ એકંદરે સજ્જન, એમણે પોતાના અખબારમાં કોઈને પણ ગાળો વગેરે આપી નહિ અને ભલેને સૌમ્ય રીતે પણ પોતાની ભૂમિકા અગર મત લોકો સમક્ષ મૂકવાનું કામ કર્યું.

ત્યાંથી ભદ્રમાં આવ્યો. માતુશ્રી પૂજ્ય બાઈ આજે પાંચ વાગ્યે વડોદરાથી અહીં આવ્યાં. હઠીસિંગભાઇએ ભદ્રમાં જ આવ્યા હતા. એમના પરના કેસની બાબતમાં આવતી કાલે કયા ધોરણે કામ કરવું એ અંગે એમના વકીલો સાથે વિચાર-વિનિમય કર્યો. પછી એમની ઈન્કમ-ટૅક્સ નોટિસ વિષે ચર્ચા.

બંગલા પર આવીને વાતો વગેરે. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૧૧ ડિસેમ્બર ૧૯૪૮, શનિવાર
### (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ. ત્યાર બાદ ઘણા કાગળો લખાવ્યા. ૧૨ કાગળો મોકલ્યા અને બપોરે બીજા પાંચ-સાત લાંબા કાગળો લખાવ્યા. જૂનો પત્રવ્યવહાર જવાબ આપવા સારુ વાંચ્યો.

૧૧ થી ૧૨ શેઠ ભો. જે. વિદ્યાભવનની સભા. મામૂલી કામો અને ચર્ચા.

ભોજન બાદ ટપાલ જોઈ. આરામ. પરચૂરણ વાચન. ૨-૪૫ થી કામ. જૂની ટપાલ જોવાની અને જવાબોની તૈયારી. પછી કેટલાક કાગળો લખાવ્યા. વેસ્ટર્ન ઇન્ડિયા ઈન્શુરન્સના શ્રી બાપટ આવ્યા હતા. એમની કંપનીમાં મારે થોડો વીમો ઊતરાવવો એ એમનો આશય હતો. લોકોની શરીર-પ્રકૃતિ સુધરે એવી—એટલે કે ઘરો બાંધવાં, ખેતી, દૂધ વગેરે ડેરી પદાર્થો પેદા કરવા વગેરે—યોજનાઓને ઈન્શુરન્સ કંપનીઓએ કરજ પેટે રકમ આપવાનું કરવા વિશે એમની સાથે ચર્ચાઓ થઈ. શ્રીમતી લીલા દેસાઈ અમેરિકા જઈને આવ્યાં તે મળ્યાં. શૈક્ષણિક ક્ષેત્રમાં એમણે કામ કરવું, શક્ય હોય ત્યાં સુધી ગુજરાતમાં અને સરકારી નોકરીની બહાર રહીને એમણે કામ કરવું એમ મેં એમને મારો અભિપ્રાય જણાવ્યો. કામને માટે જોઈતું સ્વાતંત્ર્ય સરકારી નોકરીમાં હજી દસ વરસે પણ મળે એ મુશ્કેલ. ઠીક. પારસી પ્રાથમિક શાળાના એક માસ્તર મળ્યા. એમને એક વરસ સુધી પ્રતિમાસ રૂપિયા દસ આપવાનું ઠરાવ્યું. એ પૈકી પાંચ હું અને પાંચ સોમનાથ ભુદરદાસ ટ્રસ્ટ આપશે. એ પ્રમાણે એમને (શ્રી...ને) આપ્યા. આર. સી. ટેકનિકલ સ્કૂલના શ્રી દેસાઈ (પ્રિન્સિપાલ) મળ્યા. એમની શાળાના વિકાસની અને એ સ્કૂલ અમારા યુનિવર્સિટી ક્ષેત્રમાં ગણવાની એમની યોજના પરમ દિવસ સુધીમાં તૈયાર થશે એમ કહીને ગયા. શ્રી ગિરધરલાલ દામોદરદાસ પણ આવ્યા હતા.

૬-૦ વાગ્યે શેઠ શાંતિલાલ મંગળદાસની સાથે એજ્યુકેશન સોસાયટીની જમીનો પર જઈ આવ્યો. એમને બધું બતાવ્યું. પછી ઘેર આવીને એમની સાથે માણેકશેઠાણીને ત્યાં ગયો. એમની કંપનીઓમાંથી યુનિવર્સિટીને દાન આપવા વિષે વાત કરી આવ્યો. પછી થોડો વખત શ્રી બાબુરાવ મહેતા સાથે વાતો. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૧૨ ડિસેમ્બર ૧૯૪૮, રવિવાર
### (અમદાવાદ)

સવારે ફરવાનું. નિત્યવિધિ. કાગળો, વગેરે. શ્રી પાટીલ વકીલ અને જાંભેકર વકીલ હઠીસિંગના ઇન્કમ ટૅક્સ કામ અંગે મળવા આવ્યા હતા.

ભોજન બાદ વિશ્રાંતિ. ટપાલ જોઈ અને મોકલી. શ્રી. બાળાસાહેબ ખેરના ભાગીદાર શ્રી. અંબાલાલ પરીખ મળવા આવ્યા હતા. ચા અને શૌચ આટોપીને ૫ થી ૬ શ્રી ગીતામંદિરમાં ગીતા–જયંતી નિમિત્તે ગયો હતો. ગીતા ઉપર પ્રવચન કરવાનો સ્વામી વિદ્યાનંદજીએ[૪૪] આગ્રહ કર્યો. મેં નીચે પ્રમાણે મુદ્દા રજૂ કર્યા: ગીતાનું તત્ત્વજ્ઞાન આ પ્રમાણેના મુદ્દાઓ પર આધારિત છે. (૧) શરીર નશ્વર અને આત્મા અમર છે, (૨) દરેકે પોતાનું કર્તવ્ય સતત બજાવતા રહેવું. એનો જ અર્થ કર્મયોગ. પણ આ કર્મ જ્ઞાનપૂર્વક અને અનાસક્તિથી થવું જોઈએ. આ તત્ત્વોનું આચરણ એનું જ નામ યોગ. અને આ યોગ સાધવો એટલે જ પુરુષાર્થ. ત્યાંથી ૬-૧૫ થી ૭-૦ સુધી ભદ્ર અખાડામાં સભા. શરૂઆતમાં થોડી કવાયત પણ થઈ.

ત્યાર પછી શેઠ નવીનચંદ્રભાઈને ત્યાંનાં લગ્નમાં ગયો. ત્યાં શેઠ અમૃતલાલ હરગોવનદાસ[૪૫] અને બીજા લોકો મળ્યા. યુનિવર્સિટીનાં ફંડ વિશે વાતો અને ચર્ચા થઈ. પછી સર ચિનુભાઈને ઘેર ગયો. ત્યાં સ્વામી હંસદેવને મળી આવ્યો.

રાત્રે ભોજન બાદ વાતોચીતો અને વાચન.

(ક્રમશ:)

## પાદટીપો

૧ શ્રી યશવંત પ્રાણશંકર શુકલ. હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદના આચાર્ય; સંપાદક, 'બુદ્ધિપ્રકાશ'; મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ.

૨ સદ્‌ગત શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ. સમર્થ પત્રકાર, લેખક અને શ્રેષ્ઠ અનુવાદક.

૩ સદ્‌ગત શ્રી વામનરાવ નિકતે. વડોદરાના આગેવાન પ્રજાસેવક.

૪ શ્રી મહેશ્વર નાથ કૌલ. લોકસભાના નિવૃત્ત સચિવ. હાલ રાજ્યસભાના નિયુક્ત સભ્ય છે.

૫ શ્રી એસ. વી. કૃષ્ણમૂર્તિ રાવ. લોકસભાના નાયબ અધ્યક્ષ. અગાઉ તેઓ રાજ્યસભાના નાયબ અધ્યક્ષ હતા.

૬ શ્રી સુરોત્તમ હઠીસિંગ. મિલમાલિક, અમદાવાદ.

૭ શ્રી અનંત નરહર મહાજન. વડોદરામાં રાવપુરા, મહા-

જન પોળમાં રહે છે. માવળંકર કુટુંબના નિકટના સગા.

૮ ડૉ. ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ. વલ્લભ વિદ્યાનગરના સર્જક; ગુજરાત સ્વતંત્ર પક્ષના અધ્યક્ષ; ગુજરાત વિધાનસભામાં વિરોધ પક્ષના નેતા.

૯ સદ્‌ગત શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ. ગાંધીજીના અંતેવાસી. ભારત સેવક સમાજ, ગુજરાતના અગ્રણી.

૧૦ શ્રી મોરારજી રણછોડજી દેસાઈ. ભારત સરકારના માજી નાણાં પ્રધાન; ગુજરાતના આગેવાન કૉંગ્રેસી નેતા. ભારત સરકારના વહીવટી સુધારા પંચના અધ્યક્ષ.

૧૧ શ્રી રવિશંકર મહારાજ. ગુજરાતના પીઢ રચનાત્મક કાર્યકર અને મૂક સેવક.

૧૨ શ્રી બબલભાઈ મહેતા. જાણીતા સર્વોદય કાર્યકર.

૧૩ કસ્તુરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટ. ગાંધીજી, સરદાર અને ઠક્કર બાપા પછી દાદાસાહેબ આ ફંડના અધ્યક્ષ ચુંટાયા. ટ્રસ્ટી તો અગાઉથી જ હતા. આખર સુધી દાદાસાહેબે આ ફંડના અધ્યક્ષ તરીકે સુંદર કામ કર્યું.

૧૪ ચરોતર એજ્યુકેશન સોસાયટી. વર્ષો સુધી અને આમરણ દાદાસાહેબ આ સોસાયટીના પ્રમુખપદે હતા.

૧૫ ડૉ.વસંત કનૈયાલાલ વાણી, F.R.C.S. England. અમદાવાદના નામાંકિત સર્જન. હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સની બોર્ડ ઑફ ગવર્નર્સના અધ્યક્ષ. માનદમંત્રી, ગુજરાત રેડ ક્રૉસ સોસાયટી.

૧૬ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ. મંત્રી, ગુજરાત પ્રદેશ કૉંગ્રેસ સમિતિ. મુંબઈ રાજ્યના માજી પ્રધાન તથા વલ્લભ વિદ્યાપીઠના માજી ઉપકુલપતિ.

૧૭ સદ્‌ગત ગોવિંદ સખારામ સરદેસાઈ. રિયાસતકાર. પ્રસિદ્ધ ઇતિહાસકાર અને મરાઠા ઇતિહાસના ગાઢ અભ્યાસી અને લેખક. માવળંકર–સરદેસાઈ કુટુંબ મૂળ એક જ વંશનું. રિયાસતકાર સરદેસાઈ પૂના પાસે કામશેતમાં રહેતા હતા તે દરમિયાન અનેક વાર દાદાસાહેબ એમને મળવા અને એમની સાથે રહેવા કામશેત જતા.

૧૮ ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. ૧૧૮ વર્ષ જૂની ગુજરાતની જાણીતી સાહિત્ય તથા વિદ્યાવિષયક સંસ્થા. અગાઉ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરીકે ઓળખાતી હતી. દાદાસાહેબ આખર સુધી ગુજરાત વિદ્યાસભાના પ્રમુખપદે રહ્યા અને સંસ્થાના કામમાં ઊંડો, ઉત્કટ અને વ્યાપક રસ લઈને સંસ્થાની એમણે મોટી સેવા કરી.

૧૯ શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ. ગુજરાતના સમર્થ વિવેચક અને લેખક. ગુજરાત વિદ્યાસભા સંચાલિત શેઠ ભોળાભાઈ જેશીંગભાઈ વિદ્યાભવનના અધ્યક્ષ. ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ.

૨૦ સૌ. સરલા બાળકૃષ્ણ માવળંકર. દાદાસાહેબનાં જ્યેષ્ઠ પુત્રવધુ.

૨૧ એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજ, જે હવે એલ. ડી. આર્ટ્સ કૉલેજ તરીકે ઓળખાય છે.

૨૨ ગ્રામવિકાસ સંઘ સંસ્થાના દાદાસાહેબ પ્રમુખ હતા. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની સંસ્થાઓ તથા રચનાત્મક પ્રવૃત્તિઓ સાથે દાદાસાહેબ હંમેશ ગાઢ રીતે સંકળાએલા હતા. શ્રી યાજ્ઞિક માટે દાદાસાહેબને ઘણો પ્રેમ અને આદર હતો.

૨૩ શ્રી શ્યામલાલજી. ઑફિસ સેક્રેટરી, કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટ, ઇંદોર.

૨૪ સદ્‌ગત શ્રી અમૃતલાલ વી. ઠક્કર,, ઠક્કરબાપા. ગુજરાતના ને ભારતના સમર્થ લોકસેવક; આદિવાસીઓના કામમાં ખૂબ દિલચસ્પી દાખવતા અને અખિલ ભારતીય આદિમ જાતી સેવક સંઘના પ્રણેતા હતા. હરિજન સેવક સંઘની પ્રવૃત્તિઓના પ્રાણ હતા. ગોપાળ કૃષ્ણ ગોખલે સ્થાપિત Servants of India Societyના આજીવન સભ્ય હતા.

૨૫ શ્રીમતી યશોધરા દાસપ્પા. મહિસુરનાં ખ્યાતનામ રચનાત્મક કાર્યકર. મહિસુર સરકારનાં માજી પ્રધાન.

૨૬ 'કુમાર'—સુપ્રસિદ્ધ ગુજરાતી માસિક. સંસ્થાપક: શ્રી રવિશંકર મ. રાવળ. સંપાદક: શ્રી બચુભાઈ રાવત.

૨૭ સદ્‌ગત શેઠ શ્રી નવીનચંદ્ર મફતલાલ. મુંબાઈના મશહૂર ઉદ્યોગપતિ અને દાનવીર.

૨૮ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્. ભારતના રાષ્ટ્રપતિ.

૨૯ સદ્‌ગત ડૉ. કૃષ્ણન. ભારતના ખ્યાતનામ વૈજ્ઞાનિક.

૩૦ શ્રી હોરમસજી કુંવરજી ભાભા. ભારત સરકારના માજી પ્રધાન.

૩૧ શ્રી ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર. 'ગુજરાત સમાચાર'-ના પ્રથમ સંપાદક, હાલ બૅંગ્લોરમાં રહે છે અને ત્યાંના 'Deccan Herald' પત્રમાં કામ કરે છે.

૩૨ શ્રી જયરામદાસ દોલતરામ. ભારત સરકારના માજી પ્રધાન અને આસામનાં માજી ગવર્નર. પુરોગ કૉંગ્રેસી નેતા. રાજ્યસભાના સભ્ય.

૩૩ શ્રી શ્યામપ્રસાદ રૂપશંકર વસાવડા. મજૂર મહાજન, અમદાવાદના પ્રધાનમંત્રી તથા ભારતીય મજૂર ચળવળના એક અગ્રણી.

૩૪ 'ઘરશાળા', ભાવનગરના સ્થાપક અને પ્રમુખ. ગુજરાતના જાણીતા અને પીઢ કેળવણીકાર.

૩૫ સદ્‌ગત પારસી રૂસ્તમજી વકીલ. અમદાવાદના અગ્રણી નાગરિક. ૧૯૪૨ની ચળવળ વખતે જેલવાસ ભોગવ્યો હતો.

૩૬ શ્રી મનુભાઈ શાહ. ભારત સરકારના વેપાર ખાતના પ્રધાન.

૩૭ શ્રી ચિનુભાઈ ચિમનભાઈ શેઠ. અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશનના માજી મેયર. ગુજરાત વિદ્યાસભાના અધ્યક્ષ.

૩૮ શ્રી રતિલાલ ખુશાલદાસ પટેલ. મિલમાલિક, અમદાવાદ. ભારતીય ક્રિકેટ કંટ્રોલ બોર્ડના ભૂતપૂર્વ અધ્યક્ષ.

૩૯ શ્રી ત્રિકમલાલ મનસુખરામ. જાણીતા વેપારી અને મસ્કતી માર્કીટના એક અગ્રણી.

૪૦ શ્રી ચંદુલાલ ભીખાભાઈ સતિયા. ગુજરાત વેપારી મહામંડળના માજી પ્રમુખ.

૪૧ શેઠ શાંતિલાલ મંગળદાસ. મિલમાલિક, અમદાવાદ.

૪૨ શેઠ રમણલાલ લલ્લુભાઈ. મિલમાલિક, અમદાવાદ.

૪૩ બ્રહ્મચારીવાડી અને સંસ્કૃત પાઠશાળાના દાદાસાહેબ વર્ષોથી અને છેક સુધી અધ્યક્ષ હતા.

૪૪ સદ્‌ગત મહામંડલેશ્વર સ્વામી વિદ્યાનંદજી મહારાજ. અમદાવાદમાં અને ભારતનાં અન્ય શહેરોમાં ગીતા મંદિરોના સ્થાપક અને ગીતા સંદેશના પ્રચારક. દાદાસાહેબ જોડે સ્વામીજીએ યુરોપનો પ્રવાસ ખેડયો હતો.

૪૫ શેઠ અમૃતલાલ હરગોવનદાસ. ખ્યાતનામ મિલમાલિક અને અમદાવાદના જાહેર જીવનના એક અગ્રણી. અમદાવાદ ઍજ્યુકેશન સોસાયટીના સ્થાપક પૈકી એક તથા હાલમાં એના અધ્યક્ષ.

*

'રાજા પવિત્ર અને સારો હોય ત્યાં સુધી તો પ્રજા એને મદદ કરે, ન્યાય ચલાવવામાં મદદ આપે, વિધોટી ભરે; પણ એ અત્યાચારી થાય તો? તો શાસ્ત્ર કહે છે કે બધી વાત રાજાને સંભળાવવાનો પ્રજાનો ધર્મ થઈ પડે છે. પ્રજાએ આ વાત ઉદ્ધતાઈથી નહિ પણ વિનયથી–પુત્ર, પિતાને કહે એવી રીતે કહેવી જોઈએ. પ્રજાએ દૃઢતા, નિર્ભયતા અને વિનય, બધું શીખવાની જરૂર છે. વળી એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે જેમ 'યથા રાજા તથા પ્રજા' જેટલું સાચું છે તેટલું જ 'યથા પ્રજા તથા રાજા' સાચું છે. એ જ વસ્તુ બીજા શબ્દોમાં એક અંગ્રેજી કહેવતમાં પણ આવી જાય છે કે જે રાજ્યને તમે લાયક હશો તેવું રાજ્ય તમને મળવાનું. એટલે એકબીજાની એકબીજા ઉપર અસર થયા જ કરે છે. પ્રજાનાં સત્ય, વીર્ય, દૃઢતાની રાજા ઉપર અસર પડયા વિના રહેતી નથી; અને રાજાના અત્યાચારની અને અસત્યની પણ અસર થયા વિના રહેતી નથી'.

(મહાદેવભાઇની ડાયરી, પુસ્તક ૮) ગાંધીજી

*

# ગોપાળ કૃષ્ણ ગોખલેનું જાહેર જીવન

**કલ્યાણરાય ન. જોષી**

સને ૧૯૦૪ના ડિસેમ્બર માસના છેલ્લા દિવસોમાં મુંબાઈ શહેરમાં સર હેન્રિ કૉટનના પ્રમુખપદે 'ઇન્ડિયન નેશનલ કૉંગ્રેસ'ની બેઠક યોજાઈ હતી. તે રાષ્ટ્રીય સંમેલનમાં સેવા અર્પણ કરવાના હેતુથી–કૉંગ્રેસના સ્વયંસેવકદળમાં મારા એક શુભેચ્છકે મારી નિયુક્તિ સાધી આપી હતી. ગોપાળ કૃષ્ણ ગોખલે એ સંમેલનના જોડીઆ મંત્રી હતા. મુખ્ય મંત્રી શ્રી દીનશા એદલજી વાચ્છા હતા. ગોખલેના ઉતારા પરના તંબુ પર સ્વયંસેવક તરીકે સેવા આપવાની કામગીરી મને મળી હતી. ગોખલેની સાદાઈ, એમની ઉદ્યમપ્રિયતા, એમની ત્યાગવૃત્તિ અને નાના સરખા તંબુમાં નિવાસ અને ભરચક કાર્યક્રમમાં ગુંથાએલા હોવા છતાં–ચા-કૉફીના પ્યાલા કરતાં વધારે મોજ આપતા. સંગીન પુસ્તકોના પરિશીલનની એમની ધગશ જોઇ હું એમના પ્રત્યે પૂર્ણ આદર સેવતો થઈ ગયો હતો. આ વાત લગભગ સાઠ વરસ પહેલાંની છે. એ વખતે એમના પ્રત્યે મારા હૃદયમાં જન્મેલો આદર પ્રતિદિન વધતો ગયો તે આજ સુધી વધ્યા જ કરે છે.

એમના તંબુમાં એમના ખાટલા પાસે મુકાએલા ખુલ્લા ઘોડાના ખાનામાં મેં જે પુસ્તકો જોયાં હતાં તેનાં નામો (થોડાં ઘણાં) આજે સંભારી સંભારી અહીં ટાંકતાં મને આનન્દ થાય છે: (૧) દાદાભાઈ નવરોજજીનું 'Poverty and UnBritish Rule in India' (૨) રાનડેનું ''Indian Economics–essays', (૩) રમેશચંદ્રદત્તનું–Ancient Civilisation of India', (૪) ચિપળુણકરનું–'*निबन्धमाला*' (૫) સર વિલિયમ ડિગ્બીનું ભારત વિષેનું અંગ્રેજી પુસ્તક...મારા કૉલેજ-જીવનમાં (સને ૧૯૦૫ થી ૧૯૦૮) આ બધાં પુસ્તકો વાંચી જવાનો મેં આગ્રહ સેવ્યો હતો. મારો એ આગ્રહ મારા જીવનમાં ફૂલ્યો અને ફાલ્યો.

### ગોખલેના જાહેર જીવનની ભૂમિકા

ઓગણીસ વરસની ઉમ્મરે બી. એ.ની પદવી મેળવી પૂનાની ફરગ્યુસન કૉલેજમાં–'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ના સક્રિય સભ્ય તરીકે ગોખલે ચુનન્દા પ્રોફેસર તરીકે ઝળકી ઊઠયા હતા. ગણિતવિદ્યા, ઇતિહાસ અને અર્થશાસ્ત્રની ફિલસૂફી, અંગ્રેજી સાહિત્ય વગેરે વિષયો પર એમનાં વ્યાખ્યાનો સાંભળવાં એ તો પૂનાના વિદ્યાર્થીઓનું મહા સદ્‌ભાગ્ય ગણાતું હતું. ઘણી વાર મુંબાઈની કૉલેજના વિદ્યાર્થીઓ એ વ્યાખ્યાનોનો રસ-સ્વાદ માણવા મુંબાઈથી પૂના જઈ ચડતા હતા.

હિન્દી પ્રજાના જીવનમાં એમને હમદર્દી જાગી હતી. જનસમાજની પીડાઓ એમને ખૂબ ખટકતી હતી. શ્રી મહાદેવ ગોવિંદ રાનડેની દોરવણી એમણે માન્ય રાખી હતી. એમણે સારી પેઠે સમજી લીધું હતું કે જો કોઇ પ્રશ્ન હલ કરવાનું કામ હાથમાં લેવું હોય તો તે પ્રશ્નને ચારે તરફથી પૂરેપૂરો સમજી લેવા અથાક અને અવિરત અભ્યાસ સાધવો જરૂરનો હોય છે. ઉપરછલ્લી માહિતીથી કોઈ પણ વિષયની ચર્ચા કરવી–એ એમને મન અક્ષમ્ય દોષ મનાતો હતો. જાહેર જીવન માટે તેમણે રાનડેની દોરવણી નીચે પરિપકવ નિર્ણયો સાધી લીધા હતા. ફરગ્યુસન કૉલેજમાંથી પોતાની સેવાની ઠરેલી મુદત પૂરી થતાં તેમણે તરત જ રૂ. ૩૦નું માસિક નિવૃત્તિ વેતન લઈ જાહેર જીવનમાં ઝંપલાવ્યું હતું.

### જાહેર જીવન માટે સેવેલા નિર્ણય

ગોખલે માનતા હતા કે જાહેર જીવન ગાળવાનો એમને જ હક્ક હોઈ શકે કે જેમણે ઉચ્ચ શિક્ષણ મેળવવાની સાધના કરી હોય, જેમણે દેશ માટે પોતાની સર્વ વિભૂતિનું સમર્પણ કર્યું હોય, જેમણે ન્યાતજાતનો, ઉચ્ચનીચનો, ધર્મપન્થીનો ભેદ સમૂળગો તજી દીધો હોય, અને જેમણે આજીવન ત્યાગ, સાદાઈ અને શરીરની અને મનની પવિત્રતા સ્વીકાર્યા હોય.

પોતાના કાર્યની સિદ્ધિ માટે અસત્ય કે અર્ધા સત્યવાળી દલીલો કદી પણ હાથ પર ન લેવી જોઈએ એવો એમનો કડક નિર્ણય એમણે ઘણી વાર સમાજની અપ્રિયતા વહોરીને પણ પકડી રાખ્યો હતો. જાહેર પ્રશંસા એ જાહેર જીવન ગાળનારનું ધ્યેય હોવું ન જોઇએ

એમ તે માનતા હતા. એમણે ઘણી વાર ભાર દઈને પોતાના મનને અને આપ્તજનને સમજાવ્યું હતું કે જાહેર જીવન ગાળનારા માટે કપરામાં કપરું કામ કીર્તિ પ્રત્યેની અભિમુખતા ટાળવાનું હોય છે. ગોખલેના જીવનની વિચાર-સૃષ્ટિમાં ડોકિયું કરનારને જ્યારે જ્યારે કોઈ ગાંઠો અને ગૂંચવાડા દેખાય ત્યારે ત્યારે એમનો આ કીર્તિ પ્રત્યેની અભિમુખતાનો ત્યાગ જો સમજવામાં આવે તો એ ગાંઠો અને ગૂંચોનો નીવેડો આપોઆપ આવી જાય છે.

એમને ઇંગ્લૅન્ડમાં વેલ્બી કમિશન સમક્ષ–વિચાર દર્શાવવા ભારતના પ્રતિનિધિ તરીકે જવાનું થયું હતું; ત્યાં એમની કામગીરી યોગ્ય રીતે વખણાઈ હતી. તેમની શિષ્ટાભરી મક્કમ વિચારસરણી અંગ્રેજ મુત્સદ્દીઓને બહુ ગમી હતી. આવા પ્રોત્સાહનથી તેમનું ચિત્ત જાહેર જીવન પ્રત્યે નિશ્ચિતતાથી ઢળી ચૂક્યું. એ અરસામાં એમણે પોતાની જાતને સમૃદ્ધ કરવા જે સંકલ્પો સેવ્યા હતા–તે એમણે એક કાગળ પર ટપકાવી લીધા હતા. તે કાગળની ચબરખી એમના વિદ્વાન અનુયાયી શ્રીનિવાસ શાસ્ત્રીએ એક વાર એમના જાહેર ભાષણમાં રજૂ કરી હતી તેમાં લખ્યું હતું કે—"(તારીખ ૫ ફેબ્રુઆરી ૧૮૯૮)

શ્રી ગુરુદત્તાત્રેયની કૃપાથી હું નમ્રતાથી છતાં ઉત્સાહપૂર્વક નીચેની બાબત પ્રાપ્ત કરવા કે સાધી લેવા પ્રયત્ન કરીશ:

(૧) હું નિયમિત રીતે યોગનો મહાવરો રાખીશ.

(૨) હું નીચે જણાવેલા વિષયોનું સારું જ્ઞાન મેળવીશ.

(ક) ઇતિહાસ–પ્રાચીન અને અર્વાચીન, (ખ) ફિલસૂફી–તત્ત્વવિદ્યા–પ્રાચીન તેમજ અર્વાચીન, (ગ) ખગોળ-શાસ્ત્ર, (ઘ) ભૂસ્તરવિદ્યા, (ચ) માનવદેહવિદ્યા (ઇન્દ્રિય વિજ્ઞાન), (છ) માનસશાસ્ત્ર–મનોવિજ્ઞાન, (જ) ફ્રેન્ચ-ભાષા.

(૩) હું નીચે જણાવેલી સંસ્થાનો સભાસદ થવા પ્રયત્નશીલ રહીશ: (ક) મુંબાઈની ધારાસભા, (ખ) વડી ધારાસભા, (ગ) બ્રિટિશ પાર્લમેન્ટ."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જાહેર જીવન ગાળવાની અભિલાષા ધરાવનારે સદ્વિદ્યાના અભ્યાસથી સજ્જ થવું આવશ્યક છે. એ ગોખલે પૂરેપૂરું અન્તઃપ્રેરણાથી સમજ્યા હતા.

## ગોખલેની દેશભક્તિ

ગોખલેની દેશભક્તિ અનન્ય કહી શકાય તેવી હતી. એમના ઇતિહાસના ઊંડા અભ્યાસની વિભૂતિ ઉપર એમની દેશભક્તિનું મંડાણ મંડાયું હતું. એમના ગુરુ રાનડેના પ્રેરણાદાયક સદ્બોધથી ગોખલેની દેશભક્તિ અડગ અને વિકસતી રહી હતી. ભારત એમની આંખ આગળ સદા ચેતનવન્ત અને ઉત્ક્રાન્તિની શક્યતાવાળો પૃથ્વી પરના મહાખંડ જેવો ખડો રહ્યો હતો. જેમ કોઈ સાચા વૈષ્ણવને પોતાનું જીવન પોતાની દેવસેવાની ક્રિયા-પ્રક્રિયામાં વણાઈ ગએલું હોય ત્યારે જ આત્મસંતોષ થાય છે તેમ ગોખલેની જીવન-પ્રવૃત્તિ આત્મસંતોષ માટે ભારતીય પ્રશ્નોના અભ્યાસમાં, તેના ઉકેલમાં અને તેના ઉકેલાએલા ગૂંચવાડાની ધમાલમાં સદા સંકળાઈ રહેતી હતી. એમ કહીએ તો ખોટું નથી કે ગોખલે ભારત માટે જન્મ્યા હતા, તેમણે ભારત માટે જ જીવી જાણ્યું હતું અને તેમનું અવસાન પણ ભારત માટેની સેવા-ધમાલમાં જ થયું હતું.

જ્યારથી તે જાહેર જીવનમાં ભાગ લેતા થયા ત્યારથી "ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ"ની કાર્યવાહી એમને ગળે બાંધીને તે ફરતા હતા. સાચો વૈષ્ણવ પોતે જ વૈષ્ણવ રહેવામાં જીવનની સાર્થકતા માનતો નથી, સાચો ખ્રિસ્તી કેવળ પોતાના જીવનને ખ્રિસ્તીના ગુણોથી મઢી દેવામાં જ જીવનની સિદ્ધિ માનતો નથી, તેવી જ રીતે ગોખલે પોતે દેશભક્તિના સ્વાંગથી રાચવામાં જીવનની ઇતિશ્રી માનતા નહોતા. તે દેશના બધા સમજુ જનોને દેશ-ભક્તિની દીક્ષા આપવાના કોડ સેવતા હતા અને તે કોડની સંપ્રાપ્તિ માટે યથાશક્તિ તનતોડ જહેમત તે ઉઠાવતા હતા.

હિન્દી મહાસભાના સામાન્ય મંત્રી તરીકે સને ૧૯૦૪-માં ગોખલે મદ્રાસ ગયા હતા, ત્યાં ભારત પ્રત્યેની દેશ-ભક્તિ જગાડવા એમણે જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તેનો અંતિમ ફકરો આ પ્રમાણે હતો:

'Gentlemen, the great need of the situation is that you should have more faith in the work. Our cause is a cause for which every one of us can do something. Those who have money can give funds, those that have

leisure can give time, those that have ability can contribute to the formation of public opinion on different questions. Young men might come forward to take up the work as missionaries in connection with this cause. There is a great need of quiet work to be done for which we want young men willing to take their instructions from their elders, willing to go among the public without noise, or fuss, not anxious to address meetings, but willing and content to do quiet work. If we all recognise our respective duties in the spirit, we shall be able to turn our present efforts into a great rousing movement for the political emancipation of this land. In the presence of such a movement all our petty personal differences will sink, all our squabbles vanish, our faith will shine radiantly, sacrifices will be made to the extent they are necessary and the country will march upward, will press onward to the realisation of that destiny of which we should dream by night and on which we should muse by day.'

ગોખલેના સમયમાં ભણેલાગણેલા લોકોએ દેશભક્તિ કેળવવાનો સમજપૂર્વક પ્રયત્ન કર્યો હતો. તેવો સમજપૂર્વક પ્રયત્ન (ઊર્મિલતાથી નહિ) ભારતમાં કદી થયો નથી. ભારતના ખૂણેખૂણે દેશભક્તિના અંકુરો જુદીજુદી રીતે ફૂટી નીકળ્યા હતા. જેને આંખ હતી તે આ જુવાળ જોઈ શકયા હતા. અંગ્રેજ સરકારના અંગ્રેજ કર્મચારીઓને એ દર્શન મોટા વિપ્લવ જેવું દેખાયું હતું.

## ગોખલેની દેશભક્તિનું પ્રતિબિંબ એટલે હિન્દસેવક સમાજ

પૂનાની ફરગ્યુસન કૅાલેજમાંથી નિવૃત્ત થતાં જ ગોખલેની દેશભક્તિ સર્વાંગે ઝળહળી ઊઠી હતી. એ મહાપ્રકાશનું એક પ્રતિબિંબ તે–Servants of India Society–हिन्दसेवक समाज. ભારતનાં ઝીણાં પાતળાં દુઃખો હળવાં કરવા માટે સ્વતંત્ર કાર્યકરોનું મંડળ ગોખલે ઊભું કરવા ઇચ્છતા હતા. એ મંડળમાં કેવળ સેવાભાવથી અને દેશભક્તિથી પ્રેરાઇને ભારતના શ્રેયની સાધના કરવા ઉત્સુક હોય તેવા સુશિક્ષિત સભ્યોને તે નિયુક્ત થએલા જોવા ઇચ્છતા હતા. એ ધ્યેય નજર આગળ રાખી તેમણે પૂનામાં ઈ. સ. ૧૯૦૫માં The Servants of India Society સ્થાપી. ગોખલે ઇચ્છતા હતા કે દેશભક્તિનાં કાર્યોમાં પ્રભુભક્તિનાં કામો જેવી ધાર્મિકતા હોવી જોઈએ તેથી આ હિન્દસેવક સમાજની સ્થાપના વખતે–ફરગ્યુસન કૅાલેજ પાસેની ટેકરી ઉપર ગોખલે અને બીજા ત્રણ સેવકો પવિત્ર બનીને બેઠા અને ત્યાં હિન્દસેવક સમાજના આજીવન સભ્ય બન્યાની પવિત્ર પ્રતિજ્ઞા ધાર્મિક ગાંભીર્યથી તેમણે લીધી હતી. એ સ્થાને આજે એક આરસની તખ્તી લગાડેલી જોઈ શકાય છે તેના ઉપર આ પ્રમાણે શબ્દો કોતરવામાં આવ્યા છે :

Here at Sun-rise on the
12th June 1905
The Hon'ble G. K. Gokhale C.I.E.
Life Member, Deccan Education Society
took the vows of
The Servants of India Society
and administered them to
Mr. N. A. Dravid
Mr. A. V. Patvardhan and
Mr. G. K. Devadhar.

આવી અપૂર્વ સંસ્થા સ્થાપવામાં ગોખલેનો જે ઉપદેશ હતો તે એમણે પોતે લખી મૂકેલા કાગળોમાંથી 'મળી આવતા શબ્દો પરથી આપણે જાણી શકીએ છીએ. એમણે જણાવ્યું હતું કે,

'The Servants of India Society will train men, prepared to devote their lives to the cause of the country in a religious spirit and will seek to promote by all constitutional means, the national interests of the Indian people.'

હિન્દસેવક સમાજના અંગભૂત સેવકોએ દેશના દરેક પ્રકારના હિતની સિદ્ધિ રાજ્યના બંધારણપૂર્વક યોગ્ય મનાતાં સાધનો અને માર્ગદ્વારા ધાર્મિક ભાવનાથી સાધવાની હોય છે.

ભારતમાં બધાં મોટાં મથકે આ સંસ્થાની શાખાઓ સ્થાપી પ્રાન્તે પ્રાન્તે હિન્દસેવકો ઊભા કરવાની નેમમાં ગોખલેની અપૂર્વ દેશભક્તિ તરવરી રહી છે. માનનીય શ્રીનિવાસ શાસ્ત્રી, પંડિત હૃદયનાથ કુંઝરુ, અમૃતલાલ ઠક્કર બાપા જેવા પ્રખર સેવકો આ સંસ્થાના અંગ બની ભારતની અણમોલ સેવા કરી પોતાના જીવનની ધન્યતા પામી શક્યા છે. આ સંસ્થાની પરોક્ષ અસર ગોખલેના કાળના ઘણા ડાહ્યા પુરુષોના જીવનધ્યેય પર પડી હતી. સર્વશ્રી સપ્રુ, જયકર, મદનમોહન માલવિયા, પરાંજપે, મોહમદઅલ્લી ઝીણા, ડૉ. સુમન્ત મહેતા, કુલકર્ણી અને મોતીભાઈ અમીન વગેરે મહાન માનવીઓ પોતાના જીવનના ધ્યેયમાં દેશના હિતની સિદ્ધિ ધાર્મિક ભાવનાના બળથી બંધારણીય માર્ગો દ્વારા સાધવાની નેમ રાખી શક્યા હતા.

## નિરામય જાહેર જીવનના અધ્વર્યુ ગોખલે

સને ૧૮૯૦ થી સને ૧૯૧૦ સુધીની વીસીમાં ભારત દેશનું લોકજીવન કેવું હતું તે ઇતિહાસના અભ્યાસીની નજરથી આપણે જોઈ શકીએ નહિ તો ગોખલેના જાહેર જીવનના સ્વરૂપનો ખ્યાલ આપણને સર્વાંગે આવી શકે નહિ. ઇતિહાસનાં સત્યો ગણિતશાસ્ત્રનાં સત્યો જેવાં સર્વ કાળ માટે અને સર્વ દેશ માટે એકરૂપ હોઈ શકતાં નથી. ગોખલે પોતાના ગુરુ રાનડેના માર્ગદર્શનયુક્ત અભ્યાસથી જોઈ શક્યા હતા કે ભારતમાં જાહેર જીવન ભારતની હિતની દૃષ્ટિએ જેમણે ગાળવાનું નક્કી કર્યું હોય તેમનું કાર્યક્ષેત્ર નેવું ટકા દેશના માણસોને ઊંચે લાવવાનાં પ્રયત્નોમાં સમાઈ જવું જોઈએ અને માત્ર દશ ટકા પ્રજાને મળતા અન્યાય કે પ્રજાને વેઠવી પડતી વિટંબણાના સર્જક સરકારી તંત્રને સાચી દૃષ્ટિ આપવાના કામમાં સમાઈ રહેવું જોઇએ. કેવળ હોકારા કરવાથી અને બરાડા પાડતાં ટોળાં સાથે બરાડા પાડવાથી જાહેર જીવનની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. પરન્તુ પ્રશ્નોનો ઊકેલ ઊંડા અભ્યાસથી અને ઉદાર ભાવે સરકારી તંત્રને સહકાર આપી ઉપજાવેલા નવા પ્રકાશથી ખરે માર્ગે તંત્રને લઈ જવાની આશા સાવ નિષ્ફળ જતી નથી. રાજ્ય ચલાવતી સરકારની પ્રતિષ્ઠા કદી તૂટવા ન દેવી એ જાહેર જીવન ગાળનારે લક્ષમાં રાખવું જોઈએ. સરકારી કાયદા-કાનૂનની પવિત્રતા સ્વીકારીને જ ભારતમાં જાહેર જીવન ગાળનારે કૃતકૃત્ય થવાની ઉન્નત નેમ રાખવી જોઇએ.

આવા પ્રકારના જાહેર જીવનનાં ધોરણ સ્વીકારીને ગોખલે પોતાનું જાહેર જીવન રચતા હતા, તેથી સ્વાભાવિક રીતે તે જ્યાં ત્યાં તાળીઓના ગડગડાટ કે ફૂલની માળાની નવાજેશ મેળવી શક્યા નહોતા. એ વાત સાવ સાચી છે કે ગોખલેની કાર્યકુશળતા જેટલી પરદેશમાં પંકાઇ હતી તેટલી ભારતમાં નથી પંકાઇ, અને જેટલી એમની જાહેર જીવનની દીપ્તિ ભારતના અન્ય પ્રદેશમાં પ્રકાશિત રહી હતી તેટલે અંશે તે મુંબાઈ ઇલાકામાં કે મહારાષ્ટ્રમાં પ્રકાશિત બની નહોતી. તેનું કારણ એ જ બતાવી શકાય કે તે લોકોના સમૂહોને ઉશ્કેરાટભર્યાં ભાષણોથી રીઝ કરવાનું યોગ્ય ધારતા નહોતા. તેમના સાચા માર્ગદર્શક વિચારો સુશિક્ષિત મંડળને જ ગમતા હતા; અને એ કાળનું સુશિક્ષિત મંડળ કેવડું? કેટલું મોટું? સને ૧૯૦૮માં મુંબાઈ ઈલાકાની એક જ યુનિવર્સિટી! મુંબાઈ યુનિવર્સિટીની બી. એ. ની પદવીની પરીક્ષા માટે માત્ર પાંચસો ઉમેદવારો પર્યાપ્ત બની રહેતા! આવા સંજોગમાં ગોખલેના જાહેર જીવનનો આરંભ થયો હતો. પરન્તુ એ સમયમાં સુશિક્ષિત જનમંડળનો વિસ્તાર ભલે ઓછો હતો પણ એ મંડળની વ્યક્તિઓની બૌદ્ધિક સંપત્તિ ઊંડાણવાળી અને તેજોમય હતી. આર. પી. પરાંજપે એ કાળની પેદાશ હતા.

ગોખલેના જાહેર જીવનનો ઝોક સમજુ માણસોને દેશની ઉન્નતિ માટે કાર્યશીલ બનાવવા તરફ અને સરકારી તંત્રને સાચી દિશાનાં કામો તરફ વાળવાની પ્રવૃત્તિ તરફ ઢળતો હતો. તેથી ગોખલે લોકસંઘ સાથે બહુ ભળી શકતા નહિ. એમ કહેવાતું કે, Mr. Gokhale was a man of classes and not of masses; though he was a man for the masses. ગોખલેની કામ કરવાની આવા પ્રકારની રીત હોવાથી તે ભારતમાં શિક્ષિત જનોનું માન મેળવી શક્યા હતા, પણ લોકસંઘના તે લાડીલા બન્યા નહોતા. કીર્તિને વરવાની તમન્ના એમણે રાખી નહોતી.

ગોખલેની જાહેર જીવનની દૃષ્ટિ રાનડેની દોરવણી પ્રમાણે પૂનાની સાર્વજનિક સભાના મંત્રી તરીકે કરેલા સંગીન, અભ્યાસપૂર્ણ અને ઠરેલ અભિપ્રાયવાળી બની હતી. સાર્વજનિક સભાની પત્રિકામાં રજૂ થએલા અભિપ્રાય ઉપર તે વખતની સરકાર લક્ષપૂર્વક વિચારતી

રહેતી હતી. ગોખલેની નીતિએ ઝડપથી સુસ્વરૂપ પકડી લીધું હતું. જાહેર કાર્યમાં ભાગ લેનારાને તેઓ બતાવી શકયા હતા કે ભારતનું હિત સાધવાની ઉત્તમ રીત તો કાર્યકરો માટે એ હોવી જોઈએ કે 'Co-operate whereever you can and oppose when you must'. જ્યાં જ્યાં શકય હોય ત્યાં ત્યાં સહકાર સાધી કામ કરતા રહો અને જ્યાં જરૂરનું જ જણાય ત્યાં વિરોધ દર્શાવવાનું વલણ બતાવતા રહો.

આવી નીતિ સ્વાભાવિક રીતે થનગનતા અશ્વના ઉશ્કેરાટના તંગ વાતાવરણમાં પરદેશી અમલદારોને હાથે વિટંબણાની ઘડાએલી પરંપરાની સૃષ્ટિમાં જીવન ગાળી રહેલા લોકોને ગળે કયાંથી ઊતરે? ઝટ તો ન જ ઊતરે. ગોખલે લોકોને ગળે ઉતારવા માગતા હતા તે એ હતું કે સરકારી તંત્રને અનુકૂળ બનાવવા વ્યવસ્થિત અભ્યાસથી પરિપુષ્ટ થએલી દલીલોવાળાં નિવેદનો મુકાવાં જોઇએ. એવાં નિવેદનો (ઘણી વાર બનતું તેમ)ના જવાબમાં સરકારી તંત્ર તરફથી બે શબ્દો મળતા–"તમારું નિવેદન મળ્યું છે." આ જવાબથી નિરાશ થવાની વૃત્તિ સ્વાભાવિક રીતે ઊભી થાય, પણ ગોખલે પોતાના અંગત ગોઠિયાને કહેતા હતા કે આવાં નિવેદનો સરકારી અમલદારોના કાન પર જે હકીકતો લાવી શકતી નથી તે હકીકતો જાહેર જનતાના કાન પર લાવવાનું મોટું લોકશિક્ષણનું કામ કરે છે. લોકમત, પ્રજાજાગૃતિ, આવાં નિષ્ફળ ગએલાં નિવેદનોને પરિણામે સાધી શકાય છે. આવી રીતે લોકમત જ્યારે કેળવાતો હોય ત્યારે પ્રજાનાં ઘણાં માણસો સમજતાં થાય છે કે રાષ્ટ્રની ઉન્નતિસાધક કાર્યો કરવાની ધગશવાળા માટે એમના પગ આગળ જ એમનું કામ આવી રહ્યું છે. રાષ્ટ્રીય સેવાના અભિલાષીઓએ પોતાનું કામ શોધવા ફાંફાં મારવાં પડતાં નથી.

## ગોખલેના જાહેર જીવનનાં ક્ષેત્રો

ગોખલે ભારતના કલ્યાણ માટેના પ્રશ્નોના અભ્યાસમાં અને તેને હલ કરવાના અથાક પ્રયાસમાં એટલા બધા ગૂંથાએલા રહેતા કે એમના જીવનની કથાનાં પ્રકરણો એટલે એમણે જાહેર જીવન ખેડવા માટે પસંદ કરેલાં ક્ષેત્રોની કામગીરીની હકીકત.

ઇંગ્લેન્ડમાં એમણે દેશભક્તોથી પ્રેરાઈ દેશ માટે ઇંગ્લેન્ડની જનતામાં અને રાજદ્વારી સંસ્થાઓમાં કામ કરતા નેતાઓમાં ભારત માટેની સહાનુભૂતિ અને સાચો ખ્યાલ ઉપજાવવા કરેલા પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રયાસોને લીધે ગોખલેનું એક કાર્યક્ષેત્ર ઇંગ્લેન્ડ ગણી શકાય. જ્યારે જ્યારે તે ઇંગ્લેન્ડ ગયા ત્યારે ત્યારે રાતદિવસ જંપ્યા વિના તેમણે દેશનું કલ્યાણ સાધવા માટે ઇંગ્લેન્ડના લોકોનો અભિપ્રાય કેળવવા માટે પ્રયત્નો કર્યા હતા: મુલાકાતો, ભાષણો, પત્રવ્યવહાર, નિવેદનો અને અંગત જીવનની વિશુદ્ધિથી તેમણે ઇંગ્લેન્ડમાં દેશ માટે જે કાર્ય કર્યું છે–તે ભારતના બીજા જાહેર જીવન ગાળનારે (દાદાભાઈને બાદ કરતાં) કર્યું નથી. એમના આ કાર્ય માટે–દેશભક્ત અંબિકાચરણ મઝુમદાર–'Indian National Evolution'–નામના પુસ્તકમાં લખે છે કે (ગોખલેને કૉંગ્રેસના પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે લોકમત કેળવવા બે વાર ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યા હતા–તેને અંગે લખાએલાં વાકયો):

'On both the occasions he made such an impression as to mark him as one of the foremost politicians in India. For careful study, lucid marshalling of facts and incisive arguments, no less than for his unassuming manner and devotion to duty, Mr. Gokhale stands out a most prominent figure in the Indian political world...Mr. Gokhale appears to be unsurpassed in his mastery of facts and close reasoning for which Sir Guy Fleetwood Wilson went so far as to compare him with Mr. Gladstone.' (p. 149)

આ ઉતારામાંથી ફલિત થાય છે કે ગોખલેનું જાહેર જીવનનું કાર્ય ઇંગ્લેન્ડમાં મોટે ભાગે ફળદાયી અને નમૂનેદાર હતું. એ વાત લક્ષમાં રાખવાની છે કે એ કાળે ભારત દેશની આકાંક્ષાઓને ડાંભી દેનારા ઇંગ્લેન્ડમાં ઘણા મોવડીઓ વસતા હતા. અને તે બધા હિન્દુસ્તાનના ઍંગ્લો ઇન્ડિયન વર્તમાનપત્રોનાં ઝેરી મંતવ્યોથી રંગાએલા હતા. એમાં જ ગોખલેના કાર્યનું મહત્ત્વ રહેલું હતું. ગોખલેનું પરદેશમાંનું બીજું કાર્યક્ષેત્ર તે દક્ષિણ આફ્રિકા કહી શકાય. ત્યાં હિન્દી પ્રજાને યુરોપિયન

સત્તાધીશ પ્રજા રાજ્યની સાચી ખોટી સત્તાથી કનડતા હતા. આ કનડગત છેલ્લી કક્ષાએ પહોંચી હતી. ગાંધીજી એ કનડગતના ભોગ બન્યા હતા. આવી પરિસ્થિતિનો તોડ કાઢવા બ્રિટિશ સામ્રાજ્યની બાંહેધરી સાથે ભારત સરકારે ગોખલેને એ કાર્યનો નીવેડો લાવવા રાજદૂત તરીકે મોકલ્યા હતા. એમ માનવામાં આવતું હતું કે બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ ભાગની પ્રજા તે સામ્રાજ્યના બીજા ભાગમાં જઈ વસવાનો હક્ક ધરાવે છે તેથી તેવી વસાહત કરનારને કોઈ રાજ્યે હરકત કરવી ન ઘટે. આ સમજથી દક્ષિણ આફ્રિકામાં જઈ વસેલા હિન્દી જનો પોતાના હક્ક માટે લડત આપી રહ્યા હતા. ગોખલે ત્યાં ગયા, આખા મામલાનો તેમણે અભ્યાસ કર્યો અને જોહાનિસબર્ગ તથા પ્રિટોરિયાના સત્તાધીશ અને હિન્દી આગેવાનો વચ્ચે સમાધાન કરવાની નીતિ તેમણે ઘડી કાઢી. તેમણે સ્પષ્ટ ઠરાવ્યું કે બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગનો વતની બીજા ભાગમાં જઈ વસવાનો હક્ક ધરાવે છે એવું કોઈ કાયદાથી નક્કી થયું નથી; પણ જ્યાં સુધી દક્ષિણ આફ્રિકાની સરકાર સામ્રાજ્યના કે અમુક ભાગના વતનીને પરવાના વગર દાખલ ન કરવાનો કાયદો ઘડે નહિ ત્યાં સુધી ચાલતી આવેલી રાજ્યની રીત અને હુકમો ગેરકાયદેસર ગણાય. તે ઉપરથી દક્ષિણ આફ્રિકાની સરકારે નવો કાયદો ઘડયો અને જૂના વસવાટવાળાને કાયદેસરના નિવાસનો હક્ક મળ્યો અને નવા આગન્તુક માટે નવો કાયદો લાગુ કરવાનું ઠરાવવામાં આવ્યું.

આ પ્રસંગે, ગોખલેએ પોતાનું સૂત્ર 'Co-operate whenever you can' અમલમાં મૂકયું. હિન્દી પ્રજાને તે ગમ્યું ન હોય, પણ રાજવહીવટના નિષ્ણાતોએ ગોખલેની આવડતને આવકાર આપ્યો હતો. આ ઉપયોગી ફેંસલાને થાળે પાડવાનું કામ પાછળથી ગોખલેના વિદ્વાન અને કાર્યધુરંધર અનુયાયી શ્રીનિવાસ શાસ્ત્રીએ કર્યું હતું.

જાહેર જીવનનું બીજું કાર્યક્ષેત્ર ગોખલેને ઈલાકાની ધારાસભાના સભ્ય તરીકે મળેલું હતું. બહુ નાની વયે એમણે મુંબાઈની ધારાસભામાં સર ફીરોઝશાહ મહેતાને પડખે રહી પોતાનું ખમીર ઉત્તમ રીતે બતાવ્યું હતું. લોકહિતના અનેક પ્રશ્નોની છણાવટ છટાદાર વકતૃત્વના ઓજસથી ગોખલે જ્યારે કરતા ત્યારે એમનાં ભાષણ સાંભળવામાં અનેક પંડિતજનોને એક પ્રકારની રાજકીય ફિલસૂફીનાં તત્ત્વોનો પ્રબોધ થતો હતો. એ સભામાં એક પ્રસંગ એવો ઊભો થયો હતો કે તે વખતે તેમણે તેમના માન્ય સૂત્ર Oppose when you must-ને અમલમાં મૂકયું હતું.

વાત એવી હતી કે મુંબાઈ ઇલાકાના જમીનમહેસૂલના ધારામાં કેટલાક સુધારાનો ખરડો રજૂ થયો હતો. તેમાં ઘણી કલમો એવી હતી કે જે ખેડૂતોના હિતની વિરુદ્ધ હતી તેથી સર ફીરોઝશાહનું લોહી ઊકળી ગયું હતું. અને તેમણે ધારાસભામાં એવી દરખાસ્ત રજૂ કરી કે આ મહેસૂલી કાયદાનો ખરડો હાલ મુલતવી રાખવો જોઇએ. પરંતુ એ દરખાસ્ત પર મત લેવાતાં સરકાર પક્ષની બહુમતી હોવાથી દરખાસ્ત ઊડી ગઈ હતી. તેથી ઉકળાટ દર્શાવવા સર ફીરોઝશાહ અને એમના ગોઠીઆ સભાસદોએ ધારાસભાના ખંડમાંથી એક સાથે ચાલતી પકડી હતી. ગોખલેના મનની સ્થિતિ પ્રમાણે વિરોધ દર્શાવવાની આ રીત વાજબી નહોતી તો પણ પોતાના પક્ષથી જુદા ન પડવાની શુભ નેમથી તે પણ ધારાસભામાંથી ચાલતા થયા હતા. પણ જતાં જતાં તેમણે નાનું સરખું ભાષણ કર્યું હતું કે 'નામદાર સાહેબ, હું એટલું કહેવાની મારી ફરજ સમજું છું કે મારા માનવંતા ગોઠીઆઓમાંના કેટલાકે જે માર્ગ સ્વીકાર્યો છે તે મારે પણ સ્વીકારવો જોઈએ......આપ નામદાર તરફ કે આપ નામદારના ગોઠીઆ તરફ અંગત માનનો અભાવ દર્શાવવાનો મારો હેતુ નથી. માત્ર કર્તવ્યના ઉચ્ચ ભાનને લીધે જ આ પગલું લેવા હું પ્રેરાયો છું. કારણ કે હું અહીં જરા વધારે સમય હાજર રહું તો આ કાયદામાં મારો સહકાર હોવાની છેટી છેટી જે જવાબદારી મારા પર આવે તે સ્વીકારવા હું તૈયાર નથી.'

આ વખતે ગોખલે તરફનો વિરોધ શિસ્તપાલનની કડક નીતિના અનુસરણમાંથી જન્મ્યો હતો. સર ફીરોઝશાહને તે પોતાના વડીલજન તરીકે માન આપતા હતા; એટલું જ નહિ, પણ જે ઉદાત્ત ભાવનાળું બળવાન રાજકરણ જાગતું રાખવા માગતા હતા તે રાજકારણના સર ફીરોઝશાહ મોટા અધ્વર્યુ હતા. તેથી એમનાથી છૂટા પડવામાં ગોખલે શિસ્તનો ભંગ સમજતા હતા તેમ છતાં સરકારની સત્તાને નબળી ન પડવા દેવાની

રાજનીતિ ગોખલેને હૈયે હતી, તેથી ધારાસભામાંથી પોતાના ગોઠીઆ સાથે સભાગૃહ છોડતાં છોડતાં એમણે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે ગોખલેના ચિત્તનો ઉચ્ચ ખવાસ બતાવે છે.

થોડા સમયમાં મુંબાઇની ધારાસભામાં ગોખલેએ કામ કર્યું તેટલામાં સર ફીરોઝશાહ મહેતાએ મુંબાઇ ઈલાકાની ધારાસભાના પ્રતિનિધિ તરીકે વાઇસરૉયની વડી ધારાસભાના સભ્ય તરીકેના હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. એ રીતે ખાલી પડેલી મોટી જવાબદારીવાળી પ્રતિષ્ઠિત જગ્યાએ કોને સ્થાપવા જોઈએ એ વિચાર મુંબાઇ ઈલાકાના જાહેર જીવનના કાર્યકર્તાઓ પાસે ઊભો થયો. તરત જ સર્વાનુમતે ગોખલેને એ સ્થાન માટે યોગ્ય ગણી પસંદ કરવામાં આવ્યા.

ગોખલેના જાહેર જીવનની ઉચ્ચ કામગીરી વાઇસ-રૉયની કાઉન્સિલમાં બજાવવામાં આવી હતી. તે સભામાં વાઈસરૉય લૉર્ડ કર્ઝન જેવા રાજકીય પુરુષના પ્રમુખપદે જે કાર્યવાહી સરકાર તરફથી હાથ ધરવામાં આવતી તેને અંગે થએલાં ગોખલેનાં મનનીય અને હકીકતના ઢગલાથી પરિપુષ્ટ ભાષણો બહુ વખણાયાં હતાં. હિન્દી પ્રજાના સબળ નેતા તરીકે ગોખલેનું બેસવાનું સ્થાન લૉર્ડ કર્ઝનની બાજુમાં જ રહેતું.

સને ૧૯૦૨માં અને તે પછી બજેટની ચર્ચા ઉપર ગોખલે તરફથી અપાએલાં ત્રણ ભાષણોએ ગોખલેની વિવેચક તરીકેની નિપુણતા સિદ્ધ કરી આપી હતી. તેમનાં ભાષણોથી બહારના જગતમાં પ્રતીતિ ફેલાઈ ગઇ હતી કે નાણાં પ્રધાનની પદવી માટે હિન્દી જનો સંપૂર્ણ લાયકાત ધરાવી રહ્યા છે. ગોખલે તરફથી સફળતા-પૂર્વક નીચેના વિષયો પરત્વે બજેટ પરનાં ભાષણોમાં વક્તૃત્વની કળાથી રંગાએલી ચર્ચા થઈ હતી:

(૧) પ્રમાણ વગરના ગણાતા લશ્કરી ખર્ચનો બોજો, (૨) શિક્ષણ, (૩) નહેરકામો માટે ખરચાવી જોઈતી મોટી રકમની માગણી, (૪) રાજ્યની ઉચ્ચ દરજ્જાની પદવીની નોકરી પર દેશના લાયક જનોની નિમણુક થવાની સંગીન મુદ્દાવાળી વિનવણી, (૫) દરિદ્ર ખેડૂતોના ઉદ્ધાર માટે કરજનું ભારણ કમી કરવાની યોજના, (૬) ભારતમાં બનતા સુતરાઉ કાપડ પર અન્યાયભરેલી અને સમાનતાનાં ધોરણ વગરની નંખાએલી જકાત. આવા પ્રકારના ગોખલેના સતત અને બુદ્ધિગમ્ય વિરોધથી ભારતની સમજુ પ્રજા સારી રીતે જાગ્રત બની હતી.

આવા માનવંત વિરોધીને લૉર્ડ કર્ઝને સરકાર તરફથી ઈલ્કાબ આપતાં કહ્યું હતું કે ગોખલેને બ્રિટિશ સામ્રાજ્ય-માં 'Ablest Indian C.I.E.' ગણવા જોઈએ. વાઇસરૉય લૉર્ડ કર્ઝનની સરકારે આ પદવી ગોખલેને આપી હતી. કર્ઝનની સરકારના ગોખલે તો પાકા સંનિષ્ઠ વિરોધી હતા. તેથી લોકોમાં ગોખલેની જાહેર જીવનના અધ્વર્યુ તરીકે ખ્યાતિ વધી હતી. લૉર્ડ કર્ઝને તે વખતે ગોખલે પર પત્ર લખ્યો હતો કે:

'The honour is offered to you in recognition of abilities which are freely bestowed upon the services of your countrymen and of which I would ask no more than that they should continue to be so employed. I only wish that India produced more such public men.' (G. K. Gokhale. By R. P. Paranjpye, p. 81).

## ગોખલેનું જાહેર જીવન એ જ જીવનકાર્ય

ગોખલે ભારતના જાહેર જીવનના અધ્વર્યુ એટલા માટે કહેવાય છે કે તેમણે જાહેર જીવનનો અંચળો ઓઢી લીધા પછી જીવનમાં બીજી કોઇ અન્ય પ્રવૃત્તિમાં જીવન ગાળ્યું નહોતું. એમના કાળમાં (અને આજના સમયમાં પણ) કેવળ લોકહિતના પ્રશ્નો માટે જ જીવી છૂટનારા ભણેલાગણેલા માણસો જવલ્લે જ મળી શકે. એમના જીવનનાં કેટલાંક સંભારણાં લખતે લખતે દીનશા વાચ્છા લખી ગયા છે કે:

'Mr. Gokhale's political career was unique in one respect, namely, that no Indian till now had carved out his career so exclusively and so disinterestedly. He gave all that was best in him to the services of the country in this branch. He entered wholeheartedly on his political campaign properly speaking from the time he entered the Viceregal Legislative Council...It is more than doutful whether in years to come any able Indian

of requisite qualification will appear on the horizon to take up the identical work, that is to say, choose an exclusively political welfare of his countrymen.'

### ગોખલે એટલે રાજદ્વારી સંન્યાસી

જેમણે પોતાની બધી શક્તિ, બધી વિભૂતિ, બધો સમય, ભારતને રાજદ્વારી ક્ષેત્રે ઉચ્ચ કક્ષાએ લઈ જવામાં જ વાપરી હતી એવા મહાપુરુષ ગોખલેને આપણે સાચા સંન્યાસી કહીએ તો સંન્યાસી શબ્દને ગોખલેએ સાર્થક બનાવ્યો છે એમ કહેવામાં કાંઈ બાધા નડતી નથી.

આવા ગોખલેજીને આપણાથી કેમ ભુલાય? એમની વિચાર કરવાની અને કામ કરવાની રીત જો આજે દેશના કાર્યકરો સ્વીકારતા થાય તો દેશની ઘણી તકલીફ હળવી બને.

*

## નવ હાઈકુ / સ્નેહરશ્મિ

૧

પરોઢ: કાંટે
કાંટે પરોવાઈ શી
કણી રત્નની!

૨

ખૂટ્યાં નદીએ
નવાણ: તરબૂચ
મીઠાં ભાઠામાં.

૩

શ્વાન હાંફતો
દોડે મધ્યાહ્ન: ચંડ
ગ્રીષ્મ માર્તંડ.

૪

ઓગન વેલ
પર્ણોને મઢે ફૂલ
રંગ રંગનાં.

૫

રસ્તાનો આવ્યો
અહીં છેડો: ક્ષિતિજો
નજરે નવી.

૬

મોજાં તોફાની:
પડે ઊછળે તરે
કાષ્ઠનો ઘોડો.

૭

ફૂલ ખીલે ને
ખરે પાંખડી: નવી
તિથિ પંચાંગે.

૮

આંધીમાં ખૂણો
ઢૂંઢતી ધૂળ ઢાંકે
સાવરણીને.

૯

જુએ ન ડાબે
નહિ જમણે શૃંગ
ઝંખતા મેઘ.

*

# હાઇડેગરનો અસ્તિત્વવાદ

## [Heidegger's Existentialism]

મધુસૂદન બક્ષી

ફ્રેન્ચ અસ્તિત્વવાદમાં જેમ સાર્ત્રનું વર્ચસ્વ છે તેમ જર્મન અસ્તિત્વવાદમાં માર્ટિન હાઇડેગરનું વર્ચસ્વ જણાય છે. સને ૧૮૮૯માં દક્ષિણ જર્મનીના મેસકીર્ખમાં હાઇડેગરનો જન્મ થયો હતો. ફ્રાઇબર્ગ યુનિવર્સિટીમાં તેમણે કૅથૉલિક ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અભ્યાસથી શરૂઆત કરી. સને ૧૯૨૨માં મારબર્ગ યુનિવર્સિટીમાં અને સને ૧૯૨૮માં ફ્રાઇબર્ગ યુનિવર્સિટીમાં તેઓ તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે નિમાયા હતા. હાઇડેગરની વિચારસરણી ઉપર હસર્લ, યાસ્પર્સ, કિર્કેગાર્ડ વગેરે તત્ત્વજ્ઞાનીઓ અને હોલ્ડરલીન, રાઇલ્કે ટ્રાકલ જેવા કવિઓની પણ અસર જણાય છે. સમકાલીન અસ્તિત્વવાદમાં, હાઇડેગરે તેમની મુખ્ય કૃતિ 'Sein und Zeit' (Being and Time) સને ૧૯૨૭માં પ્રગટ કરીને એક મૌલિક ચિંતક તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. આ પુસ્તકનો બીજો ભાગ હાઇડેગરે પ્રસિદ્ધ કરવાનું તે સમયે વિચાર્યું હતું. સને ૧૯૨૯માં તેમણે 'Kant and the Problem of metaphysics' પ્રસિદ્ધ કર્યું.

હાઇડેગર ઉપરનાં વિવેચનાત્મક લખાણો મોટા ભાગનાં જર્મન ભાષામાં છે, પરંતુ ગ્રીનનું પુસ્તક 'Martin Heidegger' (1957) અને થૉમસ લાંગનનું 'The Meaning of Heidegger' (1959) બે મહત્ત્વનાં વિવેચનો ગણી શકાય.

માર્ટિન હાઇડેગર અસ્તિત્વવાદી છે કે તત્ત્વવાદી (ontologist) એ સંદર્ભમાં કેટલાક વિવેચકોમાં મતભેદ છે. હાઇડેગરે પોતે સને ૧૯૪૯માં અસ્તિત્વવાદી લેખક તરીકે તેમની ગણના કરવા બાબત વિરોધ કર્યો હતો. 'અંતિમ તત્ત્વની ખોજ' (The Quest of Being) એ જ તેમનું ધ્યેય તેમણે ગણાવ્યું, એટલે સ્વાભાવિક રીતે અસ્તિત્વવાદમાં જો માત્ર 'માણસનું અસ્તિત્વ' એ મુખ્ય વિષય હોય તો હાઇડેગરને અસ્તિત્વવાદી ન માની શકાય. પરંતુ હાઇડેગરના મત મુજબ 'Being'નું જ્ઞાન મેળવવાના પ્રયાસમાં 'Human Being'નું જ્ઞાન આવશ્યક જણાય છે. સાર્ત્ર અને કિર્કેગાર્ડની જેમ હાઇડેગર પોતાના તત્ત્વજ્ઞાનને માત્ર માનવીય ઓપ આપવા માગતા નહોતા તેટલા પૂરતા તેઓ અસ્તિત્વવાદી ન ગણી શકાય. ગ્રીન માને છે કે હાઇડેગરના તત્ત્વજ્ઞાનમાં અમુક ચોક્કસ પ્રકારનું અસ્તિત્વવાદી દૃષ્ટિબિંદુ રહેલું છે. થૉમસ લાંગન પણ આવું મંતવ્ય રજૂ કરે છે.

હાઇડેગરની ભાષા વિષે ઘણા વિવેચકોએ ટકોર કરી છે.[1] જર્મન અને ગ્રીક ભાષાના શબ્દોનું કંઈક વિચિત્ર મિશ્રણ હાઇડેગરે કેટલીક વાર કર્યું છે એટલું જ નહીં પણ નવા કઠિન સંદિગ્ધ શબ્દપ્રયોગ કર્યા છે. જર્મન વિવેચકોને માટે પણ ખૂબ મુશ્કેલી ઉપન્ન થઈ છે. તેમ છતાં હાઇડેગરની મુખ્ય કૃતિઓના ઘણા સરળ અનુવાદો ઉપલબ્ધ છે.

માનવીય અસ્તિત્વનું પૃથક્કરણ કરતાં હાઇડેગર તેનાં ત્રણ મુખ્ય લક્ષણો ગણાવે છે.

### (૧) Facticity–અસ્તિત્વની વાસ્તવિકતા

માણસ અને જગત અવિભાજ્ય રીતે સંકળાએલાં છે. જગતમાં માણસ જાણે કે 'ફેંકાઈ ગએલો' છે તેવું હાઇડેગર જણાવે છે. માણસે પોતાના જીવનનું અત્યારનું વિશિષ્ટ સ્વરૂપ પસંદ કર્યું નથી; તે જ રીતે પોતે જે જગતમાં જીવે છે તે પોતે પસંદ કર્યું નથી. શુદ્ધ સ્વરૂપે ચેતનાનું અસ્તિત્વ નથી; ચેતના વિષયલક્ષી છે. માણસનું અસ્તિત્વ આકસ્મિક છે છતાં અનિવાર્યતાથી ઘેરાએલું છે. મનુષ્ય જગતમાં ફસાયો છે, સપડાયો છે; તેથી ચિંતા ઉદ્‌ભવે છે. છતાં જગત મિથ્યા નથી. જગતના એક ભાગ રૂપે જીવવું એ મનુષ્યનું નિર્માણ છે. જગતમાં ક્રાંતિકારી પરિવર્તનો લાવીને મનુષ્ય ધારેલું અનુકૂલન કરી શકે છે–પરંતુ તે આપેલી વાસ્તવિકતાની મર્યાદામાં. હાઇડેગર જે 'જગત'નો ઉલ્લેખ કરે છે તે માત્ર કાર્ય-

1. 'Sein und Zeit' is hopelessly untranslatable into English and even into German'—Greene

પ્રણાલી પરંપરામાં બંધાએલું અને ભૌતિકશાસ્ત્રના નિયમોને આધીન એવું અમૂર્ત 'જગત' નથી. મનુષ્ય સૃષ્ટિમાં વૈયક્તિક અર્થપૂર્ણતા આરોપિત કરે છે. જગતની વસ્તુઓનો મનુષ્ય ઉપયોગ કરે છે. તેને નવા નવા રૂપમાં જોડવે છે. સૃષ્ટિને માણસ 'પોતાની' કરી લે છે. તેના તટસ્થ નિરીક્ષક તરીકે જ માણસ રહી શકતો નથી. તેમ છતાં, આ સૃષ્ટિમાં અનિવાર્ય રીતે સંડોવાઈ ગયા છીએ તેવું ભાન મનુષ્યમાં ઉદ્‌ભવે છે.

### (૨) Existentiality–અસ્તિત્વની પારગામિતા

હાઇડેગર કહે છે કે માણસનું અસ્તિત્વ કંઈક વિશિષ્ટ કોટિનું છે. માણસ માત્ર 'છે' જ તેવું નથી; જે રીતે ખડક કે વૃક્ષ માત્ર 'છે' તેવું કહી શકાય તે રીતે માણસના અસ્તિત્વ વિશે ન કહી શકાય. માણસનાં અસ્તિત્વનું લક્ષણ છે ધ્યેયગામિતા-પરોક્ષ ક્રિયાશીલતા. માણસ પોતાની વર્તમાન પરિસ્થિતિને પાર કરીને ભવિષ્યના ધ્યેયથી દોરાઈને ક્રિયા કરી શકે છે. 'Transzendenz' એવો જર્મન શબ્દ હાઇડેગર મનુષ્યના અસ્તિત્વના આ લક્ષણ માટે પ્રયોજે છે. મનુષ્ય ભવિષ્યમાં પ્રક્ષેપણ કરે છે. જો કે મનુષ્ય માત્ર કલ્પનામાં રાચતો નથી. પોતાની શક્યતાઓને મૂર્તરૂપ આપવા મથતો માનવી જગતને સમજવાની કોશિશ કરે છે. મનુષ્યની સક્રિયતા દિશાશૂન્ય નથી. વ્યક્તિ પોતાનું મૂળ સ્વરૂપ પામવા મથે છે.

### (૩) Forfeiture–અસ્તિત્વની અયથાર્થતા

વ્યક્તિ જગતની વાસ્તવિકતામાં જીવે છે. ઉપરાંત ભવિષ્યમાં ધ્યેયનું પ્રક્ષેપણ (*Projection*) પોતાની અપ્રગટ શક્યતાઓને મૂર્ત કરે છે. પરંતુ જગતની જુદી જુદી પરિસ્થિતિઓ તેને તેના ધ્યેયથી વિચલિત કરે છે. દા. ત., સાચું જ્ઞાન પામવાને બદલે માણસ માત્ર કૌતુકપ્રિય અને અફવા ફેલાવનાર તરીકે કાર્ય કરતો થઈ જાય છે. માણસ સામાજિક માળખાનું એક નહીંવત્ અંગ બની જાય છે. તેનું વ્યક્તિત્વ પ્રચારકો ઘડે છે. તેની નૈતિકતા રૂઢિ અને રિવાજોથી ટકે છે. 'બીજા લોકો મારા વિશે શું ધારશે?' આ પ્રશ્ન માણસના વર્તનના સંચાલનમાં અગત્યનો બની જાય છે. 'Human being becomes promiscuously public; it is life with others and for others'. વ્યક્તિનું અસ્તિત્વ 'હું' ને બદલે 'તેઓ'માં ખોવાઈ જાય છે. તે અનામી બની જાય છે. (Das Man) વ્યક્તિ બહિર્લક્ષી સામાજિક સંબંધોમાં પરોવાઈ જાય છે. તેનું 'નિજત્વ'નું ભાન ઓસરતું જાય છે. રોજિંદા જીવનમાં પોતાને ભૂલી જતો માનવી, ઊંઘમાં ચાલતા માનવી સાથે સરખાવી શકાય. સમાજ પણ 'વ્યાવહારિક' 'વધુ સંબંધો' રાખતા માણસને મૂલ્યવાળો ગણે છે. કાર્યક્ષમતાનો માપદંડ સામાજિક હોય છે. જગતમાં રહેવું હોય તો અમુક જાતનું કાર્ય કરવું જ જોઈએ એવું આશ્વાસન લઈને માણસ પોતાના આંતરિક આદેશને અવગણે છે. કેટલેક અંશે આ સ્થિતિ અનિવાર્ય છે. વસ્તુઓની જેમ માણસોને પણ ધોરણબદ્ધ કરવામાં આવે છે. તેમાં તેની ચેતનાની તીવ્રતા ઘટી જાય છે. નાટકોમાં જેમ પાત્રને અમુક પરિસ્થિતિમાં મુકાય ત્યારે અમુક હાવભાવ પ્રગટ કરવા જરૂરી છે તેમ સામાજિક જીવનમાં પણ દેખાવનું વર્તન કરવાનું કેટલાક લોકો જરૂરી માને છે.

અસ્તિત્વની વાસ્તવિકતા, પારગામિતા અને અયથાર્થતાના ઉલ્લેખ કરીને હાઇડેગર યથાર્થ અસ્તિત્વ (Authentic Existence)નો ખ્યાલ રજૂ કરે છે. સાર્ત્ર પણ અધિકૃત અસ્તિત્વનો ખ્યાલ રજૂ કરે છે. આ બાબતમાં પરંપરાગત તત્ત્વચિંતકો અને સાર્ત્ર તેમ જ હાઇડેગર જેવા નિરીશ્વરવાદી માનવલક્ષી ચિંતકો એક મતના જણાય છે. તેઓ મન, વચન અને કર્મથી જગતના વ્યવહારમાં રાચતા માનવીના જીવન પ્રત્યે ઘૃણાની નજરે જુએ છે. જગત મિથ્યા નથી પરંતુ આ જગત સિવાય બધું મિથ્યા છે તેવો દાવો અસ્તિત્વવાદીઓ કરતા નથી. ચેતનાની કોઈ જુદી સપાટીએ આ જ જગત અને આ જ જીવન કોઈ નવા રૂપમાં માણસને દેખાઇ આવશે, તેની અસ્તિત્વવાદીઓને ખાતરી છે. બધી વસ્તુ યથાસ્થાને છે, માણસ સલામત છે; જગત બુદ્ધિથી સમજી શકાય છે; આ બધી સ્થપાઈ ચૂકેલી બાબતો તરીકે સાર્ત્ર કે હાઇડેગર સ્વીકારતા નથી. જીવનની શૂન્યતા, મૃત્યુની કરુણતા, બૌદ્ધિક જ્ઞાનની મર્યાદાઓ, વ્યક્તિ સામાજિક સંબંધોમાં હોવા છતાં ક્યારેક જણાતી એકલતાની અકથ્ય મૂંઝવણ વગેરે

અનુભવો અવગણી શકાય નહિ. આ અનુભવોમાંથી નીપજતી મનોદશાઓ (Moods) પણ જીવ અને જગતના તથ્ય (Reality) વિશે આપણને ઊંડી સમજણ આપે છે તેવું સાર્ત્રે અને હાઇડેગર માને છે. મનુષ્ય પરિમિત છે એટલે સંપૂર્ણ રીતે યથાર્થ (Authentic) અસ્તિત્વ એ માત્ર એક માર્ગદર્શક આદર્શ છે.

હાઇડેગર અસ્તિત્વથી ચિંતિત થવાની દશા ('Angst'=Care)નો ખ્યાલ વ્યક્ત કરે છે. ભય અને આ મનોદશામાં ફેર છે, ભય નિશ્ચિત બાબતોનો હોય છે. ત્યારે 'Anguish' એ જગતથી કંઈક વિશિષ્ટ રીતે પ્રચિંતિત થવાની મનોદશા છે. જગતની આકસ્મિકતા અને શૂન્યતા અને મૂલ્યોનું અચાનક થતું અવમૂલ્યન આવી 'તાત્ત્વિક હતાશા' ઉત્પન્ન કરે છે. જગતનું સત્ય પામવાની ઝંખના થાય છતાં તે પ્રાપ્ત કરવા માટેનાં સાધનોનો અભાવ એક જાતની મૂંઝવણ ઊભી કરે છે. જગતમાં ફેંકાએલો માનવી પોતાના મૂળસ્વરૂપની માવજત કરવા માગે છે પરંતુ પોતાનું મૂળસ્વરૂપ શું છે તેની જ તેને ખબર પડતી નથી. લાંગનના શબ્દોમાં, 'The inauthentic existence is a flight before the stark realities facing the finite existence thrown into the world we are driven into frenzy of activity as we plunge into the whirlpool of concern' (p. 30).

માનવ અસ્તિત્વનાં ત્રણ લક્ષણોને [વાસ્તવિકતા (Facticity), પારગામિતા (Existentiality) અને અયથાર્થતા (Forfeiture)] હાઇડેગર કાળની સત્તા સાથે સાંકળી લે છે. માણસનું હકીકતરૂપ અસ્તિત્વ એ ભૂતકાળનું પ્રદાન છે. પારગામિતા ભવિષ્યકાળ સૂચવે છે. વર્તમાન જીવનની ઘરેડમાં ખોવાઈ જવું અને મૂળ અસલી સત્ પ્રત્યે જાગૃત ન થવું એ પણ વર્તમાનકાળના મહત્ત્વનો અતિરેક સૂચવે છે.

કાળની સત્તાથી નિરપેક્ષ માનવીય સચેતન અસ્તિત્વ નથી. આ મુદ્દો સમજવા માટે નીચેની ત્રણ બાબતો વિચારવી જોઇએ.

### (૧) શૂન્યતાનું ભાન, અનામી ભય:

વ્યાવહારિક [illegible] ખોવાઈ ગયેલા માણસના સપાટીરૂપ અસ્તિ[illegible]ત કરનાર એક મનોદશા છે જે મનોદશા શૂન્યતાના એક અનુભવમાં રહેલી છે. જગતમાં જાણે કે ફેંકાએલો માણસ અને મૃત્યુ તરફ જઇ રહેલો જીવનપ્રવાહ—આ માણસના અસ્તિત્વના આદિ અને અંતની શૂન્યતા દર્શાવે છે. માણસે આ અનુભવથી ભડકવું ન જોઇએ. આ નિષેધક મનોદશા છે એમ માની અકળાઇ જઇને ગમે તે પ્રકારની કહેવાતી રચનાત્મક વિચારસરણીમાં માનવાની આવશ્યકતા નથી. જેને કોઇ પહોંચી ન શકે, જાણી ન શકે એવું તત્ત્વ જ આ જગતનું મૂળસ્વરૂપ છે એમ કહીને માનવીની નિરાધારતાને અજ્ઞાનના આવરણમાં ઢાંકવાની કોશિશ કરવી ઉચિત નથી. ભય, ચિંતા, સંતાપ વગેરેથી બચી જઇને જગતને અંતિમ દષ્ટિએ જોયા કરવાનો સંતોષ બહુ અલ્પજીવી નીવડે છે. જગતને સર્વગ્રાહી દૃષ્ટિએ માણસ જાણી શકે કે કેમ તેમાં શંકા છે. જો કે હાઇડેગર આ તબક્કે એમ માને છે કે મૃત્યુ માણસના જીવનને સમગ્રતાના સંદર્ભમાં સમજવામાં મદદરૂપ છે. મૃત્યુ માનવીના જીવનને એક સળંગ વાર્તાના નિશ્ચિત અંતની જેમ કંઇક અર્થ આપે છે. એટલે હાઇડેગરના મત પ્રમાણે મૃત્યુ–શૂન્યતાની શક્યતા–માણસના જીવનને અર્થપૂર્ણ બનાવે છે. સાર્ત્રે આ મત સ્વીકારતા નથી. તેમના મતે જન્મ અને મૃત્યુ બન્ને અર્થહીન છે. માનવીના જીવનની એકસૂત્રતા, અખંડતા મૃત્યુના સંદર્ભમાં મળે છે એ હાઇડેગરનું કથન એટલા માટે મહત્ત્વનું છે કે હાઇડેગરના વિચાર મુજબ ઘરેડરૂપ અસ્તિત્વમાંથી છૂટીને એકલતાનું ભાન મૃત્યુના પડછાયામાં જ પ્રાપ્ત થાય છે. શૂન્યતાના ભાનથી અંતરાત્મા(Conscience)નો અવાજ ઉદ્ભવે છે. એટલે બીજો તબક્કો શરૂ થાય છે.

### (૨) અંતરાત્મા (Conscience):

વ્યાવહારિક જીવનના પ્રવાહમાં ઘસડાતા માણસને 'પોતાનો ફેંકાઈ જવાનો અનુભવ' અને 'મૃત્યુની અંતિમ અનિવાર્યતા'નો અનુભવ એક વિશિષ્ટ રીતે જાગૃત કરે છે. હાઇડેગર તેને અંતરાત્માનો અવાજ કહે છે. શૂન્યતાથી ઘેરાએલા અસ્તિત્વના બે છેડા (જન્મ અને મૃત્યુ) માણસને એ ભાન કરાવે છે કે જીવન અને જગતને તેણે આપેલાં મૂલ્યો તેની પોતાની જવાબદારીનાં છે. પ્રવૃત્તિની જંજાળમાં પોતાના સમગ્ર અસ્તિત્વને ગૂંથી દેતો માનવી આ શૂન્યતાના અનામી ભયને લીધે એક

વિશિષ્ટ અનુભવ મેળવે છે. અંતરાત્માનો આદેશ વ્યક્તિને આ શૂન્યતાજનિત અનુભૂતિ ઉપર પોતાના આંતરિક વ્યક્તિત્વને નવી રીતે વિકસાવવા માટે પ્રેરણા આપે છે. એટલે વ્યક્તિનો સંકલ્પ નવું રૂપ ધારણ કરે છે. અને છતાં પોતાના સંકલ્પની દિશા મુજબ જીવન ઘડવાની શક્યતા નહિ જોતાં માનવી ગુનાની લાગણી અનુભવે છે. પરંતુ આ પરિસ્થિતિમાં માણસને પોતાના સ્વાતંત્ર્યનો ઉપયોગ કરવાની તક મળે છે.

કાળના સંદર્ભમાં આ બાબત વિચારતાં જણાય છે કે કાળ પણ વ્યક્તિગત છે. મારો જીવનકાળ નિશ્ચિત છે. એ અર્થમાં દરેક વ્યક્તિ પરિમિત કાળની સત્તા ભોગવે છે. બીજું, મનુષ્યની કાળની ચેતના મુખ્યત્વે ભવિષ્યલક્ષી છે, કારણ કે ચેતનાનું કાર્ય વર્તમાનને પાર કરીને ભવિષ્યમાં પ્રક્ષેપણ (Projection) કરવાનું છે. 'કંઇક ખૂટે છે' 'કંઇક બનવું જોઇએ' એ જાતનું ભાન ચેતનાવસ્થામાં અનિવાર્ય છે.

'Personal time is finite in both the directions. If it will end, it will also have a biginning.' (Greene. p. 37)

દોષની ભાવના, અંતરાત્મા, જવાબદારી અને સંકલ્પ સ્વાતંત્ર્ય, એ વ્યક્તિનાં અનિવાર્ય કાળલક્ષી (Temporal) અસ્તિત્વ સાથે સંકળાએલાં છે. ટૂંકમાં હાઈડેગર 'વ્યક્તિગત કાળ' અને જાહેર કાળ (Public Time)નો તફાવત પાડે છે. દરેક વ્યક્તિ માપી શકાય એવા જાહેર સમયમાં જીવે છે એ હાઇડેગર સ્વીકારે છે અને જગતમાં ફેંકાએલા માનવી માટે આ સ્થિતિ અનિવાર્ય છે.

### (૩) નિર્માણ (Destiny):

હાઇડેગર પ્રારબ્ધવાદી નથી; પરંતુ કાળની સત્તાનું વિવેચન કરતાં તેમણે ઐતિહાસિક દૃષ્ટિબિંદુને સ્વીકાર્યું છે. જ્યારે અંતરાત્માનો આદેશ પાળવામાં આવે છે, જ્યારે વ્યક્તિ મૃત્યુ પ્રતિ ઉન્મુખ થએલી ચેતનાની તીવ્રતા અનુભવે છે ત્યારે તેના અધિકૃત અસ્તિત્વનું નિર્માણ થાય છે. દરેકને આવું નિર્માણ પ્રાપ્ત થતું નથી. પોતાની શૂન્યતાના ભાનમાંથી ઊપજતી અસ્તિત્વની નવી ભાત (Pattern) બહુ વિરલ વ્યક્તિઓ માટે નિર્માણ થએલી છે. પરંતુ કોઈ એક વ્યક્તિનું નિર્માણ અને જનસમુદાયનું ઐતિહાસિક નિર્માણ વચ્ચે હાઇડેગર ભેદ પાડે છે.

હાઇડેગરના અસ્તિત્વવાદી નીતિશાસ્ત્રનો સાર રજૂ કરતાં ગ્રીન લખે છે કે જો તેમનું માનવીના અસ્તિત્વનું અર્થઘટન યથાર્થ હોય તો માણસના આંતર વ્યવહારમાંથી ઉદ્ભવતી નૈતિક પ્રક્રિયાની સમજૂતિ આપવી મુશ્કેલ છે. અધિકૃત યથાર્થ અસ્તિત્વના હાઇડેગરના ખ્યાલમાં સામાજિકતા પરત્વે એક જાતનો છૂપો અણગમો દેખાઈ આવે છે. પોતાનાં સાચાં અસ્તિત્વનું ભાન, માત્ર પોતાના મૃત્યુની શક્યતાના વિચારથી અને શૂન્યતાના અંગત ભાનથી થાય છે તેવું જણાવીને હાઇડેગરે અત્યંત વ્યક્તિવાદી મૂલ્યની હિમાયત કરેલી જણાય છે. એટલા માટે યાસ્પર્સ અને ગેબ્રિયલ માર્સેલ જેવા અસ્તિત્વવાદીઓએ 'આંતરવૈયક્તિક વર્તન' અને 'પારસ્પિક વ્યવહાર'ના ખ્યાલો રજૂ કરવાને અસ્તિત્વવાદમાં રહેલી વ્યક્તિવાદની એકલતાને દૂર કરવાનો પ્રયાસ કરેલો છે. તેમ ગ્રીન માને છે. આ બાબતમાં હાઇડેગરની ગ્રીને રજૂ કરેલી ટીકા યોગ્ય જણાય છે. સાચું અસ્તિત્વ વ્યક્તિની 'આંતરિક એકલતા'માં રહેલું છે તેમ શા માટે માનવું જોઈએ? શું તમામ સામાજિક સંબંધો માત્ર છેતરામણી ઉપર રચાએલા છે? હાઇડેગર 'હું' અને 'તેઓ'-નું દ્વૈત વધારે પડતું ચુસ્ત રીતે રજૂ કરવા પ્રેરાયા છે. એક બાજુ હાઇડેગર મનુષ્ય જગત સાથે અવિભાજ્ય રીતે સંકળાએલો છે તેમ માને છે ત્યારે બીજી બાજુ સાચું અસ્તિત્વ હંમેશાં વ્યક્તિની અંતિમ એકલતામાં રહેલું છે તેમ જણાવે છે. જો કે હાઇડેગરના નીતિશાસ્ત્રમાં મૂલ્યનું અધિષ્ઠાન વ્યક્તિની પોતાની આંતરિક ચેતનામાં રહેલું છે તેવું સ્વીકારવામાં આવ્યું છે. સમાજના ભાર નીચે દબાએલી માણસની મૂળભૂત 'અસ્મિતા' હાઇડેગરના વિચાર મુજબ ફરી જાગૃત કરી શકાય છે. આ જાગૃત થએલી ચેતના ફરી પાછી પોતાની વાસ્તવિક એકલતા અને મૃત્યુની શક્યતાથી ઘેરાઈ જાય છે.

માણસના અસ્તિત્વના પૃથક્કરણને તત્ત્વવિદ્યા (Ontology) કહેવાય છે કે નહિ તે બાબત ગ્રીનને શંકા છે. માણસ છે; માણસ સત્ (Being) વિષે વિચારે છે; પરંતુ માણસ વિશેની વિચારણા એ જ 'સત્' વિષેની વિચારણા ન કહી શકાય.

હાઇડેગરની દૃષ્ટિએ 'સત્' (Being) ત્યાં જ હોય જ્યાં પરિમિત મનુષ્યનું અસ્તિત્વ હોય. મનુષ્યની પરિમિત ચેતના પોતાની મુક્ત સમજણથી સત્‌ને શોધે છે. ગ્રીનના મત મુજબ હાઇડેગરની આ સ્વીકૃતિ અર્થહીન છે. 'It is mystification pure and simple.' હાઇડેગર 'Being'ની શોધમાં છે. તેમના મતે તત્ત્વજ્ઞાન મુખ્ય કાર્ય 'સત્'ની શોધ છે. જગતની વસ્તુઓ 'છે'. માણસ 'છે'. હવે પ્રશ્ન થાય છે કે 'શા માટે કશુંક 'છે'?' વિશિષ્ટ વસ્તુઓનું અસ્તિત્વ આપણે જાણી શકીએ પરંતુ 'Being-in-General' શું છે તે પ્રશ્નનો ઉત્તર તત્ત્વજ્ઞાનમાં શોધવો જોઈએ તેમ હાઇડેગર સ્વીકારે છે. કેટલાક ચિંતકો આવા શુદ્ધ 'સત્' ને 'અસત્' સાથે સરખાવે છે. આ સંદર્ભમાં હાઇડેગરના મત મુજબ શરૂઆતની ઍરિસ્ટૉટલ સુધીની ગ્રીક ફિલૉસૉફીમાં માણસના 'વિચાર' અને 'સત્' વચ્ચે કોઈ દ્વૈત નહોતું, પરંતુ ત્યાર પછીથી આ સદી સુધીમાં માણસ મૂળ 'સત્'ના ખ્યાલથી જુદો પડતો જાય છે.

ગ્રીન હાઇડેગરના 'સત્' વિષેના વિચારોને યોગ્ય રીતે રજૂ કર્યા પછી જણાવે છે કે આ બાબતમાં હાઇડેગર બહુ સ્પષ્ટ નથી. 'સત્ એટલે જે નિરંતર અસ્તિત્વમાં છે' એવું વર્ણન તેમની કૃતિઓમાં ક્યાંક ક્યાંક જોવા મળે છે ખરું. સ્થિર, શાશ્વત, નિરંતર, અધિકાનરૂપ એવું 'સત્' હાઇડેગરે વર્ણવ્યું છે. હાઇડેગર 'સત્સ્વરૂપ'ની વિસ્મૃતિનો ઉલ્લેખ કરે છે. 'મૂળ સત્'ને ભૂલીને માણસ આ જગતમાં ભૂલો પડ્યો હોય તેવો વિચાર પણ રજૂ કરે છે. પરંતુ 'મૂળ સત્'નાં સ્વરૂપ વિષે કોઈ નિશ્ચિતતા સંભવી જ ના શકે તેવું હાઇડેગરની કૃતિઓનાં અભ્યાસ ઉપરથી જણાય છે. હાઇડેગરના તત્ત્વજ્ઞાનમાં બે જાતની શૂન્યતા (Nothingness) છે. એક તો 'સત્'ના મૂળ સ્વરૂપનું વિસ્તરણ અને બીજી મૃત્યુના ભાનથી થતું અંગત શૂન્યતાનું ભાન—માનવીનું અસ્તિત્વ શૂન્યતાથી ઘેરાએલું છે.

*

# આર્થિક વિકાસ એટલે શું ?

વિ. એચ. જોષી

મૂડીવાદી અર્થતંત્રનાં અનિષ્ટોને નિવારવા માટે આયોજન જેટલું જરૂરી છે તેના કરતાં અનેક ગણું અલ્પવિકસિત રાષ્ટ્રોના ઝડપી આર્થિક વિકાસ માટે જરૂરી ગણવામાં આવે છે. ઓગણીસમી સદીના ગાળા દરમિયાન પશ્ચિમી રાજ્યોએ ઠીક ઠીક પ્રમાણમાં આર્થિક વિકાસ સાધ્યો અને હવે સમૃદ્ધિની ઊંચી કક્ષાએ પહોંચ્યાં છે. તેમણે સાધેલો આર્થિક વિકાસ સ્વયમ્ પ્રેરિત (automatic) હતો, જ્યારે હાલના અલ્પવિકસિત રાષ્ટ્રોનો આર્થિક વિકાસ મહદ્અંશે આદેશાત્મક (directed) છે. એટલા માટે વિકસિત અર્થતંત્રોના આર્થિક વિકાસમાં જે પરિબળોએ ભાગ ભજવ્યો એ જ પરિબળો અલ્પ-વિકસિત અર્થતંત્રના આર્થિક વિકાસમાં ભાગ ભજવશે એવી માન્યતા રાખવી તે ભૂલભરેલું છે. આપણે વિકસિત અર્થતંત્રના આર્થિક વિકાસની પ્રક્રિયા સમજાવતું વિશ્લેષણ અલ્પવિકસિત અર્થતંત્રના આર્થિક વિકાસ માટે અપનાવી શકીએ નહિ. અલ્પવિકસિત અર્થતંત્રના આર્થિક વિકાસની પ્રક્રિયા સમજાવતું સર્વસામાન્ય વિશ્લેષણ હજી આપવામાં આવ્યું નથી. કારણ કે અલ્પવિકસિત અર્થતંત્રો એકબીજાથી જુદાં પડે છે. તેમની સમાજરચના અને રાજ્યવ્યવસ્થાની દૃષ્ટિએ તે જુદાં પડે છે એટલું જ નહિ પરંતુ તેમનાં આર્થિક માળખાં પણ મોટા પ્રમાણમાં વિભિન્નતા દર્શાવે છે. વસ્તી, વસ્તી વધારાનો દર, કુદરતી સંપત્તિનો ખજાનો, ઔદ્યોગિક વિકાસની કક્ષા, વાહન-વ્યવહાર અને બૅંકિંગ જેવી સેવાઓના વિકાસની કક્ષા, વૈજ્ઞાનિક સંશોધનનું પ્રમાણ, શિક્ષણ અને ધંધાકીય તાલીમનું પ્રમાણ વગેરે અનેક ક્ષેત્રમાં પ્રવર્તતી વિભિન્નતાને કારણે અલ્પવિકસિત અર્થતંત્રનાં માળખાં એક-બીજાથી જુદાં પડી આવે છે. એટલે હાલમાં અલ્પ-વિકસિત, અર્થતંત્રના વિકાસ અંગેના જે કંઈ તલસ્પર્શી અભ્યાસ થઈ રહ્યા છે તેમાં આર્થિક વિકાસની પ્રક્રિયામાં ક્યાં ક્યાં મુખ્ય પરિબળો કામ કરી રહ્યાં છે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

આપણે આગળ જોયું તેમ આર્થિક વિકાસ (સ્વયમ્ પ્રેરિત કે આદેશાત્મક) એ કોઈ પણ સમાજ માટેનું અંતિમ ધ્યેય નથી. સમાજજીવનનાં બીજાં ઉત્કૃષ્ટ ધ્યેયોની સિદ્ધિ અર્થે આર્થિક વિકાસ એક આવશ્યક સાધન છે. તે જ પ્રમાણે અલ્પવિકસિત રાષ્ટ્રો હાલમાં તેમના આર્થિક વિકાસ માટે જે તીવ્ર અભિપ્સા દર્શાવી રહ્યાં છે તે એક પ્રકારની વધુ સમૃદ્ધ કલ્યાણમયી અને સંઘર્ષ-હીન સમાજવ્યવસ્થા રચવાના દૃષ્ટિબિંદુથી જ હોય છે.[1]

આર્થિક વિકાસની વ્યાખ્યા અંગે પણ બે મત પ્રવર્તે છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ (આર્થર લુઈસ, કીન્ડલ-બર્જર, વગેરે) માથાદીઠ વાર્ષિક આવકમાં થએલા વધારાને આર્થિક વિકાસના માપદંડ તરીકે ગણાવે છે જ્યારે બીજા કેટલાક (મેિઅર અને બાલ્ડવીન, કુઝનેટ્સ, મીડ, વગેરે) વાસ્તવિક રાષ્ટ્રિય આવકમાં થએલા વધારા-ને આર્થિક વિકાસના માપદંડ તરીકે ગણાવે છે. કોઈ પણ રાષ્ટ્રના આર્થિક વિકાસને તેની કુલ વાસ્તવિક આવકમાં થએલા વધારાના દૃષ્ટિબિંદુથી જોવો તે વધુ યોગ્ય છે કારણ કે તેથી માત્ર વ્યક્તિની આવકમાં થએલા વધારા ઉપરાંત આખા રાષ્ટ્રને સાંપડેલી સમૃદ્ધિ લક્ષમાં લઈ શકાય છે. કેટલીક વાર આકસ્મિક કારણોથી, કોઈ રાષ્ટ્રની જનસંખ્યામાં એકાએક થએલા ઘટાડાથી પણ વ્યક્તિની સરેરાશ આવકમાં વધારો થતો જોઈ શકાય છે. આને આર્થિક વિકાસની પ્રક્રિયા તરીકે ઓળખાવી શકાય નહિ. તદુપરાંત એક રાષ્ટ્રે અમુક વર્ષોના ગાળા દરમિયાન કેટલો આર્થિક વિકાસ સાધ્યો છે તે જાણવું હોય તો તેની રાષ્ટ્રિય આવકમાં ઉત્તરોત્તર થએલા વધારા પરથી સ્પષ્ટપણે જાણી શકાય છે. જો તેની રાષ્ટ્રિય આવકમાં અને જનસંખ્યામાં સપ્રમાણ વધારો થયો હોય તો વ્યક્તિ દીઠ આવકમાં વધારો માલૂમ પડશે નહિ. અહીં આ રાષ્ટ્રની કુલ આવકમાં વધારો થએલો હોવા છતાં પણ વ્યક્તિદીઠ આવકમાં વધારો માલૂમ પડતો ન હોવાથી આપણે એમ ન કહી શકીએ કે

1. જુઓ Government of India, First Five Year Plan, p. 7

તેણે આર્થિક વિકાસ સાધ્યો નથી.[2] તેથી કોઈ પણ રાષ્ટ્રના આર્થિક વિકાસનો વિચાર કરતાં સૌપ્રથમ આપણે તેના કુલ ઉત્પાદનમાં થએલા વધારાને લક્ષમાં લેવો જરૂરી છે અને તે પછી જ રાષ્ટ્રની કુલ પેદાશમાં થએલા વધારાથી વ્યક્તિદીઠ આવક કેટલી વધી છે તે જાણવું આવશ્યક બને છે.

આ રીતે જોતાં આર્થિક વિકાસ એટલે કોઈ એક રાષ્ટ્રની કુલ વાસ્તવિક આવકમાં અમુક લાંબા સમયના ગાળા દરમિયાન ક્રમશઃ થતા વધારાની પ્રક્રિયા (process) એમ કહી શકાય. અહીં આર્થિક વિકાસને એક પ્રકારની પ્રક્રિયા તરીકે ઓળખવામાં આવે છે એટલે કે આર્થિક વિકાસના સમય દરમિયાન કેટલાંક પરિબળો કાર્યશીલ બને છે. અને આ પરિબળો કાર્યશીલ બનતાં રાષ્ટ્રના આર્થિક વિકાસના નિર્ણાયકો (determinants)માં પરિવર્તન થતું હોવાનું સૂચન કરે છે. સમય અને સ્થળમાં પ્રવર્તમાન વિભિન્નતાઓને કારણે આ પ્રક્રિયા બધે જ એક જ પ્રકારની હોય એવું શક્ય નથી, પરંતુ તેનાં કેટલાંક લક્ષણો સર્વસામાન્ય હોય છે. તેથી કરીને આર્થિક વિકાસની પ્રક્રિયા લાંબે ગાળે રાષ્ટ્રની વાસ્તવિક આવકના વધારામાં પરિણમે છે. પરંતુ જો તેની કુલ આવકમાં થએલો વધારો તેની જનસંખ્યામાં થએલા વધારા કરતાં વધુ હશે તો જ આ સમયના ગાળાને અંતે વ્યક્તિદીઠ આવકમાં વધારો માલૂમ પડશે.

આર્થિક વિકાસ એટલે કોઈ એક રાષ્ટ્રની વાસ્તવિક આવકમાં અમુક સમયના ગાળાને અંતે થએલો વધારો, અને રાષ્ટ્રની વાસ્તવિક આવકમાં વધારો એટલે રાષ્ટ્રમાં થએલ તૈયાર માલસામાન અને સેવાઓની પેદાશમાં વધારો. આ પ્રકારનો વધારો ટૂંકજીવી ન હોવો જોઈએ, પરંતુ તેમાં તબક્કા (stages) વાર ક્રમશઃ વધારો ચાલુ રહેવો જોઈએ. તો જ તેને રાષ્ટ્રના આર્થિક વિકાસની લાંબા ગાળાની પ્રક્રિયા તરીકે ઓળખાવી શકાય.

આર્થિક વિકાસના પરિણામે વધતી રાષ્ટ્રિય આવક વડે વ્યક્તિદીઠ આવકમાં પણ વધારો માલૂમ પડે છે. પરંતુ આર્થિક વિકાસ પ્રજાની સામૂહિક આર્થિક સમૃદ્ધિનું સૂચન કરે છે. અને તેનું માપ માત્ર રાષ્ટ્રિય આવક કે વ્યક્તિદીઠ આવકમાં થએલા વધારાના આંકડાઓ પરથી જાણી શકાય નહિ. એટલે આર્થિક વિકાસનો ખ્યાલ કેટલાંક સામાજિક-આર્થિક મૂલ્યો પર અવલંબે છે. તેમાં સૌપ્રથમ વધતી જતી રાષ્ટ્રિય આવકની વહેંચણીનો પ્રશ્ન ઉદ્ભવે છે. આર્થિક વિકાસના શરૂઆતના તબક્કામાં આર્થિક વિકાસના વિશિષ્ટ લાભ સમાજનો એક જ વર્ગ (ઉદ્યોગપતિઓનો-નિયોજકોનો વર્ગ) મેળવે છે. પરંતુ લાંબે ગાળે આ લાભ સમાજના બધા વર્ગો વચ્ચે સપ્રમાણ વહેંચાવો જરૂરી છે.

માત્ર રાષ્ટ્રિય આવકમાં કે વ્યક્તિદીઠ આવકમાં થએલ વધારા વડે સમાજના બધા જ વર્ગોના જીવનધોરણમાં વધારો થયો હશે એમ માનવું ભૂલભરેલું છે. કુવૈતમાં[3] વ્યક્તિદીઠ આવક રૂ. ૧૦,૦૦૦ જેટલી અંકાય છે. પણ આનું મુખ્ય કારણ તેની અઢળક ખનીજ-તેલની સંપત્તિમાંથી તેના રાજા(શેખ)ને મળતી રૉયલ્ટી છે. આ આંકડાને આધારે આપણે એમ માની લઈએ છીએ કે કુવૈતના લોકો અતિસમૃદ્ધિવાળું જીવન ભોગવે છે, અથવા કુવૈતે સારા પ્રમાણમાં આર્થિક વિકાસ સાધેલો છે. જો વધતી જતી આર્થિક સમૃદ્ધિનો લાભ ઘણા લાંબા સમય સુધી સમાજનો એક જ વર્ગ ઉઠાવ્યા કરે તો પરિણામે પૈસાદાર વર્ગ વધુ ને વધુ પૈસાદાર બનશે. અને ગરીબ વર્ગ વધુ ને વધુ ગરીબ બનશે બન્ને વર્ગ વચ્ચેનું અંતર સાપેક્ષ તેમ જ નિરપેક્ષપણે વધવાનો પૂરો સંભવ છે. આમ બનવા પામે તો રાષ્ટ્રનો આર્થિક વિકાસ સામૂહિક, આર્થિક સમૃદ્ધિ આણવાને બદલે માત્ર તેના એક વર્ગને જ સમૃદ્ધ બનાવે છે. તેને સાચા અર્થમાં આર્થિક વિકાસ ગણાવી શકાય નહિ. એટલા માટે આર્થિક વિકાસની સાથે સાથે વધતી જતી સમૃદ્ધિની દેશના વર્ગો વચ્ચે સપ્રમાણ વહેંચણી થવી જરૂરી છે. તેમ થવા પામે તો જ આર્થિક વિકાસનો ખ્યાલ સ્પષ્ટપણે જળવાઈ રહે.

આર્થિક સમૃદ્ધિની સમાજના વર્ગો વચ્ચે સપ્રમાણ વહેંચણીની સાથે વધેલી પેદાશના માલ-સામાન અને સેવાઓનો પ્રકાર જાણવો પણ જરૂરી છે. આર્થિક

2. જુઓ Meier & Baldwin: Economic Development: *Theory, History, Policy*; Asia Publishing House, Bombay. 1962. p. 359

3. જુઓ Charles P Kindleberger: Economic Development; The McGraw Hill Book Company Inc.; New York. 1958. Chol; p. 9

વિકાસ વડે જો સમાજના લોકોનું જીવનધોરણ ઊંચે લાવવું હોય તો તેમને ઉપભોગ્ય માલ-સામાન અને સેવાઓની પેદાશ, નહિ કે મિલિટરી માટે માલ-સામાન અને સેવાઓની પેદાશ, વધારવી આવશ્યક બને છે. જનસમાજની વિવિધ જરૂરિયાતો સંતોષાય અને તેમનું જીવન તે વડે વધુ સમૃદ્ધ બને તે હેતુથી તેમને ઉપભોગ્ય માલ-સામાન અને સેવાઓની પેદાશનું પ્રમાણ તેમજ ગુણવત્તા બંનેમાં યોગ્ય ફેરફારો થવા જરૂરી બને છે.

આ સાથે કુલ રાષ્ટ્રિય પેદાશમાં થતો વધારો કેવી રીતે થઈ રહ્યો છે તે જાણવું જરૂરી બને છે. જેમ જેમ દેશની સમૃદ્ધિમાં વધારો થતો જાય તેમ તેમ માલ-સામાન અને સેવાઓની ઉત્પાદન પદ્ધતિમાં પણ સમગ્ર વિકાસને અનુરૂપ ફેરફારો થાય છે. આ ફેરફારો ઉત્પાદન માટે સમાજને આપવો પડતો ભોગ, ત્યાગ અને પરિશ્રમમાં ક્રમે ક્રમે ઘટાડો સૂચવનારા હોવા જોઈએ.

આમ સમગ્રપણે જોતાં આર્થિક વિકાસનો ખ્યાલ રાષ્ટ્રે મેળવેલી આર્થિક સમૃદ્ધિનું પ્રમાણ સૂચવે છે એટલું જ નહિ પરંતુ તેની ગુણવત્તા પર ભાર મૂકે છે.

આર્થિક વિકાસનો પ્રશ્ન જુદે જુદે સમયે અર્થશાસ્ત્રીઓએ ચર્ચ્યો છે. પરંતુ હાલમાં તેને જુદા જ દૃષ્ટિબિંદુથી અને થોડી વધુ ગંભીરતાથી ચર્ચવામાં આવે છે. ઍડમ સ્મિથ અને ક્લાસિકલ અર્થશાસ્ત્રીઓના જૂથમાં આવતા બીજા અર્થશાસ્ત્રીઓનું ધ્યાન રાષ્ટ્રની સંપત્તિ અને રાષ્ટ્રની આવક પ્રત્યે દોરાયું હતું. રાષ્ટ્રની સંપત્તિ નવી મૂડી વડે વધારી શકાય અને તેમ કરતાં રાષ્ટ્રનો આર્થિક વિકાસ સાધી શકાય એવું સૂચન ક્લાસિકલ અર્થશાસ્ત્રીઓએ કરેલું છે. પરંતુ તેમના વિશ્લેષણ પર માલ્થસના વસ્તીના સિદ્ધાંતની અને રિકાર્ડોના ઘટતી પેદાશના નિયમની ઘેરી અસર જણાય છે. તેમને લાંબે ગાળે નિરાશાનાં વાદળ અર્થતંત્રને ઘેરી વળતાં જણાયાં. કાર્લ માર્ક્સે પોતાની આગવી વૈજ્ઞાનિક પદ્ધતિથી મૂડી-સર્જનની પ્રક્રિયાનું વિશ્લેષણ આપ્યું અને તેમ કરતાં બતાવી આપ્યું કે મૂડીવાદ દ્વારા સમાજમાં ઘોર અનિષ્ટો પેદા થતાં હોવાથી તેને સ્થાને સમાજવાદી ઢબે અર્થવ્યવસ્થા સ્થાપીને જ આર્થિક વિકાસ સાધી શકાય. ત્યાર પછી માર્શલ અને બીજા નિઓ-ક્લાસિકલ અર્થશાસ્ત્રીઓએ સમગ્ર અર્થતંત્રને આવરી લેતા પ્રશ્નોની છણાવટ કરવાને બદલે સાધનોની પૂર્ણ રોજગારી અને પૂર્ણ ગતિશીલતા તેમજ બજારમાં પૂર્ણ હરીફાઈની માન્યતાઓને આધારે આંશિક સમતુલા (partial equilibrium)નું વિશ્લેષણ આપ્યું. પરંતુ તેમણે અર્થતંત્રના વિકાસની શક્યતાઓ નકારી કાઢી નથી. તેમની દૃષ્ટિએ અર્થતંત્રના બધા આંતર વિભાગો વચ્ચે સુમેળ સાધીને ધીમી ગતીએ વિકાસ શક્ય બને છે. જ્યારે શુમ્પીટર કોઈ પણ અર્થતંત્રના વિકાસ માટે શોધખોળ (innovation)ને—તેના પ્રકાર અને પ્રમાણને—પોતાના વિશ્લેષણમાં અગ્રિમ સ્થાન આપે છે. તેના વિશ્લેષણમાં નિયોજકનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે. આર્થિક વિકાસની પ્રક્રિયાને નિયોજકોના દીર્ઘ દૃષ્ટિવાળા નિર્ણયોથી પ્રવેગ મળે છે અને આર્થિક વિકાસ સધાય છે. કીન્સ આ બધા અર્થશાસ્ત્રીઓથી જુદા પડે છે. તેનું ધ્યાન (વિકસિત) અર્થતંત્રમાં ઉદ્‌ભવતી અસમતુલા અને તેને દૂર કરવા માટેના ઉપાયો પર, અથવા બીજા શબ્દોમાં કહીએ તો, પૂર્ણ રોજગારીની સપાટીએ અર્થતંત્રને સમતુલિત રાખવાના પ્રશ્ન પર કેન્દ્રિત થયું હતું. લાંબા ગાળાની વિકાસની પ્રક્રિયાના અભ્યાસ માટે તેનું વિશ્લેષણ ઉપયોગી બનતું નથી.

બીજા વિશ્વયુદ્ધ પછી સ્પેંગલર, રોસ્ટો, રેગ્નાર, નર્ક્સ, આર્થર લુઈસ અને બીજા અર્થશાસ્ત્રીઓએ આર્થિક વિકાસના નિર્માણમાં કાર્યશીલ બનતાં પરિબળોને આવરી લેતું વિશ્લેષણ રજૂ કર્યું છે. તેમાં રોસ્ટોનું આર્થિક વિકાસના તબક્કાઓનું સમજૂતી આપતું વિશ્લેષણ[4] ઐતિહાસિક દૃષ્ટિબિંદુની વૈજ્ઞાનિક ઢબે રજૂઆત કરે છે. આર્થિક વિકાસની પ્રક્રિયા સમજાવવામાં માત્ર આર્થિક પરિબળોનું મહત્ત્વ આંકતું આ વિશ્લેષણ હજી સર્વસ્વીકૃતિ પામ્યું નથી.

આમ આર્થિક વિકાસની પ્રક્રિયાની સમજૂતી આપવાના પ્રયત્ન ઠીક ઠીક પ્રમાણમાં થયા છે. પરંતુ અલ્પ-વિકસિત રાષ્ટ્રોના આર્થિક વિકાસની પ્રક્રિયાના સંદર્ભમાં અર્થશાસ્ત્રીઓ વચ્ચે ઉગ્ર મતભેદ પ્રવર્તે છે. તેથી હવે પછીની ચર્ચામાં આર્થિક વિકાસનાં અગત્યનાં નિર્ણાયક પરિબળો વિષે સમીક્ષા કરીશું. (ક્રમશઃ)

4. જુઓ Rostow W. W.: The Process of Economic Growth; Oxford, 1960. Ch. XIII.

*

# અપારમચીને પત્રો

## પહેલો પત્ર: 'અડધે રસ્તે'

### સુમન શાહ

પ્રિય અપારમચી,

તારો અને ભારતીનો સહિયારો પત્ર મળ્યો. તમારા અભ્યાસક્રમને અનુલક્ષીને પત્ર-અધ્યાપન કરવાનું કામ કેવું તો નારાજગીભર્યું છે તેનો ખ્યાલ તમને નહિ આવે. ભારતીના અભ્યાસની વાતો હવે પછીના પત્રોમાં કરીશ. નારાજગી એટલા માટે કે તારી ભૂમિકાએ આવીને વાતો કરવાની! ને તે ય પત્ર દ્વારા–એટલે તું (અને ભારતી) તો સાવ અક્રિય જ રહેવાની! ગમે તેમ, માથે પડી છો, તો, થોડાક વિષયો લઈ પત્રો લખીશ. અનિયમિત થાઉં તો તું તો ચલાવી લઇશ, પણ ભારતીને એમ કહેજે, કે ચલાવી લેવું પડશે. એક ચોખવટ કરી દઉં કે અધ્યાપન નહીં કરું, લખતાં લખતાં જેવી સ્ફુરે તેવી વાતો કરીશ. સંદર્ભનાં પુસ્તકો ન યે સૂચવું, સૂચવું તે તારે વાંચવાં જોઇશે.

તું આત્મકથા–જીવનકથાનો સાહિત્યપ્રકાર ભણે છે ને તે ત્રણ નિમિત્તરૂપ કૃતિઓના આધારે. આત્મકથા–જીવનકથાના સ્વરૂપ વિશેની શાસ્ત્રીય, છૂટી વાતો કરવાનું મને નહિ ફાવે. છતાં આપણી વચ્ચે સંક્રમણ સધાય તેથી તારે એ વિશે વાંચવું જોઈશે. પ્રાચ્યવિદ્યા મંદિરમાં જઈ 'સ્વાધ્યાય'ના (પુસ્તક:૨ અંક ૨-૩) એ અંકો મેળવી શ્રી ઉપેન્દ્ર ર. ભટ્ટ*ની એ વિચારધારા સમજી લેજે. સ્વરૂપ વિશેની વાતો બીજે મળશે ખરી, પણ એ સમજ્યા પછી બીજે ફાંફાં મારવાં નહિ પડે, એમ હું ધારું છું. બાદમાં તું સ્ટીફન ઝિવગ કે આન્દ્રે મોર્વાં જેવાના એકાદ અંગ્રેજીમાં લખાએલા પુસ્તકને વાંચે તે ય જરૂરી તો ખરું જ; વળી આપણી આત્મકથાઓ, જીવનકથાઓ પણ તેં વાંચી હોવી જ જોઈએ. નમૂનાની કૃતિઓના સીમિત અધ્યયનથી જ તું સંતુષ્ટ રહે એ મને નહિ ગમે. આજે 'અડધે રસ્તે' વિશે કેટલાક મુદ્દાઓ સૂચવું છું.

મુનશીએ ત્રણ વિભાગમાં આત્મકથા આલેખી છે: 'અડધે રસ્તે', 'સીધાં ચઢાણ' અને 'સ્વપ્નસિદ્ધિની શોધમાં'. જીવનયાત્રામાં અડધે રસ્તે ઊભીને, પાછું જોઈ મુનશીએ સને ૧૯૦૬ સુધીનાં કેટલાંક સંસ્મરણો આલેખ્યાં છે. પછીનો જીવનપથ દુર્ગમ હતો—જેમ બધાંનાં જીવનમાં કૉલેજ-કાળ પછીનાં ચઢાણ સીધાં હોય છે; પણ આત્મકથા લખવા જેવી સિદ્ધિઓ મુનશીને તો સાંપડી છે! ('ગુજરાત સમાચાર'ના ૨૭–૩–૧૯૬૬ના અંકમાં ૮૦ વર્ષના મુનશીએ એ વાતો ગૌરવભેર કરી છે; પસ્તીમાં ન ગયું હોય તો જોજે.) પણ એ સ્વપ્નાંની શોધ કરવી પડેલી. 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' એ વાતો નિરૂપી છે.

ત્રણ પ્રકરણોમાં 'અડધે રસ્તે'માંનાં સંસ્મરણો વહેંચાઈ જાય છે; 'ટેકરાના મુનશીઓ', 'બાલ્યકાળ' અને 'વડોદરા કૉલેજ.' પહેલા ખંડમાં મુનશી પોતાના પૂર્વજોનો એટલે કે મુનશીવંશનો ઇતિહાસ આપે છે, પોતે ભૃગુ ઋષિથી ઊતરી આવ્યા છે એ માન્યતાને પણ અહીં સારો અવકાશ મળ્યો છે. આપણે ત્યાંની જીવનકથા–આત્મકથાનું આ લક્ષણ કંઈ નવું નથી. નર્મદ 'મારી હકીકત'માં, તો નાનાલાલ દલપતરામની જીવનકથામાં દૂરના પૂર્વજથી શરૂઆત કરે છે. આ સાહિત્યપ્રકારમાં આવો વહીવંચો ઐતિહાસિક, શુષ્ક માહિતી માત્ર આપી રહે તો રસપ્રદ ન નીવડે. 'ટેકરાના મુનશીઓ' આ ભયથી મહદંશે મુક્ત છે. બધા મુનશીઓનાં સેવાંકન કેટલેક અંશે સરળ નીવડયાં છે. હર્ષચરિત અને કાદંબરીના આગલા શ્લોકો જોઈશ તો આવા ઇતિહાસ આપવામાં બાણ પણ હતો એ સમજાશે. 'અમારા પૂર્વજો આવા હતા, હું આવા મહાપુરુષોનો વારસ છું' જેવો બોધ જ જો આવા ઇતિહાસ-આલેખનનો હેતુ હોય તો, તે આત્મકથાના સ્વરૂપને ઘાતક નીવડે.

ફોશનદાસ, કાશીરામ, નરભેરામ, ફરસભાઈ, બધુભાઈ, રુખીબા, જેવી તેજસ્વી વ્યક્તિઓ તેમના દુર્ગુણોના ઉલ્લેખ સહિત નિરૂપાઈ છે. કુટુંબ અને ન્યાત સુધી જ તેમનાં રસિકતા, ચાતુર્ય, મુત્સદ્દીગીરી, પ્રતાપ વિલસે છે. સંકુચિત સ્વાર્થમાં વિલસતો એ પ્રતાપ કશાં

*હવે, જુઓ પુસ્તકરૂપે: 'ચરિત્રસાહિત્ય (સ્વરૂપ અને વિકાસ)' માં. અનડા પ્રકાશન, અમદાવાદ.

ચિરંજીવી ફળ આપી શકતો નથી. ઘણી વાર પૂર્વજોની કીર્તિના જોરે જીવી ખાવાની નિષ્કર્મણ્યતા પણ જોઈ શકાશે. એ બધું તું શોધી લેજે. પરંતુ મુનશીની, મુત્સદ્દી અને પ્રતાપી વ્યક્તિત્વો ધરાવતી પાત્રસૃષ્ટિનું કંઈક સમર્થન 'ટેકરાના મુનશીઓ' પૂરું પાડે છે એમ તને સમજાશે. મુનશીમાં પોતામાં પણ એ વારસો નથી એમ નહિ કહેવાય. છતાં પોતાને પ્રાપ્ત વારસાને મુનશી કુટુંબ જ્ઞાતિના સ્વાર્થો સુધી મર્યાદિત નથી રાખતા, પ્રદેશ અને દેશ સુધી એ કુટુંબજ્ઞાતિપ્રેમ વિસ્તરે છે. ભૃગુવંશથી ય વિસ્તૃત આર્યજાતિ અને આર્યાવર્ત સુધી, ભાર્ગવજ્ઞાતિથી ય વિસ્તૃત ગુજરાતી અને ગુજરાત સુધી મુનશીના સંસ્કારો વ્યાપક બન્યા છે, ટેકરાના મુનશીઓમાં મુનશી શ્રેષ્ઠ ગણાય તેનું કારણ વારસાને અપનાવવાની ને ચરિતાર્થ કરવાની તેમની આ રીતમાં રહેલું છે. પ્રિય ભાવનામૂર્તિ પરશુરામ પુરાણકાળ લગી લઈ જઈ તેમની પાસે પૌરાણિક નાટક—નવલ—ની સાહિત્યસૃષ્ટિ સર્જાવે છે, તો ગુજરાતની અસ્મિતાના દોરવાયા મુનશી ઐતિહાસિક નવલો દ્વારા ગુજરાતનો સંસ્કારવારસો આપણી સમક્ષ ધરી રહે છે. આમ 'ટેકરાના મુનશીઓ' ખંડ તને મુનશીજીવનના પ્રધાનસૂર—પ્રાદેશિક અસ્મિતા અને આર્યાવર્તપ્રેમ—ને સમજાવી રહેશે. વધારે વિચારી જોજે. કનૈયાલાલ મુનશીમાં મુનશીવંશની વ્યાપક સંસ્કારલક્ષ્મીનાં દર્શન થાય છે—'ટેકરાના મુનશીઓ'ના પડખે આ વાત વધારે પ્રતીતિકર લાગશે.

સાહિત્યકાર, રાષ્ટ્રપ્રેમી દેશહિતચિંતક મુનશીના ઉદયની પૂર્વભૂમિકા 'અડધે રસ્તે'માં પ્રાપ્ત થાય છે. બાલ્યકાળ અને કૉલેજકાળમાં મુનશીએ પોતાના એ વિકાસને ગ્રાહ્ય પાયો ઘડી લીધો છે ને બીજ વાવ્યાં છે, એમ એ સંસ્મરણો જોતાં લાગશે. ઉપરાંત, સને ૧૯૦૨ પહેલાંનો ને ત્યાર પછીનો કૉલેજકાળ સ્ત્રી, ઈશ્વર, જીવનકાર્ય વગેરે વિષયોની સ્પષ્ટતા-અસ્પષ્ટતાનો આત્મમંથનકાળ છે, આ મંથન પછીના સમયમાં પણ ચાલુ રહે છે. નર્મદ અને નવલરામનાં જીવનકથાઓમાં પણ તું આવું આત્મમંથન વાંચીશ. કંઈક અસામાન્યોને આવા વલોપાતમાંથી પસાર થવું જ પડે છે. એ કાળ દરમ્યાન એની અસામાન્યતાની કસોટી થાય છે ને એની શક્તિ-મર્યાદાઓનો પણ કયાસ નીકળી આવે છે. બધા નાયકોનો આ જીવનસમય જેટલો રસપ્રદ હોય છે તેટલો જ અધ્યયનક્ષમ પણ હોય છે.

લેખણ—'સદાની આશ્વાસનદાયિની ને પ્રેરણાદાયિની એવી ...સહચરી'—મુનશીને માતા પાસેથી મળી છે (૯૮મા પાન પર વાંચજે, મારી પાસે ત્રીજી આવૃત્તિની નકલ છે.) તાપીબાનો એમની રીતનો સાહિત્ય વાચનલેખનપ્રેમ સાહિત્યકાર મુનશીની ઘડતર કથાનું પ્રારંભિક બિન્દુ છે. કલ્પના ય નાનપણથી બળવાન જ હતી (પૃ. ૯૨-૫૨ જોજે.). પરશુરામની ને બીજી પુરાણકથાઓથી મનોજગત સભર હતું. નાટકકંપનીઓએ એ બધી સૃષ્ટિનો સાક્ષાત્કાર જાણે કરાવ્યો. આદર્શો મહત્ત્વાકાંક્ષાઓ ને ભાવનાઓ નાનકડા મનમાં આકારિત થવા મંડી છે. નાયક-નાયિકાઓ ભાવનામૂર્તિઓ બનવા માંડ્યાં છે, કાલ્પનિક વાર્તાલાપો શરૂ થઈ ચૂકયા છે. આ બધી પૂર્વભૂમિકાને કૉલેજકાળમાં બળ મળે છે. લિટન, મેરી કોરેલી, ડૂમા, ચૉસર, હ્યુગો બધા મનનો કબજો મેળવે છે. ડૂમા અને મુનશી આપણે ત્યાં રસનો વિષય છે, પરંતુ ૧૩૮મા પાના પર વાંચીશ ત્યારે મુનશીએ કરેલો સત્યસ્વીકાર તને ગમશે. તેઓ કહે જ છે કે એમની કલ્પનાસૃષ્ટિનો એ એક વિધાતા છે, એનું ઋણ એમણે કદી નાકબૂલ કર્યું નથી. તું જોઈ શકીશ કે આ કોઈ પકડાઈ ગએલા માણસનો એકરાર છે એવું નથી; એક સાહિત્યસ્વામી સાથેના અતિશય પ્રેમનો, અને તેની કલાના પોતા પરના વર્ચસ્નો આ એકરાર છે. નાની વયમાં મુનશીએ કેટલું વાંચ્યું છે તેનો તને અંદાજ આવશે.

સંક્રાંતિકાળમાંથી મુનશી પસાર થયા છે; ને એ કાળનું એક કડવું ફળ પોતાના દામ્પત્યજીવન અંગે ભોગવ્યું છે. બાલ કતુભાઈમાં સ્ત્રીવિષયક કલ્પનાને ઉત્તેજી બદલાવવાનું કામ વાંકાનેર નાટકમંડળી વગેરે નાટક કંપનીઓ કરે છે. 'મારી પત્ની આવી હોય' એવી એક ઘેલી ભાવના જન્મે છે, જેને મુનશી 'કાલ્પનિક સહચરી' તરીકે ઓળખાવે છે. આમાં પછીથી ઘણા બધા ગુણોનો, મુનશી આરોપ કરી, કાલ્પનિક-સૃષ્ટિ-વિલાસને સમૃદ્ધ બનાવે છે. બુદ્ધિ, જ્ઞાન, રસિકતાનો ગર્વ-અહંકાર તો હતો જ. વાસ્તવજીવનમાં પ્રાપ્ત પત્ની અને કાલ્પનિક સહચરીનો મેળ બેસાડવાનું, પરિણામે, બન્યું નહિ. માતાએ વહૂને ઘડી, વધારે સારી આર્યપત્ની બનાવી,

છતાં પોતે જ સમાધાનવૃત્તિ ન ધરાવી શકયા. વારેવારે સહચરી—જે હવે 'દેવી' બની છે—મનમાં તોફાન જગવે છે. આ વિસંવાદનું વિષ મુનશીજીવનમાં લાંબા સમય સુધી ટકયું છે, છેક લીલાવતીના આગમન લગી. આ મનોમંથન ૨૨૦માથી ૨૨૯મા પાન સુધી તું જોજે, રસ પડશે. આવો ક્લેશ સાહિત્યકારને કઈ રીતે ઉપકારક નીવડી આવે તે તારે શોધી કાઢવું જોઈશે.

'અમે ઋષિઓનાં સંતાન હતાં' એવો મુનશીનો અહંકાર—અથવા સ્વમાન—પેલા કલેક્ટરે કરેલા અપમાનથી ઘવાયો (૧૭૫મું પાનું). ને પરશુરામવૃત્તિ જાગી કે ભૂમિ 'નાંત્ર' કરી નાખું, પણ દુબળાપાતળા મુનશીનો એ એક 'તુક્કો' જ હતો! છતાં પ્રસંગ પ્રેરક બની ગયો, તેઓ કહે છે તેમ, 'ઘવાએલા સ્વમાને રાષ્ટ્રભક્તિનું સ્વરૂપ લેવા માંડયું'. સને ૧૯૨૨ની કૅાંગ્રેસમાં, સરકારને વફાદાર પિતાએ માત્ર પ્રેક્ષક તરીકે જવાની હા પાડી, સ્વયંસેવક તરીકે નહીં. ત્યાં શ્રી સુરેન્દ્રનાથ બૅનરજીનો અતિશય પ્રભાવ વરતાયો: મુનશીમાં હજી હમણાં હમણાં ઊગેલી રાષ્ટ્રિયતામાં 'આપણાપણાનો' રંગ ભળ્યો. ચિદાકાશમાં હવે 'મારો દેશ' 'સર્વગ્રાહી પરમ સંજ્ઞા' બની રહ્યો. પિતાથી વિરુદ્ધ પડી કૅાંગ્રેસમાં જોડાવાની કોઈ બળવાન વૃત્તિ ન થઈ, એવી માનસિક ક્રાન્તિ અનુભવવા મુનશીને ન મળી, પણ વાગ્પાટવ ખીલવવાના વિચારો પ્રત્યે પોતે હવે વધારે સજાગ બન્યા. સુરેન્દ્રનાથ જેવો વાણીપ્રભાવ કેળવી શકાય તો કેવું સારુ—ની ધૂન લાગી. ચેમ્બર્સના 'વાગ્પાટવ'માંથી પૅટ્રિક, હેન્રી, ચૅથમ, શેરીડન, બર્ક વગેરેનાં ભાષણોના ફકરા ગોખવા માંડ્યા. અરવિંદ ઘોષ દ્વારા વિવેકાનંદ ને પરિણામે મુનશી, પાતંજલ યોગસૂત્ર સુધી પહોંચી ગયા. આ ગાળામાં હિંસાત્મક ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં ગમે તે કારણે કદી ભાગ ન લઈ શકયા. ભારતના નકશામાં ભારતમાતાનાં દર્શન કરવાની સૂચના ઘોષ પાસેથી મળી. જાપાન, ચીન અને હિંદની ધાર્મિક, આધ્યાત્મિક એકતાની કલ્પનામાંથી 'બુદ્ધદેશ' રચવાની યોજના કરે છે, ને મુનશી 'જાપાન અને જાપાનીઓ' નિબંધ લખે છે. તું જોઈ શકીશ કે મુનશીની આ રાષ્ટ્રિયતા સૈદ્ધાંતિક સ્વરૂપની રહી છે, એમણે હજી કશાં ચોક્કસ કાર્યોમાં, પ્રવૃત્તિઓમાં ઝંપલાવ્યું નથી.

વધારે તો મુનશી નાસ્તિકતા અને જડવાદના પાશ્ચાત્ય સંસ્કારોથી દાઝયા છે. સને ૧૯૦૫માં પોતાનું વર્ણન કરે છે કે પોતે Materialist—જડવાદી—સંશય જેનો પ્રાણ છે તેવા પાશ્ચાત્ય સંસ્કારોમાં ફસાયા છે (પાન ૨૧૫); રાષ્ટ્રિયતાની તો તૂટીફૂટી તુંબડી હાથમાં માત્ર રહી છે એટલું જ.

ચંદ્રશેખર મહાદેવના બાણમાં બાળપણમાં ખૂબ શ્રદ્ધા હતી, પૂનમે બાણ ગૌરવર્ણું થાય છે, અમાસે શ્યામ થાય છે એ માન્યતાની ખાતરી કરી લીધી હતી; શિવકવચ, રુદ્રી વગેરે નિત્યકર્મોમાં રસ હતો. પણ ઉમ્મરના વિકાસની સાથે સાથે આ શ્રદ્ધાની દીવાલમાં ગાબડાં પડતાં ચાલ્યાં. કહે છે કે પૂર્વજોએ રચેલી એ ઘટના સામે એમણે બુદ્ધિપૂર્વક બળવો પોકાર્યો. સને ૧૯૦૧માં ભરૂચ હાઈસ્કૂલના હેડમાસ્તરના Reformation પરના ભાષણની જબ્બર અસરો રૂપે, મુનશી, પ્રાર્થનામાં સંસ્કૃત ભાષાની અનિવાર્યતા શા માટે એવી પ્રશ્નબુદ્ધિ અનુભવે છે ને સંધ્યા ગુજરાતીમાં કરવાનો સંકલ્પ કરે છે, આ તાત્ત્વિક વાત સમજતી હતી તેથી સત્કારી લે છે; ને પછી તો 'રામસ્તવરાજ સ્તોત્ર'નો પણ ગુજરાતી અનુવાદ થાય છે. ખગોળવિદ્યા કહે છે કે સૂરજ—તેજ આપનારો—પણ ધગધગતો નિર્જીવ તારો છે; મનમાં સવાલ થાય છે કે એવા ભૌતિક પદાર્થનો ઉપકાર શાને, સંધ્યા ફારસ લાગે છે. નિરંજન નિરાકારની પૂજા ઇષ્ટ જણાય છે, માનસમાં ઉદ્ભવેલી આ ધર્મવિષયક ક્રાંતિ નોંધપાત્ર છે. એ વિકાસોન્મુખી હતી કે કેમ તે નક્કી કરવાનું રહે છે. સને ૧૯૦૨-૩માં ખ્રિસ્તીધર્મ તરફ દૃષ્ટિ જાય છે; Dean Ferarનું 'Jesus Christ' 'ખ્રિસ્તી ધર્મમાં ઈશ્વરનો ખ્યાલ મૂર્ખાઈભર્યો છે...ખ્રિસ્તીધર્મ બાલિશ છે' એવી ફલશ્રુતિ સમજાવી રહે છે! પણ મુનશી કહે છે Rananનું 'Life of Christ' સને ૧૯૦૭માં સમતુલા બક્ષે છે. એક જ નાયકને વિષય બનાવી લખાએલી જુદાજુદા લેખકોની જીવનકથાઓ, એક જ વાચક પર કેવી વિરોધી અસરો કરે છે તેનું આ દૃષ્ટાંત તું નોંધજે. એમ ન પૂછતી કે વાચક એમાં કેટલે અંશે જવાબદાર છે, સમજી! પી. કે.ની દોસ્તીમાં મુનશી તત્ત્વજ્ઞાન વગેરે તરફ વળે છે. Tom Painનું 'The Rights of Man',

Millનું 'On Liberty', Michaletનું 'French Revolution' વાંચે છે. વર્ણાશ્રમ વગેરે હિન્દુ માન્યતાઓ તૂટવા માંડે છે. આ માનસિક સંઘર્ષ પોતાના વિષય તરીકે ઈશ્વરને પસંદ કરે છે, ને દિવસોદિવસ પાશ્ચાત્ય સંસ્કારો દૃઢ થતા જાય છે. ક્યારેક અનુભવે છે વધતી જતી નિરાશા, શૂન્ય. આત્મશ્રદ્ધા ડગતી જાય છે, 'દેવી' સતાવે છે, મહત્ત્વાકાંક્ષાઓ મરતી લાગે છે. બધાથી વધે છે ને ધારદાર બને છે આત્મનિરીક્ષણ. આત્માને કાગળ લખે છે ને પૂછે છે મુનશી, કે 'વ્હાલા આત્મા, તું ક્યાં ગયો? તારી શક્તિ ફરી કેમ નથી પ્રગટતી?' ૨૨૫મા પાના પરનો આ પત્ર તું જરૂર વાંચજે, નોંધપોથી હવે આમ વેદનાલીની બનતી તું જોઈ શકીશ. ઉપાય એક જ હતો: વાચન; કાર્લાઈલની મોહિની ને ગીતામાં સાંત્વના.

મહાન પુરુષોના જીવનમાં આવી ક્રાંતિ વિકાસના માર્ગમાં આવતું એક સોપાન છે, મુનશી એમાં તવાઈને બહાર નીકળી શક્યા એ જ તો એમની મહત્તા છે; જીવનકથા–આત્મકથાના નાટકના જીવન વિશેષ તરીકે હું તો આને જ ઓળખાવું.

ટીખળખોર ભારતી, જો તને, હજી ય 'વાંચવા લાગતી' હશે તો કહેવાની કે 'મુનશીએ પોતાનાં જ ગુણગાન ગાયાં કર્યાં છે; ઠીક છે, બહુ મઝા પડતી નથી'. મને ય 'બાલ્યકાળ' વાંચતાં એવું લાગતું હતું ખરું કે પહેલા ખંડમાં, પૂર્વજોના તરફ વ્યંગ કરવા જે તાટસ્થ્ય વપરાતું હતું તેની માત્રા અહીં કમ થતી જાય છે. એવા બહુ ઓછા પ્રસંગો જડે છે જેમાં નાયક પોતાની જાત પ્રત્યે નિષ્ઠુર બની કોઈ દોષનું હ્રદ નિરૂપણ કરતો હોય. ચરિત્રાલેખન તો વ્યક્તિચિત્ર (Portrait) આપવાની કલા ગણાય છે એ જાણતાં તને આ મુદ્દો સમજાશે. ભારતી, મુનશીના વાચનશોખ અંગે પણ શંકાસ્પદ બની મેં મચકોડે તો મને નવાઈ નહીં લાગે. પણ એવાં વૈયક્તિક વિવેચનોને કોણ ગણે છે, ખરું ને?

'અડધે રસ્તે' એકંદરે કેવું લાગ્યું એ પ્રશ્ન હાલ અસ્થાને છે. તું તારા પ્રત્યાઘાતો જણાવી રહે, બીજા બે વિભાગો વાંચી લાવે, ને હું બીજી બે કે વધારે કૃતિઓ વિષે તને લખી રહું, પછી એક આખો પત્ર ઉપસંહાર રૂપે લખું ત્યારે જ તને એનો ઉત્તર મળે. સમગ્રપણે આત્મકથાકાર મુનશી વિશે ન્યાય્ય વાતો ત્યારે જ થઈ શકે એ તને સમજાયું હશે.

છતાં કહું કે આની શૈલી મને બહુ આકર્ષી શકી નથી. પહેલા ખંડની વિગતો ઐતિહાસિક હોવા છતાં એક સાહિત્યકારને હાથે નિરૂપાઈ છે તેથી એમાંનાં વ્યક્તિરેખાંકનો જીવંત બન્યાં છે, બીજા ખંડની શરૂઆતમાં નાયક પોતાની બહુમુખી, સિદ્ધ વ્યક્તિતાઓને એક પછી એક હડસેલતો બાલ કનુભાઈને શોધી કાઢે છે એ નિરૂપણ પણ તમને કલાત્મક લાગે એવું છે, આત્મમંથનકાળની વ્યથા પણ હૃદયસ્પર્શી થઈ છે–એ બધું છતાં લખાણનો એકંદર સ્વાદ ટાઢું, મલાઈ વગરનું દૂધ પીતા હોઈએ ને આવે તેવો આવે છે. તમને હસી કાઢવાની છૂટ છે...મુનશીનો ટેકરો 'પ્રાર્થેનોન' અને 'પેલેટીનેટ હીલ'ના જેવું મહત્ત્વ ધરાવતો હતો, નવું દેરું 'કૅપિટલ' કે 'પાર્લામેન્ટ હાઉસ' છે, વગેરે ઉલ્લેખોમાંની અતિશયોક્તિ ગમી જાય એવી નથી, ખૂંચે તેવી છે. આ વાતમાં ભારતી નહિ હસે, મારો પક્ષ કરશે એની મને ખાતરી છે. કુટુંબમાં, ટેકરા પર પોતાનો જન્મ વૈરનું ફળ બની રહ્યો એને માટે નાયકે હેલન ઑફ ટ્રૉયની વાતમાંનાં વૈરફળની વાત મૂકી છે (૬૯). આ ઇતિહાસપ્રેમ પરીક્ષા માગી લે છે, ખાસ કરીને સર્જનાત્મક કૃતિઓમાં થતા એના આવા વિનિયોગ અંગે.

પત્ર પૂરો કરું છું. આવતી વખતે 'નવલરામની જીવનકથા'ની વાત કરવા વિચારું છું. તારા પત્ર માટે આતુર રહીશ. આ લખું છું ત્યારે ગઈ રવીન્દ્ર–પુણ્યતિથિ નિમિત્તે કબાટમાંથી નીકળેલા ટાગોરના 'Reminiscences' પર નજર જાય છે. સંસ્મરણો કાવ્યાત્મક કોટિએ કલાત્મક થઈ શકે એવો પણ એક વિચાર આવે છે. ને સાથે સાથે, સ્મૃતિ-ચિત્રો અને આત્મકથા અંગેનો રવીન્દ્રનાથનો ત્રીજા પાના પરનો વિચાર, મનન માગી લે તેવો છે, ને તેથી લખું છું: 'It is as literary material that I offer my memory pictures. To take them as an attempt at autobiography would be a mistake. In such a view these reminiscences would appear useless as well as incomplete'.

બંને સ્વસ્થ હશો. (કપડવણજ, ૨૨ ઑગસ્ટ '૬૬)

*

# શતાયુ વેદપુરુષ

# પંડિત સાતવળેકરજી

**હેમન્ત દેસાઈ**

વેદધર્મ અને વૈદિક સાહિત્યમાં ભારતીય સંસ્કૃતિના પ્રાણવાન અંશો રહેલા છે. આ દેશનું એ મહત્‌ ભાગ્ય છે કે સમયે સમયે વેદોક્ત ધર્મપ્રવાહ અને જીવનઝળની માવજત કરી પ્રજાના સંસ્કારપ્રદીપને પ્રજ્વલિત રાખનાર મનીષીઓ એને પ્રાપ્ત થતા રહ્યા છે. મહર્ષિ દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદ આદિ મહાત્માઓની પરંપરાના વેદજ્ઞ પુરુષ પંડિત શ્રીપાદ દામોદર સાતવળેકરજી, શાસ્ત્રોક્ત 'શત શરદ' વીતાવ્યા છતાં ચિર તરુણ જેવા રહી આજે પણ, ગુજરાત રાજ્યના વલસાડની પાસે આવેલ પારડી નામના નાનકડા ગામમાં વસીને એ અવિનશ્વર સ્રોત વહાવી રહ્યા છે. તા. ૧૯મી સપ્ટેમ્બર, ૧૯૬૬ના દિને પંડિતજીએ ૧૦૦મા વર્ષમાં પ્રવેશ કર્યો. એમના જ કથનાનુસાર મનુષ્યનું વેદોક્ત આયુષ્ય ૧૦૦ વર્ષનું નહિ, પણ ૧૨૬ વર્ષનું છે. એ અવધિ સુધી તો કોઈ દેવપુરુષ જ પહોંચી શકે કે જેના દેહમાં સર્વ દેવતા અનુકૂળ ભાવે વસતા હોય. પંડિતજી એવા દેવપુરુષ જ છે અને એમની જીવનયાત્રા તથા જીવનરીતિથી વિશ્વાસ બેસે છે કે તેઓ પૂર્ણ આયુષ્ય પૂર્ણ સ્વાસ્થ્ય સહિત ભોગવશે.

આધુનિક ભારતના અનન્ય વૈદિક પંડિત સાતવળેકરજીનો જન્મ, મહારાષ્ટ્રના રત્નાગિરિ જિલ્લામાં સાવંતવાડી નજીક આવેલ કોલગાંવમાં, ૧૯મી સપ્ટે., ૧૮૬૭ના રોજ થયો હતો. વેદપાઠી બ્રાહ્મણ કુળમાં જન્મેલા પંડિતજી નાનપણમાં અત્યંત દુર્બળ હતા. તાવ આદિ અનેક પ્રકારની બીમારી તેમને સતાવતી. વળી આટલી મોટી વયે પણ નિયમિતપણે રોજના સાત આઠ કલાક લેખન-કાર્યમાં તેમ જ ત્રણ ચાર કલાક પ્રાણાયામ, ધ્યાન અને અનુષ્ઠાનમાં ગાળતા પંડિતજીની જન્મપત્રિકા અઢાર વર્ષની ઉંમરે અકાળ અવસાનનો યોગ દર્શાવતી હતી! પચ્ચીસ વર્ષ સુધીનું તેમનું જીવન નિર્બળતા અને બીમારીમાં વીત્યા છતાં દેશના સદ્‌ભાગ્યે, ગ્રહયોગ ખોટા ઠર્યા. તેમનું દીર્ઘાયુ, તેમના નિયમિત જીવન, ધર્મનિષ્ઠ વ્યવહાર, યુક્તાહાર અને સૂર્યનમસ્કાર, આસન, પ્રાણાયામ આદિ વ્યાયામને જ આભારી છે. એ સર્વમાં તેમની દઢ શ્રદ્ધા અને તેના પાલન માટેના પ્રબળ પુરુષાર્થનું મહત્ત્વ પણ જેવું તેવું નથી. આજે પણ પંડિતજીની દૃષ્ટિ તથા શ્રવણેન્દ્રિયની શક્તિ ઉત્તમ છે. ડૉકટરોની તેમ જ આપ્તજનોની સલાહને માની તેઓ લાંબા પ્રવાસ કરતા નથી. પરન્તુ આશ્રમમાંનો તેમનો સર્વ વ્યવહાર સંપૂર્ણ સ્વાવલંબી રહ્યો છે. લેખન-કાર્ય પણ, ડિક્ટેટિંગની પદ્ધતિ સ્વીકાર્યા વિના તેઓ જાતે જ કરે છે.

પંડિતજીનું જીવન વૈવિધ્યભર્યું, અનેક અનુભવયુક્ત અને કર્તવ્ય-પરાયણ રહ્યું છે. તેમના જીવનમાં જુદા જુદા પ્રકારની ઘણી આપત્તિઓ પણ આવેલી, છતાં પણ 'मला जीवनांत दुःख असें कधींच अनुभवाला आलें नाहीं' અર્થાત્‌ 'મેં જીવનમાં દુઃખ જેવું કંઈ જ અનુભવ્યું નથી' એવું ઉદાર વચન ઉચ્ચારતા તેઓ સાચા 'સમદર્શી' છે. આવી દૃષ્ટિ જ ત્યાગ અને સેવામય જીવનના મૂળમાં છે.

પંડિતજીએ પ્રાથમિક શિક્ષણ સાવંતવાડીમાં લીધું હતું. ત્યાં જ તેમણે સંસ્કૃત અને ચિત્રકળાનો અભ્યાસ પણ કર્યો. અપ્રતિમ બુદ્ધિમત્તા અને સ્વપ્રયત્નથી જ તેઓ વિદ્યાના ક્ષેત્રમાં આગળ વધી શક્યા છે. આર્થિક પરિસ્થિતિ નાજુક હોવાને કારણે આધુનિક અંગ્રેજી કેળવણી મેળવવી તેમને માટે અશક્ય થઈ હતી. તેઓ ૧૮૮૯માં મુંબાઈ ગયા અને ત્યાંની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં અભ્યાસ કરી ચિત્રકલામાં પ્રાવીણ્ય મેળવ્યું. તેમનાં ચિત્રો હજાર હજાર રૂપિયામાં વેચાયાં છે. સને ૧૯૦૦માં તેઓ હૈદ્રાબાદ ગયા અને ત્યાં નિઝામ અને નવાબોનાં ચિત્રો કરીને ખૂબ ખ્યાતિ મેળવી. પરન્તુ બ્રિટિશ સરકારના દબાણથી તેમને હૈદ્રાબાદથી હદ પાર કરવામાં આવ્યા. એટલે હરદ્વારમાં આવેલ કાંગડી ગુરુકુલમાં ચિત્રકળા અને વેદના શિક્ષક તરીકે જોડાયા. ત્યાંથી તેમની ધરપકડ કરવામાં આવી. તેમના પર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. અને પંડિતજીએ લગભગ ૧।। વર્ષ સુધી બિજનૌરમાં જેલવાસ ભોગવ્યો. જેલમાંથી છૂટ્યા પછી લાહોર જઈ તેમણે ચિત્રકલાનો વ્યવસાય ચાલુ રાખ્યો. પરન્તુ જ્વલંત રાષ્ટ્રીય ભાવનાથી ભરપૂર તેમની લેખન-વ્યાખ્યાન-પ્રવૃત્તિને કારણે તેમને પંજાબ પણ

છોડવું પડયું–તે પણ સરકારના ફરમાનથી જ. પંજાબથી નીકળીને તેમણે ૧૮૯૮થી સાતારા જિલ્લાના ઔંધ રાજ્યમાં રહેવા માંડ્યું. ત્યાં પણ અંગ્રેજી સત્તાની કરડી નજરે તેમનો પીછો છોડેલ નહિ. પરન્તુ ત્યાંના રાજાસાહેબના ટેકાથી તેઓ શાંતિથી ત્યાં રહી શકયા અને ૧૯૪૮ સુધી વૈદિક સાહિત્યનું સંશોધન-કાર્ય કર્યું. ૧૯૪૮માં ગુજરાતમાં આવી પારડીમાં વસ્યા. અને ત્યાં 'સ્વાધ્યાય મંડળ'ની સ્થાપના કરી તેમનું લેખન-પ્રકાશન કાર્ય આજ પર્યંત ચલાવી રહ્યા છે. આવી રીતે અનેક વાર કરવાં પડેલાં સ્થાનાંતરોથી કે રાજ્યની ખફા નજરથી ડર્યા વિના કે હતોત્સાહ થયા વિના તેમણે અવિરતપણે જે સેવા ચાલુ રાખી છે તેમાં તેમના જીવનબળ અને અડગ વ્યક્તિત્વનાં દર્શન થાય છે.

પંડિતજીના જીવનમાં આવી ઊથલપાથલ મચાવનાર તેમની દેશભક્તિ અને પ્રભાવશાળી લેખન-પ્રવૃત્તિ ગણવી જોઈએ. હૈદ્રાબાદમાં રહીને તેમણે 'વૈદિક રાષ્ટ્રગીત' નામનું એક પુસ્તક લખ્યું હતું જે મરાઠી અને હિન્દી ભાષામાં, અનુક્રમે મુંબાઈ અને અલ્લાહાબાદથી, પ્રસિદ્ધ થતાં બ્રિટિશ સરકારે તેને જપ્ત કર્યું હતું. મરાઠીમાં તુકારામ મહારાજના 'અભંગ' તથા વીર સાવરકરના '१८५७ चें स्वातंत्र्यसमर' જેટલી જ લોકપ્રિયતા પ્રાપ્ત કરનાર એ પુસ્તકમાં અથર્વવેદના ૧૨મા કાંડનું ભાષાંતર અને તેની સમજૂતી રજૂ કરવામાં આવી છે. દયાનંદ સરસ્વતી કૃત 'સત્યાર્થ પ્રકાશ' અને 'ઋગ્વેદી ભાષ્ય ભૂમિકા'ના પણ મરાઠી અનુવાદો તેમણે આપ્યા. કોલ્હાપુરથી પ્રકટ થતા મરાઠી માસિક 'વિશ્વવૃત્ત'માં, 'વૈદિક પ્રાર્થનાનો તેજસ્વી સંદેશ' નામનો લેખ પ્રસિદ્ધ થતાં તેમને બ્રિટિશ સરકારનો રોષ વહોરી જેલનિવાસ કરવો પડ્યો હતો.

પંડિતજીનું મૂલ્યવાન કાર્ય છે વેદ અને વૈદિક સાહિત્યનું સંશોધન, પ્રકાશન અને પ્રચાર. ઉપનિષદ, ગીતા આદિ પુસ્તકોની સરળ અને સસ્તી આવૃત્તિઓ બહાર પાડી તેમણે એ અમૂલ્ય સાહિત્યની સરિતા ઘરેઘર પહોંચતી કરી છે. રામાયણ અને મહાભારતના સરળ ગ્રંથોનું તેમ જ સંસ્કૃતના અભ્યાસાર્થીઓને ઉપયોગી પુસ્તકોની માળાનું પ્રકાશન કરી ધર્મભાવનાને પ્રસરાવવામાં તેમની સંસ્થા દ્વારા ભારે કામગીરી બજાવી છે. ગીતા ઉપરની તેમની આશરે હજાર પાનાની 'પુરુષાર્થબોધિની' નામની મીમાંસાએ પૂ. ગાંધીજીને પણ મુગ્ધ કર્યા હતા.

પંડિતજી સંપાદિત 'વૈદિક ધર્મ' નામનું હિન્દી માસિક છેલ્લાં ૪૭ વર્ષથી ચાલે છે. મરાઠી ભાષાનું 'પુરુષાર્થ' માસિક ૪૨ વર્ષથી તેઓ પ્રકાશિત કરે છે. તે ઉપરાંત 'અમૃતલતા' નામક સંસ્કૃત ત્રૈમાસિક અને ૧૯૪૮ થી શરૂ કરેલ ગુજરાતી 'વેદસંદેશ' (જે હવે, કમભાગ્યે બંધ પડયું છે) નામના સામયિકમાં પણ તેમના પત્રકારિત્વ અને લેખનની દીપ્તિ જણાય છે.

એમના પ્રચંડ લેખનકાર્યને આંકડા કે ગણતરીમાં બદ્ધ કરવું ઉચિત નહીં લેખાય. પરન્તુ ગુણવત્તાની સાથે ઇયત્તામાં પણ તેમણે કરેલા કાર્યનો ખ્યાલ મેળવવો જોઈએ. તેમણે આજ સુધીમાં, હિન્દીમાં આશરે ૨૦૦૦૦ મરાઠીમાં આશરે ૧૦૦૦૦, ગુજરાતીમાં આશરે ૭૦૦૦ અને અંગ્રેજીમાં આશરે ૩૨૨૫ પાનાં જેટલું લખાણ પ્રસિદ્ધ કર્યું છે. એ સિવાયનું લખાણ વેદ ગ્રંથ સૂચિમાં ૫૦૦ અને સંહિતામાં ૫૦૦૦૦ પાનાં જેટલું થવા જાય છે.

પંડિતજીની આ ભવ્ય તપસ્યાનું ગૌરવ કરવા માટે એમને વિવિધ સંસ્થાઓ તરફથી અનેક ઉપાધિ–પદવીઓ અર્પવામાં આવી છે. પુરીની ગોવર્ધન વિદ્યાપીઠના શંકરાચાર્યે આપેલી 'મહામહોપાધ્યાય'ની પદવી, પ્રયાગ હિન્દી વિદ્યાપીઠની 'સાહિત્ય વાચસ્પતિ'ની પદવી, અમૃતસરના ગીતા મંડળની 'ગીતાલંકાર'ની પદવી, ગુરુકુલ કાંગડીની 'વિદ્યામાર્તંડ'ની પદવી, પ્રયાગમાં યોગીરાજ દેવરિયા બાબાએ પાંચ લાખ સાધુઓના સંમેલનમાં સમર્પેલી 'બ્રહ્મર્ષિ'ની પદવી–આવી અનેક પદવીઓથી નવાજિત પંડિતજી તેનાથી શોભતા નથી, પણ એ પદવીઓ જ તેમના લબ્ધનામ કામથી શોભી ઊઠે છે.

પંડિતજીના જીવનકાર્યનું મૂલ્યાંકન થઈ શકે એમ નથી. એમનું ગૌરવ કરનારા તેમની ગુણગ્રાહિતાને કારણે પોતાનું ગૌરવ કરે છે અને કરશે. આપણે સૌ એ દિવ્યાત્માને સાદર પ્રણામ કરીએ અને તેમની તપઃપૂત વિદ્યાનાં વધુ ને વધુ ફળ મળતાં રહે એ માટે પ્રભુને પ્રાર્થીએ કે તેમનું શેષ જીવન નિરામય અને ઇચ્છિત માર્ગે પ્રયાણ કરતાં લંબાતું રહો!

*

# વિદ્વાન મહાપુરુષ

**ભવાનરાવ પંડિત પ્રતિનિધિ**

**(ઔંધના સદ્‌ગત રાજા)**

[પંડિત સાતવળેકરજીને મહારાષ્ટ્રમાંના ઔંધના ખ્યાતનામ રાજવી સદ્‌ગત શ્રીમંત ભવાનરાવ ઊર્ફે બાળાસાહેબ પંડિત પ્રતિનિધિએ કેવળ રાજ્યાશ્રય આપ્યો હતો એમ નહિ; રાજવીએ પોતાની તે વખતની રાજ્યસત્તા છતાં યે પંડિતજીની વિદ્વત્તાને ઊંચી પાયરી પર મૂકીને એની હંમેશ કદર અને પૂજા કરી હતી. ઔંધના રાજાસાહેબને મન સાતવળેકરજી કેવા શ્રેષ્ઠ વિદ્વાન અને મહાપુરુષ હતા તે એમના આ લેખ પરથી જણાશે. તા. ૨૨ ઑક્ટોબર ૧૯૩૯ને રોજ–વિજયાદશમી, શકે ૧૮૬૧–સાતવળેકરજીનું મરાઠી પુસ્તક 'જીવન-પ્રકાશ' પ્રસિદ્ધ થયું તેના પુરોવચનમાં ('પ્રકાશાકડે–') ઔંધના રાજાસાહેબે જે ઉષ્માભરી અને સવિસ્તર વાત અને વિચાર-ટિપ્પણી પંડિતજી માટે કરી છે તેમાંના કેટલાક ફકરાઓનો ભાવાનુવાદ અહીં સાભાર રજૂ કર્યો છે. પંડિતજી ૧૦૦મા વર્ષમાં પ્રવેશ્યા એ અનેરું દૃશ્ય જોવાને ઔંધના રાજાસાહેબ આજે હયાત હોત તો કેવી ધન્યતા શ્રીમંત અનુભવત! —પુ.ગ.મા.]

પંડિત સાતવળેકર જેમ વેદવેદાંગોના અભ્યાસી છે તેમ ચિત્રકળાના પણ તેઓ છેક નાનપણથી ઉપાસક છે. તે જ પ્રમાણે, ભારતવર્ષના હિતની દૃષ્ટિથી આધુનિક સમયને અનુસરીને જે જુદી જુદી બાજુએથી આપણી માતૃભૂમિની પ્રગતિ થવી જોઈએ એ અનેક બાજુઓનો અભ્યાસ અને વિચાર એમણે પરિશ્રમપૂર્વક કરેલો છે. કેવળ સનાતની અગર કેવળ સુધારક એવો એમનો વિશિષ્ટ અભિપ્રાય નથી અગર આચાર પણ નથી. આચારમાં સાદાઈ, પૂરેપૂરી અભ્યાસી વૃત્તિ, મનની મોકળાશ અને સમાજકાર્ય તથા રાષ્ટ્રકાર્યમાં સમરસ થઈને, બની શકે તો, રાષ્ટ્રકાર્યની ઉત્ક્રાંતિને પૂરી સહાય કરવી એ એમનો હંમેશનો મુદ્રાલેખ છે.

આવા મહાપુરુષનો પ્રથમ પરિચય અમને મુંબાઈમાં સને ૧૮૯૫માં થયો. નાનપણથી જ અમને ચિત્રકળાનો શોખ. અમે અને વાજીરાવ (સદ્‌ગત રા. રા. વાજીરાવ શસ્તીકર–ડેક્કન કૉલેજમાં ૧૮૮૯ની સાલથી અમારા સહાધ્યાયી હતા.) એક સાથે જ સને ૧૮૯૪માં બી. એ. થયા પછી અમે બન્ને ય મુંબાઈમાં કાયદાના અભ્યાસ માટેનાં સત્રો ભરવાને વાસ્તે રહ્યા. એમણે એક વાર પંડિત સાતવળેકરનો–સ્કૂલ ઑફ આર્ટ્‌સની બધી પરીક્ષાઓ ઉત્તમ રીતે પસાર કરી ચૂકેલા, અનેક પ્રદર્શનોમાં ઇનામો અને ચાંદી-સોનાના ચંદ્રકો મેળવનાર આશાસ્પદ ચિત્રકાર તરીકે–અમારી સાથે મેળાપ કરાવ્યો. અમારો પણ ચિત્રકળાનો અભ્યાસ ઓછોવત્તો ચાલતો જ હતો. સ્કૂલ ઑફ આર્ટ્‌સના અભ્યાસક્રમ વિષે સાતવળેકરની અને અમારી વાતો ઠીક ઠીક સમય સુધી થઈ. તેઓ અવારનવાર અમારી પાસે આવવા લાગ્યા. એક વાર એમણે અમારો પેન્સિલનો લાઈફ સ્કેચ પણ દોર્યો હતો. આ પરિચય વધતો ગયો. આગળ જતાં, ચિત્રકળાના અભ્યાસ અર્થે બેચાર વાર ઔંધમાં એકેક માસ જેટલા મુકામો સાતવળેકરને કરવાના થયા. એ કારણે તેમનો અને અમારો સ્નેહ દિનપ્રતિદિન દૃઢ થતો ગયો.

આ સમયે રા. શ્રીપાદરાવનો વેદોનો અભ્યાસ પ્રગટ થયો નહોતો. અમે એમને એ સમયે 'સોનબા'ના નામે જ બોલાવતા હતા. એ સમયે અમે દોરેલો એમનો એક બસ્ટ પોર્ટ્રેટ હજી અમારા સંગ્રહમાં છે. આ રીતે અમારો સ્નેહ વધતો જતો હતો ત્યારે પંડિતજી મદ્રાસ, દક્ષિણ હૈદરાબાદ, કોલ્હાપુર વગેરે સ્થળોની જેલની હવા ખાઈને છેવટે ઠીક ઠીક વર્ષો સુધી પંજાબમાં લાહોરમાં ચિત્રકાર અને ફોટોગ્રાફર તરીકે રહ્યા. એ દરમિયાન એમની સાથે અમારે કોઈ કોઈ વાર પત્રવ્યવહાર ચાલતો. ૧૯૦૫ની સાલમાં અમે સાતારામાં શનિવાર પેઠમાં પરાંજપેની હવેલીમાં રહેતા હતા ત્યારે એક વાર રા. શ્રીપાદરાવ અમને મળવા આવેલા. પંજાબમાં પોતે રહેતા હતા તે અરસામાં રા. શ્રીપાદરાવે હિમાલયની કેટલીક યાત્રાઓ કરેલી. એ પ્રસંગે પાડેલા ફોટોગ્રાફ્સનાં કેટલાંક આલ્બમ એમણે અમને આપ્યાં. એ જ પ્રમાણે

ત્યાં દોરેલા કેટલાક રફ સ્કેચ પરથી તૈયાર કરેલાં કેટલાંક તૈલરંગીન ચિત્રો પણ એમણે અમને વેચાતાં આપ્યાં. આમ, ૧૮૯૫ની સાલમાં થએલો પ્રેમનો આ પરિચય સને ૧૯૧૦ સુધી કાયમ રહ્યો.

પછી, શ્રીપ્રેરણાથી, રા. શ્રીપાદરાવને લાહોર છોડીને ઔંધમાં જ આવવાનું મન થયું. એનું મુખ્ય કારણ એટલે, વેદવેદાંગોનો અભ્યાસ કરીને જૂની આર્ય-સંસ્કૃતિ પોતાના ભરતખંડમાં પ્રચલિત કરવી એવી એમની જબરદસ્ત તાલાવેલી, અને ફોટોગ્રાફી પર અને લોકોનાં પોર્ટ્રેટ્સ બનાવીને મળનારા પૈસા પર એમના અંતઃકરણનું સમાધાન થતું નહોતું, એ જ કહી શકાય.

અંતઃકરણનું સાચું સમાધાન મેળવવા માટે કેવળ પૈસો મળે અગર સંસારસુખ ભોગવવું એટલી જ બાબતો વિચારશીલ માણસને પૂરી લાગતી નથી. પોતાના સમાજ-ને ખાતર, પોતાના રાષ્ટ્રના લોકોની લૌકિક અને પારમાર્થિક ઉત્ક્રાન્તિ માટે અગર પોતાના રાષ્ટ્રની ઉચ્ચ સંસ્કૃતિ યોગ્ય રીતે દુનિયા આગળ રજૂ કરવા માટે કેટલોક પરિશ્રમ કર્યો તો જ વિચારશીલ માણસને સમા-ધાનની લાગણી થાય છે.

ઔંધની ગાદી પર અમે બેઠા ત્યાર બાદ, પંડિતજીનો અને અમારો સ્નેહ આજે વીસ બાવીસ વર્ષનો હોવાથી ઔંધનું શુદ્ધ વાતાવરણ, અહીંનાં ઉત્કૃષ્ટ હવાપાણી, વગેરેની અસર પંડિતજીના મન પર થઈ અને એમણે ઔંધમાં આવીને, અહીં ઘર બાંધીને, વેદવેદાંગો પર પુસ્તકો છાપીને તે પ્રસિદ્ધ કરવા માટે 'स्वाध्याय-मंडळ' સ્થાપન કરીને અને ભારત મુદ્રણાલય કાઢીને, એમણે પોતાનાં કાર્યનો આરંભ કર્યો અને શ્રીકૃપાથી આજ સુધી એમનું કાર્ય ઉત્તમ થઈ રહ્યું છે.

અમને પણ અમારા રાજ્યવહીવટમાં એમનો ખૂબ ઉપયોગ થાય છે. 'अप्रियस्य च पथ्यस्य वक्ता' એ ન્યાયે એમનું મૂલ્ય અમારે મન બહુ મોટું છે.

આવા અમારા અકૃત્રિમ સ્નેહીના લેખસંગ્રહનું પુસ્તક ખુદ એમના બી. એ. થએલા પુત્રે જ પ્રકાશિત કરવું એ બહુ સ્તુત્ય ઉપક્રમ છે માટે એને નાનકડી પ્રસ્તાવના લખવાનું અમે કબૂલ કર્યું. સારું જ છે, એને સારું કહેવાનું શું કારણ હોય? પણ પંડિતજી માટે અમને શી લાગણી છે, એ વ્યક્ત કરવાની તક આ લેખસંગ્રહ–પ્રકાશનને કારણે અમને વસંતરાવે આપી એ બદલ અમારે જ એમનો આભાર માનવો રહ્યો. અમારા રાજ્યમાં પંડિત સાતવળેકર એટલે એક રત્ન છે. એમને કારણે અમારું માન વધ્યું છે. ઔંધ સંસ્થાનમાંનું એમનું વાસ્તવ્ય ઔંધ સંસ્થાન માટેનું એક મોટું ભૂષણ જ છે.

પંજાબમાંના વાસ્તવ્ય દરમિયાન વેદાવેદાંત આદિ વિષયો અંગે પંડિત સાતવળેકરે પાંચ-દસ પુસ્તકો છાપીને પ્રસિદ્ધ કર્યાં હશે; પણ ઔંધ સંસ્થાનમાં આવ્યા પછી, છેલ્લાં એકવીસ વર્ષમાં એમણે વેદવેદાંગો પર કાંઈ નહિ તો દોઢસો જેટલા તો નાનામોટા ગ્રંથો છાપીને પ્રસિદ્ધ કર્યા છે જ. 'पुरुषार्थ' (મરાઠી) અને 'वैदिक धर्म' (હિંદી) એ માસિકો એમણે ચલાવ્યાં હોઈ હિંદી ભાષાંતર સાથેનું સંપૂર્ણ મહાભારત મૂળ સહિત એમણે છાપીને પ્રસિદ્ધ કર્યું છે. ઉપરાંત, શ્રીમદ્‌ ભગવદ્‌ગીતા પરની અત્યંત માર્મિક એવી 'पुरुषार्थबोधिनी टीका' પણ એમણે લખી છે અને બહાર પાડી છે.

આવા મહાન વ્યવસાયને કારણે–વિશેષતઃ ચિત્ર-કળાનો એમનો અભ્યાસ શરૂઆતથી હોવા છતાં યે-હવે આવા વેદમુદ્રણના ઉપક્રમને લીધે ચિત્રકળાનો વ્યાસંગ સાવ નિરુપાય થઈને એમને છોડવો પડ્યો છે; તેમ છતાં યે આજે પણ એમની પીંછી સુયોગ્ય અને ઉત્તમ છે એની અમને પ્રત્યક્ષ માહિતી છે.

પંડિતજી સાતવળેકરે ચિત્રકળા વિષેના પોતાના અભિ-પ્રાયો પણ હમણાં હમણાં બદલ્યા છે. ખરેખર, વાસ્તવ-વાદ અને ધ્યેયવાદ એ બન્ને ય પદ્ધતિઓમાં ગુણ છે એવું કહેવા તરફ જ એમનો અભિપ્રાય ઢળે છે અને તે સાચું પણ છે. ધ્યેયવાદી ચિત્ર કેટલીક વાર તો અમને શાહીનો ડાઘ પડ્યા જેવું લાગે છે. એમાંથી ચાહે તે કલ્પના મન ફાવે તેમ કરો. કળા વડે સર્વ-સામાન્ય માણસને આનંદ થવો જોઈએ. નહીંતર એને કળા કહી શકાય નહિ. સંસારમાં અનેક વખતે માણસને અન્નવસ્ત્રથી, નિરાંતવાળા ઘરથી પોતાનું જીવન અને પોતાની માલમત્તા સલામત છે એટલી જાણકારીથી જ પૂરું સમાધાન ઘણી વાર મળતું નથી. સંસારમાં અને વ્યવહારમાં અનેક મુશ્કેલીઓ અને દુઃખોને કારણે થોડો ઘણો ઉદ્વેગ થયો હોય ત્યારે, ક્ષણમાત્ર માટે પણ ભલેને,

મનને વાળવાનું થાય અને મનને સમાધાન અને સમતોલપણું ફરી પ્રાપ્ત થાય તે માટે ચિત્ર, નૃત્ય, ગાયન એ બધું સર્વસામાન્ય રીતે ઓછુંવત્તું દરેક માણસને સમાધાન આપી શકે એવું જ જોઈએ. એમાં માણસની યોગ્યતા પ્રમાણે ઓછાવત્તાની માત્રા ઊંચીનીચી હશે; પણ નિતાન્તસુંદર દશ્ય જોયું અગર નિતાન્તમધુર સ્વર કાન પર પડ્યા તો કોઈ પણ માણસને સુખ મળવું જોઈએ, કાંઈ નહિ તો અમે તો ચિત્રકળાનું આ જ વૈશિષ્ટ્ય સમજીએ છીએ. અપ્રતિમ સૃષ્ટિસૌંદર્ય ભીંત ઉપર, કાગળ ઉપર, કૅન્વાસ પર ઉપસાવી શકાયું, કોઈ એક માણસનો ચેહરો-મોહરો અને એના મનની ભાવના પણ કોઈ એક ચિત્રમાં અગર બાવલામાં નજરે પડે તો કોઈ પણ માણસને આનંદ થવો જ જોઈએ. તાત્પર્ય કે, અંતઃકરણનું સમાધાન એ કલાકૃતિનું સાચું કાર્ય છે. એ કામ અમુકને આવડશે, અને બીજાને નથી ફાવતું, તો એ કળામાં કશોક દોષ છે એમ જ અમને લાગે છે. અજન્ટા જોયા પછી, આપણી ચિત્રકળા સર્વશ્રેષ્ઠ છે અને જપાની, ચિની ચિત્રકારો પોતાની ચિત્ર-પદ્ધતિ જેમ ક્યારે ય છોડતા નથી તેમ આપણે પણ આપણી પૂર્વપરંપરાગત પદ્ધતિ છોડવી બરાબર નથી એમ અમને સ્પષ્ટપણે લાગે છે.

આજકાલ સ્વતંત્ર વિચારના પોતે હોવાનું કહેવડાવનારા, અને એમાં મોટાઈ માનનારા, લોકોને બંધનોને પેલે પાર રહેવું એમ લાગવા માંડ્યું છે. એ પ્રમાણે તેઓ બોલે છે અને લખે છે પણ ખરા; પરંતુ કોઈ પણ પ્રકારની પૂર્વપરંપરાગત સંસ્કૃતિનું બંધન અગર નિયમો અગર કાયદા ન હોય અને તે પ્રમાણે બધાં સ્ત્રીપુરુષોએ વર્તવું જ જોઈએ એવી વ્યવસ્થા સમાજમાં અગર રાષ્ટ્રમાં ન હોય, તો એ સમાજ અને રાષ્ટ્ર અસ્તવ્યસ્ત થયા વિના રહેશે નહિ. દરેક માણસ સ્વતંત્ર છે પણ અમુક મર્યાદા સુધી તે સ્વતંત્ર છે, એ વાત ભૂલી જઈને નહિ ચાલે. સ્વૈરાચાર કરવો એ સ્વતંત્રતાનું લક્ષણ છે એમ આજકાલ માણસો માનતા થયા છે. ઉત્તમ માર્ગ પરનાં રાષ્ટ્રો કેવી એકાત્મભાવનાથી વર્તે છે એ ધ્યાનપૂર્વક જોવા જેવું છે. સામાજિક, રાષ્ટ્રીય રીતરીવાજોનાં બંધનોને ત્યાજ્ય ચીજ તરીકે માનનાર રાજાને પણ સિંહાસનને જતું કરવું પડે છે અને રાષ્ટ્ર છોડીને જતું રહેવું પડે છે, એમાં જ સંસ્કૃતિનું મહત્ત્વનું બંધન રહેલું છે. જે સમાજમાં અને રાષ્ટ્રમાં એ સમજણ છે ત્યાં જ એકતા ટકે છે અને રાષ્ટ્ર ભૌતિક તથા પારમાર્થિક ઉત્ક્રાંતિના માર્ગ પર હોય છે, એ વાત જ્યારે આપણામાંના લખનારા–બોલનારાઓના ધ્યાનમાં આવશે ત્યારે જ આપણે પ્રગતિના પથે ચાલવા લાગીશું. સર્વ સંસ્કારો આ ધ્યેયને માટે છે, સર્વ આચાર આવા શુભ વિચારો નાનપણથી માણસના મનમાં ઘોળાતા રહે એ માટે છે, એ ભૂલવું જોઈએ નહિ. એ જ દૃષ્ટિથી પંડિતજીએ 'સંસ્કારનું મહત્ત્વ અને એની આવશ્યકતા'નું અત્યંત માર્મિક અને વિસ્તૃતવર્ણન કર્યું છે.

*

'હાલનો સમય વિચારસ્વાતંત્ર્યનો છે. સ્વાતંત્ર્ય ચિરાયુ થઈને તે વિજયી બનો! વિચારસ્વાતંત્ર્યનું હું અંતઃકરણપૂર્વક અભિનંદન કરું છું; કારણ મનુષ્યોએ સ્વાતંત્ર્યનો જો ખરેખર સદુપયોગ કર્યો તો તેમની ઉન્નતિ થયા સિવાય ક્યારે ય રહેશે નહીં. જ્યારે વિચારપારતંત્ર્યનો કાળ હોય છે ત્યારે પોતાના વિચારો જનતા સમક્ષ મૂકવા માટે વ્યક્તિઓ માટે ખૂબ પ્રતિબંધો હોય છે. એવા પ્રતિબંધો વિચારસ્વાતંત્ર્યના કાળમાં હોવા શક્ય નથી. સ્વતંત્રપણે વિચારવિનિમય કરીને સત્ય નિર્ણય થવાની દૃષ્ટિથી વિચારસ્વાતંત્ર્યનો કાળ એ ભાગ્યોદય પૂર્વેનો કાળ છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી. વિચારસ્વાતંત્ર્યનો ઉપયોગ જો કે સત્ય નિર્ણય માટે જ કરવો રહ્યો; નહિતર પક્ષભેદ વધીને શક્તિ ક્ષીણ થયા સિવાય રહેશે નહિ. તેથી જ આ સ્વાતંત્ર્યનો ઉપયોગ સાવધાનીથી કરવો જોઈએ. આપણી સંસ્કૃતિ સ્વાતંત્ર્યપ્રિય સંસ્કૃતિ છે. જે લોકો સ્વાતંત્ર્યપ્રિય નથી એમનું ધ્યેય 'મોક્ષ' એ હોઈ જ ન શકે. જે સંસ્કૃતિએ 'બંધનાન્મોક્ષઃ'ને પોતાનું સાધ્ય ઠરાવીને 'જ્ઞાન' એ એનું સાધન હોવાનું નિશ્ચિત કર્યું અને દરેક માણસ જ્ઞાન વડે પોતાનાં બંધનો તોડીને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે એવો અસંદિગ્ધ સિદ્ધાંત જે સંસ્કૃતિએ નક્કી કર્યો તે સંસ્કૃતિની સ્વાતંત્ર્યપ્રિયતા કેટલી ઊંચા દરજ્જાની હતી એ કાંઈ જુદું કહેવાની જરૂર નથી'.

(જીવન-પ્રકાશ)

શ્રીપાદ દામોદર સાતવળેકર

*

# વિજયોત્સવ

શ્રીપાદ દામોદર સાતવળેકર

[પંડિત સાતવળેકરજીના વિવિધ લેખોનો સંગ્રહ મરાઠીમાં સને ૧૯૩૯માં 'जीवन-प्रकाश' નામે પુસ્તકાકારે પ્રગટ થયો તેમાંના એક લેખનો ભાવાનુવાદ. સાભાર, લેખક-પ્રકાશકના સૌજન્યથી]

વિજયા દશમીના દિવસે 'વિજયોત્સવ' કરવાનો રિવાજ લગભગ આખા ભારતવર્ષના હિંદુ લોકોમાં છે. ભરતખંડમાંના કોઈ ગામમાં વિજયા દશમીનો ઉત્સવ ન થતો હોય એવું નથી. જે ગામમાં હિંદુઓની વસ્તી છે, તે ગામમાં વિજયા દશમીએ સીમોલ્લંઘન કરીને હિંદુ લોકો પોતાના શત્રુનો પૂર્ણ પરાજય થયો એવી કલ્પના કરીને શત્રુની ધનસંપત્તિ પોતાના તાબામાં લે છે અને તેને પોતાને ઘેર લાવીને આપ્તજનો મિત્રોને વહેંચી આપે છે! હિંદુઓનો આ રિવાજ અર્થપૂર્ણ નથી એમ કોણ કહેશે? પણ આ ઉત્સવનું રહસ્ય સમજાયું તો જ એનું મહત્ત્વ છે, નહિતર શમીનાં અગર 'આપ્ટી'નાં કેટલાંક પાંદડાં આણીને તે માત્ર વહેંચ્યાં એટલે ઉત્સવ મનાવ્યો એમ જેમને લાગે તેમને વિજય પણ કેવી રીતે મળવાનો અને અંતઃકરણનો ઉત્સવ પણ એમના ભાગે ક્યાંથી આવવાનો?

'વિજયોત્સવ' એ 'દશમી'ના જ દિવસે કરવાનો હોય છે; કારણ [दशमी=दश+शमी] દસ ઇન્દ્રિયોનું શમન થયું તો જ સાચો વિજય મળે, એ વાત આ તિથિ વડે સૂચવાય છે. દશ ઇંદ્રિયોનો સંયમ થયો તો જ સાચો આધ્યાત્મિક વિજય મળશે, નહિતર પરાજય થશે, એ મહત્ત્વની વાત 'विजया दशमी' એ શબ્દ વડે દર્શાવાય છે, એ વાચકોએ અહીં ધ્યાનમાં રાખવું. અન્તર્યામીનો વિજય થયો તો જ બહારનો—દુનિયામાંનો—વિજય મળવાનું શક્ય બને છે. વિજયેચ્છુ લોકોએ આ વાત ક્યારેય ભૂલી જવી નહિ પાલવે.

'વિજયા દશમી'ની પહેલાં 'નવ-રાત્ર'નો કાર્યક્રમ કરવામાં આવે છે. એને 'નવ-રાત્ર' એમ જ શા સારુ કહે છે અને 'નવ-દિન' કેમ કહેતા નથી એ એક વિશેષ વિચાર કરવા જેવી બાબત છે. જ્યાં આ ઉત્સવ ભારે ઠાઠમાઠથી મનાય છે ત્યાં દેવી પર રોજ એક એ પ્રમાણે નવ પુષ્પમાળા બંધાય છે. કેટલેક સ્થળે તો દર રાત્રિએ એક એ પ્રમાણે વધતી આરતી પણ ઉતારે છે. પહેલે દિવસે એક દીપ, બીજા દિવસે બે અને એ પ્રમાણે વધતાં વધતાં નવમા દિવસે નવ દિવા આરતીમાં હોય છે. એનો અર્થ શો? નવ રાત્રિઓનો ઉત્સવ રાતના સમયે અને દશેરા માત્ર દિવસે એવું કેમ હોય છે? આ નવ રાત્રિઓ શાની સૂચક છે? અને નવરાત્રોત્સવ દિવા લગાડીને અને વિજયોત્સવ જ માત્ર દિવસના પ્રકાશમાં શા માટે મનાવાય છે? ઉત્સવ કરનારાઓએ એનો વિચાર કરવો રહ્યો.

રાત્રિ એ અંધકાર, અંધારું, આગલો માર્ગ ન સમજાય, દિશાભૂલ થાય એવા પ્રકારના પૂર્ણ અજ્ઞાનની દ્યોતક છે એ સહુ જાણે છે. આ ઉત્સવમાં આવી નવ રાત્રિઓ છે અને એમના દ્યોતક તરીકે આ 'નવરાત્રોત્સવ' છે. એમાં નવ રાત્રિઓનો ઉત્સવ કરવાનો નથી બલ્કે નવ રાત્રિઓનો અંધકાર દૂર કરવાને વાસ્તે આ સમારંભ કરવાનો છે, એ વાત નવરાત્રોત્સવ કરનારાઓએ લક્ષમાં રાખવી જરૂરી છે.

આ નવ અંધકાર કયા તે હવે આપણે અહીં જોઈશું. દરેક માણસની પાસે નવ પદાર્થોનું જ્ઞાન એની ઉન્નતિ માટે આવશ્યક છે—(૧) પરમાત્મા, પરબ્રહ્મ, ઈશ્વર; (૨) આત્મા, જીવ; (૩) કામ, સંકલ્પશક્તિ; (૪) બુદ્ધિ, જ્ઞાનશક્તિ; (૫) મન, સંકલ્પશક્તિ; (૬) અહંકાર; (૭) ઇન્દ્રિયગણ; (૮) શરીર, વ્યષ્ટિ; (૯) સંઘ, સમાજ, રાષ્ટ્ર, અખિલ માનવજાત, સમષ્ટિ.

માણસની ઉન્નતિ થવા માટે આ નવ પદાર્થોનું યોગ્ય જ્ઞાન એને થવું ઘટે અને તે જ્ઞાન વડે એને એ અંગેની પોતાની ફરજ ઉત્તમ રીતે અદા કરતાં આવડવી જોઈએ. માણસની સફળતા અગર નિષ્ફળતા આ જ્ઞાન પર અને આ ફરજ પર જ અવલંબે છે.

ઘણુંખરું, સર્વસામાન્ય માણસોને આ નવ તત્ત્વો સંબંધે ગાઢ અજ્ઞાન હોય છે. એમનું એ અજ્ઞાન દૂર

કરવું અને એમને અંધકારમાંથી પ્રકાશના માર્ગ પર આણવા, એ માટે આ ઉત્સવનો ઉપક્રમ છે. એ જ કારણથી આ ઉત્સવમાં સપ્તશતીનો પાઠ કરવામાં આવે છે. એના સાવ પ્રારંભમાં આમ કહ્યું છે–

आत्मतत्त्वं शोधयामि, विद्यातत्त्वं
शोधयामि, शिवतत्त्वं शोधयामि,
सर्वतत्त्वं शोधयामि नमः स्वाहा ॥
(सप्तशतीविधिः)

'આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ, શિવતત્ત્વ અને સર્વતત્ત્વ એમ ચાર તત્ત્વોનું સંશોધન કરવાની અને એ તત્ત્વસંશોધન માટે (સ્વ+આ–હા) આત્મસમર્પણ કરવાની પ્રતિજ્ઞા ઉપાસક આ ઉપાસનાના આરંભે કરે છે." આત્મતત્ત્વમાં, પરમાત્માથી માંડીને શરીર સુધીના વર્ણવેલા આઠ પદાર્થોનો સમાવેશ થાય છે. વિદ્યાતત્ત્વમાં, બંધનોમાંથી છુટકારો મેળવી લેવાનું સમગ્ર તત્ત્વજ્ઞાન આવી જાય છે. જુઓ–

विद्यायाऽमृतमश्नुते (केन उ. १२; ईश.उ. ११; मैत्री उ. ७-९)
यदेव विद्यया करोति तदेव वीर्यवत्तरं (भवति)। (छां. उ. १-१-१०)
विद्या साधिष्टं प्रापयति (छां. उ. ४-९-३)
विद्यया देवलोकः॥ (बृ. उ. १-५-१६)
अमृतं तु विद्या। (श्वे. उ. ५-१)

"વિદ્યાથી અમૃત પ્રાપ્ત થાય છે. વિદ્યાના યોગ વડે જે કાંઈ કરાય છે તે વધારે પ્રભાવશાળી બને છે. વિદ્યાને કારણે સાધ્ય પ્રાપ્ત થાય છે. વિદ્યાને લીધે દેવતાઓનાં સ્થાન સમાં સ્થાન મળે છે." વિદ્યાતત્ત્વના સંશોધનનું આ ફળ છે. તાત્પર્ય, વિદ્યાતત્ત્વથી જ મનુષ્યની ઉન્નતિ આ લોકમાં ને પરલોકમાં થઈ શકચ છે.

ત્યાર બાદ શિવતત્ત્વનું સંશોધન કરવાનું સૂચવ્યું છે. શિવ એટલે કલ્યાણ. તે કેવી રીતે સાધી શકાય અને તે પ્રાપ્ત થયા પછી એને ચિરકાળ કેવી રીતે ટકાવવું એ બાબતોનો આ શિવતત્ત્વના સંશોધનમાં સમાવેશ થતો હોય છે. ઘણી વખત, આપણું સાચું કલ્યાણ શામાં છે એ જ મનુષ્યને સમજાતું નથી અને તે (મનુષ્ય) અમુક રીતે કલ્યાણ થશે, એમ કહીને રાતદિવસ મથામણ કરતો રહે છે; પણ અનેક વાર તે અંતે છેતરાઈ જાય છે. માટે, મનુષ્યમાત્રનું સાચું કલ્યાણ કેવી રીતે સાધ્ય થશે તેનો વિચાર કરીને નિર્ણય કરવો એનું નામ શિવતત્ત્વનું સંશોધન.

આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવતત્ત્વ એમાં જેમનો સમાવેશ થતો નથી એવાં માનવહિતનાં જે કોઈ તત્ત્વો હશે તે લૌકિક અભ્યુદયની બાબતોનો સમાવેશ આ છેવટના 'સર્વતત્ત્વ' શબ્દમાં થાય છે. આ ચાર તત્ત્વોના સંશોધનની વ્યાપ્તિ આ પ્રમાણે આટલી બધી વિસ્તૃત છે. આ ચાર તત્ત્વોનું સંશોધન જો માણસ કરે અને એ સાર મુજબ જો તે વર્તે તો તેનું આ લોકમાં ને પરલોકમાં કલ્યાણ થાય એમાં શંકા નથી. આ ચાર તત્ત્વોનું સંશોધન કરવું અને એનો નિચોડ પોતાના આચારમાં ઉતારવો એ આપણા શક્તિસંવર્ધનનો માર્ગ છે. આ પ્રમાણે આ ચાર તત્ત્વોનું સંશોધન કરીને તમારી શક્તિ વધારો એવું નવરાત્ર મહોત્સવ સૂચવે છે.

આ ઉત્સવ નવ રાત્રિએ મનાય છે, માટે એને 'નવરાત્રોત્સવ', વિદ્યાતત્ત્વ વગેરેનું સંશોધન કરવાનું હોવાથી એને 'શારદોત્સવ' અને છેવટે આપણો 'વિજય' સિદ્ધ કરવાનો હોવાથી એને 'વિજયોત્સવ' એમ કહે છે.

વિજય મળે એવી ઇચ્છા હોય તો અજ્ઞાન-અંધકાર દૂર કરવો જોઈએ. આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ, શિવતત્ત્વ અને સર્વતત્ત્વમનું સંશોધન કરવું જોઈએ. વ્યક્તિની શું કે રાષ્ટ્રની શું, ઉન્નતિ માટેનું એક જ સાચું સાધન જ્ઞાન છે. 'ज्ञानान्मुक्तिः' એટલે જ્ઞાન વડે જ બંધનોમાંથી અગર પારતંત્ર્યમાંથી છુટકારો થતો હોય છે. આ જ્ઞાન સાથે જ ત્રણ શક્તિઓનું એકીકરણ પણ થવું જોઈએ, એ વાત ઉપાસકોના મનમાં ઠસાવવા માટે જ આ ઉત્સવમાં ત્રણ દેવીઓની એકસમયાવચ્છેદે ઉપાસના વર્ણવી છે 'महाकाली+महालक्ष्मी+महासरस्वती' આ ત્રણ દેવીઓ ક્રમશઃ 'શૌર્ય, ધન અને જ્ઞાન'ની દેવીઓ છે. આ ત્રણે દેવીઓની ભેગી ઉપાસના આ ઉત્સવમાં કરવાની હોય છે. બધા ઉપાસકો આ ત્રણેય દેવીઓનો ઉચ્ચાર કરતા હોય છે; પણ જ્ઞાની, શૂર અને ધનવાન પુરુષોએ આપસઆપસમાં સહકાર કરીને પોતાનું અભેદ્ય એવું ઐક્ય નિર્માણ કરવું જોઈએ અને એ રીતે પોતાનો

અપૂર્વ વિજય પ્રાપ્ત કરવો જોઈએ, એ વાત માત્ર બહુ જ થોડા લોકોના ગાનાં વિજયમાં છે.

અહીં એ સ્ત્રીમાઓને અર્ચવી જોઈએ છે, અહીં કેવળ કાલી-લક્ષ્મી-સરસ્વતી એવાં નામો નથી પણ 'મહાકાલી-મહાલક્ષ્મી-મહાસરસ્વતી' એમ છે. એટલે કે, શૌર્ય પણ પ્રચંડ જોઈએ, ધનસંપત્તિ પણ બહુ મોટી કમાવવી જોઈએ અને વિદ્યા પણ ખૂબ જ વિશાળ સંપાદિત કરવી જોઈએ, અને આ ત્રણેય શક્તિઓનો સહકાર રાષ્ટ્રમાં સિદ્ધ થાય તો જ સહુની સાચી ઉન્નતિ થાય.

કોઈ પણ ઉપાસના કરવાની હોય, તે કરતી વખતે યોગનું કોઈક આસન પાથરીને બેસવું, આચમન કરીને પ્રાણાયામ કરવો અને પછી ઉપાસનાનો પ્રારંભ કરવો એવો રિવાજ છે; પરંતુ આ શક્તિઉપાસનામાં નીચે જણાવ્યા પ્રમાણેનો પ્રાણાયામ કરવો, એવું કહેવામાં આવ્યું છે.

गायत्र्या प्राणानायम्य ... कुंडलिनीमुत्थाप्य हृदिस्थं दीपकलिकाकारं जीवं ... ब्रह्मणि संयोज्य स्वदक्षिणकुक्षिस्थं पापपुरुषं ध्यात्वा ... पूरकेण तं ...शोषयित्वा कुंभके ... त्वं दग्ध्वा ... तद्भस्म... रेचयेत् ॥

'ગાયત્રી મંત્ર વડે પ્રાણાયામ કરવો. તે આ રીતે કુંડલિનીનું ઉત્થાપન કરીને હૃદયમાં દીપકની જ્યોતિ પ્રમાણે જે જીવ છે, એનો બ્રહ્મ સાથે સંયોગ કરીને, પોતાની ડાબી કૂખમાં જે પાપપુરુષ છે, એનું સ્મરણ કરવું...પૂરક કરીને એ પાપપુરુષને શુષ્ક કરવો, કુંભકના સમયે એ પાપને બાળી નાખવું અને રેચક કરીને એની ભસ્મ બહાર ફેંકી દેવી.' આ પ્રયોગ આત્મતત્ત્વનું સંશોધન કરવા માટે કહેલો છે. આપણા શરીરમાં રહેલા પાપોનો એટલે કે દોષોનો નાશ કરવા માટે અને આપણા જીવાત્માની શક્તિ વધે તે માટે આ પ્રયોગ છે. દરેક પ્રાણાયામનાં પ્રસંગે આ પ્રમાણે દોષોનો નાશ થતો જાય, તો માણુસ શુદ્ધ થાય અને આત્મશુદ્ધિ થઈ કે માણુસની શક્તિ વધી જ સમજવી.

આ સ્થળે વર્ણવેલો પ્રાણાયામ કુંડલિની ઉત્થાપન કરવાની યોગપ્રક્રિયા જેમને ફાવી હશે એમને માટે જ કરવાનું શકય છે. સામાન્યપણે સારા કુળમાંનો સદાચારી માણુસ સારા ગુરુની પાસે રહીને જો યોગાભ્યાસ કરે, તો એને કુંડલિની ઉત્થાપન કરવા માટે એક અગર બે વર્ષનો સમય પૂરતો છે. આ કુંડલિની પીઠ પાછળના હાડમણુકા નીચે 'માકડ–હાડ' પાસે હોય છે. પ્રાણાયામથી તે આપણા અંકુશમાં આવે છે. એ જ શક્તિને ભવાની, કાલી, ચંડિકા વગેરે નામો યોગગ્રંથમાં આપેલાં છે. એ ઉપરથી વાચકોના ધ્યાનમાં આવશે કે, આત્મતત્ત્વનું સંશોધન કરવા માટે આ ઉત્સવમાં આ બાબતો કહી છે એ કાંઈ અમથી કે અમસ્તી નથી. અને જેમ શાસ્ત્રીય જ્ઞાન પ્રત્યક્ષ અને સપ્રયોગ સિદ્ધ કરી શકાય છે તે જ પ્રમાણે યોગસાધના કરીને કુંડલિની-શક્તિનું ઉત્થાપન કરનારને પોતાની આંતરિક શક્તિઓ પ્રત્યક્ષ જોવાનું બને છે અને તેમને પોતાનાં અંકુશમાં પણ આણુવાનું થાય છે. આ પ્રમાણે આત્મતત્ત્વના સંશોધનની વિદ્યા આ ઉત્સવમાં આ રીતે કહી છે. હવે, બાહ્ય જગતમાંના વિજય સંબંધે આ ઉપાસનામાં શું કહ્યું છે તે જોઈએ. આ ઉત્સવમાં ઉપાસક, દેવી સમક્ષ શું માગે છે તે જુઓ:

### आत्मोन्नति

रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ।
देहि सौभाग्यमारोग्यं देहि देवि परं सुखम् ॥१०॥
विधेहि द्विषतां नाशं विधेहि बलमुच्चकैः ॥११॥
विधेहि देवि कल्याणं विधेहि परमां श्रियम् ॥१२॥
विद्यावन्तं यशस्वन्तं लक्ष्मीवन्तं जनं कुरु ॥१३॥
(अर्गलास्तोत्र)

'હે દેવી! મને સુંદર રૂપ આપ, વિજય આપ, યશ આપ, મારા દુશ્મનો દૂર કર. મને સમૃદ્ધિ, આરોગ્ય અને ઉત્તમ સુખ આપ, મારા બધા શત્રુઓનો નાશ કર, મારું બળ વધાર, કલ્યાણ અને મોટી સંપત્તિ મને આપ. લોકોને વિદ્વાન, સફળ અને ધનસંપન્ન કર.'

### સીમોલ્લંઘન

ઉપર પ્રમાણેના નવ અજ્ઞાન–અંધકારોનો નાશ થયો એટલે દસ ઇંદ્રિયોનું શમન કરીને સીમોલ્લંઘન કરવાનું હોય છે. આ સીમોલ્લંઘન આજકાલ તો ગામની ભાગોળને ઓળંગીને કરે છે; પણ કેવળ ગામની ભાગોળ

ઓળંગી એટલે જ આ સીમોલ્લંઘન થયું એવું કોઈએ પણ માનવું નહિ. મનુષ્યનાં કાર્યક્ષેત્રો અનેક છે; એ દરેક કાર્યક્ષેત્રની સીમા એણે ઓળંગવી જોઈએ. આ ધ્યેય આપણી સમક્ષ આ ઉત્સવે મૂકેલું છે. એ કેવી રીતે તે આપણે જોઈએ.

ગામસીમાનું ઉલ્લંઘન કરીને આપણે ભલે આગળના ગામે જઈએ, તો પણ ત્યાં વિજય મેળવીને ત્યાંનું ધન આપણા ગામમાં આણવાની પરિસ્થિતિ આજે નથી અને એવી પરિસ્થિતિ ક્યારે ય નહોતી; કારણ, વેદકાળમાં પણ રાજ્યો અને સામ્રાજ્યો હતાં અને આપણા જ રાષ્ટ્રમાંના ગામોમાં એક ગામના લોકોએ બીજા ગામના લોકોને લૂંટવા એવી સ્થિતિ કોઈ પણ રાજ્યસંસ્થા ચલાવી લે નહિ.

ભારતીયોનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લેનારા લંકાદ્વીપસ્થ રાવણ પર શ્રી રામચંદ્રે જે ચડાઈ કરી તે દશેરાના શુભ મુહૂર્ત પર કરી. આપણા પારતંત્ર્યની સીમા એમણે ઓળંગી, શત્રુના દેશમાં પ્રવેશ કર્યો, ત્યાં એનો પૂર્ણ પરાજય કર્યો, ભારત દેશનો યશ ઉજ્જ્વળ કર્યો અને આર્યોને પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવી આપ્યું. આના સ્મરણ તરીકે કોઈ પોતાના ગામની સરહદ ઓળંગતું હશે તો તે પણ યોગ્ય જ છે; પણ આ એક કૃતિ એથી યે મોટા કાર્યક્રમની સૂચક છે એ વાત ભૂલીને તે કદી પણ નહિ ચાલે.

સીમોલ્લંઘનનું મુખ્ય તત્ત્વ શું છે તે સમજતાં આપણા હાલના કાર્યક્ષેત્રોમાં આપણે કેવી રીતે સીમાઓ ઓળંગવી એ સહેજે સમજાશે. આને માટે એ તત્ત્વ આપણે જોઈએ. એ તત્ત્વ નીચે જણાવ્યા પ્રમાણે છે:

૧ આપણા અધિકારમાં જે ક્ષેત્ર છે, તેટલા ક્ષેત્રની ચારે સીમાઓ બરાબર સુરક્ષિત રાખવી; એમની અંદર એવો બંદોબસ્ત રાખવો કે કોઈ પણ શત્રુનો એમાં પ્રવેશ થાય નહિ.

૨. પછી, બહારના ક્ષેત્રમાં પ્રવેશ કરવો અને તે ક્ષેત્ર જેટલું આપણા અધિકારમાં આણી શકાય તેટલું આણવું અને એના પર આપણો અધિકાર ઉત્તમ રીતે સ્થાપિત કરવો.

૩ આ પ્રમાણે આપણું ક્ષેત્ર વધારવું અને વિજય મેળવીને આપણું પ્રભુત્વ ધન, સમૃદ્ધિ અને વૈભવ વધારવાં અને મળેલી સમૃદ્ધિ 'અનેક' ખાતાઓમાં રાખવી.

૪ આ પ્રમાણે આપણું સાચું કાર્ય કરતાં રહેવું.

સીમોલ્લંઘનનું આ 'તત્ત્વ' સમજવા માટે આપણે કેટલાંક ઉદાહરણો લઈશું:

ગામમાં એક વેપારી છે. દર વર્ષે તે હજાર રૂપિયાનો વેપાર કરે છે. હજાર રૂપિયાનો વેપાર કરવો એ એના વેપારની સીમા છે. આ દશેરાના દિવસે તેણે આ સીમાને ઓળંગવાનો નિશ્ચય કરવો જોઇએ અને આગલા વર્ષે આ સીમા ઓળંગાશે એવું કરવું જોઈએ. પહેલી મર્યાદા ટકવી જ જોઈએ, પણ આગળ વધારો પણ થવો જોઈએ. આ થયું વેપારીઓનું સીમોલ્લંઘન.

ખેડૂતે પોતાની ખેતીનાં કાર્યક્ષેત્રમાં સીમોલ્લંઘન કરવું. અગાઉનાં બી-બીયાંમાં સુધારો કરવો, ખાતર-પાણી અને મહેનત-મજૂરી તથા તકેદારીની બાબતમાં સુધારો કરીને જમીનની ફળદ્રૂપતા વધારીને પોતાના ઉત્પન્નની સીમાઓ ઓળંગવાનું ખેડૂતને માટે શક્ય છે.

ગામમાંનો સોની, સુથાર, ધોબી, લુહાર, ચમાર વગેરે બધા કારીગર લોકોએ પોતાના ધંધાઓમાં સુધારાઓ કરીને, પોતાની કામગીરી વધારીને, સર્વ દિશાએથી પોતાની ઉન્નતિ થવાના માર્ગમાં સીમોલ્લંઘન કરવું જોઈએ. બ્રાહ્મણોએ પોતાનું સીમોલ્લંઘન કરવાનું તે પોતાના ધર્મના જ્ઞાનમાં કરવું. દેશને માટે, ધર્મને માટે અને લોકકલ્યાણને માટે જેટલો ત્યાગ ગયા વર્ષે આપણે કર્યો હોય તેના કરતાં વધારે મોટો ત્યાગ આ વર્ષે કરવો અને એ દિશામાં ત્યાગની સરહદને ઓળંગવી.

હાલની પરિસ્થિતિમાં ક્ષત્રિયોના સીમોલ્લંઘનને અવકાશ રહ્યો નથી; એટલે એમણે ઉપર કહ્યા મુજબનું સીમોલ્લંઘન થાય તેટલું કરવું. એ જ પ્રમાણે ચાલુ રાજકારણમાં આ પહેલાં જેટલો ભાગ લીધો હોય એના કરતાં વધારે ભાગ આ વર્ષે લેવાનો નિશ્ચય કરીને એમણે પોતાનું સીમોલ્લંઘન કરવું. ઉપર જણાવેલા આ થોડાક દાખલાઓ પરથી વાચકોના ખ્યાલમાં આવશે કે દરેક માણસે પોતપોતાનાં કાર્યક્ષેત્રમાં સીમોલ્લંઘન કરીને પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તૃત કરવું જોઈએ. એ જ એમનું સીમોલ્લંઘન છે.

પોતાનું સૌંદર્ય, પોતાનું બળ, પોતાની સફળતા અને સર્વ કાર્યક્ષેત્રોમાંનો પોતાનો વિજય એ બધાંમાં આપણે આપણી અગાઉની સીમાઓને ઓળંગી કે નહિ એ દશેરાના દિવસે દરેકે જોવું જોઈએ અને પોતાના સૌંદર્યની અગાઉની સીમા કરતાં આપણે કેટલાં આગળ પહોંચી ગયાં, આપણાં બળ અને યશના ક્ષેત્રોમાં પહેલાંની સરહદ કરતાં આ વર્ષે આપણે કેટલું મોટું ક્ષેત્ર હવે ખેડ્યું છે, આપણા વિજયનું મેદાન આ વર્ષે આપણે કેટલું વધાર્યું છે એ બાબતોનો વિચાર કરીને આપણે આ વર્ષનું સીમોલ્લંઘન ખરેખર કર્યું કે માત્ર સીમોલ્લંઘનનું નાટક કર્યું એ દરેકે જોવું જોઈએ.

આપણે વિદ્યાવાન, લક્ષ્મીવાન અને સફળ થવાના પ્રયત્નોમાં અગાઉની સીમાઓ કરતાં કેટલાં આગળ ગયાં એ પણ આ દિવસે જોવું રહ્યું.

આ ઉત્સવના ઉદ્દેશ પ્રમાણે જ્યાં સુધી આર્ય-લોકો પોતાનું સીમોલ્લંઘન દરેક ક્ષેત્રમાં કરતા હતા, ત્યાં સુધી એમની અખંડ ઉન્નતિ થતી હતી; પણ જ્યારથી એમનું સીમોલ્લંઘન દરેક કાર્યક્ષેત્રમાં નહિવત્ બન્યું અને જ્યારથી તેઓ માત્ર ગામની સરહદ ઓળંગીને જ પોતાનું સીમોલ્લંઘન થયું એમ સમજવા લાગ્યા ત્યારથી એમની અવદશા શરૂ થઈ. આ ઉપરથી સીમોલ્લંઘન એ કેટલું વ્યાપક અને કેટલું મહત્ત્વનું છે તે સહેજે જણાશે.

સ્વદેશી ચળવળ, સ્વરાજ્ય માટેની ચળવળ અને આવા પ્રકારની જે આપણી ઉદ્ધારની ચળવળો છે અગર થશે એ ચળવળોમાં આપણે જે પ્રગતિ કરી, તેની સીમાઓનું ઉલ્લંઘન કરીને આગળ જવું પણ જરૂરી છે. આવા પ્રકારનું સીમોલ્લંઘન ચાહે ગમે તેટલું થાય તો પણ તે ઇષ્ટ જ છે. આ તબક્કે કેટલાક લોકો પૂછશે કે, ધાર્મિક ઉત્સવોમાં રાજકીય અને ઔદ્યોગિક બાબતોની ભેળસેળ શા સારુ કરવી? આવી શંકાનું નિરાકરણ એ કે, આપણા મહોત્સવોમાંના ઘણાખરા વિશેષે કરીને રાજકીય બોધ આપનારા જ છે. 'રામનવમીનો મહોત્સવ' હદપાર કરેલા એક આર્ય-રાજકુમારે પોતાના દેશનું સ્વાતંત્ર્ય કેવી રીતે સ્થાપન કર્યું અને આ દેશને પારતંત્ર્યના પિંજરામાં પૂરવા માગનારા પર દ્વીપસ્થ રાજાના સામ્રાજ્યનો કેવો નાશ કર્યો તે સૂચિત કરે છે. 'ગણેશોત્સવ' એ ગણરાયે આપ્તજ્ઞાતિજનોનું સંગઠન કેવી રીતે કર્યું અને સ્વદેશ-બાંધવોનું સંઘબળ વધારીને એમનો દરજ્જો કેવી રીતે ઊંચો આણ્યો અને દેવ-રાષ્ટ્રને વારંવાર ત્રાસ આપનાર પશ્ચિમના શત્રુઓનો નિકાલ કરીને એમણે કેવી રીતે પોતાના રાષ્ટ્રનું કલ્યાણ કર્યું તે બતાવે છે. 'કૃષ્ણાષ્ટમીનો મહોત્સવ' હતરાષ્ટ્રીયોએ ધૃતરાષ્ટ્રીયો પાસેથી પોતાનું ચાલ્યું ગએલું સ્વરાજ્ય કેવી રીતે પ્રાપ્ત કરી લીધું એનું સ્મરણ કરાવી આપે છે અને કંસ જેવા જુલમી, સ્વાર્થી સંસ્થાનિકનો જુલમ દૂર કરવા માટે બાળ શ્રીકૃષ્ણે એનો વધ કરીને ગોકુલ-વાસીઓને એના જુલમમાંથી કેવી રીતે છોડાવ્યા, એ બતાવે છે. આમ, આ ઉત્સવોમાં રાજકીય બોધ કેવી રીતે છે તે સહેજે સમજાશે.

દશેરાનો દિવસ શ્રી રામચંદ્રની રાવણ પરની આખરી ચડાઈનો સૂચક હોવાને કારણે રાજકીય સ્વરૂપનો જ છે. એટલું જ નહિ પણ આ નવરાત્ર મહોત્સવમાં જે સપ્તશતીનો પાઠ કરવામાં આવે છે તે સપ્તશતી ગ્રન્થ પ્રારંભથી અંત સુધી રાજકીય ઉલ્કાપાતોનો જ ઇતિહાસ છે. આ મહત્ત્વની વાત હોવાને કારણે આ સપ્તશતી ગ્રન્થમાં શું કહ્યું છે તે હવે આપણે જોઈશું.

ખૂબ પ્રાચીન સમયમાં સુરથ નામનો એક રાજા આ આર્યાવર્તનો સમ્રાટ હતો. ધર્મ પ્રમાણે તે રાજ્ય ચલાવતો હતો ત્યારે એના પર અનેક વિદેશી શત્રુઓએ હુમલો કર્યો. આ વિદેશી શત્રુઓ જો કે સંખ્યામાં બહુ થોડા હતા, તો પણ એમનું સંગઠન અને એમની કપટનીતિ વિશેષ હોવાથી એમણે આ આર્યસમ્રાટનો પરાજય કર્યો—

न्यूनैरपि स तैर्युद्धे कोलाविध्वंसिभिर्जितः ॥६॥
आक्रान्तः स महाभागस्तैस्तदा प्रबलारिभिः ॥७॥
अमात्यैर्बलिभिर्दुष्टैर्दुर्बलस्य दुरात्मभिः ।
कोशो बलं चापहृतं तत्रापि स्वपुरे ततः ॥८॥
(सप्तशती अ० १)

'એ થોડાક વિદેશી દુશ્મનોએ આ ભારતીય આર્ય સમ્રાટનો પૂર્ણ પરાજય કર્યો. એમણે ચારે બાજુએથી એને ઘેરી લીધો અને એને પૂરી દીધો. અહીં એના દુષ્ટ પ્રધાનોએ એનો વિશ્વાસઘાત કર્યો, એ પૈકી કેટલાક

શત્રુઓ સાથે ભળી ગયા અને કેટલાકે એની તિજોરી વગેરે લૂંટીને પોતાના ખજાના ભરી દીધા.' આ પ્રમાણે ઘર ભાંગનારા નોકરો અને કપટી દુશ્મનોને કારણે એ સુરથ રાજાનો પૂર્ણ પરાજય થયો અને તે પોતાનું રાજ્ય છોડીને શ્રી માર્કંડેય ઋષિના આશ્રમમાં જઈને વસ્યો.

ઋષિએ રાજાનું આદરાતિથ્ય કરીને કુશળ સમાચાર પૂછ્યા. ત્યારે રાજાએ બની ગયેલી હકીકત ઋષિને જણાવી. એટલે ઋષિએ રાજાને સ્વરાજ્ય ફરી પ્રાપ્ત કરી લેવાનો જે ઉપદેશ આપ્યો એને જ 'સપ્તશતી' કહે છે. આ ઉપદેશ એક અત્યંત પ્રાચીન કાળની રાજ્યક્રાંતિનો ઇતિહાસ જ છે.

ઉપક્રમ પરથી ખ્યાલ આવશે કે, આ નવરાત્ર મહોત્સવમાં વાંચવાની સપ્તશતી એટલે એક રાજકીય ક્રાંતિનો જ ઇતિહાસ છે. સુરથ રાજાએ પોતાનું ચાલ્યું ગએલું રાજ્ય ફરી કેવી રીતે પ્રાપ્ત કરી લીધું અને પોતાની ગુલામી કેવી રીતે દૂર કરી એનો ઇતિહાસ આ ગ્રંથમાં છે. આ ધાર્મિક ઉત્સવમાં આમ રાજકારણ ભરેલું છે. એટલે, આ ઉત્સવને અંતે જે સીમોલ્લંઘન કરવાનું તે રાજકીય કાર્યક્ષેત્રમાં પણ કરવું જરૂરી જ છે. અન્ય બાબતોમાં કર્યું કે ન કર્યું તો યે એનું કાંઈ ખાસ મહત્ત્વ નથી; પણ રાજકીય કાર્યક્ષેત્રમાં તો તે અવશ્ય કરવું જ જોઇએ. ઠીક. શ્રી માર્કંડેય ઋષિએ સુરથ રાજાને પોતાનું સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય ફરી મેળવવા માટે જે ઉપદેશ આપ્યો તે ખૂબ પ્રાચીન સમયના દેવરાષ્ટ્રની રાજકીય ક્રાંતિનો એક મોટો હૃદયસ્પર્શી ઇતિહાસ છે. જુઓ–

देवासुरमभूद्युद्धं पूर्णमब्दशतं पुरा।
महिषेऽसुराणामधिपे देवानां च पुरंदरे ॥२॥
तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यं पराजितम्।
जित्वा च सकलान्देवानिन्द्रोऽभून्माहिषासुरः ॥३॥
(સપ્તશતી અ० ૨)

'અગાઉ દેવાસુરોનું યુદ્ધ થયું. દેવોનો રાજા ઇન્દ્ર અને અસુરોનો રાજા મહિષાસુર હતો. એ બન્નેની ઘનઘોર લડાઈમાં અસુરસૈન્યે દેવસૈન્યનો પૂર્ણ પરાજય કર્યો અને મહિષાસુરે ઇન્દ્રની રાજધાનીમાં પ્રવેશ કર્યો અને તે ઇન્દ્રપદ પર આરૂઢ થયો.' આખું દેવરાષ્ટ્ર આ પ્રમાણે પશ્ચિમ તરફના અસુરોને આધીન બન્યું. આ પ્રમાણે દેવોનું સ્વરાજ્ય ગયું અને તેમને ફાળે ગુલામી આવી. એને લીધે એમની અવદશા કેવી થઈ તે જુઓ–

सूर्येन्द्राग्न्यनिलेन्दूनां यमस्य वरुणस्य च।
अन्येषां चाधिकारान्स स्वयमेवाधितिष्ठति ॥६॥
स्वर्गान्निराकृताः सर्वे तेन देवगणा भुवि।
(સપ્તશતી અ० ૨)

'દેવરાષ્ટ્રમાંના મૂળના બધા અધિકારીઓ સૂર્ય, ઇન્દ્ર અગ્નિ, ઇન્દુ, યમ, વરુણ એ નામના દેવ હતા. એમને મહિષાસુરે પોતપોતાનાં કામ પરથી દૂર કર્યા અને એમનાં તમામ કાર્યો પોતાની દેખરેખ હેઠળ મહિષાસુર પોતાના જ્ઞાતિબંધુ અસુરો મારફત કરાવવા લાગ્યો.'

વિજયી લોકો જીતાએલાઓને રાજ્યશાસનનો અનુભવ લેવા દેતા નથી. એ રાજનીતિનો એક નિયમ જ છે. એ જ પ્રમાણે મહિષાસુરે દેવરાષ્ટ્રનો કબજો લેતાં વેંત પ્રથમ દેવોને રાજ્યવહીવટમાંથી દૂર કર્યા અને તેમની જગ્યાએ અસુરોને નીમ્યા. આને કારણે દેવવીરોને રાજકીય અનુભવ મળતો બંધ થયો અને અસુરોનો એ જ અનુભવ વધતો ચાલ્યો. વિજયી લોકો, પરાજિત પ્રજા કાયમની નાલાયક બની રહે, એટલા ખાતર જ રાજ્યશાસનનો અનુભવ એમને લેવા દેતા નથી. આવી એક બે પેઢીઓ ચાલી ગઈ એટલે કાયમની ગુલામીની બેડીઓ એમના પગમાં ભરાવાય છે અને રોજે રોજ વિજયી લોકોનો અનુભવ વધતો જાય છે અને હારી ગએલાઓનો અનુભવ ઓછો થતો જાય છે.

આ પ્રમાણે આખું દેવરાષ્ટ્ર પરતંત્ર થયું અને જ્યારે સ્વરાજ્ય પ્રાપ્તિના એમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા ત્યારે તે બધા દેવવીરો નિરાશ થઈને એક સ્થળે ભેગા મળ્યા અને હવે શું કરવું એનો વિચાર કરવા લાગ્યા. દેવો જ્યાં સુધી સ્વતંત્ર સ્વરાજ્યનો ઉપભોગ કરી રહ્યા હતા ત્યાં સુધી તેઓ એકબીજા સાથે તોછડાઈથી વર્તતા હતા, અંદર અંદર લડતા હતા અને ક્યારે ય એકમેકને ઘેર પણ જતા નહોતા. જુઓ–

न वै देवा अन्योऽन्यस्य गृहे वसन्ति। (श. ब्रा.)

'દેવો એકબીજાના ઘેરે પણ જતા નથી.' એને કારણે એમનામાં સંઘબળ નહોતું અને તેથી જ અલ્પ-સંખ્યાંક વિદેશી શત્રુઓએ એમનો પૂર્ણ પરાજય કર્યો અને એમને જમીનદોસ્ત કર્યા. જમીનદોસ્ત થયા પછી એમને ભાન આવ્યું અને બધી જાતના તેઓ તેત્રીસ કરોડ દેવો ભેગા મળ્યા અને સાથે બેસીને હવે શું કરવું એનો વિચાર કરવા લાગ્યા. દેવરાષ્ટ્રના પરાજિત લોકો એકત્ર બેસીને, રાષ્ટ્રસભા ગોઠવીને પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગ્યા અને તેમનામાં પોતાની સ્થિતિ વિષેનો વિચાર જેમ જેમ ચાલ્યો તેમ તેમ એમને પોતાની ગુલામી માટે અને મહિષાસુરના જુલમ માટે તિરસ્કારની ભાવના થવા લાગી. એક વખત આ બધા દેવોની જંગી સભા મળી અને એમાં બ્રહ્મદેવ, વિષ્ણુ અને રુદ્ર એ બધા પણ હાજર રહ્યા. દેવરાષ્ટ્ર-માંની તમામ પ્રજાનાં દુઃખો એ વખતે જાહેરમાં રજૂ થયાં ત્યારે એ સભામાં મુખ્ય મુખ્ય દેવોનાં ખૂબ જ જોરદાર ભાષણો થયાં–

इत्थं निशम्य देवानां वचांसि मधुसूदनः।
चकार कोपं शंभुश्च भ्रुकुटी कुटिलाननौ॥९॥
ततोऽतिकोपपूर्णस्य चक्रिणो वदनात्ततः।
निश्चक्राम महातेजो ब्रह्मणः शंकरस्य च॥१०॥
अन्येषां चैव देवानां शक्रादीनां शरीरतः।
निर्गतं सुमहत्तेजस्तच्चैक्यं स मगच्छत॥११॥

(सप्तशती)

'આ પ્રમાણે દેવરાષ્ટ્રમાંના લોકોની કરુણ કથા સાંભળીને વિષ્ણુ અને શંકરને ભારે ગુસ્સો ચડયો, એમની ભ્રમરોને વળ ચડયા. ત્યારે એમના મુખમાંથી તેજ ઝર્યું અને અન્ય બધા દેવોનું તેજ પણ એમાં ભળ્યું. એ પ્રમાણે બધા દેવોના તેજનું એકીકરણ થયું!'

જેઓ ક્યારે ય એકમેકને ઘેર પણ જતા નહોતા અને એકમેકને મળવાનું પણ ટાળતા, એટલું જ નહિ પણ કેટલાક તો રસ્તે જતાં ભેગા મળવાનું થતાં એકમેકના જાન લઈ લેતા (દાખલા તરીકે, જલદેવ અને અગ્નિદેવ કદી પણ એકમેકને મળતા નહિ અને મળ્યા તો જલદેવ અગ્નિદેવને ખતમ કરી નાંખતા અને અગ્નિદેવ પડદા પાછળ રહીને જલદેવને ગડબડ મચાવીને એનો નાશ કરી નાંખતા!) તે જ દેવો પાર-તંત્ર્યનું ધગધગતું અંજન આંખમાં પડતાં વેંત જ ભાનમાં આવ્યા અને એમણે પોતાનું સંગઠન કર્યું; આને કારણે બધા દેવોના તેજનું એકીકરણ થયું અને 'આપણે હવે રાક્ષસોનો પરાજય કરીને એમની પાસેથી આપણું સ્વ-રાજ્ય ફરી પાછું મેળવી લઈને જ જંપીશું' એવો આત્મવિશ્વાસ એમને થવા લાગ્યો.

આ રીતે દેવોનું સંગઠન થયું અને તેઓ પોતાનું સ્વરાજ્ય મેળવવાને વાસ્તે ચળવળ કરવા લાગ્યા એ સાચું; પણ મહિષાસુરની અને એના વિખ્યાત સેના-પતિઓની સંહારક શક્તિ દેવોના પરિચયની હોવાથી દેવવીરો પૈકી કોઈ પણ હિંમતથી આગેવાની લેવાને તૈયાર થતું નહોતું. એ જોતાં જ કાલી, સરસ્વતી અને લક્ષ્મી એ ત્રણ સ્ત્રીઓએ આગેવાની લીધી અને મહા-કાલીના આધિપત્ય હેઠળ બધાંએ ભેગાં મળીને ચડાઈ કરવાનું ઠરાવ્યું–

जयेति देवाश्च मुदा तामूचुः सिंहवाहिनीम्॥३५॥
दृष्ट्वा समस्तं संक्षुब्धं त्रैलोक्यममरारयः।
सन्नद्धाखिलसैन्यास्ते समुत्तस्थुरुदायुधाः॥३६॥
आः किमेतदिति क्रोधादाभाष्य महिषासुरः
अभ्यधावत तं शब्दमशेषैरसुरैर्वृतः॥३७॥
स ददर्श ततो देवीं व्याप्तलोकत्रयं त्विषा॥

(सप्तशती, अ० २)

'એ વખતે દેવીએ તમામ દેવસૈન્યની આગેવાની લીધી, એ જોઈ ને દેવોએ એને 'जया' એવું નામ આપીને એનો જયજયકાર કર્યો અને જયઘોષ કરતાં કરતાં દેવ-સૈન્ય તૈયાર થયું. આ તરફ અસુરોને ખાતરી હતી કે, દેવસૈન્યના પુરુષવીરો હવે કાંઈ ફરી ઊભા થાય એ શક્ય નથી, તેઓ એશઆરામમાં પડેલા છે અને અમારી સંહારક-શક્તિથી ગભરાઈ ગયા છે. એટલે, દેવસૈન્ય તરફથી ચડાઈ આવશે એવી શંકા પણ રાક્ષસોને ન આવી. પણ દેવોનું સૈન્ય સ્ત્રીઓના આધિપત્ય હેઠળ સજ્જ થયું છે અને જ્યાં ત્યાં દેવરાષ્ટ્રમાંની બધી સ્ત્રીઓ જાગૃત થઈ છે અને તેઓ ગામેગામ ભયંકર ચળવળો ચલાવી રહી છે અને આખું દેવરાષ્ટ્ર એમણે હચમચાવી મૂક્યું છે એવું જ્યારે અસુર-અધિકારી વર્ગે જોયું ત્યારે

એમને (दृष्ट्वा समस्तं संक्षुब्ध त्रैलोक्यं) આખું ત્રિલોક જ સર્વાનુમતે પોતાની વિરુદ્ધ ખડું થઈ ગયું છે કે શું એમ લાગ્યું!!' વિશ્વાસ કરવા લાયક જે વર્ગો હતા તેઓ પણ વિરુદ્ધની ચળવળમાં સામેલ થવા લાગ્યા અને સ્ત્રીઓ પણ સેનાપતિનું કાર્ય કરવાને વાસ્તે તૈયાર થઈ, એ જોઈને હવે આ રાષ્ટ્રને પોતાની પાશવી શક્તિઓ વડે તાબામાં રાખવું કઠણ છે એમ અસુરોની નોકરશાહીને લાગ્યું; પણ જેમના હાથમાં પાશવી બળ જોઇએ તેટલું હોય છે તેઓ એનો ઉપયોગ કરતાં પહેલાં કયારે પણ પોતાની હાર કબૂલ કરવાને તૈયાર થતા નથી એ કારણે દેવસૈન્યને લડાઈની જબરી તૈયારી કર્યા સિવાય બીજો રસ્તો જ નહોતો.

કેવળ સંગઠન કર્યું, સ્ત્રીઓ ચળવળમાં સામેલ થઈ, બાળકોની ચળવળો થઈ, આખા દેવરાષ્ટ્રમાં અસુરોની વિરુદ્ધ અસંતોષ પ્રવર્ત્યો એ બાબતો જોવા છતાં પણ મહિષાસુર અને એમના દીવાન આવી ચળવળોને દાદ આપવાને તૈયાર નહોતા. અસુરોને મનમાં થયું તો ખરું કે, હવે સુખેથી રાજ્ય કરવાના આપણા દિવસો ચાલ્યા ગયા છે, તો પણ દેવસૈન્યનું આધિપત્ય એક સ્ત્રીએ સંભાળ્યું છે અને ચળવળોમાં સ્ત્રીઓનું જ પ્રાબલ્ય છે, એ જોઈને તે અસુરોને લાગ્યું કે, આ સ્ત્રીઓ શું કરવાની હતી! આવો વિચાર કરીને મહિષાસુરે પોતાનું અસુરસૈન્ય ભેગું કર્યું અને યુદ્ધની તૈયારી કરી. આ અસુરસૈન્યના સેનાપતિ ચિક્ષુર, ઉદગ્ર, અસિલોમા, બાષ્કલ (પુષ્કળ બોલકણો), બિડાલ (ભૂરી આંખોવાળો) એવા પ્રકારના હતા.

જ્યારે દેવસૈન્યનું આધિપત્ય એક સ્ત્રીએ લીધું છે એમ જોયું ત્યારે શુંભાસુરે નફ્ટાઈથી અને ટીખળમાં એને એવો પણ સંદેશો પાઠવ્યો કે, 'હે દેવસ્ત્રી! યુદ્ધની માથાકૂટ તું શા માટે કરે છે? મારી પાસે આવ, મારી પત્ની બન, એટલે આ આખું રાજ્ય તને મળશે.' પણ દેવસ્ત્રીઓ આવા પ્રલોભનથી મોહિત થાય એવી નહોતી. પ્રલોભનો અને મધુર વચનોના મોહમાં પડવાનો સમય કયારનો વીતી ગયો હતો. એટલે એ દેવસ્ત્રીએ જે ઉત્તર આપ્યો તે બધી સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવા જેવો છે.

यो मां जयति संग्रामे यो मे दर्पं व्यपोहति।
यो मे प्रतिबलो लोके स मे भर्ता भविष्यति॥१२०॥
(सप्तशती० अ. ५)

'યુદ્ધમાં જે મારો પરાજય કરશે, યુદ્ધનો મારો ગર્વ જે દૂર કરશે અને જે મારી બરોબરી કરી શકે એવો બળવાન હશે તે મારો પતિ થશે.' એનો અર્થ એ કે, 'તારામાં જો શક્તિ હોય તો આગળ આવ, મારી સાથે યુદ્ધ કર, અને જો તું વિજય મેળવે તો પછી હું લગ્ન કરવાનો વિચાર કરીશ.' દેવસ્ત્રીનું આ વચન સાંભળીને રાક્ષસ ક્રોધે ભરાયો. પણ કરે શું? યુદ્ધ કર્યા સિવાય બીજો રસ્તો જ નહોતો. એટલે દેવસૈન્ય અને અસુરસૈન્ય વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. રાક્ષસો યુદ્ધમાં પોતાની પરાકાષ્ટાએ પહોંચ્યા. પણ આ યુદ્ધમાં રાક્ષસોનો પૂરો પરાજય થયો અને દેવોને વિજય પ્રાપ્ત થયો. એમનું સ્વરાજ્ય એમને પાછું મળ્યું. આ યુદ્ધમાં આ દેવીએ જે પ્રતિજ્ઞા કરી હતી તે પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

त्रैलोक्यस्य हितार्थाय वधिष्यामि महासुरम्॥५४॥
(सप्तशती अ० ११)

'ત્રણે લોકનું હિત થાય માટે આ અસુરોનો હું વધ કરું છું.' પોતાના દેશનું હિત થાય તેથી રાષ્ટ્રીય શત્રુઓનો હું વધ કરી રહી છું એવી પ્રતિજ્ઞા દરેક દેવસ્ત્રીએ લીધી હતી. કાલી, કુમારી, બ્રહ્માણી, લક્ષ્મી, અંબિકા, વારાહી, નારસિંહી, ઐન્દ્રી આ અને બીજી અનેક દેવસ્ત્રીઓએ આ મહાયુદ્ધમાં આગળ પડતો ભાગ લીધો હતો. આમાંની કેટલીક કુમારિકાઓ હતી, કેટલીક પ્રૌઢા હતી તો કેટલીક વળી સાવ દસ વર્ષની બાળાઓ પણ હતી. જે સમયે સ્ત્રીઓ અને બાલિકાઓ પણ યુદ્ધમાં ભાગ લેવા માટે તૈયાર થાય છે, તે સમયે એ રાજ્યશાસન જનતાને સાવ અણગમતું થઈ ચૂકેલું હોય છે એમ સમજવું. મહિષાસુર અગર શુંભનિશુંભનું રાજ્યશાસન દેવરાષ્ટ્ર માટે અત્યંત ત્રાસજનક થયું હતું અને તે દૂર થવું જ જોઇએ એવી નાનામોટા સહુ લોકોમાં તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થઈ હતી. પુરુષો આગેવાની લેવા માટે તૈયાર નથી એવું જ્યારે સ્ત્રીઓએ જોયું ત્યારે વિદેશી રાજાની હકૂમત માનવાને તૈયાર નહિ એવી સ્ત્રીઓએ અને કુમારિકાઓએ ચળવળની આગેવાની

સ્વીકારીને રાજ્યક્રાંતિ કરી બતાવી. અને સ્ત્રીઓએ પોતે યુદ્ધ કરીને સ્વરાજ્યની સ્થાપના કરી.

સપ્તશતીના સાતસો શ્લોકોમાં સ્ત્રીઓએ કરેલી બે રાજ્યક્રાંતિનાં વર્ણનો છે. મહીષાસુરનો પરાજય કરીને પહેલી અને શુંભનિશુંભોનો પરાજય કરીને બીજી ક્રાંતિ કરી. આ સમયે આ દેવસ્ત્રીઓ અને દેવકુમારિકાઓ ગદાયુદ્ધ, બાણયુદ્ધ, શસ્ત્રયુદ્ધ, અસ્ત્રયુદ્ધ, બાહુયુદ્ધ અને કૂટયુદ્ધ=કપટયુદ્ધ એમ તમામ યુદ્ધોમાં અત્યંત કુશળ થયાં હતાં; માટે જ એમને આ બન્ને યુદ્ધોમાં યશ મળ્યો. મહિષાસુર અને શુંભાસુર બન્ને બહુ કસાએલા યોદ્ધાઓ હતા. શરૂઆતમાં જો કે એમણે આ તો સ્ત્રીઓ છે એમ માનીને તેમની તરફ ઓછું ધ્યાન આપ્યું નહોતું; તો પણ જ્યારે આ સ્ત્રીઓની તૈયારી સરસ છે એવું એમની નજરમાં આવ્યું ત્યારે એમણે તમામ અસુરો અને રાક્ષસોને બોલાવીને પોતાની યુદ્ધ કરામતની પરાકાષ્ટા કરી. પરંતુ દેવસૈન્ય પણ એવા જ થનગનાટથી અને બદલો લેવાની ભાવનાથી લડ્યું અને છેવટે અસુરોનો પૂર્ણ પરાજય થયો.

આ ઇતિહાસ પરથી આપણા રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય પ્રસ્થાપિત કરવા માટે બાળકો, વૃદ્ધો, યુવાનો, સ્ત્રીઓ અને પુરુષો–સહુએ પોતપોતાની રીતે શક્ય તેટલો પ્રયત્ન કરવો જ જોઇએ; સહુ એકદિલથી આવો પ્રયત્ન કરે તો જ આપણો વિજય થાય, નહિતર કદી પણ સ્વરાજ્ય પ્રાપ્તિ થઈ શકે નહિ એ વાત અહીં સ્પષ્ટ થાય છે.

દશેરાના ઉત્સવમાં થોડું રાજકારણ છે એમ કેટલાકને લાગે છે પણ નવરાત્રોત્સવમાં રાજકારણ હોય એવું ઘણાને લાગતું નથી. તેમ છતાં જે દેવીનો આ નવરાત્રોત્સવ મનાય છે તે દેવીએ કરેલા રાજકીય ઉલ્કાપાતોનું જ વર્ણન સપ્તશતીમાં કરેલું છે તે જોઇએ ત્યારે જ આ ઉત્સવમાં રહેલ રાજકારણ ખ્યાલમાં આવે છે.

શ્રીરામ અગર શ્રીકૃષ્ણના ઉત્સવો કેવળ પુરુષોનું જ રાજકારણ બતાવતા હોય છે. પણ આ નવરાત્રનો દેવીનો ઉત્સવ, સ્ત્રીઓએ અને કુમારિકાઓએ પણ પોતાના દેશના રાજકારણમાં ભાગ લેવો જોઈએ અને જો પુરુષો આગળ આવતા ન હોય તો સ્ત્રીઓએ રાજ્યક્રાંતિ કરીને, પોતાના દેશનું સ્વાતંત્ર્યરક્ષણ કરવું જોઈએ, એવું કહે છે. આ દૃષ્ટિથી આ ઉત્સવ બીજા બધા ઉત્સવો કરતાં શ્રેષ્ઠ છે એમ કહેવું યોગ્ય થશે.

પ્રાચીન સમયની એ સ્ત્રીઓએ પોતાના અંતઃપુરની મર્યાદા ઓળંગીને રણભૂમિમાં પ્રવેશ કરીને જે સીમોલ્લંઘન કર્યું તે રાષ્ટ્રના ઇતિહાસમાં ચિરસ્થાયી બનેલું છે.

એ સમયમાં બ્રહ્માણી, કૌમારી, સરસ્વતી એ બ્રાહ્મણ સ્ત્રીઓએ અને કુમારિકા તેમ જ કાલી, અંબિકા, ભવાની, ઐન્દ્રી, લક્ષ્મી, વારાહી, નારસિંહી, એ ક્ષાત્રસ્ત્રીઓએ અને કુમારિકાઓએ ખભેખભા મીલાવીને પોતાના દેશના સ્વાતંત્ર્યરક્ષણ માટે યુદ્ધ કર્યું એ વાત આજે પણ આપણને બોધપ્રદ બને એવી છે. એ જ પ્રમાણે સમય-પ્રસંગ પડતાં ચારે ય વર્ણોએ અગર ચારે ય વર્ણોની સ્ત્રીઓએ અને પુરુષોએ કશો પણ ભેદ—ઊંચનીચની ભાવના—મનમાં ન લાવતાં અને પાછલી ચાડીચુગલીઓ ન કાઢતાં, પોતાના રાષ્ટ્રના હિત માટે પોતાનું કર્તવ્ય બજાવવા માટે આગળ આવવું જોઈએ. આ પણ એક સીમાનું ઉલ્લંઘન જ છે.

*

## હિન્દુ ધર્મ-પ્રશ્નોત્તરી

પ્રશ્ન: હિન્દુ એટલે કોણ?

ઉત્તર: હિંસાથી દૂર રહેનારો તે હિન્દુ.

પ્રશ્ન: ધર્મ એટલે શું?

ઉત્તર: જે વડે મનુષ્યત્વનો વિકાસ થાય છે તે ધર્મ.

પ્રશ્ન: હિન્દુ ધર્મ એટલે શું?

ઉત્તર: જે ધર્મ લોકોને હિંસક પ્રવૃત્તિથી દૂર રાખે છે અને વૃત્તિમાં જે અહિંસક બનાવે છે તે હિન્દુ ધર્મ કહેવાય.

શ્રીપાદ દામોદર સાતવળેકર

*

# વાચન અને વિવેચન

## જિનીવા પરિષદને સજીવ કરો

બ્રિટનના ભૂતપૂર્વ વડા પ્રધાન સર ઍન્થની ઈડન—હવે લૉર્ડ એવન—નું નાનકડું નવું પુસ્તક 'Towards Peace in Indo-China' તાજેતરમાં ઑક્સફર્ડ યુનિ. પ્રેસે બહાર પાડયું છે (૭ા શિ.). એની સમીક્ષા સંક્ષેપમાં કરતાં Alan Hodge લખે છે ('The Financial Times', London, તા.૨૨-૮-'૬૬): 'The diplomatic moves suggested by Lord Avon are cogently argued. It may be thought, however, that at Geneva the Communist Powers were cooperative because they knew they were going to receive half a loaf. The Chinese might not be willing to return to the conference table today unless they thought they were going to get at least a large slice of the other half.'

૧૯૫૪ની સાલની જિનીવા કૉન્ફરન્સ વખતે ઈડને આગળ પડતો ભાગ ભજવ્યો હતો એટલે આ વિષય અને સમસ્યા અંગે તેઓ જે કાંઈ સૂચવે તે અવશ્ય વિચારવા જેવું તો છે જ. ફરી જિનીવા પરિષદ જલદી બોલાવીને અગાઉનાં હિંદી ચીનનાં આ ચાર રાજ્યોને Locarno જેવી બાંહેધરીઓ આપવાની હિમાયત ઈડને કરી છે. એમને મતે હાલનું સૌથી મોટું ભયસ્થાન એ છે કે સામ્યવાદી ચીન અને અમેરિકા જો આમ જ અથડાયાં કરશે તો તેઓ બન્ને એકબીજાની નીતિરીતિ વિષેની ભૂલભરેલી માન્યતાઓમાં જ વધુ મક્કમતાથી અને જડતાથી ગુંચવાઈ જશે અને ભરાઈ પડશે! એમ થાય તો ઉકેલ માટેની આબોહવા સ્વાભાવિક જ વધુ ક્રાંતિરૂપ બને. 'રમેશ'

\+ \+ \+

## હળવી શૈલીમાં ગંભીર વિવેચન

**ફિલસૂફને પૂછો** (સાંસારિક, સામાજિક પ્રશ્નોત્તરી): લેખક–ચિનુભાઈ ભોગીલાલ પટવા (ફિલસૂફ). શ્રી. બાલગોવિંદ પ્રકાશન, ગાંધી માર્ગ, અમદાવાદ–૧. પ્રથમ આવૃત્તિ. સપ્ટેંબર, ૧૯૬૫. પૃ. ૨૨૬. કિં. રૂ. ૪.

હાસ્યરસ, વિનોદ અને મર્માળા કટાક્ષ માટે ગુજરાતમાં જાણીતા થએલા શ્રી પટવાનું આ પુસ્તક ગંભીર અને આવશ્યક બાબતોને સરસ અને હળવી શૈલીમાં ચર્ચે છે. 'ગુજરાત સમાચાર'માં થોડો વખત પ્રશ્નોત્તરીનો વિભાગ 'ફિલસૂફે' સંભાળ્યો તેની ફલશ્રુતિરૂપે આ પુસ્તક આપણને મળ્યું છે. એમાંનું કેટલુંક લખાણ સ્વાભાવિક જ તત્કાલીન હોઈ તેનું મહત્ત્વ ઓછું થશે. પણ, અનેક સામાજિક બાબતોને શ્રી. પટવાએ જે રીતે સ્પર્શી છે તે તત્પૂરતી નથી, અને લેખકની રજૂઆત મૌલિક છે, એટલે આ પુસ્તક વર્ષો સુધી વાંચવા જેવું અને સમજવા જેવું બની રહેશે. યુવકોની અનેક મૂંઝવણો, સમાજની વિવિધ સમસ્યાઓ, બદલાતી પરિસ્થિતિના અનેક પડકારો, રાજકારણની વિચિત્રતાઓ ને વિકૃતિઓ—આવું આવું ઘણું અહીં વાચકોના પ્રશ્નો દ્વારા રજૂ થયું છે અને એ બધાના સમુચિત અને ચિંતનશીલ જવાબો લેખકે આપ્યા છે. એમના બધા અંગત અભિપ્રાયો સ્વીકાર્ય ભલે ન હોય; પણ 'ફિલસૂફ'ની વ્યક્તિગત છટા અને આકર્ષક રજૂઆત વિષે સહુ પ્રશંસાની લાગણી વ્યક્ત કરશે. પુ.

× × ×

## સાભાર સ્વીકાર

* ગાંધીજી, માર્ક્સ અને ક્રાંતિનું વિજ્ઞાન–આચાર્ય કૃપાલાની. અનુવાદક: ભોગીલાલ ગાંધી. 'વિશ્વમાનવ' પ્રકાશન, રામજી મંદિર પોળ, વડોદરા. સને ૧૯૬૬. પૃ. ૨૨૮. રૂ. ૫/–
* આઝાદીનો નાદ–ઈશ્વરભાઈ પટેલ. બાલગોવિંદ પ્રકાશન, ૧૭૬૦, ગાંધીરોડ, અમદાવાદ. સને ૧૯૬૬. પૃ. ૧૪૬. રૂ. ૨–૨૫
* વિજ્ઞાનનો મર્મ [વિજ્ઞાન-રહસ્ય]–દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય. અનુવાદક: સુભદ્રા ગાંધી. બાલગોવિંદ પ્રકાશન, ૧૭૬૦, ગાંધીરોડ, અમદાવાદ. સને ૧૯૬૬. પૃ. ૧૦૪. રૂ. ૨/–
* સામાન્ય જ્ઞાન–સંપાદક: શ્રી 'સુધીર'. સુધીર પ્રકાશન, મંછા ડોશીની ખડકી, લાલાભાઈની પોળ, માંડવીની પોળ, અમદાવાદ. સને ૧૯૬૬. પૃ. ૧૮૮. રૂ. ૩/–
* વૉરસૉ કરારના સભ્યરાજ્યોની રાજકીય વિચારણા સમિતિની બુખારેસ્ટ ખાતેની બેઠક (મહત્ત્વના દસ્તાવેજ)–'સોવિયેત દેશ' પ્રકાશન, 'ડન્કેલ્ડ', હાર્કનેસ રોડ, મુંબઈ-૬. સને ૧૯૬૬. પૃ. ૪૮. ૦–૧૦ પૈસા

* રૂપિયાનું અવમૂલ્યાંકન—નરોત્તમ શાહ. પરિચય ટ્રસ્ટ, ૧૯/૨૧, હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧. સને ૧૯૬૬. પૃ. ૩૨. ૦–૫૦ પૈસા.
* ચંદ્ર પર જઈ ને શું કરીશું ?—નાનાલાલ વસા. પરિચય ટ્રસ્ટ, ૧૯/૨૧, હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧. સને ૧૯૬૬. પૃ. ૩૨. ૦–૫૦ પૈસા.
* ચરિત્ર સાહિત્ય: સ્વરૂપ અને વિકાસ—ઉપેન્દ્ર ર. ભટ્ટ. અનડા બુક ડીપો, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧. સને ૧૯૬૬. પૃ. ૨૭૬. રૂા. ૮/-
* બ્રહ્મપુરીનો બ્રાહ્મણ—રમણલાલ સોની. સાબરકાંઠા નેત્રરાહત અને આરોગ્યવર્ધક મંડળ તરફથી ધનેશ્વર વ્યાસ, ૩૩૧, શેરીફ દેવજી સ્ટ્રીટ, મુંબઈ-૩. સને ૧૯૬૬. પૃ. ૨૩૦. રૂા. ૫/–
* રળિયામણો મારો દેશ (ભારત-પ્રવાસ)—રમણલાલ પી. સોની, મોડાસા. સને ૧૯૬૧. પૃ. ૧૦૫. રૂા. ૩/–
* વેણુ અને વીણુ—ખલિલ જિબ્રાન. અનુવાદકો: લક્ષ્મીનારાયણ પંડ્યા, કાન્તિ ઉપાધ્યાય. પ્રકાશ પ્રિન્ટર્સ, ઝાંપલવાડી વેસ્ટ, મુંબઈ-૨
* સ્વ. વીરચંદભાઈ (એક પરિચય)—કાન્તિલાલ ઉપાધ્યાય. દિવ્ય જ્ઞાન સંઘ સંચાલિત સ્વ. વીરચંદભાઈ રાઘવજી ગાંધી જન્મશતાબ્દી સ્મારક સમિતિ, મુંબઈ-૧. સને ૧૯૬૪. પૃ. ૨૫. ૦–૪૦ પૈસા.
* વૃદ્ધત્વ—ડૉ. હરિત્ રણજિતભાઈ દેરાસરી. ગુજરાત સંશોધન મંડળ, સંશોધન સદન, સાઉથ ઍવન્યુ, ખાર, મુંબઈ–૫૨ AS. સને ૧૯૬૫. પૃ. ૫૭. ૦–૭૫ પૈસા
* વિયેટનામ—કે. ગોપાલન. પરિચય ટ્રસ્ટ, ૧૯/૨૧, હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧. સને ૧૯૬૬. પૃ. ૩૨. ૦–૫૦ પૈસા.
* ઍલ્યુમિનિયમની કથા—પ્રભુદાસ વિઠ્ઠલદાસ. પરિચય ટ્રસ્ટ, ૧૯/૨૧, હમામ સ્ટ્રીટ, મુંબઈ-૧. સને ૧૯૬૬. પૃ. ૩૨. ૦–૫૦ પૈસા.

**વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ પ્રા. લિમિટેડ,**
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨

* અમેરિકી પ્રમુખપદ—લેખક: ગેરાલ્ડ ડબલ્યુ. જૉન્સન. મુખ્ય સંપાદક: દેવવ્રત પાઠક. અનુવાદક: જયંતી કે. પટેલ. સને ૧૯૬૬. પૃ. ૯૦. રૂા. ૧–૫૦
* અમેરિકી કૉંગ્રેસ—લેખક: ગેરાલ્ડ ડબલ્યુ. જૉન્સન. મુખ્ય સંપાદક: દેવવ્રત પાઠક. અનુવાદક: નવનીત દવે. સને ૧૯૬૬. પૃ. ૯૬. રૂા. ૧–૫૦
* અમેરિકાની સર્વોચ્ચ અદાલત—લેખક: ગેરાલ્ડ ડબલ્યુ. જૉન્સન. મુખ્ય સંપાદક: દેવવ્રત પાઠક. અનુવાદક: દિનેશ શુક્લ. સને ૧૯૬૬. પૃ. ૧૦૮. રૂા. ૧–૫૦
* આ માનવકીડિયારું—લેખક: માર્ગારેટ ઓ. હાઈડ. ચિત્રકાર: મિલ્ડ્રેડ વૉલ્ટ્રીપ. અનુવાદક: જશભાઈ પટેલ. સને ૧૯૬૬. પૃ. ૧૫૧. રૂા. ૩–૦૦.
* યંત્ર શું છે?—લેખક: જેરોમ એસ. મૅયર. ચિત્રકાર: જૉન પૉલ ગ્રીન. અનુવાદક: વિજયગુપ્ત મૌર્ય. સને ૧૯૬૬. પૃ. ६४. રૂા. ૩–૦૦
* જીવંત શરીર—લેખકો: રૉબર્ટ વૉર્નર ચેમ્બર્સ અને આલ્મા સ્મિથ પેઇન. અનુવાદક: બંસીધર ગાંધી. સને ૧૯૬૬. પૃ. ૨૩૨. રૂા. ૩–૦૦
* જવાહરલાલની આત્મકથા ('મારી જીવનકથા'નો સંક્ષેપ) —અનુવાદક: મહાદેવ હરિભાઈ દેસાઈ. સંક્ષેપ: શાંતિલાલ ડગલી. સને ૧૯૬૬. પૃ. ૯૮. રૂા. ૧–૫૦
* ટેલિવિઝન (ચિત્રમય વિજ્ઞાન)—ધીરજલાલ ગજ્જર. ચિત્રકાર: કનુ શાહ. સને ૧૯૬૬. પૃ. ૧૬. રૂા. ૧–૨૫
* ગ્રહોની દુનિયા (ચિત્રમય વિજ્ઞાન)—ધીરજલાલ ગજ્જર. ચિત્રકાર: શ્રી રજની વ્યાસ. સને ૧૯૬૫. પૃ. ૧૬. રૂા. ૧–૫૦.

**અનડા બુક ડીપો,**
ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

* સામાન્ય મનોવિજ્ઞાન—ભટ્ટ, ભટ્ટ, કાપડિયા અને કોઠારી. બીજી આવૃત્તિ સને ૧૯૬૬. પૃ. ૪૮૪. રૂા. ૭.
* ગુજરાતનો સાંસ્કૃતિક વારસો—રા. ના. પંડ્યા. સને ૧૯૬૬. પૃ. ૩૯૨. રૂા. ૧૦.
* રાજ્યવહીવટ પરિચય—કીર્તિદેવ ડા. દેસાઈ સને ૧૯૬૬. પૃ. ૪૧૧. રૂા. ૯.
* સૈદ્ધાંતિક ભૌતિકશાસ્ત્ર—ત્રિવેદી, મહેતા, ગોહેલ અને ગૌર. સને ૧૯૬૬. પૃ. ૪૧૫. રૂા. ૫.
* તત્ત્વવિજ્ઞાન—એમ. કે. ભટ્ટ. સને ૧૯૬૬. પૃ. ૩૨૪. રૂા. ૧૦.

*

ઑક્ટોબર · ૧૯૬૬

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક [illegible]

# અભ્યાસ

૬૩

વિચાર અને વિવેચનનું સામયિક

"આપણે મહાન પુરુષ—ગાંધી, ગોખલે કે ઠક્કરબાપા જેવા ભલે ન થઈ શકીએ, પણ ભલા માણસ તો જરૂર થઈ શકીએ. માણસનું સાચું મૂલ્ય વિદ્વત્તા, શારીરિક બળ, દ્રવ્યસંચય વા બાહ્ય કીર્તિથી નથી અંકાતું. સુખ, વૈભવ, મોજમજા વા પરાક્રમો ચારિત્ર્ય ન હોય તો નકામાં છે. માટે જીવનમાં સત્ય ઉતારીએ, મનમાં હોય તે જ છુપાવ્યા વિના બોલીએ અને જે બોલીએ તે જ આચરીએ; ટૂંકામાં, વિચાર, વાણી અને આચાર—ત્રણેની એકતા જીવનમાં સાધીએ તો જ આપણે સાચા માણસ કહેવાઈએ. 'જૂઠનો આવરદા બે ઘડી', 'સત્ય છાપરે ચડીને પણ બોલે છે.' માટે સુખી થવું હોય, સુખી કરવાં હોય, શાન્તિ અને સંતોષનું વાતાવરણ પ્રસારવું હોય તો ચારિત્ર્ય ખીલવવું. ચારિત્ર્યની ખિલવણીમાં ઉદ્યોગ, ખંત, આગ્રહ, ધીરજ, શાન્તિ, નિયમિતપણું, ચોકસાઈ, વ્યવસ્થા વગેરે વગેરે ઘણા સદ્‌ગુણો આવી જાય છે. ઈશ્વરે આપેલી વા માબાપ તરફથી મળેલી વા પુરુષાર્થથી મેળવેલી કોઈ એક વસ્તુ એવી નથી કે જે ચારિત્ર્ય વિના એક પળ પણ આપણને સુખ, સંતોષ કે શાન્તિ આપી શકે."

**મોતીભાઈ અમીન**

[મોતીભાઈ અમીન: જીવન અને કાર્ય. લેખક અને સંયોજક—પુરુષોત્તમ છગનલાલ શાહ. સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક સમિતિ, આણંદ. સને ૧૯૪૨. પૃ. ૫૪૭]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ


શૈક્ષણિક સ્વાતંત્ર્ય ૯૧

પુરુષોત્તમ ગણેશ માવળંકર

દાદાસાહેબ માવળંકરની રોજનીશી હસ્તીન્-૫૧ ૯૩

કવિતા ૯૯

વૃક્ષ

ઊશનસ્

વિસ્મયમૂઢ

ભાનુપ્રસાદ ત્રિવેદી

અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૨ – ૧૦૦

'સ્વદેશી' વિષેના વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

પાંચ હાઈકુ ૧૦૪

ધીરુ પરીખ

અતિવાસ્તવવાદ ૧૦૫

જયંત મોદી

કચ્છી કાવ્યસાહિત્ય ૧૦૮

ધીરેન્દ્ર મહેતા

અપારમયીને પત્રો ૧૧૨

બીજો પત્ર: 'નવલરામ'ની જીવનકથા-૧

સુમન શાહ

'ચુનો' ૧૧૭

પુરુષોત્તમ ગણેશ માવળંકર

મધપૂડો ૧૨૧

વાચન અને વિવેચન ૧૨૨

ખાકે હિન્દ પૂ.ઠું ૪

પંડિત બ્રજનારાયણ ચકબસ્ત


*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ ખીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧




विद्या विभातु हृदये नवसर्जनाय।



# શૈક્ષણિક સ્વાતંત્ર્ય

શૈક્ષણિક સ્વાતંત્ર્યનો સવાલ હમણાં આપણા દેશમાં સારો એવો ચર્ચાઈ રહ્યો છે. સિદ્ધાન્ત અને વ્યવહાર એમ બન્ને દૃષ્ટિથી આ વિષય વિચારવો ઘટે. સ્વાતંત્ર્યોત્તર ભારતમાં, બીજી અનેક બાબતોમાં બન્યું છે તેમ, શૈક્ષણિક સ્વાતંત્ર્યનાં ક્ષેત્રે પણ સિદ્ધાંતો અને તત્ત્વોની માથાકૂટ આપણે જેટલી કરીએ છીએ એના પ્રમાણમાં આચરણ અને વ્યવહારની માત્રા ઘણી ઓછી છે.

શિક્ષણ સ્વતંત્ર જોઈએ એટલે શું? સ્વતંત્ર એટલે સ્વચ્છંદી નહિ એ તો સ્પષ્ટ જ છે, પણ સ્વતંત્ર એટલે સમાજથી અને પ્રજાજીવનથી અળગું એવું પણ નહિ. માનવ અને માનવસમૂહ બન્નેને સતત સ્પર્શે એવું શિક્ષણ જોઇએ. મનુષ્યોનાં વ્યક્તિગત વિચારો અને સામાજિક વર્તનો સાથે શિક્ષણનો મેળ ચાલુ રહેવો ઘટે. સ્વતંત્ર શિક્ષણ એટલે સમાજજીવનથી અલગતાવાદી સૂરપ્રવાહો એવું નથી.

એટલે, શિક્ષણ સ્વતંત્ર છે તેમ છતાં જવાબદાર પણ છે–સમાજને અને સમાજમાં વસતી વ્યક્તિઓને. અથવા, એમ કહીએ કે, જવાબદાર શિક્ષણ માટે સ્વતંત્ર શિક્ષણ જરૂરી છે. માણસ પોતાની ફરજો બરાબર અદા કરી શકે અને જીવન સાર્થક કરી શકે તે માટે એને શિક્ષણ મળવું જોઇએ; એ શિક્ષણ જો સ્વાતંત્ર્ય અને જવાબદારીની ભાવનાઓ વડે અપાય તો સાધન અને સાધ્ય તરીકેની શિક્ષણની કામગીરી અને ભૂમિકા સરસ બને.

રાજ્યના સંદર્ભમાં જ્યારે શિક્ષણની સ્વતંત્રતાની વાત આપણે કરીએ છીએ ત્યારે શૈક્ષણિક ક્ષેત્રની સ્વાયત્તતા પર આપણો આગ્રહ હોય છે. શિક્ષણના ક્ષેત્રે મુખ્યત્વે ત્રણ પ્રકારનાં માણસો કામ કરે છે: વિદ્યાભ્યાસ કરતા વિદ્યાર્થીઓ, તે કરાવતા અધ્યાપકો અને કેળવણીના કાર્યક્રમના વહીવટદારો. આ ત્રણ વિભાગો પરસ્પર હળીમળીને શિક્ષણનું કાર્ય–વિચાર, વ્યવસ્થા, ધ્યેયો નક્કી કરીને એ પ્રમાણે અમલ કરતા રહેવાનું–કરે અને એમાં રાજ્યની ડખલ ન હોય. રાજ્ય પોતાનાં સાધનો અને નાણાં અવશ્ય આપે, બલ્કે રાજ્યે એવી સહાય ફરજિયાત કરવી રહી. આધુનિક સમાજમાં રાજ્ય પાસે નાણાં એકઠાં કરવાની સત્તા અને એનું વિતરણ કરવાની જેવી જોગવાઈઓ છે તેવી ભાગ્યે જ બીજી કોઈ સામાજિક સંસ્થા પાસે છે. માટે આપણો આધાર કુદરતી રીતે આજે રાજ્ય પર ઘણો મોટો છે.

પરંતુ, રાજ્યની આવી સહાયની કિંમત શિક્ષણે આપવી પડે એવું થવું જોઇએ નહિ. લોકશાહી રાજ્ય આ વાત સ્વીકારે છે અને એના બનતા અમલનો સનિષ્ઠ પ્રયાસ કરે છે. એમાં કદાચ સો ટકા આમ કે તેમ સ્વતંત્ર અને નિર્ભેળ વ્યવહાર જોવા નહિ મળે. મનુષ્ય-સ્વભાવની અને સામાજિક પરિસ્થિતિની મર્યાદાઓ કબૂલવી રહી. પણ રાજ્ય નાણાં આપે છે અને અન્ય સાધનો ઉપલબ્ધ કરી આપે છે એથી કાંઈ રાજ્ય એના આગ્રહો અને નિયમનો શિક્ષણ પર લાદી શકે નહિ. અલબત્ત, સલાહ આપવાનો રાજ્યનો હક્ક માન્ય રાખવો જોઈએ; એવી સલાહ સ્વીકારવી અગર ન સ્વીકારવી એ શિક્ષણનાં ક્ષેત્રે કામ કરતા માણસોની મરજી પર છોડવું રહ્યું એ પણ એટલું જ સાચું.

શિક્ષણના સ્વાયત્ત ક્ષેત્રમાં માણસો સ્વતંત્ર શા માટે રહેવાં જોઈએ? કારણ કે, સ્વતંત્ર વાતાવરણમાં

જ વિચાર, સર્જન, સંશોધન શક્ય બને છે અને વિકસે છે. આખરે તો, સત્યની સતત શોધ કરવા માટે બધો શૈક્ષણિક પુરુષાર્થ છે. એ શોધમાં કોઈ પણ માણસને ગમે તે વાંચવાની છૂટ હોવી જોઈએ, ચાહે તે રીતે વિચારવાની મોકળાશ હોવી જોઈએ, ઇચ્છે તે પ્રયોગો કરવાની તક અને સગવડ હોવી જોઈએ. સ્વાતંત્ર્ય ખાતર સ્વાતંત્ર્ય એવું એમાં નથી; સત્યસંશોધન ખાતર સ્વાતંત્ર્ય અનિવાર્ય છે.

શિક્ષક જો સ્વતંત્ર નહિ હોય તો એનું અધ્યયન-અધ્યાપન કુંઠિત બની રહેશે. અધ્યાપક નિર્ભય હોય, સ્વતંત્ર હોય, વિચાર-વિનિમયમાં અને જ્ઞાનોપાર્જનમાં આગળ જવા માટે શક્તિશાળી હોય તો જ એની વિચારસરણીને ઓપ મળે અને એના શીખવવાનો અર્થ રહે. બીજાની ભૂલો જોવાને અને જણાવવાને તે જેમ સ્વતંત્ર રહેવો જોઇશે તેમ પોતાના વિચારમાં રહેલા દોષો નિહાળવાને અને સમજવાને પણ તે મુક્ત જોઈશે. વળી, તે સાથે તે આર્થિક રીતે પણ સ્વસ્થ હોય એ જરૂરી છે. એટલું જ નહિ, પોતે જે વિચારો અને દૃષ્ટિકોણો આજ લગી શીખવ્યા લખ્યા મંભળાવ્યા હોય તેમાં એને જ્યારે અને જેટલી ભૂલો જણાય ત્યારે બેધડક એને છતી કરવાની હિંમત, અને નવા વિચારો-દૃષ્ટિકોણો અપનાવવાની ક્ષમતા, અધ્યાપક પાસે જોઈશે. શૈક્ષણિક સ્વાતંત્ર્યની આ આવશ્યક અને અઘરી શરત દરેક શિક્ષકે હંમેશ યાદ રાખવી રહી.

શિક્ષકની જેમ વિદ્યાર્થીને પણ સ્વાતંત્ર્ય હોવું જોઈએ એ દેખીતું છે. કયો વિષય ભણવો, કયાં ભણવો, કોની પાસે ભણવો અને કેવી રીતે ભણવો એ બધાં આવા સ્વાતંત્ર્યનાં વિવિધ પાસાં છે. વિદ્યાર્થીને પોતાનો વ્યક્તિગત–ભલે ને વાંકોચૂંકો કે અપરિપકવ–અભિપ્રાય છે અને તે વ્યક્ત કરવાનો એનો હરખ પણ આ પ્રકારના સ્વાતંત્ર્યમાં અભિપ્રેત છે. લેખિત કે મૌખિક પરીક્ષા વખતે વિદ્યાર્થી જવાબો આપે છે તેમાં એનીસ્વતંત્ર ('મૌલિક' હું કહેતો નથી; જો કે, ક્યારેક એ વિશેષણ શિક્ષક કરતાં વિદ્યાર્થીની બાબતમાં વધુ લાગુ પડે એમ બને ખરું.) રજૂઆત, અને શિક્ષક કે પરીક્ષકના અભિપ્રાય ઇત્યાદિથી વિરુદ્ધનું મત-પ્રદર્શન જોવા મળે તો તેને સહર્ષ ઉત્તેજન આપવું જોઈએ. (શિક્ષકે વર્ગમાં કહેલું કે લખાવેલું વિદ્યાર્થી પોપટની જેમ પાછું ઠાલવી દે એમાં નથી વિદ્યાર્થીની શૈક્ષણિક સ્વતંત્રતા કે નથી શિક્ષકની સર્જકતા!

શિક્ષણક્ષેત્રે વહીવટદારો એટલે મુખ્યત્વે જે તે સંસ્થાઓના સંચાલકો અગર મંડળોના પદાધિકારીઓ તથા યુનિવર્સિટી જેવી વરિષ્ઠ સંસ્થાના સભ્યો. આ વર્ગ શિક્ષણના કાર્યક્રમમાં સામેલ રહે અને સલાહ-સૂચનો આપે તે શિક્ષણના તંત્રની જોગવાઈઓના સંદર્ભમાં. એમણે શૈક્ષણિક બાબતોના ગુણદોષ પરત્વે અમુક મતાગ્રહ કે પૂર્વગ્રહ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પર લાદવાનો પ્રયાસ કરવો જોઈએ નહિ.

વળી, શૈક્ષણિક સ્વાતંત્ર્ય એ શિક્ષણક્ષેત્રે કામ કરનારાઓએ પોતે જ મોટે ભાગે મેળવવાની ચીજ છે. એમાં ઔપચારિક જોગવાઈની જરૂર નથી એમ નહિ. યુનિવર્સિટીની અન્ય શૈક્ષણિક સંસ્થાઓની સ્વાયત્તતા જરૂર નોંધવી રહી; પણ એને વ્યવહારક્ષમ બનાવવાનું તો શિક્ષણના માણસો પર જ અવલંબે છે. કેવળ બંધારણીય જોગવાઈથી શૈક્ષણિક સ્વાતંત્ર્ય કદી સચવાતું નથી. અધ્યાપકો અને વિદ્યાર્થીઓનો મિજાજ કેટલો સ્વતંત્ર, નિર્ભય અને વિચારશીલ છે તેના પર જ શૈક્ષણિક સ્વાતંત્ર્યના વિકાસનો આધાર છે.

શૈક્ષણિક સ્વાતંત્ર્યનો વિષય મોટો છે, અટપટો છે, પ્રાચીન કાળથી વિચારાતો આવ્યો છે. કાળક્રમે એનાં પાસાં બદલાતાં રહ્યાં છે અને એની સામેના પડકારો અવનવા થતા રહ્યા છે. પણ મૂળભૂત રીતે, શૈક્ષણિક સ્વાતંત્ર્યના મુદ્દાઓ થોડા, સીધા અને એકસરખા રહ્યા છે. એ વિષેની ઝાંખી જ અહીં કરવાનો યત્ન છે. શૈક્ષણિક સ્વાતંત્ર્યના વ્યવહારમાં અનેક મુશ્કેલીઓ છે અને ખુદ એ સ્વાતંત્ર્યની કેટલીક મર્યાદાઓ પણ છે. તેમ છતાં શિક્ષણનાં ક્ષેત્રે આપણે દૃઢતાથી આગળ વધવાનું છે ત્યારે શૈક્ષણિક સ્વાતંત્ર્યનાં તત્ત્વો અને મૂલ્યોને ઘૂંટવાનો જ હાલનો સમયધર્મ છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૫૧ [તા. ૧૩ ડિસેમ્બર થી તા. ૧૯ ડિસેમ્બર ૧૯૪૮]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૧૩ ડિસેમ્બર ૧૯૪૮, સોમવાર
**(અમદાવાદ)**

સવારે ફરવાનું. યુનિવર્સિટી કેમ્પસ પર જઈને બધું કામ શ્રી મલિક અને ચંદ્રકાન્તને બતાવ્યું. શ્રી મલિકને ખૂબ જ સારુ લાગ્યું. પછી નિત્યવિધિ, ઈન્જેક્શન વગેરે. કેટલાક મરાઠી કાગળો. શેઠ કસ્તુરભાઈ, શેઠ અમૃતલાલ, શેઠાણી માણેકબાઈ, માર્સ્ડન અને મોનોગ્રામ મિલના મિ. માર્સ્ડન એ બધાંની સાથે યુનિવર્સિટીને દાન આપવાની બાબતમાં ટેલિફોન પર ચર્ચા. ડૉ. બર્વે[1]ના પિતાશ્રી મળ્યા. ત્યાર બાદ ઘણાં બધાં પરચૂરણ કામ.

ભોજન બાદ ટપાલ. વિશ્રાંતિ. મ્યુનિસિપલ ટાઉન પ્લાનિંગ યોજનાં યુનિવર્સિટીની આસપાસ થઈ રહી છે તે સંબંધમાં શ્રી ગિરીશચંદ્ર દેસાઈ[2] મળવા આવ્યા હતા.

૨।। વાગ્યાથી કામો. શ્રી ખેર (બાળાસાહેબ)[3] સાથે વાતચીત કરવાનાં મુદ્દાઓનું ટાંચણ. શેઠ છોટાલાલ હીરાચંદના ૨।। લાખના દાનની બાબતમાં શેઠ અમૃતલાલે મોકલવાના પત્રનો મુસદ્દો. રોજનીશી-લેખન. પરચૂરણ કામો.

૫–૩૦ થી ૬–૩૦ ગુજરાત વિદ્યાસભાની કારોબારીની સભા. સભાના શતાબ્દી ઉત્સવ વિષેનો અને અન્ય બાબતોનો વિચાર-વિનિમય થયો.

ત્યાંથી ભદ્રમાં આવીને બંગલા પર આવ્યો. ભોજન બાદ સ્ટેશને જવા નીકળ્યાં. સૌ. વતી અને હું ગુજરાત મેઈલમાં દાદર જવા ઊપડ્યાં. સ્ટેશન પર શેઠ નવીનચંદ્ર મળ્યા એમની સાથે ગુજરાત યુનિવર્સિટી વિશે વાતચીત થઇ.

## તા. ૧૪ ડિસેમ્બર ૧૯૪૮, મંગળવાર
**(દાદર, મુંબઈ)**

સવારે ૬–૩૦ના અરસામાં દાદર મુકામે આવી પહોંચ્યાં. ગાડી આશરે પોણો કલાક મોડી આવી. મુકામ શ્રી દાદામામા ગુર્જરને ઘેર.

શ્રી જે. પી. નાઈક[4] મળ્યા. કોલ્હાપુરનાં વિલીનિકરણની બાબતમાં વાતચીત થઈ. કોલ્હાપુરના શ્રી રત્નાપ્પા કુંભારનો મારા પર કાગળ આવેલો છે જ. વિલીનિકરણની બાબતમાં કયા કયા મુદ્દા મહત્ત્વના છે એનો વિચાર કરવાનો છે. રાજાપુરના રાવસાહેબ કુળકર્ણી અને શ્રી વિષ્ણુપંત લેલે મળ્યા.

પછી કેટલાક કાગળો. રોજનીશી-લેખન. ભોજનોત્તર ૧૨–૧૫ના અરસામાં નીકળીને આશરે પોણા વાગ્યે કાઉન્સિલ હાઉસમાં યુનિવર્સિટીની કમિટીની સભા માટે ગયો. રિપોર્ટના મુસદ્દાનો વિચાર આજે કરવાનો હતો. આ છેલ્લી જ બેઠક છે એને કારણે બધા હાજર હતા. શ્રી મુનશી[5] પણ આજે હાજર રહેલા. એમણે એમના મુદ્દાઓ રજૂ કર્યા. શિક્ષણનું (ઉચ્ચ શિક્ષણનું) માધ્યમ માતૃભાષા નહિ પણ હિન્દી એટલે કે રાષ્ટ્રભાષા જોઈએ એવું એમનું વિધાન અને એમનો આગ્રહ. એમની હંમેશની ટેવને અનુસરી જ હોવાનું મને લાગ્યું. કદાચ એમનું મત-પરિવર્તન પ્રામાણિક પણ હોય! આજ લગી 'ગુજરાતની અસ્મિતા' કહેનારા આજે હવે ગુજરાતી ભાષાને છોડીને હિંદી તરફ કેમ જઈ રહ્યા છે? સમગ્ર ભારત સાથે દરેક પ્રાંતનો સંબંધ રહે તે ખાતર રાષ્ટ્રભાષા જોઈએ. એ જ ભાષામાં અનુસ્નાતક સંશોધન અને અભ્યાસ થવાં જોઈએ એવો અમારો પણ આગ્રહ છે. પરંતુ તે સાથે પ્રાદેશિક ભાષાઓનો પણ વિકાસ થવો જોઈએ. એ ભાષામાં વિવિધ પ્રકારનું સાહિત્ય લખનારા અને પ્રસિદ્ધ કરનારા સમર્થ વિદ્વાનોની જરૂર છે. ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે જો માતૃભાષાને બિલકુલ રાખીએ જ નહિ તો તેનો આવો વિકાસ કેવી રીતે થાય તે પ્રશ્ન. એ પ્રશ્નના વિરોધકોને ભય એ છે કે આમ કરવાથી પ્રાંતીયતા, સંકુચિતતા વધશે. મને તો આવું બનવાનું કશું જ કારણ જણાતું નથી. બાકી, હાલ આપણે બધા ભવિષ્ય વિષે તો અંદાજ જ બાંધવાના! જો મધ્યસ્થ શાસનસંસ્થા બળવાન હોય તો પછી પ્રાંતીયતા કેવી રીતે વધે? ભાષાવાર પ્રાંતરચના અને રાષ્ટ્રિય એકતા

એ બે વચ્ચે કુદરતી વિરોધ છે એમ શા સારૂ માનવું? આજ સુધી શિક્ષણ જે ઊંધું અપાતું હતું, હવે પ્રાંતિક સ્વાયત્તતા અને ભારતીય એકતા એ બન્ને વચ્ચે વિરોધ સ્વાભાવિક છે એમ માનીને આપણે આ એક મ્યાનમાંની બે તલવારો છે એમ શા સારુ માનવું? પણ દુર્ભાગ્યે આપણા વરીષ્ઠ નેતાઓ તેવું સમજે છે ખરા અને તેઓ બોલે એટલે શ્રી મુનશી જેવા......લોકો આવા નેતાઓની હામાં હા ભણે છે એમ મને લાગે છે. પ્રાંતીય ભાષાઓનો વિકાસ આજે શરૂ કરીએ તો તરત કાલે પ્રાંતીયતા આવીને ઊભી રહેશે એવું નથી. શિક્ષણની ઉત્તમ તરાહ ગોઠવવા માટે સમય પણ મળવાનો છે. આજ ને આજ ભાષાવાર પ્રાંત અગર માતૃભાષામાંથી તમામ ઉચ્ચ શિક્ષણ એવું કોઈ કહેતું નથી; હિંદી ભાષાનું જ્ઞાન ફરજિયાત જોઈએ; અનુસ્નાતક બોધભાષા હિંદી જોઈએ; મધ્યસ્થ સરકાર મજબૂત જોઈએ; આટલું બધું થયા પછી પણ પ્રાંતીયતા, ભારતનું ભંગાણ વગેરેની કલ્પનાઓ કરવી એ મને તો દીર્ઘદૃષ્ટિનો અને હિંમતનો અભાવ છે એમ લાગે છે. તેમ કરવાથી તો ઊલટું સંશયનું વાતાવરણ પ્રસરીને ઝઘડાઓ વધશે. આજે જ ભાષાવાર પ્રાંતરચના સમિતિનો અહેવાલ (સારરૂપે) પ્રસિદ્ધ થયો એની પાછળ આપણા રાજકારણી નેતાઓનો હાથ દેખાય છે. કંઈ નહિ તો એમની છાપ તો છે જ. ઠીક. આ મુખ્ય મુદ્દો અને બીજા નાનાનાના મુદ્દાઓ પર ચર્ચા થઈ અને રિપોર્ટના ભાગ ૧ અને ૨ મંજૂર થયા.

પછી શ્રીયુત રા. ના. મંડલિક, શ્રીયુત ધુરંધર અને બાપુસાહેબ સરદેસાઈ વગેરે લોકો મળ્યા. વિલાયતના પ્રવાસની વાતોચીતો નીકળેલી. દાના અરસામાં નીકળીને દાદર પાછો આવ્યો. વિશ્રાંતિ અને ગપાંસપાં.

ચિ. બાપુ સાથે એના કૉલેજ ફી પ્રકરણ વિષે વાતચીત થઈ. અન્ય વિદ્યાર્થીઓને ખબર ન પડે એ રીતે ફી ભરી શકાય એવી સગવડ સરકારે કરી છે એમ જાણવા મળ્યું. મને આ સાંભળીને દુઃખ થયું. વિદ્યાર્થીઓની હડતાળ તોડવા માટે આવું કર્યું, પણ એનું નૈતિક પરિણામ શું? વિદ્યાર્થીઓએ પરસ્પરને છેતરવા એવી જ શીખામણ ને? વિદ્યાર્થીઓ ઑફિસમાં નિરોધન (picketting) કરે છે માટે અન્યત્ર પણ પૈસા ભરવાની સગવડ કરવી, પણ જે વિદ્યાર્થીઓ પૈસા ભરશે એમનાં નામો સરકાર પ્રસિદ્ધ કરે એવું જણાવવું. આમ કરવાથી હડતાળ તૂટવામાં ઓછી મદદ થશે એ ખરું પણ વિદ્યાર્થીઓનું નૈતિક ધોરણ બગડશે નહિ. પરંતુ એકંદર હકીકત જોતાં વિદ્યાર્થીઓની હડતાળ જ ભૂલભરેલી છે એવો મારો મત સ્પષ્ટપણે મેં જણાવ્યો. કેટલાક સામ્યવાદી વિચારસરણીવાળા વિદ્યાર્થીઓનો હેતુ આ હડતાળનો ઉપયોગ પોતાના પ્રચાર માટે કરવાનો છે એવું પણ ચિ. બાપુએ કહ્યું. એને પણ ગડમથલ થાય છે કે ફી ન આપવી એ બરાબર છે કે ભૂલભરેલું છે? પોતાને જે બરાબર લાગે તે સ્પષ્ટ રીતે કહેવું અને તે પ્રમાણે વર્તવું એ પ્રમાણેનો ધર્મ કેટલાક લોકો જ્યાં સુધી હાલમાં નહિ બજાવે ત્યાં સુધી નૈતિક અધઃપતનમાંથી સમાજ ઊંચો આવવો શક્ય નથી. જ્યાં મૂળ મુદ્દા વિષે મતભેદો ન હોય પણ વ્યક્તિની એકલીની પાસે હિંમત નથી ત્યાં સમુદાયની સામે વ ને હિંમત મેળવવી એ વાત જુદી અને મૂળમાં મતભેદ કહેવાની હિંમત જ નથી અને પ્રવાહની સાથે વહે જવું એ જુદું. ઠીક. મારા વિચારો મેં એને કહ્યા અને એને જે યોગ્ય લાગે તેમ એણે કરવું એવું પણ મેં એને કહ્યું.

રાત્રે ભોજન બાદ વિલાયત-પ્રવાસની વાતોચીતો અને પછી વિશ્રાંતિ.

### તા. ૧૫ ડિસેમ્બર ૧૯૪૮, બુધવાર
### (દાદર, મુંબઈ)

સવારે વહેલા ઊઠીને ફરવા જઈ આવ્યા. શ્રી દાદામામા[૬] મારી સાથે આવ્યા હતા, એમને ચિ બાળ અને ચિ. અણ્ણા વિષેની હકિકતો કહીને મારા વિચારો જણાવ્યા. પાછા ફર્યા બાદ નિત્યવિધિ. યુનિવર્સિટી રિપોર્ટ અને અન્ય બાબતો વિષે શ્રી મુઝુમદાર, કસ્તુરભાઈ, *ડૉ. ગોખલેને ટેલિફોન કર્યા. સર ચિનુભાઈની બાબતમાં* બાબુરાવને ફોન કર્યો.

પછી રોજનીશી-લેખન. પરચૂરણ કામો વગેરે. વૃત્તપત્ર વાચન. આચાર્ય વિનોબા ભાવેએ જયપુરમાં સર્વોદય સમાજના ઉદ્‌ઘાટન પ્રસંગેના ભાષણમાં કૉંગ્રેસ પર (કૉંગ્રેસના શ્રી પદાધિકારીઓ ઉપર) સખત ટીકા વરસાવી છે. વિનોબાની વાત તદ્દન સાચી છે. નીતિભ્રષ્ટતા અને સત્તાલોલુપતા ખૂબ જ વ્યાપી છે. ઠીક. કેટલાક કાગળો પણ લખાવ્યા.

૧ વાગ્યે નીકળીને જમવા માટે શેઠ કસ્તુરભાઈને ત્યાં (ફ્રૂપરેજ) ગયો. ત્યાંથી કાઉન્સિલ હૉલ પર ગયો. શ્રી ભાઉસાહેબ ફિરોદીઆ[૭]ને મળીને પછી ૧૨ થી ૫ સુધી યુનિવર્સિટી કમિટીનું કામ. આજે ઝડપી પ્રગતિ થઈ નહિ.

પછી શ્રી ચંદ્રશંકર શુક્લ આવ્યા. સૌ. વતી આદિ બધાં (બાપુ, તાંબે બાળ) આવ્યાં. શ્રી બાબુરાવ મહેતા મળ્યા. સર ચિનુભાઈની બાબતમાં વાતચીત થઈ. પછી અમે બધાં સાથે નીકળ્યાં અને ડૉ. બાપુસાહેબ તળવલકરને ઘેર ગયાં. ત્યાં શ્રી તાત્યાસાહેબ પણ મળ્યા. પછી શ્રી નાનાસાહેબ તળવલકરને ઘેર અમે ગયાં. ત્યાં શ્રી નાનાસાહેબ મંડપે પણ મળ્યા. ત્યાંથી પછી શ્રી મણિલાલ ઝવેરીને ઘેર જઈને મુકામ પર અમે પાછાં ફર્યાં.

ભોજન બાદ ઘાટકોપર વિદ્યાર્થી સંઘના લોકો મળ્યા. રવિવારે એમને ત્યાં જવાનું કબૂલ કર્યું. પૂનાના શ્રી કેળકર (કલાકૌશલ્યની ચીજો વગેરેનો સંગ્રહ જેમણે કર્યો છે તે) મળ્યા. પછી વાતો અને થોડું પરચૂરણ વાચન.

### તા. ૧૬ ડિસેમ્બર ૧૯૪૮, ગુરુવાર
### (દાદર, મુંબઈ)

સવારે ફરવા જઈ આવ્યો. રસ્તામાં શ્રી ભાઉસાહેબ પંડિત, ડૉ. અપ્પાસાહેબ પંડિત, શ્રી વામનરાવ કાનેટકર, શ્રીમતી શાંતાબાઈ પાધ્યે વગેરે આપ્તજનોને ત્યાં ડોકિયું કરી આવ્યો.

પછી કેટલાક કાગળો. વૃત્તપત્ર વાચન. રોજનીશીલેખન, વગેરે.

ભોજન બાદ ૧૨ થી ૫ સુધી કમિટીનું કામ. પછી શ્રી ધુરંધર, પબ્લિક સર્વિસ કમિશનના ચેરમેન કિરપાલાની અને એમનાં પત્નીને લઈને સલાહ પૂછવા માટે આવ્યા હતા. એમની (કિરપાલાનીની) નિમણૂકનો કરાર પાંચ વર્ષનો છે. એમની તબિયત સારી ન હોવાને કારણે તેઓ કામ કરી શકશે કે કેમ તે જોવા માટે એમની દાક્તરી તપાસ મેડિકલ બોર્ડે કરવી એવો હુકમ શ્રી વલ્લભભાઈએ કર્યો છે. આ બાબતમાં શું કરવું એ સવાલ. આ પ્રશ્નની પુનર્વિચારણા કરવી એવી વિનંતી તેઓ કરે એવી સલાહ મેં આપી. પણ આ પ્રકરણમાં દિલ્હીના કેટલાક I. C. S. ઑફિસર લોકોની અસર હોવાનું એમની વાતચીત દ્વારા જાણવા મળ્યું. વળી, શ્રી...I. C. S. ગુજરાતી હોવાને કારણે એમને ચાહે તેટલી રજા મળી શકે છે અને પોતાને મળતી નથી! આવી પ્રાંતીયતા હોવાનું પણ એમને લાગે છે. આ મહત્ત્વની કમનસીબ હકીકત નજરમાં આવી. ફેડરલ પબ્લિક સર્વિસ કમિશનના ચેરમેનનો હોદ્દો જે માણસ સંભાળે છે એને પણ આવું લાગે એ વાત કમનસીબ નથી વારુ? સાચું શું કોને ખબર! પણ તેમને એવું લાગે છે એ ઉપરથી સકૃત્ દર્શને પણ એવું લાગવા જેવી કેટલીક હકીકતો હશે ખરી એ છતું થાય છે. ઠીક.

શ્રી નાઇક અને શ્રી બરફીવાળા[૮] મળ્યા. પછી શ્રીમતી નીમાબેનને ત્યાં ગયો. ત્યાંથી શ્રી સુરેશ મુનશી (સર ચિનુભાઈને ત્યાં પહેલાં રહેતા હતા) તારીખ ૧૩મીએ અચાનક હૃદય બંધ પડવાથી ગુજરી ગયા (ઑફિસમાં જ)- એમનાં પત્નીને ઘેર દિલસોજી વ્યક્ત કરવા ગયો. મારી સાથે શ્રી ભટ્ટજી પણ હતા. અને ત્યાંથી પછી શાંતાકુઝમાં શ્રી કિશોરલાલભાઈ મશરૂવાળાને[૯] ત્યાં ગયો. ઘેર પાછાં આવતાં આશરે ૮–૩૦ થયા.

ઘેર આવ્યા પછી ખૂબ જ ભીડ થઈ. ઘણા બધા લોકો મળવા આવ્યા હતા. શ્રી નાનાસાહેબ અને ડૉ. અરવિંદ તળવલકર આવ્યા. એમનું સમાધાન થયું તો પણ ફરી નર્સિંગ હોમ લેવું અગર એમણે ડૉ. બાપુસાહેબ તથા બાબા એ બન્ને વિના બીજાઓ સાથે ચલાવવું એ વિષે એમણે મારો મત પૂછ્યો. મારા મતે આ બંને પક્ષોનાં પરસ્પર મન એટલા બધા બગડયાં છે છે કે હવે તે સાંધવાનું અશક્ય, એટલે ડૉ. અરવિંદે આ બાબતનો વિચાર જ કરવો નહિ એવો મારો અભિપ્રાય મેં કહ્યો. શ્રી નાનાસાહેબ ચાપેકર અને પૂનાના પુરાણ-વસ્તુ સંગ્રહકાર શ્રી કેળકર મળવા આવ્યા હતા. એમનો સંગ્રહ film કરી રાખવો એવો વિચાર. આ બાબતમાં ભારત સરકાર તરફથી શક્ય તે મદદ મારે અપાવવી એવી એમની રજૂઆત. એમનો સંગ્રહ સરસ છે અને એને મદદ કરવી તે જાહેર કાર્ય છે. મેં સ્વાભાવિક જ હા પાડી. પણ મારા હાથે ખરેખર શું અને કેટલું થશે એ પ્રશ્ન જ છે. નીચેનાં લોકો પણ મળવા આવ્યાં હતાં: (૧) શ્રી અને શ્રીમતી મનોહર; (૨) ચિ. બાપુસાહેબ અને ચિ. અપ્પાસાહેબ ચાંદોરકર–સહકુટુંબ (૩) ચિ. રામુમામા ચાંદોરકર; (૪) શ્રી નાફડે

અને એમના જમાઈ શ્રી. બેળગાંવકર. બધાં સાથે વાતો-ચીતો વગેરેમાં ૧૦-૩૦ થયા!

### તા. ૧૬ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (દાદર, મુંબઈ)

રાત્રે ઊંઘ બરાબર ના આવવાને કારણે ઊઠતાં ૭ વાગ્યા. ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ વગેરે. શ્રી નાનાસાહેબ ચાંપેકર[૧૦] મળ્યા હતા. એમની સાથે વાતો. એમનું પુસ્તક 'તર્પણ' ગઈ કાલે રાત્રે (બાળબોધમાં) એમણે મને ભેટ આપેલું. આ પુસ્તક સંશોધનાત્મક છે. એમાંના મુદ્દાઓ વિષે કેટલીક હકીકત કહી. કોલ્હાપુરના વિલીનિકરણ બાબતમાં કેટલાક મુદ્દાઓ ખયાલમાં રાખવા જોઈએ તે સંબંધે શ્રી જે. પી. નાઈક મળ્યા. કોલ્હાપુર રાજ્યમાં જે કેટલીક મહત્ત્વની એવી સુધારાની યોજનાઓ અધૂરી છે તે પૂરી કરવી, અને વિલીનિકરણ પછી જુદા જિલ્લા તરીકે રાજ્યવ્યવસ્થા વ્યવસ્થિત ચલાવવી. સાંગલી, મિરજ વગેરે નાનાં રાજ્યો પ્રમાણે અનવસ્થા થાય નહિ, લોકોને ત્રિશંકુ અવસ્થામાં રહેવાનો પ્રસંગ ત્યાં આવ્યો એવો આવે નહિ વગેરે મુદ્દાઓ હતા. મને એ યોગ્ય લાગ્યા. અને આ બાબતમાં એમણે વલ્લભભાઈને લખવું અને એમને (વલ્લભભાઈને) યોગ્ય લાગે તો મારો અભિપ્રાય મેળવવો એમ જણાવવાનું કહ્યું. હું કોલ્હાપુર જાઉં છું એટલે આ વાતમાં સરળતા રહેશે. શ્રી વિ. અ. પંડિત મળ્યા.

ભોજનોત્તર ૧૨ થી ૫-૧૫ સુધી કમિટીનું કામ. વચ્ચે થોડો વખત શ્રી કિરપાલાનીના ગઈ કાલના કામ સંબંધે શ્રી ધુરંધર અને લાડ મળ્યા. એમણે વલ્લભભાઈને મોકલવાના કાગળનો અને તારનો મુસદ્દો તપાસી આપ્યો.

ત્યાર પછી એલ્ફિન્સ્ટન કૉલેજ[૧૧]ની પાર્લમેન્ટના ઉદ્ઘાટન માટે ગયો. એમાં મારા મુદ્દાઃ (૧) પાર્લમેન્ટ જેવી આવી સંસ્થાઓ કૉલેજમાં શરૂ કરવી એ ભલે નકલ કે રમત (mock) હોય તો પણ હકીકતમાં એવું નથી. જિંદગીમાં વિદ્યાર્થીઓએ આગળ જતાં જે કાંઈ કરવાનું છે એની પૂર્વતૈયારી રૂપે અને સ્વરાજ્ય ચલાવવાની શક્તિ અને આવડત મળે એ માટે કૉલેજની આવી સંસ્થાઓ છે. (૨) *Parliamentary Government* એટલે વાદવિવાદ દ્વારા પરસ્પરને સમજવાનો પ્રયત્ન કરવો તે. કેવળ મતગણતરી કરીને કામ નહિ કરતાં શક્ય હોય ત્યાં સુધી સહુની સાથે આપ લે અને સમાધાન કરવાનો પ્રયત્ન કરવો. બીજાઓના અભિપ્રાય માટે સહિષ્ણુતા રાખવી, નિર્વિકારપણે ટીકા સાંભળી લઈને એનો વિચાર કરવો, વગેરે (પાર્લમેન્ટરી ગવર્નમેન્ટનો અર્થ) છે. (૩) પ્રધાનમંડળને પ્રશ્ન પૂછવાનો અગર એમના પર ટીકા કરવાનો હક્ક છે એનો અર્થ જ એ કે આપણે જે તે વિષયનો પૂર્ણ અભ્યાસ કરવો જોઈએ, જવાબદારીપૂર્વક વિચાર કરવો જોઈએ.

ત્યાર બાદ ચા અને વાતો થઈ. પછી શ્રી બાબુભાઈ શેઠ (મથુરાદાસ મંગળદાસ)[૧૨] ને ઘેર જમવા ગયો ત્યાં ૯-૪૫ સુધી હતો. ઘણીબધી વાતોચીતો થઈ.

પાછા આવીને વહેલો જ સૂઈ ગયો. ખૂબ જ થાક્યો હતો.

### તા. ૧૮ ડિસેમ્બર ૧૯૪૮, શનિવાર
### (દાદર, મુંબઈ)

પરોઢીએ ૫ વાગ્યે ઊઠ્યો. રોજનીશી-લેખન. ફરવા જઈ આવ્યો. નિત્યવિધિ. પછી કેટલાક કાગળો અને પરચૂરણ કામો. યુનિવર્સિટી રિપોર્ટમાંના દાતાઓના મતદાર મંડળ વિષેનો કેટલોક ભાગ જોયો અને તપાસ્યો.

આજે અમારી સમિતિની સભા ૧૧ વાગ્યાથી હતી. ૧૧ થી ૫ સુધી સમિતિની સભા ચાલી. વચ્ચે ચાના સમયે શ્રી ભાઉસાહેબ સોમણ[૧૩] મળ્યા. રિપોર્ટનું કામ પૂરું થયું અને સહુની સહીઓ થઈ. હવે આ રિપોર્ટ શ્રી મુઝુમદાર, પ્રિન્સિપલ અહમ્મદ અને તારાપોરવાલા ફરી તપાસી જશે અને જે કાંઈ શાબ્દિક ફેરફારો કરવાના હશે તે કરશે.

મુકામ પર આવીને શ્રી ઈશ્વરભાઈ પટેલ સાથે Goodwill Associationમાં ગયો. કોમી તંગદીલીને વખતે આ સંસ્થા સ્થાપન થઈ અને એમાં બધી કોમોના લોકો છે. ઘણા બધા લોકો ત્યાં મળ્યા. મારો સત્કાર કરવામાં આવ્યો અને મારું ગૌરવ કરતાં ભાષણો થયાં. જવાબરૂપે હું પણ બોલ્યો. રહેણીકરણીની વિષમતા દૂર કરીને, શોષણવૃત્તિને દૂર કરવી એ જ શાંતિ સ્થાપવાનો કાયમી ઉપાય છે એમ મેં કહ્યું અને યુરોપમાં આ વિષય અંગે શી ચર્ચાઓ થઈ તે પણ કહ્યું. મુંબઈના શેરિફ શ્રી જોઆકિમ આલ્વા[૧૪] પણ આવ્યા હતા.

ભોજન બાદ શ્રી નાનાસાહેબ અને અરવિંદ તળવલકર અને શ્રી નાનાસાહેબ મંડપે આવ્યા હતા. ચિ. અરવિંદ

ફરી પોતાના પિતરાઈ ભાઈઓ સાથેની ભાગીદારીનો વિચાર કરવો નહિ અગર તો જૂનું નર્સિંગ હોમ તેમની પાસેથી મેળવવાનો પ્રયત્ન કરવો નહિ એમ મેં એમને ખાસ ભારપૂર્વક જણાવ્યું. હાલમાં સમાધાન થાય તે મને શક્ય દેખાતું નથી. એકમેકે એકમેકનો વિચાર સરખો પણ જરાય ન કરતાં પોતપોતાનાં કામમાં જ પરોવાએલા રહેવું એ જ ઉત્તમ માર્ગ. તેમ થાય તો જ દુઃખદ એવી જૂની બાબતો ભુંસાઈ જશે અને પછી ભેગા મળવાની શક્યતા ઊભી થશે.

શ્રી ચંદ્રશંકર શુક્લ મળ્યા. ઘણી બધી વાતો થઈ. એમણે જવાબદારી લીધા પછી 'હિન્દુસ્તાન' દૈનિક અખબાર સુધરતું ચાલ્યાનું વાચકોને લાગવા માંડ્યું છે એમ જાણીને આનંદ થયો.

## તા. ૧૯ ડિસેમ્બર ૧૯૪૮, રવિવાર
### (દાદર, મુંબઈ)

પરોઢીએ પાંચના અરસામાં ઊઠીને નિત્યવિધિ. પછી રોજનીશી-લેખન. કેટલાક કાગળો, વગેરે. ૮-૩૦ના અરસામાં ઘાટકોપરમાં વિદ્યાર્થી સંઘ તરફથી યોજાએલી સભામાં ગયો. રાષ્ટ્રઘડતર માટે રચનાત્મક કાર્ય જોઈએ એ મુદ્દા પર ભાર મૂક્યો. ત્યાંનો વિદ્યાર્થી સંઘ શિક્ષણ, અસ્પૃશ્યતા અગર સંકટનિવારણ બાબતમાં કામ કરે છે તેને સ્થાનિક કૉંગ્રેસ પદાધિકારીઓ મદદ કરતા નથી એટલું જ નહિ પણ ઊલટું વિરોધ કરે છે એવી હકીકત ત્યાંના વિદ્યાર્થી કાર્યકર્તાઓએ કહી. દુઃખદ છે. પણ આવો પ્રકાર ત્યાં જ નહિ પણ સાર્વત્રિક છે. કશું પણ કામ અમારા નામે, અમે કહીએ તે રીતે અને તેટલું જ થાય એવો આવા કૉંગ્રેસશ્રેષ્ઠીઓનો આગ્રહ હોય છે! ૧૧ વાગ્યે પાછો આવ્યો.

પછી કેટલાંક પરચૂરણ કામો. શ્રી ત્રિકમદાસ દ્વારકાદાસ અને નરોત્તમ હકીસિંગ એમના ઇન્કમ ટૅક્સ કામ માટે મળ્યા; શ્રી નાફડે પણ મળ્યા.

પોણા વાગ્યાના અરસામાં ચિ. બાપુસાહેબ અને બાળ (તાંબે)ની સાથે નીકળ્યો અને ઇસ્માઈલ યુસુફ કૉલેજમાં (જોગેશ્વરી) ગયો. જમણ ત્યાં જ થયું. શ્રી પાણંદીકર (નિવૃત્ત અધ્યાપક), શ્રી રેગે (મૅજિસ્ટ્રેટ) અને એક મુસલમાન બૅરિસ્ટર ત્યાં આવ્યા હતા. વક્તૃત્વ હરીફાઈ આજે હતી. મુંબઈની બધી કૉલેજોના વિદ્યાર્થીઓ એમાં સામેલ હતા. જુદા જુદા પાંચ વિષયો મેં આપ્યા હતા. ૨૯ હરીફોએ ભાગ લીધો. એમાં આશરે ૩॥ કલાક ગયા. બધા હરીફો એકંદરે સરસ બોલ્યા. ૬-૧૫ના અરસામાં દાદર મુકામ પર અમે પાછા આવ્યા.

ત્યાર પછી સામાન વગેરે બાંધ્યો. થોડુંક જમણ આરોપીને સેન્ટ્રલ સ્ટેશન પરથી ગુજરાત મેઇલમાં અમદાવાદ આવવાને નીકળ્યાં. ડૉ. બાપુસાહેબ અને અરવિંદ તળવલકર સ્ટેશન પર મળ્યા.

(ક્રમશઃ)

## પાદટીપો

૧ સદ્‌ગત ડૉ. ગણેશ વિષ્ણુ બર્વે. બી. જે. મેડિકલ કૉલેજ, અમદાવાદના ભૂતપૂર્વ આચાર્ય. [વિશેષમાં જુઓ: 'અભ્યાસ' દાદાસાહેબ માવળંકર વિશેષાંક; ફેબ્રુઆરી, ૧૯૬૬; પૃ. ૨૬૯ થી ૨૭૨.]

૨ શ્રી. ગિરીશચંદ્ર સવાઈલાલ દેસાઈ. નિવૃત્ત મ્યુનિસિપલ એન્જિનિયર, અમદાવાદ. વલ્લભ વિદ્યાનગરની ઇજનેરી કૉલેજના ભૂતપૂર્વ આચાર્ય. સ્વતંત્ર વિચારક અને કેળવણીકાર.

૩ સદ્‌ગત શ્રી. બાળ ગંગાધર ઊર્ફે બાળાસાહેબ ખેર. મુંબઈ રાજ્યના પંતપ્રધાન (સને ૧૯૩૭ થી ૧૯૩૯ અને ૧૯૪૬ થી ૧૯૫૨). ત્યાર બાદ બ્રિટન ખાતેના ભારતીય હાઈ કમિશનર. અગાઉ મુંબઈમાં તેઓ સોલિસીટર હતા. સન્નિષ્ઠ કૉંગ્રેસી, રચનાત્મક કાર્યકર અને ગાંધીવાદની ઘેરી અસર હેઠળ રહેલા.

૪ શ્રીયુત જે. પી. નાઈક. ભારત સરકારના શિક્ષણ ખાતામાં ખાસ સલાહકાર. શિક્ષણ પંચ (સને ૧૯૬૪ થી ૧૯૬૬)ના સભ્ય અને સચિવ. અગાઉ કોલ્હાપુર રાજ્યમાં અને મહારાષ્ટ્રમાં શિક્ષણક્ષેત્રે સક્રિય હતા. વિવિધ શૈક્ષણિક પ્રશ્નો અંગે મૌલિક લેખન-રજૂઆત કરવા માટે તેઓ જાણીતા છે. પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રે એમનું વિશિષ્ટ પ્રદાન છે. શિક્ષણનાં જુદાં જુદાં ક્ષેત્રોમાંની બાબતો અને સમસ્યાઓ અંગે એમણે વિપુલ ચિંતન અને લેખન કર્યું છે.

અને એમના જમાઈ શ્રી. બેળગાંવકર. બધાં સાથે વાતો-ચીતો વગેરેમાં ૧૦-૩૦ થયા!

### તા. ૧૭ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (દાદર, મુંબઈ)

રાત્રે ઊંઘ બરાબર ના આવવાને કારણે ઊઠતાં ૭ વાગ્યા. ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ વગેરે. શ્રી નાનાસાહેબ ચાંપેકર[૧૦] મળ્યા હતા. એમની સાથે વાતો. એમનું પુસ્તક 'तर्पण' ગઈ કાલે રાત્રે (બાળબોધમાં) એમણે મને ભેટ આપેલું. આ પુસ્તક સંશોધનાત્મક છે. એમાંના મુદ્દાઓ વિષે કેટલીક હકીકત કહી. કોલ્હાપુરના વિલીનિકરણ બાબતમાં કેટલાક મુદ્દાઓ ખ્યાલમાં રાખવા જોઈએ તે સંબંધે શ્રી જે. પી. નાઈક મળ્યા. કોલ્હાપુર રાજ્યમાં જે કેટલીક મહત્ત્વની એવી સુધારાની યોજનાઓ અધૂરી છે તે પૂરી કરવી, અને વિલીનિકરણ પછી જુદા જિલ્લા તરીકે રાજ્યવ્યવસ્થા વ્યવસ્થિત ચલાવવી. સાંગલી, મિરજ વગેરે નાનાં રાજ્યો પ્રમાણે અનવસ્થા થાય નહિ, લોકોને ત્રિશંકુ અવસ્થામાં રહેવાનો પ્રસંગ ત્યાં આવ્યો એવો આવે નહિ વગેરે મુદ્દાઓ હતા. મને એ યોગ્ય લાગ્યા. અને આ બાબતમાં એમણે વલ્લભભાઈને લખવું અને એમને (વલ્લભભાઈને) યોગ્ય લાગે તો મારો અભિપ્રાય મેળવવો એમ જણાવવાનું કહ્યું. હું કોલ્હાપુર જાઉં છું એટલે આ વાતમાં સરળતા રહેશે. શ્રી વિ. અ. પંડિત મળ્યા.

ભોજનોત્તર ૧૨ થી ૫-૧૫ સુધી કમિટીનું કામ. વચ્ચે થોડો વખત શ્રી કિરપાલાનીના ગઈ કાલના કામ સંબંધે શ્રી ધુરંધર અને લાડ મળ્યા. એમણે વલ્લભભાઈને મોકલવાના કાગળનો અને તારનો મુસદ્દો તપાસી આપ્યો.

ત્યાર પછી એલ્ફિન્સ્ટન કૉલેજ[૧૧]ની પાર્લમેન્ટના ઉદ્‌ઘાટન માટે ગયો. એમાં મારા મુદ્દા: (૧) પાર્લમેન્ટ જેવી આવી સંસ્થાઓ કૉલેજમાં શરૂ કરવી એ ભલે નકલ કે રમત (mock) હોય તો પણ હકીકતમાં એવું નથી. જિંદગીમાં વિદ્યાર્થીઓએ આગળ જતાં જે કાંઈ કરવાનું છે એની પૂર્વતૈયારી રૂપે અને સ્વરાજ્ય ચલાવવાની શક્તિ અને આવડત મળે એ માટે કૉલેજની આવી સંસ્થાઓ છે. (૨) Parliamentary Government એટલે વાદવિવાદ દ્વારા પરસ્પરને સમજવાનો પ્રયત્ન કરવો તે. કેવળ મતગણતરી કરીને કામ નહિ કરતાં શક્ય હોય ત્યાં સુધી સહુની સાથે આપ લે અને સમાધાન કરવાનો પ્રયત્ન કરવો. બીજાઓના અભિપ્રાય માટે સહિષ્ણુતા રાખવી, નિર્વિકારપણે ટીકા સાંભળી લઈને એનો વિચાર કરવો, વગેરે (પાર્લમેન્ટરી ગવર્નમેન્ટનો અર્થ) છે. (૭) પ્રધાનમંડળને પ્રશ્ન પૂછવાનો અગર એમના પર ટીકા કરવાનો હક્ક છે એનો અર્થ જ એ કે આપણે જે તે વિષયનો પૂર્ણ અભ્યાસ કરવો જોઈએ, જવાબદારીપૂર્વક વિચાર કરવો જોઈએ.

ત્યાર બાદ ચા અને વાતો થઈ. પછી શ્રી બાબુભાઈ શેઠ (મથુરાદાસ મંગળદાસ)[૧૨] ને ઘેર જમવા ગયો ત્યાં ૯-૪૫ સુધી હતો. ઘણીબધી વાતોચીતો થઈ.

પાછા આવીને વહેલો જ સૂઈ ગયો. ખૂબ જ થાક્યો હતો.

### તા. ૧૮ ડિસેમ્બર ૧૯૪૮, શનિવાર
### (દાદર, મુંબઈ)

પરોઢીએ ૫ વાગ્યે ઊઠ્યો. રોજનીશી-લેખન. ફરવા જઈ આવ્યો. નિત્યવિધિ. પછી કેટલાક કાગળો અને પરચૂરણ કામો. યુનિવર્સિટી રિપોર્ટમાંના દાતાઓના મતદાર મંડળ વિષેનો કેટલોક ભાગ જોયો અને તપાસ્યો.

આજે અમારી સમિતિની સભા ૧૧ વાગ્યાથી હતી. ૧૧ થી ૫ સુધી સમિતિની સભા ચાલી. વચ્ચે ચાના સમયે શ્રી ભાઉસાહેબ સોમણ[૧૩] મળ્યા. રિપોર્ટનું કામ પૂરું થયું અને સહુની સહીઓ થઈ. હવે આ રિપોર્ટ શ્રી મુઝુમદાર, પ્રિન્સિપલ અહમ્મદ અને તારાપોરવાલા ફરી તપાસી જશે અને જે કોઈ શાબ્દિક ફેરફારો કરવાના હશે તે કરશે.

મુકામ પર આવીને શ્રી ઈશ્વરભાઈ પટેલ સાથે Goodwill Associationમાં ગયો. કોમી તંગદીલીને વખતે આ સંસ્થા સ્થાપન થઈ અને એમાં બધી કોમોના લોકો છે. ઘણા બધા લોકો ત્યાં મળ્યા. મારો સત્કાર કરવામાં આવ્યો અને મારું ગૌરવ કરતાં ભાષણો થયાં. જવાબરૂપે હું પણ બોલ્યો. રહેણીકરણીની વિષમતા દૂર કરીને, શોષણવૃત્તિને દૂર કરવી એ જ શાંતિ સ્થાપવાનો કાયમી ઉપાય છે એમ મેં કહ્યું અને યુરોપમાં આ વિષય અંગે શી ચર્ચાઓ થઈ તે પણ કહ્યું. મુંબઈના શેરિફ શ્રી જોઆકિમ આલ્વા[૧૪] પણ આવ્યા હતા.

ભોજન બાદ શ્રી નાનાસાહેબ અને અરવિંદ તળવલકર અને શ્રી નાનાસાહેબ મંડપે આવ્યા હતા. ચિ. અરવિંદે

૫ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી. ગુજરાતના બુઝર્ગ સાહિત્યકાર. ભારતીય વિદ્યાભવન, મુંબાઈના સ્થાપક અને અધ્યક્ષ. સમર્થ નવલકથાકાર, લેખક અને વિવેચક. ઉત્તર પ્રદેશના ભૂતપૂર્વ રાજ્યપાલ. અગાઉ ભારત સરકારના અન્નપ્રધાન હતા, અને તે પહેલાં (સને ૧૯૩૭ થી ૧૯૩૯) મુંબાઈ રાજ્યમાં ગૃહ-પ્રધાન હતા. ૧૯૪૮ની સાલમાં હૈદ્રાબાદ (દક્ષિણ) ખાતે ભારતના ખાસ પ્રતિનિધિ તરીકે રહ્યા હતા. ગુજરાતી સાહિત્ય પરિષદના વર્ષો સુધી પ્રમુખ અને સૂત્રધાર. દસકાઓ સુધી કૉંગ્રેસમાં સક્રિય; હવે, સ્વતંત્ર પક્ષના સક્રિય નેતા.

૬ શ્રી. રાજારામ રામકૃષ્ણ ગુર્જર. દાદાસાહેબના સાળા. તેઓ હાલ નિવૃત્ત જીવન ગાળે છે. મુંબાઈ મ્યુનિ-સિપલ કૉર્પોરેશનમાં એમણે કાર્ય કરેલું.

૭ શ્રી ભાઉસાહેબ ફિરોદીઆ, મુંબાઈ ધારાસભાના ભૂત-પૂર્વ અધ્યક્ષ (Speaker). હાલમાં તેઓ મહારાષ્ટ્ર-માં અહમદનગરમાં નિવૃત્ત જીવન ગાળે છે.

૮ સદ્‌ગત શ્રી ચુનીલાલ ડી. બરફીવાળા. ઑલ ઇન્ડિયા લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટયૂટના પ્રણેતા અને ડિરેક્ટર-જનરલ. સ્થાનિક સ્વરાજ સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓના પ્રાણસમા શ્રી બરફીવાલા, જૂન ૧૯૬૬-માં, લાંબી માંદગી બાદ, અવસાન પામ્યા.

૯ સદ્‌ગત શ્રી કિશોરલાલ ઘનશ્યામદાસ મશરૂવાળા. ગાંધીજીના અંતેવાસી અને હરિજન પત્રોના સંપાદક. મૌલિક વિચારક અને લેખક.

૧૦ શ્રી નારાયણ ગોવિંદ ચાપેકર, નિવૃત્ત સબજજ, બદલાપુર (જિલ્લા થાણા, મહારાષ્ટ્ર). સમર્થ વિવેચક અને લેખક. મહારાષ્ટ્રના એક વંદનીય વિદ્વાન. તેમની ઉમ્મર અત્યારે ૯૭ વર્ષની છે. તાજેતરમાં એમને પૂના યુનિવર્સિટીએ ડિ. લિટ્.ની માનદ પદવી એનાયત કરી. રાજ્યવહીવટ પરની એમની લેખ-માળા અગાઉ 'અભ્યાસ'માં પ્રસિદ્ધ થઈ છે.

૧૧ એલ્ફિન્સ્ટન કૉલેજ–મુંબાઈની જૂની અને પ્રસિદ્ધ સરકારી કૉલેજ.

૧૨ શ્રી મથુરાદાસ મંગળદાસ પારેખ. દાદાસાહેબના વેવાઈ. સદ્‌ગત શેઠ મંગળદાસ ગીરધરદાસના જ્યેષ્ઠ પુત્ર. વેપાર, ઉદ્યોગક્ષેત્રે જાણીતા છે, તથા કેટલીક સામાજિક અને સંસ્કારિક પ્રવૃત્તિઓ સાથે સંકળા-યેલા છે.

૧૩ સદ્‌ગત શ્રી ભાઉસાહેબ સોમણ. મુંબાઈની ઉપલી ધારાસભા(Bombay Legislative Council) ના અધ્યક્ષ (Chairman). તેઓ બુઝર્ગ કૉંગ્રેસી અને સાતારા શહેરના રહેવાસી હતા.

૧૪ શ્રી જોઆકીમ આલ્વા. લોકસભાના કૉંગ્રેસી સભ્ય. સને ૧૯૫૦થી પાર્લમેન્ટના સભ્ય છે. જાણીતા પત્રકાર અને લેખક. અનેક વિદેશી પ્રવાસો એમણે ખેડ્યા છે. સને ૧૯૪૩માં Forum નામનું અંગ્રેજી સમાચાર સાપ્તાહિક મુંબાઈથી એમણે શરૂ કર્યું.

*

'હું એકાએક ઉપવાસ કરતો જ નથી ને કરું છું ત્યારે મારી પોતાની શુદ્ધિ તથા શાંતિને સારુ. ઉપવાસને ભયનું કારણ સમજવાને બદલે ચોકીનું કારણ સમજી વધાવી લેવા જેવી વસ્તુ છે. શુદ્ધ પ્રયત્નવાન માબાપ કે મિત્રની ચોકીથી ડરતા નથી, પણ તેને વધાવી લે છે. તેમ સારા ઉપવાસ ગણવા જોઈએ. ઉપવાસનો દુરુપયોગ થાય છે ખરો. પણ જ્ઞાનપૂર્વક થતા ઉપવાસ સત્યના પૂજારીને સારુ અતિ આવશ્યક છે, એ વિષે મને ખાતરી છે. સારામાં સારી વસ્તુનો વધારેમાં વધારે દુરુપયોગ શક્ય છે, એ આપણે ક્યાં નથી જાણતા? સારા કહેવાતા માણસ જેટલું છેતરી શક્યા છે, તેટલું નઠારા મનાતા કાંઈ થોડા જ છેતરી શકે છે?'

(બાપુના પત્રો–૭. શ્રી છગનલાલ જોશીને) ગાંધીજી

કાવ્યોનો સંગ્રહ છે. લેખક દેશાભિમાન વગેરેની વાતો કરે છે, પણ તે પાછળ બહુ પ્રાણ પૂરી શકયા નથી. 'વેપાર બુડયો' વિષેનો કટાવ તે વખતની સ્વદેશી જાગૃતિના નમૂનારૂપે નોંધવા જેવો છે.'૫

આ સંદર્ભમાં તે સમયનો એક રસિક પ્રસંગ નોંધપાત્ર છે: '...એટલે સુધી કે નવસારીમાં ૧૮૭૪માં પારસી ગોરાણીઓએ મિલયંત્રથી તૈયાર થતી કસ્તી (પારસી જનોઇ) વાપરવાના પ્રશ્ન પર ઘોર વિરોધ કરેલો અને હાથે બનાવેલી કસ્તી માટે આગ્રહ રાખેલો. એ માટે તેમણે સત્યાગ્રહ સુદ્ધાં કરેલો.'૬

પરંતુ સમગ્ર રીતે જોતાં, છેક સને ૧૯૦૫ના બંગભંગના આંદોલનના સમય સુધી સ્વદેશીની ભાવના વ્યાપક પ્રમાણમાં લોકપ્રિય બની ન હતી. સ્વદેશી વસ્તુઓની સરખામણીમાં વિદેશી વસ્તુઓ સસ્તી અને આકર્ષક સ્વરૂપમાં મળતી હતી. બ્રિટિશ સરકારે ભારતના ગૃહઉદ્યોગોનો વ્યવસ્થિત રીતે નાશ કર્યો હતો. પરિણામે આપણા કારીગરો સંપૂર્ણપણે છિન્નભિન્ન અને પાયમાલ થઈ ગયા હતા. નવી આર્થિક વ્યવસ્થા અને રાજ્યસત્તા સામે પોતાના ગૃહઉદ્યોગોને પુનર્જીવિત કરવા માટેની કોઈ ચળવળ કરવાનું તેમને માટે શકય ન હતું. દેશી કારીગરીને ઉત્તેજન આપવાના જે કોઈ પ્રયત્નો બુદ્ધિજીવીઓની સહાનુભૂતિથી થયા તેને પણ ખાસ સફળતા મળી ન હતી તે આપણે જોયું. સ્વદેશીની ચળવળનું આ પાસું તો ગાંધીજીના નેતૃત્વ પછી જ વિકસ્યું. ખાદી અને ગ્રામોદ્યોગ માટેનો એમનો આગ્રહ તેમજ તે માટે તેમણે સ્થાપેલાં મંડળો અને તૈયાર કરેલા કાર્યકરોએ ગૃહઉદ્યોગ અને ગ્રામોદ્યોગના પુનર્જીવનને શકય બનાવ્યું. સ્વદેશીના આંદોલનનું બીજું પાસું હતું આપણા દેશમાં મોટા ઉદ્યોગો સ્થાપવાનું અને તેને ઉત્તેજન આપવાનું. ભારતનું મોટા પાયા ઉપર ઔદ્યોગિકરણ થાય તેમાં બ્રિટનનું હિત ન હતું. તેથી ભારતના ઔદ્યોગિકરણના માર્ગમાં તેણે અનેક અવરોધો ઊભા કર્યા હતા. એ અવરોધોનો સામનો કરીને ગુજરાતના સાહસિક મૂડીદારોએ સને ૧૮૫૦ પછી ગુજરાત અને મુંબાઇમાં કાપડ ઉદ્યોગ વિકસાવ્યો હતો.

પરંતુ ઓગણીસમી સદીના અંત સુધી એ ઉદ્યોગપતિઓને સ્વદેશીનું કોઈ આંદોલન ઊભું કરવાની કે એવા કોઈ આંદોલનને ટેકો આપવાની જરૂર ઊભી થઈ ન હતી. તે ઉદ્યોગપતિઓ જે સૂતર અને કાપડ ઉત્પન્ન કરતા હતા તે ચીનના બજારમાં પુષ્કળ પ્રમાણમાં ખપતું હતું. તેથી તેમને ભારતના બજારમાં ખાસ રસ ન હતો. બીજી બાજુથી પરદેશી માલ ભારતના બજારમાં વેચવાની દલાલીથી સમૃદ્ધ બનેલા વ્યાપારીઓને પણ સ્વદેશીની ચળવળમાં કંઈ રસ ન હતો. વીસમી સદીની શરૂઆતમાં ચીનનું વિસ્તૃત બજાર પરદેશી ઉદ્યોગપતિઓની વધેલી સ્પર્ધાને કારણે બંધ થતાં ગુજરાત-મુંબાઈના ઉદ્યોગપતિઓને માટે ભારતનું બજાર પ્રાપ્ત કરવાની જરૂરિયાત ઊભી થઈ. સને ૧૯૦૫ના બંગભંગના આંદોલનનું એક સૂત્ર સ્વદેશીનું હતું. ગુજરાત–મુંબાઈના ઉદ્યોગપતિઓને માટે એ એક સરસ તક હતી. તેથી તેમણે એ ચળવળને ઘણું ઉત્તેજન આપ્યું.

વીસમી સદીની શરૂઆતમાં ચીનના બજારની બદલાએલી પરિસ્થિતિ વિષે તેમજ તેને પરિણામે ગુજરાત–મુંબાઈના ઉદ્યોગપતિઓને માટે ઊભી થએલી ભારતનું બજાર પ્રાપ્ત કરવાની જરૂરિયાત વિષે રશિયન વિદ્વાન શ્રી. વી. આઈ. પાવલોવ લખે છે:

'How important a proportion of the yarn produced in Bombay was exported to China can be seen even from the fact that between 1901 and 1904 the average annual output of the Bombay mills was approximately 800 thousand bales. But from 1905 onwards the export of yarn from Bombay decreased continuously .... The changes caused in the marketing of the manufacturs were to a large extent due to the fact that the Far Eastern Countries, first of all Japan and to a certain extent China as well, set up their own machine industry. Imperialist Japan began to suppliant colonial India in the Chinese Market.'૭

'The beginning of the imperialist epoch was marked both by the intensification of the contradictions existing between the Indian bourgeoise and imperialism in the foreign and home markets in the early 20th cen-

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૨

## 'સ્વદેશી' વિષેના વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

આ લેખમાળાના બીજા લેખમાં આપણે જોઈ ગયા છીએ કે ભારતમાં રાજ્યસત્તા પ્રાપ્ત કરવામાં બ્રિટનનો મુખ્ય હેતુ બ્રિટનના ઉદ્યોગો માટે ભારતનું વિસ્તૃત બજાર કબજે કરવાનો હતો. એ હેતુ સિદ્ધ કરવા અંગ્રેજોએ ભારતના ગૃહઉદ્યોગોનો વ્યવસ્થિત રીતે નાશ કર્યો.

છેક સને ૧૮૫૧માં કવિ દલપતરામે 'હુન્નરખાનની ચડાઇ'માં ગુજરાતના લોકોને પશ્ચિમ પાસેથી શીખીને નવા ઉદ્યોગો સ્થાપવાનો અનુરોધ કર્યો હતો.

સને ૧૮૭૦-૭૧ પછી ગુજરાતમાં રાજકીય જાગૃતિ વધવા લાગી હતી. તે વિષે નવલરામ ત્રિવેદી લખે છે:

'૧૮૭૧થી ગુજરાતમાં આર્થિક અને રાજકીય હિલચાલનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. તે સાલમાં સુરતમાં 'પ્રજા સમાજ' સ્થપાઈ હતી, પણ વકીલ વર્ગ અને શ્રીમંત વર્ગ સમાજમાંથી ખસી ગયા તેથી તે કંઈ કામ કર્યા સિવાય જ ભાંગી પડી. ભરૂચમાં પણ તે જ સાલમાં 'પ્રજા સમાજ' સ્થપાઈ હતી; તેણે ચારેક વર્ષ સુધી કાર્ય કર્યું અને ૧૮૭૪માં તે પણ બંધ પડી. અમદાવાદમાં ૧૮૭૨માં પ્રજાકીય સમાજ સ્થપાઈ પણ તે તુર્ત જ દબાઈ ગઈ. ૧૮૭૫-૭૬માં ગુજરાતમાં ઠેરઠેર દેશી કારીગરીને ઉત્તેજન આપવા માટે સભાઓ સ્થપાઈ અને કેટલાક જુવાનોએ પરદેશી માલ ન વાપરવો એવી પ્રતિજ્ઞા લીધી. ક. કાંટાવાળાએ આ હિલચાલમાં ખુબ રસ લીધો હતો. તેમણે 'દેશી કારીગરીને ઉત્તેજન' નામનું પુસ્તક બે ભાગમાં લખ્યું. તે સમયે તે પુસ્તકની ખુબ વાહવાહ થઈ હતી.'[1]

આ સમયની આર્થિક-રાજકીય જાગૃતિ વિષે હીરાલાલ પારેખ પણ લખે છે:

'સને ૧૮૭૫ના અરસામાં દેશમાં રાષ્ટ્રિય અસ્મિતાનું જુઆળ ફરી વળ્યું હતું તે વખતે સ્વદેશી ચીજો વાપરવા અને દેશી કારીગરીને ઉત્તેજન આપવા જુદે જુદે સ્થળે હિલચાલ ઊપડી હતી; અમદાવાદમાં સ્વદેશ ઉદ્યોગ વર્ધક મંડળી દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈના ઉપદેશથી નીકળી હતી. રાજકોટમાં હરગોવિંદદાસ કાંટાવાળા તે કાર્યમાં પ્રવૃત્ત થયા હતા અને 'દેશી કારીગરીને ઉત્તેજન' એ નામની બે ચોપડીઓ લખી તેમાં આપણા પ્રાંતમાં બનતી જુદી જુદી ચીજો વિષે સવિસ્તર માહિતી નોંધી હતી; અને સોસાયટીના ઑન. સેક્રેટરી ગોપાળરાવ હરિ દેશમુખની અમદાવાદથી બદલી *થતાં તેમની યાદગીરીમાં જે ફંડ એકઠું કરવામાં આવ્યું* હતું. તેનો વ્યય, દેશી કારીગરી કે હુન્નરને ઉત્તેજન આપવામાં કરવાનો નિર્ણય કર્યો હતો, તે એ વાતાવરણમાંથી ઉદ્ભવ્યો હતો.'[2]

તત્કાલીન સ્વદેશીની ભાવના કાવ્યમાં પણ આવિષ્કાર પામી હતી. ઉ. ત., કવિ બુલાખીરામે 'સ્વદેશી કારીગરી' નામનું લાંબું કાવ્ય લખ્યું અને તે સંવત ૧૯૩૨ના ભાદરવા વદ ૯ ને મંગળવારે દી. બ. અંબાલાલ સાકરલાલના પ્રમુખપદે મળેલી જાહેરસભામાં વાંચ્યું હતું. તેમાં તેમણે કહ્યું કે:

'ચીજો જે વિદેશી સહુ એ ઠગારી,
ન લેશો જતાં જીવ છે અર્જ મ્હારી;
હવે હું રહ્યો આખરે એથિ હારી,
વિલાતી ચીજો વીર લેજો વિચારી.
જ્યારે અન્ય વર્ણનું ખાઈ વટલાઈએ
તો શું અન્ય માલ લઈ ન અભડાઈએ.'[3]

સ્વદેશીની ભાવના ઉપર લખનાર તત્કાલીન કવિઓમાંથી બે કવિઓને શ્રી સુંદરમે તેમના અભ્યાસગ્રંથ 'અર્વાચીન કવિતા'માં ઉલ્લેખને પાત્ર ગણ્યા છે: 'આદિતરામ જોઈતારામે 'સ્વદેશ સુખવર્ધક' (૧૮૭૯)ના નાનકડા કાવ્યમાં સ્વદેશી ઉદ્યોગોની તથા વસ્તુઓની જબરી હિમાયત દર્દભરી રીતે કરી છે.'[4]

''સવિતાકૃત કવિતા' (૧૮૮૫)માં લેખકના પ્રકીર્ણ

એવું મધ્યસ્થાન છે કે જ્યાં તેમના હેતુ અને તેમની આશાઓ એક કેન્દ્રાભિમુખ થાય છે. તે એક એવું કાર્ય છે કે ત્યાં આગળ તેઓ તેમના પોતાના હેતુઓને ઓછા મહત્ત્વના ગણે છે અને પોતાનામાં હોય તેટલી શારીરિક તથા માનસિક શક્તિ અને પોતાના દૈહિક તથા આધ્યાત્મિક તમામ સાધનો તેને અર્પણ કરે છે.'[૧૨]

દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ સ્વદેશીના અગ્રગણ્ય પુરસ્કર્તા હતા. સને ૧૯૧૫માં તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી તેમના અનેક લેખો અને વ્યાખ્યાનોમાં તેમણે સ્વદેશીની સબળ હિમાયત કરી હતી.

સને ૧૯૦૬ના નવેંબરમા સ્વદેશી વિષે અમદાવાદમાં આપેલા વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું:

'ખેતી ઉપરાંત બીજા ધંધા પર આધાર રાખ્યા સિવાય લોકોની સ્થિતિ સુધરનાર નથી'.[૧૩]

સને ૧૯૦૭ના ફેબ્રુઆરીના 'મૉડર્ન રિવ્યુ'માં 'સ્વદેશી ભાવના–આર્થિક દૃષ્ટિએ' એ નામનો તેમનો એક લેખ પ્રગટ થયો હતો. તેમાં તેમણે લખ્યું હતું:

'આર્થિક સ્વદેશીનાં બે અંગો છે, એક સર્જક અને બીજું નિષેધાત્મક. કેટલાક પહેલાને જ સાચી સ્વદેશી ભાવના કહે છે. નવા ઉદ્યોગો સ્થાપવા અને પરદેશથી આવતી વસ્તુઓ અહીં પેદા કરવી એ તેનો ઉદ્દેશ છે. એક અંગના ઉદ્દેશો તથા પદ્ધતિઓ રચનાત્મક સ્વરૂપનાં છે. બીજા અંગને સામાન્ય રીતે બહિષ્કાર કહેવામાં આવે છે. તેમાં નિષેધ અને વિનાશ આવે છે. તેનો મુખ્ય ઉદ્દેશ પરદેશી માલનો ત્યાગ કરવાનો છે. પરદેશી માલની આયાત બંધ થઈ જાય તો એ અંગ કૃતાર્થ થયું ગણાય.

એ વસ્તુ સિદ્ધ થાય એટલે બહિષ્કારવાદી માટે કશું કામ ન રહે. પણ સ્વદેશી ભાવનાના સાચા ઉપાસકનું કાર્ય તો વિદેશી માલના અસરકારક ત્યાગથી પડેલી ખાધ પૂરી પાડવી એ છે. બહિષ્કારવાદી સ્વદેશવાદીને માટે નવી રચના કરવા સારુ જમીન સાફ કરી આપે છે. બંને આવશ્યક અને ઇષ્ટ છે... બંને એકબીજાનાં પૂરક છે.'[૧૪]

એ જ વર્ષે સુરતમાં ભરાએલી ત્રીજી ઔદ્યોગિક પરિષદના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાં તેમણે કહ્યું: '........બહારના માણસો આપણા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને નાણાં આપે એમ ઇચ્છા રાખવી એમાં દેશભક્તિ છે ખરી? અને બહારના માણસો નાણાં આપે પણ ખરા? કોઈ પ્રજા એવી છે જેના ઉદ્યોગો બહારની મદદથી સજીવન થયા હોય? મારી તો ખાતરી છે કે આ સભામાં ઘણા એવા છે જેઓ બહારની મદદ લેવાનો વિચાર સાંખી જ નહિ શકે. આપણે એ વસ્તુ કદી ન ભૂલવી જોઈએ કે રાષ્ટ્રનું ઘડતર રાષ્ટ્રવાસીઓને હાથે જ થઈ શકે. આ તેમજ આવી બીજી પ્રવૃત્તિઓમાં સ્વાવલંબન અને સ્વાર્થત્યાગ એ આપણા તારણમંત્ર છે.'[૧૫]

વિદેશી માલ વાપરવામાં મોટાઈ સમજનાર લોકોની સખત ટીકા કરતાં તેમણે કહ્યું:

'આ દેશના કેટલાક માણસો એવા પણ છે કે તેઓ આ દેશના લોહીના છતાં, દેશી માલ વિલાયતીના જેવો સારો મળતો હોય તો પણ વિલાયતી માલ વાપરવામાં મોટાઈ સમજે છે. આવા માણસોને મૂર્ખ જ નહિ તો બીજું શું કહીએ? એક માતા પોતાના કાણાકૂબડા છોકરા તરફ જેવી દૃષ્ટિએ જુએ છે તેવી જ દૃષ્ટિથી આપણે સ્વદેશી માલ તરફ જોવાનું છે. આટલો જ વિચાર કરો કે આપણે આપણા દેશને ઉત્તેજન નહિ આપીએ તો બીજું કોણ આપનાર છે?'[૧૬]

સ્વદેશી ઉદ્યોગો સ્થાપવા હોય તો તે માટે મૂડી જોઈએ, અને મૂડી એકત્રિત કરવી હોય તો સાદાઈ અને કરકસર આવશ્યક છે. તેથી ફૅશનની ટીકા કરતાં તેમજ સાદાઈનું આચરણ કરવાનો અને કરકસર કરવાનો લોકોને અનુરોધ કરતાં તેમણે કહ્યું:

'......કેટલાક કહે છે કે એવું ના પહેરીએ તો ખોટું દેખાય! ખોટું દેખાય એટલે શું? કોનું ખોટું દેખાયું? દેખનારને ખોટું લાગે તો તે આંખો મીંચે. કહે છે કે એ તો સ્વતંત્રતાની વાત છે, એ તો કરવું પડે. પણ તમે તમારી પોતાની બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા કે પારકી બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા?'[૧૭]

'આપણે દેવાદારના દીકરા એ લોકોની (અંગ્રેજોની) બરાબરી કરવા જઈએ છીએ' એવી દુઃખ સાથે આપણા લોકોની ટીકા કરી સાદાઈનો અનુરોધ કરતાં તેઓ વારંવાર કહેતા, 'સાદાઈ એ આપણી રાષ્ટ્રીય ફરજ છે, સાદાઈ આપણી તારણ મા છે, સાદાઈ આપણી જીવન-લાકડી છે.'[૧૮]

(ક્રમશઃ)

tury, and by the emergence of conflicts within the Indian bourgeoise itself based on the division of the Indian market. The 'cordial relations' that existed between the Propertied strata of Bombay and the colonialists were broken off at the end of the 19th century. The interests of the Bombay bourgeoise, who had gained strength, clashed with the growing expansion of British imperialism.'૮

. ઉપર્યુક્ત પરિસ્થિતિને પરિણામે એ ઉદ્યોગપતિઓએ સ્વદેશીની ચળવળને ટેકો આપ્યો:

'.....But in the beginning of the 20th century Japanese fabrics and yarn on the products of the Bombay industry from the Far Eastern markets. Consequently, the industry of Bombay had no alternative but to endeavour to gain a foothold on the home market. The inevitable re-orientation of large-scale national industry towards the home market was one of the main reasons for the support of the Swadeshi movement received from the big bourgeoise.'૯

સને ૧૯૦૨માં કૉંગ્રેસનું અધિવેશન અમદાવાદમાં ભરાયું હતું. તે અધિવેશનની સાથે ભારતીય હુન્નરો અને માલનું એક મોટું પ્રદર્શન પણ ભરાયું હતું. તેનું ઉદ્‌ઘાટન વડોદરા નરેશ મહારાજા સયાજીરાવે કર્યું હતું. ઉદ્‌ઘાટનના પ્રાસંગિક વ્યાખ્યાનમાં તેમણે ભારતના લોકોને તેમની ગરીબાઈ દૂર કરવાનો અને આર્થિક રીતે સ્વતંત્ર બનવાનો પુરુષાર્થ કરવાનો અનુરોધ કર્યો:

'દુષ્કાળ, ઉત્તરોત્તર વધતી જતી દરિદ્રતા, ચારે બાજુએ વ્યાપેલા રોગો, આ બધી વાતો એક બાબતનો આપણને નિશ્ચય કરાવે છે કે આપણી વ્યવસ્થામાં કંઈક ખરેખર અંદરની નબળાઈ છે અને તેનો પ્રતિકાર કરવા માટે આપણે કાંઈક કરવું જ જોઈએ. પણ આ બાબતનું એક બીજું વધારે વિશાળ અને વ્યાપક સ્વરૂપ છે તે એ છે કે આ આર્થિક પ્રશ્ન એક પ્રજા તરીકેની આપણી છેલ્લી કસોટીનો છે. તેનો ઉકેલ થાય તો જ આપણો ઉદ્ધાર થાય. તેમાં આપણે નિષ્ફળ ગયા તો ભવિષ્યમાં આપણી શી અવદશા થશે? આપણે ઉત્તરોત્તર નબળા ને વધારે ગરીબ થઈશું અને પારકી મદદ ઉપર આધાર રાખનારા બનીશું. આપણી ઔદ્યોગિક સ્વતંત્રતા નાશ પામશે અને કોઈ પણ પરદેશી સત્તા આપણા ઉપર રાજ્ય ચલાવશે, તેના તાબામાં આપણે લાકડાં કાપનારા અને પાણી વહેનારા અર્થાત્ મજૂર બની જઈ આપણે નિર્માલ્ય જીવન ગાળીશું. એ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ થાય તો આપણું ભાવિ ઉજ્જવળ થાય.'૧૦

અધિવેશનની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈએ જણાવ્યું કે ગુજરાતના ઉદ્યોગોને રૂંધવાની બ્રિટિશ સરકારની નીતિ કઈ રીતે ગુજરાતના લોકોને રાજકારણમાં વધારે ને વધારે રસ લેવા પ્રેરી રહી છે:

'સાહેબ, આપને લઈને ટ્રેઈન આ શહેર આગળ આવી પહોંચી તે વખતે રેલવે આગળની ગમે તે બાજુ ઉપર ઊંચા ભૂંગળાં જોઈને આપ આશ્ચર્ય પામ્યા હશો. એ અમારી કાંતવાની તથા વણવાની મિલો છે જેને માટે અમે યોગ્ય રીતે મગરૂર છીએ. હવે અમારી કાપડની દરેક મિલને હિન્દી સરકાર તરફથી નાખવામાં આવેલી અપ્રિય જકાત આપવી પડે છે. આ મિલોના શેર ઘણે ભાગે આ શહેરના લોકોના છે, જેથી લગભગ દરેક ઘરમાં તે જકાતનું અન્યાયપણું જણાએલું છે, અને એણે પણ અમને સમજાવ્યા છે કે રાજકીય હિલચાલ બિલકુલ કર્યા વગર વ્યાપારમાં મંડ્યા રહેવું તે જીવનની હાલની સ્થિતિ પ્રમાણે ઘણું નુકશાનકારક છે.'૧૧

સને ૧૯૦૦ના છપ્પનીઆ દુકાળનો ઉલ્લેખ કરીને અને ગુજરાતના ખેડૂતો પાસેથી વધારે આકરા દરે ઉઘરાવવામાં આવતી મહેસૂલની વિગત વાર ચર્ચા કરીને તેમણે આગળ કહ્યું:

'ઉપરના વિચારોએ આ પ્રાંતના વ્યાપારમાં રોકાએલા લોકોને અસર કરી છે અને અસર કર્યા કરશે, અને આ મહાન સભાએ જે કાર્ય ઉઠાવેલ છે તેની વધારે ને વધારે નજીક તેમને પ્રતિદિન લાવશે. જે જ્ઞાનવંત અને આગેવાન પુરુષો ચાલુ બનાવોના ધોરણોનો અભ્યાસ કરી શકે છે, અને પોતાની દૃષ્ટિ દૂરના લક્ષ તરફ પ્રસારી શકે છે, તેમને નેશનલ કૉંગ્રેસની હિલચાલ એક

એવું મધ્યસ્થાન છે કે જ્યાં તેમના હેતુ અને તેમની આશાઓ એક કેન્દ્રાભિમુખ થાય છે. તે એક એવું કાર્ય છે કે ત્યાં આગળ તેઓ તેમના પોતાના હેતુઓને ઓછા મહત્ત્વના ગણે છે અને પોતાનામાં હોય તેટલી શારીરિક તથા માનસિક શક્તિ અને પોતાના દૈહિક તથા આધ્યાત્મિક તમામ સાધનો તેને અર્પણ કરે છે.'૧૨

દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ સ્વદેશીના અગ્રગણ્ય પુરસ્કર્તા હતા. સને ૧૯૧૫માં તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી તેમના અનેક લેખો અને વ્યાખ્યાનોમાં તેમણે સ્વદેશીની સબળ હિમાયત કરી હતી.

સને ૧૯૦૬ના નવેંબરમા સ્વદેશી વિષે અમદાવાદમાં આપેલા વ્યાખ્યાનમાં તેમણે કહ્યું હતું:

'ખેતી ઉપરાંત બીજા ધંધા પર આધાર રાખ્યા સિવાય લોકોની સ્થિતિ સુધરનાર નથી'.૧૩

સને ૧૯૦૭ના ફેબ્રુઆરીના 'મૉડર્ન રિવ્યુ'માં 'સ્વદેશી ભાવના–આર્થિક દૃષ્ટિએ' એ નામનો તેમનો એક લેખ પ્રગટ થયો હતો. તેમાં તેમણે લખ્યું હતું:

'આર્થિક સ્વદેશીનાં બે અંગો છે, એક સર્જક અને બીજું નિષેધાત્મક. કેટલાક પહેલાને જ સાચી સ્વદેશી ભાવના કહે છે. નવા ઉદ્યોગો સ્થાપવા અને પરદેશથી આવતી વસ્તુઓ અહીં પેદા કરવી એ તેનો ઉદ્દેશ છે. એક અંગના ઉદ્દેશો તથા પદ્ધતિઓ રચનાત્મક સ્વરૂપનાં છે. બીજા અંગને સામાન્ય રીતે બહિષ્કાર કહેવામાં આવે છે. તેમાં નિષેધ અને વિનાશ આવે છે. તેનો મુખ્ય ઉદ્દેશ પરદેશી માલનો ત્યાગ કરવાનો છે. પરદેશી માલની આયાત બંધ થઈ જાય તો એ અંગ કૃતાર્થ થયું ગણાય.

એ વસ્તુ સિદ્ધ થાય એટલે બહિષ્કારવાદી માટે કશું કામ ન રહે. પણ સ્વદેશી ભાવનાના સાચા ઉપાસકનું કાર્ય તો વિદેશી માલના અસરકારક ત્યાગથી પડેલી ખાધ પૂરી પાડવી એ છે. બહિષ્કારવાદી સ્વદેશવાદીને માટે નવી રચના કરવા સારુ જમીન સાફ કરી આપે છે. બંને આવશ્યક અને ઇષ્ટ છે... બંને એકબીજાનાં પૂરક છે.'૧૪

એ જ વર્ષે સુરતમાં ભરાએલી ત્રીજી ઔદ્યોગિક પરિષદના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાં તેમણે કહ્યું: '........બહારના માણસો આપણા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીને નાણાં આપે એમ ઇચ્છા રાખવી એમાં દેશભક્તિ છે ખરી? અને બહારના માણસો નાણાં આપે પણ ખરા? કોઈ પ્રજા એવી છે જેના ઉદ્યોગો બહારની મદદથી સજીવન થયા હોય? મારી તો ખાતરી છે કે આ સભામાં ઘણા એવા છે જેઓ બહારની મદદ લેવાનો વિચાર સાંખી જ નહિ શકે. આપણે એ વસ્તુ કદી ન ભૂલવી જોઇએ કે રાષ્ટ્રનું ઘડતર રાષ્ટ્રવાસીઓને હાથે જ થઈ શકે. આ તેમજ આવી બીજી પ્રવૃત્તિઓમાં સ્વાવલંબન અને સ્વાર્થત્યાગ એ આપણો તારણમંત્ર છે.'૧૫

વિદેશી માલ વાપરવામાં મોટાઈ સમજનાર લોકોની સખત ટીકા કરતાં તેમણે કહ્યું:

'આ દેશના કેટલાક માણસો એવા પણ છે કે તેઓ આ દેશના લોહીના છતાં, દેશી માલ વિલાયતીના જેવો સારો મળતો હોય તો પણ વિલાયતી માલ વાપરવામાં મોટાઈ સમજે છે. આવા માણસોને મૂર્ખ જ નહિ તો બીજું શું કહીએ? એક માતા પોતાના કાણાકૂબડા છોકરા તરફ જેવી દૃષ્ટિએ જુએ છે તેવી જ દૃષ્ટિથી આપણે સ્વદેશી માલ તરફ જોવાનું છે. આટલો જ વિચાર કરો કે આપણે આપણા દેશને ઉત્તેજન નહિ આપીએ તો બીજું કોણ આપનાર છે?'૧૬

સ્વદેશી ઉદ્યોગો સ્થાપવા હોય તો તે માટે મૂડી જોઈએ, અને મૂડી એકત્રિત કરવી હોય તો સાદાઇ અને કરકસર આવશ્યક છે. તેથી ફૅશનની ટીકા કરતાં તેમજ સાદાઈનું આચરણ કરવાનો અને કરકસર કરવાનો લોકોને અનુરોધ કરતાં તેમણે કહ્યું:

'......કેટલાક કહે છે કે એવું ના પહેરીએ તો ખોટું દેખાય! ખોટું દેખાય એટલે શું? કોનું ખોટું દેખાયું? દેખનારને ખોટું લાગે તો તે આંખો મીંચે. કહે છે કે એ તો સ્વતંત્રતાની વાત છે, એ તો કરવું પડે. પણ તમે તમારી પોતાની બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા કે પારકી બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા?'૧૭

'આપણે દેવાદારના દીકરા એ લોકોની (અંગ્રેજોની) બરાબરી કરવા જઈએ છીએ' એવી દુ:ખ સાથે આપણા લોકોની ટીકા કરી સાદાઈનો અનુરોધ કરતાં તેઓ વારંવાર કહેતા, 'સાદાઈ એ આપણી રાષ્ટ્રીય ફરજ છે, સાદાઇ આપણી તારણ મા છે, સાદાઇ આપણી જીવન-લાકડી છે.'૧૮ (ક્રમશઃ)

## સંદર્ભ સૂચિ

૧ 'સમાજ સુધારાનું રેખાદર્શન', પૃ. ૧૮૮.
૨ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન'.
૩ 'કવિ દુલાખીરામ ચરિત્ર', પૃ. ૨૧. 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન'માંથી ઉદ્ધૃત..
૪ 'અર્વાચીન કવિતા', પૃ. ૯૯.
૫ એજન, પૃ. ૧૨૨.
૬ તા. ૨૬-૧-૧૯૬૧ના 'કૉંગ્રેસ પત્રિકા–કૉંગ્રેસ અધિવેશન અંક'માં 'સ્વાતંત્ર્યસંગ્રામનો એક સૈકો' નામનો શ્રી વલ્લભદાસ અક્કડનો લેખ, પૃ. ૫૯.
7 'The Indian Capitalist Class', p. 256.
8 Ibid, pp.258-59.
9 Ibid, p. 388.
૧૦ 'શ્રી મહારાજા સયાજીરાવ ગાયકવાડ–એઓશ્રીનાં વ્યાખ્યાનો તથા ભાષણો', ભાગ ૧, પૃ. ૨૯. 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન'માંથી ઉદ્ધૃત.
૧૧ વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર સંપાદિત 'દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો,' પૃ. ૧૧૭.
૧૨ એજન, પૃ. ૧૧૮-૧૯.
૧૩ એજન.
૧૪ 'દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો', મુંબાઈ યુનિવર્સિટીની ઇન્ટરમિજિયેટ કૉમર્સના વિદ્યાર્થીઓ માટેની આવૃત્તિ, પૃ. ૧૦.
૧૫ એજન, પૃ. ૪૬.
૧૬ નરહરિ પરીખ કૃત 'દી. બ. અંબાલાલભાઈ જીવનદર્શન'માંથી ઉદ્ધૃત, પૃ. ૭૧.
૧૭ એજન, પૃ. ૭૧-૭૨.
૧૮ એજન, પૃ. ૭૨.

*

## પાંચ હાઇકુ/પીરુ પરીખ

૧

વીજળી દીવે
પતંગ ચૂમે; અંતે
ભૂમિને ચૂમે!

૨

ખાતરગંધ
સોંમાં: ફૂલ ઉપર
મહેકી ઊઠે.

૩

ચકલી આવી:
ચાંચ આભલે મારે
પ્રતિબિંબને

૪

વરસે જલ:
કોરું રહેતું આભ;
ભીંજે ભૂતલ

૫

દાડમ ખાતાં
રક્ષક છોલાં દૂર
જઈ ફેંકાતાં.

*

# અતિવાસ્તવવાદ (Surrealism)

જયંત મોદી

પ્રકાશ માટે અંધકારને ફંફોસતા અને ઉલૂકની અંધારગલીમાં સૂરજના સફેદ શબને જોતા કવિની કવિતામાંથી, હવડવાવમાંથી નીકળીને ટાવરની બે લીસ્સી જાંઘોને ઘસડાઈને હાંફતા ઊંટ જેવા પડછાયામાં ભળી જતા અંધકારના પ્રસ્વેદની બદબૂ આવે છે.

ટૂંકી વાર્તા અને કવિતાક્ષેત્રે નવીન પ્રયોગો સવિશેષ થાય છે. એ પ્રયોગોની પાછળ જેને વિશિષ્ટ અનુભૂતિનું બળ મળે છે તે જ સર્જન બને છે. અતિવાસ્તવવાદી (Surrealist) કવિતાના નામે કેટલી ય નબળી કૃતિઓ પણ કવિતામાં ખપવા લાગી. ભાવસંક્રમણની (Communication) અવગણના થવા લાગી. અભિવ્યક્તિનો છેદ જ ઊડી ગયો. અતિવાસ્તવવાદી સૃષ્ટિનું સર્જન જેની અનુભૂતિને અનુકૂળ ના હોય તેવા લોકો નવીન પ્રયોગો કરવા ખાતર સર્જક બનવાનો પ્રયત્ન કરે છે. પરિણામે કવિતા શબ્દોની ભુલભુલામણીમાં (labyrinth) અટવાઈ જાય છે. આવી કવિતા માનવચેતનાની સપાટીથી આગળ જઈ શકતી નથી. સર્જનનો વિષય છે માનવ. અતિવાસ્તવવાદીઓ માનવ પ્રત્યે ધિક્કાર અને સૂગની લાગણી કેળવવા લાગ્યા.

આ વાદનો છેલ્લા બેત્રણ દાયકાઓથી જબરો વા વાયો છે. આપણે ત્યાં પણ ઘણા અત્યાધુનિકોએ કવિતામાં તેમજ વાર્તાઓમાં અતિવાસ્તવવાદનું નિરૂપણ કરવા લાગ્યા. પરંતુ એ માટે જરૂરી એવી વિશિષ્ટ અનુભૂતિ બધાને એક સરખી જ થાય છે? એ શક્ય નથી. સર્જકે સર્જકે મનોસૃષ્ટિ વિભિન્ન હોવાની. પશ્ચિમના આંધળા અનુકરણમાં જાગેલો આ વાદ હવે ઘરેડમાં પડી ગયો છે.

આ વાદ આધુનિક ચિત્રકલાના પ્રયોગરૂપે અસ્તિત્વમાં આવ્યો. થોડાક સમય માટે પિકાસોએ પણ આ વાદને અપનાવ્યો હતો. સામાન્ય રીતે સમગ્ર આધુનિક ચિત્રકળા માટે આ વાદને યોજવામાં આવે છે. તે તદ્દન ખોટું છે. વધારે વિશુદ્ધ અને સ્પષ્ટ રૂપમાં આ વાદની અભિવ્યક્તિ કવિતા, શિલ્પ ને ફિલ્મોમાં જોવા મળે છે.

જીવન માટેનો નવો અભિગમ, અસ્તિત્વનો નવો ઢાળો અને જગતનું સાચું ચિત્ર આપવાનો ઇરાદાપૂર્વકનો પ્રયત્ન આ વાદમાં હતો. સ્વપ્નસૃષ્ટિ, સંવેદના અને અજ્ઞાન ચેતના દ્વારા સાહિત્યમાં સર્જન કરીને રોજિંદા જીવનમાં આકૃતિ (Form) અને પ્રતીક (Symbol) ની જે અસંગતતા જણાય છે તેની સંગતિ સાધવાનો મુખ્ય હેતુ આ વાદનો છે.

મુખ્યત્વે સાહિત્યમાં આ વાદની અસર ઘણી જ છે. કવિતામાં તો ખાસ. આ વાદ આદર્શવાદના સામે બંડ રૂપે અસ્તિત્વમાં આવ્યો. સાહિત્ય, તત્ત્વજ્ઞાન, પત્રકારત્વ, ચિત્રકલા, ગ્રાફિક આર્ટ, છબીકળા (Photography) અને સિનેમા માધ્યમ બન્યાં.

આ વાદનું મૂળ પ્રથમ વિશ્વયુદ્ધના અંતે તેના પડકાર અને અસ્તિત્વમાં આવેલ 'Dadaism'માં છે. વસ્તુતઃ અતિવાસ્તવવાદ 'Dadaism'નું બચ્ચું (Offspring) છે. નાના બાળકના બકવાસ જેવો 'Dada' શબ્દનો અર્થ 'Rocking horse' થાય છે. ટ્રિસ્ટાન ઝારાએ (Tristran Tzara) આ શબ્દ સને ૧૯૧૬ના ફેબ્રુઆરીની આઠમી તારીખે સાંજે ૭ વાગ્યે સૌથી પ્રથમ પ્રચારમાં મૂક્યો. તે સમયે તે સ્વિટ્ઝરલૅન્ડના ઝુરીચ કાફેની અગાશીમાં હતો. ત્યાર પછી કેટલાક કવિઓ અને ચિત્રકારોએ જાહેર કર્યું:

"We derided simply everything, nothing was sacred to us, we spat on it. That was 'Dada'. It was neither mysticism nor communism nor anarchism. All these 'isms' had some sort of programme. We however, were purely, completely, Nihilist, and our symbol was the null and void; the vaccum, the hole."

નર્યો નાસ્તિવાદ જણાય છે. જીવનમૂલ્યોની માવજત જુદી જ રીતે થવા લાગી. સર્વત્ર શૂન્યતા ઉભરાવા માંડી.

આ વાદના મહાન સમર્થક ઇટાલિયન કવિ Gu-

illiame Apollinaire છે. તેણે ૧૯૧૭માં લખેલ એક પત્રમાં પહેલવહેલો 'Surrealism' શબ્દનો ઉપયોગ કર્યો. 'Dadaism'નો પુરસ્કર્તા ટ્રિસ્ટ્રાન ઝારા અતિવાસ્તવવાદનો પણ પુરસ્કર્તા બન્યો. 'Dadaism' યુદ્ધના પ્રતિકાર રૂપે હતો. શસ્ત્રોની નિરર્થકતાનો જોર-શોરથી પ્રચાર થવા લાગ્યો. યુદ્ધની સાર્થકતાને પડકાર મળ્યો. અત્યાર સુધી પવિત્ર ગણાતાં બધા જ મૂલ્યોનો વિનાશ થવો જોઈએ એવો અંતિમ પ્રચાર પણ થવા લાગ્યો. દેશભક્તિ, માન, ધર્મ, આકાંક્ષાઓ, માનવની શ્રેષ્ઠતા અને દરેક જાતના આદર્શની હાંસી ઉડાવીને બધા જ જૂઠા દેવોનાં આવરણ ચીરી નાખ્યાં. આવા વાતાવરણમાંથી અતિવાસ્તવવાદનો જન્મ થયો. આ વાદના મુખ્ય પુરસ્કર્તાઓ આંદ્રે બ્રેટન (Andre Breton) ઈલ્યુઆર્ડ (Eluard) અને પિરેટ (Pere't) ફ્રેન્ચ 'Dadaism'ના સ્થાપક હતા.

અને "I announce to the world a trifle of tremendous importance: a new vice has come into the world, one more virtue has *been given to man-surrealism, son of bright* enthusiasm and of darkness. Walk up, Walk up: here you'll find the most wonderful snapshots!' (જુઓ "Aragon's "Le Paysan de Paris" 1924).

આ શબ્દોથી સુરરિયાલિસ્ટ સાહિત્યની શરૂઆત થઈ. અતિવાસ્તવવાદ માનવને મળેલો સદ્‌ગુણ છે કે કેમ પણ સુરરિયાલિસ્ટ સાહિત્યમાં માનવ પ્રત્યે સુગાળવી વૃત્તિ જ જણાઈ આવે છે. આ પરંપરાનો એક યુવાન વર્ગ અસ્તિત્વમાં આવ્યો. આન્દ્રે બ્રેટન આ વાદને સૌન્દર્યલક્ષિતા સામે પ્રતિકારરૂપે ઓળખાવીને ધ્યર્થ (Conception) અને જ્ઞાન (Cognition)ના સાધન તરીકે પ્રચારમાં આણ્યો. પ્રથમ વિશ્વયુદ્ધના અંતથી બીજા વિશ્વયુદ્ધની શરૂઆતના સમય સુધીના ગાળામાં આ આ વાદ ફૂલ્યો ફાલ્યો. ૧૯૨૩ થી ૧૯૨૫માં જોરમાં આવ્યો. ૧૯૨૫ ને ૧૯૩૦માં કટોકટીની પળે આવીને ઊભો રહ્યો.

B. S. R. (Bureau for Surrealist Research) અસ્તિત્વમાં આવી. અનેક પ્રદર્શનો યોજાયાં. ૧૯૩૮માં ચૌદ દેશોએ એમાં ભાગ લીધો.

આ વાદના સમર્થકોએ તેના બચાવ માટે ખૂબ ખૂબ લખ્યું છે. તેની વ્યાખ્યા બાંધવાનો પ્રયત્ન પણ થયો છે. છતાં હજુ સ્પષ્ટ clear-cut-ચિત્ર નથી મળતું. આન્દ્રે બ્રેટન લખે છે:

"Surrealism is pure psychic automatism by which it is intended to express, verbally, in writing or by other means, the real process of thought; Thought's dictation, in the absence of all control exercised by the reason and outside all aesthetic and moral occupation. Surrealism rests in the belief in the Superior reality of certain forms of associations neglected heretofore; in the omnipotence of the dream and in the disinterested play of thought. It tends definitely to do away with all other psychic mechanisms and substitute itself for them in the solution of the principal problems of life".[1]

જીવનની પ્રમુખ સમસ્યાઓના ઉકેલ માટે કોઈ યાંત્રિક મનોવિશ્લેષણાત્મક પદ્ધતિ નહિ પણ આ વાદ મદદરૂપ થાય છે.

આમ આ વાદ અચેતન માનસિક સંવેદનો (તેથી જ કેટલાક એને અચેતન સ્ફુરણાવાદ કહે છે) અને સ્વપ્નસૃષ્ટિનાં પ્રતીકો (Images) દ્વારા સર્જન કરવામાં માને છે. સ્વપ્નસૃષ્ટિ છિન્ન ભિન્ન હોય છે વિચારોની કશી એકસૂત્રતા નથી હોતી એવી માની લીધેલી માન્યતાના આધારે કૃતિની રચનામાં ઉદ્દેશપૂર્વક, વિસંગતતા રાખવામાં આવે છે. પરંતુ અતિવાસ્તવવાદ એ માત્ર Fantasy-તરંગલીલા નથી. તેથી જ ચાર્લ્સ મૅજ (Charles Madge) આ વાદને "a method of dealing with the irrational without *sacrificing a rational point of view*". કેટલાક અત્યાધુનિકો વાક્યનો પૂર્વાર્ધને જ અનુસરે છે.

સ્વપ્નમાં ડોકિયાં કરતા અચેતનને વધુ સક્રિય ને રચનાત્મકરૂપમાં રજૂ કરવાનું કામ આ વાદનું છે. આ

1. 'What is Surrealism?'–Andre Breton, Translated by David Gas Coyne (Faber).

વાદ સંપૂર્ણપણે સૌન્દર્યલક્ષી નથી. એના ઉપર ફ્રોઇડની ઘણી અસર છે. પરિણામે 'Anything the artist spits is Art' (Kurt schwitters).– કલાકાર જે કંઈ કરે તે બધી જ કલા એવી ખોટી માન્યતાના કારણે ઘણી નિમ્ન કોટિનું સર્જન થવા માંડયું. સુરરિયાલિસ્ટો કવિતાને જ્ઞાનનું સાધન ગણવા લાગ્યા. જે સાધન દ્વારા માનવજાતના અગોચર પ્રદેશને જાણી શકાય છે.

કવિતા દ્વારા આ વાદે માનવના અંતરતમમાં ડોકિયું કરાવીને માનવસંચિત શક્તિને પ્રકાશમાં આણી છે. નાની વિદ્યુત બેટરીની મદદથી શોધવા મથતા માનવના આંતરિક મધ્યરાત્રિના સાગર (Inner midnight ocean)ને શોધી શકયો છે. માનવીના યાંત્રિકરણ સામે, તર્કશક્તિથી સુબદ્ધતા સામે, આદર્શોની અતિશયતા સામે આ વાદ પડકાર હતો. અને આ બધી પ્રવૃત્તિઓની પાછળ Freedom–સ્વતંત્રતાનો વિચાર રહેલો છે એમ આન્દ્રે બ્રેટન કહે છે. વળી તે લખે છે: "The wonderful-only source of the external communication between men." આમ આ વાદમાં બીજી ઘણી વિચારસરણીઓનો શંભુમેળો થઈ ગયો છે. ગુરુત્વાકર્ષણના નિયમને શંકાની નજરે જોવામાં આવે છે. વસ્તુઓ એકબીજાના માર્ગમાં આવે છે અને પૃથ્વી ઉપર અસ્તિત્વમાં ના હોય તેવી વસ્તુનું નિર્માણ થાય છે. યથાર્થનાં કડક બંધનો તોડીને તરંગલીલામાં પ્રવેશવાનો પ્રયત્ન આ વાદમાં કરવામાં આવે છે ત્યારે માત્ર કલાના હાડપિંજરમાં સૂકું ઘાસ ભરવા જેવું કામ કલાકાર કરે છે.

આમ પૅરિસમાં અસ્તિત્વમાં આવેલો આ વાદ હિટલરના આક્રમણ પછી અમેરિકામાં ગયો, અને ત્યાંથી આપણા કવિઓ આપણી કવિતામાં લઈ આવ્યા, પરંતુ એની પાછળ જે અનુભૂતિનું બળ જોઈએ તે ન આવી શકયું. અને વાચકોને આંચકો આપવા માટે જ અપરિચિત અને દુર્બોધ પ્રતીકોનો ખડકલો કવિતામાં ખડકાવા વાગ્યો. આપણી આબોહવા અતિવાસ્તવવાદને માફક આવે એમ નથી.

*

"બીજાની લાગણીઓ આપણે ઝટ સમજી લઈએ, બીજાની મૂંઝવણુ જોઇ કે અકળામણુ સમજી, આપણું હૃદય દ્રવે તો એ સંસ્કારિતાની નિશાની છે. ત્યાર પછી શું કરવું જોઇએ, શું યોગ્ય છે, શું યોગ્ય નથી એ જાણવું–એને વિવેક કહે છે. એવા શુદ્ધ નિર્ણયને જ્યારે માણસ દૃઢતાથી વળગે છે ત્યારે એને ચારિત્ર્યનું તેજ કહે છે. જે સાહિત્યમાંથી સંસ્કારિતા, વિવેક અને તેજસ્વિતા–ત્રણેય કેળવાય છે, તે ઉત્તમ સાહિત્ય. આવું ઉત્તમ સાહિત્ય વાંચવાના તારા આ દિવસો છે. અનુભવ અને શક્તિ વધશે ત્યારે એ જાતનું સાહિત્ય તું નિર્માણ પણ કરીશ.

'રવીન્દ્ર–સૌરભ તને ગમ્યું એથી આનંદ થયો. ગમે એવી જ એ સાહિત્યકૃતિ છે. એમાંય કેટલી જાતજાતની શૈલીઓ છે! ઈશ્વરે ચંપા કે ગુલછડી જેવાં ફૂલોને ઉત્કટ, ઉગ્ર સુગંધ આપી છે, જ્યારે કેટલાંક ફૂલોને એટલી આછી સુગંધ હોય છે કે પ્રસન્નતા અનુભવવા છતાં ફૂલની સુગંધને કારણે એ છે એ ધ્યાનમાં આવતું નથી. ઇશ્વર ધારત તો એમને પણ વધારે સુગંધ આપી શકત, પણ ઈશ્વર રહ્યો સર્વોચ્ચ કલાકાર. એને બતાવવું હતું કે આછી સુગંધમાં પણ પ્રસન્ન કરવાની અને ચિત્ત પર પકડ જમાવવાની શક્તિ છે. આપણે પણ સ્વાદના રસિયા, એક બાજુ પતાસાં ખાઈએ છીએ, ખાંડ ફાકીએ છીએ અથવા મધ ચાટીએ છીએ, તે જ આપણે કેટલીક વાનીઓમાં ગળપણ સહેજ વધે તો પસંદ કરતા નથી. શક્કરિયાં ખાનાર આપણે બટાકાની વસ્તુમાં ખાંડ ઉમેરતા નથી. કહીએ છીએ કે બટાકાનો સ્વાદ માર્યો જશે. સાહિત્યની શૈલીનું એમ જ છે. દરેક શૈલીની ખૂબી સમજવા માટે અને આછો રસ પણ કેટલો સ્વાદિષ્ટ હોય છે એની ખાતરી કરી લેવા માટે, રવીન્દ્ર–સૌરભ ઘણી ઉપયોગી કૃતિ છે. સંગીતની પરિભાષા વાપરું તો રવીન્દ્ર–સૌરભમાં શૈલીના તાર મંદ્ર, આદિ ત્રણે સપ્તક છે. રવીન્દ્ર–સૌરભ એક બે વાર વાંચીને એનો પહેલો આનંદ માણ્યા પછી દરેક નિબંધની શૈલીની ખૂબી અને માહાત્મ્ય સમજવા માટે ફરી વાર એ ચોપડી વાંચી જજે. નવો જ આનંદ મળશે. 'ગલી', 'કયાં છે?' ઈત્યાદિ નિબંધો ખાસ જોજે."

('વિદ્યાર્થિનીને પત્રો')

કાકાસાહેબ કાલેલકર

*

# કચ્છી કાવ્યસાહિત્ય

ધીરેન્દ્ર મહેતા

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૭-૨-'૬૬ને રોજ પ્રસારિત થએલો વાર્તાલાપ સૌજન્યથી, સાભાર.]

'શિયાળે સોરઠ ભલો
ઉનાળે ગુજરાત,
ચોમાસે વાગડ ભલો
ને કચ્છડો બારે માસ.'

એ જાણીતા દુહામાં લોકકવિએ કચ્છની વિશિષ્ટ ભૂમિનું દર્શન કરાવ્યું છે. આ ભૂમિનું આકર્ષણ કવિના હૈયાને પૂરેપૂરું સ્પંદિત કરી ગયું છે છતાં, મારે એ પહેલાં જ કહેવાનું છે કે આ ભૂમિને બિરદાવનાર એ અનામી સર્જકના પ્રદેશને પોતાની બોલી જ છે, ભાષા નથી.

કચ્છી બોલીની લિપિ હજુ પ્રચાર પામી નથી તેથી, તેનું સાહિત્ય ગુજરાતી લિપિમાં જ શબ્દબદ્ધ થયું છે. કચ્છી સાહિત્ય મુખ્યત્વે પદ્ય સ્વરૂપે જ વિકસ્યું છે. માનવ-હૃદયના વિવિધ ભાવોએ વિવિધ પ્રકારે આ ઓજસવંતી વાણીમાં અક્ષરદેહ ધારણ કર્યો છે. ભજન, કાફી, ગઝલ, દોહરા, સાખી, સંસ્કૃતવૃત્તો, લોકઢાળો, બૈત, સલોકા, જોડકણાં, પિરોલીઓ, ઈત્યાદિનું થએલું ખેડાણ કચ્છી સાહિત્યમાં કાવ્યતત્ત્વની સમૃદ્ધિનું દ્યોતક બની રહે છે. સ્વદેશાભિમાન, અધ્યાત્મપ્રેમ, માનવતા, શૌર્ય, પ્રણય, પ્રકૃતિ, હાસ્ય વગેરે મનુષ્ય-હૃદયનાં વિભિન્ન સંવેદનો તેમાં ઉત્કટ રીતે ઝિલાયાં છે.

આ સૌમાં સ્વદેશપ્રેમ એ કચ્છી પ્રજાના ઘટમાં ઘૂંટાએલો રંગ છે. પણ એ પ્રેમ સમગ્ર દેશ પ્રત્યે નહિ તેટલો કચ્છ પ્રત્યે વ્યક્ત થયો છે. પ્રત્યેક કચ્છી માભોમ સાથે જાણે કે અભિમાનભાવ અનુભવે છે. કચ્છ અને કચ્છીની આ એકતાને કવિએ આ રીતે મૂર્ત સ્વરૂપ આપ્યું છે:

'કચ્છડો ખેલે ખલકમેં,
જી મહાસાગર મચ્છ;
જિત હકડો કચ્છી વસે,
ઉત્ત ડિયાણી કચ્છ.'

[જેમ મહાસાગરમાં મગરમચ્છ ક્રીડા કરે છે તેમ વિશ્વમાં કચ્છ વિલસી રહ્યું છે. જ્યાં જ્યાં એક કચ્છીજન વસતો હોય છે ત્યાં ત્યાં સદાકાળ કચ્છ છે.]

આવો વતનપરસ્ત કચ્છી પોતાની જાતને કચ્છી તરીકે ઓળખાવવામાં આત્મગૌરવ અનુભવે છે. જે ધરતી ઉપર પોતે પેદા થયો છે, જે ધરતીને ખોળે પોતે ખેલ્યો છે તેના ઉત્કર્ષમાં પોતાનો યતકિંચિત ફાળો આપીને તે ધરતીની ધૂળમાં જ પાછા સમાઈ જવાની તેના અંતરની આરત છે:

'ઈન દેશમેં જ ઊપજી, ઈન દેશમેં વડો થ્યો,
આખર ફના ઈનીમેં, થીંધો ભધન અસાંજો.
આબાદ કે કરે જા એઁ વિચાર ધિલમેં,
બસ ઈ ખુધા જ જાણે, ને જાણે મન અસાંજો.'

[આ પ્રદેશમાં પેદા થઈ જે આ દેશમાં જ હું મોટો થયો અને છેવટે આમાં જ મારો દેહ વિલય થવાનો છે. આ પ્રદેશને આબાદ કરવાના કોડ મારા હૃદયમાં છે. મારા મનની આ ઝંખના કાં ભગવાન જાણે છે અથવા મારું મન જાણે છે.]

જન્મભૂમિની સેવા કરવાની આવી ઝંખના સેવીને તે તેને મનોમન કૉલ દે છે કે:

'ડુંગર દુઃખજા મથે છણે તય,
તોકે કિન 'વિસરધાંસી?'

[અમારા પર દુઃખના ડુંગર તૂટી પડે તો પણ તને (માતૃભૂમિને) કેમ કરીને વીસરી જઈશું?]

એ માદરે વતનનો આવો આશક હિમાલયના ગગનચૂંબી ઉન્નત ભવ્ય શિખરોને નિહાળે છે ત્યારે પણ વતનને ભૂલતો નથી બલ્કે એ સૌંદર્ય નીરખતાં તેના દિલમાં વતનની મધુર સ્મૃતિઓ સળવળી ઊઠે છે અને તે ગદ્દગદ કંઠે ગાઈ ઊઠે છે કે:

'હેમાળે વટ પુગો 'નિરંજન',
ધીણોધર સંભરેન,
અસીં બાલુડા ખુલખુલ અનેંજા,
માડી અસાંજો ચમન,
મુંજી માતૃભૂમિ કે નમના!'

[કવિ નિરંજન હિમાલયની ગોદમાં પહોંચ્યા કે તરત જ તેમને કચ્છનો ધીણોધર ડુંગર સાંભર્યો. અમે કચ્છીઓ જાણે કે બુલબુલ છીએ અને કચ્છ અમારું ઉપવન છે. અર્થાત્ કચ્છ અને કચ્છીનો સંબંધ ઉપવન અને બુલબુલ સરખો છે. મારી માતૃભૂમિને મારાં વંદન હો!]

કચ્છના રાષ્ટ્રકવિનું અમર બિરુદ પામેલા મહાત્મા નિરંજનની આ કીર્તિદા રચના કચ્છીઓની વતન પ્રત્યેની લાગણીની તાદશ પ્રતીતિ કરાવે છે.

વતનની યાદમાં વિહ્વળ બનેલા હૃદયથી પછી વતનનો વિયોગ વેઠાતો નથી અને તે વ્યાકુળ ચિત્તે પોકરી ઉઠે છે કે:

'કચ્છ મહો મેરાણુ,
અસાંજે કાછે વેંધાંસી;
વધો વતન તાં ચુણકે ચિત્તમેં,
હિંસ ન રોંધાંસી.'

[અમારો કચ્છ મીઠા મહેરામણ જેવો છે, અમારા કચ્છમાં અમે જઈશું, અમારા વતનની યાદ ચિત્તને વ્યાકુળ કરી રહી છે, હવે અમે અહીં નહિ રહી શકીએ.]

આવા કચ્છની પ્રબળ જનશક્તિને કવિ 'જબરે', પોતાની બળકટ બાનીમાં બિરદાવી છે. વાણીમાં ઝડઝમકના ઉત્કૃષ્ટ દૃષ્ટાંતરૂપ અને કચ્છની અસ્મિતાને કાવ્યમય ઉદ્‌ગાર આપતી આ પંક્તિઓ કચ્છી બોલીમાં રહેતી ધમક અને જોમનું ઉદાહરણ પણ પૂરું પાડે છે:

'ધરતી ધાંઈ કરે, ઊગેં તારા અભ,
કચ્છ કાતી કમ કરે, કડેં છડે ન પણ,
અણિયારી ને વંકડી, કાતી કટકાતી,
સૂરેં પૂરેં જે અંગ તેં તંગ થૈ ચમકી,
કુડેં કમેં કંપધી, લો અણી લપકી થૈ,
'જબર' ઈ મીં ચે વિજ જી વરકી.'

[જ્યાં લગી આકાશમાં તારા ચમકે છે અને ધરતી અન્ન ઉત્પન્ન કરે છે ત્યાં લગી કચ્છની લોકશક્તિ હિંમત હારશે નહિ; કોઈ પાણીદાર 'કાતી' (લોખંડી શસ્ત્ર) જેવી તીક્ષ્ણ કચ્છની ભૂમિ સર્વ કૂડાં કાર્યોનો નાશ કરવા ઘનઘોર ઘટામાં જેમ વીજળી ચમકે તેમ, શૂરવીરોના અંગમાં તરવરાટ ભરી દે છે.]

કવિ જાણે-અજાણે સમાજના પથપ્રદર્શનનું કામ પણ કરતો હોય છે. સમાજને તેની મર્યાદાઓનું ભાન કરાવી, યોગ્ય રસ્તે વાળવો એ ભલે તેનું સાધ્ય ન હોય છતાં, એ કાર્ય પણ તેના દ્વારા સધાતું તો હોય જ છે. વતનપરસ્ત કચ્છી કવિસમાજની નિર્બળતાઓ પ્રત્યે અંગુલિ નિર્દેશ કરવાનું પણ ચૂક્યો નથી. પ્રજાકીય જાગૃતિ માટે ભયસ્થાન રૂપ એવી કચ્છી પ્રજામાં ઘૂસી ગએલી 'પાંજે કુરો'ની ઉદાસીનવૃત્તિને ઉઘાડી પાડી કવિ શ્રી ઈબ્રાહીમ પટેલ ચેતવણીના સૂરો ઉચ્ચારે છે:

'બોરો ડીસાજે બોલથે,
કચ્છીજગત પાંજે કુરો;
ભારી વધી વ્યો કચ્છીએંમેં
અજવખત પાંજે કુરો;
અરદાસ 'ઈબિરાહીમ'જી
હરપલ ખુધાવંદ આય હી,
યારબ! અસાંજે કચ્છીએંમાં
કઢ તુરત પાંજે કુરો'

[કચ્છીઓમાં આજકાલ 'આપણને શું?'ની ઉદાસીનવૃત્તિ બહુ ઘર કરી ગઈ છે. ઈશ્વર પાસે 'ઈબ્રાહીમ'ની હંમેશાં એ જ પ્રાર્થના છે કે કચ્છીઓમાંથી 'આપણને શું?'ની ઉદાસીનવૃત્તિ દૂર કર.]

સ્વદેશ ભક્તિની પેઠે અધ્યાત્મભાવના પણ કચ્છી કવિહૃદયનો પ્રધાન ભાવ છે. 'કચ્છના કબીર' તરીકે ઓળખાવાએલા સંત મેકણદાદાના શબ્દોમાં કહીએ તો:

'સાયર લહરું થોડીયું,
મુંજે ઘટમેં ઘણેરિયું;
હિકડયું પુગિયું તડ મથે,
તબઈયું ઉપડઈયું'

[સાગરની લહેરો કરતાં પણ મારા મનમાં વિચારો રૂપી વમળોનું પ્રમાણ વિશેષ છે. એક વિચાર શમ્યો ન શમ્યો ત્યાં બીજાનો ઉદ્‌ભવ થાય છે.]

નિગૂઢ તત્ત્વની શોધ કરતો મનુષ્ય આત્મા પરમાત્માને સચરાચરમાં બધે જ વ્યાપી રહેલો નિહાળીને તે સૂક્ષ્મ છે કે વિરાટ તે નક્કી કરી શકતો નથી અને આશ્ચર્યમાં ડૂબી જાય છે:

'દીપે મિજ મેગ્રમચ્છ માયો
ઈ અચરજ કે ભાયો.'

[બિંદુમાં સિંધુ સમાએલો છે. આ રહસ્ય કોણ સમજી શક્યું છે?]

તો વેદાંતની વાણીને પદ્યમાં ગૂંથતા એક મુસલમાન કવિનો આત્માનુભવની ખુમારીથી ભરેલો આ ઉત્કટ ઉદ્‌ગાર પણ સાંભળો:

'આય સરવમેં હકડો જિય,
વ્યાપક આય આકાશ;
સાહેબ તો મેં ઈ વસે;
જિઅ ફૂલેમેં વાસ;
'સાજન' સોં એ પરકાશ,
તું ન્યાર તપાસે નેહમેં.'

[જેમ આકાશ અખંડ છે તેમ સર્વમાં એક જ પરમતત્ત્વ વિલસી રહ્યું છે. જેમ પુષ્પમાં સુવાસ તેમ તારામાં ઈશ્વર રહેલો છે. આત્મતત્ત્વને જાગૃત કરીને તું સમભાવપૂર્વક તારા અંતરને તપાસી જો.]

પણ જ્યાં સુધી જીવ સંસારની મિથ્યા પ્રવૃત્તિમાં રાચે છે અને બાહ્યાચારમાંથી મુક્ત બનતો નથી, ત્યાં સુધી તેને શિવતત્ત્વનો સાક્ષાત્કાર થતો નથી. આથી, કવિ આવા અજ્ઞાનીની સામે લાલબત્તી ધરીને કહે છે કે:

'કુડી તાં હી આય કાયા,
તે મેં તોં લગાયે માયા?
જેડી તાં બપોરે છાયા,
વિચારી ન ન્યારીએં?
તોજે, મુંજે કરે કરે
પાપઘડા ભરે ભરે
કડે કીં ન વેંતો હરે
માનખો તો હારીએ.'

[તારી કાયા બપોરની છાયા જેવી નશ્વર છે. તેમાં તેં માયા લગાવી છે? મારું-તારુંના મિથ્યાચારથી તેં પાપના ઘડા ભર્યા છે અને એવી જ રીતે તારું આખું જીવન વ્યર્થ જશે.]

પરમતત્ત્વ સાથે ઐક્ય સાધવાના માર્ગમાં એક પ્રબળ અવરોધ છે જીવનો અહંભાવ. આ અહંભાવનો નાશ કરતાંની સાથે જીવ અને શિવનું અદ્વૈત સધાય છે:

'મુંમેં 'મું' ભરેઓ રેઓ,
મું ન સુંઆંતો મું;
મુંકે મું મારી વિધો,
તડેં ડિસાણો તું.'

[જ્યાં સુધી મારામાં અહમ્‌ભાવ રહેલો હતો ત્યાં સુધી હું આત્મતત્ત્વને ઓળખી ન શક્યો, જ્યારે મેં અહમ્‌ને નષ્ટ કર્યો ત્યારે મને તારું (પરમતત્ત્વનું) દર્શન થયું.]

પરબ્રહ્મ સાથે આમ સાક્ષાત્કાર થયા પછી આત્મામાં જે પરમોલ્લાસ વ્યાપી વળે છે તેને વર્ણવી શકાતો નથી, એ તો 'ગૂંગાનો ગોળ' છે. શ્રી દુલેરાય કારાણી એ ભાવને આ રીતે રજૂ કરે છે:

'ઊચાં ત ઉધામા અચેં,
ચોંધે જિભ ન વરધ;
આઈચલ! અતરી ગાલમેં;
ઉમ્મર સજી ઉરસઈ.'

[ન કરું તો હૃદયમાં ઉથલપાથલ મચે છે. કહેતાં જીભ વળતી નથી. માત્ર આટલી શી વાતમાં અમારી આખી જિંદગી વ્યતીત થઈ ગઈ.]

આમ, કચ્છી કવિઓએ ખોપરીની ખરલમાં ઘૂંટી ઘૂંટીને જેમ તત્ત્વજ્ઞાન ઠાલવ્યું છે તેમ પ્રેમલક્ષણા ભક્તિનાં મૃદુ સંવેદનોને પણ ઊલટથી આવકાર્યાં છે. 'કચ્છની મીરાં'નું માનવંતું બિરુદ પામેલાં રતનબાઈની રચનામાં અંતરના આ આર્દ્ર ઉદ્‌ગાર ઉત્કટ રીતે મુખરિત બન્યા છે:

'સામીડે જો નેંહ,
લગો મુંકે જોગીડેજો નેંહ.
મુખન ડિસાં તતાં સુખ ન થિયે
મા તેંજી કેડી વલે?
ડુંગર ડોરીઆં હેકલડી મા,
માં કે કો મઝલે.'

[મને મારા સ્વામી સાથે—જોગી સાથે—સ્નેહ થયો છે. તેનું મુખ મને જોવા ન મળે તો ચેન પડતું નથી. એ વખતે મારી કેવી વલે થાય છે? પ્રિયતમ માટે હું મહાન સંકટોનો સામનો કરીશ, મને કોઈ રોકશો નહિ.]

આ સામીડા શ્યામસુંદરનું વૃંદાવનમાં આગમન થાય છે અને સૃષ્ટિનો અણુએ અણુ પ્રફુલ્લિત બનીને મહોરે

છે. પુલકિત બનેલી પ્રકૃતિનું શ્રી પ્રતાપરાય ત્રિવેદીએ કરેલું વર્ણન મનોહર વર્ણનકલાના નમૂનારૂપ બનતાંની સાથે સાથે સામાન્ય રીતે બરછટ ગણાતી કચ્છી બોલી લલિત મધુર ભાવોને પણ કેવી સુંદર રીતે નિરૂપી શકે છે તેનું દૃષ્ટાંત બન્યું છે:

'નિત નવરંગ અભંગ ઉમંગી,
સિંજા સજે સતરંગી સાડી;
પચરંગી પઈ ભાત પટારે
નીલમ સંઈ નીલી ગુલઝારી;
શ્યામસુંદર જે સ્વાગત–લા,
શણગાર સજેતી ગગન અટારી;
લતા નમેતી, ચરણ ચુમેતી,
મધુવનમેં જ ડિસાણું મુરારિ.'

[ધરતી ઉમંગથી સપ્તરંગી સાડી ધારણ કરે છે અને તેના પર ઉપવનોની પચરંગી ભાત છે. શ્યામસુંદરના સ્વાગતાર્થે આકાશની અટારી પણ શણગાર સજે છે. જ્યારે વૃંદાવનમાં કૃષ્ણનું આગમન થયું ત્યારે લતા નમીને તેના ચરણ ચૂમવા લાગી.]

કચ્છી કવિઓની આ 'ગુઢારથજ્યું ગાલીયું' કચ્છી સાહિત્યનો શણગાર છે; એટલું જ નહિ, પણ કચ્છનું સંસ્કારધન છે.

ઉદાહરણોની સચોટતા અને માર્મિકતા, અને એથી સધાતું લાઘવ, એ કચ્છી કાવ્યોનાં વિશિષ્ટ લક્ષણો છે. કેટલાંક દૃષ્ટાંતો લઈએ:

પ્રિયતમ સાથે અદ્વૈત અનુભવતી નાયિકાની નીચેની ઉક્તિ કેવી હૃદયસ્પર્શી બનીને શૃંગાર રસનું સન્રસ ઉદાહરણ પૂરું પાડે છે:

'રાત ગરેતી ડીંયમેં,
ગરે રાતમેં ડીં,
સોણ સોહાગી સેણમેં;
અચી સમાણા ઈ'

[જેમ રાત દિવસમાં સમાઈ જાય છે અને દિવસ રાતમાં સમાય છે તેમ પ્રિયતમાના હૃદયમાં પ્રિયતમ સમાય છે.]

તો નીચેની સાખીમાં કવિએ ઘરગથ્થુ દૃષ્ટાંતની મદદ વડે માનવજીવનનું સાદું અને સનાતન સત્ય રજૂ કર્યું છે:

'માડીજાયા બંધવા,
બંધ–વડે મેં ફેર;
બેડી મેં બચતા પેં,
જીંય કંઢા ને બેર.'

[એક જ માતાના જણેલા બે ભાઈઓમાં ભેદ સંભવી શકે છે, જેમ એક જ બોરડીમાં કાંટા અને બોર બંને પેદા થાય છે.]

પરિવર્તનશીલ સંસારના પલટાતા રંગોને સરસ રીતે આલેખતી આ સાખી જુઓ; જગતના દુઃખોથી ભાંગી પડેલા મનુષ્યને તે કેટલું આશ્વાસન પૂરું પાડે છે:

'બડી ખારા, બડી ખટ્ટા
બડીં મિઠ્ઠા મિઠ્ઠ;
સભ સરીખા ડીં હડા,
રાજા રામ ન ડિઠ્ઠ.'

[જીવનમાં બે દિવસ દુઃખના તો બે દિવસ સુખના હોય છે, આ જગતમાં શાશ્વત સુખ તો રાજા રામ જેવાને પણ મળ્યું નથી.]

આમ, સમગ્ર રીતે જોતાં, કોઈને કાંકરા જેવી કઠોર, કોઈને અણઘડ તો કોઈને જડ અને કિલષ્ટ જણાતી આ કચ્છી બોલી પણ ભાવાનુસાર કેવી કેવી સરળ અને ગહન, મિતાક્ષરી અને વાક્પટુ, મધુર અને વેધક બની શકે છે અને પદ્યની કેટકેટલી છટાઓ દર્શાવી શકે છે તે સમજી શકાય તેમ છે. માનવહૈયાના વિધવિધ ભાવોને વ્યક્ત કરતી આ વાણીને વિસારે પાડવી આપણને નહિ જ પાલવે.

*

# અપારમચીને પત્રો

## બીજો પત્ર: 'નવલરામની જીવનકથા'–૧

### સુમન શાહ

**પ્રિય અપારમચી,**

તારો પત્ર મળ્યો. અનંતરાયના 'ગંધાક્ષત'માં 'ચરિત્રલેખનનો આદર્શ' નિબન્ધ એ તારી શોધ સૂચવે છે માત્ર તારો ખંત (અથવા તું કેટલી પાછળ છો!). જીવનકથા કોની લખાય એ પ્રશ્ન જેમ લેખક માટે તેમ જીવનકથા કોની વંચાય એ પ્રશ્ન વાચક માટે અગત્યનો છે (કેમ કે જીવનકથા પાસે આપણો વાચક કંઈક 'પ્રેરણા'ની આશાએ જાય છે, સાહિત્યાનંદની નહિ). જીવનમાં, સામાન્યોથી, જે, કંઈક ઊફરો જઈ અસામાન્ય દેખાયો છે તેને વિષે આપણને કુતૂહલ થવાનું જ. ગાંધી અને ગોડસે વિશેની આ આતુરતા તત્ત્વતઃ લગભગ એક છે. ગોડસેની જીવનકથા લખવી એ, લેખક માટે કદાચ પ્રશ્ન ખરો–અથવા નહિ–પણ ભાવક માટે? જોકે આની મારે તારી સાથે લાંબી ચર્ચા નથી યોજવી. જગત ખૂબ સમજદારીપૂર્વકનું સ્વાર્થી છે, એ કોની જીવનકથા વાંચશે અને કોની લખશે એ સરળતાથી સમજાય તેવું છે. જીવનમાં કશુંક લોકોત્તર–શ્રીમન્, ઊર્જિત્ કે વિભૂતિમત્ સત્ત્વ દાખવી ગએલાઓ જ (હું ગીતાની નહિ, અનંતરાયની ભાષા વાપરું છું) જગત્પ્રીતિનું કારણ બને છે. અને પ્રીતિ વિનાની સ્તુતિ લગભગ ઔપચારિકતા બની જાય છે–સામાન્યજનોનાં અને પૈસા ખરચી બનાવડાવેલાં ચરિત્રોના સંદર્ભમાં તું આનો મર્મ સમજે જ છે.

જીવનકથાનો મુખ્ય વિષય નાયકમાં રહેલી લોકોત્તરતા, અસામાન્યતા છે એમ કહું તો હવે તું ભાવાર્થ–કહેવાનો ભાવાર્થ–સમજી શકીશ.

સો-દોઢસો વર્ષ પૂર્વેના ભારતની તેમજ ગુજરાતની રાજકીય, સામાજિક, ધાર્મિક પરિસ્થિતિથી તું સુમાહિતગાર છે એમ અનુમાન કરી લઉં છું. નર્મદ, દલપતરામ, ફારબસ, નંદશંકર, દુર્ગારામ, કરસનદાસ મૂળજી, મહીપતરામ, ભોળાનાથ તથા 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી', 'ડાંડિયો', 'મહારાજ લાયબલ કેસ' વગેરેની વાતો તને સુવિદિત હશે.[1] નર્મદે યાહોમ કરીને સુધારાના આગમાં ભૂસકો તો માર્યો પણ દાઝ્યો અને વળી ફત્તેહ તો 'આગે' જ રહી. ઉત્તરવયમાં વિચાર પરિવર્તનના, નીતર્યાં નીર જેવા, ખયાલો અને સમજદારીનું એણે પાન કર્યું અને 'ધર્મવિચાર' દ્વારા કરાવ્યું, આવા વીરનું જીવન જાણવા લાલચ થાય. એવી જ સ્પૃહા, ઇતિહાસદૃષ્ટિએ પહેલા કવિ દલપતરામ, અને પહેલા ગણાએલા કથાકાર નંદશંકરને વિષે થાય. તે એવું જ કુતૂહલ, આપણાં વહેમ, અંધશ્રધા, અજ્ઞાનને પ્રખર રીતે પડકારનાર, મુંબાઈ તરફથી આવતા સમાજસુધારાના જુવાળને ઝીલવામાં લગભગ પહેલા એવા દુર્ગારામને વિશેષ થાય. 'મહારાજ લાયબલ કેસ' ઊભો કરી નાની સરખી ધર્મવિષયક ક્રાન્તિના ઉદ્દગાતા કરસનદાસનાં મૂળને શક્તિસ્રોત જાણવાને પણ મન આતુર બને. નર્મદાદિ આ બધા શું વિદ્રોહી હતા? ભાંગફોડ હતી કે પછી કશોક નવો ઘાટ અર્પવાની ઉતાવળ હતી? નર્મદ, દુર્ગારામના ઘરમાં હતો કે પછી બહાર જ હતો સુધારો? મિતવાદી–ઉદ્દામવાદી, સંરક્ષક–ઉચ્છેદક સુધારાનો ઇતિહાસ રસપ્રદ છે.[2] પણ તેથી યે વધારે રસપ્રદ એ ઇતિહાસના ઘડવૈયાઓની જીવન કહાનીઓ છે. તું જાણે જ છે કે જિજ્ઞાસા કે કુતૂહલ તૃપ્ત થઈને જ જંપે એવો એમનો સ્વભાવ છે. મનુષ્યસ્વભાવની આ વૃત્તિ સાથે ચરિત્રલેખનને ઘણું લાગેવળગે છે ને પરિણામસ્વરૂપ, આ સાહિત્યપ્રકારમાં ઘણી બધી કલાક્ષમતાઓ રહેલી છે–ચરિત્રોને ઐતિહાસિક વફાદારી સાથે અતિશય સુન્દર કલાકૃતિઓ બનાવી શકાય–તાત્પર્ય કે સર્જનને અહીં બીજા પ્રકારોમાં હોય તેટલો અવકાશ છે.

છતાં આપણા આ બધા નેતાઓનાં ચરિત્ર ઘણી પ્રારંભિક દશામાં છે. સમાજસુધારાનો ઇતિહાસ નવેસરથી લખાવાને મોડું થઈ રહ્યું છે. આપણું સાહિત્ય-

૧ હીરાલાલ ત્રિ. પારેખ કૃત 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' જુઓ.

૨ નવલરામ ત્રિવેદી કૃત 'સમાજસુધારાનું રેખાદર્શન' જુઓ.

પ્રેમીઓએ તો વ્યક્તિ નહિ પણ એને અર્પેલા વિચારને પ્રાધાન્ય આપ્યું છે.

મારી હકીકત (નર્મદ), વીર નર્મદ (વિ. મ. ભટ્ટ), નર્મદ–અર્વાચીનોમાં આદ્ય (મુનશી); દુર્ગારામની રોજનીશી–દુર્ગારામ મંછારામનું ચરિત્ર (મહીપતરામ); દલપતરામની જીવનકથા (ન્હાનાલાલ–બહુ સૂચક છે કે હાંવકા દલપતરામ આત્મકથા ન લખી શક્યા, ઉઘાંછળા–નિખાલસ–નર્મદે એની હકીકત કહી); નંદશંકર જીવનચિત્ર (વિનાયક મહેતા); કરસનદાસ મૂળજી ચરિત્ર (મહીપતરામ) વગેરે વગેરે ચરિત્રોથી તેઓને તેમજ તે જમાનાની છબિને આપણે કંઈક અંશે–તો તેમ–પણ અંતગત કરી-કરાવી શકીએ છીએ. આ જ આળોહવામાં જીવી ગએલા નવલરામ–આપણા પ્રારંભિક વિવેચક–ની શક્તિ-અશક્તિ અને સિદ્ધિ-મર્યાદાનો આલેખ જાણવાને સ્વાભાવિક જ આપણે અધીરા બનીએ છીએ; નવલરામની જીવનકથા (ગો.મા.ત્રિ.), શુક્રતારક (નિ. વૈદ્ય) આ જીવનકથાઓ આપણને ઉપલબ્ધ છે.

નવલ-જીવનનો મુખ્યરંગ વિવેચક તરીકેનો છે; શિક્ષક, સુધારક, કવિ નવલરામ એવો ક્રમ વિવેચક નવલરામનો અનુયાયી છે. જીવનકથાના નાયક તરીકેની જે કંઈક અસામાન્ય શક્તિઓ (ને મર્યાદાઓ) નવલરામ ધરાવતા હશે તેનું પરિણામ, ફળ, સાક્ષર નવલરામમાં, સ્પષ્ટપણે કહીએ તો વિવેચક નવલરામમાં જોવા મળે છે. ચર્ચિલ, ગાંધી, ફ્રૉઈડ કે સાર્ત્રની અસામાન્યતા અને આ અસામાન્યતાનો ભેદ તને સમજાવવાનો ન હોય. નવલરામ એટલા બધા મહાન નહોતા જ. ગમે તેમ, તું તો ચરિત્રનું સાહિત્યસ્વરૂપ ભણે છે–વ્યક્તિ કે નાયક નિમિત્ત છે।

અલબત્ત, જીવનકથાનો વિષય નાયકની લોકોત્તરતા, અસામાન્યતા છે એવું મેં કહ્યું એનો અર્થ એ નથી કે એમાં બીજા અનુષંગી જીવનરંગને અવકાશ નથી કે ન હોવો જોઈએ. એથી ઊલટું જ હકીકતે છે કે એવું ચરિત્ર એકાંગી ને અપૂર્ણ બની રહે. માનવ તરીકેની મર્યાદાઓના તેમજ સંસારીજન તરીકેના, નાયક જીવનના, સૂચક પ્રસંગોના અભાવમાં ચરિત્ર સંપૂર્ણ નથી લાગતું. જીવકાર્યનું વાર્તિક કે ભાષ્ય બની રહે છે. નવલરામની જીવનકથા આ વાતનું સુન્દર ઉદાહરણ છે. તારા થિયરીટિકલ સ્ટડીને એ રીતે દૃષ્ટાંતનો લાભ મળે છે. જો કે જીવનકથામાં આવું પરિણામ આણવું આત્મકથાને મુકાબલે, માહિતીની બાબતે, વધારે દુષ્કર છે ખરું.[3] પણ છતાં, આ ચરિત્ર, અનેક વાતોથી વીંટળાએલા સંસારીજનનું છે સાથેસાથે એક અસામાન્ય જીવનવીરનું છે એવી એકંદર છાપ ઉપસાવવાનો લેખકનો પ્રયાસ રહે તો જ આ સાહિત્ય-પ્રકારની કલાક્ષમતાઓ વધારી શકાય. અસામાન્યતા સામાન્યતાના પરિવેશમાં જ કલાત્મક નીવડી આવે.

તો ગોવર્ધનરામ દ્વારા નવલરામની વિવેચક તરીકેની છબિ કેવી બની છે તે બહુ ઉપરથી જોઈ જઈએ. (પૃષ્ઠ ક્રમાંક હું પ્રથમ આવૃત્તિ–૧૯૫૭ની નકલમાંથી આપીશ.)

વિવેચક તરીકે પ્રગટ થવા શરૂથી જ નવલરામ ઉત્સાહી હતા. મહારાજ બાયબલ કેસ–વિષયક કાવ્યસ્પર્ધાના પ્રસંગે, સત્તાવીશ વર્ષની ઉમ્મરે નવલરામ નર્મદને લખે છે:

'I am very ambitions to have the merit of being the critic who first perceived its (New School) existence and beauties.' આ વચનોમાંની આત્મશ્રદ્ધાનો રણકો

---

3 કેટલીક વાર મહાપુરુષો પોતા વિષે લખાય તેના વિલક્ષણ-રીતે વિરોધી હોય છે. ૨૮ વર્ષની ઉમ્મરે પોતાની વિવાહિતાને ફ્રૉઇડ એક પત્રમાં લખે છે:"I have just carried out one resolution with one group of people, as yet unborn and fated to misfortune, will feel acutely. Since you can't guess whom I mean I will tell you: they are my biographers. I have destroyed all my diaries...letters...scientific notes and the manuscripts of my publications...Let the biographers chase; we won't make it too easy for them. Let each one of them believe he is right in his 'Conception of the Development of the Hero: even now I enjoy the thought of how they will all go astray." (Preface: 'The Life and Work of Sigmund Frend'–Ernest Jones).

સ્પર્શી જાય એવો છે. લાયબલ કેસના અહીસો પોતાના આ પદ્યનિબંધમાં સ્વાભાવિક જ કાવ્યતત્ત્વ જેવું સ્વલ્પ હોય; છતાં આખી નિરાશા (પૃ. ૬ થી ૮) નવલરામના ઉદય માટે પ્રેરણા બની ગઈ. વાચન-શોખ, એકાકીપણું, તંદુરસ્ત ખુમારી, સ્વમાનભાવના વગેરે ગુણો નવલરામને બાળપણથી જ વરેલા હતા. ગોવર્ધનરામ જણાવે છે તેમ આવા નવલરામમાં, ગ્રંથકાર થવાના વિષયમાં, સાધન અને સાધ્ય બે-ડગલે ડગલે નિરંતર વધ્યાં છે. નવલરામને ભાષામાં સાથે શબ્દોની અછત વરતાય છે. બેકન, આર્નોલ્ડ, ભાંડારકર આ અરસામાં વંચાય છે. આ સમયમાં પોતે લખેલ નવીન નાટક 'વીરમતી'ને આર્થિક ઉત્તેજન મળે તે અંગે તેઓ અધીરા બની ગયા છે. પ્રથમ મૌલિક ગ્રંથને પ્રગટ થએલો જોવાની સહજ એવી આ આતુરતા, લાંબા ગાળે, નવલરામને ગ્રંથકારના ધંધાની સ્વતંત્રતા વિશે વિચારતા કરે છે. આજે લગભગ સો વર્ષ પછી પણ ભારતમાં, માત્ર સાહિત્ય-વ્યવસાયના જોરે જિવાય એવી પરિસ્થિતી જન્મી નથી. 'જ્યાં લગી ગ્રંથકારનો ધંધો બીજા ધંધાઓથી અલાયદો પાડ્યો નથી ત્યાં લગી વિદ્યાનો વધારો થાય એમ લાગતું નથી.' આપણા સમયમાં ગ્રંથકારના ધંધાનું અને વિદ્યાના વધારાનું શું થયું છે તેની તને ખબર છે જ. લોકરુચિ કેળવી, સર્વસ્પર્શી અને સર્વભોગ્ય સાહિત્ય અર્પવાનું કહેતાં, ગાંધીજીને ગમી જાય તેવી ચિંતા વ્યક્ત કરી છે: 'બાળક, જુવાન, વૃદ્ધ અને બીજી સર્વ દશાને અનુકૂળ પડે અને લોકને કેળવે એવાં પુસ્તક ગુજરાતીમાં શી રીતે રચાય?' આધુનિક સમયમાં આ વિચારમાં કેટલી આમૂલ ક્રાંતિ આપી છે, તેની અનેક વાતો આપણે કરેલી છે.

૧૮૬૭નું વર્ષ પ્રવૃત્તિ-ભરપૂર છે (પૃ. ૧૯ ઉપર જોજે). ફારસીનો અભ્યાસ, વ્યાકરણ; Pastoral Poet થવાની ઇચ્છા; નીતિ, ભાષા, Style. પિંગળ, રસ, Chorus, આપણી કહેવતોનું અંગ્રેજી વગેરે અનેક વિષયો સૂઝયા છે. જીવનકથાકાર લખે છે તેમ, '...આવી રીતે કલમ, વિકાર અને વિચાર અનેક દિશામાં દોડવા તૈયારી કરતાં હતાં અને નવલરામનું ફળદ્રૂપ મગજ અનેક ફળો આપવા તળે-ઉપર થતું હતું...(૨૧)'. હાસ્યરસ લોકપ્રિય થશે એમ લોકરુચિ પારખી નવલરામે મૌલિક કૃતિ બાજુએ રાખી, સૌપ્રથમ 'ભટનું ભોપાળું'-મોલિયેરના 'મૉક ડૉક્ટર'નું ગુજરાતી ભાષાંતર રજૂ કર્યું. નર્મદને, પ્રસ્તુત કૃતિ પ્રકાશનક્ષમ નથી દેખાતી, એમાંનો હાસ્યરસ અસંભવિત લાગે છે ત્યારે, આ 'દગાફટકા'નો વિચાર છે કહી નવલરામ છેડાઈ પડ્યા: 'કવિ તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી.' સમર્થ નવોદિતોની પ્રતિષ્ઠિતો સાથેની આવી ટક્કરનાં ઉદાહરણો આપણે ત્યાં એકથી વધારે છે. નવલરામના આ ઉદ્ગારમાં રહેલી હિમ્મત, તે સમય જોતાં તો સ્તુત્ય ગણાવી જોઇએ. આજે તો વિવેચના ઘણી બધી નિર્ભીક બની રહી છે.સને ૧૮૬૮-૬૯માં પિંગળ, તાલ, ગરબીઓ, સંસ્કૃત-પ્રાકૃત, વ્યુત્પત્તિ વગેરે વિષયો હાથ ધરાયા છે. આ ગાળામાં 'વીરમતી' પણ પ્રસિદ્ધ થયું. ને આ જ વર્ષમાં નવલરામે 'પુસ્તકપરીક્ષા શાસ્ત્રીય રીતે લખવા આરંભી.' (૨૫). પરંતુ વિવેચન-પ્રવૃત્તિ અમદાવાદ આવ્યા બાદ 'શાળાપત્ર'ના તંત્રી થતાં બરાબર ખીલી છે, વિકસી છે. નવલરામે જાણીતાં વિવેચનો અમદાવાદ-રાજકોટ નિવાસ દરમ્યાન કરેલાં છે. અમદાવાદ આવી, હવે પોતાનાં રિફ્લૅક્શન્સ નર્મદને લખી જણાવે છે. ખાસ કરીને દલપતરામ વિશેની, શરૂઆતની છાપ જોવા જેવી છે: દલપતરામ એમને devoid of lively imagination વાળા, self-satisfied rogueની physiognomy ધરાવતા લાગ્યા. એમનામાં નવલરામને roguish humour એટલું જ poetic element દેખાયું. લખે છે, He is quite converse of Narmad. એકમાં cold formalism છે બીજામાં dancing egoism of youth! નવલરામને બંનેનો મેળ ન ખાય એમાં આશ્ચર્ય નથી લાગતું–'no wonder they cannot agree.' ગોવર્ધનરામને આ વિચારો ઉતાવળિયા જુવાનિયાના લાગ્યા છે, નવલરામે પોતાનો આ અભિપ્રાય પાછળથી થોડોઘણો બદલ્યો પણ છે છતાં નર્મદ-દલપત વચ્ચેનું સ્વભાવવૈષમ્ય સારી રીતે સમજાવે તેવી આ છાપ છે, એમાં તો કશું ખોટું છે નહિ. અમદાવાદ-શહેરનાં જાહેર સ્થળો વગેરેની સાંસ્કૃતિક વાતોમાં નવલરામ પોતાના રસસૂઝ અને ઔચિત્યબુદ્ધિનો સારો એવો પરિચય આપે છે. (૩૬-૩૭), આ વેળાની એક મૂંઝવણ અહીં સુંદર રીતે સાહિત્યકાર નવલરામના સ્વભાવને સૂચવી જાય છે. પોતાની જાતને spectator જેવો સમજો ગણી મળતાવડા થવાના પ્રયત્નો કરે છે,

આચારસંહિતા રચે છે. પણ સ્વભાવ વિરુદ્ધ, સફળતા મળતી નથી. નવલરામમાં ડગલેપગલે આત્મપરીક્ષા, આમ, જોવા મળે છે; 'જનમંડળ પ્રત્યે ધર્મ બજાવવાની' ઉત્સુકતા, ગૂર્જર ભાષાના સાહિત્યની સંવૃત્તિની એવના જેવા નવલરામના ખયાલો નોંધપાત્ર છે; આપણને અહીં એક સંનિષ્ઠ સાહિત્યકારનો સંપર્ક થાય છે.

નવલરામના વિકાસની આલેખરેખા આવા શબ્દોમાં ગોવર્ધનરામે નિરૂપી છે તે ખૂબ યથાર્થ જણાય છે, આપણને:

'નવલરામની મહેચ્છાઓની પ્રવૃત્તિ આ જાતની હતી. એક વર્ષે તેમાં પૂર, બીજે વર્ષે શાંતિ, ત્રીજે વર્ષે પાછું વેગવાળુ પૂર, વળી શાંતિ અને અંતે ઉત્તરોત્તર વૃદ્ધિ...એ જ રીતિમાં નવલરામના મરણ સુધીના જીવનનું દિગ્દર્શન છે. (૧૦)'

'...નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું વાંચવું, વિચારવું અને લખવું: એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઊછળે છે તેમ, તેમના જીવનમાં ઊછળતી હતી.' (૮૪)

સતત પ્રવૃત્તિશીલ, જાગ્રત અભ્યાસી, જેના જીવનમાં 'અહોનિશ ઉદ્યોગતમ તળાયું છે' તેવા એક, ગુર્જર સાહિત્યના વિકાસવાંછુ વીરની આ કથા છે.

મધુવસરામ પર લખાએલા પત્રોમાં, નવલરામ વોરા, પત્રકારિત્વ તેમજ સામાન્યપણે બધાં લખાણોને–ટીકાત્મક લખાણોને–ઉપયોગી વ્યવહારુ સૂચનો માર્મિકપણે લાઘવથી મૂકવામાં આવ્યાં છે. તેઓ, વિષય પરત્વેની સભાનતા, સત્યનિષ્ઠા તથા નિર્મળ, તટસ્થ, સ્થિર ને ગંભીર લખાણનો આગ્રહ સેવે છે. સાંપ્રત પ્રશ્નોની બાબતમાં બરાબર જાગ્રત રહેવાની સલાહ અપાઈ છે, ઉછાળાથી કદી ન લખવું, સ્થિરતા રાખવી નહિતર સત્યને હાનિ પહોંચે, લખાણમાં ગુણદોષ જોઈ શકાય તેવી સત્યનિષ્ઠા રાખવી, તેને પારદર્શી બનાવવાની નેમ રાખવી, લેખન પાછળ કોઈ પૂર્વગ્રહ પ્રેરિત હેતુ નહિ પણ વિદ્યા–વિલાસનો હેતુ રાખવો. મને લાગે છે કે ભારતીને આ બધી શિખામણો ગમે નહિ, ગળે પણ નહિ ઊતરે. નર્મદને સ્મરણમાં લેતાં નવલરામ લખે છે કે લખાણમાં 'કાંડિયા'ની કાળાશ ન આવવી જોઈએ. Yellow Journalism આ શાંત ધીર પ્રકૃતિના વિદ્વાનને બહુ રુચ્યું નથી જણાતું. પક્ષાપક્ષી, વૈયક્તિક અનુદ્વેષથી પર રહી લખવાના આગ્રહી નવલરામે 'A Historical Review of Reform' લખતી વેળા બંને પક્ષે બરાબર કહી-સંભળાવી સુંદર સમતુલા જાળવી છે. ન. ગ્રં.ના બીજા ભાગમાં એ નિબન્ધ તારે ખાસ જોવા જેવો ખરો.

નવલરામની વિવેચનરીતિ, કૃતિના ન્યાય માટેની નીતિરીતિ, સામાન્યતઃ એક ઠરેલ તટસ્થ પ્રકૃતિના જણની રહી છે, તેઓએ વિવેચક તરીકે દોષના મુકાબલે ગુણ શોધવાનો વિશેષ પ્રયાસ કર્યો છે, ગુણ અંગે દોષ જોયા પણ છે. અપ્રસિદ્ધ નવોદિતોને પ્રોત્સાહન ને પ્રતિષ્ઠિતોને પતનમાંથી ઉગારવા ('ખવાઈ ગએલાં કવચ' વારંવાર પહેરતા અટકાવવા–એટલે કે જાતનું ને જાતનું અનુકરણ કરી સર્જક તરીકે મૃત્યુ પામતા અટકાવવા) નો ઉદાર-ક્રૂર ધર્મ નવલરામે અપનાવ્યો જણાય છે. ગો.મા.ત્રિ. કહે છે, એમની લાક્ષણિક શૈલીમાં: 'જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઈને મોટપ આપી, કોઈને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઇને શિખામણ આપી, કોઇને સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી–અબોલા રહી, નવલરામ સર્વે નાના-મોટા ગ્રંથકારોની પરીક્ષા કરતાં વિવેક રાખે છે.' (૬૦). આ વાણિયાશાહી વિવેચન પ્રથાનો વારસો આપણે જાળવ્યો છે ને સમૃદ્ધ પણ કર્યો છે.[૪] નવલરામ ઘણી વાર વસ્તુસાર આપી સંતોષ માને છે વિવેચન કર્યાનો (શ્રવણ–પિતૃભક્તિ નાટક, કાન્તા નાટક વગેરે); ક્યારેક સૈદ્ધાંતિક વિવેચન છૂટું આપી દે છે (દુર્ગારામ તથા કરસનદાસનાં જીવનચરિત્રો); ક્યારેક ઉપયોગી વાતો વીણી આપી પક્ષ-વિપક્ષની કડાકૂટમાંથી છટકી જાય છે; ક્યારેક ખૂટતું ઉમેરી ઘણું કર્યું માને છે;

૪ એટલે સુધી કે વિવેચક, સર્જકનો અગ્રેસર, નેતા હોવાની દાદાગીરી આપણે લડાવી છે; વિવેચક કલાકાર છે, કલા છે વિવેચન, શાસ્ત્ર નથી–ને એવી બધી બીજી ઘણી વાદાવાદી–જે સર્જનવ્યાપારને જરાય ઉપકારક નહોતી–આપણે કરી છે. ઉપરોક્ત વિધાનમાંની વિવેચનરીતિનાં અનેક દૂષણો આપણે ત્યાં વિકસ્યાં છે. હું યાદ કરી લેજે વાતો–દાખલા આપવા અહીં અપ્રસ્તુત ધારું છું.

સ્પર્શી જાય એવો છે. લાયબલ કેસના અઢીસો પાનાના આ પદ્યનિબંધમાં સ્વાભાવિક જ કાવ્યતત્ત્વ જેવું સ્વલ્પ હોય; છતાં આખી નિરાશા (પૃ. ૬ થી ૮) નવલરામના ઉદય માટે પ્રેરણા બની ગઈ. વાચન-શોખ, એકાકીપણું, તંદુરસ્ત ખુમારી, સ્વમાનભાવના વગેરે ગુણો નવલરામને બાળપણથી જ વરેલા હતા. ગોવર્ધનરામ જણાવે છે તેમ આવા નવલરામમાં, ગ્રંથકાર થવાના વિષયમાં, સાધન અને સાધ્ય બે-ડગલે ડગલે નિરંતર વધ્યાં છે. નવલરામને ભાષામાં સાથે શબ્દોની અછત વરતાય છે. બેકન, આર્નોલ્ડ, ભાંડારકર આ અરસામાં વંચાય છે. આ સમયમાં પોતે લખેલ નવીન નાટક 'વીરમતી'ને આર્થિક ઉત્તેજન મળે તે અંગે તેઓ અધીરા બની ગયા છે. પ્રથમ મૌલિક ગ્રંથને પ્રગટ થએલો જોવાની સહજ એવી આ આતુરતા, લાંબા ગાળે, નવલરામને ગ્રંથકારના ધંધાની સ્વતંત્રતા વિશે વિચારતા કરે છે. આજે લગભગ સો વર્ષ પછી પણ ભારતમાં, માત્ર સાહિત્ય-વ્યવસાયના જોરે જિવાય એવી પરિસ્થિતી જન્મી નથી. 'જ્યાં લગી ગ્રંથકારનો ધંધો બીજા ધંધાઓથી અલાયદો પાડયો નથી ત્યાં લગી વિદ્યાનો વધારો થાય એમ લાગતું નથી.' આપણા સમયમાં ગ્રંથકારના ધંધાનું અને વિદ્યાના વધારાનું શું થયું છે તેની તને ખબર છે જ. લોકરુચિ કેળવી, સર્વસ્પર્શી અને સર્વભોગ્ય સાહિત્ય અર્પવાનું કહેતાં, ગાંધીજીને ગમી જાય તેવી ચિંતા વ્યક્ત કરી છેઃ 'બાળક, જુવાન, વૃદ્ધ અને બીજી સર્વ દશાને અનુકૂળ પડે અને લોકને કેળવે એવાં પુસ્તક ગુજરાતીમાં શી રીતે રચાય?' આધુનિક સમયમાં આ વિચારમાં કેટલી આમૂલ ક્રાંતિ આપી છે, તેની અનેક વાતો આપણે કરેલી છે.

૧૮૬૭નું વર્ષ પ્રવૃત્તિ-ભરપૂર છે (પૃ. ૧૯ ઉપર જોજો). ફારસીનો અભ્યાસ, વ્યાકરણ; Pastoral Poet થવાની ઇચ્છા; નીતિ, ભાષા, Style. પિંગળ, રસ, Chorus, આપણી કહેવતોનું અંગ્રેજી વગેરે અનેક વિષયો સૂઝયા છે. જીવનકથાકાર લખે છે તેમ, '...આવી રીતે કલમ, વિકાર અને વિચાર અનેક દિશામાં દોડવા તૈયારી કરતાં હતાં અને નવલરામનું ફળદ્રૂપ મગજ અનેક ફળો આપવા તળે-ઉપર થતું હતું...(૨૧)'. હાસ્યરસ લોકપ્રિય થશે એમ લોકરુચિ પારખી નવલરામે મૌલિક કૃતિ બાજુએ રાખી, સૌપ્રથમ 'ભટનું ભોપાળું'–મોલિયેરના 'મૉક ડૉક્ટર'નું ગુજરાતી ભાષાંતર રજૂ કર્યું. નર્મદને, પ્રસ્તુત કૃતિ પ્રકાશનક્ષમ નથી દેખાતી, એમાંનો હાસ્યરસ અસંભવિત લાગે છે ત્યારે, આ 'દગાફટકા'નો વિચાર છે કહી નવલરામ છેડાઈ પડયા: 'કવિ તમે હાસ્યરસનું શાસ્ત્ર સમજતા નથી.' સમર્થ નવોદિતોની પ્રતિષ્ઠિતો સાથેની આવી ટક્કરનાં ઉદાહરણો આપણે ત્યાં એકથી વધારે છે. નવલરામના આ ઉદ્‌ગારમાં રહેલી હિમ્મત, તે સમય જોતાં તો સ્તુત્ય ગણાવી જોઇએ. આજે તો વિવેચના ઘણી બધી નિર્ભીક બની રહી છે. સને ૧૮૬૮-૬૯માં પિંગળ, તાલ, ગરબીઓ, સંસ્કૃત-પ્રાકૃત, વ્યુત્પત્તિ વગેરે વિષયો હાથ ધરાયા છે. આ ગાળામાં 'વીરમતી' પણ પ્રસિદ્ધ થયું. ને આ જ વર્ષમાં નવલરામે 'પુસ્તકપરીક્ષા શાસ્ત્રીય રીતે લખવા આરંભી.' (૨૫). પરંતુ વિવેચન-પ્રવૃત્તિ અમદાવાદ આવ્યા બાદ 'શાળાપત્ર'ના તંત્રી થતાં બરાબર ખીલી છે, વિકસી છે. નવલરામે જાણીતાં વિવેચનો અમદાવાદ-રાજકોટ નિવાસ દરમ્યાન કરેલાં છે. અમદાવાદ આવી, હવે પોતાનાં રિફ્લેકશન્સ નર્મદને લખી જણાવે છે. ખાસ કરીને દલપતરામ વિશેની, શરૂઆતની છાપ જોવા જેવી છે: દલપતરામ એમને devoid of lively imagination વાળા, self-satisfied rogueની physiognomy ધરાવતા લાગ્યા. એમનામાં નવલરામને roguish humour એટલું જ poetic element દેખાયું. લખે છે, He is quite converse of Narmad. એકમાં cold formalism છે બીજામાં dancing egoism of youth! નવલરામને બંનેનો મેળ ન ખાય એમાં આશ્ચર્ય નથી લાગતું–'no wonder they cannot agree.' ગોવર્ધનરામને આ વિચારો ઉતાવળિયા જુવાનિયાના લાગ્યા છે, નવલરામે પોતાનો આ અભિપ્રાય પાછળથી થોડોઘણો બદલ્યો પણ છે છતાં નર્મદ-દલપત વચ્ચેનું સ્વભાવવૈષમ્ય સારી રીતે સમજાવે તેવી આ છાપ છે, એમાં તો કશું ખોટું છે નહિ. અમદાવાદ, શહેરનાં જાહેર સ્થળો વગેરેની સાંસ્કૃતિક વાતોમાં નવલરામ પોતાનાં રસસૂઝ અને ઔચિત્યબુદ્ધિનો સારો એવો પરિચય આપે છે. (૩૬-૩૭). આ વેળાની એક મૂંઝવણ અહીં સુંદર રીતે સાહિત્યકાર નવલરામના સ્વભાવને સૂચવી જાય છે. પોતાની જાતને spectator જેવો સૂમડો ગણી મળતાવડા થવાના પ્રયત્નો કરે છે,

આચારસંહિતા રચે છે પણ સ્વભાવ વિરુદ્ધ, સફળતા મળતી નથી. નવલરામમાં આક્ષેપરૂપે આત્મપરીક્ષા, આમ, જોવા મળે છે; 'જનમંગળ પ્રત્યે ધર્મ બજાવવાની' ઉત્સુકતા, ગૂર્જર ભાષાના સાહિત્યની સંવૃત્તિની ખેવના જેવા નવલરામના ખયાલો નોંધપાત્ર છે; આપણને અહીં એક સંનિષ્ઠ સાહિત્યકારનો સંપર્ક થાય છે.

નવલરામના વિકાસની આલેખરેખા આવા શબ્દોમાં ગોવર્ધનરામે નિરૂપી છે તે ખૂબ યથાર્થ જણાય છે, આપણને:

'નવલરામની મહેચ્છાઓની પ્રવૃત્તિ આ જાતની હતી. એક વર્ષે તેમાં પૂર, બીજે વર્ષે શાંતિ, ત્રીજે વર્ષે પાછું વેગવાળું પૂર, વળી શાંતિ અને અંતે ઉત્તરોત્તર વૃદ્ધિ...એ જ રીતિમાં નવલરામના મરણ સુધીના જીવનનું દિગ્દર્શન છે. (૧૦)'

'...નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું અને લખવું: એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઊછળે છે તેમ, તેમના જીવનમાં ઊછળતી હતી.' (૮૪)

સતત પ્રવૃત્તિશીલ, જાગ્રત અભ્યાસી, જેના જીવનમાં 'અહોનિશ ઉદ્યોગતમ તગાયું છે' તેવા એક, ગુર્જર સાહિત્યના વિકાસવાંછુ વીરની આ કથા છે.

મધુવસરામ પર લખાએલા પત્રોમાં, નવલરામ વેરા, પત્રકારિત્વ તેમજ સામાન્યપણે બધાં લખાણોને–ટીકાત્મક લખાણોને–ઉપયોગી વ્યવહારુ સૂચનો માર્મિકપણે લાઘવથી મૂકવામાં આવ્યાં છે. તેઓ, વિષય પરત્વેની સજ્ઞાનતા, સત્યનિષ્ઠા તથા નિર્મળ, તટસ્થ, સ્થિર ને ગંભીર લખાણનો આગ્રહ સેવે છે. સાંપ્રત પ્રશ્નોની બાબતમાં બરાબર જાગ્રત રહેવાની સલાહ અપાઈ છે, ઉતાવળથી કદી ન લખવું, સ્થિરતા રાખવી નહિતર સત્યને હાનિ પહોંચે, લખાણમાં ગુણદોષ જોઈ શકાય તેવી સત્યનિષ્ઠા રાખવી, તેને પારદર્શી બનાવવાની નેમ રાખવી, લેખન પાછળ કોઈ પૂર્વગ્રહ પ્રેરિત હેતુ નહિ પણ વિદ્યા–વિલાસનો હેતુ રાખવો. મને લાગે છે કે ભારતીને આ બધી શિખામણો ગમે નહિ, ગળે પણ નહિ ઊતરે. નર્મદને સ્મરણમાં લેતાં નવલરામ લખે છે કે લખાણમાં 'કાંકિયા'ની કાળાશ ન આવવી જોઈએ. Yellow Journalism આ શાંત ધીર પ્રકૃતિના વિદ્વાનને જરૂ રુચ્યું નહીં જણાતું. [illegible] વૈદિક [illegible] પર રહી [illegible] નવલરામે "A Historical Review of Reform" લખતી વેળા બંને પક્ષે બરાબર [illegible] મળતી છે. ન. ગ્રંથાવલિ [illegible] એ નિબંધ તો ખાસ જોવા જેવો છે.

નવલરામની વિવેચનરીતિ, [illegible] નીતિરીતિ, સામાન્યતઃ એક સૌમ્ય તટસ્થ પ્રકૃતિ જણાતી રહી છે, તેઓએ વિવેચક તરીકે [illegible] ગુણ શોધવાનો વિશેષ પ્રયત્ન કર્યો છે, ગુણ ભલે ઓછા જોયા પણ છે. અપ્રસિદ્ધ નવોદિતોને પ્રોત્સાહન ને પ્રતિષ્ઠિતોને પતનમાંથી ઉગારવા ([illegible] વારંવાર પહેરતા અટકાવવા–એટલે કે જતનું ને અતનું અનુકરણ કરી સર્જક તરીકે [illegible] પામતા અટકાવવા) નો ઉદાર-કૂર ધર્મ નવલરામે અપનાવ્યો જણાય છે. ગો.મા.ત્રિ. કહે છે, એમની લાક્ષણિક શૈલીમાં: 'જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઈને મોટપ આપી, કોઈને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઈને શિખામણ આપી, કોઈને સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી–અબોલા રહી, નવલરામ સર્વે નાના-મોટા ગ્રંથકારોની પરીક્ષા કરતાં વિવેક રાખે છે' (૬૦). આ વાણિયાશાહી વિવેચન પ્રથાનો [illegible] આપણે જાળવ્યો છે ને સમૃદ્ધ પણ કર્યો છે.[4] નવલરામ ઘણી વાર વસ્તુસાર આપી સંતોષ માને છે [illegible] કર્યાનો (શ્રવણ–પિતૃભક્તિ નાટક, [illegible]); ક્યારેક સૈદ્ધાંતિક વિવેચન છૂટું આપે છે [illegible] તથા કરસનદાસનાં જીવનચરિત્રો); ક્યારેક [illegible] વાતો વીણી આપી પક્ષ-વિપક્ષની [illegible] જાય છે; ક્યારેક ખૂટતું ઉમેરી [illegible]

૪ એટલે સુધી કે વિવેચક, સર્જકનો [illegible] દાદાગીરી આપણે ચલાવી છે; વિવેચક [illegible] છે વિવેચન, શાસ્ત્ર નથી–ને એવાં [illegible] વાદી–જે સર્જનવ્યાપારને જરાક [illegible] કરી છે. ઉપરોક્ત વિધાનમાંની [illegible] દૂષણો આપણે ત્યાં ફેલાયાં છે. [illegible] દાખલા આપવા અહીં અપ્રસ્તુત [illegible]

ક્યારેક જાહેર ખબર જેવું Salesmanship પ્રકારનું વિવેચન પણ એમણે નથી કર્યું એમ નથી. આ બધા પ્રકારના જેવા દૂષિત નમૂના પાછળના સમયમાં પણ મળતા રહ્યા છે. એકંદરે તેઓ ગુણ-પરીક્ષક છે. પૃ. ૫૩ થી ૬૧માં તું વિગતો જોઈ લેજે.

અગ્રયાયી વિવેચકે આમ છતાં નર્મદે નાખેલા પાયા પર સુંદર માંડણી ચણી છે. ગુજરાતી સાહિત્યમાં વિવેચનની સ્વયં પ્રતિષ્ઠા બક્ષવામાં નવલરામનો ફાળો નોંધપાત્ર છે.

મૂળ વિવેચનો તું વાંચે એટલે ન.ગ્રં.ના બીજા ભાગના કેટલાક નિબંધો જોઈ જાય એવી મને ઇચ્છા ખરી. મૂળ લખાણના પ્રત્યક્ષ સંપર્કમાં આવવું બધી જ વખતે આવશ્યક છે. એ નિબન્ધોમાંથી અહીં કેટલાંક અવતરણો આપી પત્ર અધૂરો છોડું છું: (પૃ. ક્રમાંક સને ૧૮૯૧ની નકલમાંથી).

* 'માયા અથવા કુદરતનું ખરેખરું ચિત્ર તે કવિતા.' (કાવ્યશાસ્ત્ર સંબંધી વિચારો: ૧૨)
* 'એ કદાપિ કેટલાએકને પસંદ નહિ પડતું હોય, પણ કવિતા એવો ઊંચો વિષય છે કે તેમાં નાદાન છોકરાં કલકલાણ કરવા આવે તો તેને ધમકાવી કહાડવાં એ જ ઉત્તમ માર્ગ છે.' (રામરત્નનિરૂપણ: ૮૭)
* ઇંગ્રેજી ભણેલાઓએ તો આ ચોપડી (દેશી કારીગરીને ઉત્તેજન) બેશક વાંચવી જોઈએ. કેમ કે પરદેશી માલના મોટા પોશીંદા તો તેઓ જ છે.' (દેશી કારીગરીને ઉત્તેજન: ૫૮)
* 'તા. ૧૭ એપ્રિલ ૧૮૭૮, હાટકેશ્વરનો ઉત્સવ. બપોરે જમી ખાઇને બેઠા પછી ઊઠેલા વિચાર. સામળ કવિની કવિતા વાંચતાં હમણાં તે ટુકડા ટુકડા જેવી જણાય છે...લહેર લાગે છે, પણ...કિલષ્ટતાના ઉછાળા માલૂમ પડે છે. સંભારી સંભારીને લખે છે.' (મનના વિચાર: ૧૦૮)
* 'ખરે આખા કાવ્યશાસ્ત્રમાં અદ્ભુત કાર્યના સંભવાસંભવનો વિચાર મહા સૂક્ષ્મ છે તો પણ તેની ઘટનામાં ભાઈ મણિલાલે આવી મોટી ભૂલ કરવી નહોતી. આ કારણથી તો એક કરુણપરિણામક ગંભીર નાટક પ્રહસન રૂપ (ફાર્સ જેવું) થઈ પડયું છે.' (કાન્તા: ૧૯૩)
* 'અમે ખુલ્લે ખુલ્લું કહીએ છીએ કે આ કોડીલા જુવાને આ નાટક છે એમ નથી લખ્યું એ જ આ ચોપડી બનાવવામાં એણે ડહાપણ વાપર્યું છે' (દુષ્ટભાર્યા દર્શક: ૨૨૫)
* 'આપણા દેશમાં National Education ન હોવાથી બહુ જ ભણેલા Anglicized થઈ જાય છે' (૨૭૬) (કપડવણજ, ૮ સપ્ટેમ્બર '૬૬)

*

'આપણે કોઈએ ગાંધીજીના સ્થૂળ ચરિત્રના આકારનું પૂછડું ન પકડવું જોઈએ. એ પોતે કાંઈ જૂની ચોપડીઓની નકલો કાઢનારા માણસ ન હતા. એ તો નિત્ય નવું અને તાજું વિચારતા અને કહેતા; તેમ છતાં આપણે એમની સ્થૂળ વાતોને પકડી રાખવાની ભૂલ કરીએ છીએ. ગાંધીજી જેટલે અંશે વ્યક્તિ હતા તેટલે અંશે, તેઓ જેમ ગુણોથી ભરેલા હતા તે જ રીતે દોષોથી પણ ભરેલા હતા.

આ રીતે વિચારીએ ત્યારે એમના ગુણદોષોની છણાવટ કરીને ગુણોનો સ્વીકાર અને દોષોનો પરિહાર કરવો એ અનિવાર્ય થઈ પડે છે. પણ હું એમાં નથી પડતો. કારણ, ગાંધીજી મારે માટે વ્યક્તિ ન હતા, વિચાર હતા. આ ખૂબ જ સમજી લેવાની વસ્તુ છે. આપણે જો એ નહીં સમજીએ તો આપણે ગાંધીજીને જરાય સમજ્યા નથી. તેઓ તો રોજરોજ બદલાતા હતા, પળેપળ વિકસતા રહ્યા હતા, અને આજે તેઓ હોત તો કેવું વલણ લેત તે કોઈ કહી શકે તેમ નથી. એમણે ફલાણે વખતે ફલાણી વાત કહી હતી માટે આજે પણ તેઓ તેવા કામને આશીર્વાદ જ આપે, એવું અનુમાન કરીએ તો તે તો આપમતલબી વાત થઈ'.

(દાયકાનું યાદગાર વાચન: ૧૯૫૧ થી ૧૯૬૦. 'મિલાપ' ૨૦૦મો અંક) **વિનોબા ભાવે**

*

# 'યુનો'

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ પરથી શુક્રવાર, તા. ૧૪ ઑક્ટોબર ૧૯૬૬ને રોજ, શ્રેણી ૮ થી ૧૧નાં વિદ્યાર્થી ભાઈબહેનો માટે, 'સામાન્ય જ્ઞાન'ના કાર્યક્રમના ભાગરૂપે, પ્રસારિત થએલો વાર્તાલાપ, જરૂર ફેરફાર સાથે. સૌજન્યથી, સાભાર.]

પ્રિય વિદ્યાર્થી ભાઈબહેનો!

ચંદ્રલોક પર પહોંચવાને અધીરાં થએલાં આપણે આ ધરતીનાં માનવો સહુ પ્રથમ, ધરતીનું મોં ઊજળું લાગે એવું તો કાંઈક કરીશું ને? અર્થાત્ વિશ્વબંધુત્વની ચિંતા કરીશું કે નહિ? એ દિશામાં બે દાયકા ઉપરાંતના સમયથી કામ કરતી સંસ્થા 'યુનો' વિષે આપણે થોડી વાત આજે કરીએ.

'યુનો' એટલે 'યુનાઇટેડ નેશન્સ ઑર્ગેનિઝેશન'—સંયુક્ત રાષ્ટ્રસંઘ. દુનિયાનાં બધાં સ્વતંત્ર રાષ્ટ્રો ભેગાં મળે, અરસપરસની વાતો અને મુશ્કેલીઓ સાંભળે ને સમજે, એકમેકની ખાસિયતો તથા નબળાઇઓ જુએ અને જાણે, પરસ્પર સહકાર કરે, અને આપસ આપસ-ના ઝઘડાઓ શાંતિથી ને સુમેળથી મિટાવે તો આજની આપણી દુનિયા, આવતી કાલનાં તમારાં જેવાં નાગરિકો માટે જેવી સુંદર કામગીરીની સુગંધ ફેલાવતી જાય! આ કાંઈ શેખચલ્લીનાં સ્વપ્નાં જેવી વાત નથી. દેશપરદેશના વિચારશીલ અને સમજુ માણસો જો ધારે અને નિષ્ઠાપૂર્વક કામે લાગે તો એક દુનિયાની ભાવના જરૂર સિદ્ધ કરી શકાય. 'યુનો'ની સ્થાપના થઈ અને આજે એકવીસ વર્ષથી તેની વિવિધ પ્રવૃત્તિઓ સરસ ચાલે છે એ જ બતાવે છે કે આપણે સહુ એક વિશ્વની મંઝિલ તરફ નિશ્ચિત જઈ રહ્યા છીએ. 'યુનો' આજે એક વિશ્વ નથી. એ કોઈ વિશ્વ સરકાર નથી. 'યુનો'માં હજી બધાં સ્વતંત્ર રાષ્ટ્રોને સભ્યપદ પણ મળેલું નથી. એટલે 'યુનો'ને જ વિશ્વરાજ્ય અને વિશ્વસરકાર તરીકે વર્ણવી શકાય નહિ. પરંતુ 'યુનો'ની સ્થાપનાનું પ્રેરકબળ વિશ્વના વિવિધ દેશોની પ્રજાઓની અણનમ નિર્ધાર-શક્તિ છે એ રખે ભુલાય. અમેરિકાના સાનફ્રાન્સિસ્કો શહેરમાં સને ૧૯૪૫ના એપ્રિલ-મે-જૂનમાં પચાસ રાષ્ટ્રોના પ્રતિનિધિઓ મળ્યા. તેમણે વિગતવાર ચર્ચા-વિચારણાને અંતે સર્વાનુમતે (૨૬મી જૂનને રોજ) સંયુક્ત રાષ્ટ્ર-સંઘના 'ચાર્ટર'ને—એટલે કે સંઘના ખતપત્ર અગર બંધા-રણને—બહાલી આપી. એ જ વર્ષમાં ૨૪મી ઑક્ટોબરે 'યુનો'નો વિધિસર પ્રારંભ થયો. સ્થાપક સભ્યોમાં પોલેન્ડ પણ એ પહેલાં જોડાઈ ગયું, એટલે એકાવન સભ્ય રાષ્ટ્રોની શુકનવંતી શરૂઆતથી 'યુનો'નું કાર્ય ચાલુ થયું. આજે આ સંઘના સભ્યો વધીને ૧૨૧ થયા છે (બાટ્સ્વા અને લિસોથો એ બે નવાં આફ્રિકન રાષ્ટ્રો હમણાં જ 'યુનો'ના સભ્યો બન્યાં છે.) અને પ્રતિવર્ષ એ આંકડો વધતો રહેવાનો છે.

'યુનો' સ્થપાઈ તે સમય યાદ રાખવા જેવો છે. બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો હતો, પણ ત્યાં સુધીમાં તો લાખ્ખો નહિ, કરોડો માણસોએ પોતાના જાન ગુમાવ્યા હતા, અઢળક સંપત્તિ નાશ પામી હતી, ઠેર ઠેર નાગરિકજીવન અસ્તવ્યસ્ત થઈ ગયું હતું. કુટુંબો છિન્નવિચ્છિન્ન બન્યાં હતાં, માનવજીવન વેરવિખેર થયું હતું. 'સત્યં, શિવં, સુંદર' એ ત્રિવિધ મૂલ્યોને ઝંખતો માનવ ઘડીભર સંસ્કૃતિ-વિહોણો, પશુ જેવો બની ગયો હતો. ચોમેર અંધકાર વ્યાપી ગએલો. મારામારી, લડાઈ અને હિંસાથી લોકો હેરાનપરેશાન થઈ ગએલા, યુરોપમાં પાંચ વર્ષથી વધુ સમય તુમુલ યુદ્ધ ખેલાયું; પ્રશાંત મહાસાગરના વિસ્તારમાં ત્રણથી વધુ વર્ષ સુધી ખૂનખાર જંગ ચાલ્યો; ચીનમાં તો લગભગ આઠ વર્ષ સુધી લડાઈ ચાલી. એ પહેલાં પણ, સને ૧૯૧૪–'૧૮નાં વર્ષો દર-મિયાન વીસમી સદીનું પ્રથમ વિશ્વયુદ્ધ થઈ ચૂક્યું હતું. કેટકેટલાં માણસોએ એક જન્મારામાં પોતાની સગી આંખે ભયંકર સંહારલીલા જોઈ અને ભોગવી! આવા ભયંકર વિનાશ અને અધ:પતનને તળિયે પહોંચેલી પ્રજામાંથી જ ફરી બેઠા થવાનો જુસ્સો અને નિર્ધાર જાગ્યો એ નાનીસૂની વાત નથી. ઘનઘોર અંધારામાંથી જ અંતે પ્રસન્ન પ્રકાશ પથરાવાનો પ્રારંભ થાય છે.

'યુનો'ની સ્થાપનાનો હેતુ સીધોસાદો હતો. યુદ્ધને કાયમ માટે તિલાંજલિ આપવી એ એનો તાત્કાલિક અને અંતિમ ઉદ્દેશ બની રહ્યો. દેશ દેશ વચ્ચેના કોઈ

પણ નાના મોટા ઝઘડાના ઉકેલ માટે લડાઈનું સાધન વાપરવાનું બંધ થઈ જવું જોઈએ. બળવાન જીતે એમ નહિ, પણ ન્યાયી વિજયી નીવડે એવું થવું જોઈએ. એ માટેની આબોહવા ફેલાવવી જોઇએ. એ દિશામાં નક્કર કાર્ય કરવું જોઇએ. જેને પક્ષે સત્ય અને ન્યાય હોય તેની પડખે સહુએ ઊભા રહેવું જોઈએ, અને જરૂર પડ્યે એને સહાય કરવી જોઈએ. ગમે ત્યારે કોઈ બે દેશો એકબીજા સામે અથડાયા ત્યારે બાકીના દેશો તમાશો જોતા ઊભા રહે એ નહિ ચાલે. 'યુનો'ની સ્થાપના પાછળ આ પ્રકારની ભાવના રહેલી છે.

પરંતુ, દુનિયામાં હંમેશ અને સર્વત્ર શાંતિ તથા સલામતી જાળવવી હોય તો 'યુનો'એ કેવળ પોલીસ-ગીરી કરીને નહિ ચાલે એ પણ ખ્યાલ 'યુનો'ની સ્થાપના કરનારાઓને હતો. સંઘર્ષ થાય તો તેને મિટાવવામાં 'યુનો'ને સફળતા મળવી જોઈએ એ તો ખરું જ; પણ, બની શકે તો, સંઘર્ષ જ ન થાય, અથવા સંઘર્ષો ઓછા-માં ઓછા થાય, એ પ્રમાણે કામ કરવાનો નિશ્ચય પણ 'યુનો'ના ખતપત્રમાં આમુખમાં જ વ્યક્ત થએલો છે. રાષ્ટ્રો વચ્ચે પરસ્પર મૈત્રી સંબંધો બાંધવાનો મહત્ત્વનો હેતુ 'યુનો'નો છે. વળી, બધાં ભેગાં મળીને સહિયારા પુરુષાર્થ વડે દુનિયાભરમાંથી ગરીબાઈ, રોગ અને અજ્ઞાન મિટાવે, અને સહુ એકબીજાના હક્કો તથા સ્વાતંત્ર્ય જાળવે એ હેતુઓ પણ રાષ્ટ્રસંઘે સિદ્ધ કરવાના છે. આ બધું કામ કરવાને વાસ્તે સહુ રાષ્ટ્રોને સહાયભૂત થવાના હેતુથી સંયુક્ત રાષ્ટ્રસંઘની સ્થાપના એક વિશ્વકેન્દ્ર તરીકે થઈ છે. એટલે, યુદ્ધો થતાં અટકાવવાં એ જ માત્ર 'યુનો'નો હેતુ નથી. વધારે ઊંડો ઊતરીને 'યુનો' એમ ચાહે છે અને કરવા ધારે છે કે, યુદ્ધ થવા માટેનાં કારણો અને સંજોગો જ ઊભાં થવા ન દેવાં.

બીજું વિશ્વયુદ્ધ ચાલતું હતું ત્યારે જ 'યુનો' જેવી કોઈ સંસ્થા સ્થાપવા માટેનાં ચક્રો ગતિમાન થએલાં. લડાઈ જીતવા માટે, બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકા, તથા પછી રશિયા ભેગાં મળ્યાં હતાં. એ ચાર મોટાં રાષ્ટ્રોએ ચીનનો સાથ લઈને નક્કી કર્યું કે લડાઈ બાદ તરત જ આવો સંઘ રચવો. આમ નક્કી કરવામાં બીજાં નાનાંમોટાં રાષ્ટ્રો પણ સામેલ હતાં. ૧૯૪૧ની સાલમાં ૧૪મી ઑગસ્ટે અમેરિકાના પ્રમુખ ફ્રૅંકલિન રૂઝવેલ્ટ અને બ્રિટનના વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલની સહીથી ઍટલાંટિક ખતપત્ર પ્રસિદ્ધ થયું. એમાં રહેલી ભાવના 'યુનો'ના તંત્ર અને કાર્ય સાથે વણાઈ. પ્રમુખ રૂઝવેલ્ટે ચાર મૂળભૂત સ્વાતંત્ર્યોની હિમાયત કરતાં જાહેર કર્યું કે દુનિયામાં ક્યાંયે અછતથી કોઈ પીડાય નહિ, ડરા-મણીના ભોગ કોઈને થવું પડે નહીં અને બધા નાના-મોટા માણસો પોતપોતાના ધર્મપાલનમાં મુક્ત રહી શકે અને પોતાના વિવિધ અભિપ્રાયો મુક્તપણે રજૂ કરી શકે એવી નવી દુનિયા આપણે રચવાની છે. તરત જ, ૧ લી જાન્યુઆરી ૧૯૪૨ને રોજ, ૨૬ 'સાથી રાષ્ટ્રો'એ દુશ્મનોને (જર્મની, ઇટલી, જાપાન) હરાવવાની પ્રતિજ્ઞા લેવા સાથે ઍટલાન્ટિક ખતપત્રની ભાવનાનો પણ સ્વીકાર કર્યો. ૨૬ રાષ્ટ્રોના આ જાહેરનામામાં પહેલ વહેલી વાર 'યુનાઇટેડ નેશન્સ'-સંયુક્ત રાષ્ટ્રો—એ શબ્દપ્રયોગ વપરાયો.

હવે, 'યુનો' સંસ્થામાં જોડાવા માટે કોઈ સ્વતંત્ર રાષ્ટ્ર પર દબાણ થતું નથી. જે જોડાય તે પોતાની ઈચ્છાથી આવે છે. અલબત્ત, સભ્યપદ મેળવવા માગતું સ્વતંત્ર રાષ્ટ્ર શાંતિચાહક હોવું જોઈએ, 'યુનો'ના બંધા-રણને માન્ય રાખતું હોવું જોઇએ, અને એવા રાષ્ટ્રના સભ્યપદની ભલામણ 'યુનો'ની સલામતી સમિતિએ કરવા ઉપરાંત તેને 'યુનો'ની સામાન્ય સભાના ઓછામાં ઓછા બે તૃતીયાંશ સભ્યોનું પીઠબળ હોવું જોઈએ. તેમ છતાં, સભ્યપદ માટેની અરજી કરવાનું તો જે તે સ્વતંત્ર રાષ્ટ્રની મનસૂબી પર છે. વળી, રાષ્ટ્રસંઘમાંથી કોઈ સભ્યને નીકળી જવું હોય તો તેમાં પણ કોઈ બાધ નથી. ઇંડોનેશિયા ઓગણીસ માસ વનવાસ ભોગવીને સહુની સંમતિથી સંઘમાં ફરીથી જોડાઈ ગયું છે.

'યુનો'નાં મુખ્ય ૭ અંગો છે: સામાન્ય સભા (General Assembly), સલામતિ સમિતિ (Security Council), આર્થિક અને સામાજિક સમિતિ (Economic and Social Council), વાલીપણા સમિતિ (Trusteeship Council), આંતરરાષ્ટ્રીય ન્યાય અદાલત (International Court of Justice) અને સચિવાલય (Secretariat). આ છએ મહત્ત્વનાં અંગોની કામગીરી એમનાં નામ સૂચવે છે

તે પ્રમાણેની હોઈ એ અંગેની વિગતો અને જોગવાઈઓ 'યુનો'ના ચાર્ટરમાં સ્પષ્ટપણે મુકાઈ છે. પ્રથમ દસ વર્ષને અંતે 'યુનો'નું ખતપત્ર સુધારા-વધારા માટે વિચારણા હેઠળ મુકાયું હતું. ત્યાર પછી, વચગાળાના સમયમાં પણ સુધારાનો વિચાર ગમે ત્યારે થઈ શકે એવી જોગવાઈ છે. પણ બંધારણમાં કોઈ પણ ફેરફાર કરવો હોય તો તેમાં સામાન્ય સભાના બે તૃતીયાંશ સભ્યો ઉપરાંત સલામતિ સમિતિના પાંચેય કાયમી સભ્યોની સંમતિ આવશ્યક છે. આ પાંચ રાષ્ટ્રો તે અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ અને ચીન. ઈ. સ. ૧૯૪૯થી ચીનમાં સામ્યવાદી હકૂમત છે અને સામ્યવાદી ચીનના પ્રવેશ તથા સભ્યપદ અંગે મુખ્યત્વે અમેરિકા અસંમત છે એટલે જૂનું ચીન જ હજી રાષ્ટ્રસંઘમાં કાયમી સભ્ય તરીકે બેસે-બોલે છે. એ ચીન હવે ફૉર્મોસા ટાપુ પરનું છે અને એમાં ચાલતી હકૂમતના નેતાપદે હજી માર્શલ ચાંગ કાઈ શેક છે. 'યુનો'માં સામ્યવાદી અગર નવું ચીન હજી સામેલ થઈ શક્યું નથી એ હકીકત નોંધવી જોઈએ. જો કે, વર્ષો જતાં, સામ્યવાદી ચીનના રાષ્ટ્રસંઘ-પ્રવેશ અંગેની શક્યતાઓ વધી રહી છે એ પણ હકીકત છે.

પાંચ કાયમી સભ્યો શા માટે એવો સવાલ કોઈને ય થાય. એનો જવાબ સહેલો છે. ૧૯૪૫ની સાલમાં લડાઈ અટકી ત્યારે આ પાંચ રાષ્ટ્રો શક્તિશાળી અને મહાન હતાં અને એમને સૌને એક સાથે રાખવા માટે આવી અપવાદરૂપ મોટી છૂટ કે રાહત બંધારણમાં મૂકવી પડી! જો આવી જોગવાઈ ન હોત અને સલામતી સમિતિમાં આ પાંચ કાયમી રાષ્ટ્રોની સંમતિ દરેક મહત્ત્વની બાબતમાં મેળવવાનું આવશ્યક ન હોત તો આ પાંચમાંનાં ઘણાંખરાં અગર બધાં જ રાષ્ટ્રો 'યુનો'થી આઘાં રહેત અગર એમાંથી બહાર ખસી જાત! એવું થયું હોત તો 'યુનો'ની સ્થાપના અગર પ્રગતિ શક્ય જ ન બનત. એટલે, વાસ્તવિક પરિસ્થિતિ સાથે આટલી બાંધછોડ 'યુનો'ના બંધારણે કરી લીધી છે. એનાં કેટલાંક માઠાં પરિણામો જોવા મળ્યાં છે. કાયમી રાષ્ટ્રોના પાડે, એટલે કે 'વીટો' વાપરે, ત્યારે મહત્ત્વના નિર્ણયો લેવાતા અટક્યા છે અને સલામતી સમિતિનું કામકાજ અનેક વાર ખોરંભે પણ પડ્યું છે. પરંતુ, આટલી એક, ભલે અગત્યની, બાબત પરથી સમગ્ર 'યુનો'ની કામગીરીને ઉતારી પાડી શકાય નહિ, તેમજ 'યુનો'નાં આજ લગીનાં વિવિધ કાર્યો પ્રત્યે દુર્લક્ષ સેવી શકાય નહિ.

સામાન્ય સભામાં દરેક સભ્યને આપોઆપ સ્થાન છે અને ત્યાં દરેકને એકેક જ મત છે. એટલે, સહુ નાનામોટાં રાષ્ટ્રો સરખાં છે એ સિદ્ધાંત અહીં સ્વીકારાયો છે. સામાન્ય સભા વર્ષમાં થોડા મહિના જ (સપ્ટેમ્બરથી ડિસેમ્બર) મળે છે. અને એનું કાર્ય મોટે ભાગે ચર્ચા-વાતચીતનું જ છે. છતાં સામાન્ય સભાની અન્ય કેટલીક સત્તાઓ પણ નોંધપાત્ર છે. 'યુનો'ની અનેક નાનીમોટી સંસ્થાઓમાં જે રાષ્ટ્રો સભ્યો તરીકે કામ કરે છે એમની ચૂંટણી સામાન્ય સભા કરે છે. વળી 'યુનો'ની નાણાંકીય અને વહીવટી બાબતો પણ એ જુએ છે. મહામંત્રીના વાર્ષિક અહેવાલો તે તપાસે છે અને ચર્ચે છે. નાનામાં નાનું રાષ્ટ્ર પણ સામાન્ય સભામાં પોતાનો અવાજ મુક્તપણે અને સ્પષ્ટપણે રજૂ કરી શકે છે. નાનાં રાષ્ટ્રોના હક્કો અને મુક્ત રાજનીતિના આદર્શો રજૂ કરનાર સદ્‌ગત અમેરિકન પ્રમુખ વૂડ્રો વિલ્સનની વાણી સાવ એળે ગઈ નથી. વિશ્વનો લોકમત સામાન્ય સભાની એરણ પર બરાબર ઘડાતો-ટિપાતો રહ્યો છે. નાનાં રાષ્ટ્રો સ્વમાનથી અને હિંમતથી મોટેરાંઓ સાથે ખભેખભા અડાડી-મિલાવી શકે છે એ પણ લાભ થયો છે.

'યુનો'નું મુખ્ય મથક અમેરિકામાં ન્યૂયૉર્ક શહેરમાં છે. પણ 'યુનો'નાં વિવિધ કેન્દ્રો અને મંડળો દુનિયાના અનેક દેશોમાં છે અને એ રીતે 'યુનો'ની કામગીરીનાં કિરણો બધા ખંડોમાં પથરાએલાં છે. 'યુનો'ના ખર્ચ પેટે દરેક સભ્યદેશ પોતાને ફાળે આવતી રકમ દર વર્ષે આપે છે. સામાન્ય સભામાં આ ફાળાનો દરેક દેશનો આંકડો નક્કી થાય છે. 'યુનો'ની કામગીરીના પ્રમાણમાં એનું જંગી જણાતું ખર્ચ નહીંવત્ છે. જો એ ખર્ચમાં જે તે દેશના નાગરિકને વ્યક્તિગત રીતે નાણાં આપવાનું કહેવામાં આવે તો માથાદીઠ ખર્ચ સાવ જૂજ છે. એક ફ્રેન્ચમેન એક દિવસનું છાપું ખરીદે અગર એક ઇજિપ્શીઅન એક સસ્તી સિગારેટ પીએ અગર એક ભારતીય એક સાદું પાન ખાઈને લહેજત માણે એ માટે જે ખર્ચ કરે તેટલું માથાદીઠ નાણું 'યુનો' માટે તે વાપરે છે!

'યુનો'ના બંધારણની રૂએ, દેશદેશ વચ્ચેના સંબંધો

સ્પષ્ટ નિયમો અને પ્રણાલિકાઓ અનુસાર બંધાય છે અને એ રીતે તે વિકસવા જોઈએ. તમામ રાષ્ટ્રો સરખાં છે, તમામનું વર્તન ચાર્ટરના ચોકઠામાં રહેલું છે, જે તે રાષ્ટ્રો પોતપોતાના ઝઘડા શાંતિથી પતાવવાને બંધાએલાં છે, ખતપત્રમાં જે અમાન્ય ગણાયું છે એવું કોઈ બળ તેઓ એકબીજા સામે વાપરશે નહિ, 'યુનો'ની કાર્યવાહીને તેઓ બધાં સતત સક્રિય ટેકો આપશે—આ છે આંતરરાષ્ટ્રીય સારા સંબંધોની રમતના નિયમો! 'યુનો' કોઈ દેશની આંતરિક બાબતોમાં માથું નહિ મારે એ પણ સ્પષ્ટ કરાયું છે. છતાં, કોઈ દેશ જો 'અપને ઘરમેં અપના રાજ'ને નામે જાણેઅજાણ્યે બહારનાંઓ પર કાદવ ઉછાળે, ધમાલ મચાવે, અવ્યવસ્થા ઊભી કરે તો 'યુનો' શાંત નહીં બેસે. દક્ષિણ આફ્રિકન પ્રજાસત્તાકની 'ગોરી' હકૂમતની રંગભેદની કાળી નીતિને 'યુનો'એ હંમેશ નઠારી જાહેર કરી છે અને ક્યારેક કડક પગલાં પણ લીધાં છે.

વિદ્યાર્થી મિત્રો! તમે બધાં પણ 'યુનો'ને હૂંફ અને ટેકો આપી શકો એમ છો. કેવી રીતે, ખબર છે? પહેલી વાત તો એ કે, 'યુનો' શું શું કરે છે તેની માહિતી હંમેશ મેળવતા રહેજો. છાપાં, રેડિયો, સામયિકો વગેરેમાં 'યુનો' વિષે જે સમાચારો આવે તેની જાણકારી મેળવજો. 'યુનો'નાં વિવિધ અંગો વિષે અને એની વિશિષ્ટ પાંખો-Specialized Agencies જેવી કે, 'યુનેસ્કો' અગર 'હુ' (WHO) અગર 'આઈ. એલ. ઓ.' (ILO) વિષે વક્તાઓનાં વાર્તાલાપો ગોઠવજો. આપણી સરકાર અને આપણા અનેક કુશળ નાગરિકો 'યુનો'ની કઈ કઈ પ્રવૃત્તિઓમાં ઉત્કટતાથી સામેલ છે તે તપાસજો. ભારતે 'યુનો'માં પહેલેથી જ ખૂબ ભાવપૂર્વક અને ભારપૂર્વક કામ કરેલું છે. ભારતને કાયમી સભ્યપદ આપવા માટેની જોરદાર સૂચના અવારનવાર થતી રહે છે એ એનો એક પુરાવો છે. મોટા થઈને 'યુનો'ના કામોમાં ભાગીદાર બનવાની હોંશ તમે અત્યારથી રાખશો તો 'યુનો' તમને સહુને અને આપણી દુનિયાને ગૌરવવંતા અને ઊજળા જીવનની બક્ષિસ આપશે. તમારું અને આપણા સહુનું ભાવિ 'યુનો' સાથે સંલગ્ન છે એમ દૃઢપણે માનીને ચાલીશું તો રસ્તો સૂઝશે અને જીવન સુધરશે.

'યુનો'ની અગર તેના બંધારણની નબળી બાજુઓ નથી એમ તો કેવી રીતે કહી શકાય? પણ માણસે ઘડેલી અને માણસ દ્વારા ચાલતી કઈ સંસ્થા અને પ્રવૃત્તિ સંપૂર્ણ છે તે કહેશો? 'યુનો'ની વિશેષતા અને મહત્તા એ છે કે, દુનિયાના ઇતિહાસમાં કદાચ પહેલી જ વાર દુનિયાભરના સ્વતંત્ર વિચારશીલ માણસોએ—સાર્વભૌમ, શક્તિશાળી સરકારોએ નહીં—હળીમળીને સીધેસીધું આ આંતરરાષ્ટ્રીય ખતપત્ર અને આચારસંહિતા ઘડી કાઢયાં છે. એમાં જેમ માનવસહજ મર્યાદાઓ અને અપૂર્ણતાઓ રહેલી છે. તેમ માનવની આશાઓ અને આકાંક્ષાઓ પણ સમાએલી છે. માનવની પ્રગતિનું અને એના વિજયનું એ એક સૂચક સીમાચિહ્ન છે. એનો ઉલ્લાસ માણીને આપણે સહુએ વધારે ઉત્સાહથી અને ખંતથી આપણી મજલ આગળ કાપવી જોઈએ!

*

# મધપૂડો

સંકલન : 'અભ્યાસ' સંપાદન-સહાયક વર્ગ

[વિવિધ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોમાંથી વાંચેલી, વીણેલી અને વિચારેલી સામગ્રી]

## અગ્રણી અમેરિકન અખબારનો અસ્ત

'The New York Herald Tribune' હવે પ્રગટ થશે નહિ એવી જાહેરાત તા. ૧૫ ઑગસ્ટ ૧૯૬૬ને રોજ થઈ. રોજ સવારે બહાર પડતા આ અગ્રણી અમેરિકન અખબારનો અંત અણધાર્યો નહોતો તો યે અનેક રીતે અકળાવનારો જરૂર છે. લાંબી હડતાળને કારણે–સોળ અઠવાડિયાંથી–આ દૈનિક છપાતું નહોતું. 'ટ્રિબ્યૂન'ની યુરોપીઅન આવૃત્તિ–પૅરિસથી પ્રસિદ્ધ થતી–ચાલુ રહેવાની છે તે સંતોષની વાત છે.

'હેરલ્ડ ટ્રિબ્યૂન'ની કારકિર્દી કાંઈ ટૂંકી કે સામાન્ય નહોતી. અને, નવાઈ એ છે કે, જ્યારે એ પત્ર વધુ સમૃદ્ધ અને સુસજ્જ થવાની તૈયારી કરતું હતું ત્યારે એ અટકી ગયું છે. 'Journal American' અને 'World Telegram and Sun' સાથે તે માર્ચ, ૧૯૬૬માં ભળી ગયું હતું. પણ મજૂર સંગઠને આ નવું, મોટું જોડાણ સિદ્ધ થવા દીધું નહિ. ન્યૂયૉર્કવાસીઓ 'ટ્રિબ્યૂન'ને 'Trib'ના હેતભર્યા નામથી ઓળખતા. ૧૯૨૪ની સાલમાં 'Herald' અને 'Tribune' પત્રોનાં જોડાણથી આ નવા પત્રનો જન્મ થયેલો. 'હેરલ્ડ' અને 'ટ્રિબ્યૂન' બન્ને અલગ અખબારો અમેરિકાના પત્રકારત્વમાં પ્રગતિશીલ પરિબળો તરીકે પ્રખ્યાત હતાં. 'હેરલ્ડ' ૮૯ વર્ષ પહેલાં શરૂ થયું હતું. James Gordon Bennett (સ્કૉટસમૅન) એનો સ્થાપક-તંત્રી હતો. છેલ્લી ઘડી સુધીના તમામ સમાચાર આણીદાર અને મુદ્દાસર રીતે છાપવાનો બેનેટનો આગ્રહ રહેતો. એનો મિજાજ તીખો તમતમતો હતો. એક વાર સમાચારોના અભાવે હતાશ બનેલા બેનેટે બૂમરાણ મચાવેલી કે, કોઈને મારી નાખવા માટે ધકેલો એક માણસને બહાર! આપણે સમાચાર તો મેળવવા જ રહ્યા!

આમજનતામાંથી મોટા પાયા પર વાચકો મેળવનારું 'હેરલ્ડ' પ્રથમ અમેરિકન અખબાર હતું. સમાજના ઉચ્ચ વર્ગોનાં મનાતાં સ્ત્રીપુરુષો વિષે અને મોટમોટી નાણાંકીય, વેપારી બાબતો વિષે ખાસ કૉલમ શરૂ કરવામાં પણ આ પત્રે પહેલ કરી. બેનેટના પુત્રે પૅરિસમાં વસવાટ શરૂ કર્યો ત્યારથી આ પત્રની 'હેરલ્ડ'ની યુરોપીઅન આવૃત્તિ શરૂ થઈ. બીજી બાજુએ 'ટ્રિબ્યૂન' પત્ર ૧૮૪૧ની સાલમાં Greeley નામના માણસે શરૂ કરેલું. એ માણસ ગંભીર પ્રકૃતિનો હતો. એના પત્ર પર પણ એ જ છાપ હતી. રાજકીય અને સાહિત્યિક વિચારસામગ્રી પીરસવા માટે 'ટ્રિબ્યૂન' પ્રવૃત્ત રહેતું. સને ૧૮૭૨માં ગ્રીલીના અવસાન બાદ Whitelaw Reidના હાથમાં એ પત્રની માલિકી આવી અને રીડે એનું અગાઉનું આદર્શ ગાંભીર્ય સહેજ હળવું કરીને એમાં ઉત્તમ લખાણો છાપવાની કોશિશ કરી. એનું વલણ કાંઈક વિશેષ રીતે રૂઢિચુસ્ત બન્યું, અને રિપબ્લિકન પક્ષનું તે અવિધિસરનું મુખપત્ર થયું.

૧૯૨૪ની સાલમાં 'હેરલ્ડ' અને 'ટ્રિબ્યૂન' જ્યારે એકમેકમાં ભળી ગયાં ત્યારે બન્નેની અલગ સ્થિતિ શોચનીય હતી; બન્નેનો ફેલાવો ઘટી રહ્યો હતો. 'હેરલ્ડ ટ્રિબ્યૂન' બીજા વિશ્વયુદ્ધના અંત સુધી રિપબ્લિકન પક્ષનો અવાજ અને અંતરાત્મા બરાબર વ્યક્ત કરતું રહ્યું, પણ 'The New York Times' જેવા માતબર દૈનિક સાથે હરીફાઈ કરવી તે 'હેરલ્ડ-ટ્રિબ્યૂન'ને દિવસે દિવસે વધુ મુશ્કેલ લાગવા માંડ્યું. આર્થિક સંકડામણો પણ 'હેરલ્ડ-ટ્રિબ્યૂન' માટે વધવા લાગી. ન્યૂયૉર્કનાં અન્ય બે દૈનિકો 'Times' અને 'Daily News' સતત સફળતાનાં સોપાન પર ચડતાં ગયાં, અને 'ટ્રિબ'નો ફેલાવો ઘટતો જ ચાલ્યો! વર્ષે દહાડે દસ લાખ ડૉલર્સની ખોટ આવવા લાગી. સને ૧૯૫૮માં 'ટ્રિબ'ની માલિકી John Hay Whitmey પાસે આવી. તેઓ તે વખતે લંડનમાં અમેરિકન રાજદૂત હતા. ત્રણ વર્ષમાં થોડો સુધારો થયો; ૧૯૬૧ની સાલમાં રોજની ચાર લાખ નકલો 'ટ્રિબ'ની વેચાવા લાગી, પણ બીજાં બે પત્રો કરતાં આ આંકડો ઠીક ઠીક પાછળ હતો. મુદ્રકોના મહાજને

વળગવાથી જાતજાતનાં જોખમો અને જુલમોમાં પ્રજા સંપડાય છે ને પીડાય છે એના દાખલા ઇતિહાસમાં જૂજ કે છૂટા નથી.'

લોકશાહી માટે ચૂંટણીનું મહત્ત્વ લેખકે સ્પષ્ટ કર્યું છે. ચૂંટણીમાં ઉદ્‌ભવતાં કેટલાંક અનિષ્ટો વિષે પણ તેમણે પ્રકાશ પાડ્યો છે. તેમણે ખૂબ સુંદર રીતે એ દર્શાવ્યું છે કે, 'ચૂંટણી વિનાનું અનિષ્ટ અને ચૂંટણી સાથેનું અનિષ્ટ એ બંનેમાં પહેલા પ્રકારનું અનિષ્ટ હજારગણું મોટું અને ખતરનાક છે.' આમ, લોકશાહીની સાચવણી માટે ચૂંટણી અત્યંત જરૂરી છે, ચૂંટણી પણ એકહથ્થુ ન બની જાય એ માટે એક કરતાં વધારે રાજકીય પક્ષોની જરૂર છે. કેમ કે, નહિ તો રાજ્ય અને સરકાર વચ્ચેનો તફાવત ભૂંસાઈ જાય છે. જો દેશમાં એક જ રાજકીય પક્ષના અસ્તિત્વની છૂટ હોય અને તે માત્ર સત્તા ઉપરનો પક્ષ હોય, તો ચૂંટણીના તંત્ર ઉપર પણ તેનો કાબૂ આવી જવાનો અને લોકો સમક્ષ સત્તા ઉપરના પક્ષને ચૂંટવાનો જ વિકલ્પ રહેવાનો. સરકાર પ્રજાને જવાબદાર બનવાને બદલે પ્રજાએ સરકારને જવાબદાર બનવું પડે. સરકાર રાજ્ય બનશે, સાર્વભૌમત્વ લોકોમાંથી ચાલી જઈને સત્તા ઉપરના પક્ષમાં તે ભરાશે અને લોકશાહીનો વિધ્વંસ થશે. તેથી જ, પુસ્તિકામાં ભારપૂર્વક કહેવામાં આવ્યું છે કે, 'રાજકીય પક્ષોને જ નાબૂદ કરી નાખવાથી તો લોકશાહીનો વહેવાર ખોરંભે પડશે અને પ્રજા માટે પસંદગીનો અવકાશ ઓછો અને શૂન્યવત થઈ જશે. ત્રણ કે ચાર પક્ષોથી સંખ્યા વધી, તો ભીડ જેવું લાગવા માંડે અને બે કરતાં એ સંખ્યા ઘટી, તો ગભરામણ જેવું લાગે'. એક કરતાં વધારે પક્ષ વિનાની ચૂંટણી એ સરમુખત્યારશાહીનો આવિષ્કાર છે.

લોકશાહીની ખૂટતી વાસ્તવિક કડીઓ પ્રત્યક્ષ રીતે તે તે ક્ષેત્રોમાં ફેરફાર કરીને દૂર કરવી જોઈએ; તેનો ઉપાય લોકશાહી દૂર કરવાનો નથી. જેમ મનુષ્ય દુઃખી થાય છે તેથી તેનો ઉપાય ઇચ્છા માત્ર જ દૂર કરવી એ નથી, પણ સાત્ત્વિક અને શક્ય એવી સારી ઇચ્છાઓ રાખવી અને વિઘ્નરૂપ વાતાવરણને બદલવું એ છે, એ જ રીતે લોકો અભણ હોય, જાગૃત ન હોય, વહેમ અને રૂઢિ અને લાચારીના ભોગ બની ગયા હોય, તો લોકશાહી દ્વારા જ તે બધાં અનિષ્ટોને દૂર કરવાનો પ્રયાસ કરવો જોઈએ. તે માટે આત્મત્યાગ કરનારા મરજીવાઓની જરૂર છે અને તેવા આદર્શવાદી માણસો દેશમાં થોડા ઘણા અવશ્ય મળી આવવાં જોઈએ. તેવા આદર્શવાદી કાર્યકરો વિના દુનિયાના કોઈ પણ સમાજનો ઉદ્ધાર કરી શકાતો નથી, પછી તે 'લોકશાહી' સમાજ હોય કે સરમુખત્યારશાહી તંત્ર, તે મૂડીવાદ હોય કે સમાજવાદ. અમે માનીએ છીએ કે આ પુસ્તિકામાં વિદ્વાન લેખકે લોકશાહીના અગ્રિમ મહત્ત્વ ઉપર જ ભાર મૂકવાનો પ્રયત્ન કર્યો છે અને તે માટે એમણે લોકશાહીનો ઇતિહાસ, વર્તમાન લોકશાહી, લોકશાહીની ફિલસૂફી, તેનાં વિધવિધ સ્વરૂપો, તેના અમલની પૂર્વશરતો અને તે માટેની આવશ્યકતાઓ વગેરેની તલસ્પર્શી અને હૃદયસ્પર્શી પણ, ચર્ચા કરી છે અને લોકશાહીના હાર્દ ઉપર વેધક પ્રકાશ નાખ્યો છે. તેમણે જાણે કે 'ગાગરમાં સાગર' ભરી આપ્યો છે. તેમણે આ પુસ્તિકા દ્વારા ગુજરાતી સાહિત્યની અને માનવતાના વિશાળ પરિબળોની ખરે જ ઉમદા સેવા કરી છે અને ભવિષ્યમાં પણ તેઓ આવું ઉચ્ચ કોટિનું પ્રાણવાન સાહિત્ય આપણને પીરસતા રહેશે એવી આપણે આશા રાખીએ.

પુસ્તિકામાંના કેટલાક અગત્યના ફકરા આ રહ્યા:

'લોકશાહીનું જતન લોકશાહીના આદર્શમાં રહેલી પ્રજાની અનન્ય શ્રદ્ધા વડે થઈ શકે. લોકશાહીને ટકાવવાની અને તેના વડે વિષમ પરિસ્થિતિમાં પણ ટકી રહેવાની તમન્ના વિના એ કદી મૂલદ્દઢ થઈ શકે નહિ. લોકોનો રસ જેટલો જીવંત અને ઊછળતો, તેટલો લોકશાહીનો પ્રયોગ આગળ વધશે. લોકોની શ્રદ્ધા જેટલી તીવ્ર, તેટલાં ઊંડાં લોકશાહીનાં મૂળ આપણા પ્રજાજીવનમાં ઊતરશે. લોકશાહીના પ્રયોગ માટે સતત અને સ્વતંત્ર વિચારધારા જોઇશે. તે સાથે જ જ્વલંત અને અખૂટ શ્રદ્ધાપૂત આધ્યાત્મિકતા પણ જોઈશે.' (પૃ. ૫)

'અક્ષરજ્ઞાન અને આર્થિક વિકાસ ઉપરાંત લોકશાહી માટે બીજી ઘણી બધી જરૂરિયાતો અને શરતો પર ધ્યાન આપવું જોઈએ.' (પૃ. ૫)

'રસહીન પ્રજા તો લોકશાહી હશે, તો પણ વહેલી મોડી એને ગુલામી બેસશે. બુદ્ધિ અને અક્કલ હોંશિયારીની જરૂર નથી એમ નહિ, પરંતુ પ્રજાના તમામ વર્ગોના ઉમંગભર્યા સહકાર અને સાથ વિના એકલી બુદ્ધિ લગભગ નકામી છે. પ્રજાકીય કામો કેવળ સરકારો જ નહિ પણ પ્રજા પોતે કરતી થાય તો લોકશાહી ટકે અને વધે. ઉલ્લાસથી, ધગશથી અને સક્રિયપણે આપણે સહુ જાહેર કામોમાં ભાગ લઈએ તે જરૂરનું છે. કહેવત છે કે, 'આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય' તેમ, આપ મહેનત વિના લોકશાહીનું સુખ ન મળે'. (પૃ. ૬)

'લોકોના જુદા જુદા અભિપ્રાયોની ગંગા નિરંતર વહેતી રહે, તો જ એમાંથી પાણી પીવું રુચિકર અને આરોગ્યપ્રદ થાય. તો જ પછી સત્યની ઝાંખી માટે આશા બંધાય. સત્ય કોઈ એક વ્યક્તિ કે જૂથનો ઇજારો નથી. સહુના સાથ વડે અને સહુને સાંભળવાથી સત્યને પામી શકાય છે. એટલે, પ્રજા સમક્ષ વિધવિધ વિકલ્પો—વ્યક્તિ અને વિચાર અને કાર્યક્રમના—હરહંમેશ મુકાતા રહેવા જોઈએ અને એમાંથી પસંદગી કરવાની મોકળાશ પ્રજાને મળવી જોઈએ. વારાફરતી એવા વિકલ્પો સત્તા અને જવાબદારી સંભાળતા રહે. આવી પરિસ્થિતિ અને આબોહવા જ્યાં હોય, ત્યાં લોકશાહી માટે વિકાસની શક્યતા અને સગવડો છે એમ માની શકાય.' (પૃ. ૧૦)

'એકબીજાના વિચારો અને અભિપ્રાયો આપણે માત્ર ચલાવી લઈએ, સાંભળી લઈએ, સાંખી લઈએ એનું નામ સહિષ્ણુતા નથી. ઉદારતાની વૃત્તિથી, સત્યદર્શનની ઝંખનાથી અને સર્વલોકહિત કરવાની ધગશથી આપણે નાનામોટા દરેકનાં અભિપ્રાયો અને સૂચનો ઉત્સાહથી આવકારીએ, ધ્યાનથી સાંભળીએ, કાળજીથી તપાસીએ અને જે જે સારું ને સાચું જણાય તેનો સ્વીકાર કરીએ એ સાચી સહિષ્ણુતા છે. મતાંતરક્ષમા એ લોકશાહીની અનિવાર્ય આવશ્યકતા છે.' (પૃ. ૪૨)

'પાણી જેમ જુદી જુદી નહેરોમાંથી આખા પ્રદેશને પૂરું પડાય અને ભૂમિ ફળદ્રૂપ બને તેમ વિવિધ અભિપ્રાયોવાળી રાજકીય પક્ષરૂપી નહેરો દ્વારા આખી સમાજ-ધરતી લોકશાહી માટે ફળદ્રૂપ બને છે.' (પૃ. ૪૪)

'લોકશાહીમાં લોકો સાથે વાતચીત કરવાની છે, લોકોને ભડકાવવાના નથી. લોકો સમક્ષ નક્કર વિકલ્પો રજૂ કરવાના છે, ગાળાગાળી કરવાની નથી. વિરોધપક્ષ જો આ રીતે વર્તે તો સત્તાની સીડી પર એ વધારે ઝડપથી ચડી જઈ શકે છે.' (પૃ. ૪૬)

'લોકશાહીમાં આંટીઘૂંટી નથી. એ મુક્ત સમાજની હિમાયતી છે. લોકશાહી એટલે મુક્ત સમાજ. લોકો એમનો જાહેર વહેવાર ખુલ્લી રીતે કરે એટલે મુશ્કેલીઓ વધવાને બદલે ઊલટી ઘટે છે. એમ કરવા જતાં આપણી નબળાઈઓ પણ છતી થાય અને આપણું સામર્થ્ય પણ સ્પષ્ટ થાય. મર્યાદાઓનું ભાન થવું એ પ્રગતિ કરવા માટેની એક આવશ્યક શરત જ છે. એટલે મર્યાદાઓથી ને નબળાઈઓથી ગભરાઈ જવાનું કોઈ કારણ નથી.' (પૃ. ૬૯)

'લોકો એટલે ટોળું નહિ. લોકશાહીમાંથી ટોળાંશાહીમાં લપસી પડવાનો ભય અવગણવા જેવો નથી. લોકશાહીને નામે લોકસમૂહનું અવિચારીપણું ચાલવા દેવાય નહિ. લોકોનો વિચારપૂર્વકનો સહકાર લોકશાહીમાં અપેક્ષિત છે. આંધળિયા અનુકરણ અને ઊંધું ઘાલીને ગાડરિયા પ્રવાહ જેવું રેલાવું તે લોકશાહી નથી. લોકશાહી સામાન્ય કે સસ્તી ચીજ નથી. સામાન્યજનોને અસામાન્ય બનાવવાની તાકાત લોકશાહીમાં છે. એની આબોહવા જ એવી હોય છે કે એના સતત શ્વાસોચ્છ્વાસથી દીનહીન મનાતા માણસો નવો પ્રાણ અને નવી પ્રેરણા પામે છે.' (પૃ. ૬૯-૭૦)

'અભણ માણસને પણ પસંદગી કરવાની અક્કલ અને પહોંચ હોય છે. બૂટ પહેર્યો હોય તો તે વાગે છે કે નથી વાગતો એની સૂઝ દરેકને હોય છે, એ માટે કાંઈ બૂટ બનાવવાની અક્કલ હોવી જોઈએ એવું નથી. લોકતંત્રમાં શું ખટક્યું ને બગડ્યું, કોણ ક્યાં ચસક્યું ને વિફર્યું તેની સમજ દરેકને ઓછીવત્તી રહેવાની. એટલે, શ્રદ્ધાપૂર્વક અને જોખમ ખેડવાની વૃત્તિથી પણ દરેક નાગરિકને મતનો અને ઉમેદવારીનો હક્ક આપવાની લોકશાહીની હિમાયત છે. દરેકને એકેક મત; કોઈને મત નહિ એમ નહિ; કોઈને એકથી વધુ મત નહિ. માણસ દીઠ એક મત આપીને સિદ્ધ તો એમ કરવાનું કે મૂળભૂત રીતે કોઈ કોઈનાથી ચડિયાતું નથી.' (પૃ. ૭૧)

'લોકશાહી મક્કમપણે જાય છે, દઢ વિશ્વાસથી ચાલે છે એ જ્યારે ધક્કો લગાવે છે ત્યારે જોરથી ધક્કો લગાવે છે. લોકશાહીની ખૂબી એ છે કે આપખુદી સામેના લોકોના જુવાળમાંથી તેનો જન્મ થયો છે. એટલે એક રીતે જોતાં તો તેનાં મૂળિયાં ક્રાંતિમાં છે. છતાં ક્રાંતિનો કસબ લોકશાહી એ રીતે ફેલાવે છે કે જેથી લોહી રેડ્યા વિના ઓછામાં ઓછી કિંમત ચૂકવીને સામાજિક પરિવર્તનો થયાં કરે.' (પૃ. ૭૨)

'લોકશાહીની ગંગા સતત વહેતા પાણી જેવી છે. એને કોઈ અંત નથી, પૂર્ણવિરામ નથી. પાણી જેમ જુદાં જુદાં સ્થળે વળાંકો લેતું જાય, સાંકડા પહોળા પટમાં પથરાતું જાય, તેમ લોકશાહીની ગંગા પણ માનવ-સમાજમાં સતત વહેતી જ રહેશે. એમાંથી ચાંગળું પાણી પીવું કે ઘડો ભરી લેવો તેનો આધાર આપણી શક્તિ અને તરસ પર છે. આપણી પાત્રતા જ આપણી સફળતાનું મૂલ્યાંકન કરશે.' (પૃ. ૭૨)

**જાફરહુસેન ઈ. લાલીવાલા**
**એહમદહુસેન ઈ. લાલીવાલા**

\+ + +

## સાભાર સ્વીકાર

Longmans, Green & Co. Ltd., 48 Grosvenor Street, London, W. I પ્રકાશિત :

(1) *The New Statesman :* The History of the first fifty years-1913-1963. By Edward Hyams. With an Introduction by John Freeman. pp. 326. Index. 35 s.

(2) *New Statesmenship :* An Anthology. Selected by Edward Hyams. pp. 290. 25 s.

× ×

C. A. Watts & Co. Ltd , 39 Parker street, Kingsway 1, London, w. c. 2 પ્રકાશિત :

(1) *The Romans.* Edited by J. P. V. D. Balsdon. pp. 288. Index. 15 s.

(2) *Education and Contemporary Society.* By H. L. Elvin. pp. 220. 15 s.

× ×

Cambridge University Press, Bentley House, 200 Euston Road, London, N.W. 1 પ્રકાશિત :

(1) *Social Science and Political Theory.* By W. G. Runciman. pp. 200. Index. 22s.-6d.

(2) *The Nature and Limits of Political Science* By Maurice Cowling pp. 214. 25s.

(3) *International Relations :* A General Theory. By J. W. Burton. pp. 288. Index. 37s.-6d.

× ×

Macmillan & Co. Ltd., St. Martin's street, London, W. C. 2 પ્રકાશિત :

(1) *Government Action and Morality:* Some Principles and Concepts of Liberal-Democracy. By R. S. Downie. pp. 159. Index. 21 s.

(2) *The British General Election of 1964.* By D. E. Butler and Anthony King. pp. 401. Index. 45 s.

(3) *The Machinery of Local Government.* By R. M. Jackson. pp. 390. Index. Second Edition, 1965. 36 s.

(4) *Studies in British Government.* By V. H. Brasher. pp. 177. Index. 18 s.

(5) *Studies in British Politics :* A Reader in Political Sociology. Edited by Richard Rose. pp. 340. 52s.

× ×

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદનાં પ્રકાશનો :

(૧) **હું શાણી અને શકરાભાઈ.** લેખક–'પ્રિયદર્શી' (મધુસૂદન પારેખ) પૃ. ૨૪૪ રૂા. ૫/–

(૨) **ધ્રુવદેવી.** (ભારતસમ્રાટ સમુદ્રગુપ્ત પછી આગળ વધતી નવલકથા). લેખક–ધૂમકેતુ. પૃ. ૧૭૧. રૂા. ૩–૫૦ પૈ.

(૩) **મહામાનવ શાસ્ત્રી.** લેખક–કુમારપાળ દેસાઈ. પૃ. ૩૦૦. રૂા. ૬/–

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક




નવેંબર - ૧૯૬૬

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક ૪

"લોકશાહી સર્વના લાભ માટેની સરકાર છે, અને તેથી એને એવી રીતે ચલાવવી જોઈએ કે પ્રત્યેક નાગરિક, બહુમતીની વિચારસરણીથી કે અભિપ્રાયોથી ભલે ગમે તેટલો જુદો પડતો હોય તેમ છતાં, સ્વેચ્છાથી સહકાર આપવાની પરિસ્થિતિમાં હોય. માત્ર કાયદાની જોગવાઈઓ ઉપર તે આધાર રાખી શકે નહિ. એટલે મહત્તમ મત-એકતા પ્રાપ્ત કરવા માટે એ આવશ્યક છે કે લોકશાહીવાદીઓમાં સમાધાનની ભાવના, ભિન્ન દૃષ્ટિબિંદુ સમજવાની તત્પરતા અને સમાધાન કરવાની તૈયારી હોવી જોઈએ. લોકશાહીને આગળ ધપાવવાની ભાવનાથી ચૂંટણી લડતાં માણસોમાં રહેલ સેવાભાવના, નિઃસ્વાર્થતા, સત્યપ્રિયતા અને ચારિત્ર્ય ઉપર આ બાબતો નિઃશંક આધાર રાખશે. મતદારે પોતે જ વિચાર કરી ઉમેદવારોમાંથી ઉત્તમને શોધી કાઢવાનું અને તેની તરફેણમાં પોતાનો મત આપવાનું રહેશે. જો દરેક જણ ઉચિત રીતે અને સાચી ભાવનાથી પોતાની ફરજ બજાવે તો પરિસ્થિતિ ઇચ્છિત દિશામાં પ્રયાણ કરશે એમાં કોઈ શંકા નથી."

**ગણેશ વાસુદેવ માવળંકર**

['આપણી લોકશાહી: તેનું નિર્માણ અને જતન.' લેખક: ગણેશ વાસુદેવ માવળંકર. અનુવાદક: ઉપેન્દ્ર ર. ભટ્ટ. સન્નિષ્ઠ પ્રકાશન, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧. નવેંબર, ૧૯૬૬. પૃ. ૧૮-૧૯.]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

કેટલાક કાગળો. મ્યુનિસિપાલિટી અને મિલઓનર્સ એસોસીએશન એ બન્નેની વચ્ચેની વૅલ્યુએશન બાબતની લવાદીનું કામ.

પછી કેટલાક મરાઠી કાગળો. ચિ. સૌ. સુન્દરાબાઈ પેંઢારકર અને અંબુતાઈનાં ખાતાંઓનો (સદ્‌ગત સાળુ-માવશી ગોળવલકરે એમને માટે મને બક્ષીસ આપેલા) નિકાલ કરવા માટે શ્રી મામા પેંઢારકરને મોકલવાના કાગળનો મુસદ્દો લખાવ્યો. બીજા પણ કેટલાક કાગળો.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. ટપાલ જોઈ અને મોકલી. થોડા કાગળો. આર. સી. ટેકનિકલ સ્કૂલના પ્રિન્સિપાલ શ્રી દેસાઈ આવ્યા હતા. ત્યાંના અભ્યાસક્રમમાં જુદાજુદા વિષયોના અભ્યાસક્રમો દાખલ કરવા અને એ સંસ્થાને હાલની જગ્યા પરથી યુનિવર્સિટીના અમારા કૅમ્પસમાં લાવવી એ વિષે તેઓ સરકારને લખવાના છે એ માટેનો એમનો મુસદ્દો જોઈને તે પર ચર્ચા કરી અને સૂચનાઓ આપી. શ્રી સુરોત્તમ હઠીસિંગ આવ્યા હતા.

ચા અને શૌચ આટોપીને પ્રેમાભાઈ હૉલમાં મદ્યનિષેધ મંડળમાં હીરક મહોત્સવ માટે ગયો હતો. આ મંડળ એટલે ડૉ. જોસફ બેન્જામિનનું[7] જીવનકાર્ય. હું પ્રમુખપદે હતો. આ પ્રસંગે ડૉ. હરિપ્રસાદ દેસાઈ[8] અને કુરેશી બોલવાના હતા. એમનાં નામો પણ જાહેરપત્રકમાં પ્રસિદ્ધ થયાં હતાં. પણ છેક છેલ્લી ઘડીએ તેઓ બન્ને શ્રી પુરુષોત્તમદાસ ટંડનની[9] જાહેર સભામાં ગયા! જે કાર્યક્રમ અગાઉ નક્કી થયો અને જ્યાં જવા માટે આપણે હા પાડી હોય તે છોડીને બીજા કાર્યક્રમમાં જવું તે મને યોગ્ય લાગતું નથી. આવું કરવામાં આપેલા શબ્દની કે વચનની કિંમત નહિ એવું બને છે. ઠીક.

ત્યાંથી ભદ્રમાં આવીને ઘેર આવ્યો ત્યાં શ્રી એસ.પી. નાડકર્ણી અને એમનાં પત્ની આવ્યાં. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

સ્વિટ્ઝર્લૅન્ડથી મેં મોકલેલા કાગળોનું[10] ગુજરાતી ભાષાંતર 'પ્રસ્થાન'[11] માસિકમાં પ્રકાશનાર્થે ચિ. અણ્ણાએ કર્યું હતું તે જોયું અને તપાસી આપ્યું.

## તા. ૨૨ ડિસેમ્બર ૧૯૪૮, બુધવાર
### (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. પછી. નિત્યવિધિ, ઇન્જેક્શન વગેરે. ડૉક્ટરના કહેવાથી ઇંજેક્શનનો ડોઝ આજે વધાર્યો. પછી ઇન્ડીઆ બૅંકમાંનાં જુદાં જુદાં ખાતાંઓના હિસાબો જોતો બેઠો. ત્યાર બાદ ૯–૩૦ થી ૧૧-૪૫ સુધી મ્યુનિસિપાલિટી અને મિલઓનર્સ વચ્ચેની લવાદીનું કામ. પછી શ્રી ગૌતમ સારાભાઈ[12] આવ્યા હતા. ઇન્કમ ટૅક્સ મુક્તિનો ફાયદો લઈને એમને કેટલીક રકમ યુનિવર્સિટીને આપવી છે એ બાબતમાં તેઓ ચર્ચા કરવા માટે આવ્યા હતા. પરંતુ જે યોજના માટે એ દાન આપવાનું છે એ યોજનાની ઝીણામાં ઝીણી વિગતો પણ તેઓ કહે તે જ પ્રમાણે થવી જોઈએ એવો એમનો આગ્રહ! એ વાત સંપૂર્ણપણે કેવી રીતે શક્ય બને? ઠીક.

બપોરના ભોજન માટે શ્રી ચિનુભાઈ લલ્લુભાઈ ને[13] ત્યાં ગયો. શ્રી પુરુષોત્તમદાસ ટંડન આવ્યા છે. બીજા ઘણા બધા મિલમાલિકો અને અન્ય લોકો હતા.

શેઠ અમૃતલાલ અને હું સાથે પાછા ફર્યા અને યુનિવર્સિટી વિષે અમારી વાતચીત થઇ. પછી વિશ્રાંતિ. શ્રી સુરોત્તમ હઠીસિંગ મળ્યા. પછી શ્રી ગૌતમ સારાભાઈ, પોતે કઈ શરતો સાથે પૈસા આપશે એનો મુસદ્દો લઈને આવ્યા. મેં એમાં ફેરફાર સૂચવ્યા. રકમ આશરે રૂ.૩૯,૦૦૦ હતી. તેઓ મને મુંબઈમાં તા. ૩૧મીએ મળવાના છે.

કરાંચીના મંદિરની બાબતમાં શ્રી સ્વામીનારાયણ મંદિરના પ્રતિનિધિ મળ્યા હતા. મંદિરની વ્યવસ્થા ત્યાંના હાઈ કમિશનરને સોંપવી એમ નક્કી કર્યું અને મુસદ્દાઓ વગેરે પણ કરાવી આપ્યા.

પછી પુરુષોત્તમ મિલ કંપાઉન્ડમાં શ્રી રામચરિતમાનસ સંમેલનમાં ગયો. મારા હાથે ઉદ્‌ઘાટનવિધિ થવાની હતી. રામચરિત્ર સ્ફૂર્તિદાયક છે અને તે કેવી રીતે, વ્યક્તિગત અને સામુદાયિક જીવનમાં શ્રી રામચંદ્ર કેવી આદર્શ રીતે વર્ત્યા એ કહીને મેં સંમેલનનું ઉદ્‌ઘાટન કર્યું. ત્યાંથી ભદ્રમાં આવીને મહારાષ્ટ્ર સમાજના[14] શ્રી ખળે અને શ્રી ફડકેને મળીને બંગલા પર પાછો આવ્યો. પછી ઘરનાં સહુ સાથે બેસીને વાતોચીતો. ભોજન બાદ શ્રીમતી ધોન્ડૂઆત્યાબાઇ[15] આવ્યાં હતાં. વાતો. પરચૂરણ વાચન, વગેરે.

## તા.૨૩ ડિસેમ્બર ૧૯૪૮, ગુરુવાર
### (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. પછી ઇંજેક્શન, વગેરે

નિત્યવિધિ. કેટલાક કાગળો. રાજા મહેન્દ્ર પ્રતાપ સિંગ[૧૬] (વૃન્દાવનના) મળવા આવ્યા હતા. ૯-૩૦થી ૧૧-૪૫ સુધી મ્યુનિસિપાલિટી અને મિલઓનર્સ વચ્ચેની લવાદી. પછી કેટલાક કાગળો.

ભોજન બાદ રાજા મહેન્દ્ર પ્રતાપની સાથે કૉલેજના કૅમ્પસ્ તરફ જઈને એમને બધું બતાવી આવ્યો. પછી કેટલાક મહત્ત્વના કાગળો લખાવ્યા. કરાંચી સ્વામીનારાયણ મંદિરની બાબતમાં શ્રી શ્રીપ્રકાશને મોકલવાનો પત્ર લખાવ્યો. શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક અને શેઠ રતિલાલ પટેલ આવ્યા હતા. દુષ્કાળ કમિટીના કામ બાબત શ્રી ઈન્દુલાલને ખૂબ જ અસંતોષ છે તે વાજબી પણ છે; પરંતુ એનો ઉપાય શો? કૉંગ્રેસના પદાધિકારીઓ યોગ્ય પ્રકારે કામ કરતા નથી એવી ફરિયાદ કરીને શો ઉપયોગ? એમને પદ ઉપરથી દૂર કરવા હોય તો આપણે કામ કરતા રહેવું એ એક જ ઉપાય છે. દુષ્કાળ-નિવારણ અર્થે આપણાથી જે શક્ય તે આપણે કરી છૂટવું એ ઉત્તમ માર્ગ. ઠીક.

૫-૧૫ વાગ્યે નીકળ્યો અને કાસિન્દ્રા ગામે (આશરે ૧૮ માઈલ) જઈને ત્યાંની શાળાની ઇમારતનું ઉદ્‌ઘાટન કરી આવ્યો. પ્રસંગને અનુરૂપ નાનકડું ભાષણ પણ કરી આવ્યો. ૮-૩૦ વાગ્યે ઘેર પાછો આવ્યો.

ભોજન બાદ ચિ. બાળ સાથે ચર્ચા. વિષય અને arguments હંમેશનાં જ. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૨૪ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
## (અમદાવાદ અને મોડાસા)

પરોઢિયે ઊઠીને સ્નાન વગેરે આટોપીને ખેલગામ કૉલેજના પ્રોફેસર ઠકારને કાગળ અને બીજું થોડું પરચૂરણ કામ. પછી ૭-૪૦ની ગાડીમાં મોડાસા જવા માટે નીકળ્યો. ગાડીમાં થોડો વખત વૃત્તપત્રવાચન અને 'ક્રાંહીં પાઉલેં'[૧૭]નો બીજો ખંડ તૈયાર કરવાનો છે એનું કેટલુંક લખાણ જોયું. આટલું કામ (ગાડીમાં) થયું. શ્રી પરીક્ષિતલાલ મજમુદાર[૧૮] સાથે હતા, એમની જોડે વાતો.

આશરે ૧૦-૩૦ વાગ્યે તલોદ ગામે ઊતર્યા. ત્યાં લોકોએ એક સભા રાખી હતી. લોકો મોટી સંખ્યામાં આવ્યા હતા. સ્ત્રીઓ, બાળકો, વેપારીઓ, ન ભણેલા વગેરે સર્વ પ્રકારના લોકો હોવાથી બોલવાની મુશ્કેલી હતી. પણ સ્વાતંત્ર્યની જવાબદારી શી છે એ વિષે બોલ્યો. ચારિત્ર્ય, શિસ્ત વગેરે ગુણો વિના હવે ચાલવાનું નથી એ મુદ્દો. યુરોપમાં શું જોયું તે પણ કહ્યું.

પછી ઈન્જેક્શન, જમણ, વિશ્રાંતિ વગેરે આટોપીને નીકળ્યા તે ત્યાંથી આશરે ૨૦ માઈલ ધનસુરા ગામે બે વાગ્યે પહોંચ્યા. ત્યાં પણ વ્યાખ્યાન આશરે ૪૦ મિનિટનું અને ત્યાંથી નીકળીને આશરે ૧૦ માઈલ પર ઇડરની હદમાંના બાયડ ગામે ચાર વાગ્યે આવ્યા. ત્યાં સભા, ભાષણ, ચા, શૌચ વગેરે આટોપીને ૫-૩૦ના અરસામાં ધનસુરા મુકામ પર પાછા પહોંચ્યા અને ચા વગેરે ફરી લઈને ૬-૦ વાગ્યે મોડાસા આવી પહોંચ્યા. ગામની ભાગોળ પર જ લોકો અમને મળ્યા અને અમારું સ્વાગત કર્યું.

અહીં (મોડાસા) મુકામ અહીંના વૃદ્ધ, પણ ઉત્સાહ વડે જુવાનોને પણ શરમાવે એવા, સજ્જન શ્રી મથુરાદાસ લાલજી ગાંધીને[૧૯] ઘેર. હું એમને ૧૯૨૧ની સાલથી ઓળખું છું. આ સદ્‌ગૃહસ્થે પોતે તન, મન, ધનનો ઘસારો સહન કરીને આજીવન રચનાત્મક એવું સમાજ-સેવાનું કાર્ય કરેલું છે. શાળા, દવાખાનું, હરિજનકાર્ય વગેરે. આ પ્રદેશમાં એક પણ એવી સંસ્થા નથી કે કે જેના મૂળમાં શ્રી મથુરાદાસભાઈ ના હોય. ઠીક.

રાત્રે ભોજન બાદ ઘણા બધા કાર્યકર્તા ભાઈઓ મળ્યા. મને થાક લાગ્યો હતો એટલે હું થોડાંક ઝોકાં ખાતો જ બેઠો હતો. પણ છેવટે (બધા સાથે) બેઠો (અને વાતોચીતો). કૉંગ્રેસી સરકારો, પદાધિકારી (કૉંગ્રેસીઓ) વિષેનો તીવ્ર અસંતોષ ખુલ્લી રીતે લોકો વ્યક્ત કરી રહ્યા હતા. આ સ્થિતિ કેવી રીતે બદલવી એ એક ભારે વિકટ પ્રશ્ન છે. લોકોએ શું બળવો જ કરવો રહ્યો? ભલામણો અને લાગવગો, અસહિષ્ણુતા વગેરેનો જ્યાં ત્યાં ઊભરો છે એવું જ બધાનું કહેવું હતું. આજના દિવસે એક મોટી વાત થઈ. તે એ કે દરેક કાર્યક્રમ બરાબર નિયત સમયે શરૂ થયો અને પૂરો થયો.

## તા. ૨૫ ડિસેમ્બર ૧૯૪૮, શનિવાર
## (મોડાસા અને અમદાવાદ)

પરોઢિયે ઊઠીને થોડો વખત 'ક્રાંહીં પાઉલેં'ના બીજા ખંડના હસ્તલિખિતનું વાચન. ઘાસતેલનો દીવો સારો

ન હોવાથી વધારે વાચન થયું નહિ. નિત્યવિધિ આટોપીને કાર્યક્રમ માટે નીકળ્યો. જૂના હરિજન નિવાસની મુલાકાત લઈને મુખ્ય કાર્યક્રમમાં ગયો. મુખ્ય કાર્યક્રમ એટલે હરિજન નિવાસનું ખાત મુહૂર્ત. એનો સમારંભ. અહીં પણ મેં સામાન્ય વિચારો દર્શાવનારું ભાષણ કર્યું. અહીંના નાગરિક લોકોએ એક માનપત્ર (મને) આપ્યું. એમાં અને ભાષણોમાં મોડાસા અને આજુબાજુના પ્રદેશોનું ઐતિહાસિક અને ભૌગોલિક મહત્ત્વ વ્યક્ત કરાયું. આ પ્રદેશ રેલ્વેથી દૂર હોવાને કારણે આગેવાન લોકો પૈકી ખાસ કોઈ આ બાજુએ આવતા નથી. તેને કારણે મારા આવવાથી વિશેષ ઉત્સાહ લોકોને થયો. ઠીક.

પછી દવાખાનાની મુલાકાત લીધી અને બાદ મુકામ પર જમણ અને વિશ્રાંતિ.

ત્યાર પછી ૨ થી ૪-૧૫ સુધી કાર્યક્રમ. નવા દવાખાનાની ઇમારત જોઈને મ્યુનિસિપાલિટીમાં ગયો. મ્યુનિસિપાલિટીએ મને માનપત્ર આપ્યું. જવાબરૂપે હું બોલ્યો એમાં મ્યુનિસિપલ કામમાં મને કેટલો રસ છે તે કહીને મ્યુનિસિપલ કામ એટલે સ્વરાજ્યના શિક્ષણની નિશાળ જ છે, સ્વરાજ્યનો પાયો જ છે એ મુદ્દો કહ્યો. બીજા મુદ્દાઓ આનુષંગિક હતા. ત્યાંથી શાળામાં ગયો. વિદ્યાર્થીઓને ઉદ્દેશીને થોડું બોલ્યો. શિક્ષણનું મહત્ત્વ, શિક્ષણ એટલું શું, વિદ્યાર્થીઓએ સારી ટેવો પાડવા માટે નાની ને ઝીણી બાબતો તરફ બેદરકારી કરવી નહિ, એ મુદ્દાઓ કહ્યા. ત્યાંથી મહિલા મંદિર ગયો. સ્ત્રીઓને સીવણ કામનુ, અક્ષરજ્ઞાનનું અને બીજું સામાન્ય જ્ઞાન આપવાનું આ કેન્દ્ર છે. ત્યાં પણ ચાર શબ્દ બોલ્યો. સમાજમાં સ્ત્રીનું સ્થાન મહત્ત્વનું છે અને સ્ત્રીઓને સંસ્કારી તથા યોગ્ય શિક્ષણ શા સારુ જોઈએ એ મુદ્દો રજૂ કર્યો. સ્ત્રી જો યોગ્ય રીતે શિક્ષિત હશે તો બાળકોનાં શિક્ષણનો પ્રશ્ન મહદ્ અંશે સરળતાથી ઉકેલાશે. ઠીક.

પછી મુકામ પર આવ્યો. ત્યાં સેવાદળના લોકો મળ્યા. ચા વગેરે આટોપીને મોટર દ્વારા ૫ વાગ્યે નીકળ્યા તે ૮ વાગ્યે અમદાવાદ આવી પહોંચ્યા. ૬૦ માઈલનો પ્રવાસ થયો. શ્રી પરીક્ષિતલાલ મજમુદાર સાથે હતા. ઘણીબધી વાતોચીતો થઈ.

ભોજન બાદ ટપાલ. વાતોચીતો પછી 'કાંહીં પાઉલેં' દ્વિતીય ખંડનું હસ્તલિખિત આગળ વાંચ્યું. ચિ. બાળ આવ્યો અને ચર્ચા કરવા લાગ્યો......

## તા. ૨૬ ડિસેમ્બર ૧૯૪૮, રવિવાર (અમદાવાદ)

પરોઢીએ ૪-૪૫ વાગ્યે જ ઊઠયો. રોજનીશી-લેખન અને પત્રવ્યવહાર જોઈને 'કાંહીં પાઉલેં'ના બીજા ખંડનું હસ્તલિખિત થોડો વખત જોયું. દુષ્કાળ નિવારણના કામ માટે શ્રી લક્ષ્મીદાસભાઈ આશર[20] આવ્યા હતા. એમને મિલમાંથી પંપ જોઈએ છે. સ્નાન, ચા વગેરે આટોપીને ફરવા ગયો. આજે જરા મોડું થયું. ૪૦ મિનિટ જ ફરવાનું થયું.

પછી મુખ્ય કામ યુનિવર્સિટી રિપોર્ટનું. સરકારને મોકલવાના કાગળનો મુસદ્દો લખાવ્યો. રિપોર્ટની નકલો હજી સભાસદો તરફ રવાના થઈ નથી! તે રવાના થશે અને પછી પ્રિન્સિપલ એન. એમ. શાહની સહી લેવાની. શ્રી મુનશીએ કેટલાક શાબ્દિક ફેરફારો સૂચવ્યા છે. અન્ય કેટલાક મુદ્દાઓ અને વિચારો મારા પર છોડવામાં આવ્યા હતા એનો નિકાલ કર્યો.

પછી કેટલાક કાગળો લખાવ્યા. શ્રી સ્વામીનારાયણ મંદિર (કરાંચી) બાબતમાં શ્રીયુત શ્રીપ્રકાશને મોકલવાનો કાગળ વાંચીને સહી કરી. એમનાં ઘરનાં કૌટુંબિક ખર્ચની બાબતમાં ચિ. બાળાસાહેબ મહાજનનો એક લાંબો કાગળ આવ્યો છે. એમને ચિન્તામુક્ત કરવા રહ્યા. પરંતુ ખાનગી (confidential એવો) જવાબ મારે જ લખવો રહ્યો. ઠીક. શ્રી ચિટણીસ સાથે કેટલાક હિસાબો વગેરે જોયા.

ભોજન બાદ આરામ. ૨-૩૦થી કામની શરૂઆત. આજે એરંડિયા મહાજન (Seeds Merchants Association)ના રજત મહોત્સવના અધ્યક્ષ તરીકે મારે જવાનું છે એ પ્રસંગે શ્રી અમૃતલાલ શેઠનું ભાષણ અને મંત્રીનું નિવેદન આવ્યું હતું તે જોયું. સરકારની હાલની નીતિ વિષે ઘણી બધી છણાવટ એમણે કરી છે, પોતાનો કેસ એમણે રજૂ કર્યો છે અને સરકારી તંત્ર વિષે અસંતોષ વ્યક્ત કર્યો છે. ઠીક. બનારસના પુસ્તકવિક્રેતા શ્રી ભાર્ગવ મળ્યા હતા.

૩-૩૦થી ૫-૪૫ સુધીનો વખત એરંડિયા મહાજનના રૌપ્ય મહોત્સવ સ્થળે ગયો. વેપારી લોકો બધા હાજર હતા. આગેવાન કૉંગ્રેસવાળાઓ દેખાતા નહોતા. દરેક

વેપારીએ સરકારી ધોરણ, નીતિ અને રીતભાત એ બધાં પર ખૂબ કડક શબ્દોમાં ટીકાના પ્રહાર કર્યા. ત્યાર પછી હું બોલ્યો. સ્થિતિ નાજુક હતી. એક તો હું સરકારનો નિકટજન, સરકારમાં નહિ તો પણ. બીજું, સ્પીકરની હેસિયતને કારણે મારી મર્યાદા. ત્રીજું એ કે, વેપારીઓની વાત મહદ્ અંશે સાચી હતી. એમને વિરોધાત્મક જવાબ આપવો તે અશક્ય એટલું જ નહિ પણ એમાં સત્યનો દ્રોહ. અને એમની વાતોને જાહેર રીતે પુષ્ટિ આપવી એટલે સરકારની નિંદા. પણ મેં નિશ્ચય કર્યો કે જે લાગે તે વ્યક્ત કરવું જોઈએ. મારા ભાષણના મુદ્દાઓ: (૧) સર્વસામાન્યપણે દરેક પુખ્ત વયના માણસના મત ઉપર આધારિત (રહેતી) સરકાર, એની નજર સામાન્ય માણસ શું કહે છે એની તરફ જ રહેવાની. એટલે ચાર થોડા વેપારીઓ ગમે તેટલું યોગ્ય અને ડાહ્યું સારું બોલતા હોય તો પણ સામાન્ય માણસને જે લાગે છે એ જ પ્રમાણે સરકાર કરવાની. (૨) હાલનો સમય સંક્રમણનો છે. એટલે જે કષ્ટ લાગે છે અગર લાગશે તે સ્વાતંત્ર્યની પ્રસૂતિ વેદનાઓ છે, દીર્ઘ સમય માટે એ કષ્ટ ટકનારું નથી. સમુદ્રમંથન ચાલુ છે. હાલમાં વિષ (ભલે) ઉપર આવેલું દેખાય તો પણ છેવટે અમૃત જ નીકળશે એવો વિશ્વાસ રાખજો. (૩) દિનપ્રતિદિન વેપારીભાઈઓ નાગરિકતાની ફરજો ભૂલતા જઈને બધો વખત વેપારમાં જ ગાળે છે. લોકસંપર્ક નથી તેનું આ પરિણામ છે. એટલે લોકોની સેવા દ્વારા લોકસંપર્ક વધારજો. (૪) જે લાગે તે સ્પષ્ટપણે બોલવું જોઈએ. લોકમત પ્રબળ હશે તો સરકાર એની વિરુદ્ધ જશે નહિ; પણ જે કોઈ હોય તે બોલતાં ગભરાય છે, 'હું શા માટે ખરાબપણું વહોરી લઉં', 'મને એનું શું', આ પ્રકારની વૃત્તિથી નુકસાન થાય છે. એ દૃષ્ટિએ જોતાં, આજના સમારંભમાં દરેકે પોતાના મનમાં રહેલો ખળભળાટ વ્યક્ત કર્યો એ મોટું જ કામ થયું. (૫) હૉસ્પિટાલ કરવા માટે યુનિવર્સિટીને બે લાખ રૂપિયાનું દાન જાહેર કર્યા બદલ આભાર.

પછી ઘરમાં આવીને શ્રી મુઝુમદાર[૨] સાથે બંગલા પર આવ્યો. મહારાષ્ટ્રના સમાજના લોકો તા. ૨૯મીનું નિમંત્રણ આપવા માટે આવ્યા હતા. શ્રી કાપડિયા શ્રી ગૌતમ સારાભાઈના (આશરે રૂ.) ૪૦,૦૦૦ના દાનની બાબતમાં મળવા આવ્યા હતા. શ્રી મુઝુમદારને અને શેઠ અમૃતલાલને એમણે મળવું એમ મેં કહ્યું. શ્રી ભાઉકાકા જાભેકર[૨૧] આવ્યા હતા. એમણે કરવાનાં કામોનું ટાંચણ કરાવ્યું: (૧) ખાંડેકર પ્રકરણના બધા હિસાબો પૂરા કરવા અને ભૈયાસાહેબને જે મિલકત આપવાની તે એમની પત્નીના નામે આપવી એ વિષે ભૈયાસાહેબને કાગળ. (૨) ઠાકુર ટ્રસ્ટ ફંડની[૨૨] રકમ ટિળક વિદ્યાપીઠને સોંપી દેવી એવો વિચાર શ્રી પાટિલને[૨૩] જણાવીને નિર્ણય લેવો. (ઉપરાંત) બીજી પણ નાની નાની ઘણી બધી બાબતો. 'હરિજન'[૨૪]માં એક નાનકડો લેખ શ્રી કિશોરલાલભાઈએ માગ્યો છે. તા. ૩૦ જાન્યુઆરી (મહાત્માજીનો નિર્વાણ દિન)નો દિવસ કેવી રીતે પાળવો એ વિષય. એ લેખ લખાવ્યો.

પછી ઘરનાં બધાં સાથે વાતોચીતો વગેરે. ભોજન બાદ 'कांही पाऊले' હસ્તલિખિત. વાંચ્યો જ સૂતો.

ચિ. અણ્ણાનાં લગ્ન વિષે સૌ.વતીએ વાત કાઢી. મેં સાંભળી લીધી; શું બોલું? ચિ. અણ્ણાનું વર્તન અનૈતિક નથી. પણ એણે માતુશ્રી પૂજ્ય બાઈનું અને સૌ.વતીનું મન પણ દુભાવવું નહિ. પણ હું એને આ વાત કેવી રીતે કહું? એની ભાવનાનો અને એના ભવિષ્યનો આ સવાલ છે. હું સલાહ આપું એના કરતાં વધારે આગળ હું કેવી રીતે જઈ શકું? ઠીક. પણ આ જ વાત સૌ.વતીને મેં ફરી કહી હોત તો સારું થાત એમ પાછળથી મને લાગ્યું. ઠીક.

(ક્રમશઃ)

## પાદટીપો

૧. શ્રી અનંતશયનમ્ આય્યંગાર. બિહાર રાજ્યના ગવર્નર. તે પહેલાં તેઓ લોકસભાના સ્પીકર હતા. દાદાસાહેબના સ્પીકરપદ દરમિયાન શ્રી આય્યંગાર લોકસભાના ડેપ્યુટી સ્પીકર હતા, અને દાદાસાહેબના દેહાંત પછી તેઓ સ્પીકરપદે ચૂંટાયા હતા. શ્રી આય્યંગાર આંધ્રના વતની છે અને કુશળ વકીલ તરીકેની એમની કારકિર્દી હતી. સ્વાતંત્ર્યસંગ્રામમાં એમણે સક્રિય ભાગ લીધો હતો. દેશવિદેશના પ્રવાસો એમણે ખેડેલા છે. શ્રી આય્યંગાર બુદ્ધિશાળી, વિનોદી સ્વભાવના અને ધાર્મિક વૃત્તિના સજ્જન છે.

૨. સ્પીકરપદનાં સ્વરૂપ અને કર્તવ્યો વિષે દાદાસાહેબે થોડુંક છૂટુંછવાયું લખાણ કર્યું છે. લંડનની The Hansard Societyએ ઈ. સ. ૧૯૫૧માં પ્રસિદ્ધ કરેલ અંગ્રેજી પુસ્તક Parliamentary Government in the Commonwealth: A Symposium-Edited by Sydney D. Baileyમાં દાદાસાહેબનો લેખ 'Parliamentary Life in India' પ્રસિદ્ધ થયો છે. (પૃ. ૧૪૪થી પૃ.૧૪૮). હૅરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ ઑફ પોલિટિકલ સાયન્સ, અમદાવાદનું બીજું પ્રકાશન, Parliamentary Democracy in India: A Symposium તા. ૨૩ ફેબ્રુઆરી ૧૯૫૬ને રોજ (દાદાસાહેબના દુઃખદ અવસાનના ચાર જ દિવસ પહેલાં–તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬ને રોજ દાદાસાહેબ સ્વર્ગવાસી બન્યા).બહાર પડ્યું તેમાં The Office of the Speaker એ શીર્ષક હેઠળ દાદાસાહેબનો ખાસ સવિસ્તર લેખ છે એનો ગુજરાતી અનુવાદ 'સ્પીકરનું પદ' એ નામે 'અભ્યાસ' પુષ્પ ૧ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. (નવેમ્બર ૧૯૬૫, પૃ. ૧૨, કિં. ૦–૫૦ પૈસા).

૩. શ્રી હણમંત અચ્યુત ચિટણીસ. બીજા વિશ્વયુદ્ધ પહેલાં તેઓ નોકરી અર્થે અમદાવાદ આવ્યા અને દાદાસાહેબ પાસે હિસાબનીશ તથા કારકુન તરીકે કામ કરવા લાગ્યા. દાદાસાહેબના દેહાંત પછી પણ થોડાં વર્ષ સુધી એમણે માવળંકર કુટુંબ સાથે કામ કર્યું અને એકધારી સન્નિષ્ઠ સેવાઓ બજાવી. તેઓ બાવડા ગામના વતની છે (મહારાષ્ટ્રમાં કોલ્હાપુરની પાસે આશરે ૪૦ માઈલ પર આવેલું ગામડું). હાલ તેઓ મુંબઈમાં નોકરી કરે છે.

૪. સદ્‌ગત શેઠ હરિદાસ અચરતલાલ. અમદાવાદના અગ્રણી મિલમાલિક. સદ્‌ગત ધાર્મિક વૃત્તિના તથા પરોપકારી હતા. વિશેષ માહિતી માટે જુઓ: 'જીવન પ્રયાગ' (જીવન, પ્રવચન અને સદ્‌ભાવન)–શેઠ હરિદાસ હિરક ગ્રંથ. લેખક, શ્રી વિષ્ણુદેવ પંડિત અને સંગ્રાહક શ્રી ગજાનન વી. જોશી.

૫. ડૉ. જે. ડી. રોમર. દાંતના દાક્તર તરીકે તેઓ અમદાવાદમાં જાણીતા છે.

૬. ડૉ. મોતીભાઈ પટેલ. જાણીતા સર્જન. ગુજરાત યુનિવર્સિટીની વિવિધ સમિતિઓમાં શરૂઆતથી સક્રીય રહ્યા છે. ભારતની મેડિકલ કાઉન્સિલમાં પણ એમણે કામગીરી બજાવી છે.

૭. સદ્‌ગત ડૉ. જોસફ બેન્જામીન. અમદાવાદના એક બુઝર્ગ અને ખ્યાતનામ યહૂદી નાગરિક. સન્નિષ્ઠ રચનાત્મક સમાજસેવક અને અભ્યાસી તરીકે તેઓ જાણીતા હતા.

૮. સદ્‌ગત ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, અમદાવાદના એક અગ્રણી નાગરિક. શહેરના જાહેર જીવનમાં અને સંસ્કારી જીવનમાં એમનો વિશિષ્ટ સભર ફાળો હતો. સ્વભાવે વિનોદી અને મર્માળા. વાચનનો શોખ જબરો. નિયમિત વ્યાયામ અને કસરત કરતા. અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં એમણે સક્રિય અને સુંદર સેવાઓ બજાવી હતી. કલા, સાહિત્ય અને સંસ્કારના ખૂબ શોખીન. રાષ્ટ્રિય મહાસભામાં સામેલ હતા અને ગાંધીજીના નિકટ સંપર્કમાં રહેલા. ડૉક્ટર સાહેબે કેટલાંક મનનીય પુસ્તકો લખ્યાં છે.

૯. સદ્‌ગત શ્રી પુરુષોત્તમદાસ ટંડન. કૉંગ્રેસના પ્રમુખપદે રહેલા. અગાઉ ઉત્તર પ્રદેશની ધારાસભાના સ્પીકર હતા. હિંદીના પ્રખર હિમાયતી. પ્રકાંડ વિદ્વત્તા અને ઊંડી ધાર્મિકતા એમનામાં હતી. 'રાજર્ષિ'નું માનભર્યું બિરુદ એમને મળેલું. ઉત્તર ભારતના રાજકારણમાં અને સ્વાતંત્ર્યસંગ્રામમાં તેઓ સવિશેષ અગ્રેસર હતા.

૧૦. દેશવિદેશોમાંની મુસાફરીઓ પરથી દાદાસાહેબ હંમેશ નિયમિતપણે ઘેર કુટુંબીજનોને પત્રો પાઠવતા. એમના ઘણાખરા પત્રો સવિસ્તર, માહિતીપૂર્ણ, વિવેચનયુક્ત અને રસપ્રદ રીતે લખેલા છે. યુરોપના પ્રવાસ દરમિયાનના દાદાસાહેબના પત્રો સાને ગુરુજીના મરાઠી સાપ્તાહિક 'સાધના'માં ક્રમશઃ પ્રસિદ્ધ થયા હતા, અને પૂનાના દૈનિક 'लोकशक्ति'માં પણ તે પ્રસિદ્ધ થયા હતા. ('युरोपचें अंतरंग' એ નામે આ પત્રો મરાઠીમાં પુસ્તકાકારે વિના મૂલ્યે મિત્રો–સ્વજનો માટે પ્રસિદ્ધ થએલા છે).

૧૧. 'પ્રસ્થાન'. ગુજરાતનું સુપ્રસિદ્ધ સામયિક. આવ

તંત્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક. ૪૨મા વર્ષમાં પ્રવેશેલ આ માસિકના હાલના સંચાલક શ્રી રણછોડજી કે. મિસ્ત્રી છે.

૧૨. શ્રી ગૌતમ સારાભાઈ. અમદાવાદના મિલમાલિક અને ભારતના અગ્રણી ઉદ્યોગપતિ શ્રી અંબાલાલ સારાભાઈના દ્વિતીય પુત્ર. તેઓ પણ મિલઉદ્યોગક્ષેત્રે નામાંકિત છે.

૧૩. સદ્‌ગત શ્રી ચિનુભાઈ લલ્લુભાઈ. અમદાવાદના મિલમાલિક. વર્ષો પહેલાં વિમાની અકસ્માતમાં એમનું અકાળ અવસાન થયું. સ્વતંત્ર પક્ષ, ગુજરાતના એક અગ્રણી શેઠ વાડીલાલ લલ્લુભાઈના તેઓ વડીલ બંધુ હતા.

૧૪. મહારાષ્ટ્ર સમાજ, ભદ્ર, અમદાવાદ. તા. ૧ ઑગસ્ટ ૧૯૨૪ને રોજ અમદાવાદમાં મહારાષ્ટ્ર સમાજની સ્થાપના થઈ. સદ્‌ગત રાવસાહેબ પાવગી એના સ્થાપક હતા. મહારાષ્ટ્ર સમાજ અને એનાં વિવિધ કાર્યો એકધારાં ચાલુ રહ્યાં છે. ભદ્રમાં સમાજની નવી ઇમારત ૧૯૫૯ની સાલથી અસ્તિત્વમાં આવી છે. દાદાસાહેબ પણ મહારાષ્ટ્ર સમાજના અધ્યક્ષપદે થોડો વખત રહ્યા હતા અને સમાજના કાર્યમાં એમણે હંમેશ સક્રિય રસ દાખવીને આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

૧૫. શ્રીમતી ધોન્ડૂઆત્યાબાઈ શેવડે. દાદાસાહેબનાં ફોઈ. તેઓ ભદ્રમાં રહે છે. દાદાસાહેબના પિતા વાસુદેવરાવનાં ધોન્ડૂબાઈ પિતરાઈ બહેન થાય. આત્યાબાઈ તરીકે કુટુંબમાં અને બહાર જાણીતાં આ સન્નારી ધાર્મિક વૃત્તિનાં છે. થિયૉસૉફિકલ સોસાયટી, અડયાર (મદ્રાસ) અને નેપાળની યાત્રા એમણે કરેલી છે. દાદાસાહેબને તેઓ દાદા તરીકે તુંકારથી વહાલપૂર્વક સંબોધતાં.

૧૬. રાજા મહેન્દ્ર પ્રતાપ. 'આયર્ન પેશ્વા' તરીકે પોતાને ઓળખાવે છે. લોકસભામાં તેઓ સભ્ય હતા. પ્રસિદ્ધ ક્રાંતિકાર. બુઝર્ગ લોકસેવક અને લેખક. વિદેશોમાં એમણે ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામ માટે નોંધપાત્ર કામ કરેલું. તા. ૧ ડિસેમ્બર ૧૯૧૫ને રોજ અફઘાનિસ્તાનની રાજધાની કાબુલમાં સ્થપાએલ આઝાદ હિન્દની પ્રથમ કામચલાઉ સરકારના તેઓ પ્રમુખ નિયુક્ત થયા હતા. ૧૯૫૨ની સાલમાં તેઓ કૅાંગ્રેસ સાથે સંલગ્ન રહ્યા. એમણે વિદેશોનો વ્યાપક પ્રવાસ ઘણી વાર ખેડેલો છે અને પાંચ વાર પૃથ્વીપ્રદક્ષિણા કરેલી છે. વર્ષો સુધી એમણે World Federation પત્ર અંગ્રેજીમાં ચલાવ્યું. તે ઉપરાંત હિંદી અને ઉર્દૂમાં પણ એમણે ઘણું લખાણ કર્યું છે. નાનાં-મોટાં ચાળીસેક પ્રકાશનો એમનાં છે.

૧૭. 'कांहीं पाउलें'. મહારાષ્ટ્ર ગ્રંથ ભંડાર, કોલ્હાપુર તરફથી આ શીર્ષક હેઠળ દાદાસાહેબની રોજનીશીમાંના પસંદ કરેલા સવિસ્તર ઉતારાઓ મરાઠી ભાષામાં બે જુદા ખંડમાં પ્રસિદ્ધ થયા છે—પહેલો ખંડ સને ૧૯૪૮માં અને બીજો સને ૧૯૫૩માં. દાદાસાહેબની ઇચ્છા હતી કે આ પ્રમાણે આગળના બીજા ખંડો પ્રસિદ્ધ કરાવવા, પરંતુ તેમની એ ઇચ્છા અધૂરી રહી.

૧૮. સદ્‌ગત શ્રી પરીક્ષિતલાલ મજમુદાર. જુઓ 'અભ્યાસ' સળંગ અંક ૬૧, પૃ. ૧૪, પાદટીપ ૨૨. વધુ માહિતી માટે જુઓ 'અભ્યાસ', દાદાસાહેબ માવળંકર વિશેષાંક, ફેબ્રુઆરી ૧૯૬૬, પૃ. ૨૭૨ થી ૨૭૬, જેમાં સદ્‌ગત પરીક્ષિતભાઈ ને અંજલિ અપાઈ છે અને એમનું જીવનચરિત્ર આલેખાયું છે.

૧૯. શ્રી મથુરાદાસ લાલજી ગાંધી. સાબરકાંઠા જિલ્લાના સુપ્રસિદ્ધ સન્નિષ્ઠ લોકસેવક અને બુઝર્ગ નેતા.

૨૦. શ્રી લક્ષ્મીદાસ આશર. ગાંધીજીના અંતેવાસી પૈકી. રચનાત્મક કાર્યોમાં અને વિશેષતઃ ખાદીકાર્યમાં નોંધપાત્ર કામ અનેક વર્ષો સુધી એમણે કર્યું; રેલસંકટ અને રાહત કાર્યોમાં પણ સક્રિય સેવાઓ એમણે બજાવી. ગાંધી સ્મારક નિધિના સચિવ તરીકે એમણે કામ કર્યું હતું. વર્ષો સુધી (અને આજીવન) દાદાસાહેબ આ નિધિના પ્રમુખપદે હતા. શ્રી લક્ષ્મીદાસદાદા હાલ મુંબાઈમાં નિવૃત્ત જીવન ગાળે છે.

૨૧ શ્રી ભાઉકાકા જંબેકર. શ્રી સદાશિવ ગોવિંદ જંબેકર. માવળંકર કુટુંબ સાથે વર્ષોથી નિકટ પરિચય ધરાવે છે અને ભદ્રમાં રહે છે. તેઓ B.SC. LL. B.

છે. ઇન્કમ ટૅક્સ પ્રૅક્ટિસ માટે તેઓ જાણીતા છે.

૨૨. ઠાકુર ટ્રસ્ટ ફંડ. દાદાસાહેબ આ ફંડના ટ્રસ્ટી હતા અને શૈક્ષણિક કામ માટે આ નાનકડા ફંડમાંથી શિષ્યવૃત્તિની જોગવાઈ હતી. શ્રી રાજારામ પાટિલ વકીલ અને શ્રી ભાઉકાકા જાંબેકર વકીલ હવે આ ટ્રસ્ટ ફંડમાં ટ્રસ્ટીઓ તરીકે કામ કરે છે.

૨૩. શ્રી રાજારામ ગોવિંદ પાટિલ. અમદાવાદના ખ્યાતનામ બુઝર્ગ વકીલ, ખાડિયામાં તેઓ રહે છે. દાદાસાહેબ માવળંકર કુટુંબ અને પાટિલ કુટુંબનો ઘણો ગાઢ પરિચય અને સ્નેહ-સંબંધ છે.

૨૪. 'હરિજન'. ગાંધીજીના દેહાંત પછી અંગ્રેજી Harijan, હિંદી 'હરિજન સેવક' તથા 'હરિજનબંધુ' વગેરે પત્રોના સંપાદક તરીકે સદ્‌ગત શ્રી કિશોરલાલ ઘનશ્યામદાસ મશરૂવાળા સુંદર અને નોંધપાત્ર કાર્ય અને લેખન કરતા હતા.

*

## લોકમાન્ય ટિળકની અલૌકિકતા

'લોકમાન્યની દેશદાઝને લીધે તેમની ભાષા—ખાસ કરીને ટીકા—જડબાતોડ હતી. હું કારણો આપી શકતો નથી પણ 'કેસરી' નાનપણમાં પણ વાંચતો હતો ત્યારે થતું કે જો લોકમાન્ય સામા પક્ષ ઉપર સૌમ્ય શબ્દોમાં ટીકાસ્ત્ર છોડે તો કેવું સારું? તેમના પ્રત્યેની ભક્તિ અને આદરને લીધે જ આવું થતું. કેસરીમાંના એક લેખમાંના 'प्रासादशिखरस्थोऽपि काको न गरुडायते' એ અવતરણથી ડૉ. પરાંજપે ઉપર કરવામાં આવેલી ટીકાથી અને આ જ જાતના સામા પક્ષ ઉપર છોડેલાં ટીકાસ્ત્રોથી મને ખેદ થતો. 'मन्दमेंदू इन्दु' અથવા 'ठेन्गू इन्दु' આ જાતના વ્યક્તિ વિષેના વાક્પ્રચાર પણ સારા લાગતા નહોતા. પણ તેને લીધે લોકમાન્ય વિષેની ભક્તિ કે આદરમાં કમતરતા આવતી હતી એવું નથી. કારણ કે તેમની ભાષામાં કડકાઈ દેશદાઝને લઈને અંતઃકરણ વલોવાઈ જવાથી આવતી; તેમાં નાટકી આવિર્ભાવ નહોતો; તેમનું ચારિત્ર્ય, હેતુ શુદ્ધ હતા; ત્યાગ અને સાહસ અપરિમિત હતા અને શ્રી આપટે ગુરુજીએ કહ્યું છે તેમ, 'પ્રસંગ પૂરો થતાં ટિળક પક્ષાપક્ષી ભૂલી જતા'.

કોઈ પણ ચારિત્ર્યનાં, ગુણોની દૃષ્ટિએ, જુદાં જુદાં ખાનાં પાડી શકાતાં નથી. 'ખાનગી જીવન ભલે ગમે તેવું રહ્યું, તમારે તેની સાથે શું કરવું છે? તેમનું જાહેર જીવન જુઓ.' આવી એક દલીલ કરવામાં આવે છે. માણસમાં ગુણ **ખરેખર** હોય તો તે અમુક પ્રસંગે જ દેખા દે છે અને અમુક પ્રસંગે દુર્ગુણોને સ્થાન આપે છે એ દલીલ ગળે ઊતરવી શકય છે? જે ખાનગી વહેવારમાં પણ સ્નેહાળ, સત્યપ્રિય, સ્વચ્છ, ત્યાગશીલ હોય તે જાહેર વ્યવહારમાં પણ તેવો જ રહે. પણ જેના ખાનગી વ્યવહારમાં લાગણી, ત્યાગ કે સત્યતા દેખાતાં નથી, બોલવું કંઈ અને કરવું કંઈ એવું દેખાય છે, તે જાહેર વ્યવહારમાં પણ બીજા ગુણો કેવી રીતે અને કયાંથી લાવવાનો છે? એટલું માત્ર ખરું કે જો તેવા ગુણો ખાનગી વહેવારમાં ન હોય તો તેમનો દંભ કે નાટક જાહેર જીવનમાં લાવી શકાય. પણ આવી નાટકવિદ્યાથી સ્વરાજ્યપ્રાપ્તિ કે લોકોની આગેવાની થોડી જ કંઈ પ્રાપ્ત થાય છે? લોકમાન્યનું વિશુદ્ધ ચારિત્ર્ય, તેમના બધા ગુણ કે દરેક ગુણ તેમના દરેક વહેવારમાં જણાઈ આવતા હતા. સરકાર સામે લડત ચલાવવામાં જે ચીવટ તે જ ચીવટ તાઈ મહારાજના કેસમાં પણ હતી. કુટુંબીજનો સાથે જે સ્નેહાળપણું તે જ સ્નેહાળપણું સહકારીઓ સાથે હતું. ગુણ એ જ પણ તેમના પ્રદર્શનના પ્રસંગો જુદા. લોકમાન્યમાં કયારે ય પણ અંદર એક અને બહાર બીજું એમ બે બાજુઓ નહોતી એ જ તેમની અલૌકિકતાની ચાવી છે'.

[આપટે ગુરુજી કૃત 'સ્વરાજ્યના માર્ગદર્શક ટિળક'ની પ્રસ્તાવનામાંથી] — ગણેશ વાસુદેવ માવળંકર

*

# કેળવણી વિષે કેટલાક વિચારો

ગણેશ વાસુદેવ માવળંકર

'['ગુજરાત યુનિવર્સિટી' શીર્ષક હેઠળ મુંબઈના 'પ્રબુદ્ધ જૈન' પાક્ષિકના તા. ૧૫ જાન્યુઆરી ૧૯૫૦ના અંકમાં મુખપૃષ્ઠ અને પૃ. ૧૪૮ પર પ્રસિદ્ધ થએલ પૂજ્ય દાદાસાહેબ માવળંકરનું પ્રવચન અહીં ફરી પ્રગટ કર્યું છે. આ પ્રવચન ઉપલબ્ધ કરી આપવા માટે શ્રી ધીરજલાલ ધનજીભાઈ શાહનો હાર્દિક આભાર. 'પ્રબુદ્ધ જૈન'ના તે વખતના સંપાદક શ્રી મણિલાલ મોકમચંદ શાહ લિખિત પ્રાસ્તાવિક સંપાદકીય નોંધ પણ સાભાર ફરી રજૂ કરી છે. શ્રી મુંબઈ જૈન યુવક સંઘનું આ પાક્ષિક મુખપત્ર હવે 'પ્રબુદ્ધ જીવન' નામથી પ્રગટ થાય છે અને તેના સંપાદક શ્રી પરમાનંદ કુંવરજી કાપડિયા છે તે સુવિદિત છે. —પુ.ગ.મા.]

[ઘાટકોપર સાહિત્ય સભાના ઉપક્રમે, ઘાટકોપરમાં ગઈ તા. ૨૬મીએ હિંદની પાર્લમેન્ટના સ્પીકર માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકરે 'ગુજરાત યુનિવર્સિટી' ઉપર એક મનનીય પ્રવચન આપ્યું હતું. 'ગુજરાત યુનિવર્સિટી'નું બિલ મુંબઈ ધારાસભાએ પસાર કર્યા પછી, 'ગુજરાત યુનિવર્સિટી' પર તેમનું આ પ્રથમ જ પ્રવચન છે, એ આ પ્રવચનની વિશિષ્ટતા છે. તેમાં તેમણે યુનિવર્સિટી વિષેની પોતાની કલ્પના, કેળવણી વિષેના પોતાના વિચારો, શિક્ષણ અને સાહિત્યનો સંબંધ વગેરે ચર્ચ્યું છે. ભાઈશ્રી રસિકલાલ ત્રિવેદીએ પોતાની નોંધ ઉપરથી આ આખું પ્રવચન તૈયાર કરી આપ્યું છે. —સંપાદક, 'પ્રબુદ્ધ જૈન.']

**ઘાટકોપર** ગુજરાતી સાહિત્ય સભા તરફથી યોજાએલી વ્યાખ્યાનોની હારમાળાના પ્રથમ વક્તા તરીકે ભાઈ ધીરૂભાઈએ ગુજરાત યુનિવર્સિટી ઉપર બોલવા માટે મને આગ્રહ કર્યો; તેને માન આપીને આજે તમારી સમક્ષ આવ્યો છું.

શિક્ષણ અને સાહિત્ય માટેનો મારો પ્રેમ પ્રથમથી જ છે; કારણ કે તેઓ બન્ને જીવનમાં અગ્રસ્થાન ભોગવે છે. શિક્ષણ માટેની નવીન વિચારસરણી એક જુદો જ પ્રશ્ન માગી લે છે. શિક્ષણનું જીવનમાં અગ્રસ્થાન છે કારણ કે શિક્ષણ જીવનની દરેક બાજુ અને પાસું વ્યવસ્થિત છે કે નહિ તે જોવાની શક્તિ બક્ષે છે. જન્મથી મરણ સુધીના વખતનો ઉત્તમોત્તમ ઉપયોગ કરવો તે જ સાચી કેળવણી છે.

ઈ. સ. ૧૯૧૩થી જ મારું આકર્ષણ શિક્ષણ તથા સાહિત્ય તરફ વધારે. શ્રી. દી. બ. અંબાલાલ સાકરલાલનું મંડળ, તેનો ઉદ્દેશ, સર્વ પ્રકારની કેળવણી માતૃભાષા દ્વારા આપવી, તે હતો. તેમાં હું મદદનીશ મંત્રી તરીકે કામ કરતો હતો. દીવાન બહાદુરના અવસાન બાદ તે મંડળનો સર્વ ભાર મારા શિરે પડ્યો. કેળવણી તો માતૃભાષા દ્વારા જ હોઈ શકે એમ અત્યારે આપણે સૌ માનીએ છીએ અને કહીએ છીએ, પણ તે જમાનામાં જુદો જ મત પ્રવર્તતો હતો, અને વિવિધ પ્રશ્નો પૂછાતા હતા કે, 'તમારી ભાષામાં પારિભાષિક શબ્દો કયાં છે?' 'વિવિધ ક્ષેત્રોના જુદા જુદા ગ્રંથો કયાં છે?' આમ હોવાથી તે જમાનામાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું તે તદ્દન અસંભવિત વાત મનાતી હતી; પણ હવે જમાનો પલટાયો છે અને જો મોટામાં મોટી ક્રાંતિ થઈ હોય તો માતૃભાષા દ્વારા જ શિક્ષણ આપવું તે આંદોલનની છે. તે જમાનામાં ખાનગી પત્રવ્યવહાર પણ અંગ્રેજીમાં થતો, અને વાતચીતમાં પણ અંગ્રેજીનો છૂટથી ઉપયોગ થતો. જ્યારે ગાંધીજી હિન્દમાં આવ્યા ત્યારે મારી ઉંમર ૨૭ વર્ષની. સ્વભાવ તો મૂળે જ શરમાળ. આ વખતે કેટલાક વકીલમિત્રો સાથે ગાંધીજી પાસે અવારનવાર જવાના પ્રસંગો પડતા. આ વખતે સર્વ ભાઈઓ અંગ્રેજીમાં બોલે અને ગાંધીજી સર્વ પ્રશ્નના જવાબ ગુજરાતીમાં જ આપે. આ સમયે મને ગાંધીજીની આ રીતમાં કંઈક ગાંડપણ લાગતું હતું; પણ અત્યારે સમન્વય છે કે એ પ્રમાણેનો ગાંધીજીનો આગ્રહ તે ગુજરાત વિદ્યાપીઠ અને ગુજરાત યુનિવર્સિટીનું મૂળ છે.

ઈ. સ. ૧૯૧૪માં એક મત એવો હતો કે ગુજરાતમાં કેળવણીનું કાર્ય કરવું જોઇએ, અને ગાંધીજીએ પણ આ મતને અનુમોદન આપ્યું હતું. અમદાવાદમાં ઈ. સ.

૧૯૨૬માં શહેર સુધરાઈનો પ્રમુખ થયો ત્યારે નાની-મોટી દરેક બાબતમાં અને ખાસ કરીને કેળવણીનો પાયો મજબૂત કરવાનો અમારો વિચાર હતો. સ્થાનિક સ્વ-રાજ્યનો પ્રાણ 'મ્યુનિસિપાલિટી' છે અને 'મ્યુનિસિ-પાલિટી' દ્વારા શહેરમાં પ્રાથમિક શિક્ષણ અપાય છે. આ ઉપર મારે ખાસ ધ્યાન આપવાનો વિચાર હતો. 'ગુજરાત સભા' નામની એક સંસ્થાના ગાંધીજી પ્રમુખ અને સરદાર વલ્લભભાઈ સભાસદ હતા. તેઓ વિચારતા કે મોટું આંદોલન શરૂ કરવું. આ માટે ગાંધીજી એવી દલીલો કરતા કે શહેરનું સ્વરાજ્ય બરાબર ચલાવો અને સુવાનોને શિખામણ આપો કે તેઓ કરકસર કરે, આમ થશે તો જ દેશની પ્રાંતિક અને મધ્યસ્થ સરકારો પગભર થશે. અને નાની નાની બાબતોમાં પણ બીજાને ઉપયોગી થવાની, જાત તપાસવાની અને નાની નાની સંસ્થાઓની વ્યવસ્થા કરવાની કેળવણી આપીશું તો જ તેઓ ભવિષ્યમાં દેશની સેવા કરી શકશે. આ વાતનું ધ્યાન મને મ્યુનિ-સિપાલિટીના પ્રમુખ થયા પછી થયું. શ્રી. બલુભાઈ ઠાકોર મારા મિત્ર. તેઓ અને હું વિચારતા કે સ્વરાજ્ય ચલાવવું હોય તો મ્યુનિસિપાલિટીનું પ્રથમ કામ, પૂરતી પ્રાથમિક કેળવણી આપવી તે છે.

આ પ્રસંગે એક રમૂજી વાત યાદ આવે છે. અમ-દાવાદ શહેરના એક લત્તામાં હું ફરતો ફરતો જઈ ચડયો. ત્યાં પાણીના નળની ચકલી ખુલ્લી જોઈ; આથી મેં તે નળના માલિકને બોલાવ્યો, તેમની સાથે વાત કરતાં મને ખબર પડી કે તેઓ ભણેલાગણેલા સારી કેળવણી પામેલા એક ભાઈ હતા. તેમણે મને આવકાર્યો, તે વખતે મેં તેમને પ્રશ્ન કર્યો કે, 'નળની ચકલી વિના કારણે શાને ખુલ્લી રાખો છો?' ત્યારે તેમણે જવાબ આપ્યો: 'દસ દસ વર્ષ સુધી પાણીવેરો ભર્યો છે અને હવે નળ મળ્યો છે તો તેટલા પ્રમાણમાં પાણી તો વાપરવું જોઈએ ના?' જો સુધરેલા માણસો પોતે જ કેળવણી-ને સમજી શકે તો જ બીજાને સમજાવી શકે. કેળવણીમાં સ્વાર્થવૃત્તિ હોવી જોઈએ નહિ; અને જો હોય તો કેળ-વણી નકામી છે.

પ્રાથમિક કેળવણી અત્યારે ફેરફાર માગી લે છે. સાક્ષરતા એ કેળવણીનું લક્ષ્ય છે. આજે કેળવણીનું માપ સંખ્યા પરથી થાય છે—શાળાની સંખ્યા પરથી, બાળકોની સંખ્યા પરથી તથા શિક્ષકોની સંખ્યા પરથી થાય છે. એટલે ભવિષ્યના નાગરિકોને જે સારી કેળવણી મળવી જોઈએ તે અત્યારે મળતી નથી. નાનપણથી જ પ્રાથમિક શિક્ષણ જીવનને ઉન્નત કરે એવું હોવું જોઇએ. દેશને નુકસાન ચારિત્ર્યનષ્ટતાથી થાય છે; કેળવણીથી નહિ. સમાજમાં આપણો શો ધર્મ છે તે સમજાવે તે જ કેળવણી. જેને નોકરી ન મળે તે શિક્ષક થાય છે આ પ્રકારની રીત ખોટી છે. જો સરકાર બરાબર ચલાવવી હોય તો સારું અને સાચું શિક્ષણ અપાવું જોઈએ. શહેરોની કે થોડી હવેલીઓની જરૂર નથી; પણ લાખો ભૂખ્યાં, નગ્ન અને નિરક્ષર લોકોને એ સર્વ વસ્તુ મળે તે માટે મહેનત કરવાની જરૂર છે અને તે જ સાચી કેળવણી છે.

કેળવણીમાં બધું જ આવી જાય છે. જિન્દગીનું સાફલ્ય માપવાનું તે માપ છે. પોતાની વિદ્વત્તાનો ઉપયોગ બીજાનાં દુઃખનિવારણ માટે કરવો જોઈએ. પૈસાથી કેળવણીનું માપ નીકળતું નથી. શ્રી. મલબારીનું કાવ્ય-'સગાં દીઠાં મેં શાહઆલમનાં, ભીખ માગતાં શેરીએ' યાદ કરતાં લાગે છે કે, સાચી કેળવણી આગળ ધન ગૌણ છે, અને ધનના પ્રમાણથી સુખનું માપ નીકળી શકતું નથી. કારણ તેમાં અસંતોષ છે, હુંસાતુંસી છે. મારું તો એવું માનવું છે કે જેના ઘરમાં મોટર નથી તેના કુટુંબમાં વિખવાદ નથી, તે સુખી છે. જેવા મનમાં ભાવ હોય તેવા જ બહાર આવે.

સાહિત્યકારોએ પણ દેશની ક્રાન્તિને યોગ્ય માર્ગે લઈ જવી જોઈએ. સાહિત્ય અને શિક્ષણ બન્ને જુદાં નથી; પણ સાહિત્ય શિક્ષણને ઊંચી ભૂમિકાએ લઈ જાય છે. સાહિત્ય અને કલાનો ઉપયોગ દેશની ક્રાન્તિ અને સમાજના ઉત્કર્ષમાં થવો જોઈએ. સમાજના ઘડ-વૈયા શિક્ષકો છે. શિક્ષણ અને સાહિત્ય બન્ને સાથે જ ચાલે છે. વિદ્યાપીઠોનું મુખ્ય કામ ફક્ત નોકરો જ પેદા કરવાનું નથી, પણ સાચા વેપારીઓ, દાક્તરો અને વકીલો, તેમ જ શિક્ષકો ઉત્પન્ન કરવાનું છે, અને તેઓએ પણ સમજવાનું છે કે તેઓ જે કામ કરે તે દેશને માટે જ કરે. લોકના હૃદયમાં પ્રવેશ કરી, તેમનો ઉત્કર્ષ થાય એ પ્રકારની ઉચ્ચ દૃષ્ટિ હોવી જોઈએ; તે દૃષ્ટિ આપવાનું કામ વિદ્યાપીઠોનું છે. અમદાવાદની એન્જિનીઅરિંગ કૉલેજ માટે શેઠ શ્રી. કસ્તુરભાઈ લાલ-

ભાઈએ રૂ. ત્રીશ લાખ આપવાનું કબૂલ કર્યું છે. આ એન્જિનીઅરો પોતાના જ્ઞાનનો ઉપયોગ બીજાના ઉત્કર્ષ માટે કરે.

લોકો શા માટે ભણવા આવે છે તે ઉપર વિચાર કરીને જ વિદ્યાપીઠે પોતાનો અભ્યાસક્રમ નક્કી કરવો જોઈએ. ગાંધીજી કહેતા કે પૈસા પેદા કરવા માટે ભણતર-વિદ્યાની જરૂર નથી. સૌ કોઈનો ઉત્કર્ષ થાય તે પ્રકારની દૃષ્ટિ વિદ્યાપીઠના પાયામાંથી જ હોવી જોઈએ. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ ભણતર સળંગ હોવું જોઈએ, કારણ કે તે કેળવણીનાં જુદાં જુદાં પગથિયાં છે; અને ભાઇ ધીરુભાઇએ કહ્યું તેમ આપણું એક જ અંતિમ ધ્યેય હોવું જોઈએ: सा विद्या या विमुक्तये।

અત્યારે પ્રાથમિક શિક્ષકની સ્થિતિ કફોડી છે; કારણ કે તેને ઓછામાં ઓછો પગાર મળે છે, પણ તેમને જો પોતે કંઈક છે તે ભાન આવે, અને તેમની આર્થિક સ્થિતિ સુધરે, તો ફરજિયાત શિક્ષણ માટેની જે આપણી યોજનાઓ છે તે ફળીભૂત થશે. આજનાં ધાર્મિક પુસ્તકોનું જ્ઞાન જે આપણા માણભટ્ટો આપે છે તે આપણા કેટલાક કેળવણીકારોને હોતું નથી. કૉલેજના પ્રોફેસરનું અને પ્રાથમિક શિક્ષકનું સ્થાન સમાજમાં એક જ પ્રકારનું હોવું જોઈએ; યુનિવર્સિટી બિલ ધારાસભામાં રજૂ થયું તે વખતે, પ્રાથમિક શિક્ષકોને પ્રતિનિધિત્વ મળે તે માટે મેં મારા વિચારો રજૂ કર્યા હતા; પણ કમનસીબે એમને પ્રતિનિધિત્વ નથી મળ્યું. એ માટે આપણે યત્ન કરવા જોઈશે. મારે મન લાયકાતનું ધોરણ માણસ પોતાની ફરજ બરાબર અદા કરે છે કે નહિ—પોતાનો ધર્મ બરાબર બજાવે છે કે નહિ—તે હોવું જોઈએ; નહિ કે બુદ્ધિ, પૈસો કે ભણતર. પચાસ વર્ષ પહેલાં ગામડામાં પૂછશો તો કહેશે કે આ મારો 'ધર્મ' છે, પણ અત્યારે તરત જ તેઓ કહેશે કે આ મારો 'ધંધો' છે. આ કેળવણીની ક્ષતિ છે.

માનવતાના પાયા પર રચાએલું મહાત્માજીનું જીવન આપણી કેળવણી માટે એક અગત્યનો ગ્રંથ છે. કેળવણીનાં તમામ અંગો ઊંચાં લાવવાં હોય તો સર્વ અંગોનો યોગ્ય ફેરફાર કરવો જોઇએ. કાર્ય અને કારણ અફર છે; અને પરિણામ દેખાતું નથી એ દલીલ ભૂલભરેલી છે. દા. ત., ગુજરાત વિદ્યાસભાના સ્થાપકોને ખબર નહિ હશે કે સભા સો વર્ષ સુધી ચાલશે. ઈ. સ. ૧૯૧૩માં કૉંગ્રેસીઓને ખબર ન હતી કે ઈ. સ. ૧૯૪૭માં સ્વરાજ્ય મળશે અને બધા ધારાસભામાં બેસીશું.

કેળવણી માતૃભાષામાં આપવી, આ માટે કેટલાક લોકો દલીલો કરે છે કે પ્રાંતીયવાદ વધશે, પરંતુ મારું તો માનવું એમ છે કે આ પ્રકારની દલીલ કેળવણીની ખામી છે—મનનો મેલ છે. જો બધા જ પોતાના મનનો મેલ કાઢી નાખશે તો ઉપરની દલીલ વજૂદ વગરની ઠરશે. શું અમારી સંસ્કૃતિ એક નથી? મહાભારત, રામાયણ, ગીતા વગેરે દરેકના સર્વમાન્ય ગ્રંથો નથી? પણ આજે વિચારો બદલાયા છે કારણ અધૂરી કેળવણી છે; તેમાં કેળવણીની ખામી છે.

હિન્દની મુખ્ય ભાષાઓનું મૂળ ક્યાં? મરાઠી, બંગાળી, હિન્દી, ગુજરાતી વગેરે ભાષાનું મૂળ સંસ્કૃત છે. બસો વર્ષ પહેલાં મરાઠી કે ગુજરાતીના કેટલાક પ્રત્યયો એક હતા; તે વખતે પ્રાંતીયવાદ વધશે એની જરાય ધાસ્તી ન હતી. શિક્ષણનું ધ્યેય સત્તા મેળવવાનું હોય તો તે ખોટું છે; પણ જો સેવા કરવાનું હોય તો તે ઉત્તમ છે.

વિદ્યાપીઠે એવા વિદ્યાર્થી પેદા કરવાના છે કે જે પોતાની વાત સાદી ભાષામાં બીજાઓને સમજાવી શકે. અત્યારના અંગ્રેજી કે ઉચ્ચ શિક્ષણ પામેલા, ગામડાના માણસોને પોતાના વિચારો સમજાવી શકતા નથી. પ્રવાહ સાથે જવું સારું છે, પણ પ્રવાહમાં ખેંચાવું એ યોગ્ય નથી; તેમાંથી બચવા માટે પ્રયાસ કરવો જોઇએ. જો માતૃભાષા દ્વારા શિક્ષણ આપવું હશે તો ઉત્તમોત્તમ પાઠ્યપુસ્તકો પણ માતૃભાષામાં તૈયાર કરવાં પડશે.

જો જનતાને સાચી કેળવણી અપાઈ હશે તો પુખ્ત મતાધિકાર વખતે ચૂંટણીમાં પણ તેનો બરાબર ઉપયોગ થઈ શકશે. ભરમાવનારા ઉમેદવારોને નહિ ચૂંટતાં જનતા સાચા અને સેવાભાવી પ્રતિનિધિઓને જ ચૂંટશે. તંદુરસ્ત લોકશાહી માટે કેળવણી એ મુખ્ય પાયો છે. આપણે તો પ્રગતિ કરવાની છે; એમાં અવરોધો અને વિરોધો હશે જ, પણ એ બધાને દૂર કરવા માટે આપણે હમેશાં પ્રયાસ ચાલુ રાખવા પડશે.

મને આશા છે કે, ગુજરાત યુનિવર્સિટી, જેનો પાયો નંખાઈ ચૂક્યો છે, ત્યાંથી તૈયાર થઈ નીકળનાર સ્નાતકો—

એન્જિનિયરો, વકીલો, ડૉક્ટરો કે વિદ્વાનો ગુજરાતની અને રાષ્ટ્રની સામાજિક તથા આર્થિક ઉન્નતિમાં પોતાનાથી બનતો પૂરેપૂરો ફાળો આપશે; અને માનવતાના વિકાસ માટે પોતાનાથી બનતું બધું કરી છૂટશે.

ઘાટકોપર ગુજરાત સાહિત્ય સભા તરફથી યોજાએલ આ પ્રસંગે મને આમંત્રણ આપવા માટે સભાનો હું હાર્દિક આભાર માનું છું; અને આપ સૌનો ગુજરાત યુનિવર્સિટીના વિકાસમાં દરેક પ્રકારે સહકાર માગું છું.

*

# માવળંકરદાદા : માનવતા અને નિખાલસતાનું સુભગ મિલન

**'સંતબાલ'**

દાદા માવળંકર આમ તો મહારાષ્ટ્રિયન હતા પણ તેઓ ગુજરાતમાં જન્મ્યા અને ગુજરાતમાં જ અંત સુધી જીવ્યા. આથી 'મહારાષ્ટ્રીય-ગુજરાતી ભાઈ ભાઈ'નો સાચો ઇતિહાસ લખાશે ત્યારે કાકા કાલેલકર અને સંત વિનોબાની સાથોસાથ ગુજરાતના જાહેર જીવનના કાર્યકર તરીકે દાદાસાહેબ માવળંકરનું નામ ચિરસ્મારક બની રહેવાનું. ગુજરાતમાં જન્મેલા અને પાછળથી વર્ધા પાસેના 'સેવાગ્રામ'ને જેમણે કર્મભૂમિ બનાવી તે મહાત્મા ગાંધીજીના આ ત્રણે ય અનુયાયી હતા અને રહ્યા. એ વળી એમની ખાસ સામાજિક વિશેષતા હતી.

ગાંધીભક્ત સરદારના વિશ્વાસપાત્ર બનવું એ સામાન્ય વાત ન હતી. દાદાસાહેબ એમના વિશ્વાસુ સાથી બની શક્યા હતા. કારણમાં મુખ્ય તો જાહેર નાણાંના વહીવટમાં તેઓ વિશેષ ચોક્કસાઈથી વર્તનારા હતા. એટલું જ નહિ, વર્તાવનારા પણ હતા. આમ જોઇએ તો એમનામાં જે આવડત હતી એને કારણે અમદાવાદ સુધરાઈ અને એમ કરતાં કરતાં છેવટે તેઓએ સંસદ (અથવા લોકસભા)ના અધ્યક્ષ થયા સુધીનો હોદ્દો પ્રાપ્ત કર્યો. અરે, પ્રાપ્ત કર્યો એમ કહેવા કરતાં એ હોદ્દો દાદા માવળંકરને લીધે દીપી ઊઠ્યો. આમ તો તેઓ બાહોશ વકીલ હતા, પણ વકીલ હતા એના કરતાં વધુપણે તેઓ ન્યાયાધીશ હતા. સાચા અર્થમાં ન્યાયપ્રિય હતા. તેમના ન્યાયપ્રિયતાવાળા હૈયામાં માનવતાનાં ઝરણાં અવિરત વહેતાં જણાતાં. ભાઈશ્રી પુરુષોત્તમ માવળંકર પોતાના પિતાજીના અંજલિ-લેખમાં જણાવે છે:'જેલમાંથી છૂટ્યા બાદ એમનામાં મેં કશુંક વિશેષ જોયું, જે હું વર્ણવી શકતો નથી. દીનહીન અને સામાજિક અન્યાયના ભોગ બનેલા લોકો પ્રત્યે દાદાસાહેબની હમદર્દી ને હૂંફ જોઈ મને સંત તુકારામની પંક્તિઓ ઘણી વાર તે વખતે યાદ આવતી: 'જે કા રંજલે, ગાંજલે, ત્યાંસિ મ્હણે જો આપુલે.' ભાઈ પુરુષોત્તમભાઈની વાત સાચી છે અને સદ્‌ભાગ્યે દાદાસાહેબે જાતે જ સને ૧૯૪૨ની લડત દરમિયાનનાં જેલમાંનાં એ ઓગણીસ માસનાં સંસ્મરણો લખ્યાં છે. મારા નમ્ર મતે તો માણસની મોટાઈ માણસના ધન અને હોદ્દાને લીધે નથી પણ માણસની માનવતાના વિકાસને લીધે છે. આથી જ ભાલનલકાંઠાના પ્રયોગના પ્રથમ પગથિયારૂપ સને ૧૯૪૪માં સાણંદમાં 'વિશ્વવત્સલ ઔષધાલય'નું ઉદ્‌ઘાટન એમના શુભ હસ્તે અનાયાસે થયું. અને ખરેખર, ત્યારથી છેવટ સુધી તેમની સાથેનો મીઠો સંબંધ ચાલુ જ રહ્યો. તેઓ 'યુનિવર્સિટી' અંગેની એક મીટિંગમાં અધ્યક્ષ થઈને સને ૧૯૪૮માં રાજકોટ આવેલા. ચાતુર્માસ માટે હું ત્યાં ગએલો. તેમને ખબર મળતાં જ તેઓ મળવા અને ગુજરાતના જાહેર જીવનની વાતો કરવા તરત આવી પહોંચ્યા. તેઓ જ્યાં જાય ત્યાં તેમનાં ધર્મપત્ની તો સાથે હોય ને હોય જ. જ્યારે જ્યારે તક મળી હશે, ત્યારે તેઓ મને મળવા આવ્યા વિના ભાગ્યે જ રહ્યા હશે. સાદાઈ, ચોકસાઈ અને નિરભિમાનીપણું તેમનામાં સહજ જણાઈ રહેતાં. અલબત્ત, કેટલીક બાબતોમાં મન્તવ્યભેદ રહેતો. પણ તેમનામાં જે અદબ હતી, તે પણ અનોખી હતી; તેઓ સાથે પત્રવ્યવહાર રહેતો તેમાં એ ભારોભાર જણાઈ રહેતી. જાહેર સેવાના મૂળમાં જે માનવતા અને નિખાલસતાના બે સ્તંભો મજબૂત જોઈએ, તેનું તેમનામાં સુભગ મિલન જણાઈ રહેતું.

અલબત્ત, તેઓ એક ગૃહસ્થાશ્રમી હતા અને છેવટ સુધી ગૃહસ્થાશ્રમની મર્યાદાઓ સાચવીને જ તેમણે જાહેર સેવામાં પોતાનાં તન, મન અને સમય આપ્યાં. એક રીતે

જોઈએ તો પત્ની, માતાપિતા, આગલા ઘરનાં અને પછીનાં સંતાનો વગેરે સૌની સાથે કર્તવ્યપાલન જાળવતાં જાળવતાં એમણે વિશાળ ભારતની ગુજરાતભૂમિના જાયા તરીકે સેવા બજાવી હતી. તેઓએ દેશ આગળ એક મીઠા માનવતાભર્યા આદેશ અને બુદ્ધિશાળી સદ્‌ગૃહસ્થરૂપે જે કેટલાક મહત્ત્વના સદ્‌ગુણો મૂકયા છે, તે વારસો, તેમનાં કુટુંબીજનો અને સ્નેહીઓ ઉપરાંત દેશની અને ખાસ કરીને ગુજરાતની પ્રજા આગળ ધપાવે એ જ પ્રભુ-પ્રાર્થના.

*

# ચેતનમૂર્તિ દાદાસાહેબ

**રાજુ પંડિત**

**જીવન** તો સૌ જીવે છે, પણ આપણા દેશમાં ઘણાંખરાં માનવી ઘરડાં થતાં જાય એમ સોગિયાં થતાં જાય છે. 'બહુત ગઈ ઔર થોડી રહી' એ સૂત્રનું રટણ કરી જિંદગીનાં બાકીનાં વર્ષ ભગવાન બોલાવી લે તેની રાહ જોતાં પસાર કરે છે. જીવનનો ઉલ્લાસ જેમનામાં સદાય ધબકતો રહ્યો હોય એવાં જે થોડાં માનવી મેં આપણા દેશમાં જોયાં છે એમાં દાદાસાહેબ એક છે.

દાદાસાહેબને જુદે જુદે પ્રસંગે અનેક વાર જોયા છે, સાંભળ્યા છે ને થોડાક પ્રસંગે મળવાની પણ તક મળી છે. પહેલી વાર જ્યારે એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સના વિદ્યાર્થી સંઘના મંત્રી તરીકે હું એમને કૉલેજમાં પ્રવચન કરવાનું આમંત્રણ આપવા ગયો ત્યારે એક વિશાળ ટેબલ પાછળ ખુરસીમાં માત્ર સફેદ ખાદીની ચડ્ડી પહેરીને એ કાંઇક વાંચતા બેઠા હતા. ધોમધખતો તાપ પડતો હતો એટલે વારંવાર સફેદ ટુવાલથી પસીનો લૂછતા હતા. ગૌર સુડોળ શરીર, મીઠી ગુજરાતી ભાષા બોલવાની આવડત ને ટટાર બેસવાની રીતથી હું પ્રભાવિત થએલો.

એમની પાસે વિચારો-યોજનાઓનું ભંડોળ હતું. કામ કરવાની ને કામ લેવાની એમનામાં જબરી કુનેહ હતી. જે કામ હાથમાં લે તેની પાછળ એ સમય-શક્તિનો પૂરો ભોગ આપતા. ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ તરીકે મેં એમને વર્ષો સુધી કામ કરતા જોયા છે. અમદાવાદમાં હોય ત્યારે એ અચૂક વિદ્યાસભામાં હાજરી આપે, વચ્ચે માંદા પડયા ને દાક્તરે થોડો આરામ લેવાની સલાહ આપી ત્યારે વિદ્યાસભામાં પોતાની ઑફિસમાં જ એમણે નાનકડી પાટ મુકાવી કે જેથી ઘોડી વામકુક્ષી કરીને પાછા પોતાના કાર્યમાં લાગી જઈ શકે. વિદ્યાસભા આજે જે સ્થિતિએ છે એ સ્થિતિએ પહોંચાડવામાં દાદાસાહેબનો ફાળો અદ્વિતીય છે.

મૂળ મહારાષ્ટ્રની એવી એક વ્યક્તિ ગુજરાતમાં વિદ્યાની પ્રવૃત્તિ કરે ને નામના મેળવે એ કેટલીક ગુજરાતી વ્યક્તિઓને નહોતું ગમતું. ગુજરાતી ભાષાની સેવા કરનાર ફાર્બસને આપણે સ્વીકારી શકયા પરંતુ સદીઓથી ગુજરાતમાં આવીને વસેલા ને ગુજરાતી બનીને રહેલા એક મહારાષ્ટ્રીયની શિક્ષણસેવાની આપણે શરમજનક ઉપેક્ષા કરી છે. વ્યવહારકુશળ અને વિશાળ-હૃદયી ગણાતા ગુજરાતમાં ગાંધી-સરદારના મૃત્યુ પછી અજગરનો પલટો આવી ગયો છે. દરેક ક્ષેત્રમાં અસહિષ્ણુતા એ જાણે કે ગુજરાતનું સૂત્ર બની બેઠું છે.

ઘણી વ્યક્તિઓ વિષે એવું બને છે કે એ સામાજિક કે શૈક્ષણિક ક્ષેત્રોમાં સફળ નીવડે પણ રાજકીય ક્ષેત્રે નિષ્ફળતાને વરે. દાદાસાહેબની બાબતમાં એથી અવળું જ બન્યું છે. એમની મહેચ્છા શૈક્ષણિક ક્ષેત્રે સિદ્ધિ મેળવવાની હતી, વિદ્યાપ્રવૃત્તિના ઉપાસક તરીકે શેષજીવન વ્યતીત કરવાની હતી; પરંતુ સ્થાનિક સત્તારૂઢ રાજકીય બળો આડે આવ્યાં. જે યુનિવર્સિટીના સ્વપ્નને આકાર આપવા માટે એમણે રાતદિન ચિંતન કર્યું હતું ને એને માટે ભવ્ય પુરુષાર્થ કર્યો હતો એ જ યુનિવર્સિટીનું સુકાન એમને ન સોંપાયું–માત્ર રાજકીય કારણોસર. ગુજરાતની એક કમનસીબી છે કે એની પ્રથમ યુનિવર્સિટીની સ્થાપનામાં જ પૂર્વગ્રહોની જીત થઈ ને જે યુનિવર્સિટી ગુજરાતનું ગૌરવ વધારવાની હતી, સાંસ્કૃતિક સીમાડા વિકસાવવાની હતી ને સહિષ્ણુતાનો સંદેશ એના વિદ્યાર્થીઓ દ્વારા હિંદનાં અન્ય રાજ્યો ને વિશ્વનાં અન્ય રાષ્ટ્રોને આપવાની હતી એ યુનિવર્સિટી સંકુચિત રાજકારણમાં અટવાઈ

એન્જિનિયરો, વકીલો, ડૉક્ટરો કે વિદ્વાનો ગુજરાતની અને રાષ્ટ્રની સામાજિક તથા આર્થિક ઉન્નતિમાં પોતાનાથી બનતો પૂરેપૂરો ફાળો આપશે; અને માનવતાના વિકાસ માટે પોતાનાથી બનતું બધું કરી છૂટશે.

ઘાટકોપર ગુજરાત સાહિત્ય સભા તરફથી યોજાએલ આ પ્રસંગે મને આમંત્રણ આપવા માટે સભાનો હું હાર્દિક આભાર માનું છું; અને આપ સૌનો ગુજરાત યુનિવર્સિટીના વિકાસમાં દરેક પ્રકારે સહકાર માગું છું.

*

# માવળંકરદાદા: માનવતા અને નિખાલસતાનું સુભગ મિલન

**'સંતબાલ'**

દાદા માવળંકર આમ તો મહારાષ્ટ્રિયન હતા પણ તેઓ ગુજરાતમાં જન્મ્યા અને ગુજરાતમાં જ અંત સુધી જીવ્યા. આથી 'મહારાષ્ટ્રીય-ગુજરાતી ભાઈ ભાઈ'નો સાચો ઇતિહાસ લખાશે ત્યારે કાકા કાલેલકર અને સંત વિનોબાની સાથોસાથ ગુજરાતના જાહેર જીવનના કાર્યકર તરીકે દાદાસાહેબ માવળંકરનું નામ ચિરસ્મારક બની રહેવાનું. ગુજરાતમાં જન્મેલા અને પાછળથી વર્ધા પાસેના 'સેવાગ્રામ'ને જેમણે કર્મભૂમિ બનાવી તે મહાત્મા ગાંધીજીના આ ત્રણે ય અનુયાયી હતા અને રહ્યા. એ વળી એમની ખાસ સામાજિક વિશેષતા હતી.

ગાંધીભક્ત સરદારના વિશ્વાસપાત્ર બનવું એ સામાન્ય વાત ન હતી. દાદાસાહેબ એમના વિશ્વાસુ સાથી બની શક્યા હતા. કારણમાં મુખ્ય તો જાહેર નાણાંના વહીવટમાં તેઓ વિશેષ ચોકસાઈથી વર્તનારા હતા. એટલું જ નહિ, વર્તાવનારા પણ હતા. આમ જોઇએ તો એમનામાં જે આવડત હતી એને કારણે અમદાવાદ સુધરાઈ અને એમ કરતાં કરતાં છેવટે તેઓએ સંસદ (અથવા લોકસભા)ના અધ્યક્ષ થયા સુધીનો હોદ્દો પ્રાપ્ત કર્યો. અરે, પ્રાપ્ત કર્યો એમ કહેવા કરતાં એ હોદ્દો દાદા માવળંકરને લીધે દીપી ઊઠ્યો. આમ તો તેઓ બાહોશ વકીલ હતા, પણ વકીલ હતા એના કરતાં વધુપણે તેઓ ન્યાયાધીશ હતા. સાચા અર્થમાં ન્યાયપ્રિય હતા. તેમના ન્યાયપ્રિયતાવાળા હૈયામાં માનવતાનાં ઝરણાં અવિરત વહેતાં જણાતાં. ભાઈશ્રી પુરુષોત્તમ માવળંકર પોતાના પિતાજીના અંજલિ-લેખમાં જણાવે છે:'જેલમાંથી છૂટયા બાદ એમનામાં મેં કશુંક વિશેષ જોયું, જે હું વર્ણવી શકતો નથી. દીનહીન અને સામાજિક અન્યાયના ભોગ બનેલા લોકો પ્રત્યે દાદાસાહેબની હમદર્દી ને હૂંફ જોઈ મને સંત તુકારામની પંક્તિઓ ઘણી વાર તે વખતે યાદ આવતી: 'જે કા રંજલે, ગાંજલે, ત્યાંસિ મ્હણે જો આપુલે.' ભાઈ પુરુષોત્તમભાઈની વાત સાચી છે અને સદ્ભાગ્યે દાદાસાહેબે જાતે જ સને ૧૯૪૨ની લડત દરમિયાનનાં જેલમાંનાં એ ઓગણીસ માસનાં સંસ્મરણો લખ્યાં છે. મારા નમ્ર મતે તો માણસની મોટાઈ માણસના ધન અને હોદ્દાને લીધે નથી પણ માણસની માનવતાના વિકાસને લીધે છે. આથી જ ભાલનળકાંઠાના પ્રયોગના પ્રથમ પગથિયારૂપ સને ૧૯૪૪માં સાણંદમાં 'વિશ્વવત્સલ ઔષધાલય'નું ઉદ્‌ઘાટન એમના શુભ હસ્તે અનાયાસે થયું. અને ખરેખર, ત્યારથી છેવટ સુધી તેમની સાથેનો મીઠો સંબંધ ચાલુ જ રહ્યો. તેઓ 'યુનિવર્સિટી' અંગેની એક મીટિંગમાં અધ્યક્ષ થઈને સને ૧૯૪૮માં રાજકોટ આવેલા. ચાતુર્માસ માટે હું ત્યાં ગએલો. તેમને ખબર મળતાં જ તેઓ મળવા અને ગુજરાતના જાહેર જીવનની વાતો કરવા તરત આવી પહોંચ્યાં. તેઓ જ્યાં જાય ત્યાં તેમનાં ધર્મપત્ની તો સાથે હોય ને હોય જ. જ્યારે જ્યારે તક મળી હશે, ત્યારે તેઓ મને મળવા આવ્યા વિના ભાગ્યે જ રહ્યા હશે. સાદાઈ, ચોકસાઈ અને નિરભિમાનીપણું તેમનામાં સહજ જણાઈ રહેતાં. અલબત્ત, કેટલીક બાબતોમાં મન્તવ્યભેદ રહેતો. પણ તેમનામાં જે અદબ હતી, તે પણ અનોખી હતી; તેઓ સાથે પત્રવ્યવહાર રહેતો તેમાં એ ભારોભાર જણાઈ રહેતી. જાહેર સેવાના મૂળમાં જે માનવતા અને નિખાલસતાના બે સ્તંભો મજબૂત જોઈએ, તેનું તેમનામાં સુભગ મિલન જણાઈ રહેતું.

... અલબત્ત, તેઓ એક ગૃહસ્થાશ્રમી હતા અને છેવટ સુધી ગૃહસ્થાશ્રમની મર્યાદાઓ સાચવીને જ તેમણે જાહેર સેવામાં પોતાનાં તન, મન અને સમય આપ્યાં. એક રીતે

જોઈએ તો પત્ની, માતાપિતા, આગલા ઘરનાં અને પછીનાં સંતાનો વગેરે સૌની સાથે કર્તવ્યપાલન જાળવતાં જાળવતાં એમણે વિશાળ ભારતની ગુજરાતભૂમિના જાયા તરીકે સેવા બજાવી હતી. તેઓએ દેશ આગળ એક મીઠા માનવતાભર્યા બાહોશ અને બુદ્ધિશાળી સદ્‌ગૃહસ્થરૂપે જે કેટલાક મહત્ત્વના સદ્‌ગુણો મૂકયા છે, તે વારસો, તેમનાં કુટુંબીજનો અને સ્નેહીઓ ઉપરાંત દેશની અને ખાસ કરીને ગુજરાતની પ્રજા આગળ ધપાવે એ જ પ્રભુ-પ્રાર્થના.

*

# ચેતનમૂર્તિ દાદાસાહેબ

**રાસુ પંડિત**

જીવન તો સૌ જીવે છે, પણ આપણા દેશમાં ઘણાંખરાં માનવી ઘરડાં થતાં જાય એમ સોગિયાં થતાં જાય છે. 'બહુત ગઈ ઔર થોડી રહી' એ સૂત્રનું રટણ કરી જિંદગીનાં બાકીનાં વર્ષ ભગવાન બોલાવી લે તેની રાહ જોતાં પસાર કરે છે. જીવનનો ઉલ્લાસ જેમનામાં સદાય ધબકતો રહ્યો હોય એવાં જે થોડાં માનવી મેં આપણા દેશમાં જોયાં છે એમાં દાદાસાહેબ એક છે.

દાદાસાહેબને જુદે જુદે પ્રસંગે અનેક વાર જોયા છે, સાંભળ્યા છે ને થોડાક પ્રસંગે મળવાની પણ તક મળી છે. પહેલી વાર જ્યારે એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સના વિદ્યાર્થી સંઘના મંત્રી તરીકે હું એમને કૉલેજમાં પ્રવચન કરવાનું આમંત્રણ આપવા ગયો ત્યારે એક વિશાળ ટેબલ પાછળ ખુરસીમાં માત્ર સફેદ ખાદીની ચડ્ડી પહેરીને એ કાંઈક વાંચતા બેઠા હતા. ધીમધખતો તાપ પડતો હતો એટલે વારંવાર સફેદ ટુવાલથી પસીનો લૂછતા હતા. ગૌર સુડોળ શરીર, મીઠી ગુજરાતી ભાષા બોલવાની આવડત ને ટટાર બેસવાની રીતથી હું પ્રભાવિત થએલો.

એમની પાસે વિચારો-યોજનાઓનું લંડોળ હતું. કામ કરવાની ને કામ લેવાની એમનામાં જબરી કુનેહ હતી. જે કામ હાથમાં લે તેની પાછળ એ સમય-શક્તિનો પૂરો ભોગ આપતા. ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ તરીકે મેં એમને વર્ષો સુધી કામ કરતા જોયા છે. અમદાવાદમાં હોય ત્યારે એ અચૂક વિદ્યાસભામાં હાજરી આપે, વચ્ચે માંદા પડ્યા ને દાક્તરે થોડો આરામ લેવાની સલાહ આપી ત્યારે વિદ્યાસભામાં પોતાની ઑફિસમાં જ એમણે નાનકડી પાટ મુકાવી કે જેથી થોડી વામકુક્ષી કરીને પાછા પોતાના કાર્યમાં લાગી જઈ શકે. વિદ્યાસભા આજે જે સ્થિતિએ છે એ સ્થિતિએ પહોંચાડવામાં દાદાસાહેબનો ફાળો અદ્વિતીય છે.

મૂળ મહારાષ્ટ્રની એવી એક વ્યક્તિ ગુજરાતમાં વિદ્યાની પ્રવૃત્તિ કરે ને નામના મેળવે એ કેટલીક ગુજરાતી વ્યક્તિઓને નહોતું ગમતું. ગુજરાતી ભાષાની સેવા કરનાર ફાર્બસને આપણે સ્વીકારી શકયા પરંતુ સદીઓથી ગુજરાતમાં આવીને વસેલા ને ગુજરાતી બનીને રહેલા એક મહારાષ્ટ્રીયની શિક્ષણસેવાની આપણે શરમજનક ઉપેક્ષા કરી છે. વ્યવહારકુશળ અને વિશાળ-હૃદયી ગણાતા ગુજરાતમાં ગાંધી-સરદારના મૃત્યુ પછી અજંપનો પલટો આવી ગયો છે. દરેક ક્ષેત્રમાં અસહિષ્ણુતા એ જાણે કે ગુજરાતનું સૂત્ર બની બેઠું છે.

ઘણી વ્યક્તિઓ વિષે એવું બને છે કે એ સામાજિક કે શૈક્ષણિક ક્ષેત્રોમાં સફળ નીવડે પણ રાજકીય ક્ષેત્રે નિષ્ફળતાને વરે. દાદાસાહેબની બાબતમાં એથી અવળું જ બન્યું છે. એમની મહેચ્છા શૈક્ષણિક ક્ષેત્રે સિદ્ધિ મેળવવાની હતી, વિદ્યાપ્રવૃત્તિના ઉપાસક તરીકે શેષજીવન વ્યતીત કરવાની હતી; પરંતુ સ્થાનિક સત્તારૂઢ રાજકીય બળો આડે આવ્યાં. જે યુનિવર્સિટીના સ્વપ્નને આકાર આપવા માટે એમણે રાતદિન ચિંતન કર્યું હતું ને એને માટે ભવ્ય પુરુષાર્થ કર્યો હતો એ જ યુનિવર્સિટીનું સુકાન એમને ન સોંપાયું—માત્ર રાજકીય કારણોસર. ગુજરાતની એક કમનસીબી છે કે એની પ્રથમ યુનિવર્સિટીની સ્થાપનામાં જ પૂર્વગ્રહોની જીત થઈ ને જે યુનિવર્સિટી ગુજરાતનું ગૌરવ વધારવાની હતી, સાંસ્કૃતિક સીમાડા વિકસાવવાની હતી ને સહિષ્ણુતાનો સંદેશ એના વિદ્યાર્થીઓ દ્વારા હિંદનાં અન્ય રાજ્યો ને વિશ્વનાં અન્ય રાષ્ટ્રોને આપવાની હતી એ યુનિવર્સિટી સંકુચિત રાજકારણમાં અટવાઈ

ગઈ. ગુજરાત યુનિવર્સિટી કદમાં ખૂબ મોટી થઈ હોવા છતાં ગુણવત્તામાં વામણી બની ગઈ છે. જે માનવીને એ યુનિવર્સિટીના પાયાની ઈંટ બનીને રહેવું હતું એને જો એનું સુકાન સોંપાયું હોત તો આજે કદાચ એનું સ્વરૂપ કાંઈક જુદું જ હોત.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટી અને ગુજરાત વિદ્યાસભા સાથે દાદાસાહેબ ઠેઠ સુધી સંકળાયેલા રહ્યા. શાણા માણસોના પ્રતાપે એ બે સંસ્થાઓ શિક્ષણ પ્રેમીઓના હાથમાં જ રહી; પરિણામે રાજકારણ એમને રગદોળી નાખી શક્યું નથી. આજે પણ એ સંસ્થાઓ પાંગરી રહી છે; પરંતુ એનું જતન કરનારી ને એને પ્રતિષ્ઠા આપનારી વ્યક્તિ ચાલી ગઈ છે. દાદાસાહેબ જે સંસ્થાને પોતાની ગણતા એના સઘળા પ્રશ્નોમાં ઊંડો રસ લેતા. આથી એ સંસ્થાઓના કાર્યકરોમાં ઉત્સાહ પ્રગટતો, એને આગળ વધારવાની હોંશ જન્મતી અને ભાવિ વિષે શ્રદ્ધા જાગતી.

પોતાની માનેલી સંસ્થાઓને વફાદાર કાર્યકરોનું સરસ મિત્રવર્તુળ એમણે ઊભું કરેલું. એ અમદાવાદમાં હોય ત્યારે વહેલી સવારે આ મિત્રવર્તુળ સાથે ફરવા જતા ને સામાજિક, શૈક્ષણિક ને રાજકીય બાબતોની એમની સાથે ચર્ચા કરતા. એમની ચાલવાની સ્ફૂર્તિ જુવાનને પણ શરમાવે એવી હતી. જીવન જીવવામાં એમને અખૂટ રસ હતો. વકીલાતમાં મેળવેલી સફળતાને કારણે આર્થિક રીતે એ સમૃદ્ધ હતા; પરંતુ એમની રહેણીકરણી મધ્યમવર્ગી કુટુંબની હતી. અમદાવાદના ભદ્રલોકના સતત સંપર્કમાં હોવા છતાં એમનું વૈચારિક કે ભૌતિક અનુકરણ કરતા એ જોવામાં આવતા ન હતા. આ ભદ્રલોકનો શિક્ષણપ્રેમ ટકાવવામાં ને ઉમદા યોજનાઓ માટે એમની પાસેથી ઉદાર સખાવતો મેળવવામાં દાદાસાહેબે ભજવેલો ભાગ અભિનંદનીય હતો. ઉચ્ચ શિક્ષણક્ષેત્રે અમદાવાદે જે પ્રગતિ કરી એથી ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે સુંદર પૂર્વભૂમિકા તૈયાર થઈ. સને ૧૯૪૫માં શિક્ષણપ્રેમી વર્ગને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે એમનો પુરુષાર્થ રગદોળાઈ જશે ને ગુજરાત યુનિવર્સિટી રાજકારણનું પ્યાદું બની જશે.

દાદાસાહેબની સ્પીકર તરીકેની કારકિર્દી પણ ઉજ્જવળ હતી. આઝાદ હિંદની પાર્લમેન્ટના પ્રથમ સ્પીકર તરીકે એમણે અનેક સુંદર પ્રણાલિકાઓ પાડી. સ્પીકર બનવાથી એક ફાયદો એ પણ થયો કે રોજબરોજના રાજકારણમાંથી એ મુક્ત થયા ને પોતાના હોદ્દાને એ ગૌરવ આપી શક્યા.

દાદાસાહેબ પોતે શિક્ષણશાસ્ત્રી ન હતા, પરંતુ અનેક શિક્ષકો અને સંશોધકો પોતાના ક્ષેત્રમાં સારી રીતે કામ કરી શકે એ માટે સાધનો અને સગવડો ઊભી કરવા માટે સતત યત્નશીલ રહેતા. 'પુરુષાર્થ કરીશું તો પૈસા તો મળી રહેશે' એ એમનું સૂત્ર હતું. પોતાના કાર્યમાં એમને જબરો વિશ્વાસ હતો, આથી એ કાર્ય માટે આર્થિક સહાય મેળવવામાં હમેશાં સફળ નીવડતા. વકીલ તરીકેની એમની સરસ કારકિર્દી અને આવડત પણ આ કાર્યમાં ખૂબ સહાયભૂત નીવડતાં.

જે માનવીએ આટલી સહૃદયતાથી ગુજરાતના શિક્ષણ-ક્ષેત્રની સેવા કરી એને માટે ગુજરાતે કાંઈ ન કર્યું એ કેવું કમનસીબ? દાદાસાહેબના સ્વભાવની મર્યાદાઓ તો હશે જ, પણ ગુજરાતના કયા રાજકીય નેતા સર્વગુણ-સંપન્ન છે? કોણ કોને ઉપદેશ આપી શકે તેમ છે?

જે યુનિવર્સિટીની સ્થાપના માટે એમણે પુરુષાર્થ કર્યો હતો એ યુનિવર્સિટી એમના મૃત્યુ પછી દસ વર્ષે પણ કાંઈક સ્મારક જરૂર ઊભું કરી શકે. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી અને ગુજરાત વિદ્યાસભા પણ દાદાસાહેબની સ્મૃતિ જળવાય એવું કાંઈક કરવા કેમ નહિ પ્રેરાયાં હોય? આ ઉપેક્ષાવૃત્તિ માટે કોઈ રાજકીય ભય જવાબદાર છે? એમ હોય તો આપણે લોકશાહીનો અંચળો ઓઢવાનું બંધ કરી દઈએ. ગુજરાત નગુણું નથી, અસહિષ્ણુ નથી, સંકુચિત ભાષાવાદથી પીડાતું નથી ને પોતાના પનોતા પુત્રની કદર કરી જાણે છે એ સાબિત કરવાનો સમય પાકી ગયો છે. એક ઉમદા માનવીની જન્મશતાબ્દી સુધી કોઈ ચિરંજીવી સ્મારક માટે રાહ જોવી પડશે તો એમની પેઢીના સહકાર્યકરો માટે તે શરમજનક ઘટના ગણાશે.

*

# દાદાસાહેબ માવળંકર : લોકશાહીના મધ્યમમાર્ગી રખેવાળ

વાડીલાલ ડગલી

જો આપણી કુમળી લોકશાહીના આત્માની માવજત જવાહરલાલ નેહરુએ કરી તો એના બાહ્ય સ્વરૂપ (ફૉર્મ) ને મજબૂત કરવાનું કામ દાદાસાહેબ માવળંકરે કર્યું. લોકશાહી જેવી સંસ્કારી રાજ્યવ્યવસ્થામાં બાહ્યસ્વરૂપનું મહત્ત્વ મોટું છે. પાર્લમેન્ટ પ્રામાણિક, નિર્ભય અને સંસ્કારી વિચાર-સંઘર્ષનું મંદિર છે. આવા વિચાર-સંઘર્ષનું બાહ્ય સ્વરૂપ અવ્યવસ્થિત કે અસંસ્કારી હોય તો લોકશાહીની પ્રતિષ્ઠા ઝાંખી પડે. સંસ્કારી બાહ્ય સ્વરૂપ પ્રણાલિકાઓ વિના ન કલ્પી શકાય. નિયમો કરતાં પ્રણાલિકાઓમાં લોકશાહીનો પ્રાણ વધુ વેગથી ધબકતો હોય છે. આપણી પાર્લમેન્ટના પહેલા સ્પીકર તરીકે આવી પ્રણાલિકાઓ સ્થાપવામાં દાદાસાહેબે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો, આથી એ આપણી પાર્લમેન્ટના પિતા તરીકેનું બહુમાન પામ્યા.

સંસદીય લોકશાહીનું હાડ જ એવું છે કે એમાં બાહ્ય સ્વરૂપ અને આત્મા એકબીજા ઉપર સતત અસર કરતા હોય છે; શરીર અને મનના સંબંધ જેવો આ સંબંધ છે. શરીર માંદું રહેતું હોય કે મન મેલું હોય તો ગાડું ક્યાં સુધી આગળ ચાલે? દાદાસાહેબ આ સમજતા હતા એટલે એ આપણી લોકશાહીના આત્માની પણ સતત ચિંતા કરતા. એક વાર એમણે મને કહેલું: 'સ્પીકરની ખુરશીમાં બેઠોબેઠો આપણી પાર્લમેન્ટને હું જોઉં છું ત્યારે મારા ચિત્તમાં ઘણી વાર ગ્લાનિ થાય છે. પાર્લમેન્ટના સભ્યની કામગીરીની ગંભીરતા હજુ આપણે ત્યાં સમજાણી નથી. પૂરતો અભ્યાસ કર્યા વિના સભ્યો સરકારની બધી વાતમાં સૂર પૂરાવે એમાં નથી સરકારનું ભલું થવાનું કે નથી દેશનું ભલું થવાનું.'

આથી યે કડક ભાષામાં એમણે જાહેરમાં આ વાત એક વાર કહી ત્યારે એક અગ્રગણ્ય અંગ્રેજી વર્તમાનપત્રે એમની ટીકા કરેલી. દાદાસાહેબ આથી અસ્વસ્થ થએલા. હું આ દિવસોમાં અમદાવાદમાં પ્રેસ ટ્રસ્ટ ઑફ ઇન્ડિયાની ઑફિસના મૅનેજર તરીકે કામ કરતો હતો. દાદાસાહેબ સાથે મારો સંબંધ સારો. એમની અનેક ઉદારતાનો મને લાભ મળેલો. આ સંબંધને કારણે એમણે મારી પાસે આ વર્તમાનપત્રની ટીકા અંગેની પોતાની અસ્વસ્થતા વ્યક્ત કરી. લોકશાહી માટે જેટલી પાર્લમેન્ટ જરૂરી છે એટલા જ જરૂરી નિર્ભય વર્તમાનપત્રો છે. આથી મેં એમને વિનયપૂર્વક કહ્યું: 'આપે ટીકા કરીને આપનો ધર્મ બજાવ્યો છે. આ વર્તમાનપત્રે આપની ટીકા કરીને તેમનો ધર્મ બજાવ્યો છે. અહીં મુદ્દો એ નથી કે વર્તમાનપત્રની ટીકા યોગ્ય છે કે અયોગ્ય છે. અહીં તો એ જ મહત્ત્વની વાત છે કે વર્તમાનપત્ર આપના જેવા અગ્રગણ્ય રાજપુરુષની ટીકા મુક્તપણે કરી શકે છે.' આ સાંભળી દાદાસાહેબે સ્મિત કર્યું અને કહ્યું: 'આ પ્રકરણને આપણે અહીં જ બંધ કરીએ.'

દાદાસાહેબને આ વર્તમાનપત્ર ઉપર ગુસ્સો આવ્યો એ સાહજિક છે. પણ પછી પોતાના ભોગે વર્તમાનપત્રના લોકશાહી-ધર્મનો તરત સ્વીકાર કરવો એ અસાધારણ વાત છે. દાદાસાહેબમાં લોકશાહીની ઉદારતાની સૂઝ હતી. એ એમ માનતા કે બાંધછોડ વિના લોકશાહી શક્ય નથી. પણ આ બાંધછોડ બૌદ્ધિક પ્રમાદ કે બાહ્ય દબાણને કારણે કરવામાં આવે તો એ બીનલોકશાહી શરણાગતિ બની જાય. કોઈ મોટા પુરુષની શેહમાં તણાઈને પાર્લમેન્ટના સભ્યો હા એ હા ભણતા ત્યારે દાદાસાહેબ ખિન્ન થઈ જતા.

શ્રી નેહરુ પ્રત્યે દાદાસાહેબને ઘણું માન હતું. આમ છતાં એમને એમ લાગતું કે જવાહરલાલજીના પ્રભાવી વ્યક્તિત્વના વડલા નીચે સ્વતંત્ર અભિપ્રાય ફૂલતો-ફાલતો નથી. એમણે મને એવા બે-ત્રણ પ્રસંગો કહેલા જેમાં એમ બનેલું કે જાહેરમાં નેહરુના અભિપ્રાયમાં મોટા ભાગના સભ્યોએ સંમતિ દીધેલી પણ ખાનગીમાં આ સભ્યોનો મત જુદો હતો. આમાં વાંક શ્રી નેહરુ કરતાં એ સભ્યોની કરોડરજ્જુનો હતો. પણ કેટલીક વાર એમ બનતું કે જે કુનેહથી શ્રી નેહરુ બહુમતીને ખિસ્સામાં રાખતા તેથી વિરોધી અભિપ્રાયની પ્રણાલિકા મજબૂત ન બનતી. શ્રી નેહરુ માત્ર એક પક્ષના જ આગેવાન ન હતા. એ સમગ્ર રાષ્ટ્રના ઘડવૈયા હતા. આથી એમની

પાસેથી આટલી મોટી અપેક્ષા રાખવામાં આવતી.

આથી એમ બન્યું કે કૉંગ્રેસ પક્ષની પ્રચંડ બહુમતી અને શ્રી નેહરુની રાજકીય કુશળતાને કારણે દેશમાં અને પાર્લમેન્ટમાં વિરોધી અભિપ્રાયની આબોહવા ન ઊભી થઈ. પણ હા જી હાની આબોહવામાં નેહરુ જેવા સર્વમાન્ય લોકનાયક, ધાર્યું હોત એ ઘડીએ, સરમુખત્યાર બની શકયા હોત. તેમણે એમ ન કર્યું એ તેમની ખરી મહત્તા. આમ છતાં, દાદાસાહેબ કહેતા કે લોકોના ચૂંટેલા પ્રતિનિધિઓએ વધુ નિર્ભય અને વધુ અભ્યાસી થવું જોઈએ. એક વાર દાદાસાહેબે મને કહ્યું: 'અશોક મહેતા જેટલો અભ્યાસ કરે છે એટલો અભ્યાસ બહુ થોડા પાર્લમેન્ટના સભ્યો કરે છે.' દાદાસાહેબને મન પાર્લમેન્ટ અભ્યાસપૂત વિચારસંઘર્ષનું ધામ હતું.

લોહિયાળ ક્રાંતિ કે ગાડરિયા વૃત્તિ પ્રત્યે દાદાસાહેબને અણગમો હતો. એ બંને આત્યંતિક માર્ગો છે. આવા માર્ગે જવાથી પ્રજા અને એના આગેવાનો નીચા પડે છે. આથી એમણે સભ્ય ચર્ચાના મધ્યમ માર્ગનો પુરસ્કાર કર્યો. આ મધ્યમ માર્ગની ખૂબી એ છે કે પ્રજા જેટલી નિર્ભયતાથી એ ગ્રહણ કરે તેટલી તેની શક્તિ વધે. આથી અહિંસક સમાજરચનામાં માનનાર વ્યક્તિ સંસદીય લોકશાહી ભણી વળ્યા સિવાય રહેશે નહિ. આવી અહિંસક સમાજરચનાના એક મધ્યમમાર્ગી રખેવાળ તરીકે ભારતની પ્રજા દાદાસાહેબનું લાંબા સમય સુધી કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ કરશે.

*

## દસ હાઈકુ / પીરુ પરીખ

૧

ઘરનો ફેંક્યો
તૃણ-કચરો: પંખી
બાંધતાં માળો.

૨

મડદું ચેહે:
વાતે ડાઘુઓ: શિશુ
હસતું ગેહે.

૩

પંખો ફરતો
બદ્ધ: હવાને કશી
મુક્ત કરતો!

૪

વાગોળ ઝૂલે:
આભ નીચે, ધરતી
ઉપર ડૂલે.

૫

છીછરાં પાણી:
ઊંડાં પ્રતિબિંબને
રહેતાં માણી.

૬

તારા ઝીલતું
રાતે મથતું ઝીલ
થાવા આકાશ.

૭

ઊઘડી બારી:
રશ્મિ પેઠું; ઓરડે
ઝળહળાટ!

૮

અરીસો ફૂટે:
પ્રતિબિંબ ટુકડા
થઈને તૂટે.

૯

ધવલ તેજ:
હંસ શ્વેત: પડતી
શ્યામલ છાયા.

૧૦

ઊભી ભેંસના
પડછાયામાં ઝોકાં
કાબર ખાય.

*

# પ્રજાપ્રિય સમદર્શી મહારાજા સયાજીરાવ

ગણેશ કૃષ્ણ ગોખલે

એક મહાન રાજ્યકર્તા તરીકે મહારાજા સયાજીરાવની કીર્તિ દુનિયાભરમાં પ્રસરી ગઈ છે. કાળની આગેકૂચ સાથે તેમના કાર્યનું વાસ્તવિક મૂલ્યાંકન કરીને તેમની સાચી મહત્તા જનસમાજ આગળ મૂકવાની ઇચ્છા ઇતિહાસકારોના મનમાં જાગ્રત થવા લાગી છે. એ કાર્યમાં મારો પણ આ અલ્પ ફાળો છે.

મહારાજા સયાજીરાવનો જન્મ તારીખ ૧૭ માર્ચ ૧૮૬૩ને રોજ થયો અને મૃત્યુ તા. ૬–૨–૧૯૩૯ને રોજ થયું, એટલે લગભગ પોણોસો વર્ષની જીવન-મર્યાદા પ્રભુએ તેમને આપી. આમાંથી પહેલાંનાં વીસ-એકવીસ વર્ષની મુદત બાદ કરતાં લગભગ ૫૫–૫૬ વર્ષો સુધી તેઓએ, રાજ્યકારભારનું નાવ એક કુશળ કપ્તાનની અદાથી હંકાર્યું. મલ્હારરાવશાહીની અંધાધુંધીમાંથી પોતાની કુનેહથી, મહારાજા એ નાવને પ્રગતિને કિનારે હંકારી ગયા. લૉર્ડ વિલિંગ્ડન જેવા કટ્ટર સામ્રાજ્યવાદી વાઈસરૉય સાહેબે પણ સયાજીરાવના શાસનકાળને વડોદરાનો "સુવર્ણ યુગ" કહ્યો છે.

આ યશનાં બીજ શોધવાં હોય તો તેમના જીવનનાં પહેલાં એકવીસ વર્ષમાં ડોકિયું કરવું પડશે. કોઈ પણ પ્રચંડ તથા ભવ્ય શિલ્પ એક દિવસમાં બનતું નથી. શિલ્પીની વર્ષો સુધીની મહેનતને પરિણામે જ એકાદ નેત્ર-દીપક કૃતિ તૈયાર થાય છે. મહારાજા સયાજીરાવ, જે ભવ્ય સ્વરૂપમાં જનસમાજને દેખાયા તેનું ઘડતર, પણ અનેક શિલ્પીઓની કાર્ય-કુશળતાથી જ થયું હતું. તેમાં રાજા સર ટી. માધવરાવ અને ઇલિયટ સાહેબ મુખ્ય હતા.

### રાજા થવા માટેની ઉમેદવારી

મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યા પછી, ખંડેરાવ મહારાજનાં પત્ની, મહારાણી જમનાબાઇએ સયાજીરાવને દત્તક લીધા પછી, તારીખ ૨૭–૫–૧૮૭૫ને રોજ તેમને ગાદીએ બેસાડવામાં આવ્યા. વડોદરાના રાજ્યકર્તાઓ સાથેનું સગપણ, ફક્ત એટલું જ ભાગ્યું સાથે લઇને આવેલા આ સગીર વયના તદ્દન સંસ્કારહીન અને અબુધ બાળકને, ભાવી જવાબદારીઓ માટે તૈયાર કરવાનું કામ ઘણી જ કુનેહથી કરવાનું હતું.

તે સમયના વડોદરાના રેસિડેન્ટ સર રિચર્ડ મીડ, દીવાન રાજા સર ટી. માધવરાવ અને મહારાણી જમનાબાઈ–એ ત્રણે જણાંએ મળીને, મહારાજાની કેળવણી માટે એક સરસ યોજના ઘડી કાઢી. તે મુજબ, મહારાજાની કેળવણીનું મુહૂર્ત તા. ૭–૫–૧૮૭૫ને રોજ કરવામાં આવ્યું. રા. કેશવરાવ બાબુરાવ પંડિત અને વ્યંકટરાવ જોશી ઊર્ફે ભાઉમાસ્તર એ બે શિક્ષકોની દેખરેખ નીચે મહારાજાનું પ્રાથમિક શિક્ષણ જૂના સરકારવાડામાં ધૂળપાટી પર શરૂ થયું.

પણ અંગ્રેજ સરકારની એવી પ્રામાણિક ઇચ્છા હતી કે ખુશામતિયા ને ખટપટિયા રજવાડી વાતાવરણમાંથી મહારાજાને, બની શકે ત્યાં સુધી, દૂર રાખવા. એ ઉદ્દેશને નજર આગળ રાખીને, જૂના સરકારવાડાથી તદ્દન દૂર મોતીબાગની પાછળ નવીન મકાન બાંધીને, ત્યાં મહારાજા માટે નિશાળ શરૂ કરવામાં આવી.

શાળાના મુખ્ય અધ્યાપક તરીકે નાગપુર પ્રાંતના નાયબ શિક્ષણાધિકારી મિસ્ટર એફ. એ. એચ. ઇલિયટ આઈ. સી. એસ.ની પસંદગી કરવામાં આવી. સવારે સાડાદસથી સાંજે છ વાગ્યા સુધી એટલે લગભગ સાત કલાક સુધીનો મહારાજાનો સમય આ નિશાળમાં વ્યતીત થતો, જેથી તેઓશ્રી મિસ્ટર ઇલિયટના ખૂબ સંપર્કમાં આવ્યા. તેમના સુશીલ ચારિત્ર્યની, વિનયી સ્વભાવની અને અથાગ અભ્યાસવૃત્તિની ઊંડી છાપ મહારાજા પર પડી.

અભ્યાસમાં મહારાજાને હરીફાઈ કરવાની તક મળે, પોતાના કરતાં નીચલા દરજ્જાના છોકરાઓ સાથે હળીમળીને રહેવાની ટેવ થાય, એવા હેતુથી, વડોદરાનાં કેટલાંક ખાનદાન કુટુંબના છોકરાઓને પણ, મહારાજાના સહાધ્યાયી તરીકે લેવામાં આવ્યા. આ પગલું ખૂબ સમજપૂર્વકનું હતું.

શિક્ષણ-કાળ દરમ્યાન મહારાજાએ ઇંગ્લિશ, મરાઠી અને ગુજરાતી એ ત્રણ ભાષાનો ખૂબ ઝીણવટભર્યો અભ્યાસ કર્યો. રા. રતનરામ માસ્તર અને રા. આત્મારામ જોઈતારામ પટેલ ઊર્ફે પટેલ માસ્તર એ બે શિક્ષકો તેમને ગુજરાતી ભાષાની કેળવણી આપતા. તે ઉપરાંત ગણિત, બીજગણિત, ભૂમિતિ, ઇતિહાસ અને સાહિત્ય એ વિષયોનો પણ અભ્યાસ થતો. તેમાં ખાસ કરીને ઇતિહાસ વિષય મહારાજાને ખૂબ ગમતો. શિક્ષણ-કાળનાં છેલ્લાં વર્ષોમાં કેમિસ્ટ્રી, ભૂગોળ, પોલિટીકલ ઇકૉનૉમી એ વિષયો શિખવાડવામાં આવ્યા. મહારાજાના હસ્તાક્ષર સારા ન હતા. તે સુધારવા તેઓએ ઘણો પરિશ્રમ કર્યો પણ તે બહુ સુધર્યા નહિ.

મહારાજાની ગ્રહણશક્તિ ઊંચા પ્રકારની હોવાથી, અનેક વિષયોનું તેમણે મૂલગ્રાહી સંપાદન કર્યું. સ્વામી વિવેકાનંદજીએ કહ્યું છે કે, "Learning is not the amount of Information but it is the assimilation of Ideas". એ ન્યાયે સયાજીરાવનું ભણતર 'પોપટિયા વિદ્યા' નહિ, પણ માનવીને વિવેક અને વિચારની ઊંચી કક્ષાએ લઈ જનારું મહાન સાધન નીવડયું. બુદ્ધિપ્રકર્ષનાં ત્રણ પાસાં–ગ્રહણ (Comprehension), ધારણ (Retention) અને ઉચ્ચારણ (Expression) એ ત્રણેમાં મહારાજા નિષ્ણાત થયા.

બૌદ્ધિક શિક્ષણની સાથે જ મહારાજાની શારીરિક કેળવણી તરફ પૂરતું ધ્યાન આપવામાં આવતું. તેમને પોતાને વ્યાયામનો શોખ હોવાથી, તે માટે કરવામાં આવેલી બધી તજવીજ કામયાબ નીવડી અને રાજ્ય-કારોબારનો ભારે બોજ ઉઠાવવાને માટે તેમનું શરીર ખડતલ બન્યું.

દૂધિયા પહેલવાન પાસે મહારાજા કુસ્તી ને મલખંભ શીખ્યા, રહીમમિયાં ઉસ્તાદે તેમને ઘોડેસવારીનું શિક્ષણ આપ્યું, 'મીર મછલી' નામના મશહૂર તરવૈયા પાસે જલતરણની કળા શીખ્યા. વડોદરા કૅમ્પના સાર્જન્ટ ગ્રીફિથ તેમને નિશાનબાજી શીખવતા. કમાલખાન ઉસ્તાદ પાસે તેઓ ફરી–ગદકાના દાવ કરતા અને મિસ્ટર મોરીના પાસે મહારાજાને બિલીઅર્ડની રમતમાં પાવરધા કર્યા.

આમ માનસિક અને શારીરિક શિક્ષણ પૂરું થતાં, રાજ્યકારોબારનું શિક્ષણ આપવાનો સમય આવી ચૂકયો. સને ૧૮૮૧ના ડિસેંબર મહિનામાં મહારાજા ઉમ્મરલાયક થઇને, રાજ્યનું સુકાન પોતાના હાથમાં લેવાના હતા. એ મહાન કાર્ય માટે તેમને તૈયાર કરવાના પ્રયાસ, રાજા સર ટી. માધવરાવે અંતઃકરણપૂર્વક આદર્યા. આ અંગે તેઓનું કહેવું હતું કે,

"It is not that we want to make the Maharaja a clever Karkoon, or a skilful Accountant, or a Judge or even a Dewan. What we really want to make of the Maharaja, is a good Ruler, one who will direct and control the machinery of Government under the guidance of sound principles."

આ મંતવ્ય મુજબ, રાજા સર ટી. માધવરાવે મહારાજાને રાજ્ય-કારોબાર ચલાવવાના સર્વમાન્ય સિદ્ધાંતો શીખવ્યા; મુલકી અને ન્યાય ખાતાના કારોબાર વિષે બારીક માહિતી આપીને, જુદી જુદી કચેરીઓની તપાસણી વખતે મહારાજાને સાથે રાખીને, ખાતાંઓમાં કામકાજ કેવું ચાલે છે, કામમાં ત્રુટીઓ શી રહે છે એ બધું બતાવ્યું.

રાજ્ય-કારોબાર મહારાજાને હસ્તક આવવાને નવ-દસ મહિના રહ્યા ત્યારે દીવાને, મહારાજા માટે વહી-વટનાં અંગ-પ્રત્યંગો વિષે જે તે વિષયના નિષ્ણાત વક્તાઓનાં વ્યાખ્યાનો ગોઠવ્યાં. આ એક જાતનો Refresher Course હતો. માર્ચ ૧૮૮૧ થી ડિસેમ્બર ૧૮૮૧ સુધી આ વ્યાખ્યાનમાળા ચાલી.

રાજાનાં કર્તવ્યો અને ઉત્તમ પ્રજાપાલનની રીત અંગે, રાજા સર ટી. માધવરાવે ૪૯ વ્યાખ્યાનો આપ્યાં. મુલકી ખાતા અંગે કાઝી શાહબુદ્દિનનાં ૨૭, ફોજ અને ખાનગી ખાતાં વિષે પેસ્તનજી જહાંગીરનાં ૯, પોલીસ, જેલ, શાળાખાતું તથા એકસ્ટ્રાડીશન અંગે વિનાયક જનાર્દન કીર્તનેનાં ૬, જમીન મહેસૂલના કાયદા વિષે સર ન્યાયાધીશ ખરશેટજી રૂસ્તમજીનાં ૧૮ અને હિન્દુધર્મશાસ્ત્ર વિષે જનાર્દન સખારામ ગાડગીળનાં ૧૭ આમ કુલ ૧૨૬ વ્યાખ્યાનો અપાયાં. એ સિવાય નાની નાની બાબતોનો નિકાલ કરવામાં મહારાજાને ઉપયોગી થઈ પડે એવાં સૂચનોનું એક પુસ્તક Minor Hints નામનું રાજા સર ટી. માધવરાવે તૈયાર કર્યું.

## અધિકાર-પ્રાપ્તિ

આમ લાયકી મેળવ્યા પછી, મહારાજાને તારીખ ૨૮-૧૨-૧૮૮૧ને રોજ બ્રિટિશ સરકાર તરફથી રાજ્યના સર્વાધિકાર આપવામાં આવ્યા. મહારાજાની સ્વતંત્ર વિચારસરણીના નમૂના તરીકે તે વખતનો એક બનાવ નોંધપાત્ર છે. મહારાજાની સગીર અવસ્થામાં રાજા સર ટી. માધવરાવે રાજ્યકારોબાર સારો કર્યો એમાં શંકા નથી. પણ આગળ જતાં, તેમને થોડોક લોભ લાગ્યો. મહારાજા ઉંમરલાયક થયા પછી પણ, સત્તાનું સુકાન તેમને પોતાના હસ્તક રાખવાની ઇચ્છા હતી. હિન્દ સરકારના પોલિટિકલ ખાતામાં તેવી ખટપટો તેમના તરફથી શરૂ હતી.

એવામાં ઉદારમતવાદી લૉર્ડ રિપન, વાઈસરૉય બનીને આવ્યા. મહારાજાએ તેમની મુલાકાત લઇને પોતે રાજ્યવહીવટ સંભાળવા સંપૂર્ણ લાયક છે એવી લૉર્ડ સાહેબની ખાતરી કરાવી, જેથી વગર વિલંબે ને વિનાશર્તે સયાજીરાવને રાજ્યસૂત્રો સોંપી આપવાનું ફરમાન તરત જ નીકળ્યું.

પોતાનું સ્વાભિમાન દુભાય તે મહારાજા સાંખી શકતા નહિ. એવે પ્રસંગે આઘાતનો પ્રત્યાઘાત કરતાં તેઓ ચૂકતા નહિ. આ તેમની મનોવૃત્તિનું બ્રિટિશ સરકાર સાથેના સંઘર્ષમાં સારું દિગ્દર્શન થાય છે, જે હવે પછી જોઈશું.

રાજ્યસત્તા પોતાના હાથમાં લીધા પછી, પ્રજાહિતની દૃષ્ટિએ વહીવટીતંત્રમાં અનેક સુધારાઓ મહારાજાએ કર્યા. વડોદરા શહેર માટે પીવાના પાણીની એક સમસ્યા તેઓએ પ્રથમ ઉકેલી. આખા શહેરને સતત પાણીનો પુરવઠો કરી શકે એવો જલસંચય નજીકમાં ન હતો. અનેક અંગ્રેજ એન્જિનિયરોએ એ અંગે જુદી જુદી યોજનાઓ મૂકી હતી; તે પૈકી એક પણ કાર્યાન્વિત ન થઈ શકી. છેવટે જગન્નાથ સદાશિવજી નામના હિન્દી એન્જિનિયરે સૂર્યા નદી પાસે મોટું તળાવ ખોદીને તેમાં તેનું પાણી એકત્ર કરવું, અને પછી તે શુદ્ધ કરીને શહેરને આપવું એવી, પચીસ લાખ ત્રેવીસ હજારની યોજના આંકી. તે વ્યવહારુ લાગવાથી તારીખ ૮-૧-૧૮૮૫ને રોજ આજવા સરોવરનું ખોદકામ શરૂ કરીને, તારીખ ૨૯-૩-૧૮૯૨ને રોજ વડોદરામાં પાણીના નળ આવ્યા, ને પ્રજાની એક જરૂરિયાત પૂરી પાડવામાં આવી.

આજે ફરીથી પાણી-પુરવઠાનો પ્રશ્ન વડોદરા માટે વિકટ બની ગયો છે તે સમયે બીજા કોઈ જગન્નાથજીની શોધ કરવી રહી!

પ્રજાવર્ગની પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી તરફ પણ મહારાજાએ પૂરતું ધ્યાન આપ્યું. વડોદરા હાઇસ્કૂલ અને કૉલેજનો પાયો સને ૧૮૭૯ના જાન્યુઆરીમાં નાખવામાં આવ્યો હતો. ફરજિયાત પ્રાથમિક કેળવણીનો પ્રયોગ સને ૧૮૯૩માં અમરેલી પ્રાંતમાં શરૂ કરવામાં આવ્યો, જે સને ૧૯૦૬ના જુલાઈ મહિનામાં આખા રાજ્યમાં જારી થયો.

ભણેલું ભુલાય નહીં તે માટે, સને ૧૯૧૦ માં 'સેન્ટ્રલ લાયબ્રેરી'ની સ્થાપના કરી. ધીમે ધીમે પુસ્તકાલય-પ્રવૃત્તિને આખા રાજ્યમાં ફેલાવીને, કેળવણીમાં મદદરૂપ થાય એવું માધ્યમ, પ્રજાવર્ગને ઉપલબ્ધ કરી આપ્યું.

લોકોનું આરોગ્ય સારું રહે તે અર્થે, શહેરમાં ઠેકઠેકાણે બગીચા ને વિશ્રાંતિસ્થાનો નિર્માણ કર્યા. તે પૈકી 'સયાજીબાગ' સૌથી જૂનું વિશ્રાંતિસ્થાન છે, જેનું ઉદ્‌ઘાટન સને ૧૮૭૯ના જાન્યુઆરી માસમાં કરવામાં આવેલું. પ્રજાને વૈદકીય મદદ, તરત જ અને લગભગ મફત મળી રહે તે અર્થે, અદ્યતન સાધનોથી સજ્જ એવું 'લેડી ડફરીન હૉસ્પિટલ' (હવે સયાજી જનરલ હૉસ્પિટલ) તા. ૯-૧૧-૧૮૮૬થી શરૂ થયું.

ખેડૂતવર્ગને માથે જમીન-મહેસૂલનો બોજ વધુ પડતો ન થાય એ માટે, રાજ્યના દરેક તાલુકાની માપણી (Survey) કરી, જમીનની પ્રતવારી ને પેદાશ નક્કી કરી. તે મુજબ આકાર (Settlement) નક્કી કરવામાં આવ્યો. આ કામ રાજા સર ટી. માધવરાવ જે નહોતા કરી શક્યા તે મહારાજાએ ઇલિયટ સાહેબની મદદથી પૂરું કર્યું.

મહારાજાનું શિક્ષણ પૂરું થયા પછી, ઇલિયટ સાહેબને સર્વે અને સેટલમેન્ટ કમિશનર નીમ્યા. તેઓએ ભારે જહેમત ઉઠાવીને, લગભગ આખા રાજ્યની માપણીનું કામ પૂરું કરીને, મહેસૂલનો આકાર નક્કી કર્યો.

આમ પ્રજાવર્ગની પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડ્યા બાદ, બીજી બાબતો હાથ પર લીધી.

### મહારાજાની કાર્યપદ્ધતિ

મહારાજાની કામકાજની પદ્ધતિ ખૂબ નિયમબદ્ધ હતી. પૂરેપૂરી તપાસ કર્યા સિવાય, તેઓ કોઈ પણ હુકમ આપતા નહિ. ચાલુ વ્યવસ્થામાં ફેરફાર કરવો હોય તો એકાએક ન કરતાં, બધી બાબતો વિચારમાં લઈને, આસ્તે આસ્તે તેઓ તેમ કરતા.

તમામ પ્રજાની સગવડ સચવાય એવા નિયમો કરવા તરફ તેમનું વલણ રહેતું. પછી એમાં એકાદ પ્રસંગે તેઓ અપવાદ કરતા. કોઈ ખર્ચ કે યોજના મંજૂર કરવાની હોય તો તેમ કરવાથી રાજ્યને શો લાભાલાભ છે તે તપાસી, ખર્ચેલા પૈસાનું યોગ્ય વળતર મળવાનું હોય તો જ તેને મંજૂરી આપતા. કોઈ પણ પ્રકરણનો નિકાલ કરતી વખતે, સાધકબાધક કારણો અને સામ્યતાદર્શક હકીકત જોઈને, હુકમ આપતા. આવી કાર્યપદ્ધતિથી પોતાના હુકમો, છાશવારે ફેરવવાની મહારાજાને જરૂર રહેતી નહિ. કોઈ પણ કાયદો ઘડતી વખતે જ એવી તકેદારી લેવામા આવતી કે વર્ષો સુધી તેમાં સુધારા કરવાની જરૂર ન રહે.

આજે, જે નિયમ કે હુકમ થાય છે તે બીજે જ દિવસે તેની દુરસ્તી પ્રગટ થાય છે. એવું એમના વખતમાં નહોતું. એક વાર હુકમ આપ્યા પછી, કોઈના પણ દબાણથી તેને તે ફેરવતા નહિ.

આનો એક દાખલો આપું. વડોદરાના એક સરદારની વાર્ષિક નિમણૂંક સંબંધમાં, મહારાજાએ હુકમ આપ્યો. આ હુકમ પોતાને લાભકારક નથી એવું લાગવાથી પેલા સરદાર, મહારાજાને મળવા ગયા અને વાતવાતમાં પોતાની નિમણૂંક સંબંધી વાત કાઢી.

મહારાજાએ આપેલો જવાબ બેનમૂન હતો. તેમણે કહ્યું: 'મિસ્ટર! તમારા કામ વિશે હુજુરનો હુકમ એક વાર થઈ ગયો છે, તે ફેરવવાની શક્તિ હવે મારામાં નથી'—આ વાતનું તાત્પર્ય ઘણું મોટું છે.

આમ છતાં, 'હું એકલો જ ડાહ્યો છું' 'મને કોઈની સલાહ મસલતની જરૂર નથી'—એવી અહંગ્રંથિ (Superiority Complex) મહારાજાએ કદી પણ સેવી નથી. રાજ્યમાંના અને રાજ્ય બહારના જુદા જુદા વિષયોના નિષ્ણાતોની સલાહ, તેઓશ્રી હમેશાં લેતા. ઇરિગેશન માટે સર વિશ્વેશ્વરૈયા, ભૂગર્ભ સંપત્તિ (Geology) માટે બ્રૂસ ફૂટ, કચેરીના કાગળોની વ્યવસ્થા માટે મિ. માર્સડન, દફતરખાના માટે પ્રિન્સિપાલ રૉલિન્સન અને ડૉ. બાળકૃષ્ણ, નાણાંખાતા માટે બાબુ રજનીકાંત ઘાટક–એવા અનેક નિષ્ણાતોની સલાહ મહારાજાએ લીધી હતી. રાજ્યના અમલદારોને પણ બીજાં દેશી રાજ્યોમાં અગર બ્રિટિશ હિંદમાં કાર્યપદ્ધતિનું નિરીક્ષણ કરવા મોકલવામાં આવતા. દરેક સલાહકાર પાસેથી તેઓ વિસ્તૃત રિપોર્ટ મંગાવતા.

મહારાજાએ લગભગ ચાળીસ વખત યુરોપ અને પશ્ચિમી દેશોની સફર કરેલી. તેથી હિંદુસ્તાન બહારની દુનિયામાં શી પ્રગતિ થઈ છે, તેમાંથી કઈ કઈ બાબતો અહીં લાગુ કરવા જેવી છે તેનું મનન કરીને, તે મુજબ એ અમલમાં આણતા. 'नवेन भनवं शोषयेत्' એ ચાણક્ય-નીતિ મહારાજા અનુસરતા.

ઇલેક્ટ્રિક લૉન્ડ્રી, ટ્રૅક્ટર, સુંદર રમકડાં, નામાંકિત ચિત્રકારોની કલાકૃતિઓ–એવું એવું ખરીદ કરીને, વડોદરા મોકલવાની તેમને ભારે હોંશ રહેતી. એક પ્રસંગે તેઓએ લગભગ ૫૦૦/૬૦૦ જેટલાં ભાતભાતનાં રમકડાં ખરીદીને રાજ્યના બાળકોમાં તે વહેંચ્યાં હતાં. રાજ્યના કેટલાએ અમલદારોને અને હોંશિયાર વિદ્યાર્થીઓને અભ્યાસ માટે મહારાજાએ પરદેશ મોકલ્યા. શરૂઆતમાં આવા લોકોને પરદેશથી પાછા ફર્યા બાદ ધાર્મિક પ્રાયશ્ચિત્ત લેવું પડતું, તેનું ખર્ચ પણ મહારાજા આપતા.

### ખોટા ખર્ચ ઉપર નિયંત્રણ

સયાજીરાવને અવાસ્તવિક અને ખોટી રીતે વેડફેલાં નાણાં માટે ખૂબ ચીડ હતી. નિષ્ફળ જતી એવી બેહૂદી (Quixotic) યોજના તેઓ કદી પણ મંજૂર કરતા નહિ. સરકારી ખાતામાં કોઈએ ગોલમાલ કે ઉચાપત કરી હોય તો તેને સખ્ત નશિયત કરવામાં આવતી. એટલું જ નહીં, પણ એવી ગોલમાલ સાથે લગીરે સંબંધ ધરાવનારી વ્યક્તિને પણ શિક્ષા થતી. આમાં કચેરીના અમલદાર, હિસાબની તપાસણી કરનારા હિસાબી ખાતાના અમલદાર અને ખાતાની તપાસણી

કરનારા અમલદારો—એ બધાનો સમાવેશ થતો.

પોતે ગાદી પર આવ્યા પછી આવી કેટલીક ગોલમાલ થઈ, તે થવાના કારણરૂપે કઈ બાબતો હતી, ભવિષ્યમાં આવી ઉચાપત ન થાય એટલા માટે વહીવટીતંત્રમાં શા સુધારા કરવા ઇષ્ટ થશે તે વિશે તેઓશ્રીએ એક 'સિલેક્શન' પણ છપાવ્યું હતું. મહારાણી, રાજપુત્રો અને રાજકન્યાઓ, તેમને માટે નિયત કરી આપવામાં આવેલી રકમની મર્યાદામાં રહીને જ ખર્ચ કરે, એ વિષે તેઓ ખૂબ આગ્રહ રાખતા.

### મહારાજાના સામાજિક સુધારાઓ

વહીવટીતંત્રના સુધારાઓ સાથે જ મહારાજાએ સામાજિક સુધારાઓ પણ ઘણા કર્યા; અને એવે સમયે કર્યા કે જ્યારે રૂઢિના આવરણ હેઠળ લપટાઈ ગએલા બહુજનસમાજને તેનું ભાન સરખું યે નહોતું. 'અસ્પૃશ્યોદ્ધાર', 'બાળલગ્ન પ્રતિબંધક કાયદો', 'હિંદુલગ્નવિચ્છેદ નિબંધ', 'જ્ઞાતિ-ત્રાસ-નિવારણ નિબંધ', 'સ્ત્રી-શિક્ષણ અંગેની સુધારણાઓ' 'વિધવાવિવાહ', 'પડદા પદ્ધતિનું નિર્મૂલન', 'સંન્યાસ-દીક્ષા પ્રતિબંધક નિબંધ', 'હિન્દીને રાષ્ટ્રભાષા તરીકે માન્યતા અપાવવા માટે રાજ્યમાં હિંદીનો પ્રચાર', 'પુરોહિત-પૂજારી નિબંધ' વગેરે બાબતો તેમના સામાજિક સુધારામાં પ્રમુખ હતી. કેટલાક કાયદાઓ સામે વિરોધનો વંટોળ જાગ્યો હતો. પણ મહારાજાએ પ્રજાના ભાવિ કલ્યાણની દૂરન્દૃષ્ટિ રાખીને જરા પણ મચક આપી નહિ.

આમ છતાં, તેમણે કોઈ પણ સુધારો ઉતાવળેથી અમલમાં આણ્યો નથી. લોકોના મનમાં સૈકાઓથી ઘર ઘાલી બેઠેલી કલ્પનાઓને દૂર કરવાનું કાર્ય શાંતિપૂર્વક કરવું ઇષ્ટ છે એમ તેઓ માનતા. વિરોધકોના વિચાર જાણી લેવાની ખેલદીલી તેઓ દાખવતા. શહેરના મરાઠા, બ્રાહ્મણ, વાણિયા રજપૂત, પારસી, મુસલમાન, નાગર વગેરે જુદી જુદી જ્ઞાતિના લોકો એક જ પંક્તિમાં બેસીને ભોજન કરે, ને રોટી-વ્યવહાર ચાલુ કરે એવી ઇચ્છાથી, તેઓ રાજમહેલમાં સર્વજાતીય ભોજન-સમારંભ ગોઠવતા.

શરૂઆતમાં રૂઢીચુસ્તો આમાં આવતા નહિ; ને કદાચ આવતા તો કશું ખાતા નહિ! મહારાજાએ તે માટે કોઈને ઠપકો ન આપ્યો. વર્ષો જતાં સહુ હળીમળીને એક પંક્તિએ ભોજન કરતા થઈ ગયા!

શ્રી. ગણેશ સદાશિવ ભાટે નામના પરદેશી કેળવણી પામેલા એક દક્ષિણી ગૃહસ્થ, વડોદરાની નોકરીમાં રહ્યા હતા. તેમની પ્રથમ પત્ની ગુજરી જવાથી તેઓ વિધવા જોડે દ્વિતીય વિવાહ કરવા તૈયાર હતા, પણ એવી વિધવા તેમને મળી આવતી ન હતી. મહારાજાએ શોધખોળ કરીને એક વિવાહોત્સુક વિધવા શોધી કાઢી; ને પોતાના ખર્ચે રાજમહેલમાં ઘણા જ ઠાઠમાઠથી શ્રી ભાટેનાં લગ્ન કરી આપ્યાં.

'લગ્ન-વિચ્છેદ નિબંધ' ઘડતા પહેલાં, તેઓએ દુનિયાના તમામ દેશોમાંથી લગ્ન-સંબંધીના રિવાજો અને કયા કારણસર લગ્નવિચ્છેદ મળી શકે છે?—તેની તુલનાત્મક હકીકતો ભેગી કરીને, ત્યાર બાદ, અહીંનો કાયદો ઘડ્યો હતો.

### બ્રિટિશ સરકાર સાથેનો સંઘર્ષ

વડોદરા રાજ્યમાં આવા સુધારા થાય અને પડોશના બ્રિટિશ પ્રદેશમાં તેનું નામનિશાન પણ ન હોય એ વાત બ્રિટિશ સરકારને ખૂંચ્યા કરતી. મહારાજાની નાનીસૂની ને અહેતુક કરેલી બાબતોને નિષ્કારણ મોટું સ્વરૂપ આપી, મહારાજાને વગોવવા બ્રિટિશ અમલદારો હમેશાં તૈયાર રહેતા.

ઊલટું, પોતાનું સ્વમાન જાળવવા મહારાજા પણ ખૂબ મથતા. સને ૧૯૦૩નો લૉર્ડ કર્ઝનનો દરબાર, વારંવાર પરદેશ ન જવા વિશેનો 'કર્ઝન—સરક્યુલર', 'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ', 'સને ૧૯૧૧નો દિલ્હી દરબાર' વગેરે પ્રસંગોએ, મહારાજાને બ્રિટિશરો સાથે ખૂબ સંઘર્ષમાં આવવું પડ્યું.

'બ્રિટિશ મુલકમાં ચાલતી અરાજકતા અને ક્રાંતિનાં આંદોલનને વડોદરા રાજ્યમાં આશ્રય મળે છે', 'રાજ્યના અમલદારો તેમાં સાથ આપે છે'—એવો આક્ષેપ પણ સયાજીરાવ પર હમેશાં મૂકવામાં આવતો.

લૉર્ડ મિન્ટો સાહેબે, દેશી રાજ્યોમાંની અરાજક પ્રવૃત્તિ ડામી દેવા, એક ખલીતો મોકલ્યો હતો: તેના જવાબમાં મહારાજાએ ચોખ્ખું જણાવેલું કે, 'સાહેબ! અસંતોષ તો આપના મુલકમાં જ છે. મારી પ્રજા સુખી અને સંતોષી હોઈ, અહીં અરાજકતા મુદ્દલ નથી!!'

જસ્ટિસ રાનડે, લોકમાન્ય ટિળક, સુરેન્દ્રનાથ બૅનર્જી, નામદાર ગોખલે, લાલા લજપતરાય જેવા દેશભક્તો સાથે મહારાજા સ્નેહસંબંધો રાખતા, વખતે તેમની સલાહ-મસલત લેતા—એ વાત પણ, બ્રિટિશ સરકારને રુચતી ન હતી.

મહારાજાની કારકિર્દીમાં, સર ટી. માધવરાવથી માંડીને સર વી. ટી. કૃષ્ણમાચારી સુધી કુલ ચૌદ દીવાન થયા. તેમની નામાવળી જોતાં જણાશે કે, દરેક વ્યક્તિ અત્યંત બુદ્ધિશાળી ને દેશદાઝથી ભરપૂર હતી. આ વાત પણ બ્રિટિશ સરકારને અણગમતી હતી. ઇતર રજવાડાંઓની માફક, સયાજીરાવ પણ પોતાનું જીવન મોજશોખમાં વ્યતીત કરે ને નાલાયક મંત્રીઓના હાથમાં પ્રજાને સોંપી દે—એવું તેઓ ઇચ્છતા. આ તેમની ઇચ્છા કદી બર ન આવી.

ઘણા વાઇસરૉય વડોદરાની મુલાકાતે આવી ગયા; પરંતુ મહારાજાએ આગળ પડતી ખુશામત કે ખર્ચ કદી પણ કર્યાં નથી. આવાં બધાં કારણોને લઈને, સયાજીરાવ મહારાજને પદભ્રષ્ટ કરવા સુધીની ભલામણ સને ૧૯૧૧માં હિંદ સરકાર તરફથી, સેક્રેટરી ઑફ સ્ટેટને કરવામાં આવ્યાનું સાંભળવામાં છે.

## મહારાજા અને ટીકાકારો

મહારાજાના સંબંધમાં દેશી અને વિદેશી છાપાંઓમાં અનુકૂળ-પ્રતિકૂળ ટીકાઓ ઘણી થયા કરતી; છતાં મહારાજાની ચિત્તવૃત્તિ તેથી વિચલિત થતી નહિ. ઊલટું, આપણા માટે લોકો શું પ્રતિકૂળ કહે છે તે જાણવા, તેઓ હમેશ ઇન્તેજારી રાખતા. આનો એક દાખલો આપું છું:

એક સમયે યુરોપમાં મહારાજા આગગાડીમાં જઈ રહ્યા હતા. સાથે ડૉ. સુમન્ત મહેતા હતા. એ જ ડબ્બામાં એક હિન્દી ગૃહસ્થ હતા કે જેઓ પૅરીસ મુકામે મહારાજાની મુલાકાત લેવાના હતા. વાતવાતમાં તેઓ સયાજીરાવ માટે ફાવે તેમ અણછાજતું બોલવા લાગ્યા. પોતાની સામે સયાજીરાવ મહારાજા જ બેઠા છે એ વાતની તેમને ખબર ન હતી. જ્યારે તેમનું જિહ્વાયંત્ર બેકાબૂ થવા લાગ્યું ત્યારે ડૉ. સુમન્ત મહેતા, તેમને ખરી સ્થિતિ કહેવાની તૈયારીમાં હતા. પણ મહારાજાએ આંખના ઇશારાથી ડૉ. સુમન્તને એમ કરતાં રોકયા; અને તે ગૃહસ્થનું વાક્પાંડિત્ય પૂરું સાંભળી લીધું.

બીજે દિવસે જ્યારે એ સદ્‌ગૃહસ્થ મહારાજાની મુલાકાતે ગયા ત્યારે, આગલે દિવસે આગગાડીમાં સહપ્રવાસી તરીકે મળેલા તે જ મહારાજા સયાજીરાવ હતા એ વાતની જાણ થતાં, તેમની મુખાકૃતિ છબિ પાડવા જેવી થઈ ગઈ! આ પ્રસંગનું સરસ વર્ણન ડૉ. સુમન્તે પોતાના 'સમાજદર્પણ' ગ્રંથમાં સંગ્રહિત કર્યું છે.

સને ૧૯૨૩માં રાજપુત્ર જયસિંહરાવનું જર્મનીમાં ચાલુ આગગાડીમાં મૃત્યુ થયું. રૉઈટરના બાતમીદારે ભૂલથી બાતમી મોકલી કે મહારાજા ગાયકવાડ ગુજરી ગયા! આ બાતમી પ્રસારિત થઈ કે તરત જ, દરેક છાપામાં સયાજીરાવ માટે મૃત્યુલેખ પ્રકટ થયા. ઘણામાં પ્રતિકૂળ ટીકાઓ કરવામાં આવી હતી. આ બધા લેખોની કાપલીઓ (Cuttings) મહારાજાએ ભેગી કરીને ખૂબ શાંતિથી વાંચી. પોતાનું અવસાન થયા પછી, લોકો શું સારું કે ભૂંડું કહેશે તે વાંચવાની તક, તેમને હયાતીમાં જ મળી! 'રૉઈટરની આ ભૂલ પોતાને મનોમંથન કરવા ઘણી ઉપયોગી નીવડી છે' એમ મહારાજા હમેશાં કહેતા!!

## સુખી અને સમૃદ્ધ પ્રજાજીવન

આવા શાણા રાજવીની પ્રજા સુખી હોય તેમાં જરા ય શંકા નથી. નાના પગારના નોકરો પણ સુખ-શાંતિથી રહેતા. સો રૂપિયાનો પગારદાર મોટો અમલદાર કહેવાતો, પોતાની ઘોડાગાડી રાખી શકતો. દુકાળ, રેલ, અગ્નિ-પ્રકોપ વગેરે જેવા સંકટના પ્રસંગોમાં રાહતનાં પગલાં તરત લેવાતાં.

આજે તો એ અંગેની ચર્ચા-વિચારણામાં જ સમય વેડફાય છે!

છપ્પનિયા દુકાળ વખતે મહારાજા જાતે તાલુકાઓમાં લોકસ્થિતિ નિહાળવા ફર્યા હતા. તે પ્રસંગના રોમાંચક અનુભવો તેમણે ગ્રંથસ્થ કર્યા છે. નવસારી પ્રાંતની રાનીપરજ પ્રજાની હાડમારી પણ તેઓએ જાતે નિહાળી હતી. સને ૧૯૧૮-૧૯માં પહેલું વિશ્વયુદ્ધ બંધ થતાં મંદી આવી, ને મોંઘવારી થઈ ત્યારે પ્રજાવર્ગને સસ્તા ભાવે અનાજ મળે તેવી યોજના શેઠ કિલાચંદ દેવચંદના સહ-

કારથી, મહારાજાએ તરત જ અમલમાં આણી, કોઈને ભૂખે મરવા ન દીધા. સને ૧૯૨૭ના રેલ-સંકટ વખતે પણ રાહતકાર્યો તરત જ શરૂ કરવામાં આવ્યાં. આમ થવાથી, 'સંકટ સમયે પોતાનું રક્ષણ રાજ્ય તરફથી જરૂર થશે જ' એમ પ્રજાવર્ગમાં વિશ્વાસ પેદા થયો.

નાની સરખી ભૂલો સુધારવામાં મહારાજા ખૂબ ધ્યાન રાખતા. એક વાર કાઉન્સિલની બેઠકમાં પધારવા માટે મહારાજા કોઠીકચેરીમાં આવ્યા. કમ્પાઉન્ડમાં લૉન પર કાગળના નાના નાના ટુકડાઓ વેરાએલા તેમની નજરે પડ્યા. આ ટુકડાઓ પાસેની ઑફિસમાંથી જ આવીને પડ્યા હતા. આવી ગંદકી ફરી ન થવા પામે એવો બંદોબસ્ત કરવા, મહારાજાએ તરત જ દીવાન સાહેબને લેખિત હુકમ આપ્યો.

મહારાજાના ન્યાયી કારોબાર વિશે પરપ્રાંતમાં પણ કેવો ઊંચો અભિપ્રાય હતો તેનો એક દાખલો ટાંકું છું:

મહારાજા કાશ્મીરની સફરમાં હતા. એક સાંજે બે ચાર અધિકારીઓ સાથે, જાણી જોઈને, કોઈ ખેડૂતના ખેતરમાં વગર પરવાનગીએ મકાઈનાં ડૂંડાં શેકીને ખાવાના ઉદ્દેશથી ઘૂસ્યા. ખેડૂત દોડતો આવ્યો અને મહારાજાને ઉધડા લેવા માંડ્યો.

મહારાજાએ કહ્યું કે, 'અમે તો મહારાજા ગાયકવાડના કામદારો છીએ.' ખેડૂતે વળતો જવાબ કર્યો, 'સાવ ખોટું, મહારાજા ગાયકવાડની કીર્તિ તો અમે એવી સાંભળી છે કે તેઓ બીજાને અન્યાય કે ઉપદ્રવ થાય એવું વર્તન પોતાના અમલદારોને લગીરે કરવા દેતા નથી. તમે જૂઠું બોલીને, મને ફસાવવા માગો છો? માટે અહીંથી ચાલ્યા જાવ'.

મહારાજાએ ખેડૂતની માફી માગી અને થોડીક રકમ તેને બક્ષીસ આપીને ત્યાંથી વિદાય થયા.

ખરે જ, બનતાં સુધી કોઈને અન્યાય થતો નહિ. કદાચ થાય તો તે દૂર કરવાના ઘણા માર્ગ તેઓએ રાખ્યા હતા. ચોરીઓ ઝાઝી ન થતી, પોલીસ બંદોબસ્ત સારો રહેતો, આજના જેવા જીવલેણ અકસ્માતો પણ થતા નહિ.

વડોદરાના રાજ્યતંત્રને 'ગાયકવાડી' કહીને વગોવવામાં આવતું; અને હજી પણ ક્વચિત્ પ્રસંગે તેમ સંભળાય છે. હવે, વડોદરા રાજ્યના વિલીનીકરણના ૧૭ વર્ષના ગાળા પછી, એ વગોવણી વાસ્તવિક હતી કે કેમ? એ બાબતનો નિર્ણય અંતર્મુખ થઈને કરવાનો સમય પાકી ગયો છે.

એ રાજર્ષિના જીવનનાં બધાં પાસાં આ નાનકડા લેખમાં આવરી લેવાય તેમ નથી. છતાં, બની શકે તેટલો સાચો ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે. એ પુણ્યપુરુષને મારાં કોટિ કોટિ પ્રણામ!

(નવો પલટો)

*

## મુક્તિજ્વાલા

મુક્તિની શોધમાં હું તો ઘૂમી દેવળ-મંદિરો
ત્યાં દીઠો માનવી-સર્જ્યા પીંજરે કેદી ઈશ્વર.
મેં મુક્તિ-શોધમાં ખોળ્યાં તત્ત્વજ્ઞાન અને ધર્મ
વિચારો ત્યાં થીજેલા ને થીજેલી જિંદગી લહી.
મુક્તિ શોધી મેં ક્રાંતિના સર્વ કોઈ પ્રકાશમાં
સમૂહ ત્યાં પૂજા'તો તો, વધ માનવનો થતો.
નિષ્ફળ શોધમાં થાતી હું કિન્તુ ફળીભૂત થૈ
પામી જ્ઞાન ઘૂમી ઘૂમી કે—વ્યર્થ છે પ્રયાસ સૌ!
નિષ્ફળતા થકી જાણ્યું કે શોધથી વળે ના કૈં,
અંતે આરામ કાજે હું થાકીને અંતરે વળી.
અહોહો! મુક્તિની જ્વાલા જલી ઊઠી હતી ત્યહાં
પ્રેમ કેરી મશાલે શી પ્રકાશની ઝળાંહળાં!

**વિમલા ઠકાર**

(અનુવાદક:—ગીતા પરીખ)

*

# અભિનવ અસ્તિત્વવાદ

## (New Existentialism)

## કૉલીન વિલ્સનનું દષ્ટિબિંદુ

મધુસૂદન વિ. બક્ષી

ઇંગ્લેન્ડ અને અમેરિકાના કેટલાક તત્ત્વચિંતકો અસ્તિત્વવાદ પ્રત્યે બહુ આવકારપાત્ર વલણ રાખતા નથી. તેમાંના ઘણાંની દૃષ્ટિએ અસ્તિત્વવાદીઓના મોટા ભાગના વિધાનો કાં તો સાવ તુચ્છ લાગે છે અથવા તો તાર્કિક રીતે ન્યાય ન આપી શકાય તેવા ઉદ્દગારો જેવાં લાગે છે. 'હોવું' (to be) ક્રિયાપદનો દુરઉપયોગ થયો છે તેવો આક્ષેપ પણ અસ્તિત્વવાદ સામે રજૂ કરવામાં આવ્યો છે. પારગામી તત્ત્વવિદ્યા (Metaphysics) પ્રત્યે શંકાની નજરે જોનાર ઘણા અસ્તિત્વવાદ કાં તો માત્ર શ્રદ્ધાનો અથવા કવિતાનો વિષય હોય તેવું માને છે.

આ સંદર્ભમાં કૉલીન વિલ્સનનું 'Introduction to the New Existentialism' આ વર્ષે પ્રસિદ્ધ થયું તે બહુ આવકારપાત્ર છે. એક ફ્રેંચ વિવેચકના મત મુજબ, ઇંગ્લિશ ચિંતકનું અસ્તિત્વવાદ તરફી પુસ્તક આ પ્રથમ ગણી શકાય. આ પુસ્તક (૧૮૭ પૃષ્ઠ) બે ભાગમાં વહેંચાએલું છે. જૂનો અસ્તિત્વવાદ એટલે કે કિર્કેગાર્ડ, નિત્શે, યારપર્સ, હાઈડેગર, સાર્ત્ર અને માર્સલ જેવા વિચારકોએ રજૂ કરેલી વિચારધારા, વિલ્સનની દૃષ્ટિએ એવી કક્ષાએ પહોંચી ગઈ છે કે કાં તો તેમાં પુનર્વિચારણા કરવાની જરૂર છે અથવા તેનો અસ્વિકાર કરવો જોઈએ. વિલ્સન જૂના અસ્તિત્વવાદની ટીકા કરે છે અને નવા અસ્તિત્વવાદ કઈ રીતે વિકસી શકે તેની રૂપરેખા આપે છે.

વિલ્સન જણાવે છે કે જૂનો અસ્તિત્વવાદ નિરાશાવાદી અને શૂન્યવાદી છે. માનવસંબંધોનો તેમાં સંઘર્ષની દૃષ્ટિએ વિચાર થયો છે. વિલ્સનની રજૂઆતની બે લાક્ષણિકતાઓ છે. એક તો, વિલ્સને આધુનિક મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતો અને પ્રયોગોનો બહુ વિસ્તૃત ઉલ્લેખ કર્યો છે. વિલ્સન માને છે કે નવા અસ્તિત્વવાદમાં મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુનું ખૂબ મહત્ત્વ છે. બીજું, વિલ્સનના મતે શુદ્ધ અનુભવમીમાંસા (Phenomenology) નવા અસ્તિત્વવાદમાં અનિવાર્ય છે. આ ઉપરાંત વિલ્સને તેમના પુસ્તકમાં ઘણાં સ્થળોએ સાહિત્યકારોની પાત્રસૃષ્ટિનું મનોરાજ્ય પણ વર્ણવ્યું છે. અસ્તિત્વવાદ વિકસાવવા માટે આ સામગ્રી જરૂરી છે.

નિરાશાવાદી અસ્તિત્વવાદ મૃતઃપ્રાય દશામાં છે. હાઈડેગરની વિચારણાએ છેલ્લાં ૩૦ વર્ષમાં કશી પ્રગતિ સાધી નથી તેમ વિલ્સન માને છે. સાર્ત્રની વર્તમાન દશા વિષે વિલ્સન લખે છે: 'He remains awkwardly suspended between Philosophical Nihilism and Marxian Optimism. સાર્ત્ર જન્મ, મૃત્યુ અને જગતની નિરર્થકતાને વધારે અગત્યની ગણે છે. કુદરતની સમૃદ્ધિ અને વૈભવ સાર્ત્રમાં કવિત્વને પ્રેરણા આપવાને બદલે ઘૃણા કે નિરાશા ઉત્પન્ન કરે છે. 'નૉશિયા' નવલકથામાં સાર્ત્રનું આ વલણ જણાય છે. તે જ રીતે માણસનું રોજિંદુ સામાજિક અસ્તિત્વ સાર્ત્રને અપ્રમાણિક બિનઅધિકૃત જણાય છે. બધા માનવ સંબંધો સંઘર્ષથી કલુષિત થએલા છે. સાચો પ્રેમ શક્ય નથી. માણસ આત્મપ્રપંચની સૃષ્ટિ રચ્યા કરે છે. વિલ્સન એવો આક્ષેપ કરે છે કે સાર્ત્રને માટે કોઈ પણ હતાશાનો ઉપાય નથી. વસ્તુઓનું અસ્તિત્વ ઘૃણાપાત્ર છે. બીજા માણસોનું અસ્તિત્વ સંઘર્ષપ્રેરક છે, ઇશ્વરનું અસ્તિત્વ શંકાયુક્ત છે. આ સંદર્ભમાં માણસ અંતર્ગામી દૃષ્ટિ ન રાખી શકે અને બહિર્લક્ષી સંબંધો બાંધી ન શકે તો માણસે શું કરવું? સાર્ત્ર અને કામુ બન્નેને લગભગ આ જ સમસ્યા નડી છે તેવું વિલ્સન જણાવે છે. સાર્ત્રની વિચારણા સને ૧૯૫૦ પછી ઓછી નિરાશાવાદી બની છે તે ખરું. સાર્ત્રનું માર્કસવાદ તરફી વલણ પણ અંતે નિષ્ફળ ગયું છે, કારણ કે અસ્તિત્વવાદની અર્થપૂર્ણતાનો પ્રશ્ન તેનાથી ઉકેલાતો નથી તેમ વિલ્સન દલીલ કરે છે. સાર્ત્રમાં જીવનના અનુભવો પ્રત્યે રચનાત્મક દૃષ્ટિબિંદુના અભાવનો ઉલ્લેખ કરતાં વિલ્સન જણાવે છે કે સાર્ત્રના મતે માનવસંબંધોની અપ્રમાણિકતા

અને વસ્તુઓની ઘૃણા એ બન્ને સિવાય કોઈ માર્ગ રહેતો જ નથી. માણસ મુક્ત છે પણ જગત અને જીવન અર્થહીન છે. વિલ્સન પૂછે છે, 'આ સ્વાતંત્ર્યનું શું કરવું?'

રૉબર્ટ ડી. કુમિંગ તેમના પુસ્તકમાં[1] જણાવે છે કે નવલકથાકાર-તત્ત્વજ્ઞાની હોવાથી સાર્ત્રમાં અમેરિકન સાહિત્ય અને જર્મન તત્ત્વજ્ઞાનની અસર છે. વીસમી સદીના સહુથી મહાન તત્ત્વચિંતક તરીકે સાર્ત્રને ઓળખાવવા માટે કુમિંગ તૈયાર નથી. કૉલીન વિલ્સન પણ વર્તમાન યુગ માત્રના એક મહત્ત્વના ચિંતક તરીકે જ સાર્ત્રને સ્થાન આપે છે.

કૉલીન વિલ્સનના અસ્તિત્વવાદને ત્રણ તબક્કામાં સમજી શકાય. (૧) મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ. (૨) ચેતનાના સ્વરૂપનું અનુભવલક્ષી પૃથક્કરણ (Phenomenological Analysis) અને (૩) મૂલ્યો અને સ્વાતંત્ર્ય.

### (૧) મનોવૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ

મનુષ્યના વર્તનની પ્રેરણા અંગેનો અભ્યાસ મનોવિજ્ઞાનમાં બહુ જ અગત્યનો છે તેમ વિલ્સન માને છે. આ સંદર્ભમાં વિલ્સન, અમેરિકન મનોવૈજ્ઞાનિક મેસલોના પ્રયોગો અને સિદ્ધાંતોનું નિરૂપણ કરે છે. સામાન્ય રીતે ફ્રૉઈડ પછીના મનોવૈજ્ઞાનિકોએ હતાશા, સંઘર્ષ, મનોવિકૃતિ, આત્મપ્રપંચ વગેરે બાબતોને વધારે મહત્ત્વ આપ્યું છે. મૃત્યુની ઇચ્છા, જીવનની શૂન્યતા વગેરે મનોદશાઓ સર્વવ્યાપી હોવાની એક છાપ ઊભી થઈ છે, પરંતુ તંદુરસ્ત શરીર અને સ્વસ્થ મન ધરાવતી વ્યક્તિઓની મનોદશાઓ અને વર્તનનો અભ્યાસ કરવાથી કંઈક નવીન સત્ય પ્રાપ્ત થઈ શકે તેની મેસલોને ખાતરી થઈ. મેસલોની દૃષ્ટિએ દરેકના જીવનમાં કેટલાક પરિપૂર્ણતાના અને સાર્થકતાના અનુભવો થાય છે (peak experiences). ધ્યેયપ્રાપ્તિનો સંતોષ, કષ્ટ વેઠીને પણ સિદ્ધિ મેળવ્યાનું ગૌરવ, અન્યને માટે આપણું જીવન ઉપયોગી બનાવ્યાનો આનંદ વગેરે અનુભવો જીવનમાં એક નવો ઉત્સાહ પૂરે છે. જીવનની ઘણી ક્ષણો આવે છે કે જ્યારે સફળતાના આનંદમાં જીવનની સાર્થકતાનો અનુભવ થાય.

'The peak experiences seem to be a denial of man's contingency, a sudden insight into meaning.' જે સાહિત્ય ઉપર અસ્તિત્વવાદની અસર થઈ છે તેમાં પણ આવા રચનાત્મક અનુભવોની નોંધ લેવામાં નથી આવી. જીવન સર્વત્ર દુઃખમય છે અને જગત સર્વત્ર નિરર્થક છે એ સ્વીકૃતિ જૂના અસ્તિત્વવાદના પાયામાં છે અને વિલ્સનના મત મુજબ એ ધારણા સ્વયંસિદ્ધ નથી. વિકૃતિ અથવા અસાધારણતા સ્વાભાવિક છે અને સ્વાસ્થ્ય અપવાદ છે તેવું માની શકાય નહિ.

મેસલોના બીજા પ્રાયોગિક સંશોધન ઉપરથી તેમણે એવો નિર્ણય કર્યો કે પ્રાથમિક શારીરિક જરૂરિયાતો ઉપરાંત કેટલીક મૂળભૂત માનસિક જરૂરિયાતો છે. દા. ત., નવું જાણવાની ઇચ્છા, આત્મઅભિવ્યક્તિની ઇચ્છા; અસ્મિતા જાળવવાની ઇચ્છા, (ego-needs) વગેરે; માનસિક બીમાર વ્યક્તિ સલામતિ શોધે છે. તેને અજાણ્યાનો ભય લાગે છે. પરંતુ માનસિક રીતે સ્વસ્થ વ્યક્તિ જિજ્ઞાસાથી પ્રેરાઈને બનાવો કે ઘટનાઓનો અર્થ સમજવાની કોશિશ કરે છે. માત્ર ટકી રહેવું એ મોટા ભાગના મનુષ્યોનું ધ્યેય નથી. પોતાની ચેતના જાગૃત રાખવા માટે, જીવન સમૃદ્ધ બનાવવા માટે માણસ ઘણી ક્રિયાઓ કરે છે, જેનું ધ્યેય માત્ર જીવન ટકાવવાનું નથી. એચ. જી. વેલ્સે સૂચવ્યું છે તેમ, માણસ અત્યારે એવા પ્રશ્નો પૂછે છે જે ૫૦૦ વર્ષ પહેલાંનો માનવી પૂછી શક્યો ન હોત. દા. ત., 'તમે કમાઓ છો, કુટુંબને નિભાવો છો, વગેરે બરાબર છે પણ તમે બીજું શું કરો છો?' આ પ્રશ્નનો અર્થ એ જ કે ઉચ્ચ માનસિક ભૂમિકાની જિંદગી લોકો વધુ મૂલ્યવાળી ગણે છે.

છેલ્લા પચીસ વર્ષમાં અસ્તિત્વલક્ષી મનોવિજ્ઞાન (Existential Psychology)નો ઘણો વિકાસ થયો છે. તેઓ એમ માને છે કે માનસિક બીમારી માત્ર જાતીય મૂંઝવણો (sex-problems) અથવા તો સામાજિક સમસ્યાઓથી સમજાવી શકાય નહિ. જર્મન અનુભવમીમાંસક હર્સલની અસર હેઠળ ઈરવીન સ્ટ્રાઉસ, યુજીન મીનકોવસ્કી અને વી. ઈ. વોન ગેબસાટલ નામના અસ્તિત્વલક્ષી મનોવૈજ્ઞાનિકો છે. હાઈડેગરના ચિંતનની અસર હેઠળ લુડવીગ બીનસ્વાંગર અને મેડ્રાડ બોસ નામના મનોવૈજ્ઞાનિકો છે. ડૉ. વિક્ટર ફ્રૅન્કલ[2] જેઓ

૧. 'The Philosophy of Jean Paul Sartre' (1965)

૨. 'Man's Search for Meaning'–Frankle

જર્મન કૉન્સન્ટ્રેશન કૅમ્પમાં યુદ્ધકેદી તરીકે રહ્યા હતા તેમણે પણ અસ્તિત્વલક્ષી મનોવિજ્ઞાન વિકસાવવામાં ઘણો ફાળો આપ્યો છે. માણસની માનસિક જીવનની સ્વયં-ચાલિત પ્રેરણાઓની હતાશા પણ ન્યૂરોસિસ ઉત્પન્ન કરે છે તેવું ફ્રૅંકલ માને છે. તેમના યુદ્ધછાવણીના અનુભવો ઉપરથી તેમને એવું જણાયું કે જે યુદ્ધકેદીઓ પોતાના જીવનના ધ્યેયો ટકાવી રાખતા હતા, જે ભવિષ્યની આશા ઉપર જીવતા હતા તેઓ હતાશા સહન કરવા વધુ શક્તિમાન હતા.

કેટલાક માનસિક દર્દીઓ ત્યારે જ સાજા થયા જ્યારે તેમની જ્ઞાનની ભૂખ અને અર્થપૂર્ણતાની ઇચ્છા સંતોષાઈ. ડૉ. ફ્રૅન્કલે માનસ-ઉપચારનો ત્રીજો વિયેનીઝ સંપ્રદાય સ્થાપ્યો. સને ૧૯૬૧માં હાર્વર્ડ યુનિવર્સિટીમાં તેમણે 'લોગોથેરાપી' (Logotherapy) ઉપર એક પરિસંવાદ યોજ્યો હતો. તેમના તે જીવનની સાર્થકતાની પ્રતીતિ હોય તેવા લોકો ગમે તેવી મુશ્કેલી પાર કરી શકે: 'He who has a 'why' to live for, can bear with almost any 'how.'[3]

**(2) Phenomenology:**

હુસર્લની વ્યાખ્યા મુજબ ચેતનાસ્વરૂપશાસ્ત્ર ચેતનાનાં ઘડતર કે રચનાનો અભ્યાસ કરે છે. ચેતના માત્ર એક દર્પણ નથી જેમાં જગતનું પ્રતિબિંબ પડે. ચેતના સ્વયં સક્રિય છે અને જગતની વસ્તુઓનું અર્થઘટન ચેતનાનાં વિશિષ્ટ સ્વરૂપથી ઉદ્ભવે છે. આપણે લાગણી અને પૂર્વગ્રહોથી તો બનાવો અને વસ્તુઓનું અર્થઘટન કરીએ છીએ, પરંતુ પ્રત્યક્ષ અનુભવમાં પણ આપણી ચેતના તદ્દન નિષ્ક્રિય નથી. વસ્તુ જેવી છે તેવો તેને પ્રત્યક્ષ અનુભવ થતો નથી. માણસ ક્રોધમાં, ભયમાં કે પ્રેમમાં હોય ત્યારે પોતાની દૃષ્ટિ પ્રમાણે વસ્તુઓનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. આ પ્રક્ષેપણ (Projection) બહુ જાણીતો અનુભવ છે. ચેતનાની મૂળગામી સક્રિયતા અને હેતુલક્ષીતા વ્યક્તિ માટે વસ્તુઓની અર્થપૂર્ણતા ઉત્પન્ન કરે છે. આપણું શારીરિક જીવન પણ કેટલીક વાર આપણી ચેતનાની સક્રિયતાથી વ્યાપ્ત છે. દા. ત., ઊંઘ આવતી હોય ત્યારે બાજુના મકાનમાં જો આગ લાગે છે તો વ્યક્તિની ઊંઘ ઓછી થઈ જાય છે. આગને રસ્તે વ્યક્તિ દોડી જાય છે. જોકે 'ફીનોમીનોલૉજી'ની વિચારણા મુજબ બાહ્ય જગત અસ્તિત્વમાં જ નથી અને વ્યક્તિની ચેતના તેને સર્જે છે તેવું મંતવ્ય અસ્વીકાર્ય છે. પરંતુ આપણા તમામ અનુભવોમાં ચેતનાની સક્રિયતાને લીધે વસ્તુનું દશ્યરૂપ નિશ્ચિત થાય છે તેવો આ સંપ્રદાયનો મત છે. વિલ્સન જણાવે છે કે, આધુનિક ભૌતિકશાસ્ત્રમાં પણ આઇનસ્ટાઈન લેન્ક અને હાઈસનબર્ગની વિચારણા મુજબ 'નિષ્ક્રિય નિરીક્ષક'નો ખ્યાલ અસ્વીકાર્ય જણાય છે. ડેકાર્ટ નામના ફ્રેન્ચ ફિલસૂફે એવું વિધાન કર્યું હતું કે બાહ્ય જગતનું મૂળ સ્વરૂપ આપણે જાણી શકીએ નહિ. ચેતનામાં જેટલું પ્રતિબિંબ પડે છે તેટલું જ જાણી શકાય. વિલ્સન આ બાબત 'રડાર સ્ક્રીન'નું રૂપક આપતાં સમજાવે છે કે આપણી ચેતના જાણે કે આવો સ્ક્રીન છે અને તેનું સ્વરૂપ જાણવાથી પ્રતિબિંબિત જગતનું સ્વરૂપ જાણી શકાય.

હુસર્લની પદ્ધતિ (Phenomenological Method) વર્ણવતાં કહી શકાય કે જગતની વસ્તુઓનો પ્રત્યક્ષ અનુભવ કરતી વખતે આપણું સ્વાભાવિક વલણ બહારની દુનિયાની વસ્તુઓની વાસ્તવિકતામાં માનવાનું હોય છે. મારી સામે ટેબલ છે, છબિ છે, હું પેનથી લખી રહ્યો છું વગેરે અનુભવો, વસ્તુ જેવી છે તેવા, મને થઈ રહ્યા છે તેમ માનવામાં આવે છે. પરંતુ તત્ત્વજ્ઞાનની આ પદ્ધતિ પ્રમાણે જગતની વાસ્તવિકતાના નિર્ણયને મોકૂફ રાખીને વસ્તુઓ ચેતના સમક્ષ કયા રૂપમાં ઉપસ્થિત થાય છે તેનો જ અભ્યાસ કરવો જોઈએ. હું અમુક અવાજો સાંભળું છું, દશ્યો જોઉં છું વગેરે અનુભવો મારા પ્રત્યક્ષ તાત્કાલિક અનુભવો છે. આ સંદર્ભમાં 'Intentional' એ શબ્દ મહત્ત્વનો છે. ચેતના હમેશાં પારગામી છે. ચેતનાનો હમેશાં કોઈ વિષય હોય છે, પરંતુ વિષયનાં જુદાં જુદાં પાસાંઓને દૂર કરતાં (bracket out) અનુભવનું પૃથક્કરણ થઈ શકે. દા. ત., સંગીત સાંભળી રહેલી વ્યક્તિ તેમાં તલ્લીન થઈ જાય ત્યારે તેને એક અનુભવ થાય છે અને જ્યારે એક સંગીતશાસ્ત્રી તરીકે તેનું પૃથક્કરણ કરીને તેનું બંધારણ શોધે ત્યારે તેને બીજો અનુભવ થાય છે. અનુભવની આ

3. 'Man has invented the gas-chamber of Auschwitz. But he is also that being who has entered those gas-chambers upright.'

જુદી જુદી કક્ષાઓ છે.

અમેરિકન મનોવૈજ્ઞાનિકોના એક જૂથના[૪] વિવિધ પ્રયોગો ટાંકીને વિલ્સન દર્શાવે છે કે આપણે જુદા જુદા ખૂણેથી અને જુદી જુદી બાજુએથી જ્યારે વસ્તુઓને જોઈએ ત્યારે એ જ વસ્તુનાં અનેક રૂપો આપણને દેખાય છે. આ હકીકત પૂરવાર કરે છે કે વસ્તુ જેવી છે તેવી આપણા અનુભવમાં આવતી નથી. વિચાર કરવામાં માણસ સક્રિય છે અને ઇન્દ્રિય અનુભવ કરવામાં તે નિષ્ક્રિય રીતે બાહ્ય ઉદ્દીપકથી પ્રભાવિત થાય છે તેમ કહી શકાય નહિ.

## (૩) મૂલ્યો અને સ્વાતંત્ર્ય

જૂનો અસ્તિત્વવાદ નિરાશાવાદી છે. માણસને સ્વાતંત્ર્ય છે પણ જગત શૂન્ય છે, અર્થહીન છે; પછી સ્વાતંત્ર્યનો ઉપયોગ શેને માટે કરવો ? વિલ્સનની વિચારણા મુજબ માણસના જીવનની આકસ્મિકતા, કરુણતા, વગેરે અનુભવોને આધારે જ તત્ત્વજ્ઞાન રચવામાં આવે તો તે એકપક્ષીય બની જાય. જૂના અસ્તિત્વવાદમાં 'આકસ્મિકતા' માણસના જીવનનું મુખ્ય લક્ષણ ગણવામાં આવ્યું છે, પરંતુ વિલ્સન જણાવે છે કે Phenomenologyના દષ્ટિબિંદુને આધારે ચેતનાની સક્રિયતા જો વ્યક્તિ પોતાના અનુભવોમાંથી શોધી કાઢે તો જીવનની આ 'આકસ્મિકતા'નું ભાન ઓછું થઈ જશે. આપણી ચેતના રોજના વ્યવહારની ખપ પૂરતી વસ્તુઓમાં મર્યાદિત ન કરવી જોઈએ તેવું હાઈડેગર અને સાર્ત્ર પણ માને છે. ચેતનાને તીવ્ર કરવી જોઈએ, પરંતુ હાઈડેગર માને છે કે આ તીવ્ર કરેલી ચેતના મૃત્યુની ઝંખનાથી જ સમૃદ્ધ થાય અને સાર્ત્ર માને છે કે તે જગતની વસ્તુઓની ઘૃણા કરતાં કરતાં સ્વાતંત્ર્યના ભાન સાથે નિરાધારતા અનુભવે છે. વિલ્સનના મત પ્રમાણે આવો ક્રૂર વિકલ્પ જરૂર નથી. ઘરેડરૂપ અસ્તિત્વમાંથી વ્યક્તિ પોતાની ચેતનાનો વિસ્તાર કરી શકે. જગતના બધા ઉચ્ચ કોટિના આત્માઓને આવો અનુભવ થયો છે. ચેતનાનો વિસ્તાર એ સક્રિય અનુભવ છે. ધુમ્મસ દૂર થતાં સ્વચ્છ પ્રકાશમાં માણસ પોતાની દષ્ટિની ક્ષિતિજો વિસ્તારી શકે છે, જોકે હકસલે જણાવે છે તેમ આપણે કાયમ માટે આવી તીવ્ર ચેતનદશામાં જીવી શકાય નહિ. દા. ત., ઘોડાને બ્લિન-કર બાંધવાં પડે છે નહીંતર એની ગતિ અને દિશા સાચવી ન શકે. બહુ પ્રકાશ સામે રક્ષણ માટે આપણે પડદા અને શટર્સ મૂકીએ છીએ તેમ વ્યાવહારિક જરૂરિયાતો ચેતનાની આંતરિક ગતિને રોકી દે છે. માનવીના જીવનમાં ચારે બાજુ 'દીવાલો'નું મહત્ત્વ છે, પરંતુ કેટલીક વાર આ અવસ્થાનું પરિણામ એ આવે છે કે વ્યક્તિના આંતરિક જીવન ઉપર રૂઢિ, વ્યવહાર અને ટેવના થર જામી જાય છે. તેનું જીવન શુષ્ક થઈ જાય છે. જેમ કાચની આરપાર જોવું હોય તો તેના ઉપર જામી ગએલી ધૂળ સાફ કરવી જોઈએ તેમ જીવનના અનુભવોનો અર્થ ઘટાવવા માટે ચેતનાની મુક્તિનો અનુભવ કરવો જોઈએ.

ઇન્દ્રિયસંવેદન મિથ્યા નથી, પરંતુ તેનાથી જાણી શકાતું જગત એ જ માત્ર અસ્તિત્વમાં છે તેવો તેનો અર્થ ઘટાવી શકાય નહિ. પ્રિન્સ્ટન યુનિવર્સિટીમાં ઇન્દ્રિય-અનુભવથી વિમુખ રાખવાનો પ્રયોગ કરવામાં આવ્યો. અંધારા અને અવાજમુક્ત ઓરડામાં વ્યક્તિને જેટલા દિવસ રહી શકાય તેટલા દિવસ રહેવાની યોજના કરવામાં આવી. ત્રણ દિવસથી વધારે કોઈ રહી શક્યું નહિ. વધુ બુદ્ધિશાળી માણસો માટે આ અનુભવ વધારે અસહ્ય નીવડ્યો. ઇન્દ્રિય-અનુભવથી વંચિત રહેવાના આ પ્રયોગો (Sensory Deprivation) સૂચવે છે કે ચેતનાનો મૂળ સ્વભાવ જ પારગામી છે, વિસરવાનો છે, આપણે તેને સ્વેચ્છાએ મર્યાદિત બનાવી છે. બીજાં વિઘ્નો દૂર કરવા આપણે ધ્યાનવિસ્તાર મર્યાદિત કરીએ છીએ તે બહુ સામાન્ય અનુભવ છે. ટેવની સપાટીએ જીવાતું જીવન કેટલીક વાર કંટાળો ઉપજાવે છે એટલે માનવી તેમાંથી બચવા નવાં નવાં ધ્યેયો અને સાધનો ઊભાં કરે છે.[૫] વિલ્સનની ફરિયાદ એ છે કે જાણે કે માણસો 'માઇક્રોસ્કોપ'માં દેખાતી વસ્તુઓમાં પરોવાઈ ગયા છે અને 'ટેલિસ્કોપ' વાપરવાનું બંધ કર્યું છે.

ભાષાની સમસ્યાઓનું અવલોકન કરતાં વિલ્સને એક

૪. તેમના મનોવિજ્ઞાનને 'Transactional Psychology' કહેવાય છે તેમાં હેન્ડલે કેન્ટ્રીલ, ઇટલસન કિલપૅટ્રિક વગેરેનો સમાવેશ થાય છે.

૫. માણસ બે સ્તર ઉપર જીવે છે–'Biosphere' અને 'Noosphere', શારીરિક અને માનસિક.

નવું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. અસ્તિત્વનો બહુ તીવ્ર અનુભવ થાય ત્યારે ભાષા અધૂરી પડે છે. એક ઑસ્ટ્રિયન કવિ હ્યુગો–ફોન–હોફમાનશલનયા અનુભવ મુજબ, (તે સારો 'લિરિક પોએટ' હતો) ભાષા અપૂરતી લાગી ત્યારે તેમણે કવિતા લખવાનું બંધ કર્યું. આ સંદર્ભમાં કૉસ્ટલર, વિલિયમ જેઇમ્સ અને પ્રાઉસ્ટનો ઉલ્લેખ પણ કરી શકાય. જીવન પ્રત્યેની દૃષ્ટિ આપણે બદલાવી શકીએ છીએ. ચિત્રકાર ચિત્ર દોરતાં દોરતાં થોડી વાર દૂર ઊભો રહીને એક સર્વગ્રાહી નજર તેના ચિત્ર ઉપર નાખી શકે છે.

મૂલ્યો પણ જુદી જુદી કક્ષાએ દેખાય છે. બાળક ઉપર પ્રેમ રાખનારાં કુટુંબીઓ જરૂર પડે ત્યારે કઠોર પણ થાય છે. માણસની જુદી જુદી મનોદશાઓ (Moods) હોય છે અને દરેક આવી દશામાં વસ્તુઓનું મૂલ્ય બદલાતું જાય છે. નિરાશાવાદી વ્યક્તિ જીવનનું મૂલ્ય ઘટાડે છે, આશાવાદી વ્યક્તિ તેનું મૂલ્ય વધારે છે. જીવનનું સાચું મૂલ્ય કદાચ આ બન્નેની વચમાં ક્યાંક હોવું જોઈએ તેવું વિલ્સન માને છે. નવા અસ્તિત્વવાદની વ્યાખ્યા નીચે મુજબ આપી શકાય:

'The new existentialism consists of phenomenological examination of consciousness with the emphasis upon the problem of what constitutes values'. (p. 158)

જૂના અસ્તિત્વવાદમાં એક વિરોધાભાસ છે. એક બાજુ માણસની ચેતના મૂલ્યાંકન કરે છે એ હકીકત સ્વીકારે છે; બીજી બાજુ જીવન નિરર્થક છે તેવું વિધાન રજૂ કરે છે. જીવન નિરર્થક હોય તો એક ઍરિસ્ટૉટલ અને એક 'ઈડિયટ' તેમજ એક 'બીથોવન' અને એક 'સ્ટ્રીટસિંગર' બધા સરખા જ ગણવા જોઈએ. કેટલીક વસ્તુ આપણે તેના ફાયદા માટે મૂલ્યવાળી નથી ગણતા–સ્વયં મૂલ્યવાન ગણીએ છીએ. સાર્ત્ર પોતે માનવસ્વાતંત્ર્યને મૂલ્ય ગણે છે. બર્નાર્ડ શૉ એ લખ્યું છે: 'We judge the artist by his highest movements, the criminal by his lowest.' જીવન અર્થહીન નથી કારણ કે આપણે ગુનેગાર અને સંત બન્નેને સમકક્ષ ગણતા નથી. શૂન્યતા એ જ સાચો અનુભવ છે તેમ શા માટે ગણવું જોઈએ? માણસને પોતાના આંતરિક સ્વાતંત્ર્યનો અનુભવ થાય છે અને પ્રેમ, કલા સૌંદર્ય-ઉપાસના વગેરે રચનાત્મક અનુભવોમાં માણસની આંતરિક ચેતના વધુ પરિપૂર્ણ થાય છે તેમ સ્વીકારીએ, તો પછી, દુઃખ ચિંતા અને નિરાધારતા એ જ માનવીના મૂળભૂત અનુભવો છે અને તેમાંથી જ ખરી જીવનદૃષ્ટિ પ્રગટે છે તેવું કેવી રીતે સ્વીકારી શકાય? માણસની ચૈતન્યસ્વરૂપ મુક્તિ વર્તમાન ઘરેડરૂપ અસ્તિત્વમાં ફસાઈ જાય છે. તેટલા પૂરતી જીવનમાં અનિવાર્ય કરુણતા છે, પરંતુ ચેતનાથી મુક્તિ વ્યક્ત કરવાના બધા માર્ગો માણસને માટે હંમેશાં બંધ થઈ ગયા છે એવું નવો અસ્તિત્વવાદ સ્વીકારતો નથી.

*

## પ્રાર્થના સમાજના ધર્મસિદ્ધાંતો

૧. 'ઈશ્વર એક છે, તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે; સૃષ્ટ પદાર્થોથી તે ભિન્ન છે; એના વિના બીજો કોઈ પણ દેવ નથી; તે સર્વજ્ઞ સર્વવ્યાપી છે, સર્વશક્તિમાન ન્યાયકારી તથા કરુણામય પરમ પવિત્ર છે, તે જ ઈશ્વર પૂજ્ય છે.

૨. ભક્તિ એ જ ધર્મ છે.

૩. સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ.

૪. ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું ઐહિક આમુષ્મિક કલ્યાણ થાય છે.'

(ગટુભાઈ ધ્રુ સંપાદિત 'ઈશ્વર પ્રાર્થનામાળા'–ગદ્યપદ્ય સંગીત સહિત)

*

# અપારમચીને પત્રો

## પત્ર ત્રીજો : 'નવલરામની જીવનકથા (૨)'

સુમન શાહ

**પ્રિય અપારમચી,**

તાબડતોબ, વળતી ટપાલે તેં મારા ગયા પત્રમાંના 'વાણિયાશાહી વિવેચન'એ શબ્દપ્રયોગ સામે વાંધો ઉઠાવ્યો અને ગોવર્ધનરામે 'જેને જેવું ને જેટલું૦ વગેરે (૬૦)' શબ્દો દ્વારા નાયકના વિવેચનકાર્યની યોગ્ય જ સમીક્ષા કરી છે, ખોટું શું કર્યું છે એવી જે જડતી લીધી તેથી મને સંતોષ થયો છે. એ સમીક્ષાના વિવરણરૂપ મારો મતલબ એટલો જ હતો કે નવલરામે વ્યક્તિનિષ્ઠ વિવેચન-રીતિ અપનાવી, ખેડી, તે તો જાણે ઠીક, પરંતુ પાછળના સમયમાં આપણે ત્યાં એ વ્યક્તિનિષ્ઠ વિવેચનોનાં અનેક દૂષણો પણ વિકસ્યાં. પ્રતિષ્ઠિત, અર્ધપ્રતિષ્ઠિત નવોદિત, અર્ધનવોદિત, અમુક વર્ગ–વાદ–મંડળ બાજુ–જિલ્લાનો વગેરે વગેરે વ્યક્તિલક્ષી દૃષ્ટિકોણથી થએલાં વિવેચનો કોને ઉપકારક થાય એનો ઉત્તર વિચારવાનું તને સોંપું છું. ગ્રંથપરીક્ષાના એ ઊગતા સમયને ધ્યાનમાં રાખી ગોવર્ધનરામે કરેલી સમીક્ષા અને નવલરામે કરેલું વિવેચન, અલબત્ત, ઐતિહાસિક દૃષ્ટિએ સ્તુત્ય છે જ. પણ મારો મર્મ કૃતિનિષ્ઠ વિવેચનાના સંદર્ભમાં હતો. નવેસરથી વિચારીશ તો બધું સ્પષ્ટ થશે અને 'ગુણમધુકર' નવલરામ પછીનાઓમાં વિવેચના કયા માર્ગે ગઈ છે તે ય સમજાશે.

પ્રસ્તુત જીવનકથામાં લેખકનું લક્ષ્ય નાયકનું સાક્ષર જીવન રહ્યું છે ને તેમાં ય વિવેચક નવલરામ ગોવર્ધનરામનું કેન્દ્ર રહ્યા છે. મુનશીમાં જીવનના જે અનેક સારામાઠા કડવામીઠા રંગબેરંગી પ્રસંગો જોવા મળે છે તેવું અહીં નહિવત્ છે. આ જાણે કે વિવેચક નવલરામની જીવનકથા છે; ને મહદંશે નવલગ્રંથાવલિના ઉપોદ્ઘાતથી સાચા અર્થમાં જેટલી ગરજ સારે છે તેટલી જીવનકથા અંગેની સારતી નથી.

મુનશી 'અડધે રસ્તે'માં નોંધે છે કે, 'બધી માનવતા ને મહત્તા મનુષ્ય જે કંઈ કરે તેમાં નથી હોતી, એ જે કંઈ સાધે છે તેમાં નથી હોતી, એ તો હોય છે અંતરનાં મંથનોમાં-સરસતા સંવાદ કે વિસંવાદમાં(૧૯૪-૫).' ચરિત્રલેખન દ્વારા નાયકનું *गुह्यात् गुह्यतरं* જગત–ખોળે ધરવા પાછળનો આ આશય મુનશીને જણાયો લાગે છે. જ્યારે ગોવર્ધનરામ મુનશીથી થોડા આગળ વધ્યા છે. એમને મતે અંતરનાં મંથન અથવા એમના શબ્દો વાપરીએ તો, લાગેલો કાદવ ધોઈ નાખવા ને વધારે સ્વચ્છ રહેવા માટે વ્યક્તિએ કરેલા મહાપ્રયાસની કીર્તિ ચરિત્રલેખકે ગાવાની છે. પણ ક્યારે? જ્યારે એ પ્રયાસો વિજયમાં પરિણમ્યાં હોય ત્યારે. લખનાર અને વાંચનારને આનંદ, એવા વિજયીઓની જીવનકથા–જે સાધુકીર્તન જેવી છે–આપી શકે (૬૬). મંથનને અંતે વિજયી નીવડવું એવી પૂર્વશરત, નાયક માટે, અહીં ફલિત થતી જોવાશે. નવલરામનું જીવન એમને આ સાધુકીર્તનની કોટિનું લાગ્યું છે. જીવનકથા વિષેનો ગોવર્ધનરામનો આ આદર્શ તેમના જીવનદર્શન-ચિંતનને તેમજ તેમના સાક્ષર-વિચારને પણ બંધબેસતો છે; એટલું જ નહીં વ્યાપક છે. 'દયારામનો અક્ષરદેહ'–શીર્ષક સૂચવે છે તેમ કવિનું કવન મૂલવે છે. દયારામના જીવન વિષે પ્રમાણમાં ઘણું ઓછું કહેવાયું છે. લેખકોના તેઓ ત્રણ વિભાગ પાડે છે; જીવન અને સર્જન બંને સારાં હોય તેવા: સર્જન સારું પણ જીવન ન-સારું હોય તેવા. અને જીવન ન-સારું, સર્જને ય એવું–હોય તેવા. દયારામ એમને બીજા વર્ગના જણાયા જણાય છે. ગોવર્ધનરામ જેવા લોકશિક્ષક સાહિત્યકાર આમ જ વિચારી શકે એમાં આશ્ચર્ય કરતાં સ્વાભાવિકતા જ વિશેષ છે. જીવન અને કલા વચ્ચે આવો કાર્યકારણભાવ કલ્પવો કેટલે અંશે યથાર્થ છે–તેની લાંબી ચર્ચા અત્રે અસ્થાને ગણું છું, ક્યારેક કાકાસાહેબની આ વિષયની વિચારણા અંગે વાત નીકળતાં નિરાંતે ચર્ચીશું. પણ તને સમજાશે કે ગોવર્ધનરામની જીવનકથાઓમાં ('લીલાવતી જીવનકલા' અપવાદ ગણીએ તો), નાયકના સંસાર-જીવન-રંગને કેવો તો ગૌણ બનાવી દેવાય છે ને નાયક-જીવનના 'મહત્કાર્ય'ને વિસ્તારી કહેવામાં આવે છે. મહત્કાર્ય-નું ભાષ્ય કે વાર્તિક, એકલી આ સમજને કારણે

જ, એકલા આ અભિગમને કારણે જ 'નવલરામની જીવનકથા' બની ગઈ હોય તો ગોવર્ધનરામ નવલકથા જેમ અહીં પણ સાહિત્યપ્રકારની કલાત્મક સુંદરતા પ્રગટાવવામાં નિષ્ફળ નીવડયા છે એમ કહેવામાં હકીકતને જ આપણે વાચા આપી ગણાશે—પણ આ એકલું જ કારણ નથી.

નાયકજીવનની માહિતી સ્વલ્પ પ્રમાણમાં ઉપલબ્ધ હોય ત્યારે આવું જ પરિણામ આવે છે; અહીં એ વસ્તુએ મહત્ત્વનો ભાગ ભજવ્યો જણાશે. નવલરામની જીવનકથાનાં મુખ્ય આધાર, સામગ્રી એમનાં લખાણ હતાં, તેથી એમાંથી 'સાક્ષર નવલરામની છબિ' જ નિષ્પન્ન થવાની શકયતા હતી. આનુષંગિક જીવનરંગ અંગેની માહિતીથી ગોવર્ધનરામ ખુદ અજ્ઞાત હોવા જોઈએ એમ અનુમાની શકાય. (બચાવ જ કરવો હોય તો એમ કહી શકાય કે ગોવર્ધનરામને સ્વભાવવશ જ એવા સ્થૂળ, ક્ષર જીવનમાં રસ નથી, એમને તો સૂક્ષ્મ, અક્ષર જીવનમાં રસ છે, વગેરે વગેરે). નવલ-ગ્રંથાવલિની પ્રસ્તાવનામાં ધીમંત પંડિત કહે છે કે "એમનાં (નવલરામનાં) છૂટક લખાણો (ગોવર્ધનરામ જેને 'છિન્નભિન્ન થઈ પડેલા જૂના કાગળો' કહે છે: પૃ. ૨) તથા છૂટક ટિપ્પણ તથા કાગળિયામાંથી જે જીવન રા. ત્રિપાઠીએ ઘડી કાઢયું છે તે જ એમના મહાશ્રમનું પરિફળ છે." ગોવર્ધનરામની સિદ્ધિ એ છે કે તેઓ વિવેચક-સાક્ષર નવલરામની આટલી તાદૃશ છબિ માત્ર થોડીક સામગ્રીમાંથી ઘડી શકયા. અરણ્યમાંના શિવાલયના અપૂજિત પૂજનીય બાણની આ શ્રદ્ધાયુક્ત પૂજા છે. (૨) 'પૂજા' શબ્દને અહીં ચરિત્રલેખનની 'થિયરીટિકલ' શંકાબુદ્ધિથી ન જોતી.

[1] ભારતી બડી ધૃષ્ટ છે. મને અલાયદો પત્ર લખ્યો છે, લખે છે: 'તમે આ મુનશી ને નવલરામ બધું શું લઈ બેઠા છો? નવલરામની જીવનકથાને તે વળી જીવન-કથા કોણ કહે? નવલગ્રંથાવલિનું સંપાદન કરતાં આગળ મૂકવાની એક 'ઇન્ટ્રોડકશન'થી વિશેષ એ કંઈ નથી.' મુનશી અંગે પણ ઘણાં ખતરનાક વિધાનો કર્યા છે. 'સ્વપ્નસિદ્ધિની શોધમાં' નહીં પણ 'સ્વપ્રસિદ્ધિની શોધમાં' એવી કંઈ દંતકથા સાંભળી આવી છે. લખે છે કે 'પરીક્ષામાં મુનશીની 'સીધી' મર્યાદાઓ–સિદ્ધિ મર્યાદા-ઓ નહીં–પૂછજો, એના આક્રોશને ગાળી નાખીને જ હમેશાં એના વિચારો વિશે વિચારીએ તો, અલબત્ત, મારા પૂરતું કહું તો, ભારતી મને ઘણી વાર સ્વીકાર્ય લાગી છે, તારી વાત તું જાણે.

આખા આલેખન દરમિયાન સમયે સમયે ગોવર્ધન-રામ પોતાના આગવા વિચારો રજૂ કરવાનું ચૂકતા નથી– આવી ચાલુ ટીકા–એમની આ કૃતિની તો ખાસિયત બની ગઈ જણાશે, દાખલા તરીકે, ઠપકા વિષે (૪), ગણિતના મહત્ત્વ વિષે (૪-૫), ઊગતા ગ્રંથકાર વિષે (૮-૯), વર્તમાનપત્રો વિષે (૩૮), ભાષાંતર વિષે (૪૫-૪૭) વગેરે વિષે એમના વિચારો નોંધી શકાય. આવું વલણ ઘણી વાર નાયકના ચારિત્ર્યને ઉપસાવવામાં ઉપ-યોગી નીવડે છે, તો કયારેક સાવ કૃત્રિમ આગન્તુક પણ નથી લાગતું એમ નહીં; જેમ કે જીવનકથાના અંતે આવતી પ્રવૃત્તિ-નિવૃત્તિ, ધર્મની ચર્ચા.

પણ આ બધામાં, ગોવર્ધનરામની વિવેચન વિભા-વનાને સૂચવનારા, અત્રતત્ર વેરાએલા વિવેચન-વિચારો એકત્ર કરી જોવાથી એમણે કરેલી નવલરામના વિવેચન-કાર્યની સમીક્ષા સમજવા માટે ચાવીઓ મળી રહે છે. ગોવર્ધનરામ માને છે તેમ પુસ્તકપરીક્ષા ગુણપરીક્ષા વિના અધૂરી અને તેથી દૂષિત છે (૨૪–ગુજરાત ગૅઝેટ-વાળું 'વીરમતી'નું વિવેચન). પછી પૃ. ૫૩ ઉપર ટાંકે છે કે દોષ બતાવવા એ ગ્રંથપરીક્ષામાં સુસાધ્ય છે, પણ દેશપરદેશના વિદ્વાનોનો એકમત સમજાવતાં કહે છે, ગ્રંથપરીક્ષા એટલે ગ્રંથમાં સારું શું છે તે જાણવું અને જણાવવું. આગળ ૨૫૬ કરે છે કે ગુણને અંગે દોષ શોધવા– સોનાની થાળીમાં લોઢાની મેખ હોય તો, બતાવી આપવી, પણ જે કૃતિમાં 'એકલો દોષ છે તેની પરીક્ષા નથી; જ્યાં ગુણનો અંશ અલ્પ અથવા છૂટો પાડી શકાય એમ નથી તેની પરીક્ષા નિષ્ફળ છે.' (૫૪). ગુણ હિમાયતી સજ્જનની આ સમજ સંસારવ્યવહારમાં અત્યંત સ્તુત્ય ને આચરણીય છે; પરંતુ સાહિત્યમાં ને ખાસ તો વિવે-ચનમાં વ્યક્તિનું આવું સૌજન્ય કેટલે અંશે ઉપકારક બની આવે? દોષયુક્ત કૃતિને પણ ઝૂડી નાખવાની વિવેચકની કશી જવાબદારી જ નહિ? ને 'ગુણને અંગે', 'છૂટો પાડી શકાય તેવો ગુણ' વગેરે સાપેક્ષતા કેળવી-જાળવીને વિવેચન, સર્જનાત્મક પરિસ્થિતિને કેટલે અંશે

સહાય કરી શકે? નબળી કૃતિઓને ક્રૂરતાથી ફગાવી દેવાનો ધર્મ વિવેચનનો ખરો જ; કેમ કે તેવી કૃતિઓ ક્યારેક સાહિત્ય અંગે દૂષિત પ્રચારનું, તો ક્યારેક હીન લોકરુચિને પોષ્યા કરી શુદ્ધ સાહિત્યથી આમજનતાને વિમુખ કરી અંતર વધારવામાં વિલંબ કરતી હોતી નથી. ઉપર્યુક્ત દૃષ્ટિએ ઉપેક્ષિત નવલકથાસર્જન–છેલ્લા દાયકાઓમાં–આપણે ત્યાં કંઈક આવી સ્થિતિ નિર્માણ કરવામાં કારણભૂત બન્યું છે પણ ખરું. જોકે સાંપ્રત સમયમાં હવા બદલાતી જાય છે. આ પછી સર્વાનુભવનું ગ્રાહકત્વ, સર્વરસિકત્વ, સર્વરસજ્ઞત્વ વગેરે, વિવેચક દૃષ્ટિમાં સૂક્ષ્મતા, શુદ્ધતા ને શક્તિ લાવનારાં લક્ષણો ગોમાત્રિએ ઉચિત રીતે જ વિવેચકમાં અનિવાર્ય ગણ્યાં છે. કૃતિ અખિલાર્થમાં એટલે કે સમગ્રતયા કેવી લાગે છે તે પણ દૃષ્ટિ એમને અભિપ્રેત છે ખરી (૨૪). કૃતિનો રસાનુભવ ભાવક કરી શકે તેવી જોગવાઈ વિવેચનમાં હોવી જોઈએ (૫૩). શાસ્ત્ર, પરીક્ષ્ય પુસ્તકથી છૂટું નહિ પણ લાગુ પાડીને બતાવવું જોઈએ (૫૫). વિષય અપરિપક્વ હોય તો વિવેચનમાં ઉદાર રહેવું જેથી એના અંગે અણસમજુ વર્ગમાં દોષગ્રંથિ ન બંધાઈ જાય (૫૮). વસ્તુ-કથા-સાર આપવાથી વિવેચન શિથિલ થાય છે, ને એમ કરવું એ વિવેચકનું કામ પણ નથી (૫૫). પક્ષકાર થવાનું ટાળીને ઉપયોગિતાની દૃષ્ટિએ હેતુલક્ષી વિગતો શોધી આપવી તે વિવેચન નથી (૫૬).—'ઊગતા સાક્ષર વર્ગના પરીક્ષકો'એ કરવાના આ બધા વિચારો આપવામાં ગોવર્ધનરામની એકંદર છાપ વ્યવહારુ વિવેક જાળવનારા ગુણાનુરાગી વિવેચકની પડે છે, એ તું જોઈ શકીશ.

શામળ-પ્રેમાનંદ, નર્મદ-દલપત અંગેનાં નવલરામનાં મૂલ્યાંકનોની સમીક્ષા ગોવર્ધનરામે ઉચિત રીતે કરી છે એટલું જ નહિ પણ નર્મદ કે દલપત અંગે તેમના બંધાએલા વિચારોનું સમર્થન પણ યથાયોગ્ય થયું છે. શિક્ષક નવલરામ કે સુધારક નવલરામ પર પણ પ્રકાશ પાડવાનો જીવનકથાકારે અછડતો પ્રયાસ કર્યો છે (૪૯-૫૧, ૭૦-૭૨). તે તે પાસાંની જેટલી રેખાઓ ઉપસાવી છે તે સ્પષ્ટ અને સુરેખ છે. સર્જક નવલરામને સમજવાનો પણ કંઈક અવકાશ અહીંથી પ્રાપ્ત થાય છે. કવિની, તત્કાલીન રસમ પ્રમાણેની ઉપદેશપરાયણતા (મહારાજ લાયબલ કેસની કાવ્યસ્પર્ધા–જેમાં 'સંસ્કૃત શાળા બહુ કાલે' વેદાંત ધર્મમાં રાચ્યો રે વગેરે ઉપદેશ); કાવ્યસ્ફુરણ થવામાં પ્રેરક વસ્તુ તે બહિર્જગતના સ્થૂળ બનાવો (રેચામામીનું ગુજરી જવું વગેરે, પૃ. ૧૧); સાહિત્યનો કયો પ્રકાર યોગ્ય થશે-નો દ્વૈધીભાવ (શામ-કવચ–પૃ ૨૦, લાલિત્યલહરી–પૃ. ૨૦) અનુભવવો (ગોવર્ધનરામને પણ સરસ્વતીચંદ્ર, નિબંધમાં કે નવલકથામાંનો દ્વૈધીભાવ થયો જ છે); તથા પૂર્વયોજનાઓ ઘડવી (પોપટિયો સુધારો પૃ. ૨૦, ભારતોદ્ધાર શકારિ૦ પૃ. ૬૬,) જેવાં લક્ષણો સર્જક નવલરામ અંગે તારવી શકાય. કૃતિઓને allegorize અને idealize કરવામાં આવાં પૂર્વનિર્ણયો આપણે ત્યાં મોડે સુધી બીજા સર્જકોએ, નવલરામ પછી પણ કરવાનું ચાલુ રાખ્યું હતું.

નવલરામના એક ચિંતક તરીકેના વ્યક્તિત્વને ઉપસાવવામાં ગોવર્ધનરામ પ્રમાણમાં વધારે ઉત્સાહી જણાય છે. નવલરામની તૂટક રોજનીશીના અત્રતત્ર મુકાએલા ટુકડાઓ, તેઓ પોતે પણ તત્ત્વ-જિજ્ઞાસુ હતા એમ માનવા પ્રેરે તેમ છે. ચૌદ-પંદર વર્ષની વયે નવલરામને સ્વામીનારાયણ સંપ્રદાયનું વાતાવરણ પ્રાપ્ત થયું જણાય છે ને તેથી તેઓ વીસબાવીસમાં શંકરમત તરફ વળ્યા ત્યાં લગી વિશિષ્ટ દ્વૈતમતના રહ્યા હતા. આત્મમંથન કાળની કવિતા પણ આ દિશામાં ઘણી સૂચક છે. પ્રેમવૃત્તિની સાહજિકતા, એ વિષયમાં દૈવની પુરુષ-પ્રયત્નને મુકાબલે બળવત્તરતા અનુભવવા છતાં પણ દેહ-શુદ્ધિ અંગેની નવલરામની ખેવના નોંધપાત્ર છે. પણ મૃત્યુની અનિવાર્યતા પ્રીતિને ક્ષણભંગુરરૂપે બતાવે છે ત્યારે નવલરામનું ચિત્ત કંઈક વૈરાગ્યવૃત્તિ સાથે epicurean અવસ્થા અનુભવે છે. શુદ્ધ પ્રેમની આરાધના અશક્યવત્ ભાસે છે –પ્રીતિદેવીને મંદિરે પૂજારી કામદેવ છે– છતાં નવલરામ કહે છે વિકાસક્રમમાં કામને પણ એક સાધન–સોપાન–ગણી શકાય; 'ઘણા ઊંચા મનના માણસો વિષયમાં પડે છે તે કામને લીધે નહીં; પણ પ્રીતિને લીધે'(૧૪). આમ હોવા છતાં પણ 'ઊંચો ટેકી નવલ,' ઈશ્વર-નીતિ-ધર્મની હૂંફના અભાવમાં ય, પાપફળની વાતમાં ન માનતો છતાં ય, વિષયમાં નહીં તણાય એવી નિષ્ઠા અને આત્મશ્રદ્ધા ધરાવે છે. જો કે સમાધાન થતું નથી: 'હાર્યો હવે હું તો આળસ્યો, ચાહું અસલમાં નવલ સમાય!' (૧૪). ને અસલની ચિંતા કરતાં

# આંતરરાષ્ટ્રીય રાજકારણ: સંક્ષિપ્ત સિંહાવલોકન

[સુરતના સુપ્રસિદ્ધ દૈનિક 'ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ'ની 'દીપોત્સવી પૂર્તિ'માં તા. ૧૩-૧૧-'૬૬ને રોજ પ્રસિદ્ધ થએલો આ લેખ તે પત્રના તંત્રીના સૌજન્યથી સાભાર અહીં પુનર્મુદ્રિત કર્યો છે. —પુ.ગ.મા.]

આંતરરાષ્ટ્રીય રાજકારણ આજકાલ ઘણું વધી ગયું છે, પણ રાષ્ટ્રીય સાર્વભૌમ રાજ્યોની હસ્તી અને સત્તા હજી નોંધપાત્ર રીતે ઘટી નથી એ વાસ્તવિકતાને સ્વીકારીને આપણે વીતેલા વર્ષના કેટલાક વિશેષ પ્રવાહોનું અવલોકન કરવું રહ્યું. સ્વતંત્ર અને સર્વોપરિ રાષ્ટ્રો જ્યારે પરસ્પર સાથે વિવિધ ક્ષેત્રોમાં વ્યવહાર કરે છે ત્યારે આંતરરાષ્ટ્રીય રાજકારણ આપોઆપ જ ચાલુ થાય છે. વીસમી સદીને આપણે આંતરરાષ્ટ્રીયવાદના યુગ તરીકે ભલે ઓળખાવીએ, અને એમાં ઘણું તથ્ય પણ છે, છતાં આંતરરાષ્ટ્રીય સમાજ રચવો કેટલો અઘરો છે એ આપણે બધાં જોઈ-અનુભવી શકીએ છીએ. દુનિયાને દુનિયાની ઝાંખી તથા જાણકારી થાય એ બહુ કપરી પ્રક્રિયા છે. અજ્ઞાન જેમ પૂર્વગ્રહોને પોષે છે તેમ થોડુંવત્તું જ્ઞાન ભયશંકાને પણ વધારી મૂકે છે! દરેકની અહંતા બીજાં બધાંની અહંતાઓ સાથે અથડાય છે. પરિણામે, સંઘર્ષ અનિવાર્ય બને છે અને સહકારની વાત કાગળ પર રહે છે. તેથી જ, આંતરરાષ્ટ્રીય સમાજની ભાવના અને રચના એ શિક્ષણનો, કેળવણીનો, સંસ્કારનો પ્રશ્ન મુખ્યત્વે છે. સાથે રહેવાની જરૂરિયાત અને કળા સહુએ સતત શીખતા રહેવાની છે અને એ રીતે દરેકે પોતાનાં વાણી-વર્તન-વ્યવહારને રાતદિવસ કેળવતાં રહેવાનાં છે. આંતરરાષ્ટ્રીય સમાજના સ્વરૂપ વિષેની સુંદર ચર્ચાવિચારણા લંડન યુનિવર્સિટીના પ્રોફેસર સી. એ ડબલ્યુ. મૅનિંગે એમના પુસ્તક 'The Nature of International Society'માં કરી છે. વીતેલા વર્ષ પર દૃષ્ટિપાત નાખવાનો સ્વભાવ પ્રાણીમાત્રનો છે. સિંહ મરતીભેર આગળ દોડતો જાય અને વચ્ચે વચ્ચે પાછળ જોતો જાય છે. આપણી દુનિયા પણ આગળ કૂદતી જાય છે અને આપણે અવારનવાર પાછળ ડોકિયું કરતાં રહીએ છીએ. દીવાળીના દિવસોમાં આપણે વિશેષ પ્રકાશ પાથરીએ છીએ. અંધકારમાં પ્રકાશ રજૂ કરવાની આપણી તમન્ના હોય છે. અંધારા તરફ આંખમીંચામણાં નથી, પણ અજવાળાને ઉમંગભર્યો આવકાર આપવાનો મિજાજ છે. એ જ રીતે આંતરરાષ્ટ્રીય રાજકીય પરિબળોને આપણે તપાસવાં જોઈએ.

આથમતા સંવત ૨૦૨૨ (શકે ૧૮૮૮)ની સાથે કાળપ્રવાહમાં કેટલુંક ચાલુ રહ્યું છે, ઘણુંખરું ધોવાઈ ગયું છે અને કાયમનું વિલીન થઈ ગયું છે. જે ચાલુ રહ્યું છે તેને જ આપણે પકડી પાડીશું એવું યે નથી; ઘણી વાર તો જે ચાલુ રહે એમ આપણે ઇચ્છતાં હોઈએ છીએ તેને જ આપણે વળગી બેસીએ છીએ, એનું પરિણામ ધાર્યું જ આવે છે—ધોવાઈ જવાને નિર્મિત પરિબળો સાથે આપણું અવલોકન અને આપણે પોતે પણ તણાઈ જઈએ છીએ! એટલે સંક્ષિપ્ત સિંહાવલોકન પણ સાવધાનીથી અને ભારે નમ્રતાપૂર્વક કરવું રહ્યું. થોડાક નોંધપાત્ર લાગતા પ્રવાહોનો જ ઉલ્લેખ અહીં તો કરી શકાય.

સંયુક્ત રાષ્ટ્રસંઘમાં હવે ૧૨૧ સભ્યરાષ્ટ્રો સામેલ છે. સામાન્ય સભામાં મોટેરાંઓ સાથે નાનકડાંઓ સમાન ભૂમિકાએ ચાલીબોલી શકે છે. નાનાં રાષ્ટ્રોનો અવાજ વિશ્વના દરબારમાં હકથી સંભળાવાતો રહ્યો છે. સામાન્ય સભાની સત્તા અને આબરૂ અલિખિત રીતે વધી છે. રાષ્ટ્રસંઘની નાણાંકીય કટોકટી નિવારાઈ નથી. અંદાજપત્રક વધ્યું છે. આવકની ખાતરી ઘટી છે. મહામંત્રીપદ અનિશ્ચિત દશામાં છે. ઊ થાન્ટના હોદ્દાની મુદત નવેમ્બર, ૧૯૬૬માં પૂરી થઈ હોઈ તેઓ ફરી મહામંત્રી થવાને ઉત્સુક નથી. વિશ્વસંસ્થાની લાચારીના પ્રતીક બની રહેવાની એમની ઇચ્છા નથી, પણ વિશ્વસંસ્થાના તમામ સભ્યોના સક્રિય નિશ્ચયબળના ટેકાથી ઊ થાન્ટ જરૂર ફરી ત્રણ વર્ષ માટે પ્રથમ વિશ્વસેવક તરીકેનો બોજ ઉપાડી શકે છે. 'યુનો'ની સલામતી સમિતિની સભ્યસંખ્યા ૧૧થી વધીને ૧૫, તથા આર્થિક અને સામાજિક સમિતિની સંખ્યા ૧૮થી વધીને ૨૭ તા. ૧ જાન્યુઆરી ૧૯૬૬થી થઈ છે. વિશ્વસંસ્થાની એકંદર સભ્યસંખ્યા સારા પ્રમાણમાં વધવાથી સંસ્થાનાં વિવિધ

અંગોમાં બધાંને વાજબી પ્રતિનિધિત્વ મળે એવી જોગવાઈ કરવાની જરૂર હતી જ. ઇચ્છા હોય તો એવું કરવા માટેના સુધારાઓ 'યુ. એન.'ના 'ચાર્ટર'માં થઈ શકે છે એ પુરવાર થયું છે. અલબત્ત, વિશ્વસંસ્થામાં હજી સામ્યવાદી ચીન સામેલ નથી, બીજાં અનેક સ્વતંત્ર રાષ્ટ્રો હજી બાકાત છે, એટલે સંઘ કોઈ રીતે સર્વવ્યાપક મંડળરૂપે આકાર લઈ શક્યો નથી. એકવિશ્વની વાત હજુ આઘી છે, પણ તે હવે ક્ષિતિજો પર સ્પષ્ટ વરતાય છે.

નિઃશસ્ત્રીકરણનો પ્રશ્ન ચકડોળે ચાલુ ફરતો રહ્યો છે. જિનીવામાં ૧૭ રાષ્ટ્રોની (૧૮મું રાષ્ટ્ર ફ્રાન્સ ગેરહાજર રહ્યું છે) સભા આખું વર્ષ અવારનવાર ચાલુ રહી છે. આજ લગીમાં સો ઉપરાંતની એની કુલ બેઠક થઈ. પણ શસ્ત્રહરીફાઈને રોકવા અંગે એને ખાસ સફળતા વરી નથી. ફ્રાન્સ તો ઊલટું 'અણુ-હાઇડ્રોજન બૉંબ બનાવવામાં વધારે મશગૂલ બન્યું છે. સામ્યવાદી ચીન પણ! ફ્રાન્સના અણુબૉંબ-પ્રયોગો પ્રશાંત મહાસાગરમાં થયા અને શાંતિની આબોહવા ડહોળાઈ. સામ્યવાદી ચીન ઉઘાડે છોક યુદ્ધની, વધુ ભયાનક યુદ્ધની વાત કરે છે, ઢોલનગારાં પીટીને વાત કરે છે. ૧૯૬૩ની સાલમાં ન્યૂક્લીઅર શસ્ત્રોના પ્રયોગોને અટકાવતા કરારો થયા અને સો ઉપરાંત રાષ્ટ્રોએ એના પર સહીઓ કરી; પણ હવે નવા કરાર 'ન્યૂક્લીઅર શસ્ત્રોના વિસ્તારને રોકવા' અંગેના થાય એમ ઝટ જણાતું નથી. જે પાંચ રાષ્ટ્રો પાસે હાલ ન્યૂક્લીઅર શસ્ત્રો છે (અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ અને સામ્યવાદી ચીન) એમાંથી કોઈ એવાં શસ્ત્રોને તિલાંજલિ ન આપે અને બીજાંઓને સુફિયાણી સલાહ આપે કે તમે એવાં શસ્ત્રો બનાવવાનું પાપ વહોરશો નહીં, તો એ વાત કેવી રીતે નૈતિક અને વ્યાવહારિક બની શકે? મહાસત્તાઓનો મદ અને સ્વાર્થ આ બાબતમાં જરા યે ઓગળ્યો લાગતો નથી.

રાષ્ટ્રકુટુંબની બે પરિષદો આ વર્ષમાં થઈ. જાન્યુઆરી, ૧૯૬૬માં નાઈજીરીઆની રાજધાની લાગોસમાં અને સપ્ટેમ્બર, ૧૯૬૬માં લંડનમાં કૉમનવેલ્થના વડાઓ મળ્યા. કૉમનવેલ્થ સચિવાલય ઊભું થયાને એક વર્ષ હમણાં થયું. એના સેક્રેટરી-જનરલ મિ. આર્નોલ્ડ સ્મિથે ઉત્સાહથી કહ્યું છે કે આધુનિક રાષ્ટ્રકુટુંબમાં ભાવિની સુંદર રચનાઓ માટેની મોટી તાકાત પડેલી છે, પણ એકંદરે કૉમનવેલ્થની કડી નબળી બની છે. રોડેશિયાના પ્રશ્ને કૉમનવેલ્થની આકરી કસોટી કરવા માંડી છે. ભિન્ન નીતિઓ અને વર્ણોનો મિશ્ર સમાજ સહિયારો અને સંવાદમય રીતે સ્વસ્થતાથી જીવી શકે તો રાષ્ટ્રકુટુંબના આદર્શો મૂર્તિમંત થઈ શકે. બ્રિટનની વિલ્સન સરકારને માર્ચ ૧૯૬૬ની સામાન્ય ચૂંટણીમાં થોડા સમયના ગાળામાં જ બીજી વાર વિજય સાંપડ્યો અને લગભગ એકસો બેઠકોની બહુમતી મળી છતાં, વિલ્સનને સ્વસ્થતાથી ઊંઘવાનો ખાસ અવસર મળ્યો નથી! રોડેશિયાના પ્રશ્નમાં અને ઘરઆંગણે આર્થિક પ્રશ્નોભમાં વિલ્સનની ઘણી શક્તિબુદ્ધિ ખર્ચાઈ રહી છે. નાઈજીરીઆના સ્વસ્થ રાજપુરુષ વડા પ્રધાન સર અબુબકરની કરપીણ હત્યા થઈ, ઘાનાના પ્રમુખ ડૉ. નક્રુમા પદચ્યુત થયા, ઑસ્ટ્રેલિયાના વડા પ્રધાન સર રૉબર્ટ મેન્ઝિસ નિવૃત્ત થયા એટલે કૉમનવેલ્થના વડીલોની શ્રેણી એકદમ ખાલી અગર હળવી થઈ ગઈ છે.

સામ્યવાદી દુનિયામાં તો ભારે ઉલ્કાપાત મચી રહ્યો છે. એક વર્ષમાં જે રીતે રશિયા-ચીન એકબીજાંથી આઘા ફંટાયાં છે તે રીતે જો થોડાં વર્ષો 'ટેમ્પો' ચાલે તો સામ્યવાદી આંતરરાષ્ટ્રીય ચળવળ લગભગ નામશેષ થઈ જાય એવું બની રહે! છેક એવું બનશે નહિ એ જુદી વાત! રશિયા અને ચીનના વધતાં વેર વૈમનસ્યને કારણે સામી પ્રતિક્રિયા તરીકે રશિયા અને અમેરિકા એકમેકની કાંઈક નજીક આવી રહ્યાં હોય એમ પણ બનાવો કહી જાય છે. ચીન-અમેરિકાની દુશ્મનાવટ આ વર્ષમાં વધુ અણીદાર બની છે, અને એનું અતિભયાનક સ્વરૂપ વિયેટનામના યુદ્ધમાં ઉઘાડું થયું છે. વિયેટનામનું યુદ્ધ વણસ્યું છે, બૉમ્બમારા અને ભાંગફોડના બનાવો વધી ગયા છે. કેટકેટલા નિર્દોષ વિયેટનામીઝ લોકો રોજ રોજ મૃત્યુમુખે સપડાતાં રહ્યાં છે! પૂર્વ યુરોપનાં સામ્યવાદી રાષ્ટ્રો વધુ સ્વાયત્ત બનવા લાગ્યાં છે. આ વર્ષમાં એ દિશામાં રૂમાનિયાએ નમૂનેદાર કામગીરી કરી છે. રશિયન સામ્યવાદી નેતાઓની પકડ ઢીલી થઈ છે. પૂર્વ યુરોપમાંનો 'લોખંડી પડદો' ચિરાવા લાગ્યો છે. પશ્ચિમના પ્રવાસીઓ સહેલ માટે આ દેશોમાં વધુ હરતા-ફરતા થયા છે. આફ્રિકાના દેશોમાંથી સામ્યવાદી અસર કાંઈક ઓસરી છે. ચીનને માટે તો સ્પષ્ટ પીછેહઠ થઈ છે.

નવલરામને વેદાંત પણ, જૂઠ્ઠો ફંદ–વાણી વિલાસ–વિષ-વલ્લી–લાગે છે. આ મનોમંથનમાં નવલરામ હવે હામ હારી બેઠા છે. સર્વને અંતે જોઈ શકચા કે માયા વ્યાપક છે, એની લીલા અપાર છે–'જ્ઞાન ધ્યાન કે ધર્મ તપસ્યા, નૃત્ય જ છે એ સાચુ'(૧૫), વગેરે. સને ૧૮૬૬માં અંતે આ ક્ષોભ મટી ગયો છે. નવલરામે પાછળથી વેદાંત ચાહ્યું પણ છે, પોતે સ્વભાવે વેદાંતી છે એમ અનુભવ્યું છે, વેદોની ઉત્પત્તિ વિશે કલ્પતાં કહે છે કે વેદનું અનાદિપણું તે Eternity of Truths છે, આર્યોના અજ્ઞાનનો, વેદ, એનસાયકલોપીડિયા છે–વગેરે વાતોમાં ઘણું તથ્ય છે. પ્રારબ્ધવાદ વિશેનો લાંબો નિબંધ પણ એમની ચિંતનપ્રેમી નિબંધકાર પ્રકૃતિનો સૂચક છે. પ્રારબ્ધવાદ આર્યોનું ચેતન છે, Living Principle છે–not a passing belief or a result of inferential logic unrecognised (by heart) ...(૨૬). નવલરામ માને છે કે સૃષ્ટિમાં સર્વત્ર યોજના અને નિર્માણ છે. પ્રારબ્ધવાદના એક મનાતા આવેલા પરિણામ નિષ્કર્મણ્યતા વિશે પણ લેખક સ્પષ્ટ છે, તથા પ્રારબ્ધવાદની ફિલસૂફીને તેઓ બુદ્ધિશાસ્ત્રના એક નિયમરૂપ જ ગણે છે અને જણાવે છે કે પ્રમાણુશાસ્ત્રનો કાર્યકારણવાદ અને પુણ્યમાપવાદ એ સર્વને પ્રારબ્ધવાદ અનુકૂળ છે. નવલરામે જોયું છે કે, 'My nature is વેદાંતી.' પ્રવૃત્તિ-નિવૃત્તિ સંસાર-અસંસાર વચ્ચે અંતકાળે પણ નવલરામે ડોલાયમાન ચિત્તદશા ભોગવી છે (૭૯–૮૦ જોજો.) નવલગ્રંથાવલિ-૨માં 'મનનાં વિચાર' વગેરે નિબંધો પણ આ પાસાને સુંદર રીતે વ્યક્ત કરે છે.

સાક્ષર નવલરામના મુખ્ય વ્યક્તિત્વચિત્રણ સાથે આમ બીજાં વ્યક્તિત્વની રેખાઓ દોરવાનો પ્રયત્ન પણ ગોવર્ધનરામે કર્યો છે. છતાં, નવલરામના મન ઉપર 'કરસનદાસ મૂળજીચરિત્ર' (મહીપતરામ)ની જેવી એકંદર છાપ પડી હતી તેવી જ આ જીવનકથા અંગે પણ સંભવિત છે. ન. ગ્રં.ના બીજા ભાગમાં પૃ. ૯૫ ઉપર (મારી નકલ: સને ૧૮૯૧) ખુદ નવલરામે ચરિત્રનિરૂપણ અંગે કેટલાક વિચારો રજૂ કર્યા છે. તેઓ કહે છે: 'ચરિત્રનિરૂપકમાં શોધ, સત્યતા, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઈએ.' આ પછી, મહીપતરામ અંગે કરેલાં વચનો નામાન્તરે ગોવર્ધનરામને આબાદ રીતે લાગુ પડે છે; જોઈએ:

'વાંચનારે જોઈ લીધું હશે કે એમાંના છેલ્લા ત્રણ ગુણ તો આ ગ્રંથકારે (ગોવર્ધનરામે) ઉત્તમ રીતે પ્રગટ કર્યા છે. શોધ પણ થોડી મુદતમાં બની શકચો તે પ્રમાણે ઠીક કર્યો છે, પણ અમૃત પીતાં કોઈ ધરાતું નથી એ કહેવત પ્રમાણે આ ગ્રંથમાં જે હકીકતો રસભરી રીતે વર્ણવી છે તે વાંચતાં વધારે જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ થાય છે, અને તેથી વધારે હકીકતો હાથ લાગી હોય તો સારું એમ સુજ્ઞ વાંચનારને લાગ્યા વિના રહેતું નથી. મહત્કર્મનું જ વર્ણન ચરિત્રનિરૂપકે કરવું જોઈએ એમ મહીપતરામભાઈનો (ગોવર્ધનરામભાઈનો) વિચાર હોય એમ વખતે અમને લાગે છે. ઘણું કરીને આ ચરિત્ર કરસનદાસના (નવલરામના) જાહેર (ગ્રંથકાર તરીકેના) કામથી જ ભર્યું છે. એનો ખાનગી સ્વભાવ તથા રીતભાત કેવી હતી, એટલે એ મિત્રવર્ગમાં સ્ત્રી-પુત્રાદિકના સંબંધમાં, રમતગમનમાં, એકાંતમાં કેવી રીતે વર્તતા હતા, તેનું ઉદાહરણો સહિત આખા ચરિત્રમાં કાંઈ પણ વર્ણન નથી. સર્વ સ્થળે કરસનદાસ સુધારક (નવલરામ ગ્રંથકાર)ને જ જોઈએ છઈએ, પણ કરસનદાસ (નવલરામ) માણસરૂપે દેખાતા નથી'.

ગોવર્ધનરામની શૈલી અહીં પણ ગોવર્ધનરામની શૈલી જ રહી છે. લેખક નાયકના ચરિત્રને ક્રમશઃ આલેખતા ગયા છે; એક પછી એક રેખા દોરતા જાય છે, તેને પ્રશ્ચાદ્ ભૂમિકા બક્ષતા જાય છે એટલે કે ગેરસમજના સંભવને નિરવકાશ કરતા જાય છે. આમ કરવામાં તેઓને ક્યારેક પૃથક્કરણમાં પણ ઊતરવું પડે છે; ગાંઠનું ઉમેરીને પણ વાત સુગમ કરવી પડે છે; બધી વાર આમ તેઓ નાયક–ચરિત્રનું અર્થઘટન સરસ રીતે કરવામાં રોકાએલા રહેતા માલુમ પડશે. અલંકારોમાં ઉપમા, રૂપક, રૂપક ગ્રંથિઓ–પોતાનીલાક્ષણિક સૂક્ષ્મતા, સરળતા, જટિલતા સાથે ઉપયુક્ત સુગમતા અને સરસતા બક્ષવામાં મદદકર્તા બને છે. 'સ્ત્રીઓને અજ્ઞાનયૌવન અને મુગ્ધ અવસ્થામાં અનેક રમણીય ગૂંચવાડાઓમાં પડવું પડે છે તેવી દશા ગ્રંથકાર થવા ઇચ્છનારની પણ થોડીઘણી થાય છે' (પૃ. ૧૧).'...એ ચોપાનિયાને ઘણું કરી આ જ લેખના દરદથી કાઠિયાવાડની હવા સદી નહીં અને

પરતંત્ર હેવામાં સ્વતંત્ર ચોપાનિયું માંદું થઈ મરણ પામ્યું' (પૃ. ૭૬). આવાં આવાં ગમી જાય તેવાં ઘણાં ઉદાહરણો છે. 'પણ નિવૃત્ત ઘોળા વાળની પેઠે વચુતેડી માથે ચડી બેસે છે(પૃ.૭૯)'ની સૂક્ષ્મતા તથા 'જીવનનો દરવાજો જાતે જ બંધ થવા ઇચ્છતો હોય એમ કલ્પનાના પવનથી ઘડી ઘડી ઉઘાડવાસ થવા લાગ્યો (પૃ. ૭૯)'ની તાદૃશતા ખૂબ સજીવ લાગશે. પણ આટલી ઝીણવટ બતાવનાર ગોવર્ધનરામ જ્યારે સુગન્ધને દુર્ગન્ધથી જુદી પાડી શકવાની વાત લખે છે (પૃ. ૫૪) ત્યારે એમનો અલંકાર વિષયક નહીં પણ, વિચાર અંગેનો અભિનિવેશ વરતાઈ આવે છે.

નિરૂપણરીતિની એક સુંદર વિશિષ્ટતા નોંધું તે પહેલાં તારા મનમાં બે પ્રશ્ન જાગવા જોઈએ એવી અભિલાષા રાખું છું: એક તો પ્રસ્તુત જીવનકથાને જીવનકથા કહીશું કે રેખાચિત્ર, અને બીજો: જો આ જીવનકથા છે તો કયા પ્રકારની–કઈ રીતે લખાએલી છે? કૃતિની વિશિષ્ટતા એ છે કે સ્વલ્પ સામગ્રીમાંથી, કોઈ કુશળ ચિત્રકાર કરી જાય તેમ, લેખકે અહીં એક સુંદર તાદૃશ રેખાંકન બતાવી આપ્યું છે. તે સુંદર છે, કેમ કે તે કરકસરભર્યું છે ને સંયમપૂર્ણ છે, તેની રેખાએ રેખામાં આકૃતિનું ઔચિત્ય અને સર્વત્ર એક સમતુલા જાળવી શકાયાં છે. પોતે એક સાહિત્યકાર હોઇને, નવલરામના હાર્દને પામવા-પમાડવાનો આ એક સહૃદય પ્રયત્ન આપણા સાહિત્યના ઇતિહાસમાં હંમેશ નોંધપાત્ર રહેશે.

હવે પછી 'કવિજીવન'ની વાત કરીશું. કુશળ તો હોઈશ જ. (કપડવણજ, ૨૫–૯–'૬૬)

*

## 'યુનેસ્કો'

'કાયમી શાંતિની રચના કેવળ રાજકીય સમજૂતી કરતાં કંઈક વિશેષ પર આધારિત હોવી જોઈએ. એ માટે બધાને શિક્ષણની સંપૂર્ણ અને સમાન તક મળે એ જરૂરનું છે, સમગ્ર માનવજાતની સેવામાં વિજ્ઞાનનો ઉપયોગ થાય અને પરસ્પરની સંસ્કારસંસ્કૃતિઓ પ્રત્યે માનની લાગણી હોય એ જરૂરનું છે. ટૂંકામાં, જ્ઞાન એ શાંતિ માટેનો પાયો છે.

આમ છતાં યે દુનિયાના ૪૫ ટકા જેટલા પ્રૌઢોને વાંચતાં-લખતાં આવડતું નથી અને ૨૫ કરોડથી યે વધુ બાળકો શાળાએ જતાં નથી.

યુનેસ્કોએ શિક્ષણ અને બીજાં ક્ષેત્રોમાં પ્રગતિની આડે આવતા અવરોધોને દૂર કરવા માટે ધીરજથી કામ કર્યું છે.

યુનેસ્કોની સ્થાપના ૧૯૪૬ની ૪થી નવેમ્બરે કરવામાં આવી હતી. એની સભ્યસંખ્યા ૧૧૩ની છે; અને એના ત્રણ સહકારી સભ્યો છે. બધા સભ્યોની બનેલી સામાન્ય પરિષદ સંસ્થાની નીતિ ઘડે છે અને ત્રીસ સભ્યોની કારોબારી સમિતિ એના કાર્યક્રમ પર દેખરેખ રાખે છે. સંસ્થાના મંત્રાલયના વડા તરીકે એના ડિરેક્ટર જનરલ રેને મેહુ (ફ્રાંસ) છે અને એનું વડું મથક પૅરિસમાં છે.

અત્યારે યુનેસ્કો દુનિયાના વિકાસશીલ દેશોમાં પ્રગતિના સાધન તરીકે શિક્ષણનો વિકાસ સાધવા પર ધ્યાન આપી રહી છે. એના કાર્યક્રમો જુદા જુદા પ્રદેશોની જરૂરિયાતોને પહોંચી વળી શકાય એ રીતે ઘડવામાં આવ્યા છે. એ દૃષ્ટિએ સંસ્થા એશિયા અને લૅટિન અમેરિકામાં સાર્વજનિક પ્રાથમિક શિક્ષણ પર ભાર મૂકે છે અને આરબ જગતમાં શિક્ષકોને તાલીમ આપવા પર ભાર મૂકે છે.'

(સંયુક્ત રાષ્ટ્રસંસ્થાનું પ્રકાશન: 'સંયુક્ત રાષ્ટ્રસંસ્થાનો પરિવાર')

*

# આંતરરાષ્ટ્રીય રાજકારણ: સંક્ષિપ્ત સિંહાવલોકન

[સુરતનાં સુપ્રસિદ્ધ દૈનિક 'ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ'ની 'દીપોત્સવી પૂર્તિ'માં તા. ૧૩-૧૧-'૬૬ને રોજ પ્રસિદ્ધ થએલો આ લેખ તે પત્રના તંત્રીના સૌજન્યથી સાભાર અહીં પુનર્મુદ્રિત કર્યો છે. -પુ.ગ.માં.]

આંતરરાષ્ટ્રીય રાજકારણ આજકાલ ઘણું વધી ગયું છે, પણ રાષ્ટ્રીય સાર્વભૌમ રાજ્યોની હસ્તી અને સત્તા હજી નોંધપાત્ર રીતે ઘટી નથી એ વાસ્તવિકતાને સ્વીકારીને આપણે વીતેલા વર્ષના કેટલાક વિશેષ પ્રવાહોનું અવલોકન કરવું રહ્યું. સ્વતંત્ર અને સર્વોપરિ રાષ્ટ્રો જ્યારે પરસ્પર સાથે વિવિધ ક્ષેત્રોમાં વ્યવહાર કરે છે ત્યારે આંતરરાષ્ટ્રીય રાજકારણ આપોઆપ જ ચાલુ થાય છે. વીસમી સદીને આપણે આંતરરાષ્ટ્રીયવાદના યુગ તરીકે ભલે ઓળખાવીએ, અને એમાં ઘણું તથ્ય પણ છે, છતાં આંતરરાષ્ટ્રીય સમાજ રચવો કેટલો અઘરો છે એ આપણે બધાં જોઈ-અનુભવી શકીએ છીએ. દુનિયાને દુનિયાની ઝાંખી તથા જાણકારી થાય એ બહુ કપરી પ્રક્રિયા છે. અજ્ઞાન જેમ પૂર્વગ્રહોને પોષે છે તેમ થોડુંવત્તું જ્ઞાન ભયશંકાને પણ વધારી મૂકે છે! દરેકની અહંતા બીજાં બધાંની અહંતાઓ સાથે અથડાય છે. પરિણામે, સંઘર્ષ અનિવાર્ય બને છે અને સહકારની વાત કાગળ પર રહે છે. તેથી જ, આંતરરાષ્ટ્રીય સમાજની ભાવના અને રચના એ શિક્ષણનો, કેળવણીનો, સંસ્કારનો પ્રશ્ન મુખ્યત્વે છે. સાથે રહેવાની જરૂરિયાત અને કળા સહુએ સતત શીખતા રહેવાની છે અને એ રીતે દરેકે પોતાનાં વાણી-વર્તન-વ્યવહારને રાતદિવસ કેળવતાં રહેવાનાં છે. આંતરરાષ્ટ્રીય સમાજના સ્વરૂપ વિષેની સુંદર ચર્ચાવિચારણા લંડન યુનિવર્સિટીના પ્રોફેસર સી. એ ડબલ્યુ. મૅનિંગે એમના પુસ્તક 'The Nature of International Society'માં કરી છે. વીતેલા વર્ષ પર દૃષ્ટિપાત નાખવાનો સ્વભાવ પ્રાણીમાત્રનો છે. સિંહ મસ્તીભેર આગળ દોડતો જાય અને વચ્ચે વચ્ચે પાછળ જોતો જાય છે. આપણી દુનિયા પણ આગળ કૂદતી જાય છે અને આપણે અવારનવાર પાછળ ડોકિયું કરતાં રહીએ છીએ. દીવાળીના દિવસોમાં આપણે વિશેષ પ્રકાશ પાથરીએ છીએ. અંધકારમાં પ્રકાશ રજૂ કરવાની આપણી તમન્ના હોય છે. અંધારા તરફ આંખમીંચામણાં નથી, પણ અજવાળાને ઉમંગભર્યો આવકાર આપવાનો મિજાજ છે. એ જ રીતે આંતરરાષ્ટ્રીય રાજકીય પરિબળોને આપણે તપાસવાં જોઈએ.

આથમતા સંવત ૨૦૨૨ (શકે ૧૮૮૮)ની સાથે કાળપ્રવાહમાં કેટલુંક ચાલુ રહ્યું છે, ઘણુંખરું ધોવાઈ ગયું છે અને કાયમનું વિલીન થઈ ગયું છે. જે ચાલુ રહ્યું છે તેને જ આપણે પકડી પાડીશું એવું યે નથી; ઘણી વાર તો જે ચાલુ રહે એમ આપણે ઇચ્છતાં હોઈએ છીએ તેને જ આપણે વળગી બેસીએ છીએ, એનું પરિણામ ધાર્યું જ આવે છે-ધોવાઈ જવાને નિર્મિત પરિબળો સાથે આપણું અવલોકન અને આપણે પોતે પણ તણાઈ જઈએ છીએ! એટલે સંક્ષિપ્ત સિંહાવલોકન પણ સાવધાનીથી અને ભારે નમ્રતાપૂર્વક કરવું રહ્યું. થોડાક નોંધપાત્ર લાગતા પ્રવાહોનો જ ઉલ્લેખ અહીં તો કરી શકાય.

સંયુક્ત રાષ્ટ્રસંઘમાં હવે ૧૨૧ સભ્યરાષ્ટ્રો સામેલ છે. સામાન્ય સભામાં મોટેરાંઓ સાથે નાનકડાંઓ સમાન ભૂમિકાએ ચાલીબોલી શકે છે. નાનાં રાષ્ટ્રોનો અવાજ વિશ્વના દરબારમાં હકકથી સંભળાવાતો રહ્યો છે. સામાન્ય સભાની સત્તા અને આબરૂ અલિખિત રીતે વધી છે. રાષ્ટ્રસંઘની નાણાંકીય કટોકટી નિવારાઈ નથી. અંદાજપત્રક વધ્યું છે. આવકની ખાતરી ઘટી છે. મહામંત્રીપદ અનિશ્ચિત દશામાં છે. ઊ થાન્ટના હોદ્દાની મુદત નવેમ્બર, ૧૯૬૬માં પૂરી થઈ હોઈ તેઓ ફરી મહામંત્રી થવાને ઉત્સુક નથી. વિશ્વસંસ્થાની લાચારીના પ્રતીક બની રહેવાની એમની ઇચ્છા નથી, પણ વિશ્વસંસ્થાના તમામ સભ્યોના સક્રિય નિશ્ચયબળના ટેકાથી ઊ થાન્ટ જરૂર ફરી ત્રણ વર્ષ માટે પ્રથમ વિશ્વસેવક તરીકેનો બોજ ઉપાડી શકે છે. 'યુનો'ની સલામતી સમિતિની સભ્યસંખ્યા ૧૧ થી વધીને ૧૫, તથા આર્થિક અને સામાજિક સમિતિની સંખ્યા ૧૮ થી વધીને ૨૭ તા. ૧ જાન્યુઆરી ૧૯૬૬થી થઈ છે. વિશ્વસંસ્થાની એકંદર સભ્યસંખ્યા સારા પ્રમાણમાં વધવાથી સંસ્થાનાં વિવિધ

અંગોમાં બધાને વાજબી પ્રતિનિધિત્વ મળે એવી જોગવાઈ કરવાની જરૂર હતી જ. ઇચ્છા હોય તો એવું કરવા માટેના સુધારાએ 'યુ. એન.'ના 'ચાર્ટર'માં થઈ શકે છે એ પુરવાર થયું છે. અલબત્ત, વિશ્વસંસ્થામાં હજી સામ્યવાદી ચીન સામેલ નથી, બીજાં અનેક સ્વતંત્ર રાષ્ટ્રો હજી બાકાત છે, એટલે સંઘ કોઈ રીતે સર્વવ્યાપક મંડળરૂપે આકાર લઈ શક્યો નથી. એકવિશ્વની વાત હજુ આઘી છે, પણ તે હવે ક્ષિતિજ પર સ્પષ્ટ વરતાય છે.

નિઃશસ્ત્રીકરણને પ્રશ્ન ચકડોળે ચાલુ રહ્યો છે. જિનીવામાં ૧૭ રાષ્ટ્રોની (૧૮મું રાષ્ટ્ર ફ્રાન્સ ગેરહાજર રહ્યું છે) સભા આખું વર્ષ અવારનવાર ચાલુ રહી છે. આજ લગીમાં સો ઉપરાંતની એની કુલ બેઠક થઈ. પણ શસ્ત્રહરીફાઈને રોકવા અંગે એને ખાસ સફળતા વરી નથી. ફ્રાન્સ તો ઊલટું અણુ-હાઇડ્રોજન બૉંબ બનાવવામાં વધારે મશગૂલ બન્યું છે. સામ્યવાદી ચીન પણ! ફ્રાન્સના અણુબૉંબ-પ્રયોગો પ્રશાંત મહાસાગરમાં થયા અને શાંતિની આબોહવા ડહોળાઈ. સામ્યવાદી ચીન ઉઘાડે છોક યુદ્ધની, વધુ ભયાનક યુદ્ધની વાત કરે છે, ઢોલનગારાં પીટીને વાત કરે છે. ૧૯૬૩ની સાલમાં ન્યૂક્લીઅર શસ્ત્રોના પ્રયોગોને અટકાવતા કરારો થયા અને સો ઉપરાંત રાષ્ટ્રોએ એના પર સહીએ કરી; પણ હવે નવા કરાર 'ન્યૂક્લીઅર શસ્ત્રોના વિસ્તારને રોકવા' અંગેના થાય એમ ઝટ જણાતું નથી. જે પાંચ રાષ્ટ્રો પાસે હાલ ન્યૂક્લીઅર શસ્ત્રો છે (અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ અને સામ્યવાદી ચીન) એમાંથી કોઈ એવાં શસ્ત્રોને તિલાંજલિ ન આપે અને બીજાંઓને સુફિયાણી સલાહ આપે કે તમે એવાં શસ્ત્રો બનાવવાનું પાપ વહોરશો નહીં, તો એ વાત કેવી રીતે નૈતિક અને વ્યાવહારિક બની શકે? મહાસત્તાઓનો મદ અને સ્વાર્થ આ બાબતમાં જરા યે ઓગળ્યો લાગતો નથી.

રાષ્ટ્રકુટુંબની બે પરિષદો આ વર્ષમાં થઈ. જાન્યુઆરી, ૧૯૬૬માં નાઇજીરીઆની રાજધાની લાગોસમાં અને સપ્ટેમ્બર, ૧૯૬૬માં લંડનમાં કૉમનવેલ્થના વડાઓ મળ્યા. કૉમનવેલ્થ સચિવાલય ઊભું થયાને એક વર્ષ ઉપરાંત થયું. એના સેક્રેટરી-જનરલ મિ. આર્નોલ્ડ સ્મિથે ઉત્સાહથી કહ્યું છે કે આધુનિક રાષ્ટ્રકુટુંબમાં ભાવિની સુંદર રચનાઓ માટેની મોટી તાકાત પડેલી છે, પણ એકંદરે કૉમનવેલ્થની કડી નબળી બની છે. રોડેશિયાના પ્રશ્ને કૉમનવેલ્થની આકરી કસોટી કરવા માંડી છે. ભિન્ન નીતિઓ અને વર્ણોનો મિશ્ર સમાજ સહિયારો અને સંવાદમય રીતે સ્વસ્થતાથી જીવી શકે તો રાષ્ટ્રકુટુંબના આદર્શો મૂર્તિમંત થઈ શકે. બ્રિટનની વિલ્સન સરકારને માર્ચ ૧૯૬૬ની સામાન્ય ચૂંટણીમાં થોડા સમયના ગાળામાં જ બીજી વાર વિજય સાંપડ્યો અને લગભગ એકસો બેઠકોની બહુમતી મળી છતાં, વિલ્સનને સ્વસ્થતાથી ઊંઘવાનો ખાસ અવસર મળ્યો નથી! રોડેશિયાના પ્રશ્નમાં અને ઘરઆંગણે આર્થિક પ્રશ્નોભમાં વિલ્સનની ઘણી શક્તિબુદ્ધિ ખર્ચાઈ રહી છે. નાઇજીરીઆના સ્વસ્થ રાજપુરુષ વડા પ્રધાન સર અબુબકરની કરપીણ હત્યા થઈ, ઘાનાના પ્રમુખ ડૉ. નક્રુમા પદચ્યુત થયા, ઑસ્ટ્રેલિયાના વડા પ્રધાન સર રૉબર્ટ મેન્ઝિસ નિવૃત્ત થયા એટલે કૉમનવેલ્થના વડીલોની શ્રેણી એકદમ ખાલી અગર હળવી થઈ ગઈ છે.

સામ્યવાદી દુનિયામાં તો ભારે ઉલ્કાપાત મચી રહ્યો છે. એક વર્ષમાં જે રીતે રશિયા-ચીન એકબીજાથી આઘા ફંટાયાં છે તે રીતે જો થોડાં વર્ષો 'ટૅમ્પો' ચાલે તો સામ્યવાદી આંતરરાષ્ટ્રીય ચળવળ લગભગ નામશેષ થઈ જાય એવું બની રહે! છેક એવું બનશે નહિ એ જુદી વાત! રશિયા અને ચીનના વધતાં વેર વૈમનસ્યને કારણે સામી પ્રતિક્રિયા તરીકે રશિયા અને અમેરિકા એકમેકની કાંઈક નજીક આવી રહ્યાં હોય એમ પણ બનાવો કહી જાય છે. ચીન-અમેરિકાની દુશ્મનાવટ આ વર્ષમાં વધુ અણીદાર બની છે, અને એનું અતિભયાનક સ્વરૂપ વિયેટનામના યુદ્ધમાં ઉઘાડું થયું છે. વિયેટનામનું યુદ્ધ વણસ્યું છે, બોંબમારા અને ભાંગફોડના બનાવો વધી ગયા છે. કેટકેટલા નિર્દોષ વિયેટનામીઝ લોકો રોજ રોજ મૃત્યુમુખે સપડાતાં રહ્યાં છે! પૂર્વ યુરોપનાં સામ્યવાદી રાષ્ટ્રો વધુ સ્વાયત્ત બનવા લાગ્યાં છે. આ વર્ષમાં એ દિશામાં રૂમાનિયાએ નમૂનેદાર કામગીરી કરી છે. રશિયન સામ્યવાદી નેતાઓની પકડ ઢીલી થઈ છે. પૂર્વ યુરોપમાંનો 'લોખંડી પડદો' ચિરાવા લાગ્યો છે. પશ્ચિમના પ્રવાસીઓ સહેલ માટે આ દેશોમાં વધુ હરતાફરતા થયા છે. આફ્રિકાના દેશોમાંથી સામ્યવાદી અસર કાંઈક ઓસરી છે. ચીનને માટે તો સ્પષ્ટ પીછેહઠ થઈ છે.

રૂશિયન સામ્યવાદ ખુદ રશિયામાં જ હવે રૂઢિચુસ્ત અને મવાળ જેવો બનવા લાગ્યો છે.

આફ્રિકામાં પરિસ્થિતિ ઝડપથી કથળી છે. આ વર્ષમાં અનેક આફ્રિકન નવોદિત રાષ્ટ્રોમાં સરમુખત્યાર-શાહીનો અંધકાર વ્યાપી ગયો છે. અલબત્ત, ઘાના જેવા દેશમાંની ક્રાંતિને કારણે 'એકશાહી'નો અંત થઈને 'લશ્કરી તંત્ર'ની હકૂમત આવી છે અને એ તંત્ર ધીમે ધીમે મુલ્કી રાજકીય સત્તા પ્રસ્થાપિત કરવામાં સહાય કરશે એમ લાગે છે. પણ આફ્રિકામાં ૧૯૬૦ની સાલમાં 'ફેરફારનો પવન' (The Wind of Change) વાઈ રહ્યો હતો ત્યાં હવે ઊલટા પ્રકારના પવનનું મોજું ફરી વળ્યું છે એ કમનસીબી છે. ઝામ્બિયા અને મલાવી બે નાનાં રાષ્ટ્રો આ બાબતમાં અડગ લાગે છે. મલાવીના પ્રમુખ ડૉ. હેસ્ટિંગ્સ બાન્ડા લગભગ સો ટચ પશ્ચિમવાદી બન્યા છે, જ્યારે ઝામ્બિયાના પ્રમુખ કેનેથ કાઉન્ડા રોડેશિયાની સળગતી આગ વચ્ચે પણ ઠીક ઠીક સમતોલવૃત્તિથી અને શાણપણથી બોલી ચાલી રહ્યા છે. આફ્રિકન નેતાઓને માટે એકંદરે કરુણ અને ભયજનક ભાવિનો સામનો કરવાનો વારો આવ્યો છે. પ્રજા અને નેતા વચ્ચેની ખાઈ વધી છે. ટોળીવાદ હજી ડોળા કાઢતો જ્યાં ત્યાં ઝમી રહ્યો છે. રાષ્ટ્રવાદના ઉદયનાં સ્પષ્ટ ચિહ્નો બહુ ઓછાં દેખાય છે. નાઈજીરીઆમાં જે રીતે હિંસક પ્રક્ષોભ અને બે ક્રાંતિઓ સાથે ડામાડોળ રાજકીય પરિસ્થિતિ ચાલુ રહી છે તે આવી અસંદિગ્ધતાની હૂબહૂ તાસીર પૂરી પાડે છે.

રોડેશિયા અને દક્ષિણ આફ્રિકામાં આત્યંતિકવાદ જોર વધી રહ્યો છે. દક્ષિણ આફ્રિકાના વડા પ્રધાન ડૉ. ફરવૂટ એક ગોરા હત્યારાના જ હાથે મૃત્યુ પામ્યા છે, અને છતાં 'ગોરી' હકૂમતનું ઘમંડ એવું ને એવું જ ચાલુ રહ્યું છે. હેગની આંતરરાષ્ટ્રીય ન્યાય-અદાલતે તાજેતરમાં કેવળ તાંત્રિક મુદ્દા પર દક્ષિણ આફ્રિકાની ભૂમિકાને ન્યાય્ય ઠરાવી તેથી 'ગોરા'ઓનું ગર્વપુરાણ સંધુ મક્કમ બન્યું છે. નવા વડા પ્રધાન મિ. ફૂરસ્ટર–Vorster–રંગભેદની નીતિરીતિને જ જડતાથી વળગી રહ્યા છે, અને મધ્યસ્થ આફ્રિકાના જ્વાલીપ્રણાવાળા પ્રદેશમાં પણ એ રંગભેદ-ઝેર રેલાવી રહ્યા છે. રોડેશિયામાં ૧૧મી નવેંબરે (૧૯૬૫ની સાલમાં) ઈયન સ્મિથે બળવો કર્યો, બલ્કે ગેરકાયદેસર સ્વતંત્રતા જાહેર કરી. ચાળીસ લાખ 'કાળાઓ' પર બે લાખ વીસ હજાર 'ગોરાઓ'નું કાયમી રાજ્ય પ્રસ્થાપિત કરવા માગનાર સ્મિથની જાહેરાતને બળવો અગર સ્વતંત્રતા કહેવી તેના કરતાં તેને અનૈતિક રીતે સત્તા ઝૂંટવી લેવાના પાપકૃત્ય તરીકે ઓળખાવવું જોઈએ. લગભગ આખું વર્ષ સ્મિથસાહેબનું આ કાળું કૃત્ય ચાલુ રહ્યું છે અને બ્રિટિશ સરકારની લાચારી અગર અસહાયતા છતી થઈ છે. એ ભારે વિષાદનો વિષય છે. બ્રિટિશ સરકાર બળનો ઉપયોગ ન કરે તો પણ કળનો ઉપયોગ તો કરી શકે ને? એ કરવાની તત્પરતા પણ વિલ્સનસાહેબે બતાવી લાગતી નથી એ ઓછી કમનસીબીની વાત નથી.

અમેરિકામાં પ્રમુખ લિન્ડન જૉન્સનનું શાસન ધાર્યું મજબૂત રહ્યું નથી. બંધારણીય રીતે પ્રમુખનું સ્થાન સ્થિર છે, પણ રાજકીય પ્રતિષ્ઠાની દૃષ્ટિથી જૉન્સન માટે થોડાંક વળતાં પાણી થયાં છે. સદ્‌ગત પ્રમુખ જૉન એફ. કેનેડીના નાના ભાઈ સેનેટર રૉબર્ટ કેનેડી સત્તાધારી ડેમૉક્રેટિક પક્ષમાં તથા દેશમાં પણ વધુ લોકપ્રિયતા અને સ્વીકાર પામવા માંડયા છે. ઘરઆંગણે હબસીઓના હક્કોના પ્રશ્ને જૉન્સનતંત્રની જબરી કસોટી જારી રાખી છે. અમેરિકાના નિતાન્તસુંદર નીગ્રો નેતા રેવરન્ડ ડૉ. માર્ટિન લ્યૂથર કિંગની અહિંસક વીરલડતને બદલે અન્ય હિંસાવાદી આગેવાનોના રેલા અમેરિકી નીગ્રો પ્રજામાનસ પર ઊતરવા લાગ્યા છે એ આ વર્ષની એક મોટી કરુણ અને ચિંતાજનક ઘટના છે. ડૉ. કિંગ કેવા પ્રતિભાશાળી પુરુષાર્થી છે એનું સુંદર, હૃદયસ્પર્શી બ્યાન તાજેતરના જ એક પુસ્તકમાં ['What Manner of Man'. By Lerone Bennett] જીવનચરિત્રકાર્યરૂપે રજૂ થયેલ છે. પણ હબસીઓના મુલ્કી, સામાજિક, રાજકીય હક્કોને તથા એમની નાગરિકતાને અનેક 'ગોરા' અમેરિકનોએ અને કૉંગ્રેસ-મેનોએ તથા સેનેટરોએ પડકારી છે એ વિકૃત વાસ્તવિકતાને નોંધવી રહી. વિયેટનામના યુદ્ધવમળોમાં જૉન્સન અને જૉન્સનતંત્ર બરાબર લપેટાતાં રહ્યાં છે. હમણાં જ પ્રમુખે સવિસ્તર વિદેશપ્રવાસ ખેડીને એ દિશામાં નક્કર કશુંક કરી ને કહી બતાવવાનો ક્રમ ગોઠવ્યો હતો.

વિયેટનામના પ્રશ્નના રાજ્કી ઉકેલ માટે જિનીવા પરિષદને ફરી જીવંત બનાવવાની બધી કોશિશો આજ લગી નિષ્ફળ ગઈ છે. બ્રિટનની દરમિયાનગીરીને પણ યશ મળ્યો નથી.

યુરોપમાં ચિત્ર પલટાતું રહ્યું છે. ફ્રેન્ચ પ્રમુખ દ'ગોલની રાજનૈતિક દુર્દમ્યતા દૌરદમામથી વધી રહી છે. 'નેટો'માંથી ફ્રાન્સે પોતાનું અંગ લગભગ કાઢી લીધું છે. પશ્ચિમ જર્મની, બ્રિટન અને અમેરિકા હવે પશ્ચિમી જગતની નવી ત્રિમૂર્તિ બન્યાં છે. લશ્કરી અને સંરક્ષણાત્મક વ્યૂહરચનાઓમાં વ્યાપક રીતે ફેરફાર કરવા માટેનાં વિચારચક્રો અને હવે તો વ્યવહારચક્ર પણ શરૂ થયાં છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો મેળ ફરી યુરોપની ભૂમિ-ભૂમિકા વચ્ચે જ નવેસરથી બેસે એમ થાય એવાં પાછાં ચિહ્નો છે. અલબત્ત, જર્મન એકીકરણનો પ્રશ્ન જોકે એવો જ વણઉકલ્યો ચાલુ રહ્યો છે; એટલે યુરોપની સલામતી અને શાંતિ માટે જોખમનાં વાદળો અદશ્ય થયાં ન કહેવાય.

લૅટિન અમેરિકામાં કેરેરે હમેશ મુજબ ક્રાંતિઓ થતી રહી છે. છતાં, વીતેલા વર્ષમાં આગલા સમયના પ્રમાણમાં રાજકીય સ્થિરતા અને કાંઈક આર્થિક સમૃદ્ધિ અગર વિકાસનાં પરિબળો પણ ચાલુ થયાં લાગે છે ખરાં. બ્રાઝિલ, આર્જેન્ટિના, પેરુ વગેરે દેશોમાં ઓછી-વત્તી પ્રગતિ થઈ છે. પણ હજી લશ્કરનું જોર, વર્ચસ્વ અને એની દરમિયાનગીરી લૅટિન અમેરિકન રાજકારણ-માં ઠીક ઠીક જોવા મળે છે. તે સાથે જ ખ્રિશ્ચિયન ડેમૉક્રેટિક પરિબળોની અસર આ ખંડ પર ધીરે ધીરે વિસ્તરી રહી હોય એમ જણાય છે.

એશિયામાં ટાઢો અને ગરમ જ્વાળામુખી બન્ને પ્રગટી રહ્યા છે. નેપાળ-ભારત વચ્ચેના સંબંધો વધ્યા છે અને સુધર્યા છે. તે સાથે જ નેપાળ-ચીન વચ્ચેનો વ્યવહાર વધ્યાનું પણ નોંધવું રહ્યું. અફઘાનિસ્તાનમાં રાજ-શાહીને બદલે બંધારણીય સરકારનાં પગરણ શરૂ થયાનું સુચિહ્ન જોવા મળ્યું છે. ભારત–પાકિસ્તાન વચ્ચે અણ-બનાવો વધ્યા નથી, પણ હજી બન્ને વચ્ચે મનમેળ બહુ નથી. તાશ્કંદની ભાવના કાગળ પરથી હૈયામાં ઊતરી નથી. દરમિયાન તાશ્કંદમાં અચાનક (જાન્યુઆરી, ૧૯૬૬) વડા પ્રધાન લાલબહાદુર શાસ્ત્રીના અકાળ અને ભારે આઘાતજનક અવસાનથી ભારતે એક સમર્થ અને શાણો રાજપુરુષ ગુમાવ્યો છે. શાસ્ત્રીજીની ચિરવિદાય વસમી હતી અને વસમી રહી છે, પણ તે સાથે જ ભારતમાં વડા પ્રધાનપદ પર બંધારણીય માર્ગે નવી વ્યક્તિ આરૂઢ થઈ છે. સત્તા માટેની સાઠમારી અવશ્ય ખેલાઈ; પણ શ્રીમતી ઇંદિરા ગાંધીની વરણી અને હવે એમની કામગીરી બંધારણીય ચોકઠામાં ચાલુ રહી છે. એમની આંતરિક કાર્યરીતિનીતિને તપાસવાનું અહીં અપ્રસ્તુત છે, પણ પોતાના વડા પ્રધાનપદના થોડા માસમાં જ ઇંદિરાએ વિદેશી બાબતોને ફરી રાજકીય મંચ પર આણી મૂકી છે ખરી. એમાં એમને ઝાઝી સફળતા મળી નથી. કદાચ એ માટે એમની પાસે પૂરો સમય પણ હજી નથી નોંધાયો. છતાં નવી દિલ્હીની 'બિનજોડાણ'વાળા ત્રણ દેશોની તાજેતરની શિખર પરિષદ જો તટસ્થતા વિષેની નવી તાજગી આપે તો તે ઓછી સિદ્ધિ નથી. ભારતમાં પંડિત જવાહરલાલ નેહરુના અવસાન પછી સર્વોચ્ચ સત્તાપદ છેલ્લા બે-અઢી વર્ષમાં ક્યાં રીતે, કોણે કોણે, ક્યાં પરિબળો વડે સંપાદન કર્યું છે તેનો રોચક અને વિચારપ્રવર્તક અહેવાલ કૅનેડાના જાણીતા રાજ્યશાસ્ત્રિ માઈકલ બ્રેચરે તેમના નવા પુસ્તકમાં ('Succession in India : A Study In Decision-Making') આપ્યો છે. ઇંડોનેશિયાની સુકર્ણશાહી અસ્ત પામી રહી છે. સામ્યવાદીપ્રેરિત બળવો નિષ્ફળ ગયો છે. જનરલ સુહાર્તોનું તંત્ર ધીમે ધીમે દૃઢ બનતું જાય છે. માજી વિદેશપ્રધાન ડૉ. સુબાન્દ્રિયો સામે લશ્કરી અદાલતમાં કામ ચાલ્યું અને એમને રાજદ્રોહ માટે ફાંસીની સજા આપવામાં આવી છે. ઇંડોનેશિયામાં ચીનની અસર ઘણી ઓસરી ગઈ છે, રશિયાની વધી નથી પણ નોંધપાત્ર ચાલુ રહી છે. ઇંડોનેશિયા ૧૯-૨૦ માસના વનવાસ પછી ફરી પાછું યુનાઇટેડ નેશન્સમાં જોડાઈ ગયું છે. મલેશિયા સામેનો ઇંડોનેશિયાનો સંઘર્ષ અટક્યો છે. જાપાનની આધુનિકતાને હવે બરાબર ઓપ મળ્યો છે. પણ જાપાનના રાજકીય અને આર્થિક પ્રશ્નો વધ્યા છે. ત્યાંની રાજકીય પક્ષીય આબોહવા હજી ઠરીઠામ અને સ્વસ્થ, નિરોગી થઈ નથી. પશ્ચિમ એશિયામાં ઇઝરેલ એકલું અટૂલું (ભૌગોલિક રીતે) વિકસી રહ્યું છે, છતાં ઇઝરેલને નાની લડાઈઓ પણ કરવી પડી

છે, સિરિયા જોડેનો એનો સંઘર્ષ ચાલુ છે. ઇઝરેલના વડા પ્રધાન એશકોલ અને પ્રમુખ શાઝાર વિવિધ ખંડોમાં પ્રવાસે જઈને જાનમહેનત કરીને ઇઝરેલની નામના વધારતા આવ્યા છે. ઈજિપ્તના પ્રમુખ નાસર માટે વીતેલું વર્ષ એકંદરે 'જે છે તે સાચવવા પૂરતું' રહ્યું છે. નાસરની આરબ દુનિયાની નેતાગીરીને ટયુનિશિયાએ અને સાઉદી અરેબિયાએ પડકારી છે. યેમનમાં નાસર બહુ ફાવ્યા નથી. સુએઝની પૂર્વના પ્રદેશોમાં બ્રિટિશ અસર અને આબરૂ ઘટી રહી છે.

આ રીતે આપણી દુનિયા હરીફરી રહી છે. વીતેલાં વર્ષમાં વિજ્ઞાને અને ટેકનૉલૉજીએ પણ ઘણી પ્રગતિ સાધી છે. ચંદ્રલોક પર પહોંચવા માટેનો વૈજ્ઞાનિક પુરુષાર્થ આગળ વધ્યો છે. અવકાશક્ષેત્રે સંશોધનમાં અમેરિકા અને રશિયા બન્ને આગળ પડતો ભાગ ભજવી રહ્યાં છે. ઑટોમેશન (Automation)થી આધુનિકતાના નવા પ્રશ્નો અને પરિબળો ઊભાં થયાં છે. પશ્ચિમના સમૃદ્ધ દેશોમાં અતિ-અર્વાચીન ઔદ્યોગિક રાજ્યનો ઉદય થયો છે: 'The New Industrial State'. અમેરિકાના ભારતમાંના ભૂતપૂર્વ રાજદૂત અને હાર્વર્ડના વિશ્વવિખ્યાત અર્થશાસ્ત્રી પ્રોફેસર જૉન કેનેથ ગાલબ્રેથ આ જ વિષય પર લંડનના બી. બી. સી. પરથી વાર્ષિક 'રીથ વ્યાખ્યાનમાળા' હમણાં આપી રહ્યા છે, જે પુસ્તકાકારે પ્રગટ થતાં નવી વિચારસામગ્રી આપણને ઉપલબ્ધ થશે.

સંવત ૨૦૨૩માં પ્રવેશતું વિશ્વ અનેક પડકારો વચ્ચે આગળ વધી રહ્યું છે. વિશ્વની વસ્તીનો પડકાર ઓછો ભયાનક નથી. કૂદકે ને ભૂસકે લોકસંખ્યા ઠેરઠેર વધતી જાય છે. વાર્ષિક ૧.૮ ટકા પ્રમાણે વિશ્વની વસ્તી વધી રહી છે. રોજના જન્મ-મરણનો આંકડો ગણતરીમાં લેતાં, રોજ નવા આશરે એક લાખ, એંશી હજાર માણસોનો વધારો થઈ રહ્યો છે! પ્રજાનાં અસ્તિત્વના, આરોગ્યના, ભણતરના, કેળવણીના, સંસ્કારના અટપટા પ્રશ્નો ઊભા થતા રહ્યા છે. 'યુનેસ્કો' જેવી સંસ્થાઓ એને હલ કરવાનો ભગીરથ પ્રયાસ કરી રહી છે. આ જ વર્ષે 'યુનેસ્કો'નાં ૨૦ વર્ષ પૂરાં થયાં. આપણી કલ્પકતાને અને આપણી કસોટીને આજની દુનિયામાં અનેરો અવકાશ અને અદ્‌ભુત આહ્‌વાન છે એ વિષે ભાગ્યે જ બે મત હોઈ શકે!

*

# વાચન અને વિવેચન

## પૂર્વ એશિયા પરના બે અભ્યાસગ્રંથો

*A Concise History of East Asia*, by C. P. Fitzgerald (Heinemann, 42 s.)નું અવલોકન કરતાં મિ. ડિક વિલ્સન લખે છે ['The Financial Times, લંડન, તા. ૨૦ જૂન ૧૯૬૬]: 'Professor Fitzgerald is the Macaulay of oriental history, and everything he writes is a pleasure to read'. ચીન, જાપાન અને દક્ષિણપૂર્વ એશિયા વિષેનું સંક્ષિપ્ત છતાં સર્વાંગી પુસ્તક તરીકે આ વંચાશે. જાવા-સુમાત્રા વચ્ચેની અગાઉની સ્પર્ધા વિષે અને જાપાનના શહેનશાહની સંભવિત રાજકીય કામગીરી વિષે લેખકે રસમય વિવરણ અને અનુમાનો કર્યાં છે. ચીની સામ્યવાદી ચળવળ વિષે એક અભ્યાસપૂર્ણ ગ્રંથ ડૉ. શાંતિ સ્વરૂપે લખ્યો છે તે ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે *A Study of the Chinese Communist Movement 1927-1934* (કિં. ૩૫ શિલિંગ) નામે બહાર પાડયો છે. સામ્યવાદી પક્ષની નેતાગીરી વિષે લેખકે ઊંડાણથી, અભ્યાસપૂર્ણ વિવેચન કર્યું છે. ચીનની ભૂમિ અને પ્રજાને બરાબર પારખવામાં માઓત્સે તુંગ કેવી રીતે સૌથી વધુ સફળ થયા છે તે વિષે પણ ડૉ. સ્વરૂપે સવિસ્તર લખ્યું છે.

'રામેશ'

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



ડિસેમ્બર · ૧૯૬૬

निद्रया संभृता नित्यं स्वाध्यायश्रीनिषेवताम्।

વર્ષ ૬ · અંક ૫

"દરરોજ ચાર પાંચ કલાક રોજિંદા કામમાં અગર રુચિરોચક (Hobby) કાર્યમાં અગર પરમાર્થના કાર્યમાં પ્રવૃત્ત રહેવું.

દરરોજ એક બે કલાકની પ્રભાતે અને સંધ્યાકાળે પ્રાકૃતિક ઉપાસના એટલે ખુલ્લામાં હરવું ફરવું અને કુદરતી સૌંદર્યનો આનંદ લેવો તેમજ શાન્ત અને સ્વચ્છ સ્થળે બેસીને દશ પંદર મિનિટ પ્રાણાયામ અગર આસન-ક્રિયા કરવાં.

દરરોજ એક બે ટંકનો સાદો અને પથ્ય-ફળ, શાકભાજી દૂધ દહીં અને અન્નનો–મિતાહાર, નિર્મળ જળપાન, નિયમિત મળમૂત્રનો ત્યાગ, તેલ-મર્દન કરીને સ્નાન અને પાંચ છ કલાકની શાન્ત નિદ્રા કરવાં.

મનની શુદ્ધિ માટે એક બે કલાકનો સારાં પુસ્તકોનો અભ્યાસ અગર સંતસમાગમ અને દેશપરદેશનાં દૈનિકો અને માસિકોનું હળવું વાચન અગર વાર્તાલાપ રાખવાં તેમજ સવાર-સાંજ એકાંતમાં અંતઃકરણપૂર્વકની પ્રભુપ્રાર્થના કરવી.

પ્રિય અને સત્ય વાણી ઉચ્ચારવી, સૌની સાથે વિવેકી અને પ્રેમ-પૂર્વકનું વર્તન રાખવું. અને લોભ, અહંકાર અને મમતા છોડી શાન્ત અને પ્રસન્ન ચિત્તે પ્રભુ અગર સત્યપરાયણ રહેવું."

**આપાજી બાવાજી અમીન**

['મારા જીવનના રંગતરંગ'. લેખક–આપાજી બાવાજી અમીન. સને ૧૯૬૬ પૃ. ૪૫–૪૬]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ


વાચનનો મહિમા ૧૬૭
પુરુષોત્તમ ગણેશ માવળંકર

કવિતા ૧૭૦
એક બે
મનહર મોદી
પ્રથમ પ્રીતિનો
ભાનુપ્રસાદ ત્રિવેદી
વરહા
યૉસેફ મૅકવાન
સવાર
પ્રાણજીવન મહેતા

દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૫૩ ૧૭૧

નૈવેદ્ય: ઉપનિષદ્‌વિમર્શ ૧૮૩
એ. જી. ભટ્ટ

અ-મૃત મૂર્તિ મણિલાલ દેસાઈ ૧૮૯
હેમન્ત દેસાઈ

'સન્નિષ્ઠ પ્રકાશન' પ્રારંભ-સમારંભ ૧૯૫
સંક્ષિપ્ત અહેવાલ
ન. ઉ. રાજગુરુ

રુબાઈયાત પૂ. ૩ ૪
જગન્નાથ 'આઝાદ'
રઘુપતિસહાય 'ફિરાક' ગોરખપુરી
'જોશ' મલીહાબાદી


*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૬૫ અંક

# અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## વાચનનો મહિમા

દરેક માણસ વિચારશીલ છે; એ એની સહજ વૃત્તિ છે; પણ તેથી કાંઈ દરેક માણસ વિચાર કરે જ છે એવું નથી. વિચારવાની ક્ષમતા અને વાસ્તવમાં વિચાર કરતા રહેવાની પ્રવૃત્તિ એ બે અલગ ચીજો છે. વિચાર અને વાચન સામાન્યપણે એકમેકને સહાયક નીવડે છે–તેમાં યે પૌષ્ટિક વાચન અને સારા વિચારો તો ખાસ. પરંતુ વિચાર કરનાર દરેક માણસ વાચન કરે જ છે એવું નથી; છતાં વાંચનાર દરેક માનવી કાંઈ ને કાંઈ વિચારતો થાય છે ખરો.

અલબત્ત, વિચારશીલ માણસ માટે વાચન કોઈ અનિવાર્ય પૂર્વશરત નથી. પ્રાચીન સમયમાં લેખનવાચનની પ્રવૃત્તિ બહુ સીમિત હતી, આદિ કાળમાં નહિવત્ હતી. છતાં, વિચારની પ્રક્રિયા તો અખંડ ચાલુ રહી છે. આજે પણ અનેક સ્ત્રીપુરુષો લખી વાંચી શકતાં નથી, છતાં તેઓ વિચારી તો શકે જ છે. કેટલી યે આધ્યાત્મિક વ્યક્તિઓ અંતઃપ્રેરણાથી, જાગૃત નિરીક્ષણથી અને નિરંતર ચેતનાથી વિશ્વની અને બ્રહ્માંડની જુદી જુદી બાબતો અને સમસ્યાઓ વિષે વિચારમંથન કરતી હોય છે. એ ઉપરાંત, પુરાણ-કાળમાં શ્રવણ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થતું. આજે માત્ર સારું સાંભળીને તે મેળવવું શક્ય નથી. પ્રાચીન ઋષિઓ જેવા વક્તાઓ પણ આજે નથી ત્યારે સાત્વિક કે તાત્ત્વિક જ્ઞાનસામગ્રી માટે વાચન એ જ મહત્ત્વનો માર્ગ છે.

વિચારશીલતા માટે વાચન જોઈએ જ એવું નહિ કહી શકાય તો પણ આ સંદર્ભમાં આપણે બે મુદ્દાઓ ખાસ નોંધવા રહ્યા. એક તો, સાચી આધ્યાત્મિકતા બહુ થોડાને વરેલી રહેવાની. અંતઃપ્રેરણાથી, સ્વચેતનાથી અને સ્વતેજે વિચાર કરનારાંઓ અપવાદરૂપ જ રહેવાનાં. બીજું, આધુનિક સમયમાં લેખન-વાચનની સગવડ અને સામગ્રી એટલા પ્રમાણમાં ઉપલબ્ધ છે કે એનો ઉપયોગ ન કરનારને ઘણું ગુમાવવાનું થાય. આધુનિક જીવન પણ અતિશય અટપટું બન્યું છે અને જ્ઞાનવિજ્ઞાનની શાખા-ઉપશાખાઓનો જાણે કોઈ અંત નથી. એમાં ઓછોવત્તો ચંચુપાત કરનાર જ કાંઈક જાણી શકે છે, મેળવી શકે છે, વિચારી શકે છે.

માટે, વાચનની પ્રવૃત્તિ આપણે જેટલી બને તેટલી વિકસાવવી જોઈએ. જેમ આંખો છે એટલે જોવા જેવું સારું બધું જોવાય જ છે એવું નથી તેમ વાંચતાં આવડે છે તેથી વાંચવું જોઈતું સઘળું વંચાય જ છે એવું નથી. અનેક માણસો આખી જિંદગી ભાગ્યે જ કશું નક્કર અને નોંધપાત્ર વાચન કરતા હોય છે. કેટલાંક એવાં પણ છે કે જે ન વાંચવાની પોતાની વૃત્તિને આહ્લાદક રીતે પોષતાં હોય છે! એક વાર મુંબાઈના એક ટિપટાપવાળા શ્રીમંત ભાઈએ બહુ બડાશ મારતાં મને કહેલું કે, 'મેં છેલ્લાં ત્રીસ વર્ષમાં એક પણ પુસ્તક વાંચ્યું નથી!' એમની નિખાલસતાથી હું અંજાઈ ગએલો, પણ એમની વાચનવિમુખતાથી હું અકળાયો હતો.

વાચનની જરૂર વિષે ભાગ્યે જ વિગતે વાત કરવી પડે. વાચનને પરિણામે આપણી માહિતી વધે છે, આપણને અનેક વિચારબિંદુઓ મળે છે, આપણી દૃષ્ટિ કેળવાય છે. જીવન વિષેની આપણી સમજણને વાચન વધારે છે. જીવનમાં અટળ એવા સંઘર્ષો અને પ્રશ્નોને જાણવાની તક આપણને તેથી મળે છે. વિવિધ સમસ્યાઓને કેવી રીતે હલ કરવામાં આવે છે એ વિષેનું અનુભવામૃત પણ આપણે વાચન દ્વારા પામી

શકીએ છીએ. વાચનથી આપણા મનને આનંદ મળે છે અને પ્રફુલ્લિત મન નિરોગી શરીર બનાવે છે. વાચન વડે આપણા વિવિધ જીવનરસો પોષાય છે, આપણાં ધ્યેયો અને આદર્શો દૃઢ થાય છે, આપણી શ્રદ્ધા અને માન્યતાઓ વધુ અર્થપૂર્ણ બને છે.

વાચનની ટેવથી આપણે કદી એકલતામાં ધકેલાતા નથી. કોઈ ને કોઈ સારું પુસ્તક આપણી પાસે હોય તો તે આપણે માટે મિત્ર, માર્ગદર્શક અને મદદગારની જરૂરિયાત પૂરી પાડે છે. કોઈ સારા ગ્રંથાલયના સંગાથમાં રહેવું એટલે જાણે અનેક તેજસ્વી મિત્રોની અને સલાહકારોની હૂંફ મેળવતાં રહેવું! એ આપણને કદી તરછોડે નહિ; કદી આપણો વિશ્વાસઘાત કરે નહિ; કદી આપણો આત્મવિશ્વાસ ડગમગાવે નહિ. કોઈ પણ સારાનરસા સમયમાં મુકાએલ માણસ ઉત્તમ વાચન-પરિશીલનથી કેટકેટલું સામર્થ્ય અને કેટલો બધો દિલાસો મેળવી શકે છે! ગમે ત્યારે અને ગમે ત્યાં આપણી પાસે અમુક ગ્રંથો તો હોવા જ જોઈએ એવું જો આપણે કરીએ તો એક પ્રકારે આપણને ગજબની સલામતી મળે.

હવે, વાચનની પ્રવૃત્તિ વિષે થોડુંક વિવરણ કરવું જોઇએ. પહેલી વાત તો એ કે વાચનની ટેવ નાનપણથી પડવી જોઇએ, માબાપોએ અને શિક્ષકોએ તે પાડવી જોઈએ. આ બાબત અભ્યાસની છે, પ્રયત્ન-પૂર્વક કરતા રહેવાના વ્યવહારની છે. એમાં આપોઆપ અગર સ્વાભાવિક એવું ખાસ નથી. યોગ્ય સમયે યોગ્ય વળાંકો આપવાની એમાં જરૂર છે. એ જો ન અપાય તો મોટી ઉંમરે વાચનનો શોખ કેળવવો અશક્ય નહિ પણ કઠણ, બને છે. શરૂઆતમાં જે બીજ વવાય અને જે સિંચન થાય છે તેના પરથી પછીની તરાહ આકાર પામે છે. વાચનની વૃત્તિ અને પ્રવૃત્તિ દરેક વ્યક્તિની કુદરતી પ્રક્રિયા નથી એને કેળવવી પડે છે. આ વાત પુનરુક્તિના દોષ સાથે પણ ઘૂંટવી રહી.

શું વાંચવું અને કેવી રીતે વાંચવું એ પ્રશ્નો પણ ઓછા મહત્ત્વના નથી. એ અંગે અગાઉથી અને સર્વસંમત કશું સૂચવી શકાય નહિ: મહદ્ અંશે આ પ્રશ્ન વ્યક્તિગત શોખનો અને અનુભવનો છે. જેમ જેમ આપણે વાચન-પ્રવૃત્તિમાં આગળ વધીએ તેમ તેમ આપણને શું શું વાંચવા જેવું છે અને શું શું ઓછું કે ન વાંચવા જેવું છે તેની ખબર અને સમજ પડવા લાગે છે. અલબત્ત, આમાં ધારી ને પૂરી સફળતા કદાચ ન મળે. પણ, સારાંનરસાં વાચનનો ભેદ પારખવાની જવાબદારી અને સ્વતંત્રતા દરેક વ્યક્તિની પોતાની હોવી જોઈએ. અમુક જ પ્રકારનું વાચન સારું અને તમુક જ જાતનું સાહિત્ય સરસ એવું આગ્રહપૂર્વક કહી શકાય નહિ. જેને જેમાં રસ પડે તેને તેમાં વધારે ઊંડા ઊતરવાની મોકળાશ હોવી જોઈએ. તાત્ત્વિક રીતે જોતાં તો, સ્પષ્ટપણે અને મોટા ભાગના લોકોની દૃષ્ટિથી જે અયોગ્ય અગર અશિષ્ટ સાહિત્ય હોય તે પણ વાંચવાનો કોઈ વ્યક્તિનો હક્ક છીનવી લઈ શકાય નહિ.

શું વાંચવું એના થોડાક વિભાગો પાડી શકાય: વાચવા જેવું, વાંચવું જ જોઈએ એવું અને વાંચવાથી પુષ્ટિ મળે એવું. પહેલા વિભાગમાં ઘણું આવે; એક રીતે જોતાં બધું જ આવે! એમાં જ અટવાઈ જવાની શક્યતા હંમેશ વધુ રહે છે. એટલે અઢળક વાચનસામગ્રી નજર સમક્ષ રાખતી વખતે એક પ્રકારની નિર્લેપ અને નિર્મોહની વૃત્તિ રાખવી જોઈએ. જે જોયું તે વાંચ્યું એવું નહિ ચાલે. એ તો જે જોયું તે ખાધું અને પછી અપચો થયો-એવું થાય. વિસ્તૃત અને ઊંડી વાચનસામગ્રીમાંથી કામનું, આહ્લાદનું અને પ્રેરણાપાન માટેનું વાચન શોધી કાઢવાની હંસવૃત્તિ-વિવેકશક્તિ હોવી જોઈએ. 'વાંચવું જ જોઈએ' એમાં પાછા બે પેટા-વિભાગ પાડી શકાય-રોજિંદું, ક્ષણિક રસનું અને તત્પૂરતું ઉપયોગી એવું વાચન; તથા ચિરંતન સમય માટે ઉપકારક એવું વાચન. પહેલા પેટા-વિભાગમાં મુખ્યત્વે છાપાં, અનેક સામયિકો, ઘણીખરી વાર્તાઓ-નવલકથાઓ વગેરેને મૂકી શકાય. બીજામાં, અમર રહેવા સર્જાએલું શિષ્ટ સાહિત્ય મૂકી શકાય. આ જે બીજો પેટાવિભાગ છે તેમાંથી જ નિચોડરૂપે તારવેલું થોડુંક ગણનાપાત્ર સાહિત્ય તે આપણા ઉપલા ત્રીજા વિભાગમાં-પુષ્ટિકારક સાહિત્યમાં-ગણાવવું જોઈએ.

દરેક સારા અને ઉત્સાહી વાચકે એક વાતનું સદા સ્મરણ રાખવું ઘટે કે બહુ વાંચ્યાથી જ કેવળ કોઈનું કશું કલ્યાણ થયું નથી. વાચન આત્મસાત્ થાય તે પણ અગત્યનું છે. જે જે વાંચ્યું તેમાંથી કયું કયું ગ્રહણ કરવા લાયક છે એ જાણવાની આવડત જોઈએ અને તે પચાવવાની શક્તિ જોઈએ. એમ થાય તો જ વાચનનો એક અગત્યનો હેતુ બર આવે. એ હેતુ તે વિચારશીલતાને વેગ અને સર્જકતાને સહાય.

વાંચવાની ઝડપ કેટલી છે તે એક અગત્યની બાબત છે. થોડા સમયમાં વધુ વાંચવાની ટેવ ધીરે ધીરે અને કષ્ટપૂર્વક પણ પાડવી જોઈએ. ઝડપથી વાંચવું એટલે ગબડાવવું એમ નહિ! નજર ફેંકતાં આવડવી જોઈએ તેમ તેને યોગ્ય મુદ્દા પર રોકતાં પણ આવડવી જોઈએ. એમ થાય તો વધારે વાચનને અવકાશ રહે. જેમ શબ્દો અને વાક્યો પર સળંગ જલદ નજર નાખીને વાંચતાં શીખવું જોઈએ તેમ નાના અને ક્યારેક મોટા, ફકરાઓ પણ એક જ નજરતળે પસાર કરી દેતાં શીખવું જોઈએ. વાંચતાં વાંચતાં જ કયું તરત ભૂલી જવા જેવું છે એની પણ સૂઝ કેળવવી જોઈએ. એમ થાય તો ઓછા અગત્યના ભાગ વખતે વાચનની આપણી ગતિ ઝડપી બને. આ બધું સતત અભ્યાસ માગે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

આજના જેવા ઝડપી સમયમાં તો ઝડપી વાચનની જરૂર અને અગત્ય સવિશેષ છે. જે બાબતો વિષે માત્ર આછો પરિચય મેળવવો જ આવશ્યક છે એ વિષેનું વાચન ઝપાટાબંધ કરી શકાય. ઇતર વાચન તરીકે જ્યારે આપણે નવલકથાઓ, વાર્તાઓ, નિબંધો વગેરે વાંચીએ છીએ ત્યારે એક જ લેખકનાં પુસ્તકો એક પછી એક તરત વાંચવાથી પણ વાચનની ગતિ વધારી શકાય છે. લેખકની શૈલી, શબ્દ-પસંદગી, વાક્યરચના વગેરેથી પરિચિત બનતાં આપણે આંખને વધુ ઉતાવળથી દોડાવી શકીએ છીએ. વળી, વાંચતી વખતે પુસ્તકમાં વાક્યો નીચે લાલ કે ભૂરી પેન્સિલ વડે વત્તાઓછા મહત્ત્વની સૂચક લીટીઓ દોરી શકાય; જેથી, ફરી વાંચતી વખતે એટલો મહત્ત્વનો ભાગ બરાબર જોઈ શકાય. બાજુ પર હાંસિયામાં, અગર ઉપર-નીચે કે પુસ્તકને છેડે પણ ટૂંકી નોંધ અથવા ટિપ્પણ કરી શકાય. અલબત્ત, આ બધું પોતાની અંગત માલિકીના પુસ્તક વગેરે પર જ કરવું રહ્યું! જે પુસ્તક કે સામયિક અન્યનું હોય, કોઈ વાચનાલયનું હોય તેના પર આવી લીટીઓ અને ચિતરામણ કરવાં જોઇએ નહિ. પોતાનાં પુસ્તકો પર અંકિત કરેલી નોંધો પારકાંનાં પુસ્તકો પર ખરાબ ચીતરવાની કળા જેવી બની રહે છે, તેથી એવી કળા અજમાવવી જોઇએ નહિ. યુરોપ-અમેરિકામાં કેટલીક યુનિવર્સિટીઓમાં વિશેષ વાચન અંગે તથા ઝડપી વાચન અને સુયોગ્ય ગ્રહણશક્તિ અંગે ખાસ તાલીમ આપવામાં આવે છે. આપણા દેશમાં પણ એવી સગવડો ઊભી કરવાની જરૂર છે.

દરેક શિક્ષિત વ્યક્તિએ, એની આર્થિક સગવડ પ્રમાણે, અંગત ગ્રંથાલય પોતાના ઘરમાં ઊભું કરવું જોઇએ. પુસ્તકો થોડાં હોય કે વધુ હોય, પણ એ સતત ખરીદતાં અને મેળવતાં રહેવું જોઇએ, અને તે વાંચતાં રહેવું જોઇએ. સરસ પુસ્તકો ખરીદવાં, વાંચવાં, જાળવવાં એ દરેક કેળવાએલ સ્ત્રીપુરુષનો આજીવન છંદ હોવો જોઇએ. સુંદર ગ્રંથાલય ગૃહસુશોભન પણ વધારે છે. એનાથી ઘરનું વાતાવરણ સંસ્કારી બને છે અને કુટુંબનાં સહુને માટે એ એક અણમોલ વારસો અને કાયમી ખજાનો બની રહે છે.

હૅરલ્ડ લૅસ્કીએ એક વાર લખેલું કે અંગ્રેજ પ્રજા પુસ્તકો વાંચે છે, જ્યારે હિટલરના જર્મનીમાં પુસ્તકોને બાળી નાખવામાં આવે છે. આવો ભેદ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી અંગ્રેજ પ્રજાનાં સ્વાતંત્ર્ય અને સલામતી હંમેશ અબાધિત રહેશે એમ લૅસ્કીએ સૂચવેલું. સતત સારું વાચન પ્રજાની સ્વતંત્રતા માટે જ નહિ, સમૃદ્ધ અને સંસ્કારી જીવન માટે પણ જરૂરી છે.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

## કવિતા

### એક બે/મનહર મોદી

દુઃખના પ્રસંગ તો તો વધ્યા હોત એક બે,
ફૂલો મને જો આમ મળ્યાં હોત એક બે.
કોઈ મળ્યાં ને આટલી ઇચ્છા રહી ગઈ,
સાથે મળીને તારા ગણ્યા હોત એક બે.
આંસુ જો હોત આંખમાં બાકી, તો એમણે
મારા જીવન-પ્રસંગ કહ્યા હોત એક બે.
જીવી ગયા તો કોઈની આંખો હસી નહીં,
ચાલ્યા ગયા જો હોત, રડ્યા હોત એક બે.
પગલાં હું મારાં જોઈને ઊભો રહી ગયો,
પાછળ હતા તે ભૂલા પડ્યા હોત એક બે.
તેઓનો મારા હાથથી પર્વત બનાવતે,
પથ્થર હતા જે તે જો રહ્યા હોત એક બે.
અંધારમાં ય ના મળી થોડી ઘણી જગા,
સ્વપ્નાંઓ મારા સૂર્ય બન્યાં હોત એક બે.

### પ્રથમ પ્રીતિનો/ભાનુપ્રસાદ ત્રિવેદી

પ્રથમ પ્રીતિનો ત્યારે આછો ઉઘાડ હતો ચખે,
પ્રથમ પ્રહરે પ્રાચી, તેવો ઉજાસ હતો મુખે,
રહી રહી હવા સ્પર્શી જાતી કપોલ પરે યથા
મિલન મધુરાં એવાં આછાં છતાં અદકાં થતાં.
તિમિર નહિ ને તેજે નાહીં, રહી પણ ભાસ તો,
ઉરની કથની એવી—પૂરી નહીં અધૂરી ય ના!
રજનિ શમતાં ખૂલ્યાં નેત્રે ય રહે જ્યમ સ્વપ્નનો—
સકલ સ્થિતિનો પક્ષ્મે એવો જ ભાર હતો....
પણ નિયતિ રે!એ ક્યાં?હું ક્યાં? અને વળી ભૂમિ ક્યાં?
મઘમઘી રહી'તી જ્યાં હૈયાં તણી ફૂટતી કળી,
સ્મરણ લકીરો આછી આછી થતી જતી ધુમ્રની
પણ પ્રબલ એ વીંટી મુંને લઈ જતી ક્યાંની ક્યાં?
જલતી રહી જે આંહીં કોઈક કાષ્ઠની કાય, તે—
હજી તરુવરે શાખા થૈને ફરી ઝૂલવા મથે!

### વિરહા/યૉસેફ મૅકવાન

એનાં ભીનાં સ્મરણોની સાહે
સ્થળનું, એકાંત આ સ્થળનું એકાંત મને ચાહે
મારા,
વિરહની ક્ષણ....ક્ષણ....ક્ષણ સરે
પણ
સ્થળનું એકાંત એ
કેવા મુજ પ્રલાપના સૂર થકી મિલનમાં તરે!
કિન્તુ દિન એક
ભળી ગયો એના મહીં છેક
ત્યારે—
સ્થળનું એકાંત મારા વિરહથી એવું વિરહાય
સાંભળ્યું છે મેં
એ એકાંત મહીં જતાં હવે લોક ગભરાય!

### સવાર/પ્રાણજીવન મહેતા

નિંદર ખૂંદી પલકો ખંખેરું તો
શમણાંની કંઈ ધૂળ ખરે.
ડેલીએ ઊભો હું તો જોઉં વાટ તમારી
ઉંબર ઓટો ઓસરી ચંદરવૂ લીંપી ધૂપી
ત્યાં તો તારક ઝૂમ્મર તૂટ્યાં
એની કચ્ચર કચ્ચર આંખે ખૂંપી.
ઝાકળ કેરાં ઝાંઝર બાંધી
રુમઝુમ રુમઝુમ રાત સરે.
નિંદર વનમાં ભટકી ભટકી થાક્યાં ચરણો
મન કેમે ના એકે પગલું આગળ માંડે,
તરસી આંખે બિંબ છલકતાં—
ક્યાં સૂરજ ઝબક્યો પનિહારીને ખાલી હાંડે?
પાછલે પડતી બારીમાંથી
તડકો ઠેકી આવ્યો ઉંબર લગ,
ગાતો સૂરજનું ગીત હલક ભરેલ લહેકે,
તો ય અહીં તો અંધારે ભીનું આંગણ
હજુ લગણ મહેકે.
નિંદર ખૂંદી પલકો ખંખેરું તો
શમણાંની કંઈ ધૂળ ખરે.

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૫૩ [તા. ૨૭ ડિસેમ્બર ૧૯૪૮ થી તા. ૨ જાન્યુઆરી ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૨૭ ડિસેમ્બર ૧૯૪૮, સોમવાર

(અમદાવાદ)

વહેલા ઊઠીને 'कांहीं पाउलें'ના બીજા ખંડનું હસ્તલિખિત આગળ વાંચ્યું. પછી સ્નાન વગેરે આટોપીને ફરવા જઈ આવ્યો. બાદ, યુનિવર્સિટી-રિપોર્ટની બાબતમાં પુષ્કર ચંદરવાકર[1] આવ્યા હતા. રોજનીશી-લેખન. પછી ઠીક ઠીક વખત સુધી 'कांहीं पाउलें'નું હસ્તલિખિત વાચન. શ્રી ભાઉકાકા જાંભેકર સાથે સદ્‌ગત દીવાન બહાદુર ખાંડેકર એસ્ટેટ અંગેના હિસાબો વગેરેની વાતો અને એ અંગે સૂચનાઓ આપી...... કેટલાક કાગળો અને ઑફિસનું કામ.

યુનિવર્સિટીને દાન આપવાની બાબતમાં શ્રી અંબાલાલ સારાભાઈનો ફોન હતો. મારું ઑપરેશન મુંબાઈમાં કરવું એવી સૂચના એમણે તે વખતે (વાતચીતમાં) કરી. મિત્રભાવે અને પ્રેમપૂર્વક એમણે આ સૂચના કરી છે. શ્રી ગિરધરભાઈ[2] પણ એવું સૂચન કરે છે, પરંતુ મને આ વાત ગળે ઊતરતી નથી. આ બધા લોકોને મુંબાઈનો મોહ છે. મુંબાઈમાં કેટલાક કુશળ લોકો છે ખરા, પણ અહીં શું એમની ઊણપ છે? નાની કે ઝીણી બાબત માટે પણ જો આપણે મુંબાઈ દોડી જઈએ તો અહીંના સારા માણસો પણ ત્યાં જઈને ધંધો કરવા લાગશે, અને તેમ થાય તો પછી સામાન્ય ને ગરીબ લોકોને નિષ્ણાત માણસોની સેવાઓ ક્યાંથી ને કેવી રીતે મળે? ઠીક.

ભોજન બાદ થોડી ટપાલ લખાવી અને પછી થોડો વખત આરામ. ત્યાર બાદ જનારી ટપાલ જોઈ અને પછી મુખ્ય કામ એટલે 'कांहीं पाउलें' હસ્તલિખિતનું આગળ વાચન.

સાંજે મુલાકાતીઓની ભીડ જ ભીડ થઈ. પ્રોફેસર આજરેકર, શ્રી કુબેરદાસ મોદી[3] અને શ્રી ગોવર્ધનદાસ પરીખ વકીલ આવ્યા હતા. ૫–૩૦ વાગ્યે ભદ્રમાં ખાદી મંડળની સભામાં ગયો. શ્રી લક્ષ્મીદાસભાઇ, શ્રી દલાલ[4] (ચીફ ઑફિસર), કુરેશી[5] અને નંદુબહેન કાનુગા[6] એમ લોકો હતાં. કૉંગ્રેસ સરકારની નીતિની વાત નીકળી. કાપડનું ઉત્પાદન વધારવું તે માટે ખાદીના ઉત્પાદનનું કામ આપણે વધારવું એવો મારો વિચાર મેં રજૂ કર્યો ત્યારે શ્રી લક્ષ્મીદાસ બોલ્યા કે, 'સ્વાવલંબી ખાદી જ વધારવી શકય છે, ધંધાદારી ખાદી વધારવી અશકય, કારણ મજૂરી ઘણી આપવી પડે છે.' મને આશ્ચર્ય થયું. ખાદીનું ઉત્પાદન વધારવું અશકય હોય તો પછી વસ્ત્ર પુરવઠો કરવા માટે આપણી પાસે શો ઉપાય રહે છે? મિલો જ રહે છે. તો પછી ઉદ્યોગનું વિકેન્દ્રીકરણ કેવી રીતે થાય? ગામડે ગામડે વીજળીનો પુરવઠો પહોંચશે તેના વડે નાની નાની મિલો શરૂ કરવી એવો સરકારનો વિચાર છે એમ તેમણે (શ્રી લક્ષ્મીદાસે) કહ્યું. હું તો આનાથી મૂંઝાઈ–ગભરાઈ જાણે ઊઠું છું. વિકેન્દ્રિત ઉદ્યોગો અશકય છે એવો જ એનો અર્થ. તો પછી આપણે ખાદી પહેરીએ છીએ એની હવે પછી કયા હેતુસર પ્રતીક તરીકે જરૂર રહે છે? મજૂરી ઓછી કેવી રીતે થાય? અન્ન-ઉત્પાદન જોઈએ. અનાજના ભાવ નીચે ઊતર્યા સિવાય અન્ય ચીજોના ભાવ ઘટવાનું કઠણ છે. અને તે ઘટ્યા સિવાય મજૂરીનો દર નીચે ઊતરવો કઠણ છે. આવા ચક્રવ્યૂહમાં છીએ. તેઓ વિશેષમાં બોલ્યા કે, 'સરકાર ઉડાઉપણે ખર્ચ કરી રહી છે અને છેવટે ચોક્કસ ખાડાઓ પડશે.'—ઈશ્વરી સંકેત મુજબ થશે. પણ હાલમાં તો (એવું લાગે છે કે) સરકારમાં જે માણસો બેઠા છે તેમને વિચાર કરવાની ફુરસદ પણ જણાતી નથી! ઠીક.

સભાના કામ પછી શ્રી દલાલે સલાહ માગી. મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓ આવી રહી છે. ઉમેદવારોનાં મતપત્રકો નોંધવાનું કામ ચીફ ઑફિસરનું છે, એને માટે ઓછામાં ઓછા પાંચ દિવસ રાખવાના. અગાઉ આ પ્રમાણે થતું આવ્યું છે, પણ શ્રી મણિલાલ ચતુરભાઈ કહેતા હતા કે, આ કામ એક દિવસમાં પૂરું કરવું! શ્રી દલાલે પાંચના ચાર દિવસ કર્યા. છેવટે આ ગૃહસ્થે ત્રણ રાખ્યા! આમાં શો હેતુ? બહારના લોકોને ઉમેદવારી-

પત્રો ભરવા બાબતમાં ઓછામાં ઓછો વખત રહે એ સિવાય બીજો શો હેતુ?...શ્રી દલાલને Returning Officer તરીકે નીમવાનું કામ કલેક્ટરનું છે, એટલે પોતાને પૂરતો સમય મળતો ન હોવાને કારણે અને ત્રણ દિવસમાં કામને પહોંચી વળી શકાય તેમ નથી તેથી, પોતાને Returning Officer ન નીમતાં બીજા કોઈની નિમણૂક કરવી એ મતલબનો કાગળ કલેક્ટરને લખવાની સલાહ મેં એમને આપી. આવી બાબતો ગૌણ સમજીને એને બાજુ પર મૂકવાનો અર્થ નથી. શ્રી મણિલાલ અને એમના કૉંગ્રેસી સાથીદારોના અનુદાર તથા સંકુચિત ધોરણની દર્શક એવી આ બાબતો છે અને શ્રી દલાલ જો કડક ધોરણ સ્વીકારે તો તેઓ બધા નમતું જોખે એવો પણ સંભવ છે.

બપોરે ૧૧ વાગ્યે શ્રી વસાવડા વકીલ અને શ્રી જેઠાલાલ શાહ, આદર્શ સોસાયટીમાંનાં એક બહેન પોતાનું મકાન સ્ત્રીકેળવણી મંડળને આપવા માટે રાજી છે એ વિષે ચર્ચા કરવા માટે, આવ્યા હતા.

ભદ્રમાંથી મોટરમાં જ બંગલે આવ્યો. ગપ્પાંસપ્પાં. ભોજન બાદ ચિ. બાળી ફરી વાતો કરવા માટે આવ્યો. 'कांहीं पाउलें' હસ્તલિખિતનું આગળ વાચન.

## તા. ૨૮ ડિસેમ્બર ૧૯૪૮, મંગળવાર
### (અમદાવાદ)

પરોઢિયે ઊઠીને રોજનીશી અને થોડો વખત ગઈ કાલે તૈયાર થએલી ટપાલ વાંચીને સહીઓ વગેરે. પછી ફરવા જઈ આવ્યો. રસ્તામાં ન્યાયમૂર્તિ ભગવતી[7] અને શ્રી દેસાઈ મળ્યા. સરકારી નીતિ વિષે વાતચીત થઈ. પછી ઘણા બધા કાગળો (૨૩ પત્રો થયા). સદ્ગત દીવાન બહાદુર ખાડેકરની એસ્ટેટનું અને બીજાં પરચૂરણ કામો.

જમ્યા પછી આરામ. ત્યાર બાદ 'कांहीं पाउलें' હસ્તલિખિત આગળ જોયું. ૩ થી ૪-૪૫ અખબારી પ્રતિનિધિઓ સાથે મુલાકાત અને એમને યુનિવર્સિટી વિષે હકીકત કહી. આવતી કાલનાં અખબારોમાં આ હકીકત તેઓ પ્રગટ કરશે. શેઠ અમૃતલાલ અને શ્રી મુઝુમદાર સ્મરણ લઈ હતા.

પણ પ્રબલ એ વીંટ.આજરેકર અને શ્રી મનવંતરાય જલતી રહી જે આંહુંજ) આવ્યા હતા. એમની સાથે

અંજુમનઇસ્લામ સોસાયટીની જમીનો[8] પર જઈ આવ્યો. એમને સંસ્થાઓ બતાવી અને ભવિષ્યની યોજનાઓ કહી.

સાંજે શ્રી જાવડેકર (શ્રી બાળાસાહેબ ભાગવતની ભાણીના પતિ) અને બીજા લોકો મળવા આવ્યા હતા. સદ્ગત દીવાન બહાદુર ખાડેકરનું વસિયતનામું, હિસાબો વગેરે જોઈને શ્રી ભૈયાસાહેબને લખવાના કાગળનો મુસદ્દો લખાવ્યો. આવતી કાલે હિસાબ ચોક્કસ અને પૂરા કરીને ચેક સાથે કાગળ મોકલી આપીશું. એક કામનો નિકાલ થયો.

શ્રી રસિકલાલ પરીખ[9] પણ આવ્યા હતા, વાતચીત વગેરે થઈ. બ્રહ્મચારીવાડીના[10] પંડિતોને[11] મોંઘવારીને કારણે શું વધારે આપવું એનો વિચાર કરીને દરેકને પ્રતિમાસ ૩૦ રૂ. આપવાનું ઠરાવ્યું.

પછી વાતોચીતો વગેરે. ભોજન બાદ 'कांहीं पाउलें'નું હસ્તલિખિત આગળ જોયું. પરમ દિવસે પ્રવાસે નીકળતાં પહેલાં આ કામ પૂરું કરવું રહ્યું.

## તા. ૨૯ ડિસેમ્બર ૧૯૪૮, બુધવાર
### (અમદાવાદ)

સવારે ઊઠવામાં થોડું મોડું થયું. રોજનીશી-લેખન. 'कांहीं पाउलें' દ્વિતીય ખંડનું હસ્તલિખિત આગળ થોડું વાંચ્યું.

આજે ફરવા જતી વખતે શ્રી ચંદ્રકાંત ગાંધી ઉપરાંત બિલિમોરા આશ્રમના શ્રી. અભ્યંકર[12] અને શ્રી. રસિકલાલ પરીખ સાથે હતા. શ્રી. અભ્યંકરે આશ્રમની હકીકત કહી અને એમણે હાલમાં ખાદી-નિરીક્ષકનું કામ હાથ ઉપર લીધાનું કહ્યું. આશ્રમમાં આજકાલ કાર્ય ચાલતું નથી, પણ ઇમારતો કાચી હોવાને કારણે એમની સંભાળ રાખવાનું જરૂરી છે. હાલનું ખર્ચ પ્રતિમાસ આશરે ૧૨૫ રૂ. છે તે ચાલુ રાખવાનું મેં કહ્યું. આશ્રમની નજીક નિર્વાસિત લોકોનો કૅમ્પ છે, ત્યાં રોજ ઝઘડાટંટા થાય છે, આશ્રમની જગ્યામાં આવીને તેઓ ગંદકી કરે છે, વગેરે હકીકત શ્રી. અભ્યંકર કહેતા હતા.' નિર્વાસિત લોકોનું શું થશે? આ લોકોને સમાજમાં અંતર્ગત કરીને રાખવા એ કામ ખરેખર ખૂબ કઠણ લાગે છે. એમને શો કામધંધો આપવો એ પણ સવાલ જ છે; વારુ, એમને નવરા રાખવા એ તો ખૂબ જ ભયંકર. ઠીક.

પછી ગુજરાત યુનિવર્સિટીના કામ માટે શ્રી. પુષ્કર આવ્યા હતા. ત્યાર બાદ કાગળો, વગેરે. શ્રી. ચિટણીસ સાથે થોડું કામ. હઠીસિંગ ભાઈઓ એમના દાનની બાબતમાં વાત કરવા આવ્યા હતા. ફરી વાયદો. ક્યા કામ માટે પૈસા આપવા એનો વિચાર કરવાના છે; પણ દરેક જણ અમુક કામ માટે પૈસા આપે તો સામાન્ય કામો માટેનો ખર્ચ ક્યાંથી કાઢવો? શ્રી. કુબેરદાસ મોદીએ[13] સોસાયટીને જમીન આપી છે એ સંબંધમાં હવે આગળ શું અને કેવી રીતે કરવું એ અંગે તેઓ અને વકીલ શ્રી. ભાસ્કરરાવ ઠાકોર આવ્યા હતા, એમની જોડે ચર્ચા કરીને મારા વિચારો કહ્યા.

ભોજન બાદ વિશ્રાંતિ. ટપાલ જોઈ અને તૈયાર ટપાલ રવાના કરી.

સદ્‌ગત શાંતાબાઈ દેવના[14] ખાતાનો નિકાલ કરીને ...રૂ. ના એક એક સાથે ખુલાસાલાયક કાગળ શ્રી બાબુરાવ દેવને[15] લખ્યો છે. હું આવતી કાલે મુંબાઈ જાઉં છું ત્યારે મારી સાથે જ આ પત્ર લઈ જવાનો છું. ચિ. સૌ. સુંદરાબાઈ પેંઢારકરના ખાતાનો હિસાબ કરીને એને પણ રૂ......આપવાના છે તે રકમના ચેકસહ શ્રી. મામા પેંઢારકર (એના પતિ)ને કાગળ પાઠવ્યો. સાંસારિક વ્યવહારના એકેક ખાતામાંથી હું છૂટો થઈ રહ્યો છું.

ગઈ કાલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને[16] ૧૦૦ વર્ષ પૂરાં થયાં એ નિમિત્તે સોસાયટીને કશુંક આપવું જોઈએ અને ખાસ તો વધારામાં એ કે લોકો પાસે પૈસા માગવાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ, તેથી સોસાયટીને પાંચ હજાર રૂપિયા આપવાનું મનમાં ઠરાવ્યું. માતુશ્રી પૂજ્ય બાઈ, સૌ.વતી અને ચિ. અણ્ણાની સંમતિ મેળવી અને આજે ચેક મોકલી આપ્યો. રકમ જરા વધારે જ છે; પણ મને સારું લાગ્યું.

ભોજન બાદ આરામ અને પછી પરચૂરણ કામો. ૩ થી ૪ સુધી એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડીની સભા. પછી 'કાંહીં પાઉલેં'ની હસ્તપ્રત વાંચવાનું કામ પૂરું કર્યું. મોટું જ એક કામ આજે આટોપાયું.

૫–૪૫ થી ૯–૪૫ સુધી પ્રેમાભાઈ હૉલના આજના કાર્યક્રમમાં ગયો હતો. કાર્યક્રમ ૬ થી ૯ થયો. ખૂબ જ લાંબો ચાલ્યો. શષ્ટ્યબ્દિપૂર્તિનો સમારંભ[17] અહીંની બધી–આશરે ૨૫–મહારાષ્ટ્રીય સંસ્થાઓએ મળીને યોજ્યો હતો. મરાઠી બોલનારાઓની સંખ્યા હવે ત્રીસેક હજાર જેટલી છે એ સાંભળીને સાનંદ આશ્ચર્ય થયું. પ્રમુખપદે પ્રાધ્યાપક ભાંડારકર[18] (ગુજરાત કૉલેજ) હતા. (પ્રાસંગિક) પ્રવચનો કરનારા પણ ઘણા બધા હતા. શ્રી રતિલાલ ત્રિવેદી,[19] શ્રી ચંદ્રકાંત ગાંધી, શેઠ અમૃતલાલ, શ્રી બલ્લુભાઈ મુઝુમદાર એમ ગુજરાતી ભાઈઓ, અને શ્રી ફુલપગાર, પ્રોફેસર શાહ,[20] શ્રી ખેર, શ્રી શેવડે[21] વગેરે મરાઠી ભાઈઓ. આ એકંદર સમારંભમાં લોકોનો મારા પરનો પ્રેમ જણાઈ આવ્યો અને આ પ્રેમ નિર્હેતુક હતો એ જ વિશેષતા. પાર્લમેન્ટના પ્રમુખ તરીકેનું મારું સ્થાન માનભર્યું ખરું, પણ મારા હાથમાં સત્તા શી? સત્તા હોય તો મિત્રોના હેતુઓ વિષે. શંકા માટે સ્થાન. ઠીક. આજના સમારંભ પરથી અને ભાષણો પરથી એક (વાતની) પ્રતીતિ થઈ કે જે રીતે મેં જિંદગી ખર્ચી છે તે યોગ્ય હતી. જિંદગી સાવ નકામી કે નિષ્ક્રિયતામાં વેડફી નથી અને મિત્રોના (મારા વિષેના સારા) અભિપ્રાયને કારણે હવે પછીના મારા કામ માટે હોંશ અને ઉત્સાહ મળ્યાં છે. બીજો પણ એક લાભ થયો. (મારા) પોતાના મૃત્યુ બાદ શોકસભામાં લોકો મારે વિષે શું બોલશે એ પણ (આજે) હયાત છું ત્યારે જ જાણવા મળ્યું. અલબત્ત, આજનો પ્રસંગ મારા દોષ બતાવવાનો નહોતો. બધા ભાઈઓ ગુણગૌરવ કરનારું જ બોલ્યા. પણ મૃત્યુ પછીની સભામાં પણ દોષ જેવું તો કોઈ કહે જ નહિ. ઠીક.

માનપત્ર અને એક સુંદર કરંડક (casket–ચાંદીનો) મને આપવામાં આવ્યાં. કરંડકની પાછળ ચાંદીના એક પતરા પર કલાકૃતિ અને કોતરકામ હોઈને ખૂબ સૂચક એવું ચિત્ર પણ કોરેલું.

જવાબરૂપે હું આશરે અર્ધો કલાક બોલ્યો. મુદ્દાઓ: (૧) આભાર; (૨) આજનો સમારંભ પ્રેમનું પ્રતીક છે અને જિંદગીનો ઉપયોગ મેં ઠીક કર્યો એવો આ બધા પરથી જે અભિપ્રાય જણાય છે તેને લીધે હવે પછીના કામ માટે સ્ફૂર્તિ; (૩) ગુજરાત યુનિવર્સિટીના કામનો જશ મને નથી, પણ સહુ સાથીદારોને છે; (૪) 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः' એ શ્રી ભગવાનના વચન પર મારો વિશ્વાસ છે અને હું કેવળ ફરજ બજાવતો આવ્યો છું, તેથી વિશેષ (કાંઈ) નહિ;

(૫) સેવાની ગુણવત્તા (quality) એક જ છે. કામના પ્રકાર ઉપરથી ઊંચનીચ નહિ. કોઈ પણ કામ બરાબર સારી રીતે મન દઈને ઉત્તમ કરે તે જ ઉત્તમ પુરુષ; (૬) પ્રોફેસર શાહે, મેં ૧૯૨૦ની સાલમાં પ્રથમ વકીલાત કેમ ન છોડી અને પછી કેમ છોડી એ વિષે કહેતી વખતે, એમાં મારી મહારાષ્ટ્રીય બુદ્ધિ અને ગુજરાતી વ્યવહારકુશળતા વ્યક્ત થાય છે એવું જે કહ્યું એમાં ગેરસમજ થવાનો સંભવ રહે છે એટલે એ વિષે સંક્ષેપમાં (મેં) વાત કરી; અને (૭) છેલ્લે મારી રોજનીશીમાંનો તા. ૨૫-૧૧-'૪૮નો મારી જિંદગીનો ચિતાર આપતો ઉતારો[૨૨] (પૃ. ૨૦૫, ૨૦૬, ૨૦૭) વાંચી સંભળાવ્યો. ત્યાર બાદ અંતે વંદેમાતરમ્ અને પછી સમારંભ પૂરો થયો.

ઘેર ભોજનને સમયે શ્રી ગિરધરલાલ દામોદરદાસ આવ્યા હતા. એમની સાથે મારા ઑપરેશન વિષે વાત થઈ. મિત્રો અને લોકો ખૂબ જ ગભરાય છે. એમની શ્રદ્ધા મુંબાઈવાસી ડૉક્ટરો ઉપર ! ઠીક. ડૉક્ટર નાયક[૨૩] અને શ્રી મુઝુમદાર યુનિવર્સિટી-રિપોર્ટની બાબતમાં મળ્યા હતા.

આજના 'નવભારત'[૨૪] પત્રમાં મારા જીવનની બાબતો વિષેનો લેખ છે. જમ્યા પછી એ જોયો અને બીજું પણ પરચૂરણ વાચન.

### તા. ૩૦ ડિસેમ્બર ૧૯૪૮, ગુરુવાર
### (અમદાવાદ)

સવારે ફરવા જઈ આવ્યો. નડિયાદના શ્રી ભગવાનદાસ દેસાઈ, શ્રી વસાવડા વકીલ, શ્રી રસિકલાલ પરીખ અને શ્રી ચંદ્રકાન્ત ગાંધી મારી સાથે હતા. પછી રોજનીશી-લેખન. શ્રી પુષ્કર ચંદરવાકર આવ્યા હતા એમની જોડે ગુજરાત યુનિવર્સિટી-રિપોર્ટનું કામ. કાગળો અને કેટલાંક પરચૂરણ કામો.

ભોજન બાદ વિશ્રાંતિ. ચિ. બાળાસાહેબ મહાજનને, એમના ઘરની વ્યવસ્થા અંગેના એમના ખાનગી કાગળનો સવિસ્તર જવાબ. સદ્‌ગત દીવાન બહાદુર ખાંડેકરની એસ્ટેટની બાબતમાં શ્રી ભાઉકાકાને સૂચના. ચંદુલાલ હિંમતલાલ (મણિલાલ ઈશ્વરદાસ) ટ્રસ્ટના કામમાં ઇન્કમ-ટૅક્સ બાબતો અંગેની અરજી. કેટલાંક ઑફિસકામો વગેરે.

સાંજે મિત્રો અને લોકો મળવા આવ્યા. શ્રી ભદ્રજી ધ્રુવ અને શ્રી રત્નમણિરાવ જહોટ[૨૫] (ભાણાભાઈ), શ્રી અને શ્રી સૌ. મલિક.

વહેલા જમણુ આરોપીને ગુજરાત મેલમાં દાદર જવા રવાના થયાં. રાત્રે નડિયાદ સ્ટેશન પર શ્રી ચુનીભાઇ પટેલ[૨૬] અને વડોદરા સ્ટેશને ચિ. ગજાબાપુ પરાડકર[૨૭] મળ્યા.

### તા. ૩૧ ડિસેમ્બર ૧૯૪૮, શુક્રવાર
### (દાદર, મુંબાઇ)

સવારે દાદર સ્ટેશન પર વખતસર આવ્યાં. ડૉ. બાપુસાહેબ તળવલકર[૨૮] સ્ટેશન પર એમનો સામાન લેવાને વાસ્તે આવ્યા હતા, પણ ખર્ચ વધારે થતો હતો તેથી અમે તે લાવ્યા નહિ અને એમને પૂછીને બાદ લાવવો એમ સમજીને આણ્યો નહિ. તેઓ એકદમ ખૂબ ગુસ્સે થયા. સ્વભાવ છે, બીજું શું ?

મુકામ પર આવીને નિત્યવિધિ. શ્રી બાબુરાવ દેવને એક સાથે પત્ર આપ્યો. એમની સાથે મુલાકાત થઈ પણ કાગળ અંગે વાત ન થઈ. પાછળથી એમનો ખૂબ જ પ્રેમાળ પત્ર આવ્યો છે. ઘેર (અમદાવાદમાં) અને બીજા બે કાગળો લખ્યા. શ્રી નવરે (પત્રકાર) આવ્યા હતા. એમની સાથે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની બાબતમાં કેટલીક ચર્ચા કરી. શ્રી ધુરંધર[૨૯] આવ્યા હતા. એમની જોડે યુનિવર્સિટી-ઍક્ટની બાબતમાં ચર્ચા કરી અને સરકારને આજે સાદર કરવાના રિપોર્ટની બે નકલો તથા શ્રી મુઝુમદારની સહીવાળો કાગળ એમ આપ્યાં. સાબરકાંઠા બાબત અંગેનો (ભીલ લોકોની સ્થિતિ વિષેનો) પત્ર પણ શ્રી ખેરને પહોંચાડવાને વાસ્તે મેં એમને આપ્યો. શ્રીયુત વિ. અ. પંડિત આવ્યા હતા તેમને તેમના હિસાબો વિષેનો કાગળ આપ્યો.

ભોજન બાદ ડૉ. અરવિંદ તળવલકર[૩૦] આવ્યા હતા. એમની સલાહ પ્રમાણે આજે ડૉ. મુળગાંવકરને[૩૧] ત્યાં તપાસ માટે જવાનું નક્કી કર્યું. પછી વિશ્રાંતિ. (ત્યાર બાદ) કાગળો.

૩ વાગ્યે શ્રી નાનાસાહેબ સરદેસાઈ અને શ્રી ચંદાવરકર[૩૨] આવ્યા. એમની સાથે જ પ્રોફેસર હર્ડિકર (પૂના) અને શ્રી લિમયે વકીલ આવ્યા હતા. હર્ડિકર અને લિમયે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની બાબતમાં મારી

સાથે વાત કરવા માગે છે. આવતી કાલે આગગાડીમાં પૂના જતી વખતે તેઓ વાત કરશે, પણ આજે મેં ટૂંકમાં મારી ભૂમિકા એમને કહી. સવારે શ્રી નવરેને પણ મેં એ જ કહ્યું. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનું[33] અને અમારું દૃષ્ટિબિંદુ અને અમારી કાર્યપદ્ધતિઓ એમાં મૂલતઃ ફરક છે, અને એમને વિષે સંશયનું વાતાવરણ છે. તેઓ બોલે છે તે પ્રમાણે વર્તવાને તૈયાર હોતા નથી. ખાનગીમાં ચળવળ કરે છે. હિંસા અને કોમવાદનો પ્રચાર કરે છે, વગેરે કહીને, (મેં ઉમેર્યું કે) આ બાબતમાં મારા હાથમાં કશું નથી, હકીકતો સાંભળીને વલ્લભભાઈને પૂછવું એ સિવાય હું શું કરવાનો? સરકાર પાસે શી હકીકતો છે એની મને શી માહિતી હોય?

શ્રી નાનાસાહેબ અને શ્રી ચંદાવરકર સાથે કામશેત-ના[34] યશોગોવિંદ વિદ્યાલય વિષે વાતચીત થઈ. શાળા સરકારમાન્ય (recognize) કરાવવી અને તે પ્રાર્થના સમાજને અગર એક સ્વતંત્ર સોસાયટી કરીને એને સોંપવી, હમણાં (એકદમ) બંધ કરવી નહિ એવો મારો અભિપ્રાય આપ્યો. ૪–૩૦ વાગ્યે ડૉ. અરવિંદને ત્યાં ગયો. ત્યાંથી ડૉ. બાપુસાહેબને મળવા ગયો. એમના અને સૌ.વતી માવશીના મનમાં મારે માટે ડંખ રહ્યો છે કે હું એમની હકીકત (ડૉ. અરવિંદની વિરુદ્ધની બાજુની) સાંભળી લેવાને તૈયાર નથી. મેં આ વસ્તુનો વિરોધ કર્યો. પણ એમણે મારો નકાર સ્વીકાર્યો નહિ! દુર્ભાગ્ય!!—પછી શ્રી નાનાસાહેબ તળવલકર મળ્યા.

ડૉ. મુળગાંવકર મળ્યા. એમણે મને તપાસ્યો. બધી હકીકત સ્વસ્થતાથી સાંભળી અને ઑપરેશન વિષે કહ્યું. ખાંડનું પ્રમાણ વિશેષ છે[35] તે ઓછું કરવું જોઈએ અને એને માટે ઈન્સ્યુલિન વધારવાની સલાહ આપી. બીજા પણ કેટલાક ઉપાયો કહ્યા. તેમણે તે લખીને આપ્યા છે.

ત્યાંથી સેંટ ઝેવિયર્સ કૉલેજમાં ૫–૩૦ થી ૭–૧૫ સુધી હતો ત્યાંના સંસ્કાર મંડળ તરફથી મારું ભાષણ હતું. અંગ્રેજીમાં જ બોલ્યો. ઈંગ્લેન્ડમાં ડેપ્યુટેશન તરીકે ગયો હતો તે હકીકત કહી. હિન્દુસ્તાને Commonwealthમાં સામેલ થવું કે નહિ, તથા ભાવિ લડાઈની શક્યતા એમ બે પ્રશ્નો ત્યાંના લોકો મુખ્યત્વે પૂછતા હતા એમ મેં કહ્યું. પછી થોડા સવાલ-જવાબ. ચા વગેરે થયા પછી નીકળ્યો તે જમવા માટે ડૉ. શાંતિલાલ-(શ્રી મણિલાલ તેલીના જમાઈ)ને ઘેર ગયો. ભોજન બાદ ડૉ. અરવિંદ પાસેથી ડૉ. મુળગાંવકરે કહ્યા પ્રમાણેની દવાઓ વગેરે લઈને નવના અરસામાં દાદર મુકામે પહોંચ્યો.

પછી મરાઠી નાટ્યમહોત્સવ નિમિત્તે દર વર્ષે એક સપ્તાહ સુધી નાટકો યોજાય છે તે પૈકીનું આજે એક નાટક શિવાજી પાર્કમાં હતું ત્યાં ગયો હતો. વિશાળ પ્રાંગણ બાંધ્યું હોઈને આ મહોત્સવ માફકસર (અને સહુને પરવડે એવો) થાય છે એમ જાણ્યું. છેલ્લા બે વર્ષમાં ખર્ચ બાદ કરતાં આશરે ૭૦–૮૦ હજારની બચત થઈ એમ જાણ્યું. આમાંથી એક નાટકગૃહ બાંધવાનો (એમનો) વિચાર છે. ઠીક. ૧૦–૩૦ સુધી નાટકમાં બેઠો. કૉમ્યુનિસ્ટ લોકો પર કટાક્ષ બતાવતું નાટક હતું. અભિનય વગેરે સરસ હતાં. નિર્દોષ અને માર્મિક વિનોદ પણ સારા પ્રમાણમાં હતો. મરાઠી રંગભૂમિ સરસ સપાટીએ (level) આવી રહી છે એમ લાગ્યું.

મારા 'કાંહીં વાડલેં' પર આજના ટાઇમ્સમાં અવલોકન છપાયું છે. ટીકાકારને કેટલેક સ્થળે હકીકત અગર મર્મ સમજાયાં નથી એમ લાગ્યું. મહાત્માજી અને વલ્લભભાઈ સાથે મારો નિકટ પરિચય એટલે એમને વિષે મારી ડાયરીમાં હકીકત ઉપલબ્ધ થવી જોઈએ એવી એમની (અવલોકનકારની) અપેક્ષા શા સારુ?

## તા. ૧ જાન્યુઆરી ૧૯૪૯, શનિવાર
## (દાદર, મુંબાઈ–પૂના–સાતારા)

સવારે વહેલા ઊઠીને રોજનીશી-લેખન અને ચિ. અણ્ણાને તથા ડૉ. ફોજદારને મારા ઑપરેશન વિષે સવિસ્તર કાગળો. પછી સ્નાન, ચા-પાણી વગેરે આટોપીને (G. I. P.) પરથી એક્સપ્રેસમાં પૂના જવા નીકળ્યો. ગાડીમાં પ્રોફેસર હર્ડિકર અને શ્રી લિમયેએ રાષ્ટ્રીય સ્વયંસેવકસંઘ (R. S. S.) વિષેની હકીકત એમના અભિપ્રાય મુજબની સવિસ્તર કહેવામાં આશરે દોઢ કલાક લીધો! આટલો સમય બિનજરૂરી હતો; પણ ગાડીમાં બીજું કામ ન હોવાથી તથા એમને અસંતોષ ન લાગે માટે શાંતિથી સાંભળી લીધું. મુદ્દો નાનકડો જ છે. પાછલો ઇતિહાસ અને લોકોના અભિ-

પ્રાયો અપ્રસ્તુત છે, હાલમાં પરિસ્થિતિ શી છે એ જ મુખ્ય સવાલ. કૉંગ્રેસના અને રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનાં દૃષ્ટિબિંદુઓ મૂલતઃ ભિન્ન છે. જમીન-આસમાન જેટલું અંતર છે. બન્ને વચ્ચે અંતર થોડું છે એવો ભાસ કરાવવાનો (કશો) અર્થ નથી. વળી, આ લોકોનું રાજકારણ સત્ય ઉપર આધારિત ન હોઈ રાજકારણ એટલે સંતાકૂકડી, વચનો આપવાં અગર એનો ભંગ કરવો એમનું એમને કશું જ લાગતું નથી. એટલે એમની ઉપર ભરોસો કેવી રીતે રાખવો એ પણ સવાલ. કબૂલ કર્યા પ્રમાણે વર્તન કરશે જ એવી બાંહેધરી કેવી રીતે મેળવવી? તે ગમે તેમ હોય, આપણી સમક્ષ હલ કરવા માટેના એટલા વિકટ પ્રશ્નો છે કે આપણું ધ્યાન દ્વિધા થાય એવા અંદરઅંદરના ઝઘડાઓ અને સત્યાગ્રહો વગેરે હાલમાં નથી જોઈતાં. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ અને સરકાર બન્નેની દૃષ્ટિથી તે અનિચ્છનીય છે. સંઘને ગેરકાયદેસર ઠરાવ્યા પછી આશરે ૧૦ મહિના સુધી આ લોકોએ કશી ચળવળ શા માટે ન કરી? શાંત શા સારુ બેઠા? સરકાર સાથે શા માટે વાતચીત શરૂ ન કરી? આવા પણ સવાલો ઊભા થાય છે. મને પોતાને એમ લાગે છે કે, સંઘને ગેરકાયદેસર ઠરાવવામાં સરકારે ઉતાવળ કરી છે. મહાત્માજીના ખૂનને કારણે મનનું સમતોલપણું ઓછું થયું અને સંઘને ગેરકાયદેસર ઠરાવ્યો. સંઘવાળાઓએ ૮–૧૦ મહિના ખાનગી રાહે વિરોધની તૈયારી કરી. પણ આ બધાં અનુમાનો ભૂલભરેલાં પણ હશે. સંસ્થાને ગેરકાયદેસર ઠરાવવી એ સાચો માર્ગ નથી. (તે) તત્પૂરતો ઉપાય છે. દેશમાં મોટા પાયા પર રહેલો અસંતોષ આ પ્રકારના ડંડાશાહી ઉપાયથી દૂર થવાનો નથી, બલ્કે એનાં મૂળ ઊલટું વધારે ઊંડાં જશે. આ સર્વ પ્રકારના વિચારોથી મેં પ્રોફેસર હર્ડિકરને સલાહ આપી કે, શ્રી લિમયેનો સંઘ સાથેનો પહેલાંનો પરિચય હોવા વિષે એમણે જ (શ્રી લિમયેએ) સરદાર વલ્લભભાઈને કાગળ લખીને શ્રી ગોળવલકર ગુરુજીને[36] જેલમાં મળવાની પરવાનગી માગવી અને એમાં સ્પષ્ટ લખવું કે, 'દેશની અત્યારની પરિસ્થિતિમાં સત્યાગ્રહ કરવાનું મને ઉચિત લાગતું નથી અને સત્યાગ્રહ સ્થગિત કરવો જોઇએ એવું ગોળવલકર ગુરુજીને આગ્રહપૂર્વક કહેવા માટે હું પરવાનગી માગું છું.' એમણે શું લખવું એનો સામાન્ય મુસદ્દો પણ (મેં) લખાવ્યો, અને આ ભૂમિકા એમને ગળે ઊતરતી હોય તો જ એમણે કાગળ લખવો, નહિ તો ન લખવો એવું પણ કહ્યું. મારા કહેવા પ્રમાણે કરવાથી કશોક લાભ થવાની આશાથી એમણે કશું પણ કરવું નહિ એવું પણ મેં એમને સાફ કહ્યું.

પૂના સ્ટેશને અમને લેવા માટે શ્રી તાત્યાસાહેબ ચાંદોરકર[37], શ્રી કારખાનનિસ (સાતારકર મહારાજાના સેક્રેટરી), 'લોકશક્તિ'ના શ્રી હરિભાઉ જોશી[38], શ્રી શિંગરે, રાવસાહેબ ખોલે, માયદેવ (મહિલા વિદ્યાપીઠના) એમ લોકો આવ્યા હતા.

અમે સામાન અને ચપરાશીને સ્ટેશન પર જ રહેવા દીધા અને અન્ય લોકો સાથે જમવા માટે ગામમાં શ્રી સરદેસાઇને[39] ઘેર (૫૩૯, નારાયણ પેઠ) ગયાં. ત્યાં ઘણાં બધા લોકો મળવા આવ્યા હતા: (૧) શ્રી અતીતકર (ટિળક વિદ્યાપીઠના કામ માટે). શેઠ અમૃતલાલે આપેલા રૂપિયા અઢી હજારની રોકડ રકમ એમને આપી, (૨) ડૉ. લાગૂ[40] કસ્તુરબા ફંડમાંથી ચાલી રહેલાં કેન્દ્રો વિષે અને મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળ અને ઉપવાસ એ બાબતો અંગે. (૩) શ્રી શંકરરાવ અને શ્રી સૌ. તારાબાઈ તળવલકર. (૪) શ્રી ગોપીનાથ તળવલકર[41] અને એમના એક સ્નેહી. (૫) શ્રી નાનાસાહેબ પંડિત[42], (૬) શ્રી ફડણીસ, (૭) શ્રી તારાબાઈ માવળકર[43], વગેરે.

ભોજન, કામો, મિત્રમંડળને મળવું-કરવું ઇત્યાદિ આટોપીને ૨–૩૦ વાગ્યે અમે મોટરમાં નીકળ્યાં. રસ્તામાં શિરવળ ગામ પાસે શ્રી શિંગરેના ધર્માર્થ દવાખાનાની આગનુકસાની થએલી જોવા માટે (થોડી વાર) થોભ્યાં (અને પછી) સાંજે ૫–૪૦ના અરસામાં સાતારા આવી પહોંચ્યાં. શિરવળ સુધી શ્રી હરિભાઉ જોશી, શ્રી શિંગરે અને શ્રી ખોલે (અમારી) સાથે આવ્યા હતા. ચાલુ બનાવો વિષે અનેક વાતોચીતો થઈ. આ બધી આગ ચાંપવાની (ચળવળમાં) ભોરના પ્રજાપક્ષના .........નો હાથ હતો એવું શ્રી ......બોલ્યા તે સાંભળીને મને આશ્ચર્ય જ થયું. માણસ શું રાગદ્વેષને કારણે આટલી હદ સુધી જઈ શકે ખરો? સાતારા પહોંચવામાં ખૂબ જ મોડું થયું. ઘેર ઊતરીને (શ્રી

તાત્યાસાહેબ ચાંદોરકરને ત્યાં) કપડાં બદલીને નીકળ્યાં. પ્રથમ વ્યાયામશાળા તરફ ૫–૧૦ મિનિટ ડોકિયું કરીને પછી સાતારાના મહારાજાને ત્યાં ચા-પાણી માટે ગયાં. મહારાજા અને મહારાણી બન્નેય સજ્જન યુવાન લોકો લાગ્યાં. ઘણી બધી વાતોચીતો થઈ, ત્યાંથી શ્રીયુત અણ્ણાસાહેબ ચિરમુલેને[૪૪] ઘેર જઈને પછી મુકામ પર આવ્યાં.

શ્રી અપ્પાસાહેબ ગુર્જર અને બીજા લોકો મળ્યા. ભોજન બાદ અહીંના ડૉક્ટર લોકોએ 'શ્રેવંદશાહિ' નાટકનો પ્રયોગ કર્યો તે જોવા માટે ૧૦–૧૫ સુધી બેઠો હતો.

## તા. ૨ જાન્યુઆરી ૧૯૪૯, રવિવાર (સાતારા)

સવારે વહેલા ઊઠીને ૬–૧૫ થી ૭–૧૫ સુધી ફરવા જઈ આવ્યો. પછી નિત્યવિધિ અને ત્યાર બાદ કાર્યક્રમની શરૂઆત. પ્રથમ શ્રી ભવાનીનાં દર્શન માટે જઈ આવ્યાં. મૂળ મહેલની નજીકની ઇમારતમાં આ મંદિર છે, અને દેવીની સ્થાપના થઈ હતી ૧૮૭૬ની સાલમાં. મંદિર વગેરે જગ્યા કોર્ટને માટે લઇને દેવીનું આ નાનકડું મંદિર બાંધીને ત્યાં દેવીને પધરાવવામાં આવ્યાં! મસ્જિદનું આવું સ્થળાંતર થયું હોત ખરું? અને હવે આ દેવી મૂળનાં સ્થળ પર પધરાવાય એવો સરકારનો વિચાર હોવા છતાં અહીંના વકીલ-વર્ગે અવરોધો ઊભા કર્યા છે! ઐતિહાસિક દૃષ્ટિ (historical sense) જ નથી. શ્રી શિવાજી મહા-રાજની આ દેવી, એવો વિચાર જ નહિ! ઠીક. દેવી, સ્ફટિકનાં લિંગ, શ્રી શાહુ મહારાજની તલવાર, જૂનાં ટોપ, પહેરણો વગેરે જોઇને નીકળ્યાં. શ્રી સાતારકર મહારાજા ખાસ તે વખતે હાજર રહ્યા હતા. મારા 'કાંહીં વાચલેં'ની એક નકલ મેં એમને ભેટ આપી.

ત્યાંથી વેસ્ટર્ન ઇન્ડીઆ વીમા કંપનીની કચેરીમાં ગયાં. ત્યાં લોકો સાથે મુલાકાતો અને ચા-પાણી. અમારું સ્વાગત થયા બાદ જવાબ ખાતર મેં કરેલા ભાષણમાં વીમા કંપનીઓએ રચનાત્મક કામ માટે કરજ પેટે આપવાની રકમો વિષેની મારી કલ્પનાઓ રજૂ કરી. ઘરો બાંધવાં, દૂધનો પુરવઠો (ગૌશાળાઓ મારફત) વગેરે કામો, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓએ કરજ ઊભું કરીને પણ કરવાં અને આવા કામોને વીમા કંપનીઓએ કરજ પેટે નાણાં આપવાં. બન્નેયનો ફાયદો. આવાં કામો થયાથી લોકોનું આરોગ્ય સુધરશે અને તેનાથી વીમા કંપનીઓને પણ ફાયદો થશે. ઠીક.

ત્યાંથી અમે સાતારાની જુદી જુદી શાળાઓની સૂર્યનમસ્કારની હરીફાઈઓ થઈ હતી તેના ઇનામ-વિતરણ સમારંભમાં ગયાં. ઔંધકરે[૪૫] એક ઢાલ આપી હતી, (અને) એમની શરત એ હતી કે સતત બાર વર્ષ સુધી જે શાળા (આ) ઢાલ જીતશે તેને તે કાયમને માટે મળે. આ શરત પરિપૂર્ણ થાય એવી શક્યતા બહુ જ થોડી; પણ તે (શરત) આ વર્ષે પૂરી થઈ. સાંઘિક (સૂર્ય)નમસ્કાર જોયા અને પછી ઢાલ (વગેરે) આપ્યાં અને પ્રમાણપત્રો વહેંચ્યાં. સૂર્યનમસ્કારનાં વ્યાયામ વિષે, અને તે પણ સાંઘિક હોવાના મહત્ત્વ વિષે, હું થોડું બોલ્યો.

મુકામ પર ૧૧–૧૫થી ૧૨ સુધી કોલ્હાપુરના ઍડ-મિનિસ્ટ્રેટર શ્રી. નંજાપ્પા (I. C. S.) મળ્યા હતા. કોલ્હાપુરની સ્થિતિ વિષે એમણે હકીકત કહી...... વગેરે. ખુદ નંજપ્પાની પાછળ આગગાડીમાં એક રાતે બે માણસો કેવી રીતે પીછો પકડતા રહ્યા હતા વગેરે પણ એમણે કહ્યું. મહારાજાને પોતાના હાથમાં તંત્ર રાખવું છે. પોતાની સત્તા ચલાવવા માટે એમણે ત્રણ જૂના (senior) અને સારા અમલદારોને નોકરીમાંથી દૂર કરવાના હુકમો કાઢ્યા છે. કોઈ પણ હિસાબે ઍડમિ-નિસ્ટ્રેટરને 'રહેવું કે ભાગી જવું' એવી મનઃસ્થિતિમાં મૂકી દેવા, એમની પ્રતિષ્ઠા ઓછી કરવી એવો પ્રયાસ. પ્રજાપક્ષમાંના કેટલાક માણસોને પોતાના પક્ષે રાખીને ફૂટફાટ પાડવી, જેલમાંના કેદીઓ પાસેથી સત્યાગ્રહ (!) કરાવવો વગેરે નિંદ્ય પ્રકારો........પ્રજાને અને સરકારી તંત્રને અનિશ્ચિતતા લાગે છે. કોનો અમલ છે અને શું કરવું તેની સમજ પડતી નથી. આવી સ્થિતિમાં વિલીની-કરણ (merger) લંબાવવું એટલે અનવસ્થા થાય. અને ........જો બધું ગાડું સરળતાથી ચલાવવું હોય તો ઍડમિનિસ્ટ્રેટરને મધ્યસ્થ સરકારે સંપૂર્ણ ટેકો આપવો જોઈએ; એમ ન થાય તો રાજ્યવ્યવસ્થા ભાંગી પડશે. શ્રી. નંજપ્પાને મેં કહ્યું કે આ બધી હકીકત એમણે

શ્રી. વલ્લભભાઈને સ્પષ્ટપણે કહેલી. સાતારાના કલેક્ટર પણ અહીં જ મળ્યા.

ભોજન માટે આર્યાંગ્લ વૈદક શાળામાં ગયાં હતાં. ત્યાં સાતારાના બે ગૃહસ્થો......મળ્યા......સાતારામાં પરિસ્થિતિ કેવી છે તે એમણે કહ્યું.........ઠીક. આ વિષે શ્રી ખેર અને વલ્લભભાઈને હું વાત કરીશ ખરો, પણ એનો કેટલોક ઉપયોગ થશે, કોને ખબર? ઠીક.

ભોજન બાદ મુકામ પર આવીને આરામ. પછી ૪ થી ૪-૫૫ સુધી દીવાન બહાદુર મૂથાને ઘેર ચા-પાણી માટે. શ્રી. સાઠે, ડૉ. આગાશે, વગેરે થોડા નિમંત્રિત ૨-૪ લોકો હતા.

૫ થી ૮-૧૫ સુધી આર્યાંગ્લ શાળામાં શ્રી. ડૉ. આગાશેની ષષ્ઠચબ્દિપૂર્તિનો સમારંભ. ખરેખર તો આ (સમારંભ એટલે) આર્યાંગ્લ શાળાના વિકાસનો ઉત્સવ. ડૉ. આગાશેએ ૧૯૧૨ની સાલથી એકાગ્રતાથી અને નિઃસ્વાર્થપણે આ શાળાની મન દઈને સેવા કરી અને તેને આજની સ્થિતિ પર આણી મૂકી. ષષ્ઠચબ્દિપૂર્તિ નિમિત્તે ૬૨ હજાર રૂપિયાની થેલી અર્પણ કરીને એમના નામે વૈદકશાળાના એક વિભાગ (ward)ના પાયાનું ખાત-મુહૂર્ત અને પથ્થર બેસાડવાનું કામ પણ કર્યું. આ પ્રસંગે મેં ભાષણ કર્યું તેના મુદ્દાઓ: (૧) આજનો ઉત્સવ તે એક વ્યક્તિનો નહિ પણ સેવાનો અને સંસ્થાનો છે. (૨) એકનિષ્ઠાથી અને સેવાભાવથી કરેલા કાર્યનું ગૌરવ ગાઈ ને એવા પ્રકારનું કાર્ય કરવાની સ્ફૂર્તિ આપણે મેળવી રહ્યા છીએ. (૩) રચનાત્મક કાર્ય જ સાચી સ્વતંત્રતાનો અગર સ્વરાજ્યનો પાયો છે, અને માટે આવા એકનિષ્ઠ સેવકો તે સ્વરાજ્યના સૈનિકો છે. (૪) ડૉ. આગાશેને આયુરારોગ્ય.

રાત્રે જમવા માટે શ્રી. બખલેને ત્યાં ગયાં હતાં. ચિ. સૌ. માઈ[૬] (શ્રીમતી બખલે)ના 'બૉબ્ડ્' અને વિખરાએલા વાળ જોઈને મનને કેટલું વિચિત્ર અને જુદું જ લાગ્યું! આનાથી તે વધારે સુંદર દેખાવાના બદલે ખૂબ જ બેડોળ લાગે છે. પણ આ સવાલ દરેકની દૃષ્ટિનો છે.

રાત્રે મુકામ પર આવીને વિશ્રાંતિ. (ક્રમશઃ)

## પાદટીપો

૧. શ્રી. પુષ્કર ચંદરવાકર. ગુજરાતીના અધ્યાપક, ધ્રાંગધ્રા કૉલેજ. અગાઉ તેઓ ખંભાત અને ઊંઝાની આર્ટ્સ કૉલેજોના આચાર્યપદે હતા. સિદ્ધહસ્ત નવલકથાકાર. લોકસાહિત્યનો એમનો અભ્યાસ અને એ ક્ષેત્રે એમનુ લેખનસંશોધન નોંધપાત્ર છે. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના પહેલાં, એ અંગે દાદાસાહેબે જે પૂર્વતૈયારીરૂપે પાયાનું અઢળક કામ કરેલું તેમાં શ્રી. ચંદરવાકરે દાદાસાહેબના એક યુવાન સહકાર્યકર તરીકે સેવાઓ આપેલી.

૨. શ્રી. ગિરધરલાલ દામોદરદાસ. વેપારી અને અમદાવાદના એક સક્રિય કૉંગ્રેસ કાર્યકર. ગુજરાત સરકારની નાની બચત યોજના અંગેની સમિતિના તેઓ અધ્યક્ષ છે.

૩. શ્રી. કુબેરદાસ મોદી. અમદાવાદના રહેવાસી, જાણીતા ઈનામદાર. એમણે ગુજરાત યુનિવર્સિટીને તથા અન્ય સંસ્થાઓને જમીન અને નાણાંનાં દાન કરેલાં છે. સરદાર વલ્લભભાઈ પટેલ અને દાદાસાહેબ સાથે એમનો સ્નેહપરિચય હતો.

૪. શ્રી. ચંદુલાલ ભગુભાઈ દલાલ. નિવૃત્ત મ્યુનિસિપલ ચીફ ઑફિસર. દાદાસાહેબની સાથે સને ૧૯૪૨-૪૪ વખતે સાબરમતી જેલમાં રાજકીય કેદી તરીકે હતા. જુઓ 'અભ્યાસ' વિશેષાંક-ફેબ્રુઆરી, ૧૯૬૬-પૃ. ૩૭૩ થી ૩૭૭. ગાંધી સ્મારક સંગ્રહાલયમાં વર્ષો સુધી એમણે શાંત રચનાત્મક કાર્ય કરીને ગાંધીજીનો પત્રવ્યવહાર તથા એમની દૈનંદિની વિષે અભ્યાસપૂર્ણ માહિતિસંગ્રહ અને સંશોધનકાર્ય કર્યું છે. તેમની ચીવટ અને ચોકસાઈ નોંધપાત્ર છે. 'મહાદેવભાઈની ડાયરી'ના આગળના વિવિધ ભાગોનું સંપાદન-કાર્ય તેઓ કરી રહ્યા છે.

૫. શ્રી. ગુલામ રસૂલ કુરેશી. ગાંધીજીના સાબરમતી હરિજન આશ્રમમાં 'ઈમામ મંઝિલ'માં રહે છે. સન્નિષ્ઠ રચનાત્મક અને ખાદી કાર્યકર. ગુજરાતના એક અગ્રણી રાષ્ટ્રવાદી મુસ્લિમ સજ્જન.

૬. સદ્ગત્ શ્રીમતી નંદુબહેન કાનુગા. અમદાવાદનાં એક આગેવાન સન્નારી અને સમાજકાર્યકર તરીકે

તથા સદ્‌ગત ડૉ. બળવંતરાય કાનુગાનાં ધર્મપત્ની તરીકે તેઓ જાણીતાં હતાં. સ્વાતંત્ર્યસંગ્રામમાં કાનુગાદંપતીએ સક્રિય ભાગ લીધો હતો. સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદમાં કાનુગાદંપતીના મહેમાન તરીકે રહેતા. સામાજિક અને રાજકીય ક્ષેત્રે તથા સ્ત્રી ઉન્નતિ ક્ષેત્રે સદ્‌ગત શ્રીમતી નંદુબેને ઉમદા કાર્ય કરેલું.

૭. ન્યાયમૂર્તિ શ્રી એન. એચ. ભગવતી. ભારતની સુપ્રિમ કોર્ટના નિવૃત્ત ન્યાયાધીશ અને બનારસ હિંદુ યુનિવર્સિટી, વારાણસીના કેટલાક વર્ષો સુધી ઉપકુલપતિ. હવે નિવૃત્ત જીવન ગાળે છે અને સાથે સાથે સામાજિક અને જાહેર પ્રશ્નોમાં ઉત્કટ રસ લેવાનું ચાલુ રાખીને એમના માર્ગદર્શનનો લાભ અનેકને આપે છે.

૮. અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સને ૧૯૩૫માં સ્થપાઈ. તે વખતે સોસાયટીએ આશરે ૪૦૦ એકર જમીન ખરીદી હતી. આજના ભાવોની સરખામણીમાં તો એ જમીનો અત્યંત સસ્તા દરે લેવાઈ કહેવાય. એજ્યુકેશન સોસાયટીનું પ્રાંગણ વિસ્તીર્ણ હોય અને એમાં અનેક નાનીમોટી સંસ્થાઓ વહેલીમોડી ઉદય પામે એવી દાદાસાહેબની, સોસાયટીના સ્થાપકો પૈકીના એક તરીકેની, ઉમેદ હતી. એજ્યુકેશન સોસાયટીના વિકાસને વાસ્તે ખૂબ મોટા પ્રમાણમાં જમીનો મેળવી લેવા માટે એમણે પહેલેથી જ આગ્રહ સેવેલો અને એમ કહી શકાય કે એમના આગ્રહને પરિણામે એજ્યુકેશન સોસાયટી પાસે પહેલેથી જ સરસ વિસ્તીર્ણ કૅમ્પસ—જમીનોની જોગવાઈ થઈ. દાદાસાહેબે એજ્યુકેશન સોસાયટીના કામમાં સતત ખૂબ ઊંડો અને ઉત્કટ રસ લીધો હતો અને નિઃસ્વાર્થ ભાવનાથી તથા કલ્પકતાથી એ દિશામાં આજીવન કામ કર્યું હતું, જેને પરિણામે ગુજરાત યુનિવર્સિટીની રચના અને આકૃતિ માટે સરસ એવી નક્કર પૂર્વભૂમિકા બંધાઈ હતી. વધારામાં નોંધપાત્ર તો એ છે કે આ બધી જમીનોનો તમામ વ્યવહાર દાદાસાહેબે જાહેરસેવાની દૃષ્ટિથી શુદ્ધ બુદ્ધિથી કર્યો અને આ આખા પ્રાંગણમાં કે અન્યત્ર એની નજીક કે દૂર દાદાસાહેબની કે માવળંકર-કુટુંબની એક તસુ જેટલી પણ જમીન કર્યાં ય નથી. (વળી, જુઓ: 'અભ્યાસ'—અંક-૧ પૃ. ૬૩ પાદટીપ ૪)

૯. શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ. સંસ્કૃતના વિદ્વાન અભ્યાસી અને દાદાસાહેબના થોડા પરમ અને ગાઢ મિત્રો તથા સાથીદારો પૈકી એક. (વળી, જુઓ: 'અભ્યાસ'—અંક-૬૨ પૃ. ૫૦ પાદટીપ ૧૯).

૧૦. બ્રહ્મચારીવાડી અને સંસ્કૃત પાઠશાળાના અધ્યક્ષપદે દાદાસાહેબ આજીવન રહ્યા હતા. સંસ્કૃત ભાષાના અભ્યાસ અને વિકાસ માટે તથા ભારતીય સંસ્કૃતિ અને સંસ્કારના પ્રસાર માટે દાદાસાહેબને ઘણી મમતા હતી, અને એ દિશામાં એમણે આ સંસ્થાઓ દ્વારા નોંધપાત્ર કાર્ય કર્યું હતું.

૧૧. બ્રહ્મચારીવાડી વગેરેમાં તથા વિદ્યાસભામાં કામ કરતા વિવિધભાષી પંડિતોમાં ગુજરાતી, મરાઠી, બંગાળી, ઉત્તર ભારતીય વિદ્વાનો હતા અને દાદાસાહેબને આ પંડિતો પ્રત્યે ઘણો આદર હતો. વેદમૂર્તિ વાડીકર શાસ્ત્રી સાથે દાદાસાહેબ સને ૧૯૪૦-૪૨ના વર્ષોમાં સંસ્કૃત સાહિત્ય અને શાસ્ત્રોનો અભ્યાસ તથા એનું વાચન કરતા હતા.

૧૨. શ્રી અભયંકર. બુઝર્ગ ને શાંત રચનાત્મક કાર્યકર તથા ગાંધીવાદી સજ્જન. બિલિમોરામાં એમણે સેવ્ય-સેવકાશ્રમ સ્થાપીને વર્ષો સુધી ખાદીનું તથા ગ્રામોદ્ધારનું બહુરૂપી કાર્ય કર્યું. સાદાઈ અને સચ્ચિાઈ માટે અભયંકરજી જાણીતા છે.

૧૩. ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના અગાઉ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પ્રાંગણ તથા સોસાયટીની સંસ્થાઓ એ બન્નેના વિકાસ માટે દાદાસાહેબે અમદાવાદ, ગુજરાત અને મુંબાઈના અનેક શ્રીમંતો પાસેથી સારા પ્રમાણમાં ફાળાઓ એકઠા કર્યા હતા. પાછળથી ગુજરાત યુનિવર્સિટી ફંડ પણ એકઠું કર્યું હતું. આ કામમાં દાદાસાહેબની જોડે શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ, શેઠ શ્રી અમૃતલાલ હરગોવનદાસ, શ્રી બલ્લુભાઈ કે. મુઝુમદાર વગેરે અગ્રેસર હતા.

[illegible] સન ૧૯૩૭માં એમનું અકાળ અવસાન થયું. 'આતુ'ના વહાલસોયા નામે માવળંકર–કુટુંબનાં સૌ નાનેરાંઓ ને મોટાંઓ તેમને સંબોધતાં. 'આતુ'નાં બે સંતાન ચિ. વિજય તથા ચિ. સૌ. કુમુદ (ભોગળેકર) નાનપણમાં અનેક વર્ષો સુધી અમદાવાદમાં માવળંકર-કુટુંબ સાથે રહેલાં અને ઉછરેલાં.

૧૫. શ્રી પુરુષોત્તમ શ્રીધર ઉર્ફે બાબુરાવ દેવ. શ્રીમતી શાંતાબાઈ દેવના પતિ. અત્યંત કુશળ ઇજનેર. પ્રિમિયર ઑટોમોબાઇલ લિમિટેડ, મુંબાઈમાં વર્ષો સુધી કામ કરીને હવે નિવૃત્ત જીવન ગાળે છે. પત્નીના દુઃખદ અવસાન પછી શ્રી બાબુરાવ દેવે ફરી લગ્ન ન કરતાં નિગ્રહી જીવન ગાળ્યું. એમના સ્વભાવની ચોકસાઈ અને નિયમિતતા અનુકરણીય છે.

૧૬. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જે સને ૧૮૪૮માં અંગ્રેજ અમલદાર જેમ્સ ફૉર્બ્સે સ્થાપી. હવે તે ગુજરાત વિદ્યાસભા તરીકે મશહૂર છે. આ સંસ્થાની શતાબ્દિ વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુના મુખ્ય મહેમાનપદે ઉજવાઈ હતી અને અમદાવાદમાં એનો મોટો તથા યાદગાર સમારંભ યોજાયો હતો. તે વખતે વિદ્યાસભાના પ્રમુખપદે દાદાસાહેબ હતા. (વળી, જુઓ: 'અભ્યાસ'–અંક-૬૨ પૃ. ૫૦ પાદ-ટીપ ૧૮).

૧૭. દાદાસાહેબની ષષ્ટ્યબ્દિપૂર્તિ, અમદાવાદના મહારાષ્ટ્ર સમાજ તથા અન્ય વિવિધ મહારાષ્ટ્રીય મંડળોએ અને સંસ્થાઓએ, આ ખાસ કાર્યક્રમ પ્રેમાભાઈ હૉલમાં રાખીને ઊજવી હતી. હકીકત તરીકે અહીં નોંધવું રહ્યું કે અમદાવાદ અને ગુજરાતની સંસ્થાઓએ આવું બહુમાન દાદાસાહેબનું કર્યું જણાતું નથી.

૧૮. ડૉ. ભાંડારકર. ગુજરાત કૉલેજ, અમદાવાદમાં અંગ્રેજીના પ્રોફેસર અને પ્રિન્સિપાલ તરીકે એમણે કાર્ય કર્યું હતું. મુંબાઈ સરકારના શિક્ષણ ખાતામાં પણ તેમણે સેવાઓ આપેલી.

૧૯. સદ્‌ગત શ્રી રતિલાલ મોહનલાલ ત્રિવેદી. અમદાવાદના પ્રણેતા. સાંનિષ્ઠ આચાર્ય અને વિદ્વાન લેખક. ગીતાના છઠ્ઠા અધ્યાયના ૨૫મા શ્લોકની બીજી પંક્તિનું ['आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत्.'] રટણ કરવાની સ્નેહભરી સૂચના આચાર્ય શ્રી રતિભાઈએ દાદાસાહેબને એમની ગંભીર માંદગીમાં (ફેબ્રુઆરી ૧૯૫૬) કરી હતી. બે માસ પછી, તા. ૨૪મી એપ્રિલે શ્રી રતિભાઈ સ્વર્ગવાસી થયા!

૨૦ પ્રો. શાહ. આ નામ અને સજ્જન વિષે સ્પષ્ટતા થતી નથી.

૨૧. શ્રી શ્રીપાદ સદાશિવ શેવડે. વકીલ અને આગેવાન મહારાષ્ટ્રીય સમાજ-કાર્યકર. સાહિત્યરસિક. દાદાસાહેબના સ્વજન. શ્રીમતી ધોંડુઆત્યાબાઈ શેવડેના પુત્ર. (વળી, જુઓ: 'અભ્યાસ' અંક ૬૪, પૃ. ૧૩૫, પાદટીપ ૧૫.)

૨૨. જુઓ 'અભ્યાસ' અંક ૬૧, પૃ. ૯-૧૦.

૨૩. ડૉ. કુંવરજી ગોસાંઇજી નાયક. બુઝર્ગ કેળવણીકાર. રસાયણશાસ્ત્રના આજીવન અભ્યાસી અને વિદ્વાન. મુંબાઈ અને ગુજરાત યુનિવર્સિટીમાં દસકાઓ સુધી એમણે સક્રિય સેવાઓ આપી. એલ. ડી. આર્ટ્સ કૉલેજ અને એમ. જી. સાયન્સ ઇન્સ્ટિટ્યૂટના આચાર્યપદે થોડાં વર્ષો રહ્યા પછી નડિયાદની કૉલેજમાં અને ત્યાર બાદ વલસાડની એન. કે. એમ. સાયન્સ કૉલેજમાં આચાર્યપદે હાલમાં છે.

૨૪. મુંબાઈથી પ્રસિદ્ધ થતું મરાઠી દૈનિક અખબાર 'નવમારત'. થોડાં વર્ષ બાદ આ પત્ર બંધ થયું.

૨૫. સદ્‌ગત શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટે. ગુજરાતના સમર્થ ઇતિહાસકાર અને લેખક. 'ગુજરાતનું પાટનગર અમદાવાદ', 'ખંભાતનો ઇતિહાસ', વગેરે ગ્રંથોના લેખક. દાદાસાહેબના પાડોશી શ્રી ભાણાભાઈ, એમના પોતાના નિવાસસ્થાન–૩૦, મહારાષ્ટ્ર સોસાયટી–માં નિવૃત્ત જીવન ગાળતા હતા. એ પહેલાં વ્યવસાય અંગે તેઓ બૅંગલોરમાં રહ્યા હતા. શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીના ભાણેજ થતા હોઈ ભાણાભાઈ તરીકે સ્વજનો અને મિત્રોમાં ઓળખાતા.

૨૬. શ્રી ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ. નડિયાદ

અને ખેડા જિલ્લાના અગ્રણી કૉંગ્રેસી કાર્યકર. વ્યવસાયે વકીલ.

૨૭. શ્રી ગજાનન ગોપાળ પરાડકર. દાદાસાહેબનાં નજીકનાં સગાં એવાં બહેન સદ્‌ગત શ્રીમતી અંબુતાઈ પરાડકરના બીજા પુત્ર. એમનું કૉલેજ-શિક્ષણ અમદાવાદમાં થયું. હાલ તેઓ વડોદરામાં પ્રજાસમાજવાદી પક્ષના સક્રિય કાર્યકર છે; વડોદરાની વિવિધ મજૂર સંગઠન સંસ્થાઓ તથા શિક્ષણ-પ્રવૃત્તિમાં પણ તેઓ ઉત્કટ રસ લઈને કાર્ય કરે છે.

૨૮. ડૉ. ગજાનન રામચંદ્ર ઉર્ફે બાપુસાહેબ તળવલકર. ક્ષયરોગના નિષ્ણાત ડૉક્ટર. હાલમાં મુંબાઈમાં નિવૃત્ત જીવન ગાળે છે. અગાઉ વર્ષો સુધી અમદાવાદમાં –પ્રથમ ખાડિયામાં અને પછી ૧૫, મહારાષ્ટ્ર સોસાયટીમાં–એમનો નિવાસ હતો. ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી અમદાવાદ આવીને વસ્યા ત્યારે પ્રારંભિક વર્ષોમાં (સને ૧૯૧૫ અને ત્યાર બાદ) ડૉક્ટર બાપુસાહેબ ગાંધીજીના નિકટ સમાગમમાં આવેલા. ડૉક્ટરનાં પત્નીને 'માવશી' તરીકે સ્વજનો સંબોધે છે. દાદાસાહેબનાં માતુશ્રીનાં નજીકનાં એવાં આ બહેન હોઈ દાદાસાહેબનાં માશી તરીકે કુટુંબમાં ઓળખાવા લાગ્યાં.

૨૯. શ્રી ધુરંધર. મુંબાઈ સરકારના નિવૃત્ત અમલદાર. કાયદાખાતાના તેઓ નિપુણ વહીવટદાર અને સલાહકાર હતા. દાદાસાહેબના નિકટ સ્નેહીજન હતા. થોડાં વર્ષો એમણે પાલણપુરમાં સેવાઓ આપેલી.

૩૦. ડૉ. અરવિંદ તળવલકર. મુંબાઈના નામાંકિત ઑર્થોપીડિક સર્જન. ડૉ. બાપુસાહેબ તળવલકરના ભત્રીજા. દાદાસાહેબનાં પ્રથમ પત્નીના નિકટના સગા.

૩૧. સદ્‌. ડૉ. મુજગાંવકર. મુંબાઈના મશહૂર સરજન.

૩૨. શ્રી ગણેશ લક્ષ્મણ ચંદાવરકર. પ્રાર્થના સમાજ, મુંબાઈના આગેવાન કાર્યકર અને કેળવણીકાર. મુંબાઈની રાજા રામમોહન રૉય હાઈસ્કૂલના આચાર્ય.

૩૩. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ વિષેના દાદાસાહેબના અભિપ્રાયો સ્પષ્ટ હતા. પણ સંઘના કાર્યકરો અને 'સત્યાગ્રહી' ટેકીઓ પ્રત્યે સરકારનું વલણ કેટલીક વાર ખોટી કડકાઈનું હોવાનું દાદાસાહેબને લાગતું. સંઘની રીતિનીતિ સામે દાદાસાહેબનો વિરોધ હતો એ દેખીતું છે.

૩૪. પૂના જિલ્લામાં, લોણાવળા પાસે આવેલું કામશેત એક નાનકડું ગામ છે. સંત તુકારામ મહારાજની પુણ્યસ્મૃતિઓથી ઐતિહાસિક બનેલી પવિત્ર ઇન્દ્રાયણી નદીના કાંઠે આવેલા કામશેતમાં પ્રસિદ્ધ ઇતિહાસકાર અને મરાઠી રિયાસતકાર સદ્‌ગત શ્રી નાનાસાહેબ સરદેસાઈ (જુઓ 'અભ્યાસ' સળંગ અંક ૬૨, પૃ. ૫૦, પાદટીપ ૧૭) પોતાના બંગલામાં રહેતા હતા. ભારતના બીજા એક નામાંકિત ઇતિહાસકાર સદ્‌ગત સર જદુનાથ સરકાર કામશેતમાં અનેક વાર સરદેસાઈને ઘેર રહેવા આવતા.

૩૫. દાદાસાહેબને ડાયાબિટિસ(મધુમેહ)નો રોગ હતો. સને ૧૯૩૦–૩૨ના અરસામાં એ પરખાયો. પોતાના નિયમિત જીવનથી અને મિતાહાર, કસરત અને છેલ્લાં વર્ષોમાં ઈન્સ્યુલિનનાં ઈન્જેક્શન્સ્ દ્વારા એમણે આ રોગને કાબૂમાં રાખ્યો હતો. ઑલ ઇન્ડીઆ ડાયા-બિટિક ઍસોસીએશનનું પ્રમુખપદ દાદાસાહેબે સંભાળ્યું હતું. એ સંસ્થા મુંબાઈમાં શરૂ થઈ અને ડૉ. આજગાંવકર વગેરે એમાં આજે પણ અગ્રેસર છે.

૩૬. શ્રી માધવરાવ ગોળવલકર. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના સરસંઘચાલક, 'ગુરુજી' તરીકે તેઓ સંઘના કાર્યકરોમાં ઓળખાય છે.

૩૭. શ્રી બાળકૃષ્ણ ગણેશ ઉર્ફે તાત્યાસાહેબ ચાંદોરકર સાતારામાં રહે છે. વકીલાતનો વ્યવસાય. દાદાસાહેબનાં પ્રથમ પત્નીના ભાઈ.

૩૮. શ્રી હરિ મોરેશ્વર જોશી. મહારાષ્ટ્રના જાણીતા પત્રકાર અને કૉંગ્રેસી તથા રચનાત્મક કાર્યકર. પૂનાના રાષ્ટ્રીય દૈનિક પત્ર 'લોકશક્તિ'ના સંપાદક. આ પત્ર હવે બંધ પડ્યું છે.

૩૯. સદ્‌ગત ડૉ. નરહર ગોપાળ ઉર્ફે અપ્પાસાહેબ સરદેસાઈ. માવળંકર અને સરદેસાઈ કુટુંબો મૂળ એક જ કુળનાં છે. પૂનાની પ્રસિદ્ધ ઓરીએન્ટલ બુક એજન્સીના સ્થાપક અને સંચાલક તરીકે ડૉ. અપ્પાસાહેબ જાણીતા હતા. એમના પુત્ર ડૉ. રાધાકૃષ્ણ ઉર્ફે બાબુરાવ આ એજન્સીનું કાર્ય

પછી સંભાળવા લાગ્યા અને થોડા વખત પર ડૉ. બાબુરાવનું પણ દુઃખદ અવસાન થયું. દાદાસાહેબ પૂનામાં હંમેશ ડૉ. સરદેસાઈના નિવાસસ્થાને પોતાનો મુકામ રાખતા.

૪૦. સદ્‌ગત ડૉ. બાળકૃષ્ણ ચિંતામણ લાગૂ. પૂનાના પ્રસિદ્ધ કૉંગ્રેસી આગેવાન. આયુર્વેદના પ્રખર વિદ્વાન અને હિમાયતી. પૂના યુનિવર્સિટીમાં સક્રિય હતા. મુંબાઈ વિધાન પરિષદના સભ્યપદે થોડાં વર્ષ હતા. દાદાસાહેબના વેવાઈ (ડૉ. વિષ્ણુ ગણેશ માવળંકરના સસરા).

૪૧. શ્રી ગોપીનાથ ગણેશ તળવલકર. મહારાષ્ટ્રના પ્રસિદ્ધ બાળસાહિત્યકાર અને જાણીતા લેખક અને વિવેચક. ખ્યાતનામ મરાઠી માસિક 'આનન્દ'-ના સંપાદક તરીકે એમણે અનેક વર્ષો સુધી કામ કર્યું. હાલ તેઓ પૂનાના ઑલ ઈન્ડીઆ રેડિયોમાં બાળકોના કાર્યક્રમો માટેના વિભાગના વડા તરીકે કાર્ય કરે છે. પૂના શહેરની નજીક એક સુંદર બાલવાડી રચવાનું એમનું સ્વપ્ન છે. 'એશિયાના ધર્મદીપકો' નામનું એમનું પુસ્તક ગુજરાતીમાં અનુવાદિત થઈને પ્રગટ થયું છે, જેની પ્રસ્તાવના દાદાસાહેબે લખી છે.

૪૨. સદ્‌ગત શ્રી નાનાસાહેબ પંડિત. દાદાસાહેબના વેવાઈ (શ્રી બાળકૃષ્ણ ગણેશ માવળંકરના સસરા). તેઓ પૂનામાં શ્રી નાનાસાહેબ ગોરેના મકાનમાં (દેશમુખ-વાડી) રહેતા હતા. સુશીલ અને સુસંસ્કૃત સજ્જન.

૪૩. શ્રીમતી તારાબાઈ માવળંકર. દાદાસાહેબનાં સ્વજન નહીં; પણ એક કુળ-કુટુંબનાં ખરાં. અનેક વર્ષો સુધી તેઓ ઇંગ્લેન્ડ રહ્યાં હતાં. એમના સદ્‌ગત પતિ ઈંગ્લેન્ડમાં વ્યવસાય કરતા હતા. શ્રીમતી તારાબાઈ પૂનામાં નિવૃત્ત જીવન ગાળે છે.

૪૪. સદ્‌ગત શ્રી અણ્ણાસાહેબ ચિરમુલે-સાતારાના વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ સંસ્કારપુરુષ. દાદાસાહેબના વડીલ સ્વજન જેવા હતા. દાદાસાહેબના પિતા વાસુદેવરાવ ('બાબા')ના શ્રી ચિરમુલે પરમ મિત્ર હતા.

૪૫. સદ્‌ગત શ્રી ભવાનરાવ પંત પ્રતિનિધિ. મહારાષ્ટ્રના સાતારા જિલ્લામાં આવેલા અગાઉના ઔંધ રાજ્યના રાજા. શ્રીમંત ઔંધકર લોકશાહીયુક્ત રાજવી હતા. ઔંધમાં એમણે લોકતંત્રના ઉમદા પ્રયોગો અમલી કરેલા. ચિત્રકળામાં તેમને ઊંડો રસ હતો અને એક સિદ્ધહસ્ત ચિત્રકાર તથા કળાઅભ્યાસી તરીકે તેઓ જાણીતા હતા. વિદ્વાન અને પંડિત એવા આ મહારાજા વ્યાયામના ભારે હિમાયતી હતા. પોતે નિયમિત રોજ કસરત કરતા. સૂર્ય-નમસ્કારના વ્યાયામના તેઓ ખાસ આગ્રહી અને પ્રચારક હતા. વ્યક્તિગત તેમજ સાંઘિક સૂર્ય-નમસ્કારની પ્રથા એમણે ઔંધમાં અને મહારાષ્ટ્રમાં ઠેરઠેર લોકપ્રિય બનાવી હતી. શ્રીમંત મહારાજા પોતે રોજ ૧૦૮ કે તેથી પણ વધુ સૂર્ય-નમસ્કાર કરતા. વિશિષ્ટ રીતે અને મોટેથી ઉચ્ચારણ કરીને તેમનો આ નમસ્કાર-વ્યાયામ ચાલતો. આજીવન એમણે આ પ્રમાણેનો વ્યાયામ કરેલો. (વળી, જુઓ: 'અભ્યાસ' અંક ૬૨. પૃ. ૭૪થી ૭૬.)

૪૬. સૌ. માઈ બખલે. દાદાસાહેબનાં પ્રથમ પત્નીનાં સગાં અને ડૉ. અરવિંદ તળવલકરનાં મોટાં બહેન.

*

"વ્યક્તિ સ્વતંત્રપણે નથી જીવતી, સમષ્ટિમાં તે જીવે છે. વ્યક્તિના આત્માએ તેના પોતાનામાં વ્યક્તિ તરીકે પ્રગટ થવાનું તો છે જ, પરંતુ સમષ્ટિ તરીકે પણ માનવ ચેતના પ્રગટ થવી જોઈએ. વ્યક્તિએ પોતાનું, તો સમષ્ટિએ પોતાનું સાર્થક્ય પ્રાપ્ત કરવાનું છે, સ્વતંત્રપણે નહિ પરંતુ એકબીજાના ઉપર આધાર રાખીને. સમાજને વ્યક્તિને કચરી નાખવાનો હક્ક નથી,–પોતાના સુખ કે સંતોષ માટે. જ્યાં સુધી જગતમાં રહેવા માગતો હોય ત્યાં સુધી વ્યક્તિએ પોતાના સંતોષ માટે અન્યની અવગણના કરવી ન જોઈએ–તેને તેમ કરવાનો હક્ક નથી."

('ચિંતન પરાગ')

અંબુભાઈ પુરાણી

*

# નૈવેદ્ય

## ઉપનિષદ્વિમર્શ

એ. જી. ભટ્ટ
(સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥
पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य व्यूह रश्मीन्समूह ।
तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि
योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥
वायुरनिलममृतमथेदं भस्मान्तꣳशरीरम् ।
ॐ क्रतो स्मर कृतꣳस्मर
क्रतो स्मर कृतꣳस्मर ॥ १७ ॥
अग्ने नय सुपथा राये अस्मान्विश्वानि
देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते
नमउक्तिं विधेम ॥ १८ ॥
—ईशावास्योपनिषद् ॥

**ભાવાર્થ:** સુવર્ણના પાત્રથી સત્યનું મુખ ઢંકાએલું છે. હે પૂષા! મને સત્યધર્મનાં (સત્ય-સ્વભાવનાં, સત્યના સ્વરૂપનાં) દર્શન થવા માટે તું તેને ખુલ્લું કર.

હે પૂષા! અદ્વિતીય દ્રષ્ટા! નિયામક! સૂર્ય–સત્પ્રેરક! પ્રજાપતિ! તારાં કિરણો વિખેરી નાખ, પાછાં સંકેલી લે જેથી તારા જ્યોતિર્મય પરમ મંગલકારક સ્વરૂપને હું જોઈ શકું. જે આ પુરુષ છે તે હું છું.

મારો પ્રાણ અમર વાયુમાં (અમૃત સૂત્રાત્મામાં) વિલય પામો; અને આ મારું શરીર ભસ્મ થાઓ. ઓમ્, હે (બ્રહ્મસ્વરૂપ) અગ્નિ! સ્મરણ કર, મારાં પૂર્વે કરેલાં કર્મોનું સ્મરણ કર, હે અગ્નિ! સ્મરણ કર, મેં કરેલાં કર્મોનું સ્મરણ કર.

હે દેદીપ્યમાન અગ્નિ! તું અમારાં સર્વ કર્મો અને જ્ઞાનોને જાણે છે. તું અમને પરમ કલ્યાણની–મોક્ષની પ્રાપ્તિ થવા માટે શોભન માર્ગે લઈ જા. અમારાં સર્વ કુટિલ પાપોનો નાશ કર. નમસ્કારનાં વચનોથી વારંવાર અમે તારી પ્રાર્થના કરીએ છીએ.

**વિવેચન:** આ ચારે મંત્રોમાં અધ્યાત્મમાર્ગના પથિકની અંતસમયની પ્રાર્થના વ્યક્ત થવા પામી છે. પરમાત્માના સાક્ષાત્કારની અદમ્ય તાલાવેલીમાંથી તેનો ઉદ્ભવ થયો છે. જ્યાં સુધી ઇન્દ્રિયોને લોભાવનારા સંસારના મોહક પદાર્થો પ્રત્યે તીવ્ર વૈરાગ્ય અને ઈશ્વર પ્રત્યે ઉત્કટ તેમ જ અસીમ અનુરાગ પ્રગટતો નથી ત્યાં સુધી અંતકાળે આવી પ્રાર્થના સંભવતી નથી. ઘટઘટમાં વ્યાપીને રહેલા, સર્વત્ર વિલસી રહેલા ઈશ્વરના ગુણ, પ્રભાવ અને સ્વરૂપનું નિરંતર મનન, ચિંતન અને સ્મરણ કરતાં કરતાં તેના પ્રત્યે પરમ પ્રેમ–નિરતિશય ભક્તિ પ્રગટે એ સ્વાભાવિક છે. ઈશ્વરના પદાર્થોને મમત્વ વિના અથવા ઈશ્વરાર્પણ બુદ્ધિથી ભોગવતા, નિષ્કામ કર્મ આચરતા સાધકના વિશુદ્ધ થએલા હૃદયમાં આરોપિત થએલું ઈશ્વરપ્રેમનું બીજ અંકુરિત થઈ જોતજોતામાં ભક્તિનું સઘન વૃક્ષ બની જાય છે. અંતરની ભૂમિ તૈયાર થયા પછી જ તેમાં ઈશ્વરભક્તિનું વૃક્ષ ઊગે છે. આમ થતાં સાધકને ઈશ્વર-દર્શનની જ લગન લાગે છે; તેનું જ સતત સ્મરણ થયા કરે છે અને જેનું ઉત્કટ ભાવથી સતત સ્મરણ થયા કરે છે તેનું જ સ્મરણ અંતકાળે થાય છે. મૃત્યુ સમયે જેનું સ્મરણ કરતો કરતો મનુષ્ય પોતાના દેહનો ત્યાગ કરે છે તેને જ તે પામે છે એવો નિયમ છે.[1] 'अन्ते या मतिः सा गतिः।' 'અંત સમયે જેવી મતિ થાય છે તેવી ગતિ થાય છે' એવો ન્યાય છે. એ ન્યાય પ્રમાણે મૃત્યુ સમયે જે પરમાત્માનું સ્મરણ કરતો કરતો શરીર ત્યાગે છે તે તેને જ પામે છે.[2]

---

१ यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ अ. ८–६ ॥
२ अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ८–५ ॥
—भगवद्गीता ।

મુમુક્ષુ સાધકની જીવનયાત્રા સમાપ્ત થવા આવી છે. તે સત્યનું અપરોક્ષ દર્શન કરવા ઇચ્છે છે. સત્ય કહો કે પરમાત્મા કહો – એ બન્ને એક જ છે. આથી તે પૂષાને– સર્વના પોષક પરમાત્માને તેના સત્યરૂપી સ્વરૂપનું દર્શન કરાવવા પ્રાર્થે છે. સત્યનું – પરમાત્માનું સ્વરૂપ ચકચકતા સુવર્ણના પાત્રથી ઢંકાએલું છે. આ સુવર્ણમય પાત્ર એટલે સંસારના મોહક નામરૂપાત્મક પદાર્થોને પ્રગટાવતી પરમાત્માની મોહિની શક્તિ માયા અથવા અવિદ્યા. પરમાત્માનું સચ્ચિદાનંદ-રૂપ તેની ત્રિગુણાત્મિકા માયારૂપી પ્રકૃતિથી ઢંકાએલું છે. તેની આ પ્રકૃતિથી સર્જન પામેલા કામિની–કાંચન વગેરે વિષયો તેના સત્યસ્વરૂપનું દર્શન થવામાં વિઘ્નરૂપ બને છે. નામ-રૂપની યવનિકાથી આચ્છાદિત થએલું પરમાત્માનું 'अस्ति–भाति–प्रियात्मक' સ્વરૂપ દેખાતું નથી. ધીરો ભક્ત કહે છે તેમ, 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ' – માયા અથવા અવિદ્યાના તુચ્છ તરણાની પાછળ રહેલો બ્રહ્મ અથવા પરમાત્મારૂપી ડુંગર દેખાતો નથી. આ સંદર્ભમાં ભગવદ્ગીતામાંનું 'नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः।' 'મારી યોગમાયાથી ઢંકાએલો હું સર્વને પ્રત્યક્ષ થતો નથી'. એવું શ્રીકૃષ્ણનું વચન ધ્યાનમાં રાખવા જેવું છે. ઈશ્વરની યોગમાયાથી પ્રસારિત જગતના ભોગ્ય વિષયોના મૃગજળની પાછળ દોડતા, ધન, પ્રતિષ્ઠા અને કામિનીની મોહિનીથી ઉન્મત્ત થએલા મનુષ્યને સત્યનું દર્શન થતું નથી.[1] સુવર્ણથી–ધનથી સત્યનો સાક્ષાત્કાર થતો નથી તેમ જ પ્રતિષ્ઠા, કામિની વગેરેની વાસનાઓ પણ ઈશ્વરનું–સત્યનું દર્શન થવામાં અંતરાયરૂપે જ ખડી થાય છે.

ઈશ્વરના અનુગ્રહ વિના માયાનું આવરણ દૂર થતું નથી. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ આ વસ્તુનું સ્પષ્ટ કથન કરે છે:

'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते॥'
॥ ७–१४ ॥

'આ મારી દૈવી ત્રિગુણમયી માયા તરવી મુશ્કેલ છે. જે મારી જ શરણાગતિ લે છે તે આ માયાને તરી જાય છે.' હજારો ઉપાયો કરવા છતાં જ્યાં સુધી મનુષ્ય ઈશ્વરની પરમ કૃપાને પાત્ર થતો નથી ત્યાં સુધી તેની માયાનો પાર પામી શકતો નથી. આથી જ ઈશ્વરને શરણે ગએલો મુમુક્ષુ સાધક માયાનું રહ્યુંસહ્યું સૂક્ષ્મ રસરૂપી[2] (વાસનારૂપી) આવરણ પણ હઠાવી દેવા તેને અંતકાળે અંતરથી પ્રાર્થે છે. તેની અનન્ય ભક્તિથી પ્રસન્ન થએલા ઈશ્વરની કૃપાથી માયાનું આવરણ દૂર થઈ સત્યનો સાક્ષાત્કાર થવાની પળ નજીક આવી રહી છે.

સોળમા મંત્રમાં પણ સાધકના અંતરના ઊંડાણમાંથી આવતો ઈશ્વર-પ્રાર્થનાનો અવાજ સંભળાય છે. તે પરમેશ્વરને પૂષા, અદ્વિતીય દ્રષ્ટા વગેરે અનેક નામોથી સંબોધે છે. પરમેશ્વર સર્વનો પોષક, અદ્વિતીય અંતર્યામી, સમગ્ર જગતનો નિયામક, સૂર્ય[3]–સન્માર્ગે બુદ્ધિને પ્રેરનાર અને પ્રજાપતિ[4]–પ્રજાનો રક્ષક છે. મુમુક્ષુ ઈશ્વરને તેનાં માયામય, નામરૂપાત્મક સાંસારિક વિષયોરૂપી રશ્મિઓને દૂર કરવા, પાછાં ખેંચી લેવા પ્રાર્થે છે, જેથી તેના પ્રકાશમય જ્ઞાનસ્વરૂપનો સાક્ષાત્કાર થાય. ઈશ્વરની અનાદિ માયાશક્તિથી પ્રસારિત જગતના ચકમકતા ભોગ્ય અને દશ્ય પદાર્થોની રશ્મિજાળમાં ફસાએલા મનુષ્યને ચિત્સ્વરૂપ જ્યોતિર્મય પરમાત્માનાં દર્શન થતાં નથી.[5] તેજ અથવા પ્રકાશ જ્ઞાનને સૂચવે છે અને જ્ઞાન અથવા ચિત્ પરમાત્માનું સ્વરૂપ છે. દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ–આ સર્વેથી પર તેનું આ ચિત્સ્વરૂપ રહેલું છે. ચિત્–જ્ઞાન–ચૈતન્ય એ તેનું પરમ મંગલકારક સ્વરૂપ છે. તેના સાક્ષાત્કારથી જીવ કૃતાર્થ થાય છે. મુમુક્ષુ સાધકને પૂર્ણ શ્રદ્ધા છે કે, 'જે આ પુરુષ છે–ચિત્સ્વરૂપ પરમાત્મા છે તે હું છું.' તે જ પરમાત્માના અનુગ્રહ અથવા પ્રસાદથી તેની સાથે અભેદનો–ઐક્યનો અપરોક્ષ અનુભવ થશે એવી અચળ આસ્થાથી પ્રેરાઇને તે તેને પ્રાર્થે છે. મૃત્યુ સમયે તે 'જે આ પુરુષ છે તે હું છું' એવી તેની દૃઢ ભાવનાને વ્યક્ત કરે છે. તેની આ ભાવના પરમાત્માના અદ્વૈત સાક્ષાત્કારમાં તેને સહાયક થાય એ સ્વાભાવિક છે.

૧૬મા મંત્રમાં યોજાએલ ક્રિયાપદ 'समूह' નો 'तेजः'

૧ अमृतत्वस्य तु नाऽऽशास्ति वित्तेन। (बृ. उप.)

२ रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते (भ. गी.)
३ सुष्ठु ईरयति बुद्धिमिति सूर्यः।
४ प्राजापत्यः–प्रजापतिः। स्वार्थे ष्यञ्।
૫ આથી આ મંત્રમાં 'तेजो यत्ते रूपम्' એમ કહ્યું છે

[illegible] આવો ભાવાર્થ સંભવે છે: 'હે પરમેશ્વર! નામરૂપાત્મક પદાર્થોની રશ્મિજાળ–અર્થાત્ આવરણ દૂર કરી તમારા જ્ઞાનસ્વરૂપ તેજને (મારા પર) કેન્દ્રિત–એકત્રિત કરો.' તમારો જ્ઞાનાત્મક પ્રકાશ પ્રગટ કરો એવું તેનું તાત્પર્ય છે.

જીવ અને ઈશ્વર અથવા પરમાત્મા એક જ છે એવો અદ્વૈતનો સિદ્ધાન્ત આ મંત્રમાં દર્શાવવામાં આવ્યો છે. જીવ અને ઈશ્વરની વચ્ચે રહેલો માયાનો અથવા નામ-રૂપાત્મક અવિદ્યાનો સુવર્ણમય પડદો જ્યારે ઈશ્વરના જ અનુગ્રહથી દૂર થાય છે ત્યારે અદ્વૈતનો અપરોક્ષ અનુભવ થાય છે, એવો એ મંત્રનો નિષ્કર્ષ છે.

સત્તરમા મંત્રમાં સાધક અમૃત વાયુનું–સૂત્રાત્માનું સ્મરણ કરે છે. વિનાશી અને અવિનાશીનો ભેદ તે યથાર્થ રીતે સમજે છે. તે પ્રવાસ માટે તૈયાર થએલા પથિક જેવો છે. તેના શબ્દોમાં સાચી નિર્ભયતાનો રણકો સંભળાય છે. દેહના ત્યાગ માટે તે સુસજ્જ થએલો છે. દેહના નાશની તેને કોઈ ચિંતા નથી. આ દૃશ્ય જગત અને તેના શરીર વગેરે પાંચભૌતિક પદાર્થો નશ્વર છે અને જે જેમાંથી ઉત્પન્ન થયું છે તે તેમાં લય પામે છે, એવી સાચી સમજથી પ્રેરાઈને તે કહે છે, 'મારો પ્રાણ અમૃત વાયુમાં પ્રવેશ કરો અને દેહ ભસ્મ થાઓ'. માળાના મણકાની અંદર રહેલા સૂત્રની પેઠે સર્વ પદાર્થોમાં પરોવાએલા ચૈતન્યને સૂત્રાત્મા કહે છે. શરીરમાં રહેલો વાયુ અર્થાત્ પ્રાણ(vital forces), લિંગ શરીર જે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ–એ સત્તરનું બનેલું છે તેને ઉદ્દેશીને છે. પોતાના પાંચ-ભૌતિક શરીરના અંશો પોતપોતાનાં ઉપાદાનોમાં–પ્રકૃતિમાં પ્રવેશો અને પ્રાણ અથવા પોતાનું લિંગ શરીર સૂત્રાત્મા (Cosmic Life)માં પ્રવેશો એવી ભાવના તે વ્યક્ત કરે છે.

હવે તે 'ઓમ્'નું–પ્રણવનું સ્મરણ કરે છે. પ્રણવ ઈશ્વરનું નામ છે. ભગવાન પતંજલિએ 'ઓમ્'ને પ્રણવનો વાચક કહ્યો છે. શ્વેતાશ્વતર, માંડૂક્ય વગેરે ઉપનિષદોમાં પ્રણવનો ઘણો મહિમા ગાયો છે. પ્રણવનું ધ્યાન આત્મ-સાક્ષાત્કારનું ઉત્તમ સાધન છે. અહિંસા વગેરે વ્રતોનું પાલન કરી, ઇન્દ્રિયોનો સંયમ કરી, ભક્તિપૂર્વક 'ઓમ્'ની બ્રહ્મના પ્રતીક તરીકે ઉપાસના કરવાથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે એવું પ્રશ્ન-ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે. શ્વેતાશ્વતર, કઠ વગેરે ઉપનિષદોમાં પણ બ્રહ્મસાક્ષાત્કાર માટે પ્રણવના આલંબનને શ્રેષ્ઠ ગણ્યું છે. અંતકાળે ઓંકારનું સ્મરણ કરી જે દેહને તજે છે તેને બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે. ભગવદ્ગીતામાં બ્રહ્મપ્રાપ્તિના ઉપાય તરીકે પ્રણવનું મહત્ત્વ દર્શાવતાં કહ્યું છે કે:

'ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥'
॥८–१३॥

"'ઓમ્' એવા બ્રહ્મરૂપ એકાક્ષરનો ઉચ્ચાર કરતો–જપ કરતો અને મારું સ્મરણ કરતો, જે સાધક દેહનો ત્યાગ કરીને જાય છે તે પરમ ગતિને પામે છે."

'ઓમ્'નું ઉચ્ચારણ કરી સાધક બ્રહ્મથી અભિન્ન એવા જ્યોતિસ્વરૂપે અગ્નિનું સ્મરણ કરે છે. સર્વવ્યાપક જ્ઞાનસ્વરૂપ પ્રકાશમય પરમાત્માને તે પ્રાર્થે છે. પ્રાર્થનાનો ઊંડો ભાવ આવો છે: 'હે બ્રહ્મસ્વરૂપ અગ્નિ! સાત્ત્વિક વૃત્તિથી પ્રેરાઈ, નિષ્કામભાવે જે સત્કર્મો મારાથી થયાં છે તે લક્ષમાં લઈ મારા પર અનુગ્રહ કર. તારા સતત સ્મરણપૂર્વક, ફલેચ્છાનો ત્યાગ કરી, તારી જ પ્રેરણાથી મારાથી જે માનસિક, વાચિક અને કાયિક કર્મો થયાં છે તે ધ્યાનમાં લઈ મારા પર સંપૂર્ણ અનુગ્રહ કર. મારા હૃદયમાં તારું જ્યોતિર્મય સ્વરૂપ પ્રકાશિત કર. હવે વિલંબ ન કર' સાધકનું નિર્મળ થએલું હૃદય ઈશ્વર પ્રત્યેના ભાવાતિરેકથી છલકાઈ રહ્યું છે.

અઢારમા મંત્રમાં પણ તે પ્રકાશસ્વરૂપ અગ્નિની–પરમાત્માની પ્રાર્થના કરે છે. મંત્રનો ભાવાર્થ આવો છે: 'હે સર્વજ્ઞ દેવ! તું મને તારા સચ્ચિદાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવા કલ્યાણમય માર્ગે લઈ જા. તું મારાં સર્વ કર્મોને જાણે છે. તારાં નિરાવરણ સ્વરૂપનાં દર્શનમાં વિઘ્ન કરનાર મારાં જે કાંઈ કુટિલ પાપો હોય તેનો નાશ કર. હું તને વારંવાર નમસ્કારનાં વચનોથી પ્રાર્થું છું.'

અહીં 'ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः।' 'પાપકર્મોનો ક્ષય થતાં જ્ઞાનનો ઉદય થાય છે'–એ નિયમનું સ્મરણ થાય છે. જે કલ્યાણમય માર્ગે મોક્ષપ્રાપ્તિને માટે સાધક અગ્નિને યાચે છે તે અદ્વૈત-સાક્ષાત્કારનો, અભેદના સાક્ષાત્ અનુભવનો માર્ગ છે પરમેશ્વરની કૃપાથી જ્યારે અહંતા-મમતાનું, સર્વત્ર ભેદદર્શનનું અજ્ઞાનમય આવરણ

દૂર થાય છે ત્યારે યથાર્થ આત્મજ્ઞાન થાય છે, અદ્વૈતનો અપરોક્ષ અનુભવ થાય છે અને સાધક કૃતાર્થ થાય છે.

ભગવાનના અનુગ્રહનો પ્રકાર ભગવદ્ગીતામાં આ પ્રમાણે દર્શાવ્યો છે:

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥
॥ १०–१० ॥

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥
॥ १०–११ ॥

'મારામાં સતત એકાગ્ર ચિત્તવાળા, મને પ્રેમપૂર્વક ભજનારા તેઓને હું જ્ઞાનયોગ આપું છું, જેનાથી તેઓ મને પામે છે.'

'તેઓ પર અનુગ્રહ કરવા માટે તેમનાં અન્તઃકરણમાં રહેલો હું દેદીપ્યમાન જ્ઞાનદીપ વડે અજ્ઞાનથી જન્મેલા અંધકારનો નાશ કરું છું.'

મંત્રોમાં પૂષા, સૂર્ય, વાયુ, અગ્નિ, વગેરેનો ઉલ્લેખ પરમેશ્વરને ઉદ્દેશીને છે. આ સંદર્ભમાં ઋગ્વેદનો નીચેનો મંત્ર ધ્યાનમાં રાખવા જેવો છે:

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो
दिव्यः स सुपर्णो गरुत्मान् ।
एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं
मातरिश्वानमाहुः ॥ २–३–२३ ॥

'આ પરમેશ્વરને પંડિતો ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ, દિવ્ય સુંદર પાંખવાળું પક્ષી, યમ અને માતરિશ્વા કહે છે એક જ પરમેશ્વરનો વિદ્વાનો અનેક પ્રકારે ઉલ્લેખ કરે છે.'

ઈશાવાસ્ય પરના શાંકરભાષ્ય અને તેને અનુસરતી ટીકાઓ પ્રમાણે પંદરમો અને સોળમો મંત્ર સૂર્યને ઉદ્દેશીને છે. તેમનો ભાવાર્થ નીચે પ્રમાણે છે. અંતસમયે કોઈ ઉપાસક સૂર્યની આ રીતે પ્રાર્થના કરે છે:

'સુવર્ણ જેવા પ્રકાશક પાત્ર વડે આદિત્યમાં રહેલા સત્યનું–બ્રહ્મનું સ્વરૂપ ઢંકાએલું છે. તેને હે સર્વના પોષક સૂર્ય, આપ ઉઘાડો જેથી મને સત્યસ્વરૂપનું જ્ઞાન થાય.' (૧૫)

'હે પૂષા! હે એકલા પ્રવાસી! સૂર્ય! પ્રજાપતિના પુત્ર! તારાં કિરણો ખસેડી લે, તારું તેજ સંકોચી લે; મને તારું અત્યંત શોભન સ્વરૂપ જોવા દે. કારણ કે જે આ (તારામાં) પુરુષ છે તે હું છું.' (૧૬)

૧૫મા મંત્રમાં સત્યલોકમાં જવા ઇચ્છતો સાધક ત્યાં જવાના માર્ગને ઢાંકી દેતું તેજોમય મંડળ દૂર કરવા સૂર્યને પ્રાર્થે છે. સત્યસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિ માટે તે સૂર્યને તેની રશ્મિજાળ દૂર કરી સત્યલોકમાં–બ્રહ્મલોકમાં જવાનું દ્વાર આપવા પ્રાર્થે છે.

૧૬મા મંત્રમાં ઉપાસક આદિત્યમાં રહેલા પુરુષનું અભેદભાવે ચિંતન કરે છે. તે સૂર્યને તેનાં તાપક કિરણો દૂર કરી તેના વાસ્તવિક અતિમંગલ સ્વરૂપનું દર્શન કરાવવા પ્રાર્થે છે. તેને પૂર્ણ શ્રદ્ધા છે કે પોતાનું સ્વરૂપ અને આદિત્યમંડળમાં રહેલા સ્વયંપ્રકાશ સર્વશક્તિના આધારભૂત અંતર્યામી પુરુષ–એ બન્ને એક છે.

આમાં આપેલો પંદરમો મંત્ર માધ્યંદિન શાખામાં સત્તરમી કંડિકા તરીકે આપ્યો છે, અને 'योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ ॐ खं ब्रह्म ॥' એવો પાઠ ત્યાં આપેલો છે. ૧૬મો મંત્ર તે શાખામાં નથી.

૧૭ અને ૧૮મા મંત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે:

'મારો પ્રાણ – લિંગ-શરીર વાયુને – સૂત્રાત્માને પ્રાપ્ત થાઓ અને મારું સ્થૂળ શરીર ભસ્મ થાઓ. હે મન! સ્મરણ કર, પૂર્વે કરેલાં કર્મોનું સ્મરણ કર. ઓમ્. હે મન! કરેલાં કર્મોનું સ્મરણ કર.' (૧૭)

'હે અગ્નિ! મુક્તિરૂપી ફળની પ્રાપ્તિ માટે તું અમને શોભન માર્ગે (દેવયાન માર્ગે) લઈ જા. હે દેવ! તું અમારાં સર્વ કર્મો અને જ્ઞાનોને જાણે છે. અમારાં કુટિલ પાપોનો નાશ કર. અમે તને અનેક નમસ્કાર-વચનો અર્પણ કરીએ છીએ. (૧૮)

૧૭મા મંત્રમાં રહેલો 'પ્રાણ' શબ્દ પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ–એ સત્તરના બનેલા લિંગશરીરનું ઉપલક્ષણ છે. ઉપાસક ઇચ્છે છે કે તેનું લિંગશરીર સૂત્રાત્માને પ્રાપ્ત થાય અને જેનું કાર્ય પૂર્ણ થયું છે એવું શરીર ભસ્મીભૂત થાય. 'ક્રતુ'[1]ના

[1] 'क्रतो स्मर।'માં 'क्रतो'–એ જે અગ્નિની બ્રહ્મચર્યથી આરંભીને પરિચર્યા કરી તે અગ્નિનું સંબોધન છે, એવો પણ અર્થ જોવા મળે છે. જુઓ. મહીધરની ટીકા–'क्रतो स्मर। योऽग्निर्ब्रह्मचर्यादारभ्य परिचरितः सः मनःश्वासरूपेणावस्थितः संबोध्यते।'

સંકલ્પ, યજ્ઞ વગેરે અર્થો થાય છે. અહીં તેનો 'મન' એવો અર્થ કર્યો છે કેમ કે મન સંકલ્પાત્મક છે. ઉપાસક તેના મનને પૂર્વે કરેલાં કર્મોનું સ્મરણ કરવા પ્રેરે છે જેથી ઉત્તમ ગતિનું નિર્માણ થાય. આ ઉત્તમ ગતિ જેને માટે તે ઝંખે છે તે બ્રહ્મલોકની પ્રાપ્તિ છે.

૧૮મા મંત્રમાં ઉપાસક મુક્તિરૂપી ફળની પ્રાપ્તિ માટે શોભન માર્ગ–ઉત્તરાયણ માર્ગે પોતાને દોરી જવા અગ્નિને પ્રાર્થે છે. તે દક્ષિણાયન-માર્ગથી કંટાળી ગયો છે. દક્ષિણમાર્ગ અથવા પિતૃયાણમાર્ગ વારંવાર સંસારની પ્રાપ્તિ કરાવનારો છે. પરંતુ ઉત્તરાયણમાર્ગે બ્રહ્મલોકમાં ગએલો ઉપાસક ફરીથી સંસારમાં આવતો નથી, પણ ત્યાં જ જ્ઞાન પામીને તે વિદેહમુક્ત થાય છે. સગુણ બ્રહ્મનો ઉપાસક ઈશ્વરના અનુગ્રહથી મરણ સમયે તેના હૃદયમાંથી બ્રહ્મરંધ્ર સુધી જતી સુષુમ્ણા નાડી દ્વારા બ્રહ્મરંધ્રમાંથી પ્રયાણ કરે છે. સુષુમ્ણા નાડીના દેવતા અગ્નિ છે. બ્રહ્મલોકમાં જનાર તે ઉપાસકને પ્રથમ અગ્નિનો અભિમાની દેવ પોતાના લોકમાં લઈ જાય છે; ત્યાંથી દિવસનો અભિમાની દેવ તેને સ્વલોકમાં લઈ જાય છે. ત્યાંથી શુક્લપક્ષનો અભિમાની દેવ તેને પોતાના લોકમાં લઈ જાય છે અને ત્યાંથી આગળ ઉત્તરાયણના ૭ માસનો અભિમાની દેવ તેને પોતાના લોકમાં લઈ જાય છે. ત્યાંથી સંવત્સરના, દેવલોકના અને વાયુલોકના અભિમાની દેવને તે ક્રમશઃ પ્રાપ્ત થાય છે. ત્યાંથી તે આદિત્યને, આદિત્યથી ચન્દ્રમાને અને ચન્દ્રમાથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. વિદ્યુલ્લોકમાં આવેલા તે ઉપાસકને લેવા હિરણ્યગર્ભની આજ્ઞાથી દિવ્ય પુરુષ આવે છે. તે દિવ્ય પુરુષ તેને ક્રમશઃ વરુણલોકમાં, વરુણલોકમાંથી ઇન્દ્રલોકમાં, ઇન્દ્રલોકમાંથી પ્રજાપતિલોકમાં અને પ્રજાપતિના લોકમાંથી બ્રહ્મલોકમાં લઈ જાય છે. આ બ્રહ્મલોકના અધિપતિ હિરણ્યગર્ભ હોય છે. આ બ્રહ્મલોકમાં સંકલ્પથી સિદ્ધ થતા દિવ્ય ભોગો ભોગવતો તે ઉપાસક મહાપ્રલય થતાં સુધી રહે છે અને જ્યારે મહાપ્રલય સમયે હિરણ્યગર્ભનો લોક નાશ પામે છે ત્યારે સંપૂર્ણ બ્રહ્મસાક્ષાત્કાર પામેલો તે ઉપાસક વિદેહમુક્તિ પામે છે. આ પ્રકારની મુક્તિને ક્રમમુક્તિ કહેવામાં આવે છે.

૧૮મા મંત્રમાં યોજાએલા 'રાયે'નો અર્થ શ્રી. રામચન્દ્ર પંડિતે 'भोग्याय फलाय मुक्तिरूपाय'–'મુક્તિરૂપી ભોગ્ય-ફલની પ્રાપ્તિ માટે' એવો કર્યો છે. શ્રી ઉવટાર્ય પણ 'मुक्तिरूपाय धनाय'–'મુક્તિરૂપી ધનની પ્રાપ્તિ માટે' એવો અર્થ લે છે. શ્રી અનંતાચાર્યને પણ એ જ અર્થ અભિપ્રેત છે. શ્રી શંકરાચાર્યના ભાષ્યમાં 'धनाय कर्मफलोपभोगाय' 'ધન માટે–કર્મફળના ઉપભોગ માટે' એવો અર્થ સ્વીકાર્યો છે. 'सुपथा'નો અર્થ શાંકરભાષ્યમાં 'शोभनेन मार्गेण' 'શોભન માર્ગ દ્વારા' એવો લીધો છે અને ત્યાર પછી તેમાં "सुपथेति विशेषणं दक्षिणमार्गनिवृत्त्यर्थम्। निर्विण्णोऽहं दक्षिणेन मार्गेण गतागतलक्षणेनातो याचे त्वां पुनः पुनर्गमनागमनवर्जितेन शोभनेन पथा नय।" "'सुपथा'–એ વિશેષણ દક્ષિણમાર્ગની નિવૃત્તિ માટે છે. હું (સંસારમાં) ગમનાગમનરૂપી માર્ગથી કંટાળી ગયો છું, માટે ફરીફરી ગમનાગમનરહિત શોભન માર્ગે તું મને દોરી જા એવી યાચના કરું છું." એવી પંક્તિઓ છે. આથી ઉપાસક અનાવૃત્તિમાર્ગે–દેવયાનમાર્ગે બ્રહ્મલોકમાં મુક્તિ માટે જવા ઇચ્છે છે એમ સમજાય છે.

માધ્યંદિન શાખામાં સત્તરમો મંત્ર પંદરમી કંડિકા સ્વરૂપે છે; તેમાં ઉત્તરાર્ધમાં 'ॐ क्रतो स्मर क्लिबे स्मर कृतꣳस्मर' એવો પાઠ છે. 'હે અગ્નિ! સ્મરણ કર. મારે પ્રાપ્ત કરવા યોગ્ય લોકમાં મને લઈ જવા માટે (क्लिबे– प्राप्तुं योग्याय लोकाय) સ્મરણ કર. મારાં કરેલાં કર્મોનું સ્મરણ કર' એવો અર્થ છે.

વિશિષ્ટાદ્વૈતમતને અનુસરતો આ ચારે મંત્રોનો સારાંશ અને તાત્પર્યાર્થ નીચે પ્રમાણે છે. આ સારાંશ મુખ્યત્વે શ્રી કૂરનારાયણની પ્રકાશિકા ટીકાને આધારે આપ્યો છે :

'હે પૂષા–સર્વપાલક! સત્યનું–જીવનું મુખ મન સુવર્ણના પાત્રથી–સુવર્ણ જેવા પ્રલોભક ભોગ્ય પદાર્થોથી ઢંકાઈ ગયું છે. આપ સત્યધર્મોના દર્શન માટે તે આચ્છાદન દૂર કરો.' (૧૫)

મનને સત્યનું મુખ કહ્યું છે કેમ કે મનરૂપી દ્વારથી જ આત્મસ્વરૂપનું મનન થાય છે. હે પ્રભુ! મારા મન પરથી વિષયવાસનાનું આચ્છાદન દૂર કરો જેથી આપનું દર્શન થાય એવો ઉપાસકનો ભાવ છે.

'હે આશ્રિત જનોના પોષક! અંતર્યામી! બુદ્ધિપ્રેરક! પ્રજાપતિ! આપના દિવ્ય રૂપના દર્શનમાં અનુપયોગી

એવાં ઉગ્ર રશ્મિઓ દૂર કરો. આપનાં દર્શનમાં ઉપયોગી આપનાં તેજને એકત્ર કરો જેથી કલ્યાણગુણોનું આશ્રય આપનું દિવ્યરૂપ હું જોઈ શકું. જે આદિત્યમાં મહાપુરુષ ભગવાન વિષ્ણુ છે તે જીવના અંતર્યામી છે.' (૧૬)

સત્તરમા મંત્રમાં ઉપાસકનું અંતિમ સ્મરણ છે. તે પ્રકૃતિ અને આત્માના વિવેકનું અનુસંધાન કરે છે.

'જીવ વાયુ છે–તેનાં કર્મો પ્રમાણે જુદા જુદા દેહોમાં ગમનશીલ છે (वातीति वायुः। वा गतिगन्धनयोः।), અનિલ છે એટલે નિલયન વિનાનો છે–દેહરહિત છે, અમૃત–અવિનાશી છે અને આ શરીર નશ્વર છે. ઓમ્. હે ક્રતુ–યજ્ઞસ્વરૂપ વિષ્ણુ! મને યાદ કરો; મેં જે કર્મ, ઉપાસના વગેરે કર્યાં હોય તેનું સ્મરણ કરો.' (૧૭)

ઉપાસક ચિદ્ અને અચિદ્‌નો વિવેક કરે છે. જીવ અમર છે અને અનિલયન છે–તેનો દેહ વગેરેનો સંબંધ ઔપાધિક છે, સ્વભાવથી તે દેહરહિત છે. કર્મવશ એવું આ શરીર નાશવંત છે, ભસ્મમાં મળી જનારું છે માટે તેના પ્રત્યે વૈરાગ્ય થવો જોઈએ એવો ભાવ છે.

હે અગ્નિરૂપી શરીરવાળા ભગવાન! (અથવા હે ઉર્ધ્વગતિ કરાવનાર ભગવાન!) અમને બ્રહ્મપ્રાપ્તિ માટે–આપની પ્રાપ્તિ માટે શોભનમાર્ગે (અર્ચિરાદિ માર્ગે) આપ લઈ જાવ. હે દેવ! આપ સર્વ ચતુર્વિધ પુરુષાર્થોના ઉપાયો જાણનાર છો–સર્વજ્ઞ છો. (આપની પ્રાપ્તિમાં પ્રતિબંધક) અમારાં કુટિલ પાપોનો નાશ કરો. અમે આપને નમસ્કારનાં વચનોથી પ્રાર્થીએ છીએ.

*

'ગણરાજ્ય એ રાજાશાહી તેમ જ અલ્પજનશાહીથી ભિન્ન પ્રકારનું રાજ્યતંત્ર હતું. 'યૌધેયગણ' કે 'માલવગણ' જેવા શબ્દપ્રયોગો બતાવે છે કે આ પ્રકારનાં રાજ્યોનો આરંભ કદાચ જુદી જુદી જાતિઓ કે ટોળીઓમાંથી થયો હોય. પ્રારંભમાં, અમુક દાખલાઓમાં એવું હોય, તો પણ ગણરાજ્ય એ નિઃશંક રીતે રાજાનિષ્ઠ નહિ, પરંતુ પ્રજાનિષ્ઠ તંત્ર હતું. આ ભેદ બહુ સ્પષ્ટ હતો. બૌદ્ધ ગ્રંથ 'અવદાનશતક'ની એક કથામાં મધ્ય દેશના કેટલાક વેપારીઓ દક્ષિણમાં જાય છે. ત્યાંનો રાજા એમને પૂછે છે કે, 'તમારા વતનના દેશોમાં રાજાઓ કેવા છે?' ત્યારે તેઓ ઉત્તર આપે છે કે, 'દેવ! કેટલાક દેશો ગણાધીન છે અને કેટલાક રાજાધીન છે.'

'ગણ'નો બંધારણીય અર્થ અહીં ચોખ્ખો છે. ગણરાજ્યમાં સર્વ સત્તાનું પ્રભવસ્થાન કોઈ એક વ્યક્તિ નહિ, પણ સમસ્ત ગણ અથવા લોકસમુદાય હતો. યૌધેયો, માલવો અને અર્જુનાયનોના સેંકડો સિક્કા મળે છે, જેમાં કોઈ રાજાનો નહિ, પણ તે તે ગણનો જ નિર્દેશ છે. ત્રિગર્તોના સિક્કા તો ત્રિગર્ત જનપદના નામે જ બહાર પડેલા હતા.

એવી દલીલ કોઈ વાર સાંભળવામાં આવે છે કે પ્રાચીન ભારતનાં ગણતંત્રોને લોકશાહી કે પ્રજાસત્તાક નામ આપી શકાય નહિ, કેમ કે એમાં કુલ સત્તાનું પ્રભવસ્થાન સર્વ નાગરિકો નહિ, પણ એક નાનો ઉદાત્ત વર્ગ હતો; આથી એને બહુ તો 'એરિસ્ટોક્રસી' અથવા શિષ્ટશાસન કે ઉદાત્તવર્ગીય શાસન કહી શકાય. આ દલીલ બરાબર નથી. પુખ્ત મતાધિકારવાળાં પ્રજાતંત્રનો આજે આપણે સમજીએ છીએ તે અર્થ યૌધેય, શાક્ય, માલવ, લિચ્છવી અને અંધકવૃષ્ણિ અથવા યાદવ ગણરાજ્યને લાગુ પાડી શકાય એમ નથી. આજે પણ જગતના કેટલાક લોકશાહી દેશોમાં હજી સ્ત્રીઓને મતાધિકાર નથી. ઈંગ્લંડમાં ઓગણીસમી સદીની અધવચ સુધી એક જ વ્યક્તિ કે કુટુંબના કુલ અધિકાર નીચેનાં 'પૉકેટ બરો' હતાં. પણ તેથી એ દેશોને પ્રજાતંત્રની પંક્તિમાં નહિ ગણવાનું કંઈ કારણ નથી. રાજ્યશાસ્ત્રના પ્રમાણભૂત ગ્રંથોએ આપેલી વ્યાખ્યા મુજબ, સર્વોચ્ચ સત્તા રાજા અથવા સરમુખત્યાર જેવી એક જ વ્યક્તિમાં કેંદ્રિત થએલી ન હોય, પણ અનેક વ્યક્તિઓના સમુદાયમાં વહેંચાએલી હોય એવી રાજ્યવ્યવસ્થા પ્રજાતંત્ર ગણાય. સ્પાર્ટા, એથેન્સ, રોમ અને મધ્યકાલીન વેનિસ આ અર્થમાં પ્રજાતંત્રો હતાં. સેંકડો વર્ષ પૂર્વેનાં ભારતીય ગણરાજ્યો પ્રત્યે પણ આ દૃષ્ટિએ જોવું જોઇએ.'

('ઇતિહાસ અને સાહિત્ય') ભોગીલાલ જ. સાંડેસરા

*

# અ-મૃત મૂર્તિ મણિલાલ દેસાઈ

હેમન્ત દેસાઈ

આ જે એ નથી, એનું નામ છે. એ નામની સાથે, ઊડતા ને હૃદયને ચોંટી જતા શબ્દો છે–'તેજેમઢ્યા શબ્દો'. મૌનમાં રાચનાર, અંધકારના ઓથાર નીચે દબાયેલા એ એકાકી જીવે ઉચ્ચારેલી વૈખરી આજ પણ આપણી પાસે છે; તે આપણી–ગુજરાતી સાહિત્યની, સંપત્તિ છે. પણ એ શબ્દ, એ લય, એ પ્રતીકોનો ઉપાસક ક્યાંક અંધકારમાં ઓગળી ગયો છે; સનાતન મૌન થઈ બેઠો છે. એની પાછળ વૃદ્ધ માતાપિતા, ભાઈઓ, સ્વજનો અને અનેક મિત્રોને રડતાં મૂકી એ તા. ૪-૫-૧૯૬૬ની વહેલી સવારે (૬-૩૫ વાગ્યે) ચાલ્યો ગયો.

એ રમૂજી, નિખાલસ અને તરવરિયા જુવાનનું નામ મણિલાલ. ઘરનું હુલામણું નામ 'બુધુ'; દોસ્તો એને પ્રેમથી 'મણિયો' કહેતા. આ બધાં નામો યથા-પ્રસંગે પોતે પણ વાપરતો. અરે, એ તો પોતાની ઓળખ આપવા કૈં કૈં વિચિત્ર અભિધાનો યોજતો—વાતોમાં ને પત્રોમાં. પણ જેનાથી એ જાણીતો ને માનીતો થયો અને જે શ્રવણે કે દૃષ્ટિએ પડતાં આજે પણ તેની મૂર્તિ ખડી થાય છે તે મન્નનું નામ તો મણિલાલ દેસાઈ.

એ નામ મેં પહેલવહેલું સાંભળ્યું હતું પ્રો. રામપ્રસાદ શુક્લને મુખે. ૧૯૬૩માં, કવિલોકે મુંબઈમાં યોજેલ કાવ્યસત્રનો અહેવાલ 'જનસત્તા'ના સાહિત્યવિભાગ માટે એણે લખી મોકલ્યો હતો. તે વાંચ્યો તે નિમિત્તે અમે એની કેટલીક વાતો કરેલી. પછી વાંચ્યાં એનાં કાવ્યો. ત્યાર પછી થોડાક સમયમાં જ અમદાવાદમાં કવિ ચિનુ મોદીને ત્યાં કેટલાક કવિમિત્રો ભેગા મળ્યા હતા ત્યારે રાત્રે એની પ્રથમ મુલાકાત થઈ. બોલકો સ્વભાવ, શિષ્ટ વાણી અને શબ્દે શબ્દે નીતરતો કવિતાનો ઉત્સાહ. ગમી જાય એવો માણસ. એની સાથેના પરિચયનો ઇતિહાસ લાંબો નથી; એનો ખુદનો ઇતિહાસ જ ક્યાં લાંબો છે? એના મૃત્યુનો પ્રસંગ એવો અણધાર્યો ને દુઃખદ છે કે તેના વિષે અસ્વસ્થ થયા વિના લખવું મુશ્કેલ છે. છતાં એની ચિર વિદાયને આટલો સમય વીત્યા પછી એના વિષે આ લખું છું ત્યારે એનું વ્યક્તિત્વ બરોબર દર્શાવી શકું તો ઘણું. મારી પાસે સંસ્મરણો ઝાઝાં નથી; માટે જરૂર પડયે મણિલાલના જ જડયા એટલા શબ્દોમાંથી થોડા રજૂ કરીશ. આમાંનું ઘણું-ખરું તો એના ગયા પછી જાણેલું–મેળવેલું છે અને કેટલું બધું જાણવા જેવું તો એ સાથે લઈને ગયો!–દઈ ગયો માત્ર વ્યક્તિત્વની સુવાસ ને વેદનાનું સંચિત મધુ.

પછી મણિલાલ બી.એ. થયો, એમ.એ. થયો, ઘાટકોપરની ઝુનઝુનવાલા કૉલેજમાં અધ્યાપક થયો. દરમિયાન કાવ્યો તો એક પછી એક–એક એક પે અદકાં–આવતાં જ ગયાં. સમય પર સવાર થઈને એ ઊડયો. સિદ્ધિનાં શિખરો સર કરતો ચાલ્યો. વૈશાખી વંટોળ જેવો અનેક સ્થળે ઘૂમી વળ્યો. મને છેલ્લો મળ્યો એ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનમાં સુરત, ડિસેમ્બર, ૧૯૬૫. અને પછી એની માંદગીના સમાચાર આવ્યા. ગુજરાત કૉલેજમાં ઈન્ટરવ્યૂ આપવા આવવાનો હતો. મે વેકેશનમાં અમદાવાદ રહેવાનો હતો. માંદગી ભારે નહોતી, ભરખી જાય એવી તો નહિ જ. શરીર ગાળી નાખેલું ખૂબ એણે. ઝપાટાબંધ જીવવાની લ્હાયમાં ને લ્હાયમાં મૃત્યુની તૈયારી થઈ ગયેલી?! પણ એ આમ અચાનક જશે એમ કોઈએ જાણેલું નહિ. એણે જાણ્યું હશે? કદાચ. મૃત્યુને નજીક આવતું ભાળી ગયો હોય એવા કેટલાક અણસાર એના લખાણમાં છે. જુઓ:

'જીવનમાં આ હસવાના છેલ્લા પ્રયત્નો
હૃદયમાંથી ખસવાના છેલ્લા પ્રયત્નો.'

આ પંક્તિઓ એણે જન્મદિને (તા. ૧૯-૭-'૬૪) પડાવેલી છબિ પાછળ લખી હતી; સંબંધીઓને મોકલી હતી! પછીના એક પત્રમાં અંગૂઠો પાડી બાજુમાં લખેલું: A thumb impression of Manilal Desai and who, is living being, is at Bombay. 6th Aug 1964.'

એ જ અરસામાં ભાઈ રણજિતભાઈને, તારીખ વગરના અને સરનામામાં નામ વગરના પોષ્ટ-કાર્ડ પર અથર્વવેદના એક શ્લોકની બાજુમાં એવી જ છાપ સાથે

આવું જ લખેલુ ગુજરાતીમાં: 'આ છે મણિલાલના ડાબા હાથના અંગૂઠાનું નિશાન જે મેં મારી હાજરીમાં કરાવેલું છે અને એ મણિલાલ જીવે છે એની ખાતરી રૂપે છે, વધારે એ જીવે કે નહિ એની ખાતરી રૂપે આ નથી.'

—અને છેલ્લે, કોઈ સ્વજનને જ ઉદ્દેશીને લખેલ ગદ્યકાવ્યમાં, (પ્રસિદ્ધ: કવિલોક, ૫૦, માર્ચ-એપ્રિલ, ૧૯૬૬) '૨૬ ફેબ્રુઆરી ૧૯૬૬નો પ્રશ્ન' એ શીર્ષક નીચેનાં આ માર્મિક વચનો: 'હું તો આ ત્રણે કાળથી પર ગતિહીન લય અને સ્થિતિહીન યતિ બનીને રહીશ, મારી વાસનાના સૂરજની પાછળ ખાડો ખોદી સૂઈ રહીશ, ...ધીમે ધીમે પાછળ જોયા વિના ચાલ્યા કરીશ. આગળના અવકાશમાં પાછળના અંધકારની ભાત ઉપસાવીશ, અને અનર્થની ભોંય પર અશોકસ્તંભની જેમ લોખંડનો થઈ ઊભો રહીશ—'

પરીક્ષાના દિવસો હતા. કામગીરી પતાવી ગામ જવાની તૈયારી હતી. દરમિયાન જ કવિલોકનો મે અંક આવ્યો, મણિલાલનું એ ગદ્યકાવ્ય વાંચી મૂકી દીધો. ત્યારે તરતમાં જ સાચાં નીવડેલાં આ વચનો પર વિચાર સરખો કર્યો નહિ, સ્વપ્ને ખ્યાલ નહિ આવાં આગોતરાં સૂચનનો–'જાણેલ હોય કદી શું વિધિના પ્રકાર?!'

પછીની કહાણી ઊંડા ખેદની–વસવસાની છે. એ મારે નોંધવી જ જોઇએ. તા. ૧લી મેએ અમે અમદાવાદ છોડયું. ૧૦મીએ મારા ભાઈનાં લગ્ન હતાં. આ ભાઈ મણિલાલ એટલામાં અમદાવાદ આવી ગયેલો તે મેં જાણેલું નહિ (પાછળથી જાણ્યું કે એ આવ્યો ત્યારે માંદો હતો અને મને મળવાની ઇચ્છા, એના મામાની દીકરી, બહેન રમીલા આગળ વ્યક્ત કરેલી પણ–ઈશ્વરેચ્છાબલિયસી'–ન જ મળાયું!) ગામ જતાં જ લગ્નની તૈયારીની ધમાલમાં પડયો હતો. છાપું જોવાનો ય સમય કયાંથી? તા. ૯મીની સવાર. ગ્રહશાંતિની વિધિ ચાલતી હતી. અમે મંડપ નીચે, પાટલે બેસી વચમાં પ્રકટાવેલ હુતાશનમાં દ્રવ્યો હોમતાં હતાં ને ટપાલ આવી. સહેજ સમય કાઢી ત્યાં જ વાંચવા માંડી. તેમાં 'અભ્યાસ'ના સંપાદક શ્રી પુરુષોત્તમ ગણેશ માવળંકરનો તા. ૫મીનો લખેલ પત્ર! અમદાવાદનાં છાપાંમાં એ દુઃખદ ઘટના વિષે વાંચી, મણિલાલનાં સંબંધીઓને તેમની વતી આશ્વાસન પાઠવવા તેમણે મને લખ્યું હતું. અમદાવાદમાં એ સમાચાર સાંભળતાં જ એક કવિ મિત્ર ડુસકે ડુસકે રોયા હતા. મારે દુઃખ હૃદયમાં ભારીને કર્તવ્ય બજાવવાનું હતું. કોઈને કાંઈ કહી પણ ન શકયો. પત્ર દબાવી દીધો. પણ લાગણી પર દાબ રાખતાં શું થયું તે આજે વર્ણવી શકાતું નથી. જીવનની વિચિત્ર રચનાએ મને આવા વસમા પ્રસંગોએ સ્વાસ્થ્ય સાચવતાં કાંઈક શીખવ્યું છે. પણ સ્વસ્થ રહેનાર (ઘણી વાર પરાણે) પર આવા આઘાતો આવ્યા જ કરે છે. મણિલાલના શબ્દો યાદ આવે છે: 'માણસ છે અને પરિસ્થિતિ છે.' એ બેનો મુકાબલો ચાલ્યા જ કરવાનો–ચાલ્યા જ કરવાનો? 'અનર્થની ભોંય' એ મણિલાલના શબ્દપ્રયોગને જીવન માટે જ સ્વીકારવાનું મન થાય છે.

માણસ સુખદુઃખના ભાવ વ્યક્ત ન કરી શકે ત્યારે શબ્દ નિરસાર, નિરર્થક લાગે છે. મૌનનો મહિમા વધે છે, પણ માનવી મૌન બને એ શબ્દની મર્યાદા કે એ માનવીની?–એની પરિસ્થિતિની? શબ્દથી અકળાઈ આપણે મૌન તરફ ઢળીએ છીએ. અને વળી પાછા એ મૌનની ઉદાસ એકલતાથી બચવા સારુ શબ્દનો સહારો શોધીએ છીએ. મણિલાલ પણ એકલો હતો, એની એકલતા વંધ્ય–વિફલ ન નીવડી; સર્જક શબ્દોની મુખરતાએ એને ઊગારી લીધો હતો. એણે સાચું જ કહ્યું છે:

'કોતરમાં કોરાઈ રહેલા
પડઘાને હું શબ્દ બનાવી જાણું–'

શબ્દનો કીમિયાગર, શબ્દનો એ શોધક ગયો અને આદિલનો આ પ્રશ્ન—

'કાલે શબ્દો કી ઉદાસી પી કે લહેરાયેગા કૌન?
વક્ત કી દીવાર સે અબ સર કો ટકરાયેગા કૌન?'

—અનુત્તર, મૌન જ રહે છે!

મણિલાલના અવસાનના સમાચાર માનવા હૃદય તૈયાર નહોતું થયું: (બે દિવસ પછી અંતરમાં ઘોળાતી વાત પત્નીને, કુટુંબીજનોને કહી પણ ખરી:) શ્રી. માવળંકર જેવા ચીવટ અને ચોકસાઈવાળા માણસ ભૂલ તો ન જ કરે. પણ એમની સરતચૂક થઈ હોય તો કેવું સારું! કોઈ બીજો મણિલાલ ગયો હોય એવું ન બને? કે આપણો મણિલાલ જ — પણ આવું તો

કોઈ મજાકમાં ય ન કહે ને. — મનના જ અગ્રરંગ! અમદાવાદમાં એક કવિમિત્રે બીજાને ટેલિફોનથી સમાચાર આપ્યાઃ 'મણિલાલ ગુજરી ગયો!' પેલો કહેઃ 'હવે મજાક છોડ!' 'ના, ખરું કહું છું, આપણો મણિલાલ—' 'જા, જા! તારી પાસે બેઠો છે; એને ફોન આપ.' મિત્રો મશ્કરા તો ખરા જ. મણિલાલ પણ એમાં એક્કો! મહા મુશ્કેલીએ પેલા મિત્રે કઠિન સત્ય સ્વીકાર્યું. મણિલાલની સ્મશાનયાત્રામાં ખૂબ માણસો ઊલટ્યાં. ભાઈઓને ખભે ચઢીને એ સિધાવ્યો. 'અને અનર્થની સેંધ પર... લોખંડનો થઈ ઊભો' રહ્યો...ને ચિરંજીવ સુવાસ થઈ અનેક હૃદયો પર ફેલાઈ ગયો!

૨

હવે મણિલાલ નથી, તેની સ્મૃતિ છે. તેની અમૂર્ત અ-મૃત મૂર્તિ ગમે ત્યારે દૃષ્ટિ સમક્ષ તરવરે છે. કોઈ ભૂલતું હોય તો તેની યાદને સંકોરી સતેજ કરતી જીવતી જાગતી છબિઓ છે જેમાં વિવિધ મુદ્રાઓમાં તેનું વ્યક્તિત્વ અંકાયેલું છે. 'સમર્પણ' (૧૫ મે, ૧૯૬૬)માં પ્રકટ થયેલી છબિમાંનો, વિદાય લેતો હોય એમ બે હાથ જોડી રહેલો મણિલાલ કદી ભુલાય એમ નથી. ભ્રમરો ચઢાવી, હાથ લાંબા કરી ચર્ચા કરતો, ઘડીમાં ખડખડાટ હસી પડતો ને પાછો ગંભીર થઈ જતો, જાતજાતના ટુચકા ને મજાક ઉડાવતો, સૌમાં ભળતો છતાં અળગો ને અળગો રહેતો મણિલાલ ભુલાય એમ નથી. તીખો છતાં નમ્ર, તરવરિયો છતાં સ્વસ્થ, તોફાની છતાં શાંત, દરિયો; કેડી; જંગલ; ગામ ને નગર, જન ને વિજન—સૌને માણનારો અને તેનાં ગીત ગાનારો મણિલાલ ભુલાય એમ નથી.

તેની પાસે એક વિશિષ્ટ સૌંદર્ય-દૃષ્ટિ હતી. સુંદર વસ્તુઓનો સહચાર તેને ગમતો; વૈવિધ્યપ્રિય પણ એટલો જ. છબિઓનો અને સરસ કપડાંનો તેને ખાસ શોખ હતો. એટલે જ તો અવસાન-નોંધ સાથે પ્રકટ કરવા આપણાં ઘણાં સામયિકોને તેની જુદી જુદી છબિઓ મળી આવી! એ સિવાય પણ કેટલી પડી હશે. મુંબઈમાં સાહિત્ય પરિષદના સંમેલન વખતે તે મારી સાથે હતો. અમે બહાર જવા નીકળ્યા ને તેની નજર મારા વેશ પર પડી, કહે 'બુશશર્ટ ચોળાઈ ગયેલું છે. ચાલો, બદલી લો.' મેં કહ્યું: 'ભાઈ, મારે તો ચાલશે હવે.' પણ માને એ મણિલાલ નહિ. આખરે બદલાવ્યું જ. વરણાગી એવો કે બીજાઓની આવી કસર-કસૂર પણ ન સાંખે. એક પત્રમાંના એક વાક્યથી જ તેનો મિજાજ જણાશેઃ '... ઠેઠિયા પ્રોફેસરને કહેજે કે ટાઈ બાંધતાં મણિલાલ પાસે શીખો.' કૉલેજમાં નીમાયા પછી એક વાર સારી પેઠે તૈયાર થયો—નવાં બૂટ, નવો શર્ટ-ટાઈ—અને તેની બા પાસે જઈને કહેઃ 'જો બા, હવે હું પ્રોફેસર લાગું છું ને બરોબર?' પ્રભુ, વૃદ્ધ માતાને એ ચિત્ર ભૂલવાની, તે કોડીલા પુત્રનો અભાવ સહેવાની શક્તિ આપો.

તે સ્વમાની હતો, સ્વનિષ્ઠ અને સન્નિષ્ઠ હતો. અભિપ્રાય આપવામાં કોઈની સાડીબાર રાખતો નહિ. એક જાતની સ્વસ્થ બેપરવાઈ તેનાં વાણી-વર્તનમાં નિખરતી હતી. કોઈ સાથે વાંકું પડે કે 'વાયર કટ' કરતાં અચકાતો નહિ. કોઈને ખુશ કરતાં તેને આવડતું નહિ, પણ નાખુશ કરવાની ય વૃત્તિ નહિ. સાહિત્યમાં તે સત્ત્વને બળે જ આગળ વધ્યો. વાડા, વિવાદ કે ખખેડામાં ખાસ પડતો નહિ. બધા વર્ગો સાથે—સહુ સાથે તેને બનતું.

હાસ્યવૃત્તિ એ તેની અવિસ્મરણીય લાક્ષણિકતા. કોઈ સાથેની મુલાકાતની, ઈન્ટરવ્યૂની કે પોતાની જ કોઈક મુશ્કેલીની વાતો કાઢી ખૂબ હસાવતો. હાસ્ય, મર્માળા કટાક્ષ અને અનેકવિધ વક્તાથી ભર્યા તેના તમામ પત્રો જીવંત છે. તે વાંચીએ છીએ ત્યારે તેનું હસતું મુખ દેખાય છે ને રણકતો અવાજ સંભળાય છે. નોકરી છોડ્યા પછી જરૂરિયાત પૂરતું બીજું કમાઈ લેતો તે વિષે એક પત્રમાં લખે છેઃ

'માણસને ભગવાને (એ નાલાયકના બચ્ચાએ જ આ દુનિયા બગાડી છે) મન સાથે પેટ પણ આપ્યું છે... તે અત્યારે હું તો ૭૦ રૂ. ભાડાના અને ૫૦ રૂ. ખાવાના કમાઉં છું એ ઉપરાંત ગાડી (લાડી નહિ), પાણી (દારૂ નહિ), દૂધ (ચા નહિ), કપડાં (નાગો નહિ), હજામત (દાઢી નહિ), બૂટ (અડવાણ નહિ), ઝાડુ (કચરો નહિ), ઇલેક્ટ્રિક (અંધારું નહિ)નો ખર્ચ પણ બને તેટલી કમાવાની વૃત્તિ રાખી છે.'

એક જ વાક્યના તેના બીજા પત્રમાંની શૈલીછટા જુઓઃ

'આપ સૌને, કે જેઓ, ગામનાં કે પોતાનાં છોકરાંને રમાડવામાંથી, કે ભણાવવામાંથી, આજુબાજુવાળા વાંઢા કે પરણેલા છતાં વંઢા માણસો સાથે વાત કરવામાંથી, હજુ તો મૂતરીને ઊં કરવાની હામ નથી એવાં છોકરાંના વિવાહ-લગ્નની વાત કરવામાંથી, આ વર્ષે તો પરીક્ષા આપી જ દેવી છે એવી ખોટી છટક બારી ય પ્રવૃત્તિમાંથી, જવાહર-કેનેડીના ફોટાને ફ્રેમમાંથી બહાર ને બહારથી ફ્રેમમાં નાખવામાંથી, ઉપર આવતાં હો અને વખત મળતો હો તો મણિલાલ, જે મુંબાઈમાં મોટી મૂછો રાખી રાજાબાઈ ટાવરની નીચે વાંચે છે, જે ટેબલ પર મૂકેલાં ચોપડાંઓમાં ખોવાઈ જતી ઈન્ડીપેન શોધે છે,........તે યાદ કરે છે.'

ભાઈ કે મિત્રને પત્ર લખે એટલે તે બધાં જ માણસોને—પારોશીઓ તો ઠીક, દરજી, મોચી, ભંગી સુદ્ધાંને—યાદ પાઠવતો. દક્ષિણ ગુજરાતમાં અમારી જ્ઞાતિના ખેડૂતો (ધણિયામા)ને ત્યાં કામ કરતા દુબળા (હાળી) તેમનાં સગાંસંબંધીઓને પત્ર લખે—લખાવે (બીજા પાસેસ્તો, પોતે તો કક્કો ભણ્યો હોય તો ને) તેની એક ખાસ ભાષા લઢણ (gargon)ની નકલ કરી તેણે લખેલ એક પત્રમાંથી થોડા શબ્દો જોવા જેવા છે:

'ગામ અમદાવાદ મધે રહેનાર ભાઈ રણ તથા ભાભી કુસુમ તથા ડોહા નાના તથા ડોહી તથા બાજુ વારો ભાઈ......પાછળ વારાં ધણીધણીઆણી...જત ગામનાં લોકો તમુને યાદ કરે છે. અમો દિવારી પર આવસું... તમારો કાગર મલિયો.'

આ ઉપરાંત પત્રોમાં, ચિત્રો, રેખાંકનો, જુદી જુદી આકૃતિઓ અને સમસ્યાઓ પણ હોય. વાંચનારને પજવવામાં ય એને ખૂબ રસ. એક ઇનલૅન્ડ કાગળ ખાચોખાચ એવો ભરેલો કે વાંચતાં દમ નીકળે. ચારે બાજુ ફેરવવો પડે. ને પછી ત્યાં જ એની ટકોર: 'પત્ર ફેરવ ફેરવ શું કરો છો, ગાંડા લાગો છો. હીહીહીહી...... પત્ર વાંચતાં કેટલા દિવસ લાગ્યા?' તેના પત્રો માહિતી—પ્રધાન તેટલા જ સર્જનાત્મક છે કેટકેટલું ભર્યું છે એમાં—સુંદર વર્ણનો, કવિતાની સ્વ-રચિત કે અન્યની પંક્તિઓ, લખાયેલાં કાવ્યોની યાદી, જોયેલી ફિલ્મોનાં લિસ્ટ, મનનીય ચિંતન, રોષ, કટાક્ષ, ઠઠ્ઠા—બધું જ. એક નમૂનો: કવરમાં મુંબઈની 'BEST' ની ટિકિટ (ખીજું કાંઈ નહિ) પાછળ આમ લખીને મોકલેલી: 'આ ટિકિટ સાલા ખેચિયા અમદાવાદીને બતાવજે કે બસની ટિકિટ આવી હોય અમારા મુંબઈમાં. ને બસ તો કેવડી હોય તમારો દરિયાખાન ઘુમટ રહી જાય.'

એમ જ મુંબઈના લોકોને પણ તેણે ભાંડ્યા છે: 'મશિનની જેમ હસીને Good Morning કહેનાર મુંબઈવાસીઓ.' વળી, આ છે હાલના મુંબઈનું એનું અવલોકન: 'મુંબઈના ખાસ કોઈ સમાચાર નથી, સિવાય કે રોજ ગાડી નીચે એક બે માણસો કચરાની જેમ ચગદાઈ જાય છે, સિવાય કે લોકો એકબીજામાંથી રસ ચુસાવતા જાય છે, સિવાય કે જ્યારે જોઈએ અને જેટલો જોઈએ એટલો દારૂ મળતો જાય છે... હું છું અને મુંબઈ છે, માણસ છે અને પરિસ્થિતિ છે. બેય એકબીજાના પંજાઓ નમાવવાની કોશિશ કરે છે. જોઈએ, કોણ જીતે!'

પત્રનો જવાબ ન લખનાર પર એ કેવો ગુસ્સે થતો!: 'હુ ધારું છું કે ગયે અઠવાડિયે અમદાવાદના ટપાલિયો જીવતા હતા...મારો P.C. મળી ગયો હશે જ......જો હવે તમારો પત્ર નહિ આવે તો તમારી ઊંઘ બગડશે, તમારાં સપનાંમાં ભૂતડાકણ તમને બીવરાવશે અને ઊંઘ બગાડશે. તમારા પગમાં કાંટા વાગશે, તમારી આંખો બળવા માંડશે, અને તો યે પત્ર નહિ લખો તો તમારા માથામાં જૂ પડે! તમે નાપાસ થાવ, તમારું ભલું નહિ થાય!'

તે અભિમાની નહોતો, પણ સર્જકને છાજે તેવાં અહમ્-ગૌરવ તેનામાં હતાં. પોતાને વિશે પણ તે મન-માન્યું બોલે-લખે: (ગાડીના પ્રવાસનું વર્ણન)

'ગાડીની અંદર એક કવિ હતો. એટલે ગાડી ખૂબ જ સંભાળથી ચાલવા માંડી. કવિએ પુસ્તક કાઢી વાંચવા માંડ્યું. બાજુવાળા ઘાટકોપરના જ ભાઈ સાથે વાત (થોડીક) કરી. ભાઈ એ કવિ તો જબરા, બહાર કોઈ વખત જુએ ને ખૂબ યાદ કરે...કવિને થયું લાવને આ ગાડીના પાટા નીચે કચરાતાં અંધારાને બચાવી લઉં, ...લાવને નદીમાં ડૂબી જતા પેલા તારાને કિનારાની સૂકી હવામાં મૂકું......'

અમદાવાદથી મુંબઈ જઈને મામા પરના પત્રમાં લખે છે: 'હું મણિલાલ છું; અને મુંબઈમાં છું. અને મુંબઈ મારામાં છે. મારી આસપાસ હજુ અમદાવાદની સડકો ચકરાયા કરે છે. તમે મને મૂકવા આવ્યા તે મને ખૂબ જ ગમ્યું હતું. વાતમાં ને વાતમાં લલ્લુભાઈએ હૃદય ખોલેલું. મણિલાલે વગર વાતે ત્રણ ગાડીઓ ગુમાવી અને એની વાત થઈ. પણ બધા લલ્લુભાઈ મણિલાલ ન હોય! મણિલાલ તો લાખે એક પાકે.'

પ્રિય વાંચનાર! તમે કોઈ ન યે માનો પણ હું આ છેલ્લાં વિધાન સાથે સંમત છું. ભગવાન પણ કેવો છે લાખે એક આવા સર્જે છે અને તે પૂરા પ્રકાશે તેટલામાં જ તેને ઉપાડી લે છે! 'सहाणु माणस लाभत नाहीं'।

મુંબઈમાં તે એકલો રહેતો. માતાપિતા વતનમાં, ગોરગામ (વલસાડ પાસે) રહે. જૂનું મુંબઈરાજ્ય વિભક્ત થતાં ત્યાં નોકરી કરતા ચાર ભાઈઓ અમદાવાદ આવ્યા અને સૌથી નાનો તે ત્યારે ભણતો હોઈ મુંબઈમાં જ રહેલો. તે અમદાવાદ આવે ત્યારે ઊતરવાનો મોટે ભાગે મામાને ત્યાં જ. પછી ભાઈઓને, મિત્રોને મળે. છેલ્લે, અંતિમ વિદાય લેતાં પહેલાંય, તે મામાને ઘરે જ હતો. મણિલાલની સ્થિતિ ગંભીર થતાં, તેને સિવિલ હૉસ્પિટલમાં તત્કાલ ખસેડવા મામા (બાપુભાઇ)એ જે દોડધામ કરી તેવી જિંદગીમાં કદી નહિ કરી હોય. પુત્ર સમા લાડકડા ભાણેજને ગુમાવ્યા પછી મામા-મામીની આંખ સુકાતી નથી. હવે એ ઘરમાં મણિલાલને ખૂબ ભાવતું અને હંમેશાં જેની તે ઉઘરાણી કરતો–સંભારતો (પત્રોમાં ય) તે 'રીંગણનાં રવૈયાંનું શાક' કરવું મુશ્કેલ થઈ ગયું!

કોઈક વાર મજાકમાં તે 'અમારે પણ પરણવું છે' એવું લખતો છતાં લગ્નનો તે વિરોધ કરતો. કુદરતે તેની પાસે કરાવ્યો. તેના શબ્દોમાં 'લાડી લાવો' એવા મામાના પ્રસ્તાવના જવાબમાં, 'न संसारोत्पन्नं चरितमनुपश्यामि कुशलं' એ પંક્તિથી શરૂ થતો ભર્તૃહરિનો શ્લોક લખી મોકલ્યો હતો. ઉમર પણ ક્યાં એવી બધી હતી જે. –૧૯૩૯ના જુલાઈની ૧૯મી તારીખે તેનો જન્મ. ડૉ. હરિવલ્લભ ભાયાણીના માર્ગદર્શન હેઠળ તે Ph.D. થવા ઝંખતો હતો. તે પછી લગ્ન કરવું–બે ત્રણ વર્ષ બાદ–એમ સમજાવતો પિતાને તેણે લખેલો સૌમ્ય-નમ્ર પત્ર વાંચી, પિતાએ એવો પનોતો પુત્ર પામ્યાની કેવી ધન્યતા અનુભવી હશે! એ પત્રમાંથી હું કશું ઉતારી શકતો નથી. એવા ઉતારાઓનો તો પાર આવે એમ પણ નથી. મણિલાલના પત્રો તો, વ્યવસ્થિત સંપાદન કરી, સંબંધીઓની સંમતિથી બધા જ પ્રકાશિત કરવા ઘટે.

કવિતા લખવાની શરૂઆત મણિલાલે 'બાપુના શિષ્યો' એ કાવ્યથી ૧૯૫૨માં કરેલી. તે 'જનશક્તિ' (મુંબઈ)માં છપાયેલું. ત્યારે તેણે પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યું હતું. અને, વર્નાક્યુલર ફાઇનલ પાસ કરી, એ જ વર્ષે તે ઘાટકોપરની વાડીલાલ ચત્રભુજ ગુરુકુલ હાઈ-સ્કૂલમાં દાખલ થયો હતો. ત્યાં કવિતાની પ્રવૃત્તિ ચાલુ રહેલી. એ શાળામાં ભણતાં જ તેણે મુંબઈ રાજ્યની ચિત્રકલાની સ્પર્ધામાં સુવર્ણચન્દ્રક પ્રાપ્ત કર્યો હતો. શાળાના કવિસંમેલનમાં શ્રી મનસુખલાલ ઝવેરીની હાજરીમાં, 'અમાસમાં બીજ પડી ગઈ' એ કાવ્ય વાંચ્યું હતું. શાળાએ એ કાવ્યની ૧૫૦ પ્રત છપાવી, વિદ્યાર્થીઓમાં વહેંચી હતી. પ્રો. ઝવેરીની સહી (તા. ૬-૩-૫૭) વાળું ઊગતા કવિનું એ કાવ્ય જોતાં જણાય છે કે તેણે કવિતાક્ષેત્રે ખૂબ જ ઝડપી પ્રગતિ કરી હતી. ચાર પાંચ વર્ષમાં તે સિદ્ધહસ્ત કવિ થઈ ચૂક્યો હતો.

માધ્યમિક કક્ષા સુધી ભણવામાં તે બહુ ઝળકેલો નહિ. ૯મા ધોરણમાં હતો ત્યારે પરીક્ષામાં ચોરી કરાવતાં પકડાઈ જવાથી એક વર્ષ બગાડેલું. ને ત્યાર પછી અભ્યાસમાં તેજ આવેલું. એસ. એસ. સી. પાસ થઈ મુંબઈની કે. સી. કૉલેજમાં દાખલ થયો હતો. અને પાછળથી સોમૈયા કૉલેજમાંથી ગુજરાતી અને સંસ્કૃત વિષયો સહિત ૫૭% માર્ક મેળવી બી. એ. થએલો. એમ. એ. પણ બીજા વર્ગમાં સોમૈયામાંથી જ પસાર કરેલી. શ્રી જ્યોતિન્દ્ર દવેનો તે માનીતો વિદ્યાર્થી હતો. કે. સી. કૉલેજમાં કવિ પ્રો. સુરેશ દલાલનો સંપર્કનો તેને લાભ મળેલો; દરમિયાન કવિલોકની સભાઓમાં તે જતો. ત્યાર પછીની કવિ મણિલાલની પ્રવૃત્તિ તો જાણીતી છે.

૩

—છતાં, તેની લેખન-પ્રવૃત્તિ પર એક અલ્પ

રહે છે. આ શબ્દ બળપ્રેરક છે, અને સત્ તત્ત્વની નિષ્ઠાને નિરંતર યાદ કરાવે છે. આ પ્રકાશન પાછળ લોકપ્રિયતા મેળવવાનું ધ્યેય નથી; લોકપ્રિયતા ઊભી કરવાનો આશય છે. વધુમાં શ્રી ઉમાશંકરભાઇએ કહ્યું કે, આ પ્રકાશનની નકલો ન વેચાય તો નાસીપાસ થવાની જરૂર નથી. તેમાં પ્રજાનો કોઈ દોષ નથી. પ્રજાને આપણે શું આપ્યું છે કે જેથી તેની પાસે આશા રાખીએ? આવાં પ્રકાશનો તો વિચારોને ચાલતા કરવાનો ઉત્તમ ઉપાય છે. આ સારું કાર્ય છે, તેનો સૌને ચેપ લાગશે. માણસને કાર્ય કરતો જોઇને જ માણસો આવશે. આજે પ્રકાશિત થતું પુસ્તક લોકશાહી વિષે છે તે સૂચક છે. લિચ્છવીઓની લોકશાહીમાં પણ લઘુમતિને જ મતાધિકાર હતો, જ્યારે આજની આપણી લોકશાહીમાં પુખ્ત વયના સૌને મતાધિકાર છે. આમ શીર્ષકમાંના 'આપણી લોકશાહી' એ શબ્દો સૂચક છે. લોકશાહીમાં સંજીવની રહેલી છે. હવેનો સમય કટોકટીનો છે. પાંચમી ચૂંટણી તો પરસેવો પાડીશું તો જ આવશે, અને જો લોકશાહીનાં રક્ષણ માટે આપણે પરસેવો નહિ પાડીએ તો પછીથી લોહી પાડીશું તો પણ લોકશાહી વ્યવસ્થા જાળવી શકાશે નહિ. માટે આપણી સૌની લોકશાહીનું જતન કરવાની જવાબદારી છે.

બધા વક્તાઓનાં પ્રવચનોને અંતે વિદ્યાવિહારનાં વિદ્યાર્થીઓએ મધુર ગીત ગાયું હતું. ત્યાર બાદ શ્રી. હેમન્ત દેસાઇએ સૌ વક્તાઓનો તેમ જ આમંત્રિત મહેમાનોનો આભાર માન્યો હતો. અત્યંત આહ્લાદક વાતાવરણમાં સમારંભનું સમાપન થયું હતું.

*

## સંદેશાઓ

'Congratulations. Welcome new venture'.

Kaka Kalelkar

(તાર દ્વારા)

×

'તમે મહનીય દાદાસાહેબના જન્મદિને જે નવી પ્રવૃત્તિ કરવા ધારો છો અને તે માટે પ્રથમ પુસ્તિકા દાદાસાહેબની જ પ્રસિદ્ધ કરવા ધારો છો તે બધી રીતે યોગ્ય છે. તમારા જેવો વિદ્યાપુરુષપુત્ર કર્મયોગી અને વિદ્વાન એવા પિતાને આ રીતે જ સ્મરી શકે અને તેમનો જીવનયોગ આ રીતે જ લોકગમ્ય અને જીવંત રાખી શકે.

પ્રતિભામૂર્તિ શ્રી ઉમાશંકરભાઈ તે પ્રસંગે મંગળ પ્રવચન કરનાર છે એ જાણી વિશેષ પ્રસન્નતા થઈ. પ્રવક્તા પ્રસંગને અનુરૂપ જ છે.

તમારી નવી પ્રવૃત્તિમાં નવયૌવન સદાય આવતું રહે એવી આકાંક્ષા સ્વાભાવિક છે.' **પંડિત સુખલાલજી**

×

'સ્વ. પિતાશ્રીને જન્મદિને આપ 'સન્નિષ્ઠ પ્રકાશન'ની નવી પ્રવૃત્તિ શરૂ કરો છો તથા તેના પ્રથમ પ્રકાશન તરીકે વડીલની કૃતિ અને તે પણ લોકશાસન વિષયક બહાર પાડો છો, તે જાણી ખુશી થઈ. આપના અભિક્રમને સફળતા ઇચ્છું છું.

પ્રજાના અનેક દિશાના વિવિધ અભ્યુદયને ધ્યાનમાં રાખી આપણે શુદ્ધ અને સાત્ત્વિક પર્યેષણા દરેક વિષયમાં કરીએ અને લોકશિક્ષણનું ઉત્તમ કામ સાધીએ એ તો યુગધર્મ ગણાય. એ યુગધર્મ સર્વ કાળે સાક્ષરો અને પર્યેષકોનો હોય છે જ, પણ અત્યારે તો તે અનિવાર્ય છે. આ આપણી પ્રાર્થના भारतीळे सारस्वति यावः सर्वा उपशुवे। ता नश्चोदयतश्रिये।' **વિષ્ણુપ્રસાદ ત્રિવેદી**

×

'તમારી ચાલુ અનેક પ્રવૃત્તિઓ ઉપરાંત સન્નિષ્ઠ પ્રકાશનનો આરંભ કરો છો એ જાણી આનંદ થાય છે. 'અભ્યાસ' માસિક અને તેની આનુષંગિક પ્રવૃત્તિઓને તમે કુશળતાથી વિકસાવી છે અને તમારી રાહબરી નીચે સન્નિષ્ઠ પ્રકાશન પણ સફળતાને વરશે એ વિષે મને શંકા નથી. એ પરત્વે મારી શુભેચ્છાઓ પાઠવું છું.' **ભોગીલાલ સાંડેસરા**

×

'તમારા સંચાલન નીચે ચાલતી અનેક પ્રવૃત્તિઓમાં 'સન્નિષ્ઠ પ્રકાશન પ્રવૃત્તિ'નો ઉમેરો થાય છે – અને તે પણ પૂ. દાદાસાહેબના જન્મદિને – જાણી ખૂબ આનંદ થયો.

જે સમાજમાંથી 'નિષ્ઠા' જ અદશ્ય થતી જાય છે એ સમાજમાં 'સન્નિષ્ઠા' સ્થાપવાનો યત્ન મહત્ત્વાકાંક્ષી હોવા છતાં જરૂરી છે. 'સન્નિષ્ઠ પ્રકાશન' પ્રવૃત્તિનાં પ્રકાશનો, દિશાશૂન્ય બનતા જતા આપણા દેશને સંક્રાંતિકાળમાં પ્રેરક અને માર્ગદર્શક નીવડશે ને ઝાંખો પડવા માંડેલો આત્મવિશ્વાસ પુનઃ સતેજ બનાવવામાં સફળ નીવડશે તો તમારો પુરુષાર્થ લેખે લાગશે. આ શુભ પ્રવૃત્તિ ખૂબ પાંગરે એવી પ્રાર્થના હું કરતો રહીશ.' **રાજુ પંડિત**

[અનુસંધાન પૃ. ૧૯૪]

# અભ્યાસ

૬૬

વિચાર અને વિવેચનનું સામયિક

જાન્યુઆરી · ૧૯૬૭

निष्ठया संभूता नित्यं स्वाध્યायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક ૬


"પ્રજા તો કુમારિકા છે, અને એને કુંવારી મટાડવા ઇચ્છતા હો તો એને વરો, એને સુખી કરો, એનું નિરીક્ષણ કરો, રાત્રે ફરીને એનાં દુઃખોનો અને ફરિયાદોનો અભ્યાસ કરો. રામે ધોબીની ઊડતી વાત સાંભળી સીતાજીનો ત્યાગ કરેલો. તમે પણ પ્રજામત જાણીને એ પ્રમાણે વર્તવાનો યત્ન કરો. રાજાની તલવાર એ સંહાર કરવાનું ચિહ્ન નથી, એ તો રાજાનો ધર્મ ખાંડાની ધારે ચાલવાનો છે એ વાતના સાક્ષીરૂપે છે. ખાંડું હમેશાં યાદ અપાવે છે કે ખાંડાની ધારે ચાલજો, સીધે રસ્તે ચાલ્યા જજો. આડાઅવળા ન જશો."

ગાંધીજી

['મહાદેવભાઈની ડાયરી', પુસ્તક સાતમું. સંપાદક: ચંદુલાલ ભગુભાઈ દલાલ. પ્રકાશક: સાબરમતી આશ્રમ સુરક્ષા અને સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ–૧૩. પહેલી આવૃત્તિ; ફેબ્રુઆરી, ૧૯૬૫. પૃ. ૧૯૮]




સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ


સામાન્ય ચૂંટણી : થોડી વિચારણા ૧૯૯
પુરુષોત્તમ ગણેશ માવળંકર

દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૫૪ ૨૦૭
પાદટીપો ૨૧૩

રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રી ગોખલે ૨૨૫
ન. ઉ. રાજગુરુ

અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૩ ૨૩૧
પત્રકારિત્વ અને રાજકારણ
પ્રવીણચંદ્ર પારેખ

અપારમથીને પત્રો ૨૪૦
ચોથો પત્ર : 'કવિજીવન' નવલરામ
સુમન શાહ

લોકશાહી અને હિંસા ૨૪૫
પુરુષોત્તમ ગણેશ માવળંકર

કાવ્ય રસ વિવેચન: 'બળતાં પાણી' ૨૪૭
જયંત મોદી

અપક્ષ નાગરિકોને આહ્વાન ૨૪૯
દાદા ધર્માધિકારી

વાચન અને વિવેચન ૨૫૨

મધપૂડો
'રોમેશ'
વિશ્વ ઘટયું પણ અંતર ન ઘટયું ! ૨૩૦
સહુને વાસ્તે સ્વાતંત્ર્ય ! ૨૩૯, ૨૪૪
વિદેશી મદદ ૨૪૬

કૌમી તાલીમ પૂઠું ૪
ઝાકિર હુસેન


*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, ઍલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૬૬ અંક

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।



## सामान्य चूंटणी : थोडी विचारणा

લોકશાહી દેશોમાં નિયત સમયે થયાં કરતી ચૂંટણીને 'સામાન્ય' નું વિશેષણ લગાડવામાં આવે છે. એનું એક કારણ એ છે કે તે ચૂંટણી કોઈ એક વ્યક્તિ અગર મંડળ અગર સંસ્થા માટે નહીં પણ સર્વસામાન્ય સત્તા-પ્રતિનિધિત્વપદો માટે યોજાય છે. બીજું કારણ એ હોઈ શકે કે એમાં સામાન્યજનો ભાગ લે છે. આ બધાં, અગર મોટા ભાગનાં, સામાન્યજનો જ્યારે સમજપૂર્વક, સન્નિષ્ઠાથી, સાવધાનીથી અને સંયમપૂર્વક ચૂંટણીના કામમાં પ્રવૃત્ત થાય છે ત્યારે એ સામૂહિક પ્રયોગ અસામાન્ય સિદ્ધિઓ નિર્માણ કરે છે. 'સામાન્ય ચૂંટણી' એ કોઈ એક માણસ કે પક્ષને જિતાડવા માટેની ગોઠવણ નથી. આમજનતામાંથી સામાન્યતઃ ગમે તે વ્યક્તિ ઉમેદવારી કરી શકે, અને એવી ઉમેદવારી તથા હરીફાઈ બાદ, વિજયી ઉમેદવારો વિવિધ પક્ષો–પરિબળોમાં એકત્રિત હોય તે પૈકી બહુમતી ધરાવતા પક્ષમાંના ચુનંદા માણસોની સરકાર રચાય એવો શિરસ્તો છે. એટલે, સામાન્ય ચૂંટણી દ્વારા સરકાર રચવાની વ્યવસ્થા પણ લોકશાહી દેશોમાં અપેક્ષિત છે.

જે દેશમાં લોકતંત્ર હોય ત્યાં રાજ્યની સાર્વભૌમ સત્તાનું ઉગમસ્થાન લોકો છે, એવી સત્તાના સૂત્રધારો લોકો અગર તો લોકોના પ્રતિનિધિઓ છે, અને એ સત્તાનો ઉપયોગ સાધન તરીકે થઈને લોકકલ્યાણ સાધવાનો એમાં સતત ઉદ્દેશ અને કાર્યક્રમ રહેલો છે. લોકો જ્યાં રાજ્ય કરે તે લોકશાહી; પણ બધા લોકો રાજ્ય કરી શકે એ અસંભવિત છે. એવી વ્યવસ્થા વ્યવહારુ ન બને; માટે, બધા લોકોને બદલે થોડા લોકો રાજ્યકર્તા અને ધારાસભ્યો બને છે. આવા 'થોડા' લોકો કોણ હોય તે નક્કી કરવા માટે ચૂંટણી યોજાય છે. પસંદગી અગર નિમણૂંકનો માર્ગ હંમેશ દોષયુક્ત જ હોય એવું નથી; ચૂંટણીની પદ્ધતિ સદૈવ નિર્દોષ જ નીવડે એવું પણ નથી. છતાં, ચૂંટણીની રીતરસમ એકંદરે ઓછાં અનિષ્ટોવાળી છે, અને એ દ્વારા પસંદ થતા લોકપ્રતિનિધિઓ આખરે તો કોઈ એક વ્યક્તિ કે મંડળને બદલે લોકસમુદાયને વિશેષ જવાબદાર રહેતા હોવાથી તેમની જવાબદારી અને સામાજિક ભાવના સતેજ રહેવાની વધુ આશા રહે છે. ચૂંટાએલા આવા પ્રતિનિધિઓ પ્રજાના ગમે તે વિભાગમાંથી આવી શકે છે અને એમનાં પદની મુદ્દત મર્યાદિત હોવાથી નિરંકુશતાનો ભય ઘણો ઓછો રહે છે. 'એક વાર આપણે ચૂંટાયા એટલે કાયમ વિજયફળ ચાખતાં રહીશું' એવું નથી! ફરી ફરી ચૂંટાવું પડે છે. એમાં જ કોઈ કોઈ વાર હારવાની તૈયારી પણ રાખવી પડે છે.

ચૂંટણી કેટલાં વર્ષે કરવી, કેવી રીતે કરવી, કયાં પદ માટે કરવી વગેરે બાબતો વિષે સ્વાભાવિક જ બધા દેશોમાં એકસરખો કાયદો કે યોજના ન હોઈ શકે. અમેરિકાના પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે (નવેમ્બરના પ્રથમ સોમવાર પછીના મંગળવારે) થાય છે, અમેરિકાના સમવાય ધારામંડળ 'કૉંગ્રેસ'ના નીચલા ગૃહ 'હાઉસ ઑફ રેપ્રેઝેન્ટેટિવ્સ'ના તમામ સભ્યો દર બે વર્ષે ચૂંટાય છે અને ઉપલા ગૃહ સેનેટના ⅓ સભ્યો દર બે વર્ષે નિવૃત્ત થાય છે પણ ફરી ચૂંટાવાને લાયક છે; બ્રિટનમાં વધુમાં વધુ પાંચ વર્ષો સુધી કોઈ એક સરકાર સત્તા પર રહી શકે છે, પણ સામાન્યપણે એટલી મુદ્દત પૂરી થતાં સુધી કોઈ સરકાર બ્રિટનમાં સત્તાસ્થાને ચિટકી રહેતી નથી અને એ રીતે પાંચ વર્ષની અંદર બ્રિટનમાં સામાન્ય ચૂંટણીનો ચકરાવો ફરી ચાલુ થાય છે; ફ્રાન્સના નવા પાંચમા પ્રજાસત્તાકીય બંધારણ પ્રમાણે પ્રમુખની ચૂંટણી દર સાત વર્ષે થાય છે;

ભારતમાં દર પાંચ વર્ષે ચોક્કસ સમયે ચૂંટણી યોજવાનો બંધારણીય આદેશ છે–પાંચ વર્ષ પહેલાં પણ નહીં, પછી પણ નહીં: આમ, દેશ દેશ વચ્ચે ચૂંટણીના સમયમાં ફેર છે. ચૂંટણીની પ્રથા પણ દરેક લોકશાહી દેશમાં જુદી હોય છે. બ્રિટનમાં અને ભારતમાં મોટા ભાગે એક બેઠક ધરાવતાં મતદારમંડળોમાં સાદી બહુમતીથી સહુપ્રથમ આવનાર ઉમેદવાર વિજયી જાહેર થાય છે, જ્યારે યુરોપના ઘણા દેશોમાં 'પ્રમાણસર પ્રતિનિધિત્વ' ('પ્રપોર્શનલ રેપ્રઝેન્ટેશન') ની અને 'પક્ષીય યાદી' ('પાર્ટી લિસ્ટ') ની ચૂંટણી-વ્યવસ્થા છે, તો અમેરિકામાં પ્રમુખની ચૂંટણી પ્રત્યક્ષ રીતે પ્રમુખનું ખાસ મતદાર-મંડળ, પણ હકીકતમાં લોકો કરે છે અને 'કૉંગ્રેસ'ના સભ્યોની ચૂંટણી જે તે ઘટક-રાજ્યોમાંના લોકો જ સીધી રીતે કરે છે. વળી, અમેરિકન પ્રમુખને લોકો પ્રત્યક્ષપણે ચૂંટી કાઢે છે, જ્યારે બ્રિટિશ અને ભારતીય વડાપ્રધાનોને એમના પક્ષો બહુમતીથી કે સર્વાનુમતે ચૂંટે છે.

પરંતુ, ચૂંટણી અંગેના ઉપરોક્ત તફાવતો હોવા છતાં યે બધા લોકશાહી દેશોમાં કેટલીક બાબતો સમાન અને સર્વસંમત છે. ચૂંટણી એટલે પસંદગી, અને પસંદગી એટલે મુક્તપણે રજૂ થતા વિવિધ અને વિરોધી વિકલ્પો વચ્ચે કોઈ એકની પસંદગી. જો એક જ પક્ષ અગર મંડળમાંથી બધા ઉમેદવારો ઊભા રહ્યા હોય તો પસંદગીનો ઝાઝો અવકાશ રહેતો નથી. વ્યક્તિઓ અને નીતિરીતિઓ જ્યારે વિકલ્પે રજૂ થાય છે ત્યારે એમાથી એકની પસંદગી કરવાનો હક્ક સાચેસાચ કીમતી અને આકર્ષક નીવડે છે. આ અર્થમાં 'એકશાહી', 'એકપક્ષીય સત્તાશાહી', 'સરમુખત્યારશાહી' અને 'લશ્કરશાહી' દેશોમાં થતી ચૂંટણીઓ એ ખરેખર તો ચૂંટણી નહીં, પણ ચાલાકી છે! બીજું, લોકશાહીમાં મતદારોની લાયકાત એકસરખી અને બને તેટલી વ્યાપક રાખવામા આવે છે. સ્ત્રીપુરુષની સમાનતા તો એમાં સિદ્ધ હોય છે જ, પણ ૧૮ કે ૨૧ કે ૨૫ વર્ષની વયે પહોંચેલ દરેક વ્યક્તિને મતદાનનો અધિકાર પ્રાપ્ત થએલો હોય છે. મતનો હક્ક મેળવવા માટે સંપત્તિ કે શિક્ષણ કે વ્યવસાય કે પદ કે મોભો એની કશાની લાયકાત પૂર્વશરત તરીકે હોતી નથી. સહુને એટલે જ દરેક વ્યક્તિને અને પક્ષને, પોતપોતાનો પ્રચાર કરવાની મોકળાશ હોય છે એ ત્રીજી મહત્ત્વની વાત છે. ગમે તેટલી નાની, અરે એક જ માણસની, લઘુમતી હોય તો પણ તેને બહુમતી જેટલી જ પ્રચારકાર્યની છૂટ છે. જે દેશોમાં લોકશાહી નથી ત્યાં ચૂંટણીઓનું 'નાટક' ભજવાય છે, પણ આવી સ્વતંત્રતાઓનું વાતાવરણ ત્યાં હોતું નથી એ સમજવા જેવું છે. ચૂંટણીનો એક અર્થ એ છે કે કોઈ બહુમતી કાયમની બહુમતી નથી, અને કોઈ લઘુમતી હંમેશની લઘુમતી નથી. બહુમતીનું રૂપાંતર લઘુમતીમાં થાય છે, અને લઘુમતી બહુમતી બની જાય છે; અને આવો જાદુ ચૂંટણી દ્વારા, મતપેટીમાં મતદારોએ મૂકેલા 'મતપત્રો'થી, થાય છે. એનો જ અર્થ કે, સામાન્ય ચૂંટણી એ એક જાતની શાંત ક્રાંતિ છે. એ દ્વારા પ્રજાજનો માત્ર પોતાના પ્રતિનિધિઓને જ પસંદ કરતા નથી; પોતાને મંજૂર અગર નામંજૂર એવા વિચારો–કાર્યક્રમોને પણ એમાં આવકાર કે જાકારો આપવાનું કામ પ્રજા કરે છે. અને, એટલું કરીને યે અટકવાનું નથી. મનપસંદ પ્રતિનિધિઓ ચૂંટાયા બાદ એમણે સર્વસંમત અગર બહુજનસંમત નીતિ પ્રમાણે લોકોની વિવિધલક્ષી સુખાકારી માટે કામે લાગી જવાનું છે. એવા કામના આધારે પછી આ લોકપ્રતિનિધિઓ ફરી આવનારી ચૂંટણીમાં પ્રજાનો ટેકો માગી શકે છે અને મેળવી શકે છે. પ્રજાકીય કલ્યાણનાં કાર્યો કરવાનો ઈજારો કોઈ એક વ્યક્તિ કે જૂથનો નથી. પ્રજાસેવા દ્વારા પ્રજાચાહના મેળવવાને વાસ્તે દરેક વ્યક્તિ ને જૂથ એકસરખાં લાયક છે. સરવાળે, લોકશાહીમાં ચૂંટણી અનિવાર્ય છે અને તે અવારનવાર યોજાય છે એટલે લોકો માટે સબસલામતનો સધિયારો રહે છે.

**મતદાનનું મહત્ત્વ**

ચૂંટણી એટલે મતદાન, અને મતદાન તે ગુપ્ત કાર્ય છે. એ સતત, યોગ્ય સમયે, કરતાં રહેવું જોઈએ. એ ગુપ્ત રીતે કરવું જોઈએ, એટલે કે મત કોને આપ્યો તે જાહેર કરી દેવાનું બંધન કોઈ મતદાર પર ન હોવું જોઈએ. મતદાર પોતે પ્રચારક તરીકે પોતાના મત અને અભિપ્રાયની જાણ અને જાહેરાત કરે તે

જુદી વાત છે. એવું કહેવાની એને છૂટ છે. એમ કહીને, એ રીતે જ અન્ય લોકો પણ વર્તે એવી, અપેક્ષા રાખવાની એને છૂટ છે. પણ, મતદાનની પદ્ધતિ માત્ર એ પ્રકારની હોવી જોઈએ કે જેમાં દરેક મતદારની પસંદગી એટલે કે મતપત્ર ગુપ્ત રહે. અમુક જ ઉમેદવારને અગર પક્ષને મત આપવો પડશે એવું દબાણ કોઈ મતદાર પર થવું ન જોઈએ. એવા દબાણની શંકા અગર બીક રહે એવી આબોહવા ઊભી થવા દેવી ન જોઈએ. મત કોને આપ્યો, કયાં કારણોસર આપ્યો, કઈ અપેક્ષાથી આપ્યો એ બધાં વિષે સ્ફોટ કરવાની કોઈ જવાબદારી અગર ફરજ મતદારની નથી. મતદાન જેમ ગુપ્ત કાર્ય છે તેમ એ વ્યક્તિગત રાહે થતું, અંગત સ્વરૂપનું કાર્ય છે.

મતદાનનું મહત્ત્વ જરા પણ ઓછું આંકવું જોઈએ નહીં; 'મત તો દર બે કે ચાર કે પાંચ વર્ષે જ, એક વાર આપવાનો મોકો મળે છે ને!' એવું કહીને મતની મશ્કરી કરવી જોઈએ નહીં. ચૂંટણી આવે છે ત્યારે ખરેખર તો દરેક સામાન્યજનને રાજ્યના અને જાહેર પ્રશ્નો તથા કાર્યોમાં સક્રિયપણે સામેલ થવાની તક સાંપડે છે એ અગત્યની બાબત છે. ઓછામાં ઓછું એટલું સામેલ થવાપણું તો દરેકે કરવું જ જોઈએ. પણ બે ચૂંટણીઓ વચ્ચેના ગાળામાં પણ મતદારે જાગૃત અને જવાબદાર અને સક્રિય રહેવાનો પ્રયાસ કરવાનો છે. ચૂંટણીને દિવસે મતદાર જેટલો સાર્વભૌમ છે તેટલો બાકીના દિવસોએ નથી એનો અર્થ એવો નહીં કે વચગાળાના સમયમાં એ સાવ અસહાય અને નિષ્ક્રિય બની જાય. મતદાનનો મોકો લાંબી તપશ્ચર્યાથી મળે છે, અને અવારનવાર–નિયત સમયે–એ લહાવો પામવાની તક મતદારોએ કરેલા રોજિંદા કર્તવ્યપાલન બાદ મેળવેલી લાયકાતને કારણે મળે છે. મતદાન તરફ બેદરકાર રહેનાર નાગરિક લોકશાહી તરફ બેધ્યાન બની જતાં વાર લાગતી નથી.

મત એટલે દરેક વ્યક્તિની અમૂલ્ય થાપણ. એનો યોગ્ય વિનિયોગ કરવો એ દરેકનો હક્ક છે અને દરેકની ફરજ પણ છે. લોકશાહી દેશોમાં મતદાનનો હક્ક મૂળભૂત કાયદામાં કે બંધારણમાં લખેલો હોય છે અને મતદારો એને ફરજ સમજીને વાપરે છે. એ જ સારો આદર્શ છે. એ રીતે થતું ૭૦ થી ૮૦ ટકા જેટલું મતદાન લોકશાહીને પુષ્ટિ આપનારું બળ નીવડે છે. બ્રિટન-અમેરિકા જેવા દેશોમાં સામાન્ય ચૂંટણીઓ વખતે આટલું મતદાન-પ્રમાણ જોવા મળે છે એ ઘણું સારું અને ઊંચું ગણી શકાય. ઑસ્ટ્રેલિયા જેવા કેટલાક દેશોમાં કાયદાથી મતદાન ફરજિયાત કરાયું છે, એટલે ત્યાં ભાગ્યે જ કોઈ મતદાન કર્યા વગરનો રહી જાય છે. પરંતુ સરમુખત્યારશાહી દેશોમાં અગર સામ્યવાદી હકૂમતો હેઠળના પ્રદેશોમાં ૯૦, ૯૫, ૯૯ ટકા જેટલું મતદાન થાય છે એ તો ડંડાને જોરે કે લાઠીગોળીની બીકે! અને તે પણ પાછું એક જ પક્ષ કે હાકેમની તરફેણમાં થએલું મતદાન હોય છે. એને કાંઈ સાચી ચૂંટણી ગણી શકાય નહિ.

લોકશાહી ભારતમાં આપણે સહુ મતદારોએ સમજી-વિચારીને આપણા મનગમતા ઉમેદવારો–પક્ષોને મત આપવા જોઈએ. મત નહીં આપનાર માણસ કેવળ એક મત વેડફી નથી નાખતો; નકારાત્મક રીતે એનો એ એક મત કોઈ ને કોઈ ઉમેદવારને ફાળે જ જાય છે. અને, જો કોઈ એક ઉમેદવાર અગર બધા જ ઉમેદવારો ખરાબ હોય તો સામાન્યપણે આવો નહીં અપાએલો મત કદાચ સૌથી ખરાબ ઉમેદવારને જ મળ્યા જેવું બને છે! તમામ ઉમેદવારો એક સરખા ખરાબ હોય એવું ભાગ્યે જ બને. એટલે, સૌથી ઓછા ખરાબ લાગતા ઉમેદવાર કે પક્ષને મત આપવો એ જ મતદાન યોગ્ય રીતે કર્યાનો પુરાવો બની રહે છે. સારા ગણાતા માણસો મતદાન નહીં કરીને, ખરાબ મનાતા માણસોને જ ચૂંટી કાઢવાની કુસેવા કરતા હોય છે એ રખે ભુલાય!

**ઉમેદવારીની જવાબદારી**

ઉમેદવારી એટલે જવાબદારી. પુખ્ત વયનો (૨૧ વર્ષ અને ઉપરનો) ગમે તે નાગરિક મતદાર થવાને પાત્ર છે એમાંથી જ અમુક નિયત ઉંમર અને પાત્રતા (જેમ કે, ભારતમાં લોકસભાના સભ્ય થવા માટે ૨૫ વર્ષની ઉંમર અને રાજ્યસભાના સભ્ય થવા માટે ૩૦ વર્ષની ઉંમર; અમેરિકાના પ્રમુખ થવા માટે ૩૫ વર્ષની

ઉંમર અને અમેરિકામાં જન્મ ઉપરાંત એ જ દેશમાં ૧૪ વર્ષનો સતત વસવાટ, ઇત્યાદિ.) સિદ્ધ કરનાર ગમે તે મતદાર ઉમેદવારી કરી શકે એવી જોગવાઈ લોકશાહી દેશોમાં હોય છે. હવે, ઉમેદવારીનો ઉમંગ હોવો જોઇએ, પણ ઉમેદવારી એ કંઈ ગમ્મત નથી. એને સહેલી કે સસ્તી નહિ ગણવી જોઇએ. ઉમેદવાર સ્વનિષ્ઠ હોવો જોઈએ, સ્વાર્થી નહીં; વ્યક્તિગત વિચારો-શ્રદ્ધાઓ ધરાવનારો હોવો જોઇએ, પણ પોતાનો જ વિચાર કરનારો અને પોતાના લાભની ગણતરીઓ કરનારો નહીં. ઉમેદવાર પોતાના અંતરાત્માને તેમજ પ્રજાના જાગૃત અંતરાત્માને જવાબદાર હોવો જોઈએ. પોતાની સેવા દ્વારા લોકતંત્રમાં સામેલ થવાનો હરખ એને હોવો જોઈએ. લોકતંત્ર જો લોકો વડે ચાલે છે તો તેમાં ભાગ લેવાને વાસ્તે અનેક લોકોએ આગળ આવવું જ જોઈએ. દરેક જણ પોતાની બુદ્ધિ, શક્તિ, સમજ પ્રમાણે આવી ભૂમિકા ભજવશે. લોકશાહીમાં દરેકની ભૂમિકા કામની છે અને અગત્યની છે. સ્વાભાવિક જ, દરેક ભૂમિકા એકસરખી નહિ હોય કે એકસરખું મહત્ત્વ ધરાવતી નહિ હોય; પણ એ ભૂમિકા ભજવવાનો ઉત્સાહ અને પ્રામાણિક પ્રયત્ન એકસરખો સહુનો હોવો જોઈએ.

ઉમેદવાર ચૂંટણીમાં–એટલે કે હરીફાઈમાં–પ્રવેશે છે તે જીતવાને વાસ્તે, હારવાને વાસ્તે નહીં; એ તો દેખીતું છે. પણ જીતવાથી જ ઉમેદવારીની ભૂમિકા સફળ થઈ એમ કહી નહીં શકાય. અનેકમાંથી એક જ જીતશે; પણ જે હારેલા હશે તેમની યે ઉમેદવારીઓ સ્પર્ધા માટે, ચૂંટણી માટે, લોકશાહી માટે મદદરૂપ હતી અને ગણાવી જોઈએ. એટલે, પરાજિત ઉમેદવારોની હાંસી ઉડાડવાની જરૂર નથી. વળી, કરોળિયાની માફક, ફરી ફરી ચૂંટણી લડવાને અને અંતે એમાં વિજયી થવાને સહુ ઉમેદવારોનો હક્ક છે, અને એવા ખમીરથી એમણે લડત આપતા રહેવું જોઈએ. જીતવા માટે દરેક ઉમેદવારે જિગરથી અને જીદથી મથામણ કરવી જોઈએ; પણ ગમે તેમ કરીને જીતવાનું જ ઝનૂન કોઈ ઉમેદવારે ખતાવવું નહીં જોઈએ. અન્યને પછાડીને જીતવાથી કામચલાઉ વ્યક્તિગત સ્વાર્થ અને વિજય સધાય છે, પણ લોકશાહીને તો નુકસાન જ થાય છે. જીતવા માટે દરેક ઉમેદવારે સન્માન્ય અને સુયોગ્ય માર્ગો અપનાવવા જોઈએ. 'કોઈ એવું કરતું નથી માટે હું પણ એવું નહીં કરું,' એવી મોહક દલીલબાજીમાં ને ચાલમાં ઉમેદવારે ફસાવું નહીં જોઈએ. ગમે તે રીતે અને ગમે તેવાં સાધનો-માર્ગોથી ચૂંટાએલા ઉમેદવાર કરતાં તો સારી રીતે, અને સ્વસ્થ રીતરસમો વડે હારેલ ઉમેદવાર–એક કે વધુ–લોકતંત્રની માત્રાને વધારે છે! એટલે, વિજય મેળવવાની પણ રીત હોવી ઘટે. એવો વિજય મળે તો પછી એને પચાવવાની સૂઝ આપોઆપ આવે. એવી સમજને પણ વિજયી ઉમેદવારે વધારવી જોઇએ. વિજયથી ગર્વ ન આવે, ગેરહાજપણુ ન આવે; વિજયથી જે વધુ નમ્ર બને, વધુ કર્તવ્યશીલ બને–એ સાચો લોકપ્રતિનિધિ બની શકે. એણે પછી કેવળ પોતાના જ મતદારોનું પ્રતિનિધિત્વ નથી કરવાનું. એના મતદારમંડળમાં રહેનાં અને એની વિરુદ્ધ જેણે મતો આપ્યા હોય તેમનો પણ એ 'ચૂંટાએલો' પ્રતિનિધિ છે એ ભાવના અને હેસિયતથી એણે કામ કરવાનું છે.

ઉમેદવારે ચૂંટણી-પ્રચાર વખતે વિદ્યાર્થી અને શિક્ષક બન્નેની ભૂમિકા ભજવવાની છે. લોકો પાસેથી, મતદારો પાસેથી, સાથીદારો પાસેથી અને વિરોધીઓ પાસેથી એણે રોજેરોજ ઘણું શીખવાનું છે ને મેળવવાનું છે. તે જ પ્રમાણે, પોતાની મતિ અને મત્તા મુજબ, સંયમપૂર્વક, એણે લોકો સમક્ષ રજૂઆતો પણ કરવાની છે. લોકોને ભડકાવવાનું પ્રમાણમાં બહુ સહેલું છે, પણ લોકોને બહેકાવવામાં લોકશાહીની વૃદ્ધિ નથી, હ્રાસ છે. લોકોને સાચી અને સારી વાત કહેતા રહેવું જોઈએ. લોકો સમક્ષ સત્ય, હકીકતો, દલીલો મૂકતાં રહેવું જોઈએ. લોકો સાથે વાતચીત કરવાનો મોકો ચૂંટણીમાં સવિશેષ અને ઉત્કટ હોય છે. એ ગોષ્ઠિઓ બેતરફી હોવી જોઈએ–ઉમેદવાર પ્રજાનું સાંભળે અને પ્રજા ઉમેદવારનું સાંભળે. પ્રચાર-પદ્ધતિઓ વિષે ઉમેદવારે બને તેટલી જાગૃતિથી ચોખ્ખાઈ અને ન્યાયપ્રિયતા સર્વત્ર રેલાવવી જોઇએ. પ્રતિસ્પર્ધીઓ પર અંગત ટીકા કે વ્યક્તિગત કડવા પ્રહારો નહીં કરતાં એની નીતિનો વિરોધ કરવો જોઇએ. વૈચારિક સપાટીએ, કાર્યક્રમોની સારીનરસી ગુણવત્તાની કક્ષાએ સામસામાં ભાષણો, લખાણો વગેરે થવાં જોઇએ.

લોકશાહીમાં દરેક નાગરિક ચારિત્ર્યશીલ હોવો જોઈએ. લોકશાહીની આ અપેક્ષા ઘણી અઘરી અને આદર્શયુક્ત છે એમાં શંકા નથી. પણ, લોકશાહીમાં દરેક ઉમેદવાર તો ચારિત્ર્યશીલ જોઈશે જ. એ ક્યારે બને? જો મોટા ભાગના લોકો સારા, પ્રામાણિક, મહેનતુ, સહિષ્ણુ, સમાજસેવાની વૃત્તિવાળા, નિર્ભય અને સચ્ચરિત હોય તો એવા લોકોમાંથી સન્નિષ્ઠ અને સુચરિત ઉમેદવારો મળી શકે. ઉમેદવારનું પોતાનું અંગત જીવન જરૂર છે અને એમાં એને સંપૂર્ણ વ્યક્તિગત સ્વાતંત્ર્ય હોવું જોઈએ; પણ જાહેર જીવનમાં જે પ્રવેશ્યો તેનું અંગત જીવન આપોઆપ અમુક અંશે અંકુશવાળું અને નીતિનિયમોથી ભરેલું બની જાય છે. પ્રજા પોતાના પ્રતિનિધિઓ અને નેતાઓ પાસેથી જ વધારે સારા, ઉદાત્ત આચારવિચારની અપેક્ષા રાખતી હોય છે. એ અપેક્ષા પૂર્ણ કરવાનું ઊંચું નિશાન તાકનાર વ્યક્તિ જ પ્રભાવક ઉમેદવાર પણ નીવડે છે.

**રાજકીય પક્ષોની ફરજ**

લોકશાહીમાં રાજકીય પક્ષોનું અસ્તિત્વ અનિવાર્ય છે. વિવિધ અને વિરોધી અભિપ્રાયોની રમઝટ જ્યાં હોય ત્યાં લોકશાહી છે. આવા વિવિધ વિચાર-અભિપ્રાયપ્રવાહોને યોગ્ય વળાંકો આપવાનું અને એમને સંસ્થાકીય સ્વરૂપ આપવાનું કાર્ય રાજકીય પક્ષો કરે છે. રાજકીય પક્ષો વિના લોકતંત્ર ચલાવવું અશક્યવત્ છે. રાજકીય પક્ષોની હસ્તી કોઈ લોકશાહી બંધારણમાં નિર્દેશાએલી હોતી નથી, છતાં રાજકીય પક્ષોની કામગીરીને સ્વયંસિદ્ધ ગણીને લોકતંત્રનો વ્યવહાર ગોઠવાતો હોય છે.

પણ રાજકીય પક્ષો અનિવાર્ય છે એટલે એ હંમેશ આવકારદાયક પ્રવૃત્તિઓ જ કરે છે એવું નથી. પક્ષો પોતપોતાની બિમારીઓમાં સપડાય છે. લોકશાહીનો ક્ષય કરવાની કુસેવા પણ તેઓ કરી શકે છે, કરે છે. એટલે, રાજકીય પક્ષોની રચના, એમનું તંત્ર, એમનું સભ્યપદ, એમની વિચારસરણી, એમના કાર્યક્રમો એ બધામાં લોકશાહી રીત અને ભાવના હોવી આવશ્યક છે. સમાજના મોટા ભાગના લોકો કોઈ રાજકીય પક્ષોના સામાન્ય કે સક્રિય સભ્યો હોતા નથી—આવા અપક્ષ નાગરિકોએ સરવાળે લોકશાહીના સમગ્ર પક્ષે રહીને રાજકીય પક્ષોમાં પેસી જતાં બિનલોકશાહીપણાને ઓછું કરતા રહેવાનું છે, બને તો દૂર કરવાનું છે.

રાજકીય પક્ષો બહુ હોય તો લોકશાહીનો વિકાસ મંદ પડે છે, ક્યારેક તે અટકી જવાનો ભય ઊભો થાય છે. પક્ષો નહિ હોય તો લોકશાહી ખતમ થતાં વાર લાગતી નથી. ઓછામાં ઓછા બે પક્ષો તો હોવા જ જોઈએ, પણ બે જ હોવા જોઈએ એવું નથી. બે પક્ષો પ્રમાણમાં બળવાન હોય અને સમતોલ હોય તથા અન્ય બે ત્રણ પક્ષો અસરકારક રીતે લઘુમતીમાં કામ કરતા હોય તો તેમાં કશો બાધ નથી, બલ્કે એ સારું છે. લોકશાહીની નિષ્ઠાને અને લોકશાહીના આચારને વરેલા એવા બધા પક્ષો માત્ર જોઈએ. વળી, આવા બધા પક્ષો કેવળ પોતપોતાની પક્ષીય દૃષ્ટિથી જ રાષ્ટ્રને જુએ અને આંકે એ નહીં ચાલે. પક્ષ કરતાં રાષ્ટ્ર મોટું છે અને પક્ષના લોકો કરતાં પ્રજા વ્યાપક છે એવી સમજણથી અને વફાદારીથી જે તે પક્ષના સહુએ વર્તવું જોઈએ.

આપણો દેશ આર્થિક રીતે અણુવિકસિત છે, એટલે ચૂંટણી માટેના પ્રચાર વગેરેમાં આપણા પક્ષોએ અને ઉમેદવારોએ સવિશેષ કાળજી અને જવાબદારી દાખવવી જોઈએ. ચૂંટણીની ખર્ચાળતા અમુક અંશે અનિવાર્ય છે અને તેથી જ કમનસીબ છે. એને સદંતર અટકાવી ન શકાય તો પણ એની માત્રા લઘુતમ રાખી શકાય. દરેક ઉમેદવારે કાયદા મુજબના બંધનમાં રહીને ખર્ચ કરવો રહ્યો. દરેક રાજકીય પક્ષે આપમેળે મર્યાદા બાંધીને પક્ષપ્રચાર કરવો રહ્યો. દરેક નાગરિકને ચૂંટણી લડવી ન પોસાય તો પણ ઘણાંને એ કારણે જ ચૂંટણીથી આઘા રહેવું પડે એમ ન થવું જોઈએ. ચૂંટણીખર્ચનું અનિષ્ટ યુરોપ-અમેરિકામાં પણ છે. ત્યાં પણ એ ચિંતાનો ને ચર્ચાનો વિષય છે. સ્વતંત્રતા અને સમાન તકને અવરોધરૂપ થાય એ રીતે ચૂંટણીખર્ચ ન થવો ઘટે.

મતદારો મત આપતી વખતે કેવળ એક જ, અને સત્તાધારી, પક્ષનો વિચાર કરે તે નહીં ચાલે.

જો બીજા પક્ષો અને વિકલ્પો અને ઉમેદવારો નબળા છે એમ માનીને સતત સત્તાધારી પક્ષને જ મત અપાય તો એકસામટાં બે અનિષ્ટો પેદા થાય છે—સત્તાધારી પક્ષ સત્તાના નશાથી સડવા લાગે છે અને બરબાદ થાય છે; વિરોધ પક્ષો સત્તાસ્થાનની નજીક ને નજીક પહોંચી ન શકવાથી અકળાય છે, નિરાશ થાય છે, મૂંઝાય છે અને છેવટે મરણિયા બનીને બેફામ બોલેચાલે છે. પરિણામે અને સરવાળે તો લોકશાહી જ ખતમ થઈ જાય છે! ભારતની બીજી અને ખાસ કરીને ત્રીજી ચૂંટણીમાં મતદારોએ વિરોધ પક્ષોને—વિકલ્પોને—મત ન આપીને લોકશાહીના વિકાસને મંદ પાડયો છે. લઘુમતી પક્ષોને અને/અગર અપક્ષ એકલ દોકલ પણ સારા ઉમેદવારોને અપાતા મત વેડફાય છે એમ સૂચવવું અને કહેવું એ સર-મુખત્યારી વલણ છે. અપક્ષ ઉમેદવારી પણ અગત્યની છે. મતદાન દ્વારા નવા વિકલ્પો આકાર લે તો જ લોકશાહીમાં સત્તાનું 'પેન્ડ્યૂલમ' બન્ને બાજુએ—સત્તાપક્ષે અને વિરોધપક્ષે—વારાફરતી ફર્યા કરે. થોડા વિરોધપક્ષીયો અને અપક્ષો ચુંટાય તો તેનો કોઈ અર્થ નથી એમ કહેવું એ સત્તાધારીઓની ચાલાકી છે. લઘુમતીઓને આપેલા મતો ફેંકી દીધેલા મતો સમાન છે એવી સર્વોચ્ચ સત્તાશાહીની દલીલોને સ્પષ્ટ રીતે અને સ્વસ્થ આત્મવિશ્વાસ વડે રદબાતલ કરી નાખવી જોઈએ. અને તે સાથે પક્ષીય કે અપક્ષીય દરેક ઉમેદવારે પણ પોતાની ઉમેદવારીને ગંભીર લેખવી જોઈએ. દાબ—દબાણથી કે પ્રલોભનોને વશ થઈ ઊભા થવું કે બેસી જવું અને એવી પ્રવૃત્તિથી અંગત લાભ જ શોધવા એ વાજબી નથી. નાનાં ક્ષેત્રોમાં ને મર્યાદિત પ્રમાણમાં થતી આવી પ્રવૃત્તિ પણ લોકશાહીને ઘાતક જ નીવડે છે.

**વૃત્તપત્રો, વગેરેની વિશેષ ફરજો**

ચૂંટણીના સમયમાં વિશેષ પ્રમાણમાં પ્રચાર અને રાજકીય ગરમી પેદા થાય એ કુદરતી છે. એવા સંજોગોમાં વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકો, રેડિયો, ટેલિવિઝન વગેરે લોકશિક્ષણનાં સાધનોનો ઉપયોગ કાળજીપૂર્વક અને ઉચિત રીતે થવો જોઈએ. પહેલી શરત તો એ છે કે અખબારોએ તમામ હકીકતોને નિર્ભેળ રીતે પ્રગટ કરવી જોઈએ. અભિપ્રાયો સાથે હકીકતોની ભેળસેળ થવી ન જોઈએ. રાજકીય પૂર્વ-ગ્રહોને કારણે એક કે વધુ વ્યક્તિ કે જૂથોને અંધારપટમાં નાખી દેવાનું કદી કોઈ સામયિકોએ કરવું જોઈએ નહિ. લોકો સમક્ષ બધી બાજુઓની રજૂઆતો નિર્બંધ રીતે થતી રહેવી જોઈએ. લોકો પાસે સામાન્ય વિવેકશક્તિ હોય છે. એ વિષે અણવિશ્વાસ રાખવાનું કારણ નથી. સામાન્ય લોકોની બુદ્ધિ અને શક્તિનું અપમાન કરીને નહિ પણ એમનો સ્વીકાર કરીને અને એમનું સન્માન કરીને લોકશાહી આગેકૂચ કરે છે. સામયિકોના પોતપોતાના અભિપ્રાયો અને પસંદગીનાં ધારાધોરણો અવશ્ય હોય; તંત્રીલેખોમાં અને અન્યત્ર વિશેષ લેખોમાં એ જરૂર પ્રગટ થતાં રહે; પણ જે '*मामकाः*' નથી તેનાં તમામ વાણી–વ્યવહાર પર અંધારપટ નાખી દેવો એ જરા પણ લોકશાહીયુક્ત વૃત્તિ કે પ્રવૃત્તિ નથી.

આપણા દેશમાં ટેલિવિઝન તો હજી દૂરની વાત છે. પણ રેડિયો હવે ઠીક ઠીક બધે પહોંચ્યો છે. એ સાધનનો સુયોગ્ય ઉપયોગ લોકશાહીના પ્રચાર અને પ્રસાર માટે થવો જોઈએ. વિવિધ રાજકીય પક્ષોએ રેડિયો પરથી પોતપોતાના વિચારો અને કાર્યક્રમો સમજાવવા માટે સર્વસંમત વ્યવસ્થા આ ચોથી ચૂંટણી વખતે શકય બનાવી હોત તો રેડિયોની અસર ઓર વધત. કમભાગ્યે, પક્ષો એવી સમજૂતી નહીં કરી શકયા. ભારતમાં રેડિયો સરકારી ખાતાને હસ્તક છે, પણ સરકાર એટલે કે સરકારી તંત્ર એ કાંઈ સત્તાધારી રાજકીય પક્ષ નથી. સરકાર તો સહુની છે, સહુને માટે છે. એટલે, રેડિયોનો ઉપયોગ સત્તાધારી પક્ષની તરફેણમાં નહીં થવો જોઈએ. જે વાત આકાશવાણીની તે જ આખી સરકારી વ્યવસ્થાની. ચૂંટણી પહેલાંના ત્રણ અઠવાડિયાં બ્રિટનમાં વચગાળાની સરકાર રોજિંદુ કામ જ માત્ર કરતી હોય છે. કોઈ મહત્ત્વના નિર્ણયો આ ગાળામાં લેવાતા નથી, અને વડા પ્રધાન સહિત તમામ સત્તાધારી પક્ષ-સભ્યો પોતપોતાને ખર્ચે કે પોતાના પક્ષને ખર્ચે સર્વત્ર ચૂંટણીપ્રચાર કરતા હોય છે. સરકારી તંત્ર અને એની પાર વિનાની

સગવડો, સાધનસામગ્રીઓ વગેરે કશાનો નાનોસરખો કે પરોક્ષ ઉપયોગ પણ બ્રિટનમાં કરાતો નથી. આપણે ત્યાં એવી નૈતિક આબોહવા સર્જાવી જોઇએ અને એ પ્રમાણેનો વ્યવહાર શરૂ થવો જોઈએ. આ બાબતમાં તો કેવળ કૉંગ્રેસ પક્ષે જ સવેળા સમજદાર અને સક્રિય બનવાનું છે એમાં ભાગ્યે જ સંદેહનું કારણ રહે.

**નાગરિકતાની શરત**

લોકશાહી લોકો વડે નહીં, નાગરિકો વડે સફળ બને છે. લોકો જ્યારે નાગરિકો તરીકે વર્તે છે ત્યારે તેઓ હક્કોનો ઉપભોગ કરે છે તે સાથે જ, અને ઘણી વાર તો તે પહેલાં જ, તેઓ ફરજોનું પાલન પણ કરતા હોય છે. એટલે, નાગરિકોએ પોતાની અનેકવિધ ફરજો અદા કરવામાં ચૂંટણી સમયે વિશેષ કાળજી રાખવાની છે. મતદાનનો દિવસ ઊગે તે અગાઉ, ચૂંટણીપ્રચારના કાર્યમાં દરેક નાગરિકે ઓછોવત્તો, પ્રત્યક્ષ–પરોક્ષ ફાળો આપવો જોઇએ. બધાં ભાઈ-બહેનો પ્રચાર-ધાંધલ કરે એમ સૂચવવાનો આશય નથી, પણ બધાં જાગૃત અને વિચારશીલ અવશ્ય બની રહે. જુદા જુદા રાજકીય પક્ષોના સભ્યો–ઉમેદવારો–પ્રચારકો જે વાત કરે ને લખે તે સહુ નાગરિકોએ સાંભળવી જોઇએ ને વાંચવી જોઇએ. પોતાનાં રાજકીય વલણો અગર અભિપ્રાયો સ્પષ્ટ અગર મુકરર થએલાં હોય તો પણ અન્યના વિચાર-પ્રવાહો જોવા-જાણવાને ઉત્સુક રહેવું જોઇએ. એમાંથી જેટલું અને જે ઝીલવા જેવું લાગે તે અપનાવવામાં સંકોચ કે શરમ રાખવાની જરૂર નથી. મતદારોએ સદા સહિષ્ણુ રહેવું જોઇએ. અમુક ઉમેદવાર કે પક્ષને પોતાને ત્યાં અગર પોતાના લત્તામાં પ્રવેશવા જ ન દેવો એ તંદુરસ્ત વર્તન નથી. કોઈ એકને સાંભળવો જ નહીં એવો મિજાજ રાખવો જોઈએ નહીં. મતદારે પણ અધીરાઈ અને અહંતાથી દૂર રહેવાનું છે. રાજકીય પક્ષો અને ઉમેદવારો પોતાનો પ્રચાર વ્યક્તિગત રાહે અને સભા-સંમેલનો દ્વારા કરતા હોય ત્યારે તેમાં અંતરાયો અને અણછાજતા દેખાવો નહીં કરવા જોઈએ. આપણને નહીં ગમતા પક્ષો-ઉમેદવારોની સભાઓ, વગેરેમાં જઇને ધાંધલ કરવું, તાળીઓ જ પાડ્યા કરવી, ક્યાંક ક્યારેક પથ્થરમારો ચલાવવો, હિંસા આચરવી, વગેરે બનાવોથી કેવળ સભા-સંમેલનો જ તૂટતાં નથી, પણ લોકશાહી તંત્ર અને લોકશાહી સમાજ પડી ભાંગે છે. એટલે, પ્રચારનાં સાધનો અને વાતાવરણમાં ભૂલેચૂકે અને ઓચીંઅમથી હિંસા કે અંધાધૂંધી પણ થવી જોઈએ નહીં.

જેઓ મતદારો છે તેઓ બધાં જ ભાષણો વગેરે સાંભળવા જાય એવું બનવાનું નથી. પણ તેઓ બધાં પોતાનાં મન–મગજનાં બારીબારણાં ખુલ્લાં રાખે અને ચોતરફથી આવતાં વિચાર–માહિતી–અભિપ્રાયનાં પવનો–વહેણોને સ્વસ્થતાથી અને ઉત્સુકતાથી સાંભળે-સમજે ખરાં, પછી ભલે એમને એ સ્વીકારે નહીં. જેઓ મતદારો નથી, એવાં જુવાન ભાઈબહેનો–ખાસ કરીને ૧૫ થી ૨૧ વર્ષ વચ્ચેનાં–પણ રાષ્ટ્રનાં સમગ્ર રાજકારણમાં ઊંડો રસ દાખવે એ બહુ આવશ્યક છે. સામાન્યપણે, આ જુવાનો વિદ્યાર્થીઓ હોય છે. તેઓ અભ્યાસ તરફ પ્રથમ ધ્યાન આપે. ધ્યેય ન ચૂકે; પણ રાજકારણ તરફ તેઓ બેધ્યાન પણ ન રહે. રાજકારણ એટલે રાષ્ટ્રકારણ, અને એની પ્રત્યે બેદરકારી રાખવી એ કોઈ પણ લોકશાહીને ન પોસાય, ઉછરતી અને વિકસતી લોકશાહીને તો જરા પણ નહીં. એટલે, વિદ્યાર્થીઓ અને જુવાનો જરૂર રસપૂર્વક રાજકારણનો અભ્યાસ કરે, ચૂંટણીસભાઓમાં જાય, સહુને સાંભળે, બધું જુએ, અનિષ્ટોને ઓળખે અને સારી ચીજોને યાદ રાખે ને ચૂંટે. આ જુવાનો ૨૧ વર્ષે મતદારો અને નાગરિકો થશે ત્યારે તેઓ, આવી પૂર્વ-તૈયારી હશે તો જ, સરસ કામગીરી બજાવી શકશે. નહીંતર તો શૂન્યાકાશમાંથી એકદમ સક્રિયતામાં પરોવાવામાં મુશ્કેલી ઊભી થશે, અગર ગૂંચ વધશે, અગર ખરાબી સર્જાશે, અગર બેદરકારી અને નિષ્ક્રિયતા અને નીરસતા ફરી વળશે. વિદ્યાભ્યાસ પૂરો ન થાય અને નિશ્ચિત ધ્યેય મુજબનો વ્યવસાય તથા જીવન-પુરુષાર્થ શરૂ ન થાય ત્યાં સુધી વિદ્યાર્થી ભાઈબહેનોએ કોઈ રાજકીય પક્ષમાં સભ્ય તરીકે જોડાવું ન જોઈએ અને પક્ષીય રાજકારણમાં સક્રિય બનવું ન જોઇએ. એમની ઊછળતી જુવાનીનો, એમના થનગનાટનો અને એમની કુદરતી અપરિપક્વતાનો કશો પણ લાભ–ખરો, ખોટો કે ઓછો, વત્તો–મોટેરાંઓ અને રાજકારણીઓ તથા પક્ષવાળાઓ ન ઉઠાવી જાય એ ખાસ જોવું જોઇએ. એને માટે એક મોટી બાંહેધરી જુવાનોની પોતાની જ જાગરૂકતા અને સ્વતંત્રતા છે.

## વર્તમાન વિશ્વ અને ભાવિ ભારત પ્રત્યેની વફાદારી

સામાન્ય ચૂંટણી એ અનેરો લહાવો છે અને મહામૂલો પ્રસંગ છે. યથાસમય એને સહુ ઉપભોગી શકે એવી આબોહવા આપણા દેશમાં ટકવી જોઈએ અને વધવી જોઈએ. લોકશાહી છે ત્યાં ચૂંટણીનું ચક્ર અવિરત, નિયત ક્રમ મુજબ, ચાલુ છે. જ્યાં જ્યાં ચૂંટણી છે ત્યાં ત્યાં લોકશાહી છે જ એવું નથી; પણ જ્યાં જ્યાં લોકશાહી છે ત્યાં ત્યાં ચૂંટણી—એટલે કે મુક્ત પસંદગી—છે જ, હોવી જોઈએ. ચૂંટણી એક પ્રકારની ખેલદિલી છે, રમતગમત છે. એ મુક્તપણે અને વાજબી રીતે ખેલાવી જોઈએ. એમાં દરેકે અને સહુએ વ્યક્તિગત રીતે અને સામૂહિક રીતે અનેક નીતિનિયમોનું ચુસ્ત પાલન—શાબ્દિક અર્થમાં તેમજ એ બધાંની ભાવના સાથે સુસંગત રહીને—કરવાનું છે. ચૂંટણી તો આવે છે અને જાય છે, પણ એ કાયમ જતી રહે એવું થવું ન જોઈએ. એ ફરી ફરી આવ્યા કરે અને એ રીતે લોકતંત્ર વધુ ને વધુ મજબૂત થયા કરે તથા લોકશાહી સમાજ દઢતર થતો જાય તો જ ચૂંટણીની સાધન તરીકેની કિંમત છે.

એશિયામાં અને વિશ્વમાં આજે ચોતરફ લોકશાહી પ્રયોગો તરેહ તરેહના ખતરામાં છે. એને કારણે વિવિધ સંઘર્ષો અને ભારે તંગદિલી દુનિયામાં ઠેર ઠેર જોવા મળે છે. એવા વિશ્વમાં આપણે જીવીએ છીએ, એટલે ભારતમાં પણ એવી તંગદિલીના દોર જોવા મળે છે—છતાં, સદ્ભાગ્યે, આપણે હજી લોકતંત્રનું માળખું ટકાવી રાખ્યું છે. આફતો અને ઝંઝાવાતોમાં અનેક લોકતંત્રો—જૂનાં અને નવોદિત રાષ્ટ્રોનાં—ડગમગુ થયાં છે, કેટલાંક ખરી પડ્યાં છે, બીજાં કેટલાંક સાવ ખિખડી ગયાં છે. એટલે, વર્તમાન વિશ્વ પ્રત્યેની આપણી વફાદારીને આજે સર્વિશેષ પડકાર છે. દુનિયામાંથી અને એશિયામાંથી લોકશાહીનો દીપક બુઝાઈ ન જાય એ જોવા માટે આપણે વફાદારીપૂર્વક વાણી-વ્યવહાર કરવાનાં છે. ભારતમાં આ વર્ષે જન્મેલી અને હવે પછી જન્મનારી પ્રજા પ્રત્યે પણ આપણી જવાબદારી ઓછી નથી. આજના આપણા પુરુષાર્થ વડે એ બધાંની આવતી કાલ આપણે ઊજળી બનાવવાની છે.

ચોથી ચૂંટણી આપણા દેશમાં યોજાઈ છે એને ભાવપૂર્વક આપણે વધાવીએ અને આપણા આચાર-વિચાર વડે ચૂંટણીનો ક્રમ સતત ચાલુ રાખીએ તથા લોકશાહીને વધારીએ! ઈ. સ. ૧૯૫૨, ઈ.સ. ૧૯૫૭, અને ઈ. સ. ૧૯૬૨ પછી હવે (ઈ. સ. ૧૯૬૭) ફેબ્રુઆરીમાં તા. ૧૫ થી ૨૧ થનારી ચોથી ચૂંટણીમાં ૫૨૧ પાર્લમેંટરી બેઠકો તથા ૩,૪૮૮ વિધાનસભાની (ઘટક-રાજ્યો) બેઠકો માટે તીવ્ર અને તરવરાટવાળી હરીફાઈ થશે. આશરે ૨૨૫ કરોડ મતદારો એમાં ભાગ લઈ શકશે, અને ૫૫થી ૬૫ ટકા મતદારો જો મતદાન કરશે તો તે નોંધપાત્ર સિદ્ધિ બનશે. મતદાન માટે બે લાખ, પચાસ હજાર કેન્દ્રો હશે અને એમાં પંદર લાખ કર્મચારી ભાઈબહેનો ચૂંટણીકાર્યની જવાબદારી સંભાળશે. પહેલી ચૂંટણી ચાર માસ ચાલેલી, બીજી ૨૦ દિવસમાં પૂરી થઈ, ત્રીજી માટે દસ દિવસ જ લાગ્યા અને હવે ચોથી ચૂંટણી માટે સાત દિવસ જ મુકરર કરેલા છે. કારોબારતંત્રથી સ્વતંત્ર એવું અખિલ ભારતીય ચૂંટણીપંચ આખું તંત્ર સંભાળી રહ્યું છે, અને મુક્ત તથા વાજબી ચૂંટણી માટે એણે જરૂરી ગોઠવણો કરી છે.

લોકશાહીમાં ચૂંટણી નિમિત્તે લોકમત કેવળ વધુ જાગૃત નહીં, બલ્કે વધુ જવાબદાર અને અસરકારક બને છે. જનશક્તિ જાગૃત થાય અને લોકશક્તિ પ્રભાવશાળી બને ત્યારે ચૂંટણીની સાર્થકતા વધે છે.

પ્રજાસત્તાક રચવું સહેલું નથી; પણ એને ચલાવવું વધારે અઘરું છે. લોકશાહી રાજ્યવ્યવસ્થા સર્વગુણસંપન્ન અને સંપૂર્ણ નથી, પણ એના કરતાં વધારે સારી કે ઓછી દોષયુક્ત અન્ય કોઈ રાજ્યવ્યવસ્થા માનવજાતે આજ લગી જોઈ-જાણી નથી. આપણા અવિરત અને આદર્શયુક્ત આચાર પર જ આપણાં જીવનમરણનો અને આપણાં સુખદુઃખનો આધાર છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૫૪ [તા. ૩ જાન્યુઆરી ૧૯૪૯ થી તા. ૯ જાન્યુઆરી ૧૯૪૯]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

**તા. ૩ જાન્યુઆરી ૧૯૪૯, સોમવાર**

**[સાતારા]**

પરોઢિયે ૭ વાગ્યે પૂનાના ડૉ. લાગુ મળવા આવ્યા હતા. મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળના[1] પ્રશ્નમાં અને વિદ્યાર્થીઓના ઉપવાસોની બાબતમાં મારે મધ્યસ્થી કરવી અને આ પેચપ્રસંગમાંથી સરકારને તથા વિદ્યાર્થીઓને બહાર કાઢવા એવું એમનું (ડૉ. લાગુનું) કહેવાનું હતું. મને પણ એમ જ લાગે છે. સરકાર—એટલે કે આપણા જે ભાઈઓ તેમાં છે તે—સાંભળશે નહિ, એમને પ્રતિષ્ઠાનો (prestige) ડર લાગે છે, અને વિદ્યાર્થીઓમાંના કેટલાક Communist છે માટે આ હડતાળ એટલે કશુંક ભયાનક છે એવું એમને લાગે છે. એટલે, મધ્યસ્થીથી કશું જ વળવાનું નથી. પણ આ મુશ્કેલીભર્યા બનાવમાંથી સરકાર અને વિદ્યાર્થીઓને બહાર કાઢવા માટે કશોક પણ માર્ગ (તો) કાઢવો જોઇએ એ જરૂરી છે. બન્ને પક્ષો પૈકી એકે બીજાને હરાવવાનો પ્રયાસ કરવો એ બન્નેને માટે હાનિકારક (છે). આવી રસ્સીખેંચ કેટલા દિવસ અને ક્યાં સુધી ચાલવા દેવી (એ સવાલ). આપણા સ્વરાજ્યમાં આપણી પણ જવાબદારી છે, એટલે આ પ્રકરણ વધારે ગૂંચાવા દેવું નહીં એ પણ સાચું છે. તેથી, મધ્યસ્થી કરવાનું મેં નક્કી કર્યું. એનો અર્થ (એવો નહીં કે) કશુંક વળશે અને શુદ્ધ ન્યાય પ્રાપ્ત થશે, પણ દરેક પક્ષને સ્વમાન સંભાળીને પીછેહઠ કરવા માટેની (honourable retreat) તક (મળે) એટલો જ છે. આ વિચારથી મેં ડૉ. લાગુને કાગળ લખી આપ્યો કે, વિદ્યાર્થીઓ જો ઉપવાસ અને હડતાળ બિનશરતી રીતે થોભાવવાના હોય તો એમની વાતો સરકાર સમક્ષ રજૂ કરવા માટે હું તૈયાર છું.

સવારે ફરવા જતી વખતે મારી સાથે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના બે કાર્યકરો (પૂનાના વકીલો) આવ્યા હતા. એમની હકીકત સાંભળી. નવું એવું કશું જ નહોતું. શ્રી. હર્ડીકર અને શ્રી. લિમયે મળ્યા હતા એમને મેં જે સલાહ આપી તે જ એમને પણ આપી.

ઘેર આવીને સ્નાન, લોકોને મળવા-કરવાનું વગેરે આટોપીને ૯ વાગ્યાથી કાર્યક્રમની શરૂઆત. પ્રથમ 'અર્કશાળા' સંસ્થાની મુલાકાત લીધી. આયુર્વેદિક પદ્ધતિની દવાઓ[2] (અહીં) તૈયાર કરે છે તે પદ્ધતિ વગેરે જોઈ. ત્યાંથી મ્યુનિસિપાલિટીમાં આવ્યાં. ત્યાં મ્યુનિસિપલ સભ્યો સાથે સામાન્ય ચર્ચા. પાણી પુરવઠાની બાબતમાં નળ વડે ઘેરઘેર પાણી પૂરું પાડવાનું મને યોગ્ય લાગતું નથી; (તેમ છતાં) તેવું આપવાનું ઠરાવ્યું જ તો તે મીટરથી માપીને આપવું એટલે પાણીના વપરાશ પર અંકુશ રહેશે. આપણી સામૂહિક રહેણીકરણી, ટેવો, આર્થિક સ્થિતિ વગેરેનો વિચાર કરતાં ઘેરઘેર નળ આપવા મને ઇષ્ટ લાગતું નથી. આ મુદ્દાનો વિચાર કાર્યકર-મિત્રોએ કરવો એવું મેં કહ્યું. ઘેરઘેર નળ આપો જ તો ગટરોની વ્યવસ્થા પણ કરવી પડશે એવો પણ મત વ્યક્ત કર્યો.[3]

પછી મ્યુનિસિપાલિટીએ મને માનપત્ર એનાયત કર્યું તેનો સમારંભ થયો. જવાબરૂપે બોલતી વખતે મેં મારા હંમેશના વિચારો કહ્યા. સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ એ સ્વરાજ્યની તાલીમ-સંસ્થાઓ છે, અને ભારતીય રાજ્યનો પાયો એ સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ છે એવો મારો અભિપ્રાય પણ કહ્યો.[4]

પછી મુકામ પર આવીને કેટલાક કાગળો અને બીજું પરચૂરણ કામ. મિત્રો વગેરેને મળવા-કરવાનું.

બપોરે જમવા માટે ડૉ. આગાશેને[5] ત્યાં ગયાં હતાં. અમદાવાદમાં ઘણાં વર્ષ પહેલાં હતા તે ડૉ. વી. સી. ધાટપુરે અહીં મળ્યા. ભોજનોત્તર મુકામ પર આવીને વિશ્રાંતિ.

ત્યાર બાદ ૩ થી ૩–૩૦ વકીલમિત્રો સાથે મુલાકાત.

વકીલની નીતિ શી હોવી જોઈએ એ વિષેના મારા વિચારો કહ્યા. વકીલ એ પ્રથમ નાગરિક અને પછી બીજું બધું. સમાજની સુવ્યવસ્થાની જવાબદારી વકીલ પર છે. પોતાના અસીલની બાજુ (બરાબર) રજૂ કરવી એ એનું કર્તવ્ય (છે) ખરું; પણ અસીલની વાત અગર બાજુ ગેરશિરસ્તવાળી (હોય) અગર ન્યાયવાળી ન હોય તો અસીલને સમજાવવો અને (એને) યોગ્ય માર્ગે લઈ જવો એ પણ વકીલનું કર્તવ્ય છે.[6] ઠીક.

ત્યાંથી મુકામ પર આવ્યો. ત્યાં વાઈ પ્રાજ્ઞપાઠશાળાના[7] શ્રી. કોણકર અને શ્રી સાઠે મળ્યા. કાર્યના ભાવિ ધોરણ વિષે એમણે હકીકત કહી. શ્રી. ભાઉરાવ પાટિલ[8] એમની સંસ્થાની મુલાકાત મારે લેવી એ માટેનું નિમંત્રણ આપવા સારુ આવ્યા હતા.

ચાર વાગ્યે નીકળીને રસ્તામાં શ્રી. ભાઉરાવ પાટિલની સંસ્થાની મુલાકાત લઇને પછી લોકલ બોર્ડની કચેરીમાં ગયો. શ્રી. ભાઉરાવે શૈક્ષણિક ક્ષેત્રમાં સારું એવું (અને) મોટું કામ કર્યું છે. વિદ્યાર્થીઓને સ્વાશ્રયી બનાવવાનો એમનો પ્રયોગ સરસ છે. બધાં કામો વિદ્યાર્થીઓએ જ કરવાનાં એવો આગ્રહ. શાળાની ઇમારતનું બાંધકામ, જમીનની સફાઈનું વગેરે બધાં મહેનત-મજૂરીનાં કામો (પણ) છોકરાઓ જ કરે છે. અનેક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓની જાળ જ એમણે સાતારા જિલ્લામાં પાથરી છે અને હવે કૉલેજ પણ કાઢી છે. આ બધા દૂધમાં મીઠાનો કાંકરો એટલે 'ગ્રામવાદ'-'બ્રાહ્મણદ્વેષ';[9] પણ એને માટે ય કેવળ શ્રી. ભાઉરાવને જ દોષ આપી શકાય એમ નથી. અમે બ્રાહ્મણોએ જ બ્રાહ્મણ્ય છોડયું! એટલે બીજાઓનાં મનમાં અમારે વિષે રાગદ્વેષની લાગણી જન્મે એમાં શી નવાઈ? અને એક વાર હોમકુંડ સળગ્યો એટલે પછી એમાં બધાંની જ-ખરાબની સાથે સારાંની પણ-આહુતિઓ પડે એમાં શું આશ્ચર્ય? ઠીક.

પછી લોકલ બોર્ડ તરફથી મને માનપત્ર આપવાનો સમારંભ થયો. આ બોર્ડે શિક્ષણનું કામ ઠીક ચલાવ્યું છે માટે શિક્ષણ એટલે શું એ વિષેના મારા વિચારો કહ્યા અને રચનાત્મક કાર્ય તરીકે ગામેગામ પાણીની વ્યવસ્થા બોર્ડે કરવી એવું સૂચન કર્યું. આ વિષે મુંબાઈ સરકારે યોજના કરી હોઇને બોર્ડે આ કામ હાથ પર લીધું છે એમ (પાછળથી) જાણવા મળ્યું. સંતોષ થયો.

ત્યાંથી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના ઇનામ-વિતરણ સમારંભમાં ગયો. ઇનામો વહેંચવાનું કામ સૌ.વતીના હાથે પૂરું થયું હતું અને હું બરાબર વખતસર પહોંચ્યો. નાની નાની બાબતો તરફ બરાબર ધ્યાન દઈને સારી ટેવો પાડજો એવો ઉપદેશ મેં આપ્યો.

પછી મુકામ પર આવીને થોડો વખત આરામ. ત્યાર બાદ ૬-૩૦ થી ૭-૩૦ સુધી જાહેર ભાષણ રાજમહેલની સામેના ચોકમાં મેં કર્યું. પાર્લમેન્ટરી પરિષદ એ વિષય પર હું બોલ્યો. પરિષદનો હેતુ જણાવીને પાર્લમેન્ટરી પદ્ધતિનું રાજ્ય એટલે પરસ્પર ચર્ચા વડે, લેવડદેવડ વડે કરવાનું રાજ્ય, જેમના અભિપ્રાયો આપણી સાથે મળતા આવતા ન હોય તેમની જોડે ઉદાર અને સહિષ્ણુ વર્તન, અને કેવળ મતો ગણીને વહીવટ કરવો એમ નહીં પણ શક્ય હોય ત્યાં સુધી સહુને આપણી સાથે રાખીને ચાલવું એ મુખ્ય બાબતો છે. અસહિષ્ણુતા અગર હિંસા એ લોકશાહીની વિરોધી (બાબતો) છે. આ પ્રમાણે મારા ભાષણના મુદ્દાઓ હતા.

ભાષણ આટોપીને મુકામ પર જ જમણ. શ્રી નાનાસાહેબ તળવલકર અને શ્રી બખલે દંપતી આવ્યાં હતાં. ડૉ. મો. ના. આગાશે અને અપ્પાસાહેબ ગૂર્જર[10] એ બે જણ નિરાંતે વાતોચીતો કરવા માટે આવ્યા હતા.

હડતાળની બાબતમાં ત્રણ મેડિકલ વિદ્યાર્થીઓ ચર્ચા કરવા સારુ આવ્યા હતા. એમણે એમનો આગ્રહ (ફી નહિ ભરવાનો) અને ઉપવાસ સહુ પ્રથમ બિનશરતી રીતે પાછો ખેંચવો અને પછી હું ડૉ. ગિલ્ડરને[11] વિનંતી કરીશ એવું હું કહેતો હતો. એમાં એમના તરફથી (વિદ્યાર્થીઓ તરફથી) સંપૂર્ણ શરણાગતિ થાય છે (surrender) એવું એમને લાગતું હતું. મેં વિગતે ચર્ચા કરી. મારા જેવા કોઈ એક ત્રાહિત માણસની સલાહ પરથી સત્યાગ્રહ પાછો ખેંચી લેવામાં માનભંગ નથી, શરણાગતિ પણ નથી એ મારી વાત એમને (વિદ્યાર્થીઓને) સંપૂર્ણપણે ગળે ઊતરી હોય એવું બન્યું નહિ. એમની લાગણીમાં તથ્યાંશ હતો, પણ (આજે) છે એવી પરિસ્થિતિ સ્વસ્થ બનવા માટે કોઈક તો ઉપાય જોઈએ ને? બન્ને પક્ષો જો પ્રતિષ્ઠાના (prestige) વિચારથી દબાએલા રહ્યા તો આ પ્રકરણનો નિકાલ, બન્નેના યે સ્વમાનને સાચવીને, કેવી રીતે આવે? અને હડતાળ ચાલુ છે ત્યાં

સુધી સરકાર પણ મારી સાથે શું બોલે અગર હું સરકારને શી વિનંતી કરું? ઠીક. વિદ્યાર્થીઓ મુંબાઈ જઇને પોતાના સાથીદારો જોડે ચર્ચા કરીને પછી શું કરવાનું તે મને જણાવવાના છે.

આવતી કાલે પરોઢિયે ઊઠીને કોલ્હાપુર જવાનું (હોઇ) અમારા માટે કોલ્હાપુરથી એક મોટર લઈને શ્રી. નાના ધર્માધિકારી[૧૨] રાત્રે ૮ાાના અરસામાં આવ્યા.

## તા. ૪ જાન્યુઆરી ૧૯૪૯, મંગળવાર
## [સાતારા, કોલ્હાપુર]

પરોઢિયે ઊઠીને સ્નાન વગેરે આટોપીને ૫–૨૫ ના અરસામાં કોલ્હાપુર જવાની કળ્યાં. અમારી સાથે પોલીસની એક મોટર હતી તેને લીધે સામાનની વ્યવસ્થા બરાબર થઈ.

રસ્તામાં ઇસ્લામપુરમાં આશરે ૫૦ મિનિટ થોભ્યાં. શ્રી શંકરરાવ જાવડેકર[૧૩] ને ઘેર જઈને ચા-પાણી વગેરે થયાં. તળાવના કાંઠે જ એમનું ઘર છે. 'સાધના'[૧૪] માં પ્રસિદ્ધ થએલા મારા વિલાયતના પત્રો 'सुलभ राष्ट्रीय ग्रंथमाला'[૧૫] માટે પ્રકાશનાર્થે આપવા એવું તેઓ બોલ્યા. મને વાંધો નથી. એમનું ચોક્કસ હોય તો 'देशमुख आणि कंपनी'[૧૬]ને એ પ્રમાણે પૂના હું જણાવીશ એમ મેં કહ્યું.

બરાબર નવ વાગ્યે કોલ્હાપુર આવ્યાં. મુકામ શ્રી. ગોવિંદરાવમામા પળસુલેને[૧૭] ઘેર. રસ્તામાં મોટરમાં (પ્રવાસ દરમિયાન) શ્રી. નાના ધર્માધિકારી પાસેથી કોલ્હાપુરની પરિસ્થિતિની હકીકત સાંભળી. કેટલાક કાગળપત્રો પણ વાંચ્યાં. હાલના મહારાજા કેવી રીતે વર્તે છે, એમાં શ્રી. અણ્ણાસાહેબ લઠ્ઠેની[૧૮] કેવી રીતે મદદ છે, મહારાજાનું દત્તક લેવાનું કેવી રીતે ગેરકાયદેસર છે વગેરે વગેરે હકીકત જાણવા મળી.

કોલ્હાપુરમાં ઘણા બધા લોકો મળવા આવ્યા. મુખ્ય એટલે ત્યાંના ચીફ સેક્રેટરી શ્રી. દેશમુખ અને કલેક્ટર શ્રી. પી. બી. પાટિલ. એમણે ત્યાંની હકૂમતની હકીકત કહી. કોલ્હાપુરના વિલીનીકરણના પ્રશ્નનો તાત્કાલિક નિકાલ કરવો જોઈએ, નહિતર.........વધતા રહેશે; કોઈના પણ મનને અને જીવને શાંતિ નહિ મળે, સલામતી નહિ! એમની વાતોનો આ મુખ્ય સૂર.

સવારે ચિ. બાપુનો તાર આવ્યો કે એણે મેડિકલ વિદ્યાર્થીઓના ફી વધારાની બાબતમાં ઉપવાસ શરૂ કર્યો છે.[૧૯] મારે માટે આ મોટો જ પ્રશ્ન છે. આમાં હું પડું તો મુશ્કેલી, ન પડું તો મુશ્કેલી. ચિ. બાપુ એમાં છે એને કારણે વધારે નાજુક પરિસ્થિતિ થઈ રહી છે. વિદ્યાર્થીઓએ ફી ન ભરવી અને ઉપવાસ કરવા એ બન્ને બાબતો મને યોગ્ય લાગતી નથી. પણ તે સાથે જ, સરકારે ૧૦૦ રૂ.ની ફી એકદમ વધારીને ૧૭૫ રૂ. સુધી આણી મૂકી એ પણ મને ભૂલ જ લાગે છે. ઠીક. મારી વાતનો સારાંશ જણાવતો તાર એને (ચિ. બાપુને) મેં પાઠવ્યો. આ કામમાં ઠીક ઠીક વખત ગયો.

ભોજન બાદ આરામ. પછી મુંબાઈ ચિ. બાપુને કાગળ લખ્યો. બીજાં પણ પરચૂરણ કામો કર્યાં. શ્રી. ગોપાળરાવ પંડિત,[૨૦] ગોવિંદરાવદાદા સરદેસાઈ[૨૧] વગેરે લોકો આવ્યા હતા. શ્રી. દાદા કુળકર્ણી[૨૨] અને શ્રી ધર્માધિકારી રાજનીતી-પ્રકાશનના કામ માટે આવ્યા હતા. બીજા પક્ષના 'મેટર' વિષે ચર્ચા થઈ. શ્રી. બંડોપંત પુસાળકર[૨૩] વકીલ આદિ લોકો મળ્યા.

સાંજે શ્રી. કોરગાંવકર ટ્રસ્ટ તરફથી ચાલી રહેલા આશ્રમમાં જઈ આવ્યાં. મિત્રો સાથે ચર્ચા. વાતોચીતો વગેરે થઈ. કોંગ્રેસી લોકો અને મિનિસ્ટર લોકો કેવા થયા છે એ વિષેના અનેક અનુભવો આ લોકોએ કહ્યા.

કોલ્હાપુર પ્રકરણ અંગે શ્રી. વલ્લભભાઈને ખાસ કાગળ લખીને એ એમને હાથોહાથ પહોંચાડવા માટે શ્રી નાના ધર્માધિકારીને આપ્યો. રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘની બાબતમાં પણ શ્રી. લિમયે સાથે થએલી ચર્ચાનો સાર જણાવતો (પત્ર વલ્લભભાઇને લખ્યો) અને યોગ્ય લાગે તો શ્રી. ગોળવલકર ગુરુજીને મળવાની (જેલમાં) પરવાનગી શ્રી. લિમયેને આપવી એવું લખ્યું. એ પત્ર પણ શ્રી. નાના સાથે જ મોકલ્યો.

રાત્રે ભોજન બાદ ગપ્પાંસપ્પાં અને પછી વિશ્રાંતિ

## તા. ૫ જાન્યુઆરી ૧૯૪૯, બુધવાર
## [કોલ્હાપુર]

સવારે ફરવા જઈ આવ્યો. રંકાળા તળાવ તરફ ગયો હતો. મારી સાથે શ્રી દાદામામા ગુર્જર અને ચિ. અણ્ણુ કિણે[૨૪] હતા.

ઘેર આવીને ચિ. બાપુને તાર; એને તથા ડૉ. ગિલ્ડર-ને કાગળો. શ્રી. વલ્લભભાઈને પણ ક્ષ.ક. ક. બાબત-માં લખ્યું. મળવા માટે ઘણા બધા લોકો આવ્યા હતા. શ્રી. માધવરાવ બાગલ[25] પણ આવ્યા હતા. શ્રી. બાબુરાવ પેન્ટર મહાત્મા ગાંધીનું બાવલું તૈયાર કરી રહ્યા છે તે મારે જોવું એ કહેવા માટે જ આવ્યા હતા. કોલ્હાપુરના રાજકારણની બીજી કોઈ બાબત વિષે તેઓ કશું ન બોલ્યા! પછી થોડો વખત ડૉ. અપ્પામહારાજ પંડિત બીમાર હતા (ટાઇફૉઈડથી) એટલે એમને ત્યાં ખબર કાઢી આવ્યાં, અને ત્યાંથી શ્રી. ગુરુમહારાજની એ વિધવા પત્નીને ત્યાં સૌ.વતીના આગ્રહથી ગયાં હતાં.

ભોજનોત્તર વિશ્રાંતિ પછી ૨।। થી ૩।। સુધી વકીલ-મંડળની મુલાકાત લીધી. મારા અનુભવો મારે કહેવા એવું એમણે સૂચવ્યું. સમાજના સ્વાસ્થ્ય માટે અને વિકાસ વાસ્તે કાયદો અને ન્યાયનીતિની જરૂર છે. ન્યાયની કોર્ટો (કેવળ કાયદાની નહિ) એને માટે જ પ્રસ્થાપિત કરેલી છે. વકીલ વર્ગનું કામ શુદ્ધ ન્યાયને મદદ કરવાનું છે. એટલે, આ ધોરણને યાદ રાખીને અને સમાજ-સેવા તરીકે વકીલાત કરવી જોઈએ. કેવળ યેન કેન પ્રકારેણ પૈસો રળવો એ (આ) વ્યવસાયનો ઉદ્દેશ નથી. ન્યાયથી, સચ્ચાઈથી રહીએ તો ઉપજીવિકા અવશ્ય મળશે એ વિષે શંકા નથી. પણ શ્રદ્ધા જોઈએ એ મારો મુદ્દો હતો. (મારા) વકીલાતના કેટલાક કેસોની હકીકતો પણ (મેં) વર્ણવી.

ત્યાંથી બારોબાર ચા માટે ન્યાયમૂર્તિ લોકૂરને[26] ઘેર ગયાં. શ્રી બડોપંત પુસાળકર અને વિશાળગડના ચીફસાહેબ અને રાણીસાહેબ એ લોકો પણ ચા માટે આવ્યાં હતાં. શ્રી. ગોવિંદરાવમામા પળસુલે પણ (અમારી સાથે) હતાં. ઘણી બધી વાતો થઈ.

૫-૧૫ના અરસામાં ઘેર આવીને ચા-શૌચ આટો-પ્યાં. શ્રી. નાના ધર્માધિકારી આવ્યા હતા એમની સાથે રાષ્ટ્રભાષા અને રાષ્ટ્રલિપિ એ વિષે મેં શ્રી. ઘનશ્યામદાસ ગુપ્તાને[27] પત્ર લખ્યો હતો એ વિષે ચર્ચા કરી, અને 'કાંહીં પાઉલેં' ખંડ-૨ વિષે (પણ) (મેં) વાત કરી. મારી વાત મેં એમને ફરી કહી. સમગ્ર રોજનીશી પ્રસિદ્ધ થઈ જ તો ઉત્તમ જ, પણ એમને આર્થિક નુકસાન ન થાય એ (જોવાની) મારી ઇચ્છા. બહુ બહુ તો પાંચસો કે હજાર રૂપિયા સુધી હું એમને મદદ આપી શકીશ, એનાથી વધુ નહિ. અને એ મુજબ એમની પાસેથી મેં આ વખતે નકલો વેચાતી લીધી એની કિંમત પેટે આશરે રૂ. ૨૫૮/- મેં એમને આપ્યા. હાલમાં એકં-દરે પાંચ ખંડ પ્રસિદ્ધ કરવા એવું નક્કી થયું.[28]

પછી વિદ્યાપીઠ[29]માં મહાત્મા ગાંધીના તૈલ-ચિત્રના અનાવરણ-સમારંભ માટે ગયાં. ત્યાં ડૉ. કેળવ-કર, એમના ભાઈ, ક્ષાત્રજગદ્ગુરુ વગેરે લોકો મળ્યા. મહાત્માજીએ આપણને કેવી દૃષ્ટિ આપી, એ દર્શાવનારા પ્રસંગો મેં વર્ણવ્યા. એકંદરે આ ભાષણ સારું થયું એમ લાગ્યું.

ત્યાંથી ઘેર આવ્યાં. મેડિકલ વિદ્યાર્થીઓ મારી સલાહ સ્વીકારીને ફી ભરવામાં અને ઉપવાસ છોડી દેવામાં સંમત થયા એવું જણાવતા તાર (મને) (આજે) મળ્યા, માટે એમને અને ડૉ. ગિલ્ડરને તાર મોકલવાના કામમાં ઘણો બધો વખત ગયો. એને કારણે શ્રી. પુસાળ-કરને ત્યાં જમવા જવામાં મોડું થયું.

૮।। થી ૧૦ શ્રી. પુસાળકરને ઘેર ભોજન. ન્યાય-મૂર્તિ લોકૂર, તાત્યાસાહેબ શિખરે[30] વગેરે લોકો આવ્યા હતા. રાત્રે ઘેર આવ્યા પછી (ઘરનાં સહુને) વિલાયતના પ્રવાસની હકીકત કહીને નકશાઓ, ફોટાઓ વગેરે બતાવ્યા. ૧૧।।ના અરસામાં આરામ.

## તા. ૬ જાન્યુઆરી ૧૯૪૯, ગુરુવાર
### [કોલ્હાપુર, સાંગલી]

પરોઢિયે વહેલો ઊઠીને ફરવા જઈ આવ્યો. મારી સાથે શ્રી. અપ્પાસાહેબ ગુર્જર હતા. ઘેર આવ્યા પછી કેટલાક કાગળો (મેડિકલ વિદ્યાર્થીઓની બાબતમાં) લખા-વ્યા. આવેલા લોકો સાથે વાતોચીતો, વગેરે. સામાન બાંધવાનો, તૈયારી.

૯-૪૫ના અરસામાં સાંગલી જવા માટે મોટરમાં નીકળ્યાં. પ્રોફેસર માવળંકર[31] અમને લેવા માટે સાંગલી-થી ખાસ આવ્યા હતા. શ્રી. દાદામામા, શ્રી. અપ્પાસાહેબ, ચિ. અણ્ણૂ કિબે વગેરે લોકો (અમારી) સાથે હતા. બરાબર ૧૧ વાગ્યે સાંગલી નગરપાલિકાની ઑફિસમાં પહોંચ્યાં. ત્યાં સુધરાઈ તરફથી મને માનપત્ર આપવાનો સમારંભ હતો. બધા અમે વખતસર પહોંચ્યાં, પણ અમે

આટલા બધા સમયસર આવી પહોંચીશું એવી લોકોની અપેક્ષા ન હોવાથી તેમની તરફથી તૈયારી નહોતી!

માનપત્ર-વાચન અને એના જવાબરૂપે (મારું ભાષણ), પાનસોપારી વગેરે બધું બરાબર પૂરું થયું. પછી શ્રી. ગણપતિ મંદિરમાં દર્શન કરવા જઈ આવ્યાં. ત્યાંથી શ્રી. વેલણકરની ગજાનન મિલ્સ બાળી નાખવામાં આવી હતી[૩૨] તે જોવા ગયાં. શ્રી. વેલણકર પણ મળ્યા. ખૂબ જ મોટા (પ્રમાણમાં) નુકસાન થયું છે પણ એમણે ધીરજ બતાવી છે એમ દેખાયું.

પછી વિલિંગ્ડન કૉલેજમાં આવ્યાં. મુકામ પ્રોફેસર માવળંકરને ઘેર. જરા બેઠા (ત્યાં જ) જમવા માટે કૉલેજ-લાયબ્રેરીમાં ગયાં. સાથે પ્રાચાર્ય[૩૩] પંડિત અને કેટલાક પ્રોફેસર લોકો હતા.

ભોજન બાદ થોડો આરામ. લોકો સાથે મુલાકાતો, વગેરે. કેટલાક કાગળો લખાવ્યા અને ટાઈપ કરાવ્યા.

૩–૪૫ વાગ્યે કૉલેજમાં ચા-પાર્ટી. સાંગલીનાં રાજસાહેબ અને રાણીસાહેબ (પણ) આવ્યાં હતાં. પછી ૪ થી ૭ સુધી ચતુર્વિધ કાર્યક્રમ: (૧) 'સોશિયલ ગૅધરિંગ', (૨) એક છાત્રાલયનો પાયો (૩) બીજા એક છાત્રાલયનું ઉદ્‌ઘાટન અને (૪) મહાત્મા ગાંધીના તૈલચિત્રનું અનાવરણ. પ્રાચાર્ય પંડિતનું ભાષણ વિચારની દૃષ્ટિથી અને ભાષાની દૃષ્ટિએ સુંદર હતું. મહેનતથી અને સરસ શૈલીમાં લખેલું હતું. ઇનામો સૌ.વતીના હસ્તે વહેંચાયા પછી હું આશરે ૪૦ મિનિટ અંગ્રેજીમાં જ બોલ્યો. શિક્ષણનું મહત્ત્વ, લોકશાહી માટેના આવશ્યક ગુણો, વગેરે મુદ્દાઓ. મહાત્માજી વિષે પણ થોડું બોલ્યો. અનેક સમારંભો એકસાથે થવાથી ભાષણના મારા મુદ્દાઓ રજૂ કરવામાં શરૂઆતમાં જરા ગૂંચવણ જેવું જ (મને) થયું. આ ભાષણ જેવું થવું જોઈતું હતું તેવું થયું નહિ એટલું ચોક્કસ.[૩૪] ઠીક.

૭ વાગ્યા પછી (તો) મારી અને કાર્યક્રમોની ખેંચતાણ જ ચાલી. પહેલેથી કહ્યા છતાં યે ખૂબ કાર્યક્રમો રાખ્યા. એને કારણે એક પણ (કાર્યક્રમ) પૂરો નહિ અને એક પણ સમયસર નહિ! કોઈ પણ મોટા માણસ આવ્યો તો આપણા લોકો એને પોતપોતાની સંસ્થાઓ દેખાડવામાં, એણે સંસ્થાઓની મુલાકાતો લેવી એ માટે આટલા બધા અધીરા શા માટે હોય છે? આ મોહ છોડી દેવો ઘટે. કાર્યક્રમ સ્થાનિક લોકો તરફથી જ નક્કી કરવો જોઈએ. તેઓ પણ (જો કે) કેટલાકને અને કેટલી દૃઢતાથી 'ના' પાડે? મહેમાન એક દિવસ (માટે) આવીને જાય છે અને એને (અમુક સંસ્થાઓમાં) ન લઈ જવાને કારણે થનારી વિષાદની લાગણી અને અસંતોષ કાયમ માટે પછી પાછળ ચાલુ રહે છે.

મુકામ પર આવીને ચા અને ઉતાવળથી શૌચ આટોપીને (આ વિધિ શું હુકમ કર્યે થાય છે કે હુકમ કર્યે શકય છે?)[૩૫] પ્રથમ નવી એન્જિનિયરિંગ કૉલેજની ઊડતી મુલાકાત લીધી. અને પછી, સ્ત્રીઓની સંસ્થા વતીની સભામાં ગયો. ત્યાં પહોંચવામાં અડધો કલાક મોડું થયું! ત્યાં સ્ત્રીશિક્ષણ વિષે અને કસ્તુરબા ફંડ તરફથી (ચાલતાં) કાર્યો વિષે થોડું બોલીને પછી સાંગલી જિમખાનામાં ગયો. ત્યાં પણ અડધો કલાક મોડો (પડયો). ગાડી એક વાર 'લેટ' પડી કે પછી દરેક સ્ટેશને તે 'લેટ' જ! અહીં સાંગલીના રાજસાહેબ આવ્યા હતા. પંડિત જવાહરલાલના તૈલચિત્રનું અનાવરણ. સ્થાનિક કૉંગ્રેસ કમિટીએ આ (કાર્યક્રમમાં) જ પોતાનો લાડવો પણ ખાઈ લીધો! એમણે જાહેર કર્યું હતું કે, 'શ્રી. માવળંકરનું કૉંગ્રેસ કમિટી તરફથી જિમખાનામાં ભાષણ થવાનું છે!'

ત્યાંથી શ્રીમંત રાજાસાહેબને ઘેર જમવા ગયાં. એમના ગેસ્ટ હાઉસમાં આ ભોજન-સમારંભ હતો. ઘણા બધા લોકો આવ્યા હતા. વાતોચીતો કરતાં કરતાં ભોજન આટોપતાં અને મુકામ પર આવતાં ૧૧ વાગ્યા! અને પછી થોડો સમય છોકરાઓના નાટ્યપ્રયોગો. રાત્રે ૧૧–૪૫ના અરસામાં બિછાના પર પડયો!

## તા. ૭ જાન્યુઆરી ૧૯૪૮, શુક્રવાર
## [સાંગલી, આર્સિકેરીના માર્ગે]

પરોઢિયે ત્રણ વાગ્યે ઊઠયો! ફક્ત ૨॥ કલાકની જ ઊંઘ. નિત્યવિધિ, સ્નાન, વગેરે આટોપીને પ્રાચાર્ય પંડિતને ત્યાં ચા આટોપીને ૪–૧૫ના અરસામાં નીકળીને મીરજ સ્ટેશને ૪–૪૦ના અરસામાં (અમે)

આવ્યાં અને પાંચની ગાડીમાં આર્સિકેરી જવા રવાના થયાં.

આખો દિવસ ગાડીમાં આરામ મળ્યો. થોડુંક ઑફિસકામ અને મિત્રો સાથે મુલાકાતો, એટલું થયું. હુબ્રીરોડ પર ગોખલે રસોઇયો મળ્યો. વળી, બે R. S. S.વાળાઓ થોડો વખત અમારા ડબ્બામાં મારી સાથે વાતચીત કરવા સારુ આવ્યા હતા. મને અગાઉ લોકો મળ્યા હોવાનું અને મેં ચર્ચા કરી હોવાનું એમને (મેં) જણાવ્યું. તો પણ એમની વાત કહ્યા વિના તેમનાથી રહેવાયું નહિ. એટલે (પછી) મેં તે (વાતો) સાંભળી. બેળગાંવ સ્ટેશન પર શ્રી. ગંગાધરરાવ દેશપાંડે,[36] શ્રી પુંડલિક,[37] જેલર શહાણે, ખાંડેકરના જમાઈ પ્રોફેસર ઠાકર અને ચિ. સૌ. સુંદરાબાઈ એમ બધાં મળ્યાં. ગાડીમાં બૅંગલોરના શ્રી. નારાયણરાવ નાઈક (સિલ્ક મિલના માલેક) અમારી સાથે હતા. વચ્ચે વચ્ચે થોડું વાચન પણ થયું. 'The Last Viceroy'[38] (પુસ્તક) શ્રી પુસાળકરે કોલ્હાપુરમાં (મને ભેટ) આપેલું તે થોડું વાંચ્યું.

## તા. ૮ જાન્યુઆરી ૧૯૪૮, શનિવાર [આર્સિકેરી]

પરોઢિયે ૧-૩૦ના અરસામાં આર્સિકેરી જંકશન પર પહોંચ્યાં. ત્યાં શ્રીમતી સૌ. યશોધરમ્માએ[39] અને સ્થાનિક લોકોએ અમારું શાનદાર સ્વાગત કર્યું. અમારો મુકામ અહીંના એક મોટા વેપારી ગૃહસ્થ શ્રી. એમ. વેંકટસ્વામીને ઘેર હતો. મુકામ પર પહોંચીને બાકીની રાત (ફરી) ઊંઘ્યાં.

સવારે શ્રી. દેવદાસ ગાંધી (સપત્નીક),[40] શ્રી. ગોશીબેન કૅપ્ટન[41] આદિ લોકો મળ્યાં. સવારે ૮ાા થી *કાર્યક્રમની શરૂઆત.*

અહીં કુદરત સુંદર છે. એક તરફ ટેકરીઓ છે. ટેકરી પર શ્રી તિરુપતિનું મંદિર છે. પગથિયે મેદાન પર એક મોટું મંદિર અને એની ઇમારતો છે. *ત્યાં જ* અમારી સભાઓ અને બધાં એજન્ટ[42] વગેરેની રહેવાની સગવડ (કરાઈ) છે. પ્રથમ કાર્યક્રમ (તે) મારા હસ્તે ધ્વજવંદન. પછી શ્રી. જાજૂજીના[43] હસ્તે ગ્રામોદ્યોગ પ્રદર્શનનું ઉદ્ઘાટન, અને ત્યાર પછી ૧૧-૪૫ સુધી અમારા પ્રાંતિક પ્રતિનિધિઓની અને કારોબારી સમિતિની સંયુક્ત બેઠક. પ્રત્યેક બહેને પોતાનું કાર્ય અને (પોતાના) અનુભવો વર્ણવ્યાં.

આ સભામાં મેં પ્રાસ્તાવિક ભાષણ કર્યું, એમાં મુખ્ય મુદ્દો એ હતો કે સાચા સ્વરાજ્યનો પાયો એટલે જનતાની સ્થિતિ સુધારવી તે છે. ભારત ગામડાંમાં (વસેલું) હોવાથી બે હજારની (વસ્તીની) નીચેની જનસંખ્યાવાળા ગામડાંમાંથી કાર્ય કરવાનું ગાંધીજીએ ઠરાવ્યું.[44] હાલમાં આપણે જે રીતે જઈ રહ્યાં છીએ—(જે પ્રમાણે) આપણું રાજકારણ ચાલી રહ્યું છે—એમાં સત્તાલોલૂપતા, સ્વાર્થ, અસત્ય ખીચોખીચ ભરાએલાં છે. એકંદર (ચિત્ર) અંધકારમય લાગે છે. આવા સમયમાં આપણે જાગૃત રહીને સેવાધર્મનો, રચનાત્મક કાર્યનો દીપ જલતો રાખવો જોઇએ. આપણી શ્રદ્ધાની કસોટીનો આ સમય છે.

ભોજન માટે મુકામ પર આવ્યાં. ભોજન બાદ વિશ્રાંતિ, અને પછી ૩ થી ૫ાા ફરી એજન્ટોની સભા થઈ. ત્યાર બાદ સમૂહપ્રાર્થના મંદિરના પ્રાંગણમાં થઈ. આશરે બે હજાર જેટલાં માણસો ભેગાં મળ્યાં હતાં. અમે કસ્તુરબા ફંડનાં (સહુ) કાર્યકરો (તો) હતાં જ. વળી, લંડનનાં મિસ મ્યૂરિયલ લેસ્ટર[45] અને અમેરિકાના નીગ્રો અહિંસાવાદી (અને શાંતિવાદી) pacifist યુવાન આગેવાન શ્રી. બેયર્ડ રસ્ટિન[46] પણ હાજર હતાં. શહેરીઓએ અમારું સ્વાગત કર્યું, ગૌરવયુક્ત ભાષણો કર્યાં અને પછી મેં સભાસ્થાને અમારા સહુ લોકોની ઓળખવિધિ કરાવી આપી. મુકામ પર આવીને ભોજન અને પછી આરામ.

## તા. ૯ જાન્યુઆરી ૧૯૪૮, રવિવાર [આર્સિકેરી]

સવારે ૮ાા થી ૧૧ાા અને બપોરે ૨ાા થી ૪ાા કારોબારી સમિતિની સભા. ઘણાં બધાં કામોનો નિકાલ કર્યો.

બપોરે ભોજન બાદ થોડો આરામ.

સાંજે ૫ થી ૭ાા સુધી ગામમાં જાહેર કાર્યક્રમો થયા. મને મ્યુનિસિપાલિટીનું માનપત્ર અને મારા સહુ સાથીદારોનું સ્વાગત. માનપત્ર કન્નડ ભાષામાં અને કન્નડ લિપિમાં હતું. એ ઉપરથી, માનપત્રનો

જવાબ આપતાં મેં સૂચના કરી કે પ્રાંતીય ભાષાઓએ દેવનાગરી (લિપિ)નો ઉપયોગ કરવો. એક લિપિ થાય તો પરસ્પર (ની) ભાષાઓ સમજવાનું સગવડભર્યું થાય અને પ્રાંતીય ભાષાઓને પણ એક પ્રકારનું ઉત્તેજન મળે. આ વિચાર મારે સભા સમક્ષ મૂકવો એવી સૂચના શ્રી. ઠક્કરબાપાએ[૪૭] જ મને કરેલી. આ સ્થળે અહીંના આદિવાસીઓ – લામાણી – લોકોની સ્ત્રીઓએ પોતાનાં નૃત્યો (કરી) બતાવ્યાં. એમના પોશાક અને દાગીના કલામય લાગ્યાં. બીજા પણ કાર્યક્રમો થયા. છેલ્લે રવિનનું પ્રવચન. શ્રી. દેવદાસ ગાંધીના પ્રમુખપદ હેઠળ (તે) થયું, પણ હું એ માટે થોભ્યો નહિ.

આજે રાત્રે અમારા યજમાન (host) શ્રી. વેંકટસ્વામીએ સહુને સમૂહભોજન આપ્યું. પણ ખૂબ જ મોડું થવાથી હું એકલો જ લુહો જમ્યો. ભાનો સમય હતો, પણ જમણનો પ્રારંભ કરતાં જ ૧૦ વાગ્યા![૪૮]

૮ાા થી ૯ાા અખબારોના પ્રતિનિધિઓને મુલાકાત આપીને (Press Conference) કસ્તુરબા ફંડના હેતુઓ અને કાર્ય એ વિષે માહિતી આપી. શ્રી. ઠક્કર બાપાએ પણ કેટલીક માહિતી આપી. પ્રસિદ્ધિ ખાતર અમે કામ કરતાં નથી તેમ છતાં યે અમારા કાર્યને પ્રસિદ્ધિ મળવી જરૂરી છે એ દેખીતું છે. આ દૃષ્ટિથી અમારે એક સામયિક (periodical) શરૂ કરવું અને એમાં નીરસ અને આંકડાઓની માહિતી ન આપતાં સ્ત્રીઓની ખરાબ સ્થિતિના જે દાખલાઓ અમારી નજરે ચડે છે એમાંના ચૂંટેલા પ્રસંગો, સત્યકથા તરીકે વાર્તારૂપે પ્રસિદ્ધ કરવા એવી મારી કલ્પના મેં લોકોને કહી. લોકોને વાર્તાઓ ગમે છે. લોકો એ (વાર્તાઓ) વાંચશે અને એમનું ધ્યાન આ કાર્ય તરફ ખેંચાશે એવી કલ્પના.[૪૯]

(ક્રમશઃ)

## પાદટીપો

૧ ૧૯૪૮ની સાલમાં મુંબાઈ સરકારે આખા રાજ્યમાં મેડિકલ કૉલેજોમાં ફી-વધારો જાહેર કરેલો. સત્રફી રૂ. ૧૦૦ હતી તે રૂ. ૧૭૫ નક્કી કરવામાં આવી. એની સામે ઉહાપોહ થયો હતો, પણ સરકારપક્ષે એવું ઉમેરવું રહ્યું કે સજ્જડ ફી-વધારા અંગેની મુશ્કેલીઓ સમજીને સરકારે અમુક મર્યાદિત સ્વરૂપમાં સંપૂર્ણ માફી તથા થોડા ટકા વિદ્યાર્થીઓને જૂના દરે ફી ભરવા દેવાની સગવડો કરવા માટે તૈયારી દર્શાવેલી. છતાં, સરકારના એકંદર ફી-વધારા ધોરણ સામે વિરોધ જાગ્યો. જે રાહતો પાછળથી સરકારે આપવા ધારી તેમાં સરકારની સહાનુભૂતિ અને સમજણ જોવા કરતાં સરકારની નબળાઈ અને પીછેહઠ જોઈને પણ કેટલાક વિદ્યાર્થી-આગેવાનોએ આંદોલન, હડતાળ, ઉપવાસ વગેરેના માર્ગો લેવાનું ઉચિત ધાર્યું હોય તો નવાઈ નહિ. ચળવળ કરનારાઓમાં સામ્યવાદીઓ હતા અને સામ્યવાદી પક્ષની પ્રેરણા ને સહાય હડતાળિયા, ઉપવાસી વિદ્યાર્થીઓને થોડીઘણી હતી એ પણ નોંધવું જોઈએ. પ્રથમ પૂનાની મેડિકલ કૉલેજના વિદ્યાર્થીઓએ હડતાળ–ઉપવાસ શરૂ કર્યા. એનો ચેપ મુંબાઈને લાગ્યો. પૂનાની લડત વધવાને બદલે તૂટતી જતી જોઈને મુંબાઈના વિદ્યાર્થીઓ સક્રિય અને ઉગ્ર બન્યા હોય એવું પણ માની શકાય. દાદાસાહેબે આ પ્રશ્નમાં મધ્યસ્થી સ્વીકારી, પણ એમણે એ અંગે સ્પષ્ટપણે બે પૂર્વશરતો મૂકેલી :(૧) હડતાળ-ઉપવાસ સહિત તમામ આંદોલનો વિદ્યાર્થીઓએ સંપૂર્ણપણે અને બિનશરતી પાછાં ખેંચી લેવાં જોઈએ અને (૨) વધારાએલી નિયત ફી નહિ ભરવાનો આગ્રહ વિદ્યાર્થીઓએ છોડી દેવો જોઈએ. આ બન્ને બાબતો પર દાદાસાહેબે પ્રેમભરી મક્કમતાથી વિદ્યાર્થી–આગેવાનો, વગેરે સાથે ચર્ચા કરી અને એમને સહુને સમજુતી આપી. છેવટે, વિદ્યાર્થીઓએ દાદાસાહેબની વાત સ્વીકારી, એમની મધ્યસ્થી મંજૂર ગણી અને એ રીતે હડતાળ–ઉપવાસનો નાજુક, અટપટો અને ગૂંચવાએલો પ્રશ્ન હલ થયો. એમાં છેવટે સરકારપક્ષે જ વધુ વિજય થયો એ પણ અહીં નોંધવું જોઈએ. પરંતુ આખો પ્રશ્ન બન્ને પક્ષોનાં સ્વમાનને સંભાળીને એકંદરે સન્માનપૂર્વક પત્યો, અને સરકારે કોઈ પણ પ્રકારની કિન્નાખોરી આંદોલનકાર વિદ્યાર્થીઓ સામે દાખવી નહિ.

દાદાસાહેબની દરમિયાનગીરીને કારણે બન્ને પક્ષોની પ્રતિષ્ઠા જળવાઈ અને બન્નેનાં મોઢાં ઊજળાં રહી શક્યાં!

ઉપવાસ, વગેરે બાબતોને આંદોલનના માર્ગ તરીકે અપનાવવામાં રહેલાં જોખમો અને દોષો વિષે દાદાસાહેબે વિદ્યાર્થી-આગેવાનોને તથા અન્ય આંદોલનકારોને સ્પષ્ટપણે પોતાના (દાદાસાહેબના) અભિપ્રાયો જણાવેલા. દાદાસાહેબે એમના પુત્ર (જેણે તે વખતે મુંબાઈની મેડિકલ કૉલેજના વિદ્યાર્થી તરીકે બે દિવસના ઉપવાસ આ આંદોલનમાં કરેલા) ડૉ. વિષ્ણુ ઉર્ફે બાપુને આ અંગે તે સમયે લખેલા અનેક સવિસ્તર કાગળો (કેટલાક મરાઠીમા અને કેટલાક અંગ્રેજીમાં) પૈકી કેટલાક અંગ્રેજી પત્રોમાંથી નીચેના ફકરા આજે પણ મહત્ત્વના અને પ્રસ્તુત હોઈ, લંબાણ થવા છતાં, ટાંકચા છે.

પોતે ઉપવાસ પર ઊતર્યો છે એવું જણાવતો તાર (તા. ૩-૧-'૪૯નો) ડૉ. વિષ્ણુએ દાદાસાહેબને કોલ્હાપુર પાઠવ્યો તેમાં એણે જણાવ્યું કે, "Demanding impartial body. Decide issue. Government grant just demand. Pray interference soon." દાદાસાહેબે એનો લાબો જવાબ 'એક્સપ્રેસ' તારથી તા. ૪-૧-'૪૯ને રોજ આપ્યો એમાં લખ્યું કે, "Extremely uncomfortable developing deteriorating situation. Had discussions with students yesterday. Abandoning both fast and non-payment on assurance of my intervention involves neither humiliation nor surrender, and essential for cordial atmosphere intervention. Their demand should be reconsideration and not independent inquiry. Sense of prestige should not deter correct course of conduct."

તા. ૫ જાન્યુઆરીએ (૧૯૪૯) ડૉ. વિષ્ણુનો તાર ફરી આવ્યો, કે "Persuading withdrawal hunger strike and payment at increased rate under protest. Your intervention must have retrospective effect. Your intermediation desirable and highly appreciated...." એના જવાબમાં કોલ્હાપુરથી એ જ દિવસે (પાંચમી જાન્યુઆરીએ) 'એક્સપ્રેસ' તારમાં દાદાસાહેબે ચિ. બાપુને જણાવ્યું:

"My intervention will consist of pressingly requesting Government for sympathetic reconsideration. Anticipating Government attitude and response neither possible nor desirable as condition of withdrawal. It implies no surrender, but honourable approach, as withdrawal is at request of prominent public servant like myself."

દાદાસાહેબે આગલા દિવસે (તા. ૪-૧-'૪૯) કોલ્હાપુરથી ચિ. બાપુને પાઠવેલા બે સવિસ્તર પત્રોમાં લખ્યું કે:

પ્રથમ પત્ર, ક્ર. K-13/49 માં:

"You must have learnt by now that I have had talks at Poona with Dr. Lagu and I had stated to him that I would intervene in the matter if the students were agreeable to give fast and also undertake to pay fees. Dr. Lagu saw me again at Satara yesterday early morning and I gave him a letter stating my willingness to intervene. There-after three students (whose names I do not know, but some of them obviously know you) saw me at Satara last night and I explained to them my reasons in full for the view that I hold. While they were agreeable to give up fast, they wanted postponement of the last date of payment of fees. While I appreciate their feelings my fears are that a request for postponement of the last date will be misunderstood as persistence in Satyagraha; and I am afraid, the Minister will refuse to see anybody, even for a talk, so long as the Satyagraha continues. The first essential condition, therefore, for opening any negotiations is that both fast and non-payment must be abandoned. I do not think such an action on the part of the students means humiliation when they undertake to do so on an assurance from a third party like myself that he will make due representation to the Minister for a sympathetic consideration of the case.

The situation has unfortunately got into

a tangle and some way honourable to both, has to be found out. If the students give up fast and non-payment on the promise of intervention, there is no surrender as you feel, but a gesture that you are prepared to abide by the advice of persons, who have some status and position in society. If the students do not choose to accept this, I see no future of an honourable settlement.

You will appreciate that no Government can allow its administration to be swayed by resistance of a few, who may feel that they have a just cause for grievance. Administration would be impossible, as each day, they may have difficulties with unreasonable people and they must either govern or abdicate. That is the general background, in which I feel you must not insist on an independent inquiry. Whatever the merits of your demand, you are not, in relation to Government, an independent party. You are the subjects of the Government and all that you should really do is to make a representation and a strong representation too.

Further, you ought to take into consideration the general position in the country. We are passing through critical times and our first concern should be maintenance of law and order. A programme of resistance to authority at the present juncture for any cause, howsoever just, is likely to disturb general peace of the country, by creating or encouraging an atmosphere of resistance to authority. To my mind, this would be a far greater calamity than the small thing that you are out to fight for. I am clear that at least for a few years to come, we must cease talking of *Agraha*-whether Satyagrah or otherwise. This is the larger inset in which I am considering small problems.

Further, you will remember that a representation by a person of my standing and position in the public life is almost equal to convey to Government, the opinion of an independent public man and it does not matter whether Government ultimately accept it or not. I know, Government will have many difficulties in modifying their decisions and yet you will have achieved the moral effect that you want to, as a result of your action.

In these circumstances, I am clear that my advice given to you in my telegram of this morning and to the students who saw me yesterday at Satara is a correct one. This is the only time and the only way, in which, the students can come out honourably, out of a very akward and embarrassing position.

You know my views on the merits of the case. Satyagraha is a weapon to be used only in a very grave and serious matter and that too after all remedies are exhausted. If we resortedt o what we call Satyagraha, in respect of small matters, then I do not see how we can carry on. Further, for the starting of Satyagraha, there has to be some moral issue. I do not see any moral issue involved in the present struggle. Matters stood differently when the Government was foreign. Now that the Government is our own, Satyagrapha is simply unthinkable even in the peculiar world situation and the situation in our country. There are many vital problems such as world peace, the Indonesian struggle, the situation in Kashmir and Hyderabad; and it is desirable that we should not divert our attention and energy in respect of small matters, even if we feel that injustice is done to us.

I have written this letter in English and at length, so that you may be able to discuss it with your friends. I may say that, notwithstanding what I have stated above, you are not only at liberty but you should

follow the dictates of your own conscience though I do not think that it is really a matter of conscience. It is purely a matter of judgement.

Do not hesitate to give up your fast, if you feel physically unable or you feel that the cause you represent is a shaky one. I should urge you to preserve your life for much greater things, *than to throw it away* in such a small cause as the present one, out of the sense of any prestige. There is greater courage in tracing a wrong, incorrect or untenable step rather than in persisting in it. Our blessings are with you and we pray *God may give you light and strength* in persuing the correct course of conduct."

બીજા પત્ર, ક્ર. K 14/49માં:

"I am glad you appreciate that hunger strike is an extreme step and that it is not an easy one. Though some persons posing as Congressmen might express the view that Gandhiji *alone had a right of resorting to* a fast as a weapon you know personally I do not subscribe to that view, and in the case of Sane Guruji I had opposed those people on this very ground. No weapon can be a monopoly of any one person, even if he may be a Mahatma. You need not, therefore, worry yourself *with the argument* which some people may advance, nor need you mind the opinions which people, supposed to be prominent, express.

You *wish that Government should refer* the matter to "an impartial unofficial body." I have partly dealt with this aspect in my other letter. You yourself have stated the difficulties in the way of the Government. I believe the honourable way out of this situation is the only one which I have suggested. *I have argued out the case fully in* that letter.

I agree there is something on the side of the students. I also agree that Government could perhaps have handled the situation a little more sympathetically. If they have the bogie of communism as you say, I also agree that they should not allow themselves to be swept off by any such bogie, but still the question remains as you yourself admit as to whether that something on the side of students 'justified the taking of an extreme step like the hunger strike.' I am very clear that hunger strike is a mistaken one and out of all proportion to the issue involved.

I can appreciate your personal attitude and I would like you and those who are fasting to give up fast immediately on my assurance that I shall make representation to the Government. As a result of your letter, I am prepared to further modify my position that, though students may not give up nonpayment, I am prepared to represent their case to Dr. Gilder, if the students give up their fast: but I am afraid, Government will not be prepared or be in a mood to give that representation, a consideration that it deserves. It may be that Dr. Gilder will not *refuse to talk to me on the question:* but I believe that so long as any part of the Satyagraha continues, there will not be an atmosphere for a heart to heart discussion and talk. I shall not be able to press the matter on Government with that force which I may be able to do, if all your direct action *is not unconditionally withdrawn. I can then* say to the Government that, there is no question of any threat or Satyagraha, nor question of any communistic politics and the Government ought to consider the case on its merits. I trust you appreciate this position and you all buck up courage to withdraw *hunger strike as well as non-payment of fees* and leave the rest to me. .

I have told you that the students who saw me yesterday were agreeable to give up fast on my assurance to make a representation, but they wanted that I should get the date of payment extended. I told them why and how it was difficult: and that is why I gave them time to consider the draft telegram which I would send to Dr. Gilder.

The choice, therefore, is now between (1) a formal representation by me as would be the case if non-payment is continued and only fast is given up and (2) the possibility of a substantial representation with a hope of result, if both the fast and non-payment are withdrawn."

મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળનું આ આખું પ્રકરણ બીજી અનેક નાનીમોટી અને મહત્ત્વની વિગતોથી ભરેલું છે. પણ તે બધાંનો ઉહાપોહ અહીં અને આ તબક્કે જરૂરી નથી.

૨ આયુર્વેદ અને આયુર્વેદિક પદ્ધતિ તથા દવાઓમાં દાદાસાહેબને સંપૂર્ણ શ્રદ્ધા નહોતી તેમ એ તરફ નફરત પણ નહોતી. દાદાસાહેબને આયુર્વેદના આગ્રહી કે હિમાયતી તરીકે ન ગણાવી શકાય. પણ આયુર્વેદ એ પ્રાચીન ભારતીય વારસારૂપે આજે પણ ચાલુ છે એ તરફ દાદાસાહેબની દૃષ્ટિ સ્વાભાવિક આદરની, કુતૂહલની, વધુ જાણકારી મેળવવાની હતી. આયુર્વેદ વિષે સામસામી ટીકા–પ્રશસ્તિ થતી તે દાદાસાહેબ જોતા–વાંચતા–સાંભળતા. પાર્લમેન્ટમાં પણ એ અંગે ભાષણો–પ્રશ્નો–સૂચનો થતાં તે તેઓ સાંભળતા હતા જ. અનેક વાર દાદાસાહેબે સદ્ગત શ્રીમતી રાજકુમારી અમૃતકોર (ભારત સરકારનાં આરોગ્ય પ્રધાન અને ગાંધીજીનાં અંતેવાસી) ને અંગત વાતચીતમાં અને પત્રવ્યવહારમાં કહેલું કે આયુર્વેદ અંગે વિચાર–સંશોધન–અભ્યાસ તો થવાં જ જોઇએ; કાંઇ નહીં તો આયુર્વેદ પદ્ધતિ દોષયુક્ત છે એમ પુરવાર કરવાને ય છેવટે સંશોધન–અભ્યાસ માટે સરકારે તત્પરતા દર્શાવવી જોઇએ! –આજે પરિસ્થિતિ કાંઇક જુદી લાગે છે. સરકારની દૃષ્ટિ અને સહાનુભૂતિ ઉપરાંત, ગુજરાતમાં તો સક્રિય સહાયની વૃત્તિ પણ છે અને આ મહિને જ (૫–૧–'૬૭) જામનગર ખાતે નવી (અને ભારતની પહેલી) આયુર્વેદ યુનિવર્સિટી વિધિસર અસ્તિત્વમાં આવી છે.

૩ મ્યુનિસિપલ બાબતો અને સમસ્યાઓમાં દાદાસાહેબે છેક સુધી ઉત્કટ રસ લીધો હતો. અમદાવાદ મ્યુનિસિપલ વહીવટનો એમનો અનુભવ વિશાળ હતો, અને એ અંગેનું એમનું વિચારમંથન–વાચન પણ ઊંડું અને સતત હતું. પાર્લમેન્ટના સ્પીકરપદ કરતાં મ્યુનિસિપલ પ્રમુખપદમાં એમને સવિશેષ આસ્થા હતી અને પોતે ધારે તો મ્યુનિસિપલ કાર્યક્ષેત્રમાં જ જીવનનાં છેલ્લાં વર્ષો પરોવે એવી ઇચ્છા અને વાત એમણે અનેક વાર અંગત વાતચીતોમાં, પત્રવ્યવહારમાં અને જાહેર ભાષણોમાં પણ વ્યક્ત કરેલી. નગરવિકાસ માટે દાદાસાહેબ પાસે અનોખો નકશો હતો. એ વિષે એમણે અનેક વાર છૂટક નોંધો પણ લખેલી છે. પાણીના પુરવઠાના પ્રશ્ન જેવા રોજિંદા પ્રશ્નો પરત્વે દાદાસાહેબ સભાન હતા. પાણીનો બગાડ અટકાવવા અંગે તેઓ હંમેશ ઉત્સુક, સક્રિય રહેતા અને વારંવાર ટકોર કરતા. મ્યુનિસિપલ પ્રમુખ તરીકેના એમના 'રાઉન્ડ'માં તેઓ વારંવાર ઉઘાડી ચકલીઓ બંધ કરાવતા, પોતે પણ ઘણી વાર એ બંધ કરતા અને પાણીનો દુર્વ્યય અટકાવતા. નાગરિકજીવન સ્વસ્થ, સમતોલ, સમૃદ્ધ અને સંસ્કારી બને એ માટે મ્યુનિસિપલ કાર્યક્ષેત્ર કેટલું અગત્યનું છે અને એમાં કાર્ય માટે કેટલો બધો અવકાશ રહેલો છે અને પ્રગતિ માટે કેવી કેવી શક્યતાઓ પડેલી છે એ વિષે દાદાસાહેબને અનેરી સૂઝ હતી. એ બધી બાબતો અંગેની એમની નિષ્ણાત સમજ ઉપરાંત, દાદાસાહેબ પાસે એ માટેની કલ્પકતા, દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારુ બુદ્ધિ પણ સારા પ્રમાણમાં હતી. પોતાની આખરી માંદગી (ફેબ્રુઆરી, ૧૯૫૬) દરમિયાન દાદાસાહેબે એવી ઇચ્છા વારંવાર વ્યક્ત કરેલી કે, 'સાજો થઇને હું હવે થોડાં બાકી વર્ષોમાં દોડાદોડીના પ્રવાસો વગેરે નહિ કરું અને જે કેટલુંક મારે લખવું છે

તેમાં મ્યુનિસિપલ કામકાજના મારા અનુભવો અને વિચારો પણ પુસ્તકરૂપે પ્રગટ કરીશ.'' કમભાગ્યે, આવું પુસ્તક અને બીજાં કેટલાંક મહત્ત્વનાં પુસ્તકો –પાર્લમેન્ટરી જીવનના અનુભવો-ખ્યાલો દર્શાવતું પુસ્તક, સરદાર વલ્લભભાઈનું જીવનચરિત્ર આલેખતું પુસ્તક, આત્મકથાનું ટાંચણ પૂરું કરવાનું અને તે લખવાની ઉમેદ, શિક્ષણ વિષેના વિચારો વ્યક્ત કરતું પુસ્તક, વકીલાત અને જાહેર જીવનના વિશિષ્ટ અનુભવો રજૂ કરતું પુસ્તક, વગેરે–વિષે કલ્પના અને વિચાર કરતાં કરતાં જ છેવટે તા. ૨૭–૨–૧૯૫૬ને રોજ દાદાસાહેબ સ્વર્ગવાસી થયા! ગુજરાત અને ભારતની પ્રજા સમક્ષ રજૂ થનારી આ બધી અગત્યની માહિતી–અનુભવ દેણ, દાદાસાહેબના દુઃખદ અવસાનને કારણે, અધવચ જ અટકી ગઈ.

૪ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ લોકશાહીની તાલીમ-શાળા છે એ જાણીતો વિચાર દાદાસાહેબે એમનાં અનેક પ્રવચનો–લખાણોમાં ફરી ફરી વ્યક્ત કર્યો છે. મધ્ય ભારત મ્યુનિસિપલ કૉન્ફરન્સ ઇંદોર મુકામે તા. ૧૩–૧૧–૧૯૪૯ને રોજ મળેલી તેના અધ્યક્ષીય ભાષણમાં, મુંબઈ રાજ્યની Conference of Local Bodies તા. ૨૯–૭–૧૯૫૦ને રોજ મળેલી તેના મંગલ પ્રવચનમાં, મુંબાઈ મ્યુનિસિપલ કૉર્પોરેશન તરફથી યોજવામાં આવેલ નાગરિક પ્રદર્શનની ઉદ્‌ઘાટન–ક્રિયા વખતે તા. ૫–૨–૧૯૫૪ ને રોજ કરેલાં પ્રાસંગિક ભાષણમાં, ઇત્યાદિ અનેક પ્રસંગોએ દાદાસાહેબે મ્યુનિસિપલ કાર્યક્ષેત્ર અને મહત્ત્વ વિષે વિસ્તારથી વિવરણ કરેલું છે. આ પ્રવચનો છૂટાંછવાયાં પ્રગટ થએલાં છે. તે પરથી એક સંપાદિત સંગ્રહ પ્રગટ કરવાની સંપાદકે ('અભ્યાસ') ની ઉમેદ છે. વળી, જુઓ, 'Local Government' ઑગસ્ટ ૧૯૫૪, પૃ. ૩૩ થી ૩૭ (સિમલામાં તા. ૨૫ જૂન ૧૯૫૪ને રોજ મળેલી લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ પ્રધાનોની પરિષદનું મંગલ પ્રવચન); ઠક્કરબાપા જન્મદિન અભિનંદન ગ્રંથમાં લખેલો લેખ '*The Importance of Municipal Government*' (જેમાં દાદાસાહેબે લખ્યું છે કે, "A good municipal administration is thus a great education to the people, as also to administrators, in the direction of appraising the value as well as the mode of conducting Swaraj. It is a school where we can train our future administrators of the country, a school from which we shall be able ultimately to recruit the ranks of the provincial and central ministers, who will be in office with the necessary experience of not only routine administration but with an outlook, vision and method which can be said to be the soul of popular Swaraj") Weekly Rajdhani, Delhi, 22 July 1952 ('*Civic Affairs*' પરની વ્યાખ્યાન શ્રેણીનું પ્રથમ પ્રવચન), સને ૧૯૬૨માં અમદાવાદ મ્યુનિસિપલ કૉર્પોરેશને પ્રસિદ્ધ કરેલું પુસ્તક પણ વ્યાપક સંદર્ભમાં અહીં નોંધી શકાય: 'રાષ્ટ્રીય ચળવળમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનો ફાળો'–લેખકો: સ્વ. ગણેશ વાસુદેવ માવળંકર અને શ્રી. ચંદુલાલ ભગુભાઈ દલાલ (કુલ પૃષ્ઠ સંખ્યા ૫૯૫).

૫ સદ્‌ગત ડૉ. મો. ના. આગાશે. આયુર્વેદના હિમાયતી; સાતારા જિલ્લાના સન્નિષ્ઠ સમાજસેવક.

૬ વકીલાતના પોતાના કેટલાક અનુભવો અને વકીલની વ્યાવસાયિક તેમજ સામાજિક ફરજો વિષે દાદાસાહેબે થોડું વિવરણ પુસ્તકાકારે પ્રગટ કર્યું છે (સને ૧૯૫૫માં). જુઓ: 'My Life at the Bar'; પ્રકાશક: The Hindustan Times, ન્યૂ દિલ્હી. આનો હિંદી અનુવાદ પણ થોડાં વર્ષ પર પ્રગટ થયો છે. (પ્રકાશક: સસ્તા સાહિત્ય મંડલ, નવી દિલ્હી). પુસ્તકના ઉપસંહારમાં દાદાસાહેબે પોતાના અનુભવો–વિચારોના નિચોડરૂપે પાંચ ફલશ્રુતિઓ જણાવી છે અને નવા યુવાન વકીલો માટે આઠ માર્ગદર્શક સલાહ-સૂચનાઓ રજૂ કરી છે. વકીલાતના વ્યવસાયમાં નવાં જ પ્રવેશી રહેલાં ભાઈબેનો માટે આ સૂચનો ('dos' અને 'don'ts') કીમતી છે. (પૃ. ૧૭૩ થી ૧૭૭).

૭ સાતારાથી વાઈ આશરે વીસ માઈલ આવેલું રળિ-

થામણું નાનું ગામ છે. કૃષ્ણા નદીના કાંઠે તે વસેલું છે. વાઈમાં પ્રાજ્ઞ પાઠશાળા આજે પણ સરસ અને મહત્ત્વનું કાર્ય કરી રહેલ છે. સાંસ્કૃતિક, વૈદિક, શૈક્ષણિક બાબતો પરત્વે એ સંસ્થામાં અભ્યાસ–સંશોધન–પ્રકાશનની પ્રવૃત્તિઓ ચાલે છે. તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી અને બીજા અનેક વિદ્વાનો અને વિચારકો આ સંસ્થા સાથે સંલગ્ન છે. દાદાસાહેબે આ કાર્યોમાં ઊંડો રસ દાખવેલો અને અવારનવાર સલાહ-માર્ગદર્શન આપેલાં. મરાઠી માસિક 'નવભારત' વર્ષોથી આ સંસ્થા પ્રગટ કરે છે. દાદાસાહેબના અવસાન બાદ આ માસિકમાં કે પાઠશાળાના કોઈ પ્રકાશનમાં દાદાસાહેબ વિશે અંજલિનોંધ પ્રગટ થઈ નહોતી.

૮ 'કર્મવીર'નું બિરુદ લોકપ્રેમાદર દ્વારા પામેલા શ્રી. ભાઉરાવ પાટિલ સાતારા જિલ્લાના જ નહીં પણ સમગ્ર મહારાષ્ટ્રના એક ખ્યાતનામ કાર્યકર અને શિક્ષણકાર હતા. એમનો જન્મ ઈ. સ. ૧૮૮૭માં થયો હતો. સામાજિક સમાનતાના તેઓ સક્રિય પુરસ્કર્તા હતા. મરાઠા સમાજમાં નવજાગૃતિ અને આત્મવિશ્વાસનું સિંચન અને સંચાર કરવામાં એમનો ફાળો અસાધારણ હતો. સાતારામાં રયત શિક્ષણ સંસ્થાની સ્થાપના એમણે કરેલી. એમનું ભવ્ય શરીર, સ્પષ્ટ અને બુલંદ અવાજ તથા ચતુર દલીલશક્તિ–એ બધાંને કારણે એમનાં ભાષણો ધાર્યાં અસરકારક બનતાં. બધા સુધારાનું મૂળ શિક્ષણપ્રસારમાં છે એવી દૃઢ માન્યતા સાથે એમણે કેળવણીક્ષેત્રે બહુ મોટી કામગીરી કરી બતાવી. એમની સંસ્થાઓ હવે ખૂબ વિકસી છે. વાર્ષિક વીસ રૂપિયાના અંદાજપત્રકમાંથી વીસ લાખ ને તેથી પણ વધુ રકમો અનિવાર્ય બન્યાં છે.

૯ બ્રાહ્મણ-અબ્રાહ્મણ વાદ, દ્વેષ અને સંઘર્ષ મહારાષ્ટ્રમાં અને દક્ષિણ ભારતમાં દસકાઓથી ઓછોવત્તો જોર કરી રહ્યો છે. ગાંધીજીને ગોળીએથી ખતમ કરનાર નથુરામ ગોડસે બ્રાહ્મણ હતો એને કારણે તો મહારાષ્ટ્રમાં ઠેર ઠેર બ્રાહ્મણવિરોધી ઝુંબેશ અને હિંસા સને ૧૯૪૮માં ફાટી નીકળેલી.

૧૦ સદ્‌ગત માધવ પાંડુરંગ ઉર્ફે અપ્પાસાહેબ ગુર્જર. દાદાસાહેબના સાળા. શ્રીમતી સુશીલાબેન ગ. માવળંકરના પિતરાઈ ભાઈ. તેઓ રત્નાગીરીની હાઈસ્કૂલમાં હેડમાસ્તર હતા અને પછી નિવૃત્ત થએલા. એમનું જીવનધોરણ ઉચ્ચ સપાટી પર ચાલતું! સોપારી, કાજુ, કેરી વગેરે વિના એમને ન ચાલે. અસલ બાદશાહી જીવનના ભોક્તા! બોલવામાં કડક હતા. જાણે હંમેશ ગરમ મિજાજમાં જ હરેફરે અને તીખું બોલે! કોંકણમાં અપ્પાસાહેબ ગુર્જરને ઘણા લોકો 'મિજાસખોર ગુર્જર' તરીકે ઓળખતા અને નવાજતા!

૧૧ ડૉ: એમ.ડી.ડી. ગિલ્ડર. મુંબાઈના ખેર-પ્રધાનમંડળમાં આરોગ્ય ખાતાના પ્રધાન. રાષ્ટ્રવાદી, ગાંધીવાદી પારસી સમાજસેવક. જાણીતા ડૉક્ટર (physician). ગાંધીજી સહિત અનેક નેતાઓ એમના 'પેશન્ટ' હતા. ડૉ. ગિલ્ડર અત્યારે મુંબાઈમાં શાંત, નિવૃત્ત જીવન ગાળે છે.

૧૨ શ્રી. ભાઉ ધર્માધિકારી અને શ્રી. નાના ધર્માધિકારી બન્ને ભાઈઓ. સર્વોદય વિચારક શ્રી. દાદા ધર્માધિકારીના સગા હોય એમ લાગતું નથી. મોટાભાઈ શ્રી ભાઉ અને શ્રી. નાના કોલ્હાપુરના અને દક્ષિણ મહારાષ્ટ્રના પ્રજાજીવન તથા રાજકારણ સાથે જોડાએલા રહ્યા. દાદાસાહેબની રોજનીશીના પ્રથમ બે ખંડ મરાઠીમાં 'कांहीं पाउलें' નામે પ્રસિદ્ધ થયા તેનું સંકલન અને સંપાદન શ્રી. ભાઉ ધર્માધિકારીએ કર્યું છે.

૧૩ સદ્‌ગત આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકર. મહારાષ્ટ્રના પ્રખર અને સમર્થ વિચારક, લેખક, સાહિત્યકાર. સન્નિષ્ઠ ગાંધીવાદી અને તેજસ્વી સમાજવાદી. આચાર્ય જાવડેકરનું સાહિત્યસર્જન વિપુલ, દાર્શનિક, વિચારપ્રધાન અને મૌલિક છે. સમાજવિદ્યાઓ તથા ખાસ કરીને રાજ્યશાસ્ત્રને લગતાં એમણે લખેલાં અનેક પુસ્તકો મરાઠી ભાષામાં દસકાઓ સુધી વંચાશે અને એમનો અભ્યાસ થશે. જાવડેકરજીના 'आधुनिक भारत'નો ગુજરાતી અનુવાદ શ્રી. પાંડુરંગ દેશપાંડે રચિત નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ તરફથી પ્રગટ થએલો છે. વર્ષો સુધી

પૂનાના 'લોકશક્તિ' દૈનિક પત્રનું તથા થોડો સમય સદ્ગત સાને ગુરુજીના 'સાધના' સાપ્તાહિકનું સંપાદકપદ આચાર્યશ્રીએ સરસ સંભાળ્યું હતું. આચાર્યશ્રી અમદાવાદમાં પણ એક વાર આવેલા. એમના સુપુત્ર ડૉ. ભાલચંદ્ર જાવડેકર અમદાવાદની સરકારી મેડિકલ કૉલેજમાં વ્યાખ્યાતા હતા. (હાલ ડૉ. ભાલચંદ્ર જામનગરની મેડિકલ કૉલેજમાં શરીર-રચનાશાસ્ત્રના પ્રાધ્યાપક છે.)

૧૪ સાને ગુરુજીએ ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ને રોજ મુંબાઈમાં શરૂ કરેલું મરાઠી સાપ્તાહિક 'સાધના'. સાને ગુરુજીના નિર્વાણ પછી આ સાપ્તાહિક પૂનાથી પ્રગટ થતું રહ્યું છે અને આજે તેની ખ્યાતિ આખા મહારાષ્ટ્રમાં ફેલાઈ છે. વિચારપ્રધાન, પૌષ્ટિક, રસ-પૂર્ણ અને સંસ્કૃતિક સામયિક તરીકે 'સાધના'એ વિશાળ વાચકવર્ગ ઊભો કર્યો છે. શ્રી. રાવસાહેબ (પુ. હ.) પટવર્ધને આ પત્રના સંપાદક તરીકેની જવાબદારી વર્ષો સુધી ખૂબ સારી રીતે અદા કરી. આજે પણ તેઓ એમાં અવારનવાર લખે છે. હાલ 'સાધના'ના સંપાદક તરીકે, સાને ગુરુજીની જ હૂંફ અને પ્રેરણામાં ઉછરેલા, શ્રી. યદુનાથ દત્તાત્રેય થત્તે કામ કરી રહ્યા છે.

૧૫ સદ્ગત આચાર્ય શંકર દત્તાત્રેય જાવડેકર, આચાર્ય જ. સ. ભાગવત અને શ્રી. શંકર દત્તાત્રેય દેવ–એ ત્રિપૂટીએ પૂનામાં (સ્વાતંત્ર્યસંગ્રામના સમયમાં) શરૂ કરેલી પ્રકાશનમાળા 'સુલભ રાષ્ટ્રીય ગ્રંથમાલા' દ્વારા વિવિધ વિષયો પર અનેક સુંદર પુસ્તકો પ્રગટ થયાં છે. દાદાસાહેબના વિલાયતના પત્રો આ માળામાં અગર અન્ય મરાઠી પ્રકાશક દ્વારા પ્રગટ થઈ શક્યા નથી એ હકીકત પણ નોંધવી જોઈએ.

૧૬ પૂનાની એક પ્રસિદ્ધ પ્રકાશન–સંસ્થા.

૧૭ સદ્ગત શ્રી. ગોવિંદ પાંડુરંગ પળસુલે. શ્રીમતી સુશીલાબેન ગ. માવળંકરના સગા મામા. કોલ્હાપુરમાં તેઓ વકીલાતનો વ્યવસાય કરતા હતા. આર્થિક સ્થિતિ સાધારણ. ૭૫ વર્ષની ઉંમરે, આશરે ત્રણ વર્ષ પર, એમનું અવસાન થયું. કોલ્હાપુરમાં મંગળવાર પેઠમાં શ્રી શિવાજી થિયેટર પાસે આવેલા પળસુલે–મકાનમાં દાદાસાહેબનો મુકામ હંમેશ રહેતો.

૧૮ સદ્ગત અણ્ણા બાબાજી લઠ્ઠે. મુંબાઈના ખેરપ્રધાન-મંડળમાં (સને ૧૯૩૭ થી સને ૧૯૩૯) નાણાંપ્રધાન. મહારાષ્ટ્રના પ્રસિદ્ધ રાજકારણી અને મુત્સદ્દી; જાહેર કાર્યકર. સાંગલી, કોલ્હાપુર અને પૂનામાં એમનું શિક્ષણ થએલું. કોલ્હાપુરના છત્રપતિ રાજવીઓ સાથે એમનો ગાઢ સંપર્ક હતો. છત્રપતિ શાહુ મહારાજની કૃપાદષ્ટિથી, શ્રી. અણ્ણાસાહેબ લઠ્ઠેને કોલ્હાપુરની રાજારામ કૉલેજમાં અંગ્રેજીના પ્રોફેસર તરીકે અને પાછળથી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરવાની તક મળેલી. બ્રાહ્મણ-વિરોધી ચળવળમાં આ સમયે શ્રી. લઠ્ઠેએ પોતાનાં ભાષણો-લખાણો દ્વારા સક્રિય ભાગ લીધો હતો. ઈ. સ. ૧૯૨૬ થી ઈ. સ. ૧૯૩૦ સુધી તેઓ કોલ્હાપુરના દીવાન હતા. તેઓ સાહિત્યકાર પણ હતા. શ્રી. લઠ્ઠેની સાહિત્યસેવાની કદર તરીકે, બેળગાંવના વતનીઓએ એમને મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદે નીમ્યા હતા. શ્રી લઠ્ઠેની સફેદ ટોપી અણીદાર, ને વાંકી શૈલીમાં મૂકવાની એમની ઢબ અનોખી હતી.

૧૯ ડૉ. વિષ્ણુના ઉપવાસ બે દિવસ જ ચાલ્યા; કારણ, હડતાળિયા-ઉપવાસી વિદ્યાર્થીઓએ દાદાસાહેબની મધ્યસ્થી સ્વીકારીને આખી લડત પાછી ખેંચી લીધી હતી.

૨૦ સદ્ગત શ્રી ગોપાળરાવ પંડિત. દાદાસાહેબ અને ગોપાળરાવ રત્નાગીરી જિલ્લાના દેવરુખ ગામની શાળામાં એક જ વર્ગમાં સાથે ભણેલા અને ત્યારથી એમની મૈત્રી સરસ ચાલુ રહેલી. ગોપાળરાવના પુત્ર શ્રી. નાના પંડિત રત્નાગીરીમાં હાલ વકીલાત કરે છે. ગોપાળરાવ ગમતી અને વિનોદી સ્વભાવના હતા. ભોજનમાં જ્યારે રોટલા સાથે માખણ પીરસાય ત્યારે ગોપાળરાવ કહે, 'અરે, જરા થોડો રોટલો મૂકો; જેથી વધારે માખણ મળી શકે!'

૨૧ સદ્ગત ગોવિંદ સખારામ સરદેસાઈ. કોલ્હાપુરના વતની. 'દાદા' નામે ઓળખાતા. કોલ્હાપુર રાજ્યની સેવામાં હતા. દાદાનું સપૂર્ણ નામ પ્રસિદ્ધ ઇતિહાસકાર રિયાસતકાર સરદેસાઈ જેવું જ હતું. આ સામ્યને કારણે બન્ને વિષે ક્યારેક મઝાનો ગોટાળો

જનસમુદાયમાં થતો. ગોવિંદરાવદાદા ઉદ્યમી, બુદ્ધિશાળી, રચનાની અને વિનોદવૃત્તિવાળા હતા. કોલ્હાપુરના છત્રપતિ સાથે અણબનાવ ને મતભેદ થતાં ગોવિંદરાવદાદાને વર્ષો સુધી સહેવું પડેલું. એમનું ઉત્પન્ન વગેરે ખાલસા કરાએલું. છેક છેલ્લે ગોવિંદરાવદાદાને એમનું પેન્શન વગેરે પાછાં મળેલાં. 'मावळंकर सरदेसाई घराण्याचा इतिहास पूर्वार्ध भाग-१-२ आणि उत्तरार्ध' એ પુસ્તકો ગોવિંદરાવદાદા સરદેસાઈએ રિયાસતકાર સરદેસાઈની સાથે સહાયક લેખક તરીકે લખેલાં, જે પૂનાની ઓરીએન્ટલ બુક એજન્સીએ સને ૧૯૨૬માં પ્રસિદ્ધ કર્યાં. વિવિધ કુળ-કુટુંબોના દીર્ઘસમયના ઈતિહાસગ્રંથો લખવા—પ્રગટ કરવાની પ્રણાલિકા મહારાષ્ટ્રમાં જૂની અને જાણીતી છે. ગોવિંદરાવદાદાને વાચન-અભ્યાસનો શોખ ઘણો હતો. મર્માળા વિનોદ કરતા. પોતા પર પણ વિનોદટીકા કરતા. માવળંકર અને સરદેસાઈ કુટુંબો મૂળ એક જ. એમના પૂર્વજોની અગાઉ અટક 'सत्यवादी' હતી. દાદા મજાકમાં કહેતા કે, 'અમારા પૂર્વજો ચતુર અને અગમચેતી ધરાવનારા હતા; એમને થયું હશે કે ભાવિ પ્રજા નામ-અટક પ્રમાણે વર્તી નહીં શકે ! માટે, એમણે જ 'सत्यवादी' અટક બદલીને સરદેસાઈ કે માવળંકર ધારણ કરી!!' કોલ્હાપુરમાં જ્યારે જ્યારે દાદાસાહેબ હોય ત્યારે તેઓ અવશ્ય અને હંમેશ ગોવિંદરાવદાદાને મળવા જતા અને વિવિધ વિષયો પર બન્નેની ગોષ્ઠિઓ થતી.

૨૨ શ્રી. ગો. વા. ઉર્ફે દાદા કુલકર્ણી. મહારાષ્ટ્ર ગ્રંથ ભંડાર, કોલ્હાપુરના માલિક અને સંચાલક. દાદાસાહેબના 'कांही पाउलें'ના બે ખંડ એમણે જ પ્રસિદ્ધ કરેલા.

૨૩ શ્રી. રામચંદ્ર નારાયણ ઉર્ફે બંડોપંત પુસાળકર. કોલ્હાપુરના જાણીતા વકીલ. અજમેરના દીવાન બહાદુર ગોવિંદરાવ ખાંડેકરના જમાઈ. લેખન-વાચનનો એમને શોખ છે.

૨૪ ડૉ. અરવિંદ રામચંદ્ર ઉર્ફે અણ્ણ કિબે. શ્રીમતી સુશીલાબેનના મસિયાઈ ભાઈ. અકોલામાં તેઓ દાક્તરી વ્યવસાય કરે છે. (M. D. થઈને).

૨૫ 'ભાઈ' માધવરાવ બાગલ. કોલ્હાપુરના અને મહારાષ્ટ્રના એક અગ્રણી 'બહુજનસમાજ' નેતા.

૨૬ સદ્ગત ન્યાયમૂર્તિ એન. એસ. લોકૂર. તેઓ અમદાવાદમાં પણ ડિસ્ટ્રિક્ટ જજ તરીકે થોડાં વર્ષ રહેલા.

૨૭ મધ્યપ્રદેશની ધારાસભાના ભૂતપૂર્વ સ્પીકર. હિંદી ભાષાના અગ્રણી હિમાયતી.

૨૮ દાદાસાહેબની રોજનીશી મૂળ મરાઠીમાં લખેલી છે. તા. ૨૬ ડિસેમ્બર ૧૯૨૭ થી તા. ૮-૯ ફેબ્રુઆરી ૧૯૫૬ સુધી એમ કુલ બાવન (૫૨) નોટબુકોમાં એ લખેલી છે. શરૂની કેટલીક નોટો મોડી લિપિમાં છે, પછીની મરાઠીમાં જ. છેલ્લાં વર્ષોમાં અન્ય હાથો વડે લખેલી (દાદાસાહેબે લખાવેલી) છે. પણ મોટે ભાગે તો દાદાસાહેબે પોતે જ રોજનીશી-લેખન કર્યું છે. 'અભ્યાસ'માં છેલ્લાં સાડા ચાર વર્ષથી (વર્ષ-૨, અંક-૧ ઑગસ્ટ-૧૯૬૨ થી શરૂ કરીને) નિયમિત રીતે, પ્રતિમાસ, આ રોજનીશીના હપ્તા પ્રગટ થતા રહ્યા છે. તા. ૧૪ ઑગસ્ટ ૧૯૪૭ થી આવું પ્રકાશન (મૂળ મરાઠીમાંથી ગુજરાતીમાં રૂપાંતરિત કરીને) 'અભ્યાસ'માં થઈ રહ્યું છે. (કુલ ૫૪ હપ્તામાં પ્રસિદ્ધ થએલી આ રોજનીશી તા. ૯ જાન્યુઆરી ૧૯૪૯ સુધીની પ્રગટ થઈ છે.) 'અભ્યાસ'ના ચાલુ વર્ષથી (વર્ષ ૬ અંક-૧, ઑગસ્ટ ૧૯૬૬થી) પાદટીપો આપવાનું શરૂ કર્યું છે. દાદાસાહેબની રોજનીશી મરાઠીમાં 'कांही पाउलें' નામે બે જ ખંડમાં પ્રસિદ્ધ થઈ અને પછી એ કામ અધૂરું રહ્યું છે. પહેલો ખંડ સને ૧૯૪૮માં પ્રસિદ્ધ થયો તેનો આમુખ આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકરે લખ્યો છે. બીજો ખંડ સને ૧૯૫૩માં પ્રસિદ્ધ થયો તેનો આમુખ શ્રી પુરુષોત્તમ હરિ ઉર્ફે રાવસાહેબ પટવર્ધને લખ્યો છે. પહેલા ખંડનાં ૧૫૨ પાનાં, કિ. રૂ. ૨ા; બીજા ખંડનાં ૧૪૮ પાનાં, કિ. રૂ. ૩. આખી રોજનીશી મૂળ મરાઠીમાં, અને ગુજરાતી અનુવાદમાં પણ, અલગ અલગ વિવિધ ખંડોમાં, યોગ્ય સંપાદન સાથે પ્રગટ કરવાની ઉમેદ છે.

૨૯ 'વિદ્યાપીઠ', એટલે કોલ્હાપુરની એક હાઈસ્કૂલનું નામ.

૩૦ શ્રી. બાળકૃષ્ણ વિઠ્ઠલ ઉર્ફે તાત્યાસાહેબ શિખરે. દક્ષિણ મહારાષ્ટ્રના (સાંગલી-મિરજ) દીર્ઘ સમયના રચનાત્મક કાર્યકર. દેશી રજવાડાંઓ સામેના

પ્રત્યક્ષ સંગ્રામોમાં સક્રિય રહેલા 'ધ્યેયનિષ્ઠ' અને 'વિચારનિષ્ઠ' શ્રી શિખરેએ મિરજમાં સને ૧૯૪૯ માં 'માઉલી' નામનું મરાઠી સાપ્તાહિક તથા 'નવભારત પ્રકાશન લિમિટેડ' સંસ્થા શરૂ કરેલાં. થોડા વખત પછી તે બંધ પડ્યાં.

૩૧ શ્રી.નારાયણ અનંત માવળંકર. પૂનાની બૃહન્ મહારાષ્ટ્ર કૉલેજ ઑફ કૉમર્સના પ્રિન્સિપાલપદેથી તેઓ જૂન ૧૯૬૬માં નિવૃત થયા. અર્થશાસ્ત્રના આ જાણીતા પ્રાધ્યાપક અને વિદ્વાન લેખક સૌમ્ય અને શાંત સ્વભાવના છે. સાંગલીમાં પણ તેમણે અધ્યાપનકાર્ય કરેલું. દાદાસાહેબના કુટુંબીજનોમાં *'કાકા માવળંકર'* તરીકે પ્રિય. એક જ કુટુંબના, પણ સગપણ નહીં. કાકા માવળંકર ઈ. સ. ૧૯૫૮–૫૯માં અમેરિકામાં 'ફુલબ્રાઇટ એક્સચેંજ પ્રોફેસર' તરીકે રહેલા અને વિવિધ અમેરિકન વિશ્વવિદ્યાલયોમાં અર્થશાસ્ત્રનો વિષય ભણાવેલો.

૩૨ ગાંધી-હત્યા પછી મહારાષ્ટ્રમાં જે હિંસક રમખાણો થએલાં તેમાં સાંગલીની આ મિલને મોટા પ્રમાણમા નુકસાન પહોંચ્યું હતું.

૩૩ હાઈસ્કૂલના પ્રિન્સિપાલ માટે 'આચાર્ય' અને કૉલેજના પ્રિન્સિપાલ માટે 'પ્રાચાર્ય' એ શબ્દો મરાઠી ભાષામા રૂઢ થયા છે.

૩૪ દાદાસાહેબ અવારનવાર પોતાનાં ભાષણો વિષે રોજનીશીમાં પોતાનો અભિપ્રાય આપે છે, જેમ કે આજે ભાષણ બહુ સરસ થયું, અગર સાધારણ થયું, ઠીક ઠીક થયું, વગેરે. ભાષણ જો સારું ન થયું તો તેઓ આ રીતે પોતાનો વસવસો પણ નોંધવાનું ચૂકતા નહીં. સાંગલીની વિલિંગ્ડન કૉલેજમાં થએલું એમનુ આ ભાષણ પાછળથી એ કૉલેજના વાર્ષિક મુખપત્રમાં 'Education and Democracy' શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થએલું છે. તે વાંચતાં દાદાસાહેબની આ છાપ બરાબર લાગે છે! એમાં મુદ્દાઓ અને વિચારો સરસ છે, પણ એકસૂત્રતા અને સરળ પ્રવાહ ઓછાં જણાય છે.

૩૫ બપોરની–સાંજની ચા બાદ શૌચ જવાની ટેવ દાદાસાહેબને હતી. એ વિષેના ઉલ્લેખો વારંવાર રોજનીશીમાં આવે છે. વળી, જુઓ 'અભ્યાસ'-દાદાસાહેબ માવળંકર વિશેષાંક (સળંગ અંક–૫૫) પૃ. ૩૫૯, શ્રી. સુંદરમનો અંજલિ-લેખ.

૩૬ સદ્ગત શ્રી. ગંગાધરરાવ બાળકૃષ્ણ દેશપાંડે. બેળગાંવના આ ખ્યાતનામ રાજકીય કાર્યકર અને વક્તા 'કર્ણાટકસિંહ' તરીકે સુપ્રસિદ્ધ હતા. તા. ૧૨ એપ્રિલ ૧૮૭૦ને રોજ એમનો જન્મ થયો. બી એ. એલ. એલ. બી. થયા બાદ એમણે લોકમાન્ય ટિળક સાથે જાહેર કાર્યમાં ભાગ લેવાનું શરૂ કર્યું. બેળગાંવમાં સને ૧૯૪૨માં કૉંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે ગંગાધરરાવજી એના સ્વાગતાધ્યક્ષ બન્યા. ત્યારથી વર્ષો સુધી તેઓ કૉંગ્રેસ કારોબારીના સભ્યપદે રહ્યા. સ્વાતંત્ર્ય-સંગ્રામના મોખરે સતત રહીને એમણે અનેક વાર જેલયાતનાઓ સહી.

૩૭ શ્રી. પુંડલિકજી કાતગાડે. બેળગાંવના સક્રિય રચનાત્મક કાર્યકર. મરાઠીમાં એમનું લખેલું આત્મચરિત્ર રસપ્રદ છે. સદ્ગત ગંગાધરરાવજીના પણ તેઓ સહકાર્યકર રહેલા.

૩૮ *'Last Viceroy'*: The Life and Times of Rear-Admiral The Earl Mountbatten of Burma. P. C., K. G., G. C. S. I., G. C. I. E., G. C. V. O., K. C. B., D. S. O., A. D. C. By Ray Murphy. With 25 Illustrations. Jarrolds Publishers (London) Ltd.. Reprinted October 1948. કોલ્હાપુરના શ્રી. પુસાળકર વકીલે આ પુસ્તક દાદાસાહેબને ભેટ આપ્યું ત્યારે સાથે પાઠવેલા પત્રમાં (તા. ૫–૧–'૪૯) લખ્યું કે '*I am hearwith* giving you a copy of the Biography of Lord Mountbatten, (who in my estimation is the veritable 'Purushottam' of the present day) which I hope you will accept in return for your blessings.'

૩૯ શ્રીમતી યશોધરમ્મા દાસપ્પા. મ્હૈસૂરનાં સન્નિષ્ઠ, ગાંધીવાદી સન્નારી અને સક્રિય સમાજસેવિકા. મ્હૈસૂર રાજ્યમાં કસ્તુરબા ફંડનાં 'એજન્ટ' તરીકે આર્સિકેરીમાં એમનું મુખ્ય કાર્યમથક હતું. તાજેતરમાં મ્હૈસૂરના પ્રધાનમંડળમાં શ્રીમતી યશોધરમ્મા થોડાં વર્ષ રહેલાં અને સરકારે કરવા ધારેલી દારૂબંધીની છૂટછાટનાં વિરોધમાં એમણે રાજીનામું આપેલું.

૪૦ સદ્‌ગત શ્રી. દેવદાસ મોહનદાસ ગાંધી. મહાત્મા ગાંધીના સૌથી નાના (ચોથા) સુપુત્ર. શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીના જમાઈ. દેવદાસભાઈ અંગ્રેજીના અચ્છા લેખક અને સમર્થ પત્રકાર હતા. નવી દિલ્હી-ના અંગ્રેજી દૈનિક 'The Hindustan Times'ના તંત્રી તરીકે એમણે ભારતમાં અને રાષ્ટ્ર-કુટુંબમાં નામના મેળવેલી. કસ્તુરબા ફંડ, ગાંધી ફંડ, ગાંધી ફિલ્મ યોજના વગેરેમાં તેઓ સક્રિય હતા. એમનું અકાળ અવસાન થયું. એમનાં પત્ની શ્રીમતી લક્ષ્મીબહેન નવી દિલ્હીમાં જ રહે છે અને સમાજ-સેવા કરે છે.

૪૧ શ્રીમતી ગોશીબેન કૅપ્ટન. મુંબાઈનાં જાણીતા સ્ત્રીકાર્ય-કર. કસ્તુરબા ફંડનાં તેઓ ટ્રસ્ટી ઉપરાંત કારોબારી સમિતિના સભ્યપદે પણ વર્ષો સુધી રહેલાં.

૪૨ કસ્તુરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક નિધિનાં કામો માટે પ્રાંતવાર પ્રતિનિધિ–બેનો નીમાય છે. તેમને 'એજન્ટ' તરીકે ઓળખવામાં આવે છે.

૪૩ સદ્‌ગત શ્રીકૃષ્ણદાસ જાજૂ. ગાંધીજીના એક સમર્થ સહકાર્યકર અને રચનાત્મક કાર્યોમાં અતિ સક્રિય. વર્ધામાં સેવાગ્રામ ખાતે રહેતા હતા. કસ્તુરબા ફંડના ટ્રસ્ટી અને કારોબારી સમિતિના સભ્ય હતા. તા. ૨૩ ઑક્ટોબર ૧૯૫૫ને રોજ જાજૂજી સ્વર્ગ-વાસી થયા.

૪૪ આગાખાન પૅલેસ, પૂના ખાતે અટકાયત દરમિયાન, પૂજ્ય કસ્તુરબાનું અવસાન ફેબ્રુઆરી, ૧૯૪૪માં (મહાશિવરાત્રિના દિવસે) થયું ત્યાર પછી થોડાક જ વખતમાં કસ્તુરબા સ્મારક ફંડ માટેનો ફાળો ઉઘરાવવાનું શરૂ થયું. ગુજરાતમાં એ કામમાં દાદાસાહેબ અગ્રેસર હતા. ગાંધીજીએ આ ફંડમાં દાદાસાહેબને એક ટ્રસ્ટી તરીકે નીમ્યા હતા. (તા. ૨ ઑક્ટોબર ૧૯૪૪). ગાંધીજી એ ફંડના પ્રમુખપદે હતા (તા. ૬–૫–૧૯૪૪થી તા. ૩૦–૧–૧૯૪૮) ત્યારે દાદાસાહેબ થોડા વખત બાદ (તા. ૧૩–૭–૧૯૪૬થી) એના ઉપપ્રમુખ બન્યા હતા. ગાંધીજીના દેહાન્ત પછી સરદાર વલ્લભભાઈ પટેલ (તા. ૨૭ જૂન ૧૯૪૮ થી તા. ૧૫ ડિસેંબર ૧૯૫૦) અને ઠક્કરબાપા (તા. ૧૨–૧–૧૯૫૧ થી તા. ૧૯–૧–૧૯૫૧) પ્રમુખપદે આવ્યા અને ત્યાર બાદ લગભગ પાંચ વર્ષ (તા. ૨૯ જૂન ૧૯૫૧ થી તા. ૨૭ ફેબ્રુઆરી ૧૯૫૬) દાદાસાહેબે પ્રમુખપદની જવાબદારી ઉઠાવી. કસ્તુરબા ફંડનું કાર્ય બહેનોમાં, બહેનો માટે, બહેનો દ્વારા ચાલે એવો જે કે ગાંધીજીનો આગ્રહ રહેલો અને મહદ્ અંશે એ પ્રમાણે જ વ્યવસ્થાતંત્ર એનું રહેલું છે. લેડી પ્રેમલીલાબેન ઠાકરસી આજે (તા. ૨૯–૬–૧૯૫૬ થી) એ ફંડનાં પ્રમુખપદે છે. કસ્તુ-રબા ફંડનું કાર્ય બની શકે ત્યાંસુધી નાનાં (બે હજાર-થી ઓછી વસ્તીવાળાં) ગામડાંમાં જ થાય એવો ગાંધીજીનો ખાસ આગ્રહ હતો. સ્ત્રીઓ અને બાળકો-ની ઉન્નતિ માટે જ આ નાણાંનો વિનિયોગ થાય છે. ફંડનું મુખ્ય મથક વર્ષોથી કસ્તુરબાગ્રામ, ઈંદૂર પાસે (મધ્યપ્રદેશ) છે.

૪૫ Miss Muriel Lester. ગાંધીજી લંડનમાં (રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ વખતે–ઈ. સ. ૧૯૩૧) હતા ત્યારે મિસ લેસ્ટરના મહેમાન તરીકે રહેલા. ભારતમાં કુમારી લેસ્ટરે અનેક વાર ગાંધીજીની મહેમાનગીરી અનુભવેલી. ગાંધીજી સાથેનાં પોતાનાં સંસ્મરણો આ અંગ્રેજ સન્નારીએ પોતાના પુસ્તક **'Gandhi : World Citizen'** માં આલેખ્યાં છે. સને ૧૯૪૫માં આ પુસ્તકની સર્વ પ્રથમ અને ભારતીય આવૃત્તિ અલાહાબાદની 'કિતાબ મહાલ' સંસ્થાએ પ્રગટ કરી. સને ૧૮૮૩ની ૯મી ડિસેમ્બરે જન્મેલાં મ્યુરિયેલ લેસ્ટરે ઈ. સ. ૧૯૧૫માં પૂર્વ લંડનમાં Kingsley Hall નામે સામાજિક અને ધાર્મિક સેવાકેન્દ્ર સ્થાપ્યું. ૧૯૨૬માં તેઓ પહેલવહેલાં ભારત આવેલાં અને સાબરમતી આશ્રમમાં ગાંધીજીને મળેલાં અને ત્યાં થોડો વખત રહેલાં. કુ. લેસ્ટરની આત્મકથા **'It Occurred to Me'** જાણીતી છે. એની ડઝનેક આવૃત્તિઓ બહાર પડી હશે.

૪૬ આ અમેરિકન નીગ્રો નેતા વિષે તત્કાલ વિગતો મળી શકી નથી. એમનું નામ Bayard Rustin છે, અને Lerone Bennet લિખિત **'What Manner of Man** : A biography of Martin Luther King' પુસ્તકમાં એમનો ઉલ્લેખ આવે છે. પૃ. ૭૪–૭૫.

૪૭ સદ્ગત અમૃતલાલ વિ. ઠક્કર. 'ઠક્કરબાપા'ને નામે સર્વત્ર સુપ્રસિદ્ધ. આદિવાસીઓ, હરિજનો, વગેરે માટે એમણે હિમાલય જેટલું કાર્ય કર્યું. પચમહાલમાં ભિલ સેવા મંડળ સ્થાપ્યું. સદ્ગત ગોપાળ કૃષ્ણ ગોખલે અને સર્વન્ટસ્ ઑફ ઇન્ડિયા સોસાયટીની સાથે ઠક્કરબાપા સક્રિય રીતે સંલગ્ન હતા. પૂજ્ય ઠક્કર-બાપાનું જીવન આદર્શ, ઋષિતુલ્ય હતું. ઉચ્ચ વિચાર, સાદું જીવન. તેઓ રોજનીશી નિયમિત, રોજ, ચોકસાઈથી લખતા. એ પ્રગટ થવી જોઇએ એમ લાગે છે. બાપા ગાંધીજીના નિકટ સાથીદારો–કાર્યકરો પૈકી હતા. કસ્તુરબા ફંડના સેક્રેટરી તરીકે પણ ઠક્કરબાપાએ લાંબો સમય (તા. ૮–૩–૧૯૪૪ થી તા. ૧૨–૧–૧૯૫૧) કામ કરેલું.

૪૮ દાદાસાહેબને 'ડાયાબિટિસ' (મધુમેહ) હતો એટલે આહારવિહારમાં તેઓ બનતી કાળજી અને નિય-મિતતા રાખતા. રાત્રે વાચન-લેખન કે પ્રવૃત્તિ કે મોડે સુધી કામ એમણે ટાળેલાં.

૪૯ જે પ્રકારના સામયિકની કલ્પના દાદાસાહેબના મનમાં હતી તેવું પત્ર કસ્તુરબા ફંડ તરફથી હજી સુધી નીકળ્યું નથી. પણ, તા. ૬ મે ૧૯૪૯ને રોજ ફંડના ત્રૈમાસિક મુખપત્ર 'कस्तूरबा दर्शन' નો પહેલો અંક પ્રગટ થયો, ત્યારથી આજ લગી આ હિંદી ત્રૈમાસિક નિયમિતપણે અને સરસ રીતે પ્રસિદ્ધ થતું રહ્યું છે.

*

## An Ideal Democracy

"The expression comes from Plato's remark that a pattern of the perfect State is perhaps stored up somewhere in heaven-may be taken to mean a community in which the sense of public duty and an altruistic spirit fill the minds and direct the wills of the large majority of the citizens, so that the Average Citizen stands on the level of him whom we sometimes meet and describe as the Model Citizen. What then, expressed in the terms of our own day, would such a community be? In it the average citizen will give close and constant attention to public affairs, recognising that this is his interest as well as his duty. He will try to comprehend the main issues of policy, bringing to them an independent and impartial mind, which thinks first not of his own but of the general interest. If, owing to inevitable differences of opinion as to what are the measures needed for the general welfare, parties become inevitable, he will join one, and attend its meetings, but will repress the impuless of party spirit. Never failing to come to the polls, he will vote for his party candidate only if satisfied of his capacity and honesty. He will be ready to serve on a local Board or Council, and to be put forward as a candidate for the legislature (if satisfied of his own competence), because public service is recognised as a duty. With such citizens as electors, the legislature will be composed of upright and capable men, single-minded in their wish to serve the nation. Bribery in constituencies, corruption among public servants, will have disappeared. Leaders may not be always single-minded, nor assemblies always wise, nor administrators efficient, but all will be at any rate honest and zealous, so that an atmosphere of confidence and goodwill will prevail. Most of the causes that make for strife will be absent, for there will be no privileges, no advantages to excite jealousy. Office will be sought only because it gives opportunities for useful service. Power will be shared by all, and a career open to all alike. Even if the law does not-perhaps it cannot-prevent the accumulation of fortunes, these will be few and not inordinate, for public vigilance will close the illegitimate paths to wealth. All but the most depraved persons will obey and support the law, feeling it to be their own. There will be no excuse for violence, because the constitution will provide a remedy for every grievance. Equality will produce a sense of human solidarity, will refine manners, and increase brotherly kindness."

[*Modern Democracies*, vol I] — Lord James Bryce

# રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રી ગોખલે

**ન. ઉ. રાજગુરુ**

ગોપાળ કૃષ્ણ ગોખલેના નામથી અને તેમના રાજકીય વિચારોથી આપણે પરિચિત છીએ, જ્યારે તે સમયના ભારતના અર્થકારણ વિષેના તેમના વિચારોની માહિતી આપણને થોડી જ છે. ગોખલે વિષે એવું જરૂર કહી શકાય કે તે સમયના ભારતીય રાજકારણ કરતાં તેમણે અર્થકારણ પરત્વે વધુ રસ દર્શાવ્યો છે. આર્થિક નીતિ, અંદાજપત્રો, કરવેરા, વેપાર, ઉદ્યોગ, નાણાવટું, ચલણ જેવાં લગભગ તમામ આર્થિક પાસાઓનો તેમનો અભ્યાસ તલસ્પર્શી હતો. આ તમામ આર્થિક બાબતોમાંથી માત્ર એક જ બાબત વિષે અહીં આપણે વિચાર કરીએ. ભારતીય અર્થકારણને શુદ્ધ રાષ્ટ્રવાદના દૃષ્ટિબિંદુએથી ગોખલેએ તપાસેલ છે તેની ચર્ચાનો આપણો પ્રયાસ છે.

વિનીતવાદના પ્રમુખ ટેકેદાર તરીકે આપણે ગોખલેને જાણીએ છીએ. વિનીતવાદની આ વિચારસરણી તેમના તમામ વિચારોમાં પ્રતિબિંબિત થતી દેખાય છે. ભારતીય અર્થકારણની તે સમયની સમસ્યાઓના સ્વરૂપને જાણવામાં અને તેના ઉકેલ શોધવામાં રાષ્ટ્રવાદના ખયાલને તેમણે માપદંડ તરીકે રાખ્યો છે. ગોખલેને મહાન અર્થશાસ્ત્રીઓની હરોળમાં મૂકવાનો આપણે પ્રયાસ નહિ કરીએ, છતાં તેમનાં ભાષણો અને લખાણો દ્વારા એટલું સાબિત થઈ શકે તેમ છે કે અર્થશાસ્ત્રના સિદ્ધાંતોની તેમની સમજણ પૂરી આધુનિક તેમજ વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુવાળી હતી. વ્યવહારદક્ષ પુરુષ હોવાથી અને રાષ્ટ્રવાદી માનસથી તેમણે આ સિદ્ધાંતો ભારતીય અર્થકારણને લાગુ પાડી દર્શાવ્યા છે. એમનો આ પ્રયાસ સમજવાનો આપણો યત્ન છે.

ગાંધીજીએ લખ્યું છે કે ન્યાયમૂર્તિ રાનડે અને પ્રાધ્યાપક જોષી જેવા બાહોશ અને વિદ્વાન પુરુષો પાસે ગોખલેએ બાર વર્ષ તાલીમ લીધી હતી. એવું મનાય છે કે ગોખલેના વિચારો ઉપર રાનડેની જબરી અસર છે. આથી રાનડેના વિચારો સમજવા માટે રાનડેનું જ એક વાક્ય લઈએ. સને ૧૮૯૨માં 'ડેક્કન કૉલેજ'ના ઉદ્‌ઘાટન પ્રસંગે રાનડે બોલ્યા હતા:

"Foreign competition, not because it is foreign, but because it is the competition of nature's powers against man's labour–the competition of organised skill and science against ignorance and idleness–is transferring the monopoly not only of wealth, but what is more important, of skill, talent and activity to others."

ભારતના થતા આર્થિક શોષણ સામે અવાજ રજૂ કરનાર જે વર્ગ ઊભો થતો હતો તે વર્ગના માનસનો પરિચય આપે તેવું આ વાક્ય છે. સ્પષ્ટપણે આર્થિક રાષ્ટ્રવાદનું આમાં દર્શન થાય છે. ગોખલેની આર્થિક વિચારસરણી પણ આ પ્રકારની જ છે.

રાજકીય ક્ષેત્રે જેને ઉદારમતવાદી વિચારો ગણી શકાય તેવા ગોખલેના વિચારો રાષ્ટ્રના કલ્યાણના સંદર્ભમાં ચુસ્તપણે રાષ્ટ્રવાદી બન્યા તેમાં તે સમયના સંજોગો પણ જવાબદાર માની શકાય. ગોખલેનો સમય રાજકીય અને આર્થિક રાષ્ટ્રવાદના જુવાળનો હતો. ખૂબ જ તીવ્ર ગણી શકાય તેવી આર્થિક કટોકટીમાંથી ભારત પસાર થઈ રહ્યું હતું. સરકાર પણ નાણાંકીય મુશ્કેલીમાંથી પસાર થઈ રહી હતી. સને ૧૮૭૮માં ચલણ-તંત્રમાં ભંગાણ પડયું હતું. સને ૧૮૮૫ થી સને ૧૮૯૬નાં બાર વર્ષના ગાળામાંથી લગભગ નવ વર્ષમાં નવા અને પ્રમાણમાં ભારે ગણાય તેવા કરવેરા નાખવામાં આવ્યા હતા. નાના મોટા દુષ્કાળોની પણ પરંપરા સર્જાવા પામી હતી. વાયવ્ય સરહદ પ્રાંત સર કરવા બ્રિટને હુમલાખોર પ્રવૃત્તિઓ આદરી હતી, તેથી લશ્કરીખર્ચમાં ભારે વૃદ્ધિ થઈ હતી. માત્ર ભારતની જ તિજોરીમાંથી રૂ. ૧૬ કરોડનો ખર્ચ થઈ ચૂક્યો હતો. બર્મા સાથે પણ યુદ્ધ શરૂ થયું હતું અને રશિયા સાથે યુદ્ધ શરૂ થવાના ભણકારા વાગતા હતા, તેથી શસ્ત્ર અને સેના પાછળ પ્રતિવર્ષ રૂ. ૨ કરોડનું ખર્ચ થવું શરૂ થયું હતું.

આમ, એક બાજુ વધતા કરવેરા અને બીજી બાજુ બિન-આર્થિક ખર્ચની વૃદ્ધિ ભારત માથે લદાતાં હતાં ત્યારે રાષ્ટ્રવાદી વિચારસરણીથી જ આર્થિક પ્રવૃત્તિઓનું માપ નીકળે તે સ્વાભાવિક છે. આવે વખતે ગોખલેએ તે સમયની ધારાસભામાં અને બહાર ભાષણો તથા લેખો દ્વારા પોતાના વિચારો રજૂ કર્યા છે. ધારાસભામાં અંદાજ-પત્રો રજૂ થતી વેળાએ ગોખલેએ આપેલાં ભાષણો વિદ્વત્તા, વક્તવ્ય અને રજૂઆતના ક્ષેત્રે બેનમૂન છે એ વાતનો સ્વીકાર તેમના પ્રતિસ્પર્ધી અંગ્રેજ અમલદારોએ પણ કર્યો છે.

હવે, આર્થિક પ્રશ્નો ઉપરના ગોખલેના વિચારોમાં રાષ્ટ્રવાદની અસરોને તપાસવા પ્રથમ આર્થિક નીતિનો પ્રશ્ન લઈએ. ગોખલે વિનીતવાદી હોવાથી સામાન્યપણે તેમણે જકાત અને વ્યાપારી-રક્ષણનો વિરોધ કર્યો હોત. ભારત જો રાજકીય દૃષ્ટિએ મુક્ત સમાજ હોત તો ગોખલેએ પણ મુક્ત અર્થતંત્રની હિમાયત જ કરી હોત. પરંતુ અંગ્રેજ શાસન નીચે આર્થિક દૃષ્ટિએ પછાત ભારતીય સમાજને વિકસિત અર્થતંત્રો સાથે હરીફાઈમાં મૂકવાનું તેમણે સૂચવ્યું જ નથી. અંદાજપત્ર ઉપરના ધારાસભામાંના તેમના એક ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે:

"In the same way Free Trade for all countries may be all right in theory, but it will be a long long day before we shall have it in practice everywhere........And I believe that the right kind of protection, if available, will do good to India."

એટલું જ નહિ, પરંતુ આગળ બીજા અંદાજપત્ર વખતે, તેમણે રક્ષણનો પણ વિરોધ કરેલો. ખાંડનાં કારખાનાંઓને રક્ષણ આપવા માટે મહામના પંડિત મદનમોહન માલવિયાએ જ્યારે ઠરાવ રજૂ કર્યો ત્યારે ગોખલેએ તેનો પ્રથમ વિરોધ કર્યો, પછી ઠરાવ ઉપર સુધારો રજૂ કરાવીને ઠરાવના હાર્દ સમાન રક્ષણની વાતને જ ઉડાડી મૂકી. કારણ એ હતું કે ખાંડનાં તમામ કારખાનાં વિદેશી લોકોના હાથમાં હતાં. જે રક્ષણ અપાય તેનો લાભ વિદેશીઓને મળત અને ખાંડનાં ઊંચા ભાવ ભારતીય પ્રજાને આપવા પડત. આમ, ચુસ્તપણે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુએથી જ તેમણે આર્થિક નીતિના પ્રશ્નને તપાસ્યો જણાય છે.

આ વાત થઈ તે સમયના ભારતના આંતરરાષ્ટ્રીય આર્થિક સંબંધો વિષેની. હવે આપણે રાષ્ટ્રીય અર્થકારણ વિષેના તેમના વિચારો જોઈએ. અત્રે એટલું ચોક્કસ યાદ રાખવું ઘટે કે ગોખલેએ કોઈ નવી આર્થિક વિચાર-સરણી ઊભી કરી નથી કે કોઈનું ખંડન કર્યું નથી. પરંતુ હિંદી અર્થકારણ વિષેનું તેમનું જ્ઞાન ઘણું ઊંડું હતું અને પ્રશ્નોની છણાવટ કરવામાં તેમને હથોટી આવી ગઈ હતી. એટલે એક નિષ્ણાત તરીકેની તેમની કામગીરી તપાસવાની છે. ભારતની પ્રજાની આંખમાં ધૂળ નાખીને અંગ્રેજો બનાવટ ન કરી જાય તેના સજાગ પ્રહરી તરીકેની તેમની સેવા અમૂલ્ય માની શકાય.

પ્રજાની આર્થિક પરિસ્થિતિ વિષે સને ૧૯૦૧માં અંદાજપત્રની ચર્ચા વેળાએ નાણાપ્રધાન સર એડવર્ડ લૉ અને લૉર્ડ કર્ઝને આંકડાઓ સાથે એવું સાબિત કરવા પ્રયાસ કર્યો કે આ દેશમાં ધીમી પરંતુ મક્કમ આર્થિક પ્રગતિ અંગ્રેજી શાસન નીચે થઈ રહી છે. તેમનું મંતવ્ય હતું કે સને ૧૮૮૦માં માથા દીઠ આવકનું પ્રમાણ રૂ. ૨૭ હતું જે સને ૧૯૦૦ના અરસામાં રૂ. ૩૦ જેટલું થયું છે. લૉર્ડ કર્ઝનનું આથી એવું વિધાન હતું કે કર-વેરામાંથી ઊપજ વધી છે અને કરવેરામાં રાહતની જરૂર જ નથી, તેથી રાહતની માગણી વાજબી નથી.

ગોખલેએ આ વિધાનનો જડબાતોડ જવાબ આપ્યો. તેમણે જણાવ્યું કે બધા કરવેરાઓમાં આવકવેરો અને મીઠાવેરો—એ બેજ કરવેરા પ્રજાની ભૌતિક પરિસ્થિતિનો અંદાજ આપી શકે. આ બન્નેમાંથી થતી ઊપજ સ્થિર જ રહી છે. વળી, તે ઉપરાંત મીઠાના વેરામાંથી થતી ઊપજ તો વસ્તીવૃદ્ધિના દર કરતાં પણ પાછળ પડી ગઈ છે. વસ્તીની વૃદ્ધિ છેલ્લા દશકામાં જે થવી જોઈતી હતી તે કરતાં ઓછી રહી છે. સને ૧૮૮૪ પછીથી મૃત્યુ-દરમાં વૃદ્ધિ થઈ છે. મીઠાની વપરાશ પણ પ્રમાણમાં ઘણી ઓછી છે. ઘણા પ્રાંતોમાં વાવેતર નીચેની જમીન ઘટી રહી છે. પશુધન ક્રમશઃ વિનાશ પામતું જાય છે. દુનિયાના કોઈ દેશના આર્થિક ઇતિહાસમાં જેનો જોટો ન મળે તેવું ભારતમાં બન્યું છે. સરકારને એવી

ફરિયાદ પણ ગોખલેએ કરી કે સરકારની આર્થિક નીતિને કારણે ખેતી પણ તૂટતી જાય છે. જમીન-વિહોણા બેકાર ખેત-મજૂરોનું દળ વિસ્તાર પામતું જાય છે.

અંતે, લૉર્ડ કર્ઝને કબૂલ્યું કે આ દેશમાં ગરીબાઈ છે. લૉર્ડ કર્ઝન કહે છે; "I do not wish it for a moment to be thought that, .........there is no poverty in India. Far from it. There is enough and far more than enough." પરંતુ આ સાથે જ લૉર્ડ કર્ઝને ઉમેર્યું કે આ દેશની ગરીબાઈ માટે દેશની પ્રજા અને તેમની રીતરસમ જ જવાબદાર છે, ત્યારે ગોખલે ફરી વાર ઊકળી ઊઠ્યા અને જણાવ્યું કે દુનિયાના અન્ય દેશોમાં આર્થિક વિકાસ માટે સરકારો મહાન પ્રયાસો કરે છે; ત્યારે આ દેશમાં શું છે? ભારતની વિષમ આર્થિક પરિસ્થિતિ માટે સરકાર પણ દોષયુક્ત છે તેમ જણાવી તેમણે સરકારને એવી વિનંતી કરી કે વિકસિત પ્રદેશોની સરકારો માફક હિંદમાં પણ પ્રજાના કલ્યાણ માટે સરકારે સાચા અર્થમાં પ્રયાસો કરવા જોઈએ. અને ગોખલેએ ફરી વાર સરકારની વ્યાપારનીતિની કડક ટીકા કરતાં જણાવ્યું કે, "The policy of free trade has, moreover, been forced upon us too early, thereby destroying all our important industries existing before, and throwing all the people on the precarious resource of agriculture.....No colony has accepted this policy."

આ વાક્યના સંદર્ભમાં વિવેચક શ્રી દેવગીરીકર, ગોખલે ઉપરના પોતાના પુસ્તકમાં, લખે છે કે ગોખલેને જર્મનીના ફ્રેડરિક લિસ્ટ અને અમેરિકાના સર હેન્રી કાર માફક રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રી માનવા જોઈએ.

કરવેરા તથા અંદાજપત્ર વિષેના ગોખલેના વિચારો હવે આપણે જોઈએ.

નવા અને ભારે કરવેરાનો ગોખલેએ હમેશ વિરોધ કર્યો છે. તેમનું મંતવ્ય સ્પષ્ટ જ હતું કે સરકારને કરવેરા દ્વારા જે ઊપજ થાય છે તેમાંથી મોટા ભાગની આવક હિંદની પ્રજાના કલ્યાણ માટે વપરાતી નથી. યુદ્ધ માટે અથવા અંગ્રેજ અમલદારોને અપાતા મહેનતાણા પાછળ અથવા ભારતમાં રેલવેના વધુ પડતા વિસ્તાર માટે આ રકમ વપરાય છે. સરકારની આ ખર્ચનીતિનો પણ ગોખલેએ ભારે વિરોધ કર્યો હતો. ગોખલેએ સ્પષ્ટ કર્યું હતું કે મૂડી-વિકાસનો જે ખર્ચ સરકાર કરવા ધારે છે તે જાહેરધીરાણથી થતી ઊપજમાંથી નીકળવો જોઈએ. તે સમયમાં જાહેરધીરાણનું પ્રમાણ નહિવત્ જ હતું અને તેમાં થોડી વૃદ્ધિ થાય તો તે સમયના સંદર્ભમાં કોઈ આર્થિક નુકસાન નહોતું. વળી, ચલણની વ્યવસ્થામાંથી સરકારને સારો નફો મળ્યો હતો. આથી ગોખલેની દલીલ એવી હતી કે કરવેરા નવા ન નાખવા એટલું જ નહિ પરંતુ જૂના કરવેરાનું ભારણ પણ ઘટાડવાની જરૂર છે.

બધા જ કરવેરામાં મીઠા ઉપરનો કર તેમને ખૂબ જ દમનકારી લાગ્યો હતો. સને ૧૮૯૦માં કલકત્તા ખાતે ભરાએલ મહાસભાના અધિવેશન પ્રસંગે બોલતાં તેમણે જણાવ્યું કે, "...the enhancement of the duty on salt in January, 1888, by a mere executive order of the Government of India was a cruel departure..."શરૂઆતમાં તો ગોખલેની વાત પર સરકારે ધ્યાન ન જ આપ્યું. ગોખલેએ સરકારનો અને મીઠાવેરાનો પીછો પકડચો. દાખલા, દલીલો અને આંકડાઓ સાથેનું આક્રમક વલણ એક પછી એક અંદાજપત્ર ઉપર ગોખલેએ અપનાવ્યું. અંતે મીઠાવેરામાં ઘટાડો થયો. ગરીબ વર્ગને ખૂબ રાહત થઈ. એક વર્ગની એવી માન્યતા હતી કે મીઠા ઉપરના કરથી ખાસ બોજો ગરીબ વર્ગ પર પડતો નથી. પરંતુ પ્રાધ્યાપક કાળે લખે છે: "The steadily increasing consumption of salt with each reduction of duty, completely established the fact that a high rate of duty entailed serious privation and suffering upon the poorer classes of the people."

માત્ર મીઠાના વેરાની બાબતમાં જ નહિ પરંતુ અન્ય કરવેરા બાબતમાં પણ ગોખલેનું વલણ કરવેરા ઘટાડવા તરફનું જ હતું. ધારાસભામાંના તેમના દરેક વક્તવ્યમાં તેમણે વારંવાર આ મુદ્દા ઉપર જ ભાર મૂક્યો છે. જો સરકાર કરવેરાનો યોગ્ય બદલો આપતી નથી તો સરકારને કરવેરા ઉઘરાવવાનો અધિકાર જ નથી એવો તેમનો અભિપ્રાય હતો. હિંદીઓને માટે કેળવણી નહિ, ઉચ્ચ અધિકારો કે નોકરી નહિ, સમાજ-કલ્યાણનાં કામોની જોગવાઈ નહિ, તો પછી કરવેરા દ્વારા ઊપજની જોગવાઈ સરકાર માટે પણ કેમ થાય? ગોખલે ઉપરના

વિવેચનાત્મક પુસ્તકમાં ડૉ. માથુર લખે છે કે અમેરિકન પ્રજાએ અંગ્રેજ સરકાર સામે 'No taxation without representation'નું વલણ અખત્યાર કરેલું તેવું રાષ્ટ્રવાદી વલણ ગોખલેનું કરવેરા વિષે હતું.

ભારતની ગરીબ અને અસહાય પ્રજા માથે જે કરભારણ છે તેને ઘટાડવા માટે ગોખલેએ ભગીરથ પ્રયાસો કર્યા હતા. કરવેરા ઘટાડવાના ગોખલેના વારંવારના પ્રયાસોને લીધે તે સમયના અંગ્રેજ નાણાંપ્રધાન જવાબ આપવા પણ તૈયાર થઈ શકયા નહોતા. અંતે તેઓ (નાણાંપ્રધાન સર એડવર્ડ લૉ) બોલી ઊઠયા: "The Hon'ble Mr. Gokhale is one of the multitude who stands at the door of the treasury and cry "*give! give!*" But not only does he desire increased expenditure, he is most anxious to abolish such taxes as already exist......"

આનો એવો અર્થ ન ઘટાવીએ કે સરકારને ઊપજ થંભાવીને સરકારને પક્ષે આર્થિક અરાજકતા ઉપસ્થિત કરવાની ગોખલેની વૃત્તિ હતી. વિનીતવાદી હોવાથી ગોખલે સ્વપ્ને પણ એવું વિચારી શકતા નહોતા. પણ રાષ્ટ્રવાદી માનસને કારણે તેઓ સરકારની ખર્ચપદ્ધતિને દોષિત ગણતા હતા. ગોખલેએ અનેક વાર આંકડાઓ સાથે સાબિત કરી આપ્યું કે જે ખર્ચ અંગ્રેજ ભારત સરકાર ભારતમાં કે બહાર કરે છે તે હિંદી પ્રજાના કલ્યાણ માટે કરતી નથી, પરંતુ શાહીવાદી હિતોને હાંસલ કરવા માટે કરે છે.

વધતા જતા ખર્ચનાં દૂષણ વિષે ગોખલે કહે છે: "Our continually growing expenditure has ......only helped to bring about a constantly increasing exploitation of our resources and......burdened us with financial liabilities". વ્યવસ્થાતંત્ર દિનપ્રતિદિન ખર્ચાળ બનતું જતું હતું તે વિષે ગોખલે જણાવે છે: "A kind of dwarfing or stunting of the Indian race is going on under the present system"

એક પ્રખર રાષ્ટ્રવાદી તરીકે ગોખલે ઈંગ્લૅન્ડની સંસદના વિરોધપક્ષની પણ ટીકા કરે છે કે અન્ય બાબતોમાં વિરોધપક્ષ સરકારપક્ષ પર કાબૂ રાખે છે પરંતુ ભારત પર થતા અન્યાય અને શોષણની બાબતમાં વિરોધપક્ષ માત્ર મૌન જ સેવે છે. ગોખલે જેવા વિનીતવાદીના મુખેથી પણ શબ્દો નીકળી પડે છે કે, "The responsible opposition in this country (in England) thus abdicates its functions in the case of India only."

વધતા જતા લશ્કરી ખર્ચનો ગોખલે વિરોધ કરે છે અને જણાવે છે કે:

"Indian army was mantained not for the defence of India but as a main factor in the maintenance of balance of power in Asia, (which) is a matter of Imperial concern". ગોખલેએ જ્યારે વધતા જતા લશ્કરી ખર્ચ સામે વિરોધ ઉઠાવ્યો ત્યારે નાણાંપ્રધાને એવી દલીલ કરી કે જાપાનનો દાખલો લઈને લશ્કરી ખર્ચનું મૂલ્યાંકન થવું જોઇએ. જો જાપાને લશ્કરી ખર્ચ વધાર્યો ન હોત તો રશિયા સામે જીત મેળવી શકત નહિ. આ વખતનો ગોખલેનો પ્રતિકાર લાક્ષણિક છે. ગોખલે જવાબ આપે છે કે જાપાનની સરકાર અને પ્રજા વચ્ચે દેશી-વિદેશી જેવું કાંઈ અંતર નહોતું, જ્યારે ભારતીય પૂર્વભૂમિકા ભિન્ન પ્રકારની છે. ભારતનો લશ્કરી ખર્ચ ભારતના રક્ષણ કરતાં તો તમારા (ઈંગ્લૅન્ડના) રક્ષણ માટે વધુ છે. વળી જાપાન અને ઈંગ્લૅન્ડ વચ્ચે મૈત્રી-કરારો થયા છે અને રશિયાનો ડર હવે નથી, તો લશ્કરી ખર્ચ ઘટવો જ જોઇએ એવી દલીલ ગોખલેએ કરી અને ખર્ચ ઘટાડવાની સરકારને ફરજ પાડી.

ગોખલેના રાષ્ટ્રવાદી વિચારોનો પુરાવો ખર્ચ વિષેના એક અન્ય પાસા પરથી પણ જણાઈ આવે છે. ભારતમાં શસ્ત્ર અને સેના પાછળ જે અયોગ્ય ખર્ચ થતો તે જ રીતે રેલવે અને વ્યાપારના વિસ્તાર પાછળ પણ વધુ પડતો ખર્ચ થતો. ગોખલેની માન્યતા હતી કે હિંદમાં તે સમયે વ્યાપાર કરતાં ઉત્પાદનના વિકાસની જરૂર હતી. વ્યાપારથી અંગ્રેજોને જ લાભ હતો. રેલવે દુષ્કાળોની તીવ્રતા હળવી કરતી, પરંતુ તે માટે વિશાળ પ્રમાણમાં રેલવેની જરૂર નહોતી. આ દેશનું અર્થકારણ ખમી શકે નહિ તેટલી બધી કક્ષા સુધી રેલવેનો વિસ્તાર બિનજરૂરી છે અને બિન-આર્થિક પણ છે એમ ગોખલેની

માન્યતા હતી. દેશી ઉદ્યોગોની પડતીમાં રેલવે મદદ કરતી, પરદેશી માલને હિંદમાં ઠાલવતી અને હિંદીઓને બદલે અંગ્રેજોને રોજગારી આપતી.

ગોખલેએ વેલ્બી પંચ સમક્ષ આ મુદ્દો પ્રથમ રજૂ કર્યો હતો અને પછી ધારાસભામાં પણ રજૂ કર્યો હતો.

ભારતમાં કેળવણી પાછળ ખર્ચ વધારવા ગોખલેનો આગ્રહ હતો. તેમણે આંકડાઓ સાથે સાબિત કર્યું હતું કે ભારતમાં કેળવણી માટે જે ખર્ચ થાય છે તે કરતાં વધુ ખર્ચ યુરોપીઅન લોકોને વળતર દ્વારા આપવામાં થાય છે. બ્રિટનની સંસદીય લોકશાહીનો હિંદને કોઈ ફાયદો નથી, કારણ કે હિંદસ્થિત અંગ્રેજ અમલદારોનાં ખર્ચ ઉપર તેમનો કોઈ કાબૂ જણાતો નથી. વેલ્બી પંચ સમક્ષ જુબાની આપતાં તેઓએ જણાવ્યું હતું કે, "In fact we have at present the disadvantages of Parliamentary Government without its advantages."

હિંદમાં થતાં ખર્ચ ઉપર નિયંત્રણ રહી શકે તે માટે ગોખલેએ વધુ ને વધુ પ્રમાણમાં નાણાંકીય સત્તાનું વિકેન્દ્રીકરણ સૂચવ્યું હતું. કેળવણી જેવાં ખાતાંઓ પ્રાંતીય સરકારોને સોંપવાની તેમની ભલામણ હતી. જો આમ થાય તો જ અમુક અંશે કર ભરનારના હસ્તક નાણાં-વ્યવસ્થા આવી શકે. આ સિવાય નાણાંકીય વ્યવસ્થા કર ભરનારના કોઈ પ્રકારના કાબૂ નીચે નથી. તેમણે વેલ્બી પંચને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે: "Thus, we have, first of all, the standing claims of the interests of British supremacy entailing a vast amount of expenditure, the benefit of which goes to others than to the tax-payers of the country."

અંદાજપત્ર વિષે ગોખલેનો અભિપ્રાય પુરાંત અંદાજ-પત્રની વિરુદ્ધનો હતો. તેમની દલીલ એવી હતી કે પુરાંત રાખવાની કોઈ જરૂર નથી. પુરાંતમાં જે રકમ છે તે પ્રજાના કલ્યાણના ખર્ચ માટે વાપરવી જોઈએ. જો પુરાંત પેટે રકમ પડી હશે તો તેનો ઉપયોગ રેલવે કે સંરક્ષણ જેવા બિન-આર્થિક ક્ષેત્રના ખર્ચમાં થશે. રેલવે અને સંરક્ષણ, ખર્ચનાં એવાં ક્ષેત્રો છે જે માટે નાણાંકીય પ્રબંધ જાહેર ધીરાણ દ્વારા થવો જોઇએ. પુરાંત અંદાજપત્રથી પ્રજાની મૂડી ખેંચાય છે અને અંગ્રેજ પ્રજા-ની આર્થિક પરિસ્થિતિ સુધારવા માટે વપરાય છે. આથી જ ગોખલે જણાવે છે કે જો ખરેખર અંદાજપત્ર પુરાંત-માં હોય તો જમીન-મહેસૂલ, મીઠાવેરો જેવા કરવેરા ઘટાડવા જોઈએ પુરાંત અંદાજપત્ર સધ્ધર દેશો માટે યોગ્ય હશે; પરંતુ ભારત જેવા પછાત અને દેવાદાર દેશ માટે કોઈ દૃષ્ટિએ યોગ્ય નથી એવી તેમની માન્યતા હતી. ગોખલે ધારાસભામાં જણાવે છે કે આવાં પુરાંત અંદાજપત્રો આમ દેશને બેવડું નુકસાન કરી જાય છે.

હિંદીઓને ઉચ્ચ પદની નોકરીઓમાં દાખલ થવા વિષે પણ ગોખલેએ ખૂબ પ્રયાસો કર્યા હતા. તેમનું માનવું હતું કે કોઈ પણ અંગ્રેજ જેટલી જ કુશળતાથી હિંદી પણ વહીવટનું કામ પાર પાડી શકે તેમ છે. આથી તેમણે સરકાર ઉપર આ બાબતમાં દબાણ કર્યું હતું. અંગ્રેજોને તેમની સેવા બદલ જે મહેનતાણું આપવું પડતું હતું તેને બચાવવાનો તથા હિંદીઓને રોજગારી અને વહી-વટનો લાભ મળે તેવો આશય તેમાં હતો.

ભારતના થતા આર્થિક શોષણ બાબતમાં પણ ભારે ઉહાપોહ અને હલચલ પેદા થયાં હતાં. દાદાભાઈએ આ પ્રશ્ન પ્રથમ ઉપાડ્યો પછી ગોખલેએ એ પ્રશ્નની ચર્ચા ઉપાડી. આર્થિક શોષણને બનતી ત્વરાએ અટકાવવાનો તેમનો અભિપ્રાય હતો. આ માટે કેળવણીનો ફેલાવો આ દેશમાં થાય એવી તેમની ભલામણ હતી. આ મુદ્દામાં પણ શુદ્ધ રાષ્ટ્રવાદી માનસનું પ્રતિબિંબ પડેલું જણાય છે.

આ બધાના કાયમી ઉપાય તરીકે સ્વદેશીની ચળ-વળ ઉપાડવામાં આવી. ગોખલેએ સ્વદેશીની ચળવળને ટેકો આપ્યો કારણ કે આ ચળવળના હાર્દમાં રાષ્ટ્રવાદી અર્થકારણ સમાવિષ્ટ થએલું હતું. વિદેશી માલને પાછો કાઢવામાં અને દેશી ઉદ્યોગોના વિકાસમાં સ્વદેશીની ચળ-વળનો એક આર્થિક હથિયાર તરીકે ઉપયોગ કરવાનો હતો. વારાણસી ખાતે મળેલ મહાસભાને સંબોધતાં તેઓ બોલ્યા હતા કે, "The question of production is a question of capital, enterprise and skill ...... whoever can help in any one of these fields, is, therefore, a worker in the Swadeshi cause and should be welcomed as such."

સ્વદેશીની ચળવળ વિષે ગોખલે બહુ આશાવાદી

નહોતા. આ મુદ્દો એટલો બધો ચર્ચાસ્પદ બન્યો હતો કે આ વિષે તે સમયના વાઈસરૉય લૉર્ડ મિન્ટોએ સને ૧૯૦૬ના માર્ચની ૨૮મી તારીખે ધારાસભામાં અંદાજ-પત્રની ચર્ચા વખતે તેની ચર્ચા કરી હતી.

લૉર્ડ મિન્ટોના શબ્દો નોંધવાલાયક છે: "I say to the supporters of Swadeshi that if 'Swadeshi' means an earnest endeavour to develop home industries in our open market for the employment and for the supply of the people of India, no one will be more heartily with them than myself. But if by Swadeshi is meant an inability to recognise the signs of the times, a mistaken desire to maintain industrial systems long out of date, to create false markets by prohibiting the people of India from the purchase of better and cheaper goods, it will have no sympathy from me."

લૉર્ડ મિન્ટોને ગોખલેએ આપેલો જવાબ પણ એવો જ લાક્ષણિક છે. ગોખલેએ જણાવ્યું કે આ તબક્કે દેશને એવી સરકારની જરૂર છે જે ભલે વિદેશીઓની બનેલી હોય, પરંતુ તત્ત્વતઃ આ દેશની પ્રજાના ભલા માટે કામ કરતી હોય, અને તમામ પગલાંઓમાં તે હેતુને જ લક્ષ્યમાં રાખી કામ કરતી હોય.

ગોખલેના આ સર્વ પ્રયાસોનું થોડુંક શુભ પરિણામ આવ્યું ખરું. થોડીક રાહત હિંદને મળી, પરંતુ આ બાબતમાં તે સમયના નાણાંપ્રધાન સર વિલ્સનના શબ્દો નોંધવા જેવા છે. તેઓએ ધારાસભામાં જ કહ્યું હતું કે: "No right-minded man can impose additional taxation on India with a light heart. To me it is a very genuine sorrow to be obliged to do so. I did not sow the storm, but I am reaping the whirlwind." એક અંગ્રેજ અમલદાર આ શબ્દો ઉચ્ચારે એ તો બને જ ક્યારે!

આમ, સર્વ આર્થિક મુદ્દાઓની છણાવટમાં ગોખલેનું રાષ્ટ્રવાદી માનસ જ પ્રભુત્વ ભોગવતું રહ્યું છે. વેલ્બી પંચ સમક્ષ જુબાની માટે ખડા થવામાં ગોખલેના સહમિત્ર દીનશા વાચ્છા ભલે એમ માને કે બૅંકિંગ અને ચલણ વિષેનું ગોખલેનું જ્ઞાન માત્ર પુસ્તકિયું જ હતું. તેમ છતાં, સરકારી નીતિની ટીકા કરવામાં માહિતી મેળવવાની જે પારાવાર મુશ્કેલીઓ હિંદીઓને નડતી તે ગોખલેએ પણ ભોગવી હોવા છતાં અથાગ પરિશ્રમ અને પ્રખર બુદ્ધિચાતુર્ય વડે તેમણે અંગ્રેજોને પણ વામણા બનાવ્યા હતા. આ બાબતો અંગ્રેજ અમલદારો પણ કબૂલ કરે છે તે ઓછી સાનંદાશ્ચર્યની વાત નથી. ભારતે પેદા કરેલા અનેક મહાપુરુષોમાં ગોખલે રાષ્ટ્રવાદી અર્થશાસ્ત્રી તરીકે ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

*

# મધપૂડો

## વિશ્વ ઘટ્યું, પણ અંતર ન ઘટ્યું!

વૈજ્ઞાનિક શોધખોળો અને ટેકનૉલૉજિકલ પ્રગતિને કારણે વીસમી સદીનું વિશ્વ જાણે ટૂંકું બન્યું છે, ઘટ્યું છે, પણ માણસ માણસ વચ્ચેનો સંપર્ક વધ્યો નથી. એકબીજાં સાથે કેવી રીતે વાત કરવી અને સમજુતી સાધવી તે હજી માનવજાતને આવડ્યું નથી. Lawrence F. O'Brienના શબ્દોમાં આ વાત જોઈએ:

"Despite the fact that man's limitless ingenuity has made it possible for the leaders of distant nations to contact each other in a matter of seconds, mankind still has a communications problem. Because real communication is based on understanding."

'રમેશ'

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૩

## પત્રકારિત્વ અને રાજકારણ

પ્રવીણચન્દ્ર પારેખ

અર્વાચીન ગુજરાતના રાજકીય ઘડતરમાં વર્તમાનપત્રો અને સામયિકોનો ફાળો ઘણો મોટો છે.

ગુજરાતી ભાષામાં મુદ્રણ અને વર્તમાનપત્રો-સામયિકોની શરૂઆતનાં વર્ષો વિષેની માહિતી શ્રી કપિલરાય મહેતા નીચે પ્રમાણે આપે છે:

'ભારતમાં પહેલા અંગ્રેજ મુદ્રકને ઇંગ્લૅન્ડથી બોલાવી ઈ. સ. ૧૬૭૪માં મુંબઈ બંદરે યંત્રસામગ્રી સાથે ઉતારનાર એક ગુજરાતી વેપારી શ્રી ભીમજી પારેખ હતા. પણ ત્યારે ગુજરાતી લિપિમાં બીબાં તૈયાર થયાં નહોતાં. ગુજરાતી બીબાં તો છેક ઈ. સ. ૧૭૯૭માં પહેલી જ વાર 'બૉમ્બે કુરિયર' નામના અંગ્રેજી સાપ્તાહિકમાં એક જાહેરખબરમાં છપાયાં હતાં. મિશનરીઓની સહાયથી એક પારસી ગૃહસ્થે એ બીબાં બનાવવાની શરૂઆત કરેલી. પછી 'બૉમ્બે કુરિયર'નાં બીબાં પાડનાર જીજીભાઈ છાપગર અને તેમના મિત્ર ફરદુનજી મર્ઝબાને ગુજરાતી બીબાં બનાવ્યાં અને ઈ. સ. ૧૮૧૨માં પહેલું ભારતીય માલિકીનું છાપખાનું–જેમાં ગુજરાતી ભાષામાં છાપી શકાતું–તેનો આરંભ કર્યો. ગુજરાતી પત્રકારત્વ અને ગુજરાતના પત્રકારત્વને માટે આ બનાવ ઐતિહાસિક છે કેમ કે એમાંથી જ ગુજરાતી પત્રકારત્વનો જન્મ થયો. ઈ. સ. ૧૮૨૨માં 'મુંબઇના શમાચાર' નામનું ગુજરાતી સાપ્તાહિક અ. મર્ઝબાને શરૂ કર્યું. એ પ્રથમ ગુજરાતી વર્તમાનપત્ર. સુરત અને અમદાવાદમાં તે વખતે વિદ્વાનો છાપકામ શક્ય બને તો સાપ્તાહિકો શરૂ કરવાનું વિચારતા થયા હશે. પરંતુ અમદાવાદમાં પહેલવહેલું શીલાછાપખાનું બાજીભાઈ અમીચંદ લાવ્યા, ત્યારે જ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી, ફૉર્બસના ઉત્તેજનથી 'વરતમાન' નામનું ગુજરાતનું પ્રથમ સાપ્તાહિક ઈ. સ. ૧૮૪૯માં શરૂ થયું. ગુજરાતમાં પત્રકારત્વની શરૂઆત આમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હવે ગુજરાત વિદ્યાસભા) જેવી સંસ્થાથી થયેલી. તે પછી ૧૮૫૨માં શરૂ થયેલું 'ખેડા વર્તમાન' તો હજી જીવંત છે.

'અમદાવાદમાં ૧૮૪૯માં, ખેડામાં ૧૮૫૧માં અને સુરતમાં ૧૮૬૩માં પ્રથમ ગુજરાતી સાપ્તાહિકો શરૂ થયાં હતાં. એ વખતે મોટે ભાગે શીલાછાપ જ હતી અને બીબાં ગોઠવી યંત્ર પર છાપવાનું કામ ગુજરાતમાં ૧૮૬૦ પછી શરૂ થયું એમ કહી શકાય. પણ ૧૮૭૧-૭૨ના મુંબઈ ઈલાકાના વહીવટના સરકારી અહેવાલમાં એવી નોંધ મળી આવે છે કે, એ વરસમાં 'ગુજરાતી પત્રોની સંખ્યા ૨૬ની હતી' જોકે આમાંનાં અર્ધાં (૧૩) તો મુંબઈમાં પ્રગટ થતાં હતાં. અમદાવાદમાં તે વખતે ૪ વર્તમાનપત્રો હતાં, ખેડામાં ૨, સુરતમાં ૨, અને ભરૂચ, કપડવણજ, મહુધા અને રાજકોટમાંથી એક એક એમ ગુજરાતમાં ૧૨ વર્તમાનપત્રો પ્રગટ થતાં હતાં. કરાંચીમાં પણ તે વખતે એક ગુજરાતી સાપ્તાહિક ચાલતું હતું. મુંબઈથી ૪ દૈનિકો ગુજરાતીમાં પ્રગટ થતાં હતાં પણ ગુજરાતમાં એક પણ દૈનિક શરૂ થયું નહોતું. ૧૮૭૭ પછી સુરતમાં વર્તમાનપત્રોની સંખ્યા વધી. ૧૮૭૭-૭૮માં ત્યાં પાંચ ગુજરાતી સાપ્તાહિકો પ્રગટ થતાં. આમાં 'ગુજરાત મિત્ર' 'દેશ મિત્ર' 'ગુજરાત દર્પણ', 'ડાંડિયો' એ જાણીતાં નામો છે. ૧૮૮૦માં ગુજરાતમાં ૧૬ વર્તમાનપત્રો પ્રગટ થતાં હતાં. ત્યાર પછી થોડા સમયમાં નવાં નવાં ગુજરાતી વર્તમાનપત્રો પ્રગટતાં થયાં અને ટૂંકું જીવન જીવી બંધ પણ થતાં ગયાં. ૧૯૦૧ પછી સંખ્યા ઘટી ગઈ અને ૪૦ ઉપર પહોંચેલી સંખ્યા ૧૯૦૯માં ૨૭ની થઈ અને ૧૯૧૧માં ફક્ત ૧૮ થઈ ગઈ. પરતુ ત્યારે મુંબઈથી પ્રગટતું 'ગુજરાતી' અને અમદાવાદથી પ્રગટતું 'પ્રજાબંધુ' એ બે મોખરાનાં, શિષ્ટ અને પ્રભાવ પાડતાં સાપ્તાહિકો ખૂબ લોકપ્રિય હતાં. 'ગુજરાતી' સાપ્તાહિકની ગ્રાહક-સંખ્યા ૧૯૧૭-૧૮માં ૧૬૫૦૦ નકલ સુધી પહોંચી હતી, એ તે વખતના કોઈ પણ ગુજરાતી દૈનિક કરતાં વધારે હતી'.[૧]

ભારતમાં અંગ્રેજી રાજ્યની શરૂઆત બંગાળમાં થઈ હતી; તેથી વર્તમાનપત્રો પણ બંગાળમાં સર્વપ્રથમ શરૂ

થયાં હતાં. બંગાળમાં કંપનીના વહીવટમાં અનેક ગેર-રીતિઓ ચાલતી હતી તેની ટીકા ત્યાંનાં પત્રો નીડરપણે કરતાં હતાં. તેથી સને ૧૮૨૩માં હંગામી-ગવર્નર-જનરલ જૉન એડમે વર્તમાનપત્રો ઉપર નિયંત્રણો મૂકયાં હતાં. તે નિયમ અનુસાર કોઈ પણ વર્તમાનપત્ર લાયસન્સ મેળવ્યા વગર પ્રગટ થઈ શકે નહિ; તે લાયસન્સ ગમે ત્યારે પાછું ખેંચી શકાય અને તે વર્તમાનપત્રનું પ્રકાશન સરકાર ગમે ત્યારે બંધ કરાવી શકે.[૨] આ સમય દરમ્યાન કંપનીના વહીવટની આકરી ટીકા કરનારાઓ મોટે ભાગે અંગ્રેજ પત્રકારો હતા તે હકીકત નોંધપાત્ર છે. સને ૧૮૩૫માં બીજા એક હંગામી ગવર્નર-જનરલ ચાર્લ્સ મેટકાફે વર્તમાનપત્રો ઉપરનાં નિયંત્રણો દૂર કર્યાં. ભારતના લોકોને મુદ્રણ-સ્વાતંત્ર્ય આપવા માટે મેટકાફે કરેલી દલીલો આપણે પ્રસ્તુત લેખમાળાના બીજા લેખમાં જોઈ ગયા છીએ.

આ લેખની શરૂઆતમાં આપણાં શરૂઆતનાં સામયિકોનાં જે ઉલ્લેખો શ્રી કપિલરાય મહેતાના અવતરણમાં છે તે ઉપરાંત નીચેનાં સામયિકો પણ નોંધપાત્ર ગણાય:

સને ૧૮૫૧માં દાદાભાઈ નવરોજીએ શરૂ કરેલું રાસ્તગોફતાર, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સને ૧૮૫૪માં શરૂ કરેલું 'બુદ્ધિપ્રકાશ' (જેનું તંત્રીપદ સને ૧૮૫૫માં કવિ દલપતરામને સોંપવામાં આવ્યું હતું) અને સને ૧૮૫૬ના માર્ચની પહેલી તારીખે નર્મદે મુંબઈથી શરૂ કરેલ 'બુદ્ધિવર્ધક માસિક ગ્રંથ'.

'બુદ્ધિપ્રકાશ'ની દૃષ્ટિ દેશસેવાની અને સાર્વત્રિક સુધારાની હતી. સને ૧૮૫૫ના જુલાઈના 'બુદ્ધિપ્રકાશ'-માં દલપતરામે જણાવ્યું કે 'બીજું કામ કરવા કરતાં મારા દેશના સુધારાનું પરોપકારકાર્ય કરવાની ઘણી ખુશી છે.'[૩] અને ૧૮૫૮માં તેમણે પ્રજાને વિજ્ઞપ્તિ કરી કે 'અમે રાતદિવસ આપણા દેશના લોકોને સુધારવાની ગોઠવણના વિચાર કરીએ છીએ માટે તમે મહેરબાની કરી અમને સહાયતા કરો.'[૪] 'બુદ્ધિપ્રકાશ'ની કામગીરી વિષે શ્રી હસિત બૂચ કહે છે:

'કવિઓને, અભ્યાસીઓને, કલાહુન્નરના રસિયાઓને, સુધારો ઝંખતા સજ્જનોને, વ્યવહારનૈપુણ્યની કેડીએ ખોળતા જનોને-સહુને 'બુદ્ધિપ્રકાશ'ના લેખોએ અને સોસાયટીની ગ્રંથમાળાઓએ પ્રગતિ ઉત્સુક કર્યાં'.[૫]

શરૂઆતનાં સામયિકો બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારીની ભાવના સેવતાં હતાં. તે સમયે આવી ભાવના વ્યાપક હતી અને સ્વાભાવિક પણ હતી તે આપણે પહેલાં જોઈ ગયા છીએ. સને ૧૮૫૭ના બળવા વખતે તત્કાલીન સામયિકોએ બ્રિટિશ સરકાર તરફ વફાદારી અને સહાનુભૂતિ વ્યક્ત કર્યાં હતાં. દા. ત., 'બુદ્ધિવર્ધક ગ્રંથ'માં બળવાને 'મુસ્લીમ આગેવાની હેઠળના બંગાળી સિપાઈઓના તોફાન તરીકે ઓળખાવ્યો છે'[૬] અને 'પરોપકારી રાણી વિક્ટોરિયાની નવી સ્થપાતી સરકારને મદદ કરવા'[૭] લોકોને અનુરોધ કરવામાં આવ્યો છે. છતાં પણ આ સામયિકો અવારનવાર સરકારની નીતિની કે સરકારી અમલદારોના મનસ્વી વર્તનની નમ્ર ભાષામાં ટીકા કરતાં. નર્મદ અને તેના મિત્રો દ્વારા સંચાલિત 'ડાંડિયો' વધારે ઉગ્ર શબ્દોમાં અને નીડરતાથી સરકારની ટીકા કરતું. પરંતુ પરદેશી શાસન એક અનિષ્ટ છે અને તે દૂર કરવું જોઈએ એમ સ્પષ્ટપણે પ્રથમ વાર કહેનાર ગુજરાતી સામયિક, ઘણું કરીને, તો ઇચ્છારામ સૂર્યરામ દેસાઈનું 'સ્વતંત્રતા' જ હતું.

દાદાભાઈ અને તેમના મિત્રો દ્વારા સંચાલિત 'રાસ્ત-ગોફતાર' સ્વાભાવિક રીતે જ વિશાળ રાષ્ટ્રીય ભાવના ધરાવતું હતું તે તા. ૩-૧-૧૮૫૮ના તેના અંકના નીચેના લખાણમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે.

'દેશી વરતમાન પતરમાં નામ રાખીને, આએ પતરને ફકત પારસીઓનાં જ ફાએદાને શારૂ કામે લગાડવું તેમાં હમો ચુક શમજીએચ. હીનદુશથાનના દેશીઓમાં જુદી જુદી કોમ હોવાથી તેઓમાં એકબીજા વચે જે મમતા ઓછી ચાલે છે તે હાલત ખરેખર દલગીરી ભરેલી છે, પણ જુદી જુદી કોમના લોકોને શારૂ જુદા જુદા પતરો પરવરતાવીને તે ફરેક વધારવો અને આપણે એક દેશનાં લોકો જેઓએ હંમેશા એકબીજાનાં સુખદુઃખમાં શામેલ થવું જોઈએ તથા બને તાંહાં સુધી એકબીજામાં ઘણું વીતરાવવું જોઈએ તેહને ઠેકાણે પોતાના લાભ એકબીજાથી હલાએદા સમજવો અને તે વેગલાઈ કાંઈબી પતકારે જીઆદા કરતા જવું તે વાત ડહાપણની નથી;

અને એટલા માટે રાશત ગોફતારના લખનારાઓ પોતાના પતરની કતાર શંધલી ફીશમના દેશીઓના લાભને શારૂ ખોલ્લી મુકવાની અગત વીચારે છે અને તેઓ એલતેમાશ કરેચ કે જે જે જગોએ તેઓની કલમથી 'આપણા લોકો' કરીને લખેઆમાં આવે તે જગોએ તે શબ્દો તમામ દેશી લોકોને લાગુ પડેલા તમામ વાંચનારે શમજવા'.૮

નર્મદ અને તેના મિત્રમંડળે સને ૧૮૬૪ના સપ્ટેમ્બરની ૧લી તારીખે 'ડાંડિયો' શરૂ કર્યું અને તેના પહેલા જ અંકમાં તેનો ઉદ્દેશ સમજાવતાં લખ્યું:

'એ લોકો, એમ ન જાણશો કે હું ડાંડીયો ડમ ડમ ડમ ડાંડી પીટીજ જાણું છું–રૈયતને જુલમીઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વેહેમ ને અનીતિ કાહાડી નખાવવાને, દેશનું ભલું થાય તેમ કરવાને હું થોડોઘણો લાયક છઉ......'૯

ત્યાર પછીના એક અંકમાં લોકોને 'રાજકાજ તરફ નજર રાખવા' અનુરોધ કરવામાં આવ્યો છે:

'આ પ્રાંતમાં ધર્મ-નીતિ-ઘરસંસાર ને વિદ્યાસંબંધી સુધારા કરવાના ઉપાયો થોડાઘણા કામે લગાડવામાં આવેલા છે, પણ રાજનીતિ-રાજકાજ સંબંધી, લોકો જાણીતા થાય તેવું કંઈજ જોવામાં આવતું નથી. 'બાંમ્બે આસોશિયેશને' પહેલ્લ વહેલી કંઈ ધામધુમ કરી, પણ આજકાલ તો તે માંહોમાંહેના કુસંપથી અને રખેને સરકારને ઇતરાજી થાય તેની ધાસ્તીથી મરતી પણ નથી ને માચો મુકતી પણ નથી એવી હાલતમાં જીવે છ એમ કેહેવડાવ્યાં કરે છે. 'રાસ્તગોફ્તાર', 'ઇન્દુપ્રકાશ' ને 'નેટીવ ઓપનિયન' એમાં વખતે વખતે કંઈ કંઈ આવે છે, તે ખરી પોતાની મેહેનતના અને અનુભવના વિચારનું નહીં, પણ દેખાદેખીથી તાલમેલિયું ડાહ્યુંવેલું આવે છે. આ તરફના કિયા દેશીએ રાજકાજ સંબંધી આજ તીસ વરસમાં નવો વચારતી જણાવેલો છે? ખરેખર એ બાબત ઉપર આ પ્રાંતના ભણેલાઓ કંઈજ વિચાર કરતા નથી માટે, ભાઈ ડાંડીયા, એ બાબતસર કોઈ કોઈ વખત તું ડાંડી પીટચાં કરજે કે લોકના સમજવામાં આવે કે રાજનીતિ તે આ, અંધેર તે આ, જાગૃતી તે આ, સાચાઈ તે આ, ને તાલમેલ તે આ–'.૧૦

'ડાંડિયો'માં આવતી સરકારી અમલદારોની ટીકાથી તે અમલદારો અસ્વસ્થતા અનુભવતા હતા તે વિષે 'ડાંડિયો' લખે છે:

'ડાંડિયા છોકરાઓ ખુબ ફાટચા છે, તેના ઉપર જખમી થયલા અમલદારો તોહમત ઉઠાવે એમાં કંઇ તેઓની ઓછી બહાદુરી નહીં. પેટ બળ્યો ગામ બાળે જ. પણ એ જીલ્લાના અમલદારો, ખુબ યાદ રાખજો કે હવે આગમના દાહાડા ગયા છ–હવે તમે રાજધાનીની પડોસમાં છો–હવે તમારા ભભકા અજ્ઞાનીઓ ઉપર ગામડામાં જશે તાંહાજ ચાલશે. તમે તમારાં ઉપરીઓના કેવા કેવા ડપકા કેવી રીતે સાંભળો છો તે હમે જાણીએછ. ગામડાના લોક શું જાણે? માટે હમે ગભરાવાના નથી. જુઠું અને જુગતું રચી હમને ફાંદામાં લેશો ને તેથી વખતે હમે કેદમાં જઈએ (કેદમાં મોકલાનીએ તેવા છૈયે) તોપણ હમે હમારી ખરી તલવારના હાથ કરચા વગરના રહેવાના નથી. આજકાલ તો છોકરાઓ સહુને ડરાવે તેવા છે.'૧૧

'ડાંડિયો'માં આવતાં લખાણોની સરકાર નોંધ લેતી તે વિષે સને ૧૮૬૫ના ડિસેમ્બરની ૧૫મી તારીખના અંકમાં 'ડાંડિયો' લખે છે:

'મારો દુત ફરતો રહે છે તે ખબર આપે છે કે મારામાના વિષયોનો બરોબર તરજુમો સરકારને રોશન કરવાને થયા કરે છે. એ જ ઉપરથી મારો ભાર સમજી લેવો.૧૨

'ડાંડિયો'ની કામગીરી વિષે ડૉ. રતન માર્શલ લખે છે:

'રાજકીય પ્રશ્નો પરત્વે તે જમાનામાં–જ્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભા હજી સ્થપાઈ એ ન હતી ત્યારે 'ડાંડિયા'એ સારું લક્ષ આપેલું. એણે હિંદીઓને લશ્કરી તાલીમ આપવાનો આગ્રહ કર્યો હતો, મીઠા પર કર લેવાય તે સંબંધી ટીકા કરી હતી, વિદ્યાપ્રેમીઓને હિંદી ભાષા શીખવાની મહત્તા દર્શાવી હતી, હિંદી સરકારના સન ૧૮૬૮–૬૯ના 'બજેટ'ની નીડર તપાસ લીધી હતી, અમલદારોના તુમાખીભર્યા વર્તન અને તેમનામાં પેઠેલી લાંચરૂશ્વતની બદી પર પ્રહાર કર્યા હતા, અને જુલમી દેશી રાજાઓના રાજ્ય 'અંગ્રેજે છીનવી લેવાં.' એવી

સૂચના સુદ્ધાં કરી હતી!'[૧૩]

સને ૧૮૭૭માં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ પોતાના મિત્રો 'દેશીમિત્ર'ના સ્થાપક મંછારામ ઘેલાભાઈ, 'ગુજરાત મિત્ર'ના તંત્રી ફીકાભાઈ પરભુદાસ, 'ગુજરાત મિત્ર'-ના ઉપતંત્રી જેવચરામ કેશવરામ, ભાનુશંકર નારણશંકર વગેરે સાથે મળીને 'શારદા પૂજક મંડળ'ની સ્થાપના કરી અને તેના આશ્રયે સને ૧૮૭૮ના જાન્યુઆરીથી 'સ્વતંત્રતા' નામે એક માસિક કાઢવાનું શરૂ કર્યું.[૧૪]

'વિજય વિજય શ્રી રંગ'ના શીર્ષક નીચે લખાયેલા 'સ્વતંત્રતા'ના પહેલા લેખમાં 'આર્યજનો'ને ઉદ્દેશી જણાવવામાં આવ્યું હતું કે 'તમારી સ્વતંત્રતા, આજ લાંબો કાળ થયા નિસ્તેજ થૈ ગઇ છે; તેનાં પાછાં દર્શન થવા વાસ્તે અને જયયશ સુખના ધામની કીર્તિ પ્રકાશિત કરવા વાસ્તે સ્વતંત્રતાએ જન્મ લીધો છે.'[૧૫]

એ જ લેખમાં આગળ ચાલતાં ગુલામીની બેડીઓ તોડીને ભારતના લોકોને સ્વતંત્ર બનવાનો અનુરોધ કરવામાં આવ્યો છે:

'નિસ્તેજ થયલી સ્વતંત્રતાને સતેજ કાંતિમાન કરવાની જરૂર છે કે નહીં? જ્યારે આપણા દેશની અનરગમ દોલત હીચકારા પ્રયત્ને પરદેશીઓ ઘસડી લઈ જાય; જ્યારે લૉર્ડ સાલસબરી જેવા વિર પુરૂષો સિવિલ સરવિસના લાયક ઓદ્ધા ન આપવા છુપા પ્રયત્ન જારી કરે; જ્યારે સર જાન સ્ત્રાચી જેવા સ્વાર્થિ દેશને પાયમાલ કરવા વાસ્તે ઈન્કમ ટૅક્સ, લાઈસન્સ ટેક્ષ જેવા જાલિમ કર મુકવાની યુક્તિ બતાવી–ગરીબ–રાંકડી નિરબળ પ્રજાને દુઃખના અગાધ સાગરમા ડુબાડી; ને તેને સુજ્ઞ–પણ સ્વાર્થી–અવિવેકી લૉર્ડ લીટન જેવા વૈસરાય સંમત થાય; જ્યારે 'હજામ પારે આકટ અને વલોણાવારે (?) સરક્યુલર' કરી પ્રજાને દમે; અને નિમક જેવી વસ્તુ પર અઘટિત વેરો લેવાય! કલા-કૌશલ્યનાના માર્ગ સ્વાર્થિ આંધળાઓ બંધ કરે અને તે પ્રપચ વિવેક વિજયી પ્રવિણુ પ્રદેશીઓ આપણી દેશ ઉન્નતિ જોઈ આપણા પર બળો જાય–ને તે પ્રૌઢ યુક્તિનું ખંડન કરવા નિચ જુક્તિ જારી કરે, આપણા હક્ક આપણને વખતસર મળે નહીં અને એક 'નબળા ગુલામની માફક આપણા પર જુલમની ઝોસરી ભેરવે, ત્યારે આપણે આપણા ખરા હક્કને સારૂ સ્વતંત્ર ન થવું? આ ઓશિયાલો અવતાર ક્યાં સુધી ભોગવવો? પરાધીનપણાની પિડા અતિશય દુખદાયી છે. આ ઓશિયાલાપણું હવે સેહેવાતું નથી! હવે બહુ થયું! બહુ ખમ્યું! આપણે ખમવામાં કંઈ પણ બાકી રાખી નથી. ગુલામની માફક આપણે ટેહેવાયા! દયામણા મહોએ પથ્થર પલ્લે એવી આજીજીથી શોક કરી આપણી સ્વતંત્રતા માંગી, પણ કોણે આપણી આજીજી પર લક્ષ દીધું છે? કાયરમાં ખપ્યા! તો હવે ક્યાં સુધી રાંડીરાંડની પેઠે ખૂણામાં ભરાઈ બેસવું? સ્નેહીઓ! આ ગુલામગીરી હવે વેઠાતી નથી! સ્વતંત્રતા યશસુખનું ધામ છે. સ્વતંત્રતા આપણા ઉત્સાહના કાર્યો સમય-પરત્વે કરાવે છે. અહા! વહાલી સ્વતંત્રતા! તારા યશ સદા સુખદાયી છે; અને તે સુખના મીઠા સાગરમાં હમને રમતા મુક, કે જેથી હમારી નિરતેજ થયલી યશસ્વિ કીર્તિ પાછી સંપાદન કરિયે.'[૧૬]

સને ૧૮૭૬થી સને ૧૮૮૦નાં વર્ષો આધુનિક ભારતના ઇતિહાસમાં સંક્ષોભનાં વર્ષો હતાં. લોકોના જીવન અને માનસ ઉપર વિપરિત અસર કરે તેવા બનાવો તે સમય દરમ્યાન બન્યા હતા. લોકોના વધતા જતા અસંતોષને વર્તમાનપત્રો દ્વારા વ્યક્ત થતો અટકાવવાને તેમજ વર્તમાનપત્રો દ્વારા થતી સરકારની નીતિની આકરી ટીકા અટકાવવા માટે લૉર્ડ લિટનની સરકારે દેશી વર્તમાનપત્રો ઉપર સખત અંકુશ મૂકતો કાયદો પસાર કર્યો હતો. 'તે વાંધાભર્યો અને દેશી છાપાંઓને જાણીબુજીને કચડી નાખવા માટે યોજાયલો હતો એમ કહેવું ખોટું નથી.'[૧૭]

'The Oxford History of India'માં પણ લૉર્ડ લિટનના કાયદાની નીચે પ્રમાણે ટીકા કરવામાં આવી છે:

'...Less imaginative but equaly abortive was the Vernacular Press Act of 1678, which imposed restrictions on the vernacular press not applied to the English. Though some Indian papers were already published in English the hand of racial discrimination was detected by the rising and sensitive westernised class.'[૧૮]

પ્રજાજીવનનાં સંક્ષોભનાં આ વર્ષો વિષે ડૉ. રતન માર્શલ લખે છે:

'૧૮૭૬થી ૧૮૮૦નાં વર્ષ હિંદના ઇતિહાસમાં અગત્યનાં છે. લૉર્ડ લિટનનો અમલ પ્રજાપ્રિય નીવડ્યો નહોતો અને તે સામે ખળભળાટ મચ્યા કરતો. એક બાજુ કારમા દુકાળને લીધે પ્રજા દુઃખથી અકળાઈ ગઈ હતી. અને રાહત માટે પોકાર કરતી, ત્યારે બીજી બાજુ દિલ્હી દરબાર ભરવાની ધમાચકડી ચાલી રહી હતી. એ દરબારમાં રાણી વિક્ટોરિયાએ હિંદની સામ્રાજ્ઞીનું પદ ધારણ કર્યું. છાપાંનું મોઢું બંધ કરવાના અને શસ્ત્રબંધીના ધારા ત્યારે પસાર થયા. એ સઘળા સામે દેશમાં સર્વત્ર ચર્ચા ચાલી. 'લાયસન્સ ટેક્ષ'ની ચર્ચાને લીધે પણ પ્રજામાં સારી જાગૃતિ આવી હતી.'૧૯

આ જ સમય વિષે હીરાલાલ પારેખ લખે છે:

'ઇંગ્લાંડનું સાર્વભૌમત્વ સ્થાપવા અને પૂર્વની પ્રજાઓ પર તેની છાપ પડે, એ ઉદ્દેશથી, સન ૧૮૭૭માં હિન્દમાં મોટો દરબાર ભરી મહારાણી વિક્ટોરિયાને 'કૈસરે હિન્દ' તરીકે જાહેર કરવા માટે ભારે ઠાઠમાઠભર્યો દરબાર થયો હતો. એ સમય જ એવા કોઈ દબદબાવાળા દરબાર માટે પ્રતિકૂળ હતો. દેશમાં મ્હોટો દુકાળ ચાલતો હતો. હજારો મનુષ્યો પ્રતિદિન મરતા હતા; ભુખમરાને સીમા ન્હોતી; અફ્ઘાન વિગ્રહને લઈને દેશ પર ખર્ચનો મ્હોટો બોજો પડ્યો હતો. વળી લૉર્ડ લિટનની સરકારે આર્મ્સ ઍક્ટ, ઍક્સાઈઝ ઍક્ટ, પ્રેસ ઍક્ટ વગેરે, લોકલાગણી વિરુદ્ધ, પસાર કરીને પ્રજામાં મ્હોટો અજંપો પેદા કર્યો હતો. દેશી વર્તમાનપત્રો સામેનો પ્રેસ ઍક્ટ તો ઈંગ્લાંડથી હિન્દી પ્રધાનની તારથી સંમતિ મેળવી બે કલાકમાં ધારાસભામાં પસાર કરાવ્યો હતો. ઍક્સાઈઝ ઍક્ટ તો લૉર્ડ લિટને કાઉન્સિલના સભ્યોની સલાહ વિરુદ્ધ જઈને અને માત્ર હિન્દી પ્રધાનની સૂચના મુજબ વર્તીને માન્ચેસ્ટરના વેપારીઓને ખુશ કરવા પસાર કર્યો હતો. એવા એ ગવર્નર-જનરલે ઇંગ્લાંડથી દોરવણી થતાં, વખ્ત કવખ્તનો વિચાર નહિ કરતાં, રોમ બળતું હતું ત્યારે રોમન શહેનશાહ નિરો ફિડલ વગાડતો હતો તે પ્રમાણેનું, લૉર્ડ લિટનનું એ પગલું હતું; અને તે એની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડનારૂં હતું, એમ એક અંગ્રેજ ઇતિહાસ લેખક સુધ્ધાંત કહે છે:

'The Famine of 1877 struck the popular imagination, not only because of its severity, but because it coincided with the Second Afghan War, and with the ostentatious and ill-timed Darbar at which Queen Victoria was proclaimed Empress of India. –*Rise of the British Rule in India.* Strachey.'[20]

સને ૧૮૭૮ના વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકતા કાયદા વિષે એ જ વર્ષમાં 'સ્વતંત્રતા'ના ત્રીજા અંકમાં 'ક્યાં છે રે છાપાની છુટ!' એ મથાળા નીચે ઇચ્છારામ દેસાઈએ લખ્યું કે:

'પ્રજાના મનમાં ઉશ્કેરણી ભરી લાગણી પેદા કરવાનું તોહોમત ચઢાવી દેશી છાપાનું છુટાપણું સરકારે છીનવી લીધું છે. સ્વતંત્ર છાપાની જીંદગાનીના તત્વનો નાશ કરી તેના પર જરૂરીયાત અંકુશ મુકવાનો કાયદો કીધો છે એથી ચીંતાતુર હાલત પેદા થાય છે. રાજ્યની આબાદાની અને ક્ષેમકુશળનું હથીઆર જાતું થયું છે. સ્વતંત્રતા! છેલ્લી સલામ! ત્રણ માસ તારો ઉપભોગ કીધો નથી! નિશ્વાસ! બળાપો! પશ્ચાતાપ! હાય, હાય, હાય રે! તું વિના અમારે ચલાવી લેવું પડશે!–જુલીયે છ, છુટ વગરના છાપા કેવા ?–ખરાપણાના છાપા! તું ને છેલ્લી સલામ!–રે જીવ તું હવે વેશ બદલવાને તત્પર બની રહે! અહો તમે દેવના દેવો (સરકારી સત્તાવાળા) તમે પ્રજાનું દૈવ જાણવાને છેલ્લી સલામ કરો! સલામ, સલામ, સ્વતંત્રતાને છેલ્લામાં છેલ્લી સલામ!'૨૧

એ જ અંકમાં ઇચ્છારામ દેસાઈએ આગળ લખ્યું કે: 'એક તરફથી રાજકીય સ્વતંત્રતા માંગો, કેળવણીના ફળવંત આશીરવાદોને પહોંચીને વાજબી છુટ તથા દાવાઓને માટે લડો; અને જે ટાળાંની દોરી પ્રજાને દોરવે છે તેનો જવાબ સ્પર્ષ (?) કરવાને રાજકીય સભાઓમાં પ્રતીનીધી મોકલવાને વીનંતી ગુજારો પણ બીજી તરફથી સરકાર જે બક્ષીસો કરીને માન પામી છે તેને પાછી છીનવી લઈને પોતાની ભુલ કબુલ કરે છે કે હમારે તમને આટલા ઈનસાનીયતના હક પણ નહોતા જ આપવા જોઈતા તેની સાબેતી લેતા જાવ.'૨૨

'સ્વતંત્રતા'નો ઉપર્યુક્ત અંક છાપવામાં ઇચ્છારામ દેસાઈને પડેલી મુશ્કેલી તેમજ સુરતમાં તે સમયે બનેલા બનાવો વિષે ડૉ. રતન માર્શલ લખે છે:

"એ જ અંકમાં 'દેશી છાપાની કતલ' નામના બીજા લેખમાં પણ ટીકા કડક છે. ઝમઝમાટવાળા આવા રાજકીય લેખો વાંચવાને પ્રજા—ખાસ કરીને જ્યાંથી 'સ્વતંત્રતા' બ્હાર પડતું એ સુરત શહેરની પ્રજા—ટેવાયેલી નહોતી. વળી તે જમાનો આપણી લઘુવિવૃત્તિ (Inferiority Complex)નો યુગ હતો. પ્રજા માટે આ નવો અનુભવ હતો. 'વિકટોરિયા પ્રેસ'ના સંચાલકોએ આવા સખત લખાણોથી ડરીને છાપવાની ના પાડી એટલે ત્રીજો અંક 'સુરત સીટી સેન્ટ્રલ પ્રેસ'માંથી પોતાની જોખમદારી પર બ્હાર પાડવાની ઇચ્છારામને ફરજ પડી.

"૧૮૭૮માં સુરત સુધરાઇએ ઘરવેરો—દુકાનવેરો દાખલ કર્યો; સુરતમાં લવાદમંડળ સ્થાપવા વકીલો અને પ્રજામાં મતભેદ પડયો; સરકારે મીઠા પરનો કર બમણો કર્યો અને "લાઇસન્સ ટેક્ષ"નો પ્રશ્ન પણ ઉપસ્થિત થયો. આમ સુરતમાં ૧૮૭૮ની શરૂઆતમાં ચતુર્વિધ ગુંચવાડો ઉભો થયો હતો. અકળાઈ ગએલી પ્રજાએ એપ્રિલમાં હડતાલ પાડી. તેનું જોર તોડવા સરકારે લશ્કર બોલાવ્યું ને પાચમી એપ્રિલે બરાનપુરી ભાગોળ આગળ મોટું હુલ્લડ થયું."૨૩

લાઇસન્સ ટૅક્સ વિરોધી ચળવળનો વધારે વિગતવાર ઇતિહાસ આલેખતાં શ્રી વલ્લભદાસ અક્કડ લખે છે:

"આ લડતનું મંગળાચરણ તા. ૨૭ ફેબ્રુઆરી ૧૮૭૮થી થયું હતું. એ તારીખે સુરતના નગરશેઠ તરફથી જાહેર સભા બોલાવવામાં આવી હતી, જેમાં જણાવ્યા પ્રમાણે અમદાવાદમાં અગિયાર હજાર માણસોની સભા થઈ હતી. મુંબઈ અને પૂનાએ પણ વિરોધ કર્યો હતો. તા. ૧ એપ્રિલ ૧૮૭૮ થી હડતાલ પડી હતી. બધાં બજારો પાંચ દિવસ બંધ રહ્યાં હતાં. એમાં તોફાનો થયાં. ગોળીબાર પણ થયા. પરિણામે બે માણસો મરી ગયા. બે માણસોને ગંભીર ઈજા થઈ. સો માણસોની ધરપકડ થઈ. તા. ૫મીએ લોકો ને પોલીસ વચ્ચે મારમારી થઈ. લશ્કર બોલાવાયું અને લશ્કરે બેફામ ગોળીઓ છોડી. 'રાસ્ત ગોફતાર' પત્રે ટીકા કરી કે 'રાયટ એકટ જાહેર કર્યા વિના ગોળીબાર થયો હતો!'

"આ 'લાઈસન્સ ટેકસ' નાખવાનો હેતુ વિચિત્ર હતો. દેશમાં દુકાળ પડગો હતો. એ દુકાળનિવારણનો ખર્ચ કાઢવા માટે આ કર નંખાયો હતો. એ સામે મુંબઈએ વિરોધની પહેલ કરી, એણે આગેવાની પણ લીધી; મુંબઈમાં સભા બોલાવવા માટે ટાઉનહોલ વાપરવાની સરકારી પરવાનગી શેરીફને ન મળી. પછી સભા 'અમેરિકન સરકસ'ના તંબૂમાં મળી અને વિરોધના ઠરાવો થયા"૨૪

ઉપર્યુક્ત લડત વિષે ઇચ્છારામ દેસાઈએ 'સ્વતંત્રતા'-માં લખ્યું કે:

"અફસોસ, સ્વતંત્રતા, તારે માટે આ સઘળી મારામારી છે! સરકાર અમારી પર ગમે તેવી સખતાઈ વાપરે તેને માટે અમે ગાંજ્યા જઈએ એવા તો નથી... અમે વળી એમ પૂછતા નથી કે સરકારે શાને માટે આ વેરા નાખ્યા છે?....અમે અમારી સ્વતંત્રતાને માટે શોક કરીએ છીએ........સરકાર આપણે માટે વખતે વખતે જે કાયદા કાનૂનો બનાવે છે તેમાં પ્રજાની કંઈ પણ સંમતિ લેવાય છે?......ના, સરકારનો કાયદો તેની મરજી સિવાય બીજો કંઈ નથી. આપણે જે કાયદાને આધીન છીએ તે સરકારની મરજી છે અને સરકારની મરજી છે તે આપણો કાયદો છે.....

"આ વખતે આપણા મુંબઈ ઇલાકામાં મુંબઈ તથા પૂનાના લોકોએ જે રીતે પોતાની સ્વતંત્રતા પર સરકારની ચડાઈ અટકાવવાને પ્રયત્નો કીધા છે તે જોઈને આપણને ખરેખરો સંતોષ પેદા થાય છે. પણ સરકારે આ વાસ્તે કાયદા બાંધનારી સભાઓમાં પ્રજાની પસંદગીના સભાસદો નહિ નીમવા જોઈએ? સરકારે શા વાસ્તે કંઈ નહિ તો આ સભાઓમાં પ્રજા તરફના સભાસદોની સંખ્યા પોતાના સભાસદોની બરોબર નહિ રાખવી જોઇએ? અને સરકારે શા વાસ્તે પ્રજાને પોતાની લાગણી જાહેર કરવાનો વખત નહિ આપવો જોઇએ? એ સવાલો આપણે ઉઠાવીએ છીએ. સરકાર જો આપણી સ્વતંત્રતા છેક જ ડુબાડી દેવા માગતી હોય તો તેનું આ નિશાન છે. લોકો ખુબ જ અચ્છી તરેહ આ વાત સમજવા લાગ્યા છે અને તેઓ સરકારની શક્તિ અને પોતાની લાચારી જોઈને અત્યંત દુખવા લાગ્યા છે. તેથી જ તેઓને આ વખતે મોટી નવાઈ લાગી છે કે આપણી પર જે જે કાયદા કાનૂનોનો બોજો છે તે તમામ તેઓની જરા પણ સંમતિ વગર જ પસાર

થયા છે, થાય છે અને કદાચ થશે. લાઈસન્સ ટેક્સથી જ્યારે કંઈજ ફાયદો થયો નથી ત્યારે આ જ મોટો લાભ ગણવો કે લોકોને પોતાની ખરી સ્થિતિ શું છે તે જાણવાનું બની આવ્યું છે."[૨૫]

લાઈસન્સ ટૅક્સ વિરુધ્ધની ચળવળ દરમ્યાન સુરતમાં થએલા હુલ્લડને માટે સરકારે 'સ્વતંત્રતા'ને જવાબદાર ગણ્યું. પરિણામે તેનું પ્રકાશન થોડો સમય બંધ રહીને સને ૧૮૭૯ના માર્ચમાં ફરી શરૂ થયું.[૨૬]

સને ૧૮૮૦ના જૂનની ૬ઠ્ઠી તારીખે ઇચ્છારામ દેસાઇએ 'ગુજરાતી' નામનું સાપ્તાહિક શરૂ કર્યું. સને ૧૮૮૨માં દેશી વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકતો કાયદો રદ કરવામાં આવ્યો. સને ૧૮૮૫માં રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના થઈ.

'સ્વતંત્રતા'ના ઉદ્દામ વલણની સરખામણીમાં 'ગુજરાતી'નું વલણ ઘણું મવાળ હતું તે 'ગુજરાતી'ના પ્રથમ અંકમાં તેનો ઉદ્દેશ સ્પષ્ટ કરતાં ઇચ્છારામે નીચે પ્રમાણે લખ્યું તેમાં જોઈ શકાય છેઃ

"રાજકીય વીચારથી અમારો કીલો બાંધવા માંગતા નથી. સંસારી સુધારાની પહેલી જરૂર છે. તેમ છતાં રાજદ્વીપને અમે ધીક્કારનાર નથી; અને જ્યારે ચોમેર 'રાજકીય' 'રાજકીય' ની હાક વાગી રહી છે ત્યારે અમે રાજકીય ને સંસારી સંયુક્ત બળથી અમારો કીલો બાંધવા માગીએ છીએ. હિંદુસ્થાનનો બચાવ માત્ર રાજકીય વીષયમાં નથી પણ તેના સંસારી સુધારા–જે (હમણાં) ઘણા દુખકારક ને નાશકારક છે–તેનો નાશ કરી અગાડી પગલાં ભરવામાં છે. અમારે પોલીટીકલમાં બોલવાનું એટલું જ કે રાજા અને પ્રજા વચ્ચે ગેરસમજુતીનો જે મોટો અખાત પડેલો છે તેને પુરી નાખવો, અને બંને વરગ વચ્ચે ગાઢ પ્રીતી બંધાય તેવો ઉપાય યોજવો, નીપુણ રાજકરતાથી કેવા લાભ થાય છે તે બતાવવાને જરૂર પડે તો અમારી સલાહનો નમ્રલો અવાજ બહાર કાઢવો. ધરમ વીષય માટે અમારી કશી કબુલાત નથી, અને વિદ્યા પરધનના વિષયે અમારી સાથે ધીમે ધીમે ચાલશે."[૨૭]

ચોવીસ વર્ષ બાદ ૧૯૦૪માં 'ગુજરાતી' ની રાજકીય નીતિ સ્પષ્ટ કરતાં ફરી વખત ઇચ્છારામે એ જ મવાળ વલણ વ્યક્ત કર્યું હતું:

"ખરી રાજ્યભક્તિ અને બ્રિટીશ રાજ્યને સ્થિર રાખવાનો પ્રયત્ન તે જ છે કે, સરકારના કાન પર પ્રજા જેથી અસંતોષ થાય તેવા કામો કરતી અટકાવવાની ખબર નાખવી, અને પ્રજાને જે હક્કો આપવાની ઈંગ્લાંડના સત્તાવાળાઓએ કબુલાત આપી છે તથા જે રાજકીય હક્કો મેળવવાને કાયદાએ જેટલી સત્તા આપી છે તેને અનુસરતો પ્રયત્ન કરવો. એ જ હેતુથી કૉંગ્રેસ સ્થાપવામાં આવી છે અને એ જ હેતુને પ્રાધાન્યપણું આપી અમારી લડત ચલાવી છે."[૨૮]

'સ્વતંત્રતા'ના ઉદ્દામ વલણની સરખામણીમાં 'ગુજરાતી'નું મવાળ વલણ ખાસ ધ્યાન ખેંચનારું છે. એક તરફથી ભારતની તત્કાલીન પરિસ્થિતિમાં ઉદ્દામ વિચારો અને પ્રવૃત્તિઓની નિરર્થકતા અને બીજી તરફથી રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના. એ બન્ને ઇચ્છારામ દેસાઈના બદલાએલા વલણ માટે કારણભૂત ગણી શકાય. સને ૧૯૦૫ના બંગભંગના આંદોલન દરમ્યાન અને ત્યાર બાદ ફરી વખત 'ગુજરાતી'ની નીતિ ઉદ્દામ બની હતી. પરિણામે સને ૧૯૧૦માં સરકારે તેની પાસેથી રૂ. ૨૫૦૦) ની જામીનગીરી લીધી હતી.

આ સમય દરમ્યાન વડોદરામાં નૃસિંહાચાર્યના શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી ધર્મસુધારણા અર્થે 'મહાકાલ' અને 'પ્રાતઃકાલ' નામનાં બે ગુજરાતી સામયિકો પ્રકટ થતાં. તેમાં ઉદ્દામ રાજકીય લખાણો પણ આવતાં. તે સામયિકોમાંથી અવતરણો ટાંકતાં શ્રી વલ્લભદાસ અક્કડ લખે છેઃ

" 'મહાકાલ'ના સં. ૧૯૬૨ના કાર્તિક માસના અંકમાં (એટલે ઈ. સ. ૧૯૦૬માં) એક નોંધ પ્રકટ થઈ હતી. એમાનું નીચેનું અવતરણ તે કાળની આપણી, ગુજરાતની ઉદ્દામ મનોદશાની ઝાંખી કરાવે છેઃ 'બંગાળના ભાગલા પાડવાની લૉર્ડ કર્ઝનની પ્રપંચમય રાજનીતિથી હાનિ થવાને બદલે અસાધારણ લાભ થયો છે. અનેક સમર્થ વક્તાઓનાં વ્યાખ્યાનો અને લેખોથી દેશી પ્રજાનું જેવું ને જેટલું ઐક્ય થયું ન હતું તેવું અને તેટલું ઐક્ય લૉર્ડ કર્ઝનની વિપરીત નીતિથી થયું છે. પરતંત્રતાની ધૂંસરીને વહન કરતી પ્રજાને સત્વર સ્વતંત્ર થવા માટે, ન્યાયી અને દયાળુ સત્તાધિકારીઓની અગત્ય કરતાં અન્યાયી અને જુલમી સત્તાધિકારીઓની અધિક અગત્ય છે. આપણા દેશમાં સ્થળે સ્થળે લૉર્ડ કર્ઝન જેવા અધિ-

કારીઓ હોય તો આપણો દેશોદય જે દશ વર્ષ પછી થતો હોય તે દશ વર્ષ વહેલો થાય.'

'આ લખાણોમાંનો કટાક્ષ નોંધપાત્ર છે. તે જ વખતના એ સંસ્થાના 'પ્રાતઃકાળ'માં પણ ઉગ્ર લેખો આવતા. જ્યારે 'ભાલા' નામના સામયિકના તંત્રીનો રૂા. ૧૦૦૦ દંડ થયો ત્યારે 'પ્રાતઃકાળ'ના સં.૧૯૬૨ (ઈ.સ.૧૯૦૬)ના ચૈત્ર માસના અંકમાં તંત્રીએ નીચેના શબ્દોમાં બ્રિટીશ રાજસત્તાને ઠપકારીઃ 'રાજ્યસત્તા! તું ગમે તેવા તારા પ્રતાપમય ઘમંડથી પ્રજાને અંજાવવા ધારીશ તો તે અંજાશે, રીબવા ધારીશ તો તે રીબાશે, ચૂસવા ધારીશ તો તે ચૂસાશે, 'અન્યાય'ને 'ન્યાય' કહેવડાવવા ધારીશ તો તે પણ તારા બલાત્કારથી કહેશે, પરંતુ એટલું સ્મરણમાં રાખજે, કે પ્રજામાત્રમાં થતાં ક્ષોભથી તારૂં જે અહિત થશે તે, તું ગમે તેટલી સાવધાનતા રાખીશ તો પણ, તને તે મળ્યા વિના રહેનાર નથી. પ્રજાની કકડતી આંતરડીઓનો એક નિઃશ્વાસ ઈન્દ્રના આસનને ડોલાવવા સમર્થ છે, તો તારા શા હિસાબ છે? પ્રજાનો એટલો ઉપકાર માન કે તારા પ્રતિ નિત્ય તે પ્રીતિવાન રહે છે.'[૨૯]

સને ૧૯૦૫માં બંગભંગના આંદોલનથી ઉગ્ર બનેલું દેશનું રાજકીય વાતાવરણ સને ૧૯૧૧માં બંગાળના ભાગલા રદ થયા ત્યાં સુધી ઉગ્ર રહ્યું હતું. તે સમય દરમ્યાન પ્રજાકીય જુવાળને ખાળવા માટે સરકારે અનેક દમનકારી પગલાં લીધાં હતાં. તેમાનું એક પગલું વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકવાનું હતું. સને ૧૯૦૮માં સરકારે 'વર્તમાનપત્ર ઉશ્કેરણી ઍક્ટ' અને સને ૧૯૧૦માં 'પ્રેસ ઍક્ટ' પસાર કર્યો હતો. સને ૧૯૧૦ના કાયદામાં, '(૧) છાપખાનાં અને તેના પ્રકાશનો ઉપર, (૨) વર્તમાનપત્રોના પ્રકાશકો ઉપર, (૩) બ્રિટિશ હિન્દમાં આવતા અને ટપાલ દ્વારા મોકલાતા વાંધાપડતાં છાપાં ચોપડીઓ અને (૪) રાજદ્રોહી અને વાંધાભર્યાં વર્તમાનપત્રો, પુસ્તકો વા એવું લખાણ ઉપર સખત અંકુશો મૂકવામાં આવ્યા હતા, અને તે કાયદાનો અમલ કરવાનું સહેલું થઈ પડે તે માટે કારોબારી અધિકારીઓ હસ્તક સંપૂર્ણ સત્તા સ્વાધીન રાખવામાં આવી હતી; પણ લૉર્ડ સિંહા અને હિંદી વજીર લૉર્ડ મોર્લીના આગ્રહ અને દબાણથી તે બિલમાં આખરે એવી કલમ ઉમેરવામાં આવી હતી, જેની રૂઈએ કારોબારી સત્તાના હુકમની સામે હાઈકોર્ટમાં અપીલ કરી શકાય.'[૩૦]

સને ૧૯૨૧માં મૉન્ટફર્ડ સુધારાઓ અમલમાં આવ્યા પછી થોડા સમયમાં સને ૧૯૧૦નો 'પ્રેસ ઍક્ટ' રદ કરવામાં આવ્યો.

ગુજરાતમાં ગાંધીયુગ શરૂ થયો ત્યાં સુધી 'ગુજરાતી' અને 'પ્રજાબંધુ' સાપ્તાહિકોની તેમજ આચાર્ય આનંદશંકર ધ્રુવના 'વસંત' માસિકની રાજકીય નોંધો ખાસ નોંધપાત્ર રહેતી. (ક્રમશઃ)

## સંદર્ભસૂચિ


૧ શ્રી ભોગીલાલ ગાંધી સંપાદિત 'ગુજરાત દર્શન'માં 'ગુજરાતનું પત્રકારત્વ' નામનો શ્રી કપિલરાય મ. મહેતાનો લેખ. ખંડ ૨, પૃ. ૫૫–૫૭.

૨ હીરાલાલ પારેખ કૃત 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ભાગ ૨.

૩ અને ૪ શ્રી હસિત બૂચ કૃત 'દલપતરામ–એક અધ્યયન'માંથી ઉદ્ધૃત, પૃ. ૮૫.

૫ એજન, પૃ. ૫૧.

૬ અને ૭ શ્રી વિજયરાય વૈદ્ય કૃત 'ગત શતકનું સાહિત્ય', પૃ. ૫૭.

૮ ડૉ. રતન માર્શલ કૃત 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૦૨–૦૩.

૯ 'જૂનું નર્મગદ્ય,' પૃ. ૩૭૫-૭૬.

૧૦ એજન, પૃ. ૩૭૬-૭૭.

૧૧ એજન, પૃ. ૪૨૪.

૧૨ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૭૪.

૧૩ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૭૪-૭૫.

૧૪ એજન, પૃ. ૧૨૪.

૧૫ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૨૫.

૧૬ એજન, પૃ. ૧૨૫-૨૬.

૧૭ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ભાગ ૨.

18 'The Oxford History of India,' Third Edition, p. 688.

૧૯ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ', પૃ. ૧૩૧.

૨૦ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ભાગ ૨.

૨૧ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૨૬-૨૭.

૨૨ એજન, પૃ. ૧૨૭-૨૮.

૨૩ એજન, પૃ. ૧૨૭.

૨૪ તા. ૨૬-૧-૧૯૬૧ના 'કૉંગ્રેસ પત્રિકા–કૉંગ્રેસ અધિવેશન અંક'માં 'સ્વાતંત્ર્ય સંગ્રામનો એક સૈનિક' નામનો શ્રી વલ્લભદાસ અક્કડનો લેખ, પૃ. ૫૭-૫૮.

૨૫ ઉપર્યુક્ત લેખમાંથી ઉદ્ધૃત, પૃ. ૫૮.

૨૬ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ' પૃ. ૧૨૯.

૨૭ 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૩૪.

૨૮ એજન, પૃ. ૧૩૮.

૨૯ સને ૧૯૬૦ના નવેમ્બરના 'કુમાર'માં બારીન્દ્રકુમાર ઘોષ ઉપરનો શ્રી વલ્લભદાસ અક્કડનો લેખ, પૃ. ૪૪૨.

૩૦ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન', ભાગ ૨.

*

# મધપૂડો

## સહુને વાસ્તે સ્વાતંત્ર્ય !

અમેરિકાના પ્રસિદ્ધ આંતરરાષ્ટ્રીય દૈનિક અખબાર 'The Christian Science Monitor'ના તા. ૨૩ મે, ૧૯૬૬ના અંકમાં 'Liberty for all' શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થએલો પ્રથમ તંત્રીલેખ આખો અભ્યસનીય છે. વિવિધ માનવ હકોનું તેમજ સ્વાતંત્ર્ય, ન્યાય, સમાનતા તથા બંધુભાવનું સુરેખ અને સંક્ષિપ્ત વિવરણ આપણા બંધારણના આમુખમાં છે તે વિષે આપણી શાળામહાશાળાઓમાં દરેક વિદ્યાર્થીને સુંદર અને સચોટ માહિતી તથા વિચારસામગ્રી આપવી જોઈએ. આજે તો નાગરિકશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રના વિદ્યાર્થીઓને પણ એ વિષે પૂરી માહિતી રસપૂર્વક અપાતી નથી. અમેરિકાની સરખામણીમાં આપણે આ દિશામાં ઘણા ડગલાં માંડવાનાં છે, બલ્કે શરૂઆત જ સ્પષ્ટતાથી કરવાની છે :

**Liberty for all**

"Civil liberties, if taken for granted, are soon lost. The preservation of men's liberties depends now, as always, upon how alert people are to spot infringements and upon how willing they are to fight to forestall any dangerous threat to their essential freedoms, from whatever source.

To stand for freedom in a given situation often takes considerable courage, as well as wisdom. At times it may mean defending the right of others to advocate highly unpopular causes. We cannot expect to preserve liberty for ideas we value while countenancing the suppression of concepts with which we disagree.

The precariousness of human liberty and the need for unflagging vigilance was recently pointed up by a sociology professor's studies of the views of American high school students. He found, for example, that 60 percent of the students surveyed favoured press censorship and 58 percent had no objection to use of the "third degree" by police in extracting confessions. If these and similar findings are accurate, it is strong indication that the schools are failing to get across fundamental principles embodied in the United States Constitution. (અનુસંધાન પૃ. ૨૪૪)

# અપારમચીને પત્રો

## ચોથો પત્ર: 'કવિજીવન': નવલરામ

સુમન શાહ

પ્રિય અપારમચી,

'કવિજીવન'ની પસંદગી તુલનાત્મક અભ્યાસની દૃષ્ટિએ એક સારી કૃતિની ગણાય. ખાસ કરીને મુનશીરચિત 'નર્મદ: અર્વાચીનોમાં આદ્ય' અને વિ. મ. ભટ્ટરચિત 'વીર નર્મદ'નાં બે જીવનચરિત્રો સાથે પ્રસ્તુત કૃતિ સરખાવી જોવાથી ત્રણે ય જીવનકથાકાર વિશે, તેમજ જીવનકથાના પ્રકાર વિશે ઘણું કહેવાનું મળે. સાથેસાથે નર્મદરચિત 'મારી હકીકત' આત્મકથા સાથે આ તારતમ્યને મૂકી જોઇએ તો, આત્મકથા-જીવનકથા વચ્ચેની વ્યાવર્તક રેખાઓ વિશેની આપણી જાણકારીમાં ય વધારો થાય. આમ 'કવિજીવન'ની આસપાસ વધારે કહેવાનું રહે, જ્યારે સ્વયંકૃતિ એક જીવનકથા તરીકે, ઘણી ટૂંકી પણ લાગે, એક અંજલિથી વિશેષ ન પણ લાગે, જો કે એનું પોત ઘટ્ટ છે એ બીજી વાત છે. અહીં સ્વાભાવિક રીતે જ નર્મદના, આ સાહિત્યસ્વરૂપ અંગેના વિચારો સ્મરણમાં લેવા જોઇએ. નર્મદ આપણી મમતાનું હંમેશ કેન્દ્ર રહ્યો છે તેથી તો નર્મદાશંકર-આવા-તેવા એવું તમેકાર સંબોધન આપણે એને માટે પ્રયોજતાં ખચકાઇએ છીએ, અતડાશ અનુભવીએ છીએ.

આપણા આ આદ્ય ગ્રંથકારને 'જન્મચરિત્ર' (નર્મદે યોજેલો આત્મકથા-જીવનકથાનો પર્યાય)ના વિચારો આવેલા ને 'કવિચરિત્ર વિશે' નિબંધમાં (જૂનું નર્મગદ્ય: પુસ્તક ૧લું; બીજી આવૃત્તિ: ઈ. સ. ૧૯૧૨: પૃ. ૩૫૬) એણે આપણને વ્યવસ્થિત પણ કરી આપ્યા છે. નિબંધને અંતે નર્મદ "ગુજરાતી કવિયોનાં જન્મચરિત્ર લખાઈ-છપાઈ પ્રગટ થયલાં જોવાને હમે ઘણા જ આતુર છૈએ." (૩૫૮), એવો અભિલાષ વ્યક્ત કરી ગયો છે.

એના જમાના કરતાં નર્મદ વધારે અર્વાચીન હતો એ જાણીતું છે. સાહિત્ય, સાહિત્યપ્રકાર અને સાહિત્યક્ષેત્ર વગેરે પદાર્થોની એને અલપઝલપ પરતુ ચોક્કસ ઝાંખી થએલી. વધારે મહત્ત્વની વાત તો એ છે કે નર્મદે એનું વર્ણન કર્યું-પોતાને ઉપલબ્ધ સાધનોની મર્યાદાઓ ઉલ્લંઘી જઇને અને કેટલીક વાર નવાં સાધનો ઊભાં કરીને. નર્મદ સરવાળે સાહિત્યકાર છે-જીવ્યો તે ય સાહિત્યકારના મિજાજ, દાઝ, વીર સત્ય ને રસિક ટેકીપણાથી અને કવ્યો તે ય સાહિત્યકારના મિજાજ, ખંત, ઉત્સાહ ને પ્રશંસનીય તાલાવેલીથી. એના આ ઊછળતા સાહિત્યકારજીવને એક સદ્‌ગુણ સાંપડયો હતો સુધારકતાનો; અથવા એમ જ કહેવું જોઈએ કે સુધારો નર્મદનો સ્વભાવગુણ હતો; આંતરબાહ્યમાં, વિચારજગતમાં, આચારજગતમાં, એનું નિરંતર રાજ હતું, તેથી જ 'ધર્મવિચાર'નું 'સુધારક' વલણ દાખવી નર્મદે ઘણું સુધારી લીધું. મુનશી યોગ્ય રીતે કહે છે તેમ, "સુધારો હવે રચનાત્મક ધર્મ નથી; માત્ર દોષદર્શક પ્રકાશ છે" (નર્મદ: અર્વા.માં આદ્ય: પૃ. ૧૦૨). નર્મદને નવું સૂઝતું ઘણું, તેથી તે વિચારતો ઘણું ને પરિણામે ઘર્ષણ જન્મતાં-કેમ કે એનું સૂઝયું-વિચાર્યું 'નવું' હતું. આ નવું નર્મદના વિષયમાં નિયામક કેન્દ્ર બની જાય છે ને એને એ અંગે આગ્રહ, હઠાગ્રહ, અભિનિવેશ, ઉતાવળ, જોસ્સો, આતુરતા, ઉદ્યોગ વગેરે ય ઓછાં નથી. ને તેથી નિષ્ફળતા મળ્યે હતાશ થવાનાં ને સફળતા મળ્યે 'જોસ્સા'માં આવી જવાનાં બે ય પરિણામો અહીં અનિવાર્યપણે ઉદ્‌ભવતાં તું જોઈ શકીશ. અલબત્ત, નિષ્ફળતાજન્ય હતાશાને નર્મદે જીવનભર ખૂબ દમી છે, ધૂત્કારી છે. જો કે તેટલી માત્રામાં સફળતાજન્ય, જોસ્સાનુપ્રાણિત, વર્તનોને ખાળવાનો સંયમ અને બહુ ઓછો અને બહુ ઓછી વાર દાખવ્યો છે. એની ભાષામાં વાત કરીએ તો નર્મદ, સમાજમાં ને સાહિત્યસમાજમાં ઘણી વાતોની ચાલ પાડવા ઝંખતો-તલસતો હતો, એ બદલ એ ગમે તે જાતનો ભોગ આપવા તૈયાર હતો. નર્મદની આ અર્વાચીનતા એના જમાનાને ન સમજાઈ એ વાતનો એને ઊંડો ખેદ હતો. છેક સને ૧૮૬૭ની એક નોંધ હૃદયસ્પર્શી છે: 'જ્યાં એવો વખત છે કે હકીકત લખવાની ચાલ નથી; જ્યાં લોક ભણેલાં નથી, ને સુઘડ રીતિમાં ઊછર્યાં નથી; જ્યાં સત્ય, નિર્મળ

અંતઃકરણ, ને જાહેર હિંમત નથી પણ જૂઠાણું, મૅલાઈ, બાયલાપણું છે, ટૂંકામાં જ્યાં સઘળી રીતની થોડીઘણી કાળાસાઈ ત્યાં કોઈ પણ રીતની ઊજળાશ નિંદાવાની જ......જેવો મારો સ્વભાવ ને તેને પુષ્ટિ આપતો યોગ આવેલો, તેવાં મેં કર્મ કીધાં છે. એ કર્મ મારી આસ-પાસના ઘણાકથી જુદાં છે પણ તે ઉજળાં છે. મારાં ઊજળાં તે મારી લાગણીથી મને લાગે છે એમ નથી, પણ શાસ્ત્રીય રીતના કારણ પ્રમાણે ને ઘણાના અનુભવ સાથે મેળવતાં.'' (ઉત્તર નર્મદચરિત્રઃ સને ૧૯૩૯ની આવૃત્તિ: પૃ. ૧૮). અંગત લાગણી બાદ કરી શાસ્ત્રીય રીતે આત્મપરીક્ષા કરવાની નર્મદની આ સ્વભાવવૃત્તિ એના સમગ્રમાં સાર્વત્રિક સ્વરૂપની રહી નહિ એ જ એની બાબતમાં દુઃખદ વાત છે. ગ્રાથા એટલે કે નવલકથા, ટીકા એટલે કે વિવેચના અને કવિતા વિશેના એના ઉમદા વિચારો જેવા જ આ વિચારો એની બાબતમાં ખાસ ધ્યાનમાં લેવા જેવા છે. તારે ઉપરચોટિયા અભ્યાસની રીતિથી વેગળાં રહેવું જોઇએ, બાકી સાહિત્ય-માં અભ્યાસવા જેવું કંઈ જ નહિ લાગે. નર્મદ હૈયા વરાળ કાઢે છે કે, "આ દેશમાં ઇતિહાસ અને જન્મ-ચરિત્ર લખવાની વિદ્યા સારી પેઠે ખેડવામાં આવી જ નથી (૩૫૭)." સો વર્ષ પરના આ વિચારક પુરુષને આ અંગે ઘણું બધું પછાતપણું દેખાએલું. ઇતિહાસોમાં એણે જૂઠસાચનો ભેગ જોયો, સ્મૃતિપુરાણોમાં પણ સ્મૃતિને કારણે તથા તેના કર્તા કવિની દખલગીરીને કારણે 'ઇતિ હ આસ'નું તત્ત્વ જોખમાયું જોયું. કાલિદાસ જેવા સંસ્કૃત મહાકવિઓનાં કાવ્યોનાં ટીકાટિપ્પણમાં વિદ્વાનોએ ઘણી જહેમત લીધી, ને જીવન બાબતે લગ-ભગ દંતકથાઓ જ પ્રખ્યાત બની. આજે પણ ઘણા સંસ્કૃત કવિઓના જીવન-સમય-વિશે એક પાંડિત્યસભર ઊહાપોહથી વિશેષ કંઈ જ આપણને મળ્યું નથી, "એ મહાકવિ કેવી સ્થિતિમાં પ્રથમ ઉછર્યો હતો, તે કેમ આટલી ખ્યાતીએ પોહોંચ્યો, તેનામાં કેવા કેવા ગુણ હતા, વગેરે વાતથી આપણે અણવાકેફ છૈયે" (૩૫૮).

જ્ઞાનવૃદ્ધિ માટે ઉત્તમોનાં જીવન ઘણાં લાભદાયી નીવડે છે ને એવો લાભ ઉઠાવવાનો મનુષ્યનો સ્વભાવ જ છે, ન હોય તો હોવો જોઇએ-એવી હેતુપ્રધાન વાત એના પ્રસ્તુત લેખ-'કવિચરિત્ર વિષે' નિબંધનો સૂર છે. કવિતામાં જેમ રસાનંદની નર્મદને ગંધ આવેલી તેમ તેને નવલકથા કે જીવનકથા-આત્મકથા જેવા સાહિત્ય-પ્રકારો સુધી લઈ જઈ, સાહિત્યાનંદ પદાર્થને વ્યાપક રીતે જેવા-વિચારવાની તેને સૂઝ આવેલી લાગતી નથી. એ તો કહે છે, "બનેલી અથવા બનતી વાતોનો સારા-સાર સમજી ફાયદો કોણ નથી લેતા? સહુ લે છે. માણસ પોતાનાં ગર્વથી પારકા થકી લાભ ઇચ્છવાને નાખુશી બતાવે (-અહીં મને નર્મદનું દલપતરામ પ્રત્યેનું પ્રારંભિક ઍટિટ્યૂડ યાદ આવે છે), પણ તેને તેમ કરયા વગર ચાલતું જ નથી. જો તે કોઈનું સાંભળે નહીં અથવા કોઈનું જોયે નહીં તો તે કોઈ દહાડો પોતાના જ્ઞાનમાં વધારો કરી શકે જ નહીં" (૩૫૬). પ્રખ્યાતોનાં ચરિત્રો-હેવાલ-'રમુઝે દિલપસંદ અને શિખામણ આ-પવે જોઈએ તેવાં હોય છે" એવી કંઈક સમજ લઇને નર્મદ 'જુદીજુદી વાતમાં પ્રખ્યાત થયલાં માણસોનાં જન્મચરિત્ર જુદીજુદી રીતનાં હોય છે' કહીને સ્વરૂપની વિષયવ્યાપક્તા ચીંધે છે જે એણે યોજેલા, લેખના શીર્ષકથી તો સીમિત થઈ ગઈ હતી. પણ છતાં, નર્મદને મમતા તો છે કવિજન્મચરિત્ર માટે જ. કેમ કે કવિ-જન્મચરિત્રથી થતા લાભ એને 'અગણિત' લાગે છે. કારણ કે એને મતે, "કવિતા એ સંસારનું પ્રતિબિંબ છે. હરેક દેશના લોકોના સંસારને જેવો અને તે વળી તેનાં ખરાં સ્વરૂપમાં, તો તે લોકોનાં ઉત્તમ કાવ્યો વાચવાં દુનિયાની ખરી આબેહૂબ તસવીર કમિ ચિતરે છે" (૩૫૭). પ્લેટો ઍરિસ્ટૅાટલ હજી નર્મદની હડફેટે ચડયા નહોતા ને કવિનો તેમજ ગુજરાતનો, કવિ અંગેનો ખ્યાલ મુગ્ધદશામાં હતો, પણ નર્મદ કહેવા માગે છે તે કંઈક આવું: કે કવિતામાંનું વિશ્વ વધારે સાચું હોય છે, વધારે અખિલાઈ ધરાવતું હોય છે, સ્થૂળતાઓને વટી જનારું હોય છે. ને આવા વિશ્વના સર્જકોની એટલે કે કવિઓની 'તવારીખ ઘણી ગમત કરનારી અને ઘણી ઘણી શિખા-મણ આપતી' હોય છે. નર્મદના આ વિધાનમાં અને તેના આ અર્થઘટનમાં રહેલા સત્યનો વિચાર કરીએ, ને આપણા સમયનાં વિખ્યાત કવિજન્મચરિત્રોની યાદ, તજ્જન્ય આનંદ, તાજાં કરીએ, તો એવી જીવનકથાઓના 'અગણિત ફાયદા' મનમાં વસે ખરા.

'મારી હકીકત' લખવા ધારેલી સળંગ આત્મકથાનો

ખરો છે; લખાય તેટલું છપાતું જાય તેથી પછી એને નવેસરથી અખિલાઈમાં જોવું રહે–જે નર્મદ કરી શકયો નથી. છતાં સને ૧૮૬૬ લગીની એની આ હકીકત પ્રગટ કરવા પાછળ એ ચારપાંચ કારણ જણાવે છે, તેમાંથી એક-બે સ્વીકારવા જેવાં છે. 'મને પણ માલમ પડે કે આ ખરું ને તે ખોટું'–એવી ઐતિહાસિક વૃત્તિથી અને આત્મ-નિરીક્ષણના સાધન તરીકે: તેમજ હકીકત લખવાનો ચાલ દાખલ કરવાની પહેલ કરતો હોય તે રીતે: આ બંને કારણોમાંનું એક સને ૧૮૬૬ પછીની નોંધમાં (ઉત્તર નર્મદ ચરિત્ર) વધારે માત્રામાં જોવા મળે છે; હકીકત કરતાં રોજિંદા બનાવોમાંથી સત્ય તારવવા તરફ નર્મદની નજર વધારે જણાય છે. આ હકીકત–આત્મકથાને આધાર બનાવી જીવનકથાઓ લખાઈ. મુનશી અને વિ. મ. ભટ્ટ જેવા અર્વાચીનોએ તો, નવલરામ જેવા સમકાલીને હકીકતનો પોત-પોતાની રીતે ઉપયોગ કર્યો, અહીં કહેવું જોઈએ કે નવલરામ સમયદષ્ટિએ નર્મદની વધારે નિકટ હોવાછતાં નર્મદને 'કવિજીવન'માં એમની એ નિકટતાનો લાભ આપી શકયા નથી, જ્યારે પાછળના લેખકો એમની દૂરતાનો પૂરો લાભ આપી શકયા છે. જમાનાના પુરુષને નવલરામ ઓળખાવી શકયા છે ખરા, પણ જમાનાની તાસીર નિરૂપવાનું પોતે સમકાલીન હોઇને તેમને માટે અશકય હતું; કૃતિને એમનાં લખાણોમાં ઉત્તમ ગણવામાં આ કારણે અલબત્ત, કશો વાંધો આવતો નથી એ જુદી વાત છે. જ્યારે મુનશી કે વિ. મ. ભટ્ટમાં ભૂતકાળને માપવા જેટલી દૂરતા છે; એટલું જ નહિ તેઓને નર્મદનાં અનેક અર્વાચીન મૂલ્યાંકનોની પણ સહાય રહી છે.

મુનશીમાં નર્મદ વાર્તાનાયકની જેમ કથાત્મકતા અને નાટ્યાત્મકતા પ્રાપ્ત કરે છે, એના જીવનની કેટલીક ઘટનાઓને ચલચિત્રીકરણની રીતે પણ નિરૂપવામાં આવી છે; આખી કૃતિ વર્તમાનકાળની ઘટના નિરૂપતી પદ્ધતિએ લખાઈ છે. નર્મદના વ્યક્તિચિત્રનો ઉઘાડ અહીં ક્રમશઃ છે. મુનશી એમને છાજે તેવો જ "પર્સ્પેક્ટિવ' રાખી નર્મદને જુએ છે. અહીં અહોભાવ ભક્તિ કે મમત્વ જેવું છે જ નહિ, અહીં નવલરામની જેમ મિત્રનું શ્રાદ્ધ-તર્પણ-કરવાનું છે નહિ–આલેખન મોડે સુધી ઘણી વાર તો વ્યંગની કિનાર પર ચાલતું હોય છે. છતાં વાચકની જાણ બહાર જ, ઉચિત અહોભાવ ડોકાયા વિના, કયારેક અતિશયોક્તિ પામ્યા વિના રહેતો નથી. કટાક્ષ કયારેક વાઢ મૂકી દેતો પણ હોય–જેમ કે, પૃ. ૧૦ ઉપર નર્મદને 'અલંકારની ભાષામાં કાળિયો કૂતરો કહી દેવાય છે.[૧] છતાં ચિત્રને સમતુલા બક્ષવાનો પ્રયાસ પ્રશંસનીય છે. આવો અભિગમ ક્રિટીકલ બાયોગ્રાફરની જ નિશાની છે, મુનશીને જે નર્મદ મળે છે તે આ: 'સબળ શક્તિ ને મહાન નિર્બળતાઓનો પુંજ: માનવી કોઈક ગુણે પ્રશસ્ય, કોઈક કર્તવ્યે અર્ધ્યાર્હ, કોઈક દોષે સમ:દુખીઆં સાથે સંબંધ બાંધતો: મનુજ–આદિમાં, મધ્યમાં ને અંતમાં.' (પૃ. ૪૮)× × 'તે મર્દ હતો. પ્રાકૃતિક માનવતાના ભડભડતા અગ્નિથી તેનું જીવન સચેતન હતું...એના દોષો હતા–ઘણા ને પ્રચંડ. પણ તેને ઈન્દ્રજાલથી આચ્છાદવામાં એણે ગૌરવ ગણ્યું નહિ.' (૧૨૭).

વિ. મ. ભટ્ટમાં નર્મદ એક પૃથક્કરણાત્મક અર્થઘટનનો લાભ મેળવે છે. એનાં વ્યક્તિત્વનાં પ્રમુખ પાસાં અહીં એક પીઢ વિવેચક અને ગંભીર નિબંધ લેખકની નજર તળેથી પસાર થવાનાં હતાં. અહીંયાં મુખ્ય આધાર 'મારી હકીકત'નો લેવાયો છે છતાં 'જૂનો અને નવો જમાનો' સદ્દષ્ટાંત નિરૂપીને નાયકોચિત ભૂમિકા બંધાય છે. આ ભૂમિકા મુનશીમાં છે તેમ, ઐતિહાસિક તવારીખના રૂપની નહિ પણ વધારે તો સામાજિક ઈતિહાસના રૂપની લાગે છે. નાયકજીવનના મહત્ત્વના બનાવોને અચૂકપણે સૂચવે તેવાં 'થોડાંક દશ્યો' આપી અહીં ઝડપી જીવનરેખા દોરવામાં આવી છે. 'વીર નર્મદ'માં લેખકને મળે છે જે વ્યક્તિ તે આ: '...શક્તિથી છલકાતી, 'જોસ્સા'નાં 'ડોહોળાં પાણી'માં અટવાતી તણાતી પણ આખરે તરતી, જગતની સામાન્ય મર્યાદાઓને ઠોકર મારવામાં રાચતી, આત્મશ્રદ્ધાથી ઉભરાતી, ને પોતાની જ ધૂનમાં મસ્ત એવી કોઈ વિલક્ષણ યૌવનમૂર્તિ. અને આ જ નર્મદ-જીવનનું પ્રધાન સ્વરૂપ. નર્મદ એટલે જ સનાતન યૌવન-મૂર્તિ.' (પૃ. ૪૪). આત્માનું યૌવન-નિત્યયૌવન ઉત્સાહ, સંકલ્પશક્તિ, ઉદ્યોગશક્તિ આ બધાંથી મૂર્ત થતું યૌવનનું

૧ 'કીચડવાળી ગંગામાં બોળી કાળિયા કૂતરાને સફેદ કરવાની આશા લાલશંકર દવે ને સુરજરામ શાસ્ત્રીએ રાખી હતી તે તરત જ નિષ્ફળ જાય છે.' નર્મદ અર્વાચીનોમાં આદ્ય: મુનશી: પૃ. ૧૦: 'ઓગણચાળીસની પહેલી આવૃત્તિ.

પ્રાકૃત સ્વરૂપ; નર્મદનાં આત્મવિશ્વાસ, સ્વમાનવૃત્તિ, નિસ્પૃહતા વગેરેની ઉદ્ગમભોંય એની શક્તિશ્રદ્ધા; આવા યૌવનનો અસાધારણ ધર્મ પ્રેમ-શૌર્ય; એની ભાવનાભક્તિ ને આશાવાદ; હાવકાઈ શાણપણ નહિ પણ વેગ, ખુમારી ને એકાંગનિષ્ઠા જેવા બધા જ, નર્મદના સ્વભાવગુણો—જે કોઈ પણ નિત્યયુવાનપુરુષના હોય—નું વિગતવાર વિવરણ કરી નર્મદનું 'યૌવનમૂર્તિ' વિશેષણ અહીં યથાર્થ ઠેરવવામાં આવ્યું છે. પછીનાં પ્રકરણોની પણ આ જ પદ્ધતિ છે. અહીં લાભ એ થયો છે કે નર્મદજીવનનાં, અગત્યનાં, પણ જીવનરેખાને મુકાબલે ગૌણ એવાં પ્રસંગો, કથાનો, સંકલ્પો ઝગડા સમાધાન અહીં ભાતરૂપે ઊપસી આવે છે. ગુણનિરૂપણ, તેનું વિવરણ તદનુસાર ભૂમિકા ને કથાતંતુ એવા તાણાવાણાથી આ પોત વણવામાં આવ્યું છે મુનશીમાં અને અહીં પણ નર્મદની લાલાઈનો સહેજ પણ બચાવ કરવામાં આવ્યો નથી. તેમજ એની કવિતામાં કાવ્યત્વ જેવું કેટલું તે ય બહુ સ્પષ્ટતાથી પૂછવામાં આવ્યું છે.

બચપણમાં નર્મદને આવતાં સ્વપ્ન (પૃ. ૨૪: મને બિહામણાં સ્વપ્નાં બહુ આવતાં.) સૃષ્ટિસૌન્દર્યની તરસી વૃત્તિ સૂચવતી એની પ્રવાસલાલસા, ગાલે તમાચા મારી ન કર્યા હોયનું દેવી પાસે પ્રાયશ્ચિત્ત કરવામાં સૂચવાતી અંધ ધાર્મિકતા (પૃ. ૨૫ અને પૃ. ૨૯) તથા શુકન-અપશુકન અને આભડછેટ વર્ણવતું એનું શાળાજીવન વગેરે વગેરે પ્રારંભિક વૃત્તિઓ, વલણો ને વર્તનોનો વિચાર એના કોઈ પણ જીવનકથાકારે કરવો જોઈએ. આ શૈશવનો સબંધ એની કવિતા અને સુધારાવૃત્તિ સાથે છે, તેથી તેનું ચરિત્રઆલેખનમાં મહત્ત્વ છે. નર્મદ નાની વયે શરમાળ છે, રીસાળ છે, વહેમી છે. મોટી વયે શરમ અને અતડાપણું સ્વચ્છંદતાનું રૂપ પકડે તેટલી હદે પરિવર્તન પામે છે—અને એને સ્થળે જોસ્સો, અદમ્ય ઉત્સાહ વસે છે. રીસ ને મીંઢાપણું સ્વમાન-અભિમાનની વૃત્તિ બને છે, એમાં જ એના ટેકીલા અને સ્વદેશાભિમાની સ્વભાવનાં મૂળ હશે. વહેમને તો મોટપણે નર્મદ શત્રુ ગણ્યો—નિરખ્યો, જેણે એનામાંના સુષુપ્ત સુધારકને ઢંઢોળ્યો, પ્રજ્વલિત રાખ્યો, સેનાની બનાવ્યો. ઉત્તરવયે નર્મદની હાર નર્મદની નથી, એની સાથે નહિ રહી શકેલા સુધારાની હાર છે, એને ઝીલી-જિરવી નહિ શકેલા સમાજની હાર છે.

'કવિજીવન'માં નર્મદનો એક રીતનો સ્વીકાર છે; મિત્રભાવે અહીં કેટલોક બચાવ પણ લંબાણપૂર્વક થઈ ગયો છે. 'કવિજીવન' નર્મદની કાવ્યરચનાઓની લખાવટની પૂર્વભૂમિકા, એના ખરચની જોગવાઈઓ, એનાં અર્પણ વગેરે ઇતિહાસ આપી નર્મદ કવિના વ્યક્તિત્વને જેટલું સમજાવે છે તેટલું તેની કવિતાને નહિ. નર્મદને એકલા 'કવિજીવન'થી પામવાનું મુશ્કેલ બની જાય, આપણા ઘણાં બધાં એસોસીએશન્સની અહીં અપ્રત્યક્ષ અસરો પડતી હોય છે. નર્મકવિતા વિશે પાછળથી પ્રસ્તાવના લખનાર કે નિબંધો લખનાર નવલરામે પોતાનો એ વિચારસંભારનો અહીં વિનિયોગ કેમ નહીં કર્યો હોય એવો પ્રશ્ન જન્મે છે. નર્મદની લાલાઈ અને એના લોકાપવાદ અંગે અહીં માત્ર બે બોલ બસ સમજવામાં આવ્યા છે. કોઈ પણ અનુકાલીન જીવનકથાકાર કરતા આ નર્મદને નવલરામ દ્વારા જ વધારે ન્યાય્ય આધારભૂત આંખેદેખી વિગતો આપી સમજાવી શકાયો હોત. નર્મદમાં sex અને સુધારો ઘણી વાર ભેળસેળ પામી જાય છે; એનામાં નિખાલસતા હતી તેથી એની હકીકતમાં, બહાર પડવા મંડેલા જુવાનીના જોસ્સાની વાત કરતાં એ કહે છે, "મને બૈરાની ગંધ આવવા માંડી" અને ઉમેરે છે કે, "મારાથી મારા જોસ્સાને લગાર પણ બહેકાવ્યો નહીં." એની વાતનો સૂર એવો છે કે એના હૈયામાં સ્નેહઝંખના જાગી. સને ૧૮૫૦ના સપ્ટેમ્બરમાંનો આ ઉલ્લેખ પ્રારંભબિંદુ તરીકે ગણીને, એનાં સુધારક-કાર્યો એનાં લગ્નો વગેરે તબક્કાઓના સમયની એની મનોદશાઓ લગીનો અભ્યાસ રસપ્રદ નીવડે, નર્મદને આપણે વધારે સાચા રંગમાં ઓળખી શકીએ. નર્મદમાં આભાસી નિખાલસતાનાં પણ ઘણી વાર દર્શન થાય છે એ યાદ રાખવું જોઈએ. નર્મદના શિક્ષણ અંગે કહેતાં શિક્ષક નવલરામ જાગૃત થાય છે તથા નર્મદના વિચારપરિવર્તનનો બચાવ આપવા જતાં લાંબી વ્યાપક ભૂમિકા બાંધવી પડે છે એ આ સંક્ષિપ્ત નિરૂપણના દોષ છે.

નર્મદનું કિશોરાવસ્થાનું માનસ; એની નોકરી; એની કૌટુંબિક વિટંબણાઓ, પોતાની વેરણછેરણ વૃત્તિઓ કાવ્યપ્રવૃત્તિમાં ઠરીઠામ થશે એવી એની પ્રતીતિ[૨]; ભણવું

૨. મુનશીને આમાં બહુ રસ પડ્યો લાગતો નથી. પૃ. ૨૯મું જોવું.

કમાતું બૈરી કરવી વગેરે આનંદથી કાવ્યસર્જનના આનંદને એણે અપનાવવા યોગ્ય ગણ્યો તેમાં વ્યક્ત થતી એની સાહિત્યકાર તરીકેની વિશિષ્ટતા[3], એનું રાજીનામું[4], એનાં વાદયુદ્ધો, એની હતાશા ને પીછેહઠ અથવા સાચી દિશામાં થએલું એનું વિચારપરિવર્તન–આ બધાં નર્મદજીવનનાં રસિક બિન્દુઓ છે. તારે સૌમાં એનું નિરૂપણ જોઈ લેવું. વાત એવી છે કે એના સમાજને સમજ્યા વિના નર્મદને એકલો સમજી શકાય એમ નથી અને નર્મદને સમજ્યા વિના એના સમાજને સમજી શકાય એમ નથી. નર્મદાદિ યોદ્ધાઓની પીછેહઠમાં મુનશી જેવાઓને આર્ય. ધર્મની ચિરંજીવી તાકાતનાં દર્શન થાય છે, નવલરામ જેવાઓને એમાં માનસનો સ્વાભાવિક વિકાસક્રમ દેખાય છે, વિ. મ. ભટ્ટ જેવાઓને એમાં મહાપુરુષોની એક સ્વાભાવિક લાક્ષણિકતા જણાય છે. નર્મદ પુનર્લગ્નની શરૂઆત પોતાથી કરે તે સુધારો પણ ખાનગીમાં કરે તે એનો સમાજ. મહીપતરામ, કરસનદાસ, દુર્ગારામ વગેરે ઘણાના દાખલામાં આવું મળશે.

'કવિજીવન' નિમિત્ત બની ગયું. કેટલીક કૃતિઓ પજવતી હોય છે–અનેક રીતે.

(કપડવણજ, ૨૧–૧૨–'૬૬)

---

૩. નાયકજીવનનું આ વિકસાવવા જોગ બિંદુ છે.

૪. વિ. મ ભટ્ટ આમાં નિષ્કામ ત્યાગ જોતા નથી. પૃ. ૨૮. વ્યાવસાયિક અસંતોષનું આ પરિણામ છે એવો કંઈક એમનો ધ્વનિ લાગે છે.

*

**મધપૂડો** [અનુસંધાન પૃષ્ઠ ૨૩૯થી]

It has been our experience that high school citizenship courses can be deadly dull. No wonder students have failed to acquire a regard for human liberty! If we can have new math and new English, we can also have "new citizenship" in which the great struggles of the human race for freedom and dignity, needing no embellishment, are portrayed with the drama they deserve. The unfinished business—the struggle still going on—is so inherently exciting and involves stakes so high that it is inexcusable for classroom discussion to be other than intensely absorbing.

John de J. Pemberton Jr., executive director of the American Civil Liberties Union, takes a hard look at the state of civil liberties in America today, underscoring new threats but also noting a number of hard-fought victories.

One hopeful sign to which he points is a growing awareness of "the hypocrisy of professing principles widely at variance with practice", and a willingness, especially on the part of youth, to do something about it.

The issues are more sharply drawn today than ever before, and more hang on the outcome of struggles now going on. No responsible citizen will fail to do his part."

'રોમેશ'

# લોકશાહી અને હિંસા

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[આકાશવાણી, અમદાવાદ–વડોદરા–રાજકોટ–ભૂજ પરથી બુધવાર તા. ૩૦ નવેંબર ૧૯૬૬ને રોજ પ્રસારિત થએલો વિશેષ વાર્તાલાપ. થોડા સુધારાવધારા સાથે. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

આપણા દેશની એકંદર પરિસ્થિતિ આજે ઘણી સ્ફોટક છે એમાં તો શંકા નથી. દેશના વિવિધ ભાગોમાં જે વલણો અને વર્તન દેખાય છે, અને તેમાં યે ખાસ કરીને હિંસાનાં તથા હિંસક આંદોલનોનાં જે તત્ત્વો જોવા મળે છે તે કોઈ પણ દૃષ્ટિથી તંદુરસ્ત નથી. સ્વાતંત્ર્યોત્તર ભારતના પ્રથમ દસકાઓ રચનાના હોવા જોઈએ, એને બદલે એ ઘર્ષણના અને ભાંગફોડના બની રહે એ સ્થિતિ અવશ્ય ભયજનક અને ચિંતાજનક છે.

હિંસા અને હિંસક ચળવળોથી દેશની વિવિધ જાહેર મિલકતોને તો ઘણું નુકસાન પહોંચે છે જ, પણ તે સાથે એમાં પ્રજાનું–આપણા સહુનું–પણ ભારે અહિત થાય છે. જાહેર મિલકતને થતું નુકસાન અને પ્રજાને પહોંચતી ઇજાઓ, એ બન્ને ખૂબ દુઃખદ છે. પણ સૌથી વધુ નુકસાન થાય છે આપણા લોકતંત્રને અને આપણી લોકશાહીને! ભારતમાં આજે ચોતરફ ડોળા કાઢી રહેલાં આ હિંસક અને પ્રક્ષોભક પરિબળોને કારણે આપણી લોકશાહીને ભારે ફટકો પડી રહ્યો છે, અને આ બાબત સર્વિશેષ ચિંતાની છે. લોકશાહીની વેલ આપણા દેશમાં અને સમાજમાં હજી નવી, નાજુક, સંવેદનશીલ અને લજામણી જેવી છે. એનો સરસ ઉછેર કરવાને બદલે એના મૂળમાં કુઠારાઘાત થાય એ રીતે બોલવું–ચાલવું તે સ્વાભાવિક જ બહુ નુકસાનકારક છે.

ખરી વાત એ છે કે હિંસાથી કોઈ પ્રશ્નો ઉકેલાતા નથી. માનવજાતે હમેશાં સમજૂતીથી અને વાતચીતથી, કરાર દ્વારા અને સંમતિ દ્વારા, પોતાના પ્રશ્નો ઉકેલવાનો પ્રયાસ કર્યો છે, અને એ રીતે જ પ્રગતિ સાધ્ય થઈ શકી છે. વાતચીત, સંવાદ, સમજૂતીની રીત અરસપરસના વ્યવહારમાં આપણે અપનાવીએ એ સંસ્કારી માર્ગ છે. એ રીતે આપણે આપણા સંઘર્ષો પૂરેપૂરા સમાવી નહીં શકીએ તો પણ હળવા કરી શકીએ છીએ. આવી સંસ્કારી વૃત્તિ–પ્રવૃત્તિ તે લોકશાહીના હાર્દમાં છે.

હિંસા હિંસાને નોતરે છે; અને વધુ હિંસા કરનારો એમાં ફાવી જાય છે. જેના કાંડામાં જોર એનું ચાલે, એનો અર્થ એ કે જે દમદાટી બતાવે ને કરે એના પક્ષે જાણે 'ન્યાય' ચાલ્યો જાય! આ કોઈ સભ્ય રીત નથી. હિંસા વડે હિંસાનો મુકાબલો કરવા જતાં તો એક રીતે એ વિષચક્ર અણુથંભ ચાલ્યાં કરે છે. પરિણામે, આખરી નિર્ણય પર આવી શકાતું નથી. જે ઘડીએ જે વધુ જોરમાં હોય તેનો દોર ઘડીભર ચાલે, અને પછી વધુ હિંસા કરનારો આગળ આવે! જેની પાસે વધુ હિંસા તેનો તેટલો વખત ગજ વાગે એ પ્રક્રિયા લોકશાહીની નથી, એ તો દંડાશાહીની પદ્ધતિ થઈ, અને એથી જ તે જંગલી રીત બની જાય છે. લોકશાહી માટે આપણે સમજણ અને સંસ્કારનો આધાર સતત લેવાનો છે.

લોકશાહી સમાજમાં અને લોકતંત્રમાં એ વસ્તુ લગભગ સ્વયંસિદ્ધ જેવી છે કે, બધી જ વાતો બધાંને પસંદ પડે અને માન્ય થાય એમ બનવું અશક્ય છે. એટલે, થોડોઘણો અસંતોષ તો દરેકને રહેવાનો જ. પરંતુ, એ અસંતોષને આપણે કઈ રીતે વાળીએ છીએ, એને કઈ રીતે વાચા આપીએ છીએ અને એ અસંતોષમાંથી માર્ગ કાઢવાને માટે કેવાં પગલાં અખત્યાર કરીએ છીએ એ મહત્ત્વનું છે. આમ, આપણાં વિચાર, વાણી અને આચારની સભ્યતા પર લોકશાહીનો મોટો આધાર છે.

લોકશાહીના હાર્દમાં જે કેટલીક મૂળભૂત બાબતો છે તેમાં એક અગત્યની વાત એ છે કે, કાયદા માટે અને કાયદા પ્રમાણેનું રાજ્ય રચાય અને ચલાવાય. સમાજમાં સર્વત્ર કાયદાનો દોર એકસરખો રહેવો જોઈએ. કાયદાની નજરમાં નાનાંમોટાં, ગરીબ-તવંગર સહુ સરખાં છે. જેમ પ્રભુની આંખમાં સહુ બાળ સરખાં,

તેમ કાયદાની નજરે સહુ નાગરિકો સમાન ગણાવાં જોઈએ. આવું, કાયદા પ્રમાણેનું, રાજ્ય થાય તે માટે સહુને ઉત્સુકતા અને આદર હોવાં ઘટે. અંગ્રેજીમાં જેને Rule of Law કહે છે એવું કાયદાનું સામ્રાજ્ય સર્વત્ર અને સતત વ્યાપેલું હોવું જોઈએ. દરેક નાગરિક પાસે કાયદાની સૂઝસમજ હોવી જોઈએ, અને તમામ ન્યાયી અને સારા કાયદા પાળવા માટે દરેક માણસ તત્પર હોવો જોઈએ. દરેક જણ આપમેળે જ કાયદાથી બંધાએલો રહે. કાયદો એ કોઈ એક વ્યક્તિ કે જૂથની ઇચ્છાનું પરિણામ નથી. સમષ્ટિ દ્વારા સમષ્ટિના હિત-કલ્યાણ માટે કરેલી એ રચના છે. જો કોઈ વ્યક્તિ કે જૂથ–એમાં નાગરિકો અને સરકાર બન્નેનો સમાવેશ થાય છે–કેવળ એકતરફી રીતે, પોતાના જ હાથમાં કાયદો લઈને વર્તે તો Rule of Lawની વ્યવસ્થા ખોરવાતાં વાર નથી લાગતી. કાયદો હાથમાં લેવો એ એક પ્રકારની હિંસા જ છે. પોતાને મનફાવ્યું કરવા જવું અને એમ ન થાય તો બળ વાપરવું એ હિંસા છે. અને, હિંસા વધારવી એટલે લોકશાહીની માત્રા ઘટાડવી, એવું જ બનીને ઊભું રહે છે.

અલબત્ત, અહીં એક વસ્તુ એ પણ કહેવી જોઈએ કે, લોકોની ઇચ્છાઓ શી છે, એમની અપેક્ષાઓ શી છે એ સરકારે જાણવું જોઈએ. એવી જાણકારી મેળવવાનો સતત પ્રયાસ કરવો જોઇએ. લોકશાહીમાં દરેક સરકાર આવો પ્રયાસ કુદરતી જ કરે છે; લોકોની ઇચ્છાઓ અને લોકમત એ બન્નેની આમન્યા લોકશાહી સરકારોએ અવશ્ય પાળવી જોઈએ. એમ થાય તો લોકોનો અસંતોષ આપોઆપ ઓછો થાય. લોકમત કઈ દિશામાં છે, કેટલો પ્રબળ છે, કેટલે અંશે સાચો છે એનો અંદાજ મેળવવાનો સન્નિષ્ઠ પ્રયાસ લોકતંત્રે કરતા રહેવાનો છે. તે સાથે જ, અમુક એક વ્યક્તિ કે અમુક એક જૂથ જે કહે તે જ લોકમત છે એમ કહેવું પણ શક્ય નથી, અને બરાબર પણ નથી. અને, છતાં માનો ઘડીભર કે, કોક કોક વાર સરકારો લોકમત પ્રમાણે ચાલતી નથી! તેમ હોય ત્યારે પણ જો લોકમત હિંસક પ્રક્ષોભમાં અને આંદોલનોમાં પરિણમે તો છેવટે લોકમતમાં રહેલી લોકેચ્છા જ આપોઆપ નાશ પામે છે.

એટલે, સરવાળે, મને એમ લાગે છે કે લોકશાહી અને હિંસા એ બન્નેનો પરસ્પર કોઈ રીતે મેળ નથી. સમજાવટનો જ માર્ગ કોઈ પણ સમસ્યામાં બન્ને પક્ષોએ અને તમામ લોકોએ સ્વીકારવો રહ્યો. એમ થાય તો જ આપણું લોકતંત્ર સ્થિર બને અને જો એ સ્થિર રહે તો જ આગળ વિકાસ સાધી શકે.

*

# મધપૂડો

## વિદેશી મદદ

સદ્‌ગત ખાસા સુબારાવ સ્થાપિત 'Swarajya' સાપ્તાહિક (મદ્રાસ)ના તા. ૩ ડિસેંબર ૧૯૬૬ના અંકમાં બુઝર્ગ બુદ્ધિનિષ્ઠ રાજપુરુષ શ્રી રાજગોપાલાચારી એમના 'Dear Reader' નિત્યવિભાગમાં લખે છે: 'Swaraj is our birthright and we shall have it, said the Lokamanya. Today's lokamanyas say 'foreign aid is our birth right and we shall have it.' So they demand loans from powerful foreign governments as of right and mortgage our country on behalf of our children and push them into bankruptcy as the 'great and only Lokamanya' pushed us into freedom.' રાજાજીની આ ટકોર કેવી કડક અને કાતિલ છે! અને, કમભાગ્યે, તે કેટલી સાચી છે!

'રમેશ'

*

# કાવ્ય રસ વિવેચન

જયંત મોદી

## બળતાં પાણી

નદી દોડે, સોડે ભડ ભડ બળે ડુંગરવનો;
પડે ઓળા પાણી મહીં, સરિત હૈયે સળગતી
ઘણું દાઝે દેહે, તપી તપી ઊડે બિંદુ જળનાં,
વરાળો હૈયાની પણ મદદ કૈં ના દઈ શકે.
જરી થંભી જૈને ઊછળી, દઈ છોળો તટ પરે
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને.
અરે! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર દૈ ઘુંદ ન શકે.
કિનારાની આંકી જડ કઠણ માઝા કયમ કરી
ઉથાપી, લોપીને, સ્વજનદુખને શાંત કરવું?
નદીને પાસેનાં સળગી મરતાંને અવગણી,
જવું સિંધુ કેરા અદીઠ વડવાગ્નિ બુઝવવા!
પછી ત્યાંથી કો દી,' જળભર ભલે વાદળ બની,
વહી આવી આંહી ગિરિદવ શમાવાનું થઈ રહે!
અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?

ઉમાશંકર જોશી

ગાંધી યુગની કવિતામાં વિવિધતા, નવીનતા, ચિંતન-પરાયણતા અને આના આનુષંગિક નવયુગનાં મંથનો જેવાં લક્ષણો મૂર્ત થએલાં જોવા મળે છે. વિશાળ કારુણ્ય તેમજ રાષ્ટ્રભાવના, સેવાભક્તિ, વાસ્તવિકતા તેમજ ભાવનું સંયોજન સધાય છે.

શ્રી ઉમાશંકર જોશી અને સુન્દરમ્ નાનાલાલ પછીના આપણા કાવ્યમાર્ગના બે જ્યોતિર્ધરો છે. નવાયુગના વિચાર-આંદોલનોનો પડઘો એમની કવિતાએ ઝીલ્યો છે.

પ્રસ્તુત કાવ્ય બહારથી જોતાં માત્ર પ્રકૃતિકાવ્ય જેવું હોવા છતાં એક સુંદર અન્યોક્તિ કાવ્ય છે. કાવ્યનો વાચ્યાર્થ સરળ છે: સમુદ્રના 'અદીઠ વડવાગ્નિ'ને બુઝવવા જતી નદીની બાજુમાં જ ડુંગરવનો ભડભડી રહ્યાં છે. નદી પાસે અખૂટ જળ હોવા છતાં એકાદ છોળ લગાવીને, પહાડોને (જેણે પોતાનું સર્વસ્વ નદીને આપ્યું છે) શીતળ કરવાનું બની શકતું નથી. (જીવનમાં પણ અમાપ શક્તિ હોવા છતાં ઘણી વાર લાચારી અનુભવવી પડે છે). એ નદીના જીવનની કરુણતા છે. કિનારાની જડ કઠણ માઝા તોડીને સ્વજનદુઃખને હળવું કરવા નદી અશક્તિમાન છે. નદીના હૈયામાં સ્વજનોનું દુઃખ ઘણું જ સાલે છે. તેથી જ આશા રાખે છે કે સમુદ્રમાં ભળી જઈને, વરાળ બની આકાશે ચડી, જળભર વાદળી બની ડુંગર પર વરસીને ગિરિદવને તે શાંત કરશે. પરંતુ–

'અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?'

આવા સીધા સાદા વાચ્યાર્થની પાછળ ગર્ભિત વ્યંગ્યાર્થ રહેલો છે. આઝાદીપૂર્વે '૩૦–'૩૧ના ગાળામાં સ્વતંત્રતાના યજ્ઞે પુરુષાર્થને પ્રેરણા આપી હતી. મહાત્મા ગાંધીએ સ્વાતંત્ર્યનો જે યજ્ઞ આદર્યો હતો એમાં અનેક ભાવનાશીલ યુવાનો ઝુકાવતા હતા. અહીં સ્વ. રા. વિ. પાઠક આવો જ અર્થ તારવી આપે છે: 'સત્યાગ્રહના આંદોલન સમયે પોતાનાં રડતાં કકળતાં કુટુંબીજનોને મૂકીને અનેક નવયુવાનોએ 'દેશમુક્તિયજ્ઞ' માં ઝંપલાવેલું, અનેક વીતકોમાં સીઝાતાં માબાપ એ નવયુવાનના મનની મોટામાં મોટી વેદના–જેને તે કશી જ મદદ કરી શકતો નથી. જે એક વ્યક્તિ તરફ એની અંગત ફરજ છે, તે વ્યક્તિ તરફની ફરજ તો તે નહિ જ બજાવી શકવાનો! આ માણસના જીવનનું મોટામાં મોટું, કરુણમાં કરુણ, સૌથી વધારે વ્યથાકારક મંથન! પરંતુ દેશના ગુલામીના અગ્નિને શાંત કરવાની દેશની મોટામાં મોટી જરૂરિયાતે એ ધ્યેય તરફ તે દોરાઓ જાય છે; સ્વાતંત્ર્યફલરૂપે સમગ્ર દેશને તેમ એ કુટુંબને પણ એનો લાભ મળશે–પરંતુ એ તે ક્યારે?......ઉમાશંકર માત્ર કુદરતનું વર્ણન નથી કરતા, પણ કુદરતમાં કોઈ હૃદયનો ભાવ અપૂર્વ રીતે મૂર્ત થતો જુએ છે'.

પરંતુ યુવાનોને તો સ્વેચ્છાએ 'દેશમુક્તિયજ્ઞ'માં ઝંપલાવવાનું હોય છે. એમને માટે નદીની જેમ ન ઓળંગી શકાય એવી કોઈ મર્યાદા નહોતી. તેઓ નવા યુગના વિચારોના ઉત્સાહનો આદરપૂર્ણ સ્વીકાર કરીને દેશ પ્રત્યેની તેમની ફરજ અદા કરવામાં સ્વજનોને અવગણે છે. નદી તો ઇચ્છે છતાં પહાડોને મદદ દઈ શકે એમ નથી. એ તો માત્ર કવિ પોતે કહે છે તેમ: 'અંધવિધાતાની અંધ-યોજના' છે.

રા. વિ. પાઠકે તારવેલો વ્યંગ્યાર્થ પ્રો. બ. ક. ઠાકોરને કાવ્યના વાચ્યાર્થ સાથે સંગત જણાતો નથી. તેઓ લખે છે: 'નદીઓ વહે છે જલની પ્રકૃતિએ અત્રે ગુરુત્વાકર્ષણના નિયમે......તેઓ દરિયામાં પડે છે તે એમની પ્રવૃત્તિ વડવાનલ ઠારવાના હેતુથી એમ વર્ણવવામાં કવિ અદ્ધર કલ્પના પરપોટા જ ઉરાડે છે'

નદીઓ પ્રકૃતિના નિયમને અનુસરે છે અને સાગરને મળે છે તે વાત સાચી. પરંતુ કવિની સૃષ્ટિ બ્રહ્માની સૃષ્ટિ કરતાં જુદી જ છે. તેથી અહીં 'કવિ અધ્ધર કલ્પના પરપોટા જ ઉરાડે છે', એમ કહેવું એ કવિને અન્યાય કરવા બરાબર છે.

પ્રો. બ. ક. ઠાકોર કાવ્યમાં ત્રણ પેઢી ભૂત, વર્તમાન અને ભાવિનો સમન્વય જુએ છે. પહાડો એ જૂની પેઢી, નદી વર્તમાન પેઢી અને મેઘ એ ભાવિ પેઢી. પરંતુ કાવ્યના વાચ્યાર્થ સાથે આ અર્થઘટન બિલકુલ અસંગત છે. રા. વિ. પાઠકનું વધુ શ્રદ્ધેય અને વાચ્યાર્થ સાથે બંધબેસતું લાગે છે.

માત્ર એક પ્રકૃતિકાવ્ય તરીકે પણ 'બળતાં પાણી' આસ્વાદ્ય બની રહે છે. હૈયે સળગતી નદીની વેદના બેવડી છે. માબાપ સમાન પહાડોની આગને બુઝવી શકતી નથી એની વેદના તો છે જ. અને આગના ઓળા પાણીમાં પડે છે; નદીનાં પાણી તપી જાય છે એ બીજી વેદના. અહીં કાવ્યના શીર્ષકની યથાર્થતા સમજાય છે. નદીની વ્યાકુળતાનું ચિત્ર બળતાં પાણી શબ્દપ્રયોગથી વિશેષ ઊપસી આવે છે.

'દોડે-સોડે'નો આંતરપ્રાસ નદીના ગત્યાત્મક ચિત્રનો નિર્દેશ કરી જાય છે. 'ભડભડ' જેવો રવાનુકારી શબ્દનો ઉપયોગ કરીને કવિ પહાડોની આગને તાદૃશ કરે છે.

કવિ અહીં શિખરિણી છંદ યથોચિત યોજી શક્યા નથી. તેથી જ છંદના ચોકઠામાં બેસાડવા માટે કેટલાક શબ્દોની-વાંચતાં કઠે ત્યાં સુધી-તોડફોડ કરી છે. 'પહાડો', 'અરપિયું' આના નિદર્શનરૂપ છે. ચૌદમી પંક્તિમાં 'રહે' માં 'ર' ને ઓડો બનાવી દેવો પડયો છે. છતાં ઉચ્ચારણમાં તો એ હેતુ બર આવતો નથી.

કવિ આ કાવ્યને ઉત્તમ સૉનેટ બનાવી શક્યા હોત. કાવ્યમાં ત્રીજી પંક્તિ-

'ઘણું દાઝે દેહે તપી તપી ઊડે બિંદુ જળનાં'

જરૂરી નથી. કવિને જે અભિપ્રેત છે તે બીજી ને ચોથી પંક્તિમાં આવી જાય છે એટલે આ પંક્તિ માત્ર પુનકૅથન જેવી બની જાય છે; એટલું જ નહિ પણ કવિ નદીની સ્થિતિ વિષે અનાવશ્યક વધારે સ્પષ્ટતા કરતા હોય એમ વરતાયા વગર રહેતું નથી. ઉપરાંત, ત્રીજી પંક્તિ કાવ્યના વર્ણ્યવિષયને જરાય પોષક નથી.

કાવ્યનું ઉત્તમાંગ છે વારંવાર વાગોળવી ગમે એવી છેલ્લી પંક્તિ:

'અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?'

*

'The foundation of all democracy is that the people have the right to vote. To deprive them of that right is to make a mockery of all the high-sounding phrases which are so often used. At the bottom of all the tributes paid to democracy is the little man, walking into the little booth, with a little pencil, making a little cross on a little bit of paper-no amount of rhetoric or voluminous discussion can possibly diminish the overwhelming importance of that point'.

**Winston Churchill**

*

# અપક્ષ નાગરિકને આહ્‌વાન

દાદા ધર્માધિકારી

[પૂનાના મરાઠી સાપ્તાહિક 'સાધના'ના તા. ૨૧ જાન્યુઆરી ૧૯૬૭ના અંકમાં પ્રગટ થએલ લેખનો ભાવાનુવાદ. લેખક તથા પ્રકાશકના સૌજન્યથી, સાભાર]

સભ્ય નાગરિકજીવન કેવી રીતે જીવી શકાય એવો પ્રશ્ન આજે આપણી સમક્ષ છે. હાલની પરિસ્થિતિમાં નાગરિકને પોતાની સ્વતંત્ર એવી કોઈ રચનાત્મક ભૂમિકા જ રહી નથી. સાચી લોકશાહીની સફળતા નાગરિકોની સક્રિયતા પર અવલંબે છે. પરંતુ આજે આ દેશનો નાગરિક ઉદાસ, નિષ્ક્રિય અને પારકાની બુદ્ધિથી ચાલનારો બન્યો છે. એને કારણે આપણી લોકશાહી પણ નિષ્ક્રિય અને નિસ્તેજ બની છે. લોકશાહીમાં મતદાર જાગૃત હશે, પોતાના નાગરિકજીવનની બાબતમાં ઉદાસ નહિ હોય, એટલું જ નહિ પણ લોકશાહીમાં એને ભાવપૂર્ણ રસ હશે તો જ એનું પ્રતિનિધિત્વ સમર્થ અને સાર્થક ઠરશે. જે પ્રાતિનિધિક શાસનનો જન્મ મતદારની સક્રિય આસ્થામાંથી થાય છે તે પ્રાતિનિધિક શાસન કાર્યક્ષમ અને પ્રાણવાન બને છે.

આજે મતદાર પોતાને ગુમાવી બેઠા જેવો થયો છે. નાગરિકજીવનમાં પોતે હતાશ અને લાચાર બન્યાનો અનુભવ એને થાય છે. એનું પરિણામ એ આવ્યું છે કે, આજની ઔપચારિક લોકશાહીમાં રાજ્યકર્તાઓને ચૂંટી મોકલવાનો પોકળ હક્ક માત્ર એની પાસે બાકી રહ્યો છે! એમાં એને નથી સ્ફૂર્તિ, નથી આત્મપ્રત્યય. હતબલ અને નિરાશ થવાને કારણે એને આજે લોકશાહી લોકકલ્યાણ કરી શકતી નથી એવું લાગે છે. તેથી તે કોઈ એક સરસુબત્યારની, કોઈ એક ઉદ્ધારકર્તાની રાહ જુએ છે કે શું એમ લાગે છે.

જેઓ લોકહિતેચ્છુ છે, જેમને લોકકલ્યાણ અને લોકોની ઉન્નતિ વિશે ઉત્કટતા છે તેઓ એમ કહેવા લાગ્યા છે કે આપણા દેશમાંની મોટા ભાગની જનતા અજ્ઞાની, નિરક્ષર અને ગાફેલ છે; આવી સ્થિતિમાં પુખ્તવય મતદાન પર આધારિત વ્યાપક લોકતંત્ર સફળ થઈ શકશે નહિ; માટે, કાં તો આપણે કલ્યાણકારી વિશિષ્ટ સત્તા અગર ઉદાર સરસુબત્યારશાહી તરફ પગલાં માંડવાં જોઈએ. સારાંશ એ કે, આપણી સમક્ષ જે સવાલ આજે છે તે લોકશાહી અને સભ્ય નાગરિકજીવનનાં અસ્તિત્વનો છે; પક્ષીય લોકશાહી કે પક્ષમુક્ત લોકશાહી એ સવાલ નથી.

આ પરિસ્થિતિ માટે સૌથી વધારે જવાબદાર કૉંગ્રેસ પક્ષ જ છે. કારણ, સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ બાદ સતત આ જ પક્ષના હાથમાં સત્તા છે. શરૂઆતનાં થોડાં વર્ષોમાં લોકમતનું ધણાંન પણ કૉંગ્રેસ પક્ષને મળ્યું હતું: સ્વાતંત્ર્યસંગ્રામ વખતે કૉંગ્રેસનું સ્વરૂપ એક પક્ષ તરીકેનું નહોતું. લોકોની આકાંક્ષાઓનું અને એમના પુરુષાર્થભર્યા આંદોલનોનું તે વ્યાસપીઠ હતું. તેને કારણે દેશમાં એ જ એકમેવ લોકસંમત રાજકીય સંગઠન હતું. પરંપરાથી પ્રાપ્ત થએલી પ્રતિષ્ઠા અને લોકમતનો ટેકો જે પક્ષને મળ્યો હતો તેનું પ્રતિનિધિત્વ કોઈ પણ અર્થમાં દેખાવ પૂરતું હતું એમ કહી શકાય નહિ. આવી અનુકૂળ પરિસ્થિતિ કૉંગ્રેસને પ્રાપ્ત થઈ હતી. પરંતુ આજે પરિસ્થિતિ એવી છે કે, જનતામાંનો એક પણ વર્ગ એવો નહિ હોય કે જે કૉંગ્રેસની સત્તા પર અસંતુષ્ટ ન હોય! રોજ નવા કાયદા બને છે; પરંતુ તે કાયદાઓનો અમલ કરાવવાની શક્તિ કૉંગ્રેસ–શાસનમાં રહી નથી. કૉંગ્રેસ પક્ષ એટલો બધો લોકવિન્મુખ બની ગયો છે કે, તેને રોજ અનેક સ્થળે ગોળીબાર કરવા પડે છે! લોકોના સહકાર વડે અને લોકોની સંમતિથી હવે આ સરકાર શાંતિ જાળવી શકતી નથી! જેટલા વધુ ને વધુ પ્રમાણમાં સરકારને પોલિસ અને ફોજની મદદ લેવી પડશે તેટલા પ્રમાણમાં રાજ ચલાવવાની એની શક્તિ ક્ષીણ થતી જશે. કૉંગ્રેસ પક્ષ દરેક ચૂંટણીમાં જીતતો આવ્યો છે એ સાચું; પણ દરેક ચૂંટણી પછી તે વધુ ને વધુ કમજોર થતો ચાલ્યો છે. રાજ કરવાની એની પાત્રતા અને શક્તિ ક્યારની યે ખલાસ થઈ ગઈ છે.

બીજી તરફ વિરોધ પક્ષો છે. તેઓ પૈકી એક પણ એવો પક્ષ નથી કે જેણે લોકોનો વિશ્વાસ સંપાદન કર્યો હોય અગર જેનામાં પોતાના બળ ઉપર રાજ કરવાની ક્ષમતા હોય. આ બધા પક્ષો કદાચ ભેગા થઈને

કૉંગ્રેસને હરાવી શકશે, પરંતુ તેટલાથી દેશ સામેની સમસ્યાઓ હલ કરવા માટેની તથા રાજ કરવાની શક્તિ નિર્માણ થઈ શકતી નથી. ચૂંટણી માટે રચાનારા સંયુક્ત મોરચાઓમાં ખરેખર તો શક્તિ કરતાં તડજોડ અને સોદાબાજી વધારે હોય છે! બધાની થોડી થોડી શક્તિઓના સરવાળા વડે અગર ગુણાકાર વડે લોકશાહી રાજ્ય માટેની આવશ્યક એવી શક્તિ નિર્માણ થઈ શકશે નહિ. કૉંગ્રેસે પોતાની સત્તાલોલૂપતાને કારણે સંસદીય માર્ગો દ્વારા સત્તા પ્રાપ્ત કરવાનો અવકાશ જ અન્ય પક્ષો માટે ખાસ રાખ્યો નથી અને અનેક વિરોધી પક્ષોએ ચૂંટણીઓ અને મતપેટી દ્વારા સત્તા પ્રાપ્ત કરવાની આશા છોડી દીધી છે! સત્તારૂઢ પક્ષ દંડશક્તિના ભરોસે સત્તારૂઢ ચાલુ રહેવાનો પ્રયત્ન કરે છે, ત્યારે કેટલાક સત્તાકાંક્ષી પક્ષો સંસદબાહ્ય અબંધારણીય દબાણ તથા પ્રક્ષોભક આંદોલનોના જોરે સત્તા પ્રાપ્ત કરવાની મથામણ કરી રહ્યા છે. આ રીતે ચૂંટણીઓ અને મતપેટી પર બન્નેનેય પૂરતો વિશ્વાસ રહ્યો નથી. એનો જ અર્થ કે નાગરિકોના મતનું મૂલ્ય આ લોકોની દૃષ્ટિથી શૂન્ય છે.

જેઓ ઉપદ્રવ કરી શકે છે, જાહેર શાંતિનો ભંગ કરી શકે છે, જેઓ બળ, દંડ અને દાદાગીરીથી ચાલે છે એમની માગણીઓ સરકાર સ્વીકારે છે એવી સમજ સત્તારૂઢ કૉંગ્રેસ પક્ષની નીતિરીતિને કારણે લોકોમાં પેદા થઈ છે. કૉંગ્રેસના લેખિત વિરોધી પક્ષોની કશી કિંમત જ નથી! એને કારણે સરકારને સમજ પડે અને આકલન થાય એવા જ ઉપાયોનું અવલંબન વિરોધી પક્ષો પણ કરવાને વારતે પ્રવૃત્ત થાય છે.

કૉંગ્રેસમાં પરસ્પર વિરોધી જૂથો છે એ વળી એક વધારાની વિચિત્ર પરિસ્થિતિ છે! વિરોધી પક્ષો કરતાં પણ પરસ્પરને માટે કંઈક વધુ કડવાશ અને દ્વેષ-બુદ્ધિ કૉંગ્રેસમાંનાં આ જૂથોમાં છે. ભિન્ન અભિપ્રાયોના રાજકીય પક્ષોનો એક સંયુક્ત મોરચો બની શકે છે, પરંતુ કૉંગ્રેસમાંના આ વિરોધી જૂથોનો સંયુક્ત મોરચો બનવો જો કે ઠીક ઠીક મુશ્કેલ છે! વિરોધી પક્ષોમાં પણ જૂથો છે, પરંતુ હજી એ પક્ષો સત્તાની આસપાસ પણ પહોંચેલા નથી, એટલે એમની વચ્ચેની આપસ આપસની કડવાશ અને દ્વેષવૃત્તિને પ્રગટ થવા માટે પૂરતો અવસર હજી મળેલો નથી!

એક વાત નિર્વિવાદ છે કે તમામ પક્ષો અને જૂથો જેટલા પ્રમાણમાં સત્તાભિમુખ છે તેટલા પ્રમાણમાં લોકાભિમુખ હોય એવું દેખાતું નથી. સહુનું ધ્યાન રાજદંડ તરફ જેટલું છે તેટલું મતદાન પેટી તરફ નથી. એનું પરિણામ એ આવ્યું છે કે મતદાર એ સત્તાનો આધાર ન રહેતાં સત્તાના પ્રયોગનો વિષય બન્યો છે! પરિસ્થિતિના ગૂંચવાડામાં ઉમેરો કરનારી બીજી એક ચીજ એ છે કે જ્યારે કોઈ એક સાંપ્રદાયિક, ભાષિક અથવા પ્રાદેશિક સમસ્યા ઊભી થાય છે ત્યારે સંપ્રદાયનિષ્ઠા, ભાષાનિષ્ઠા અગર પ્રદેશનિષ્ઠા ઉભરાઈ જાય છે અને એની આગળ પક્ષનિષ્ઠા પણ ખલાસ થઈ જાય છે! મહિસુર–મહારાષ્ટ્ર, મહિસુર–કેરળ એમના ઝઘડાઓ, ચંદીગઢ અંગેનો સંઘર્ષ, તથા સંકલ્પિત પોલાદના કારખાના વિષેનો ઝઘડો એ બધા સંઘર્ષો આ વિધાનની સત્યતા સમજાવશે. આવી સ્થિતિમાં આ દેશમાં શુદ્ધ નાગરિકતાના આધાર પર અધિષ્ઠિત એવો કોઈ એક નિરપેક્ષ લોકનિષ્ઠ પક્ષ છે એવું કેવી રીતે માની શકાય? એટલે, આપણી સમક્ષ જે પ્રશ્ન આજે છે તે પક્ષમુક્ત અગર પક્ષયુક્ત લોકતંત્રનો નથી. વસ્તુતઃ, બધા જ પક્ષોમાં કેટલીક સ-પ્રવૃત્ત, લોકનિષ્ઠ, ચારિત્ર્યશીલ, સુયોગ્ય વ્યક્તિઓ છે. પરંતુ એમને પોતાના પક્ષની સફળતા માટે પોતાના વ્યક્તિગત અભિપ્રાયો અને કર્તવ્યોનો પણ અનેક વાર ત્યાગ કરવો પડે છે અને આ બધા પક્ષોને પણ કોમવાદી, ભાષાવાદી તથા પ્રદેશવાદી સંપ્રદાયો આગળ માથું નમાવવું પડે છે; એટલું જ નહિ, પણ પોતાના પક્ષની લોકપ્રિયતા વધે તે માટે આવી ગેરપ્રવૃત્તિઓને પ્રોત્સાહન પણ તેઓને આપવું પડે છે. એને કારણે, તત્વતઃ લોકનિષ્ઠ હોવા છતાં પણ વ્યવહારમાં તેઓ બધા સંકુચિત, સામુહિક સ્વાર્થના સમર્થકો બની રહે છે. હાલની સરકારની બિનલાયકાતને કારણે એને રોજ દમનશાહી અને શસ્ત્રબળનો આધાર લેવો પડે છે. મતદાનની પ્રક્રિયા વિશે હતાશ થયાને કારણે વિરોધી પક્ષો સંસદબાહ્ય માર્ગો અનુસરવાના મોહમાં પડે છે. બન્નેની આ પ્રકારની વર્તણૂકને કારણે નાગરિકોના મૂળભૂત સ્વાતંત્ર્યો પર ઘા પડી રહ્યા છે. સરકાર કાયદાના બળે નાગરિકોનું વાણીસ્વાતંત્ર્ય અને સભાસ્વાતંત્ર્ય એ બન્ને

પર પ્રતિબંધ મૂકે છે. બીજી તરફ, સરકારનો વિરોધ કરવાની કલ્પનાથી મસ્ત બનેલા પક્ષો અને જૂથો સાર્વત્રિક ધાકધમકીનું વાતાવરણ નિર્માણ કરીને નાગરિકોને એમનો પોતાનો રોજિંદો વ્યવહાર કરવાનું અશક્ય બનાવી મૂકે છે. અશાંતિની, હિંસક ધાકધમકીના વાતાવરણની, જાહેર તેમજ વ્યક્તિગત મિલકતના નાશની જવાબદારી આ બન્ને પ્રકારના પક્ષો પૈકી કોઈ જ લેવાને તૈયાર નથી! નાગરિકોની જિંદગી અને એમની મિલકત એ બન્ને જ્યારે ભયમાં મુકાય છે ત્યારે સરકાર તથા વિરોધી પક્ષ બન્ને ય એકબીજા પર દોષનો ટોપલો નાખીને છૂટી જાય છે. આંદોલનો, મોરચાઓ, 'ઘેરાડાલો' વગેરે કાર્યક્રમ શાંતિથી પાર પડ્યા, તો તેમનું શ્રેય આ આંદોલનોના નેતાઓ અને ક્યારેક સરકાર પણ ખૂબ તત્પરતાથી પોતે લઈ લે છે. પરંતુ આ કાર્યક્રમમાં ક્યાંક ભાંગફોડ, આગના બનાવો, મારામારી, ગુંડાગીરી, પથ્થરમારો વગેરે જો થયું તો માત્ર આવાં આંદોલનોના પ્રવર્તકો અથવા સરકાર એ અંગેની જવાબદારી લેવા માટે જરા પણ તૈયાર હોતાં નથી. નાગરિકોની દૃષ્ટિથી, આ બધા લોકોનાં આવાં કૃત્યો અત્યંત બેજવાબદારભર્યાં છે. માટે હવે આપણે જ જાગૃત થઈને આત્મવિશ્વાસપૂર્વક આપણા સત્ત્વનું સંરક્ષણ કરવા માટે આપણી કમર કસવી જોઈએ. સરકાર અને વિરોધી પક્ષો એકમેક પર અસત્યનો અને કપટનો આરોપ મૂકે છે. વિરોધી પક્ષો પણ પરસ્પરને અપ્રમાણિક અગર દગાબાજ કહે છે. બિચારો નાગરિક! એણે આ બધાની વાત સાચી માનવી તો પણ અનર્થ, ન માનવી તો પણ અનર્થ! સાચું છે એમ માને તો બધા જ અપ્રામાણિક પુરવાર થાય, સાચું ન માને તો પણ એ જ નિષ્કર્ષ સિદ્ધ થશે! માટે લાચારીથી હવે કોઈના પર પણ ભરોસો ન રાખતાં પરસ્પર વિશ્વાસ અને સહકાર એ માર્ગનો સ્વીકાર કરવો રહ્યો.

કોઈની વિશેષ નિષ્ઠાનો, ઇચ્છાનો, તત્ત્વનો અગર વિશિષ્ટ અભિપ્રાયનો આ પ્રશ્ન નથી. બધા રાજકીય પક્ષોએ ભેગા મળીને ધોરણ અને કાર્યક્રમ એ બાબતના પરસ્પર મતભેદો કાયમ રાખીને પણ પરસ્પર વિશ્વાસના આધાર પર, ઓછામાં ઓછું લોકશાહી જીવનના સંરક્ષણ માટે ભેગા મળવાના પ્રયત્નો કરવાનું નક્કી કર્યું તો તે નિર્ણય પણ આવકારવો જોઈએ. આજે એની પણ ખૂબ જરૂર છે. પરંતુ બધા પક્ષોના માન્યવર નેતાઓ એકમેક પર જૂઠાપણાનો અને દુરાચરણનો આરોપ કરતા હોય ત્યારે આવા પ્રકારનો પ્રયત્ન તેમના તરફથી થાય તે અશક્ય લાગે છે. પરંતુ પક્ષનિષ્ઠાને કારણે જેઓ વહેંચાઈ ગયા નથી અને લોકશાહી પ્રણાલિકા પર જેમની નિષ્ઠા છે એવા પ્રતિષ્ઠિત નાગરીકોએ ભેગા મળીને લોકશાહીના રક્ષણ માટે એકત્ર થવાનું નક્કી કર્યું તો તે શક્ય તો છે જ, ઉપરાંત ઇષ્ટ પણ છે. રાજકીય પક્ષોમાં એવી કેટલીક વ્યક્તિઓ હશે કે જે અનેક દૃષ્ટિથી મહાન હશે, પરંતુ તેમને પોતાના પક્ષની સફળતા તરફ વધારે ધ્યાન આપવાની ફરજ પડે છે! નિષ્પક્ષ નાગરિકો પક્ષીય નેતાઓ કરતાં અસરની દૃષ્ટિએ નાના હોઈ શકે પણ એમની ભૂમિકા સ્વભાવતઃ જ લોકનિષ્ઠ હશે. પ્રશ્ન વ્યક્તિગત મોટાઈનો નથી, ભૂમિકાના વ્યાપકપણાનો છે. માટે પક્ષનિરપેક્ષ નાગરિકતાનો અવાજ આજની પરિસ્થિતિમાં સામુદાયિક રીતે બુલંદ બનવો જોઈએ. આટલાથી કામ પત્યું એવું નથી, પરંતુ આજની પરિસ્થિતિનું આ અનિવાર્ય એવું પ્રથમ પગલું છે.

એક વાત સ્પષ્ટ છેઃ લોકશાહીનું અંતિમ અધિષ્ઠાન લોકશાહી જ છે. આ શક્તિને આહ્વાન કરવું એ જ તમામ ઉપાયોનું અંતિમ ધ્યેય હોઈ શકે. બીજી કોઈ પણ શક્તિ પછી તે આધિભૌતિક હોય અગર આધિદૈવિક હોય, લોકશક્તિનો પર્યાય તે બની શકતી નથી; કારણ તે રાજ્યશક્તિ અને લોકશક્તિ એ બન્નેનું યં નિયંત્રણ કરનારી એક ત્રીજી શક્તિ તરીકે અવતરશે! આ ત્રીજી શક્તિ ટોળાંના અસંગઠિત અત્યાચારનો તથા સરકારની સંગઠિત દમનશાહીનો એકસરખો અસરકારક રીતે વિરોધ કરવા માટે જો આગળ આવશે તો ચારે તરફથી તેનું સ્વાગત થશે. પરંતુ ટોળાંની અનિયંત્રિત હિંસા તથા સરકારની દમનનીતિ એ બન્નેની ય સામે નાગરિકોની સામુહિક શક્તિ જ્યારે સામનો આપી શકશે ત્યારે જ લોકશાહી જીવનપદ્ધતિનો વિકાસ થશે. આજે તો સરકાર અને આંદોલનોના પ્રવર્તકો એમાંથી કોઈનામાં પણ સમાજદ્રોહી દાદાગીરીનું નિયંત્રણ કરવાનું સામર્થ્ય પણ નથી અને ઇચ્છા પણ નથી એવું જણાય છે. આ દૃષ્ટિથી અપક્ષ નાગરિકતાનો અવાજ હાલની પરિસ્થિતિમાં સામુદાયિક રીતે બુલંદ બનાવવો રહ્યો.

*

# વાચન અને વિવેચન

ભારતના વડા પ્રધાન તરીકેની દેઢેક વર્ષની ટૂંકી કારકિર્દીમાં અમર કીર્તિ રળી શાંતિ માટે અંતિમ ક્ષણ સુધી મથનાર સ્વ. લાલબહાદુર શાસ્ત્રીનું નામ આપણા દેશનાં આબાલવૃદ્ધ સૌ સ્ત્રીપુરુષોનાં હૃદયમાં જડાઈ ગએલું છે. એ પુરુષાર્થી, આદર્શપરાયણ અને અકિંચન 'અદના આદમી'નું તિતિક્ષાપૂર્ણ જીવન પ્રેરણાદાયી નીવડે એ સ્વાભાવિક જ છે. એમના સમર્થ વ્યક્તિત્વનું ઘડતર કેવા નાના મોટા પ્રસંગો અને પરિસ્થિતિઓમાં થયું તે જાણવું રસપ્રદ છે તેટલું જ આવશ્યક છે. શાસ્ત્રીજીના જીવનનું વ્યવસ્થિત નિરૂપણ કરતું **'મહામાનવ શાસ્ત્રી'** નામક પુસ્તક (લેખક: કુમારપાળ દેસાઇ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. કિં. રૂા. ૬—૦૦. કુલ પૃષ્ઠ ૩૦૦) બાલભોગ્ય શૈલીમાં લખાયું હોવા છતાં મોટેરાંને ય વાંચવું ગમે એવું છે.

લેખકે પ્રાપ્ય સામગ્રીનો યથોચિત ઉપયોગ કરી શાસ્ત્રીજીના વ્યક્તિત્વને બરોબર રજૂ કર્યું છે. તેમની જીવનયાત્રાનાં આકરાં સોપાન દર્શાવી બાલ્યવયથી જ તેમનામાં દેખાતા પ્રામાણિકતા, સન્નિષ્ઠા, સ્વાશ્રય-પરિશ્રમના ગુણો નિરૂપી, તેમના ઘડતરની કથા આલેખી છે. એ વ્યક્તિત્વના નિર્માણમાં ફાળો આપનાર સ્વજનો, ગુરુજનો અને અન્ય જાણીતી વ્યક્તિઓનો યથાક્રમ પરિચય કરાવ્યો છે. આમ દુનિયાનું ધ્યાન ખેંચનાર એ 'વિરાટ વામન'ના ચરિત્રની મુખ્ય રેખાઓ દ્વારા તેમનું પ્રસન્ન ચિત્ર દોર્યું છે.

પુસ્તકના બે વિભાગમાં અનુક્રમે,ચરિત્રનિરૂપણ અને પ્રસંગકથન કર્યું છે. તથા છેલ્લા પ્રકરણમાં મહત્ત્વની 'તારીખ અને તવારીખ' આપવામાં આવી છે. શાસ્ત્રીજીનાં પ્રાસંગિક પ્રવચનોમાંથી ચૂંટીને મુકવામાં આવેલાં અવતરણો આ એતિહાસિક માહિતીનું મૂલ્ય વધારે છે. તેવી જ રીતે શરૂઆતમાં મુકાએલી સોળ તસવીરોમાંની પણ ઘણીખરી ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે તેમ જ એ તસ્વીરો નીચેની માર્મિક ઊર્દૂ કાવ્યપંક્તિઓ ધ્યાનપાત્ર છે. બાળકો માટે લખાએલ આ પુસ્તકનાં પ્રકરણોનાં શીર્ષક આકર્ષક છે. એની લખાવટ મિતાક્ષરી અને રોચક છે. એમાં સ્થળે સ્થળે ચિત્રો અને સુશોભનો પણ છે.

કેટલોક અનાવશ્યક પ્રસ્તાર—જેમ કે, તાશ્કંદ કરારની કલમો અને સ્મશાનયાત્રાનો અહેવાલ—નિવારવા જેવો હતો. શરૂઆતમાં, ત્રીજા પ્રકરણમાં ગોપ-ગોવાલણીનો પ્રસંગ તથા તેમના સંવાદ અસ્વાભાવિક લાગે છે. પંચોતેર વર્ષની બહેન સુંદરીદેવી' (પૃ.૧૯૧) અને 'મોટાભાઈને દેવ સમાન માનતાં બહેન સુંદરીદેવી' (પૃ. ૨૧૦) એવાં સુંદરીદેવી વિશેનાં આ બે વિધાનોમાં અસંગતિ છે. તે જોતાં લેખકે આ બાબતમાં યોગ્ય ચકાસણી નથી કરી એમ જણાય છે. આ ઉપરાંત, ઝીણવટથી વાંચનારને કેટલીક પુનરુક્તિઓ પણ કઠે એવી છે. આવી ક્ષતિઓ છતાં શાસ્ત્રીજીના પ્રેરક જીવનચિત્રનો આ પ્રથમ પ્રયાસ આવકાર્ય છે. મુદ્રણના દોષો નહિ જેવા છે તે માટે મુદ્રકને અભિનંદન આપવાં જોઈએ. આવા ઉપયોગી પુસ્તકની વધુ પડતી કિંમત તેના પ્રચારને બાધક ન નીવડે તો સારું.

**હેમન્ત દેસાઈ**

× × ×

**ચરિત્રસાહિત્ય** (સ્વરૂપ અને વિકાસ). લેખક: ડૉ. ઉપેન્દ્ર ર. ભટ્ટ. પ્રકાશક: અનડા બુક ડીપો, અમદાવાદ. પૃષ્ઠ ૨૭૬, કિં. રૂપિયા આઠ.

ડૉ. ભટ્ટનું **'ચરિત્રસાહિત્ય'** પુસ્તક જોતાં થયું કે એમણે ડૉક્ટરેટ માટે રજૂ કરેલો મહાનિબંધ પ્રકાશિત થયો છે. પરંતુ લેખકના 'નિવેદન'માં એ અંગે સ્પષ્ટતા નથી. લાગે છે કે એ મહાનિબંધનો કેટલોક ભાગ અહીં મુદ્રિત થયો હશે.

પુસ્તક નાનામોટાં નવ પ્રકરણોમાં વહેંચાએલું છે. એમાંનાં પ્રથમ બે પ્રકરણોમાં અનુક્રમે જીવનચરિત્ર અને આત્મચરિત્રના સાહિત્ય પ્રકારની ચર્ચા છે, જ્યારે પછીનાં પાંચ પ્રકરણોમાં તે બંનેનો ગુજરાતી સાહિત્યમાં થએલો વિકાસ આલેખતાં તે તે પ્રકારની કૃતિઓનો પરિચય આપી એમનું મૂલ્યાંકન કરવાનો લેખકે ઉપક્રમ રાખ્યો છે. આઠમું પ્રકરણ અન્ય ચરિત્રોપકારક સાહિત્યનાં આપણે ત્યાંનાં રેખાચિત્રો, સંસ્મરણો, જીવન-

રેખાઓ, રોજનીશી, ડાયરી અને પત્રસાહિત્ય વગેરેનો નિર્દેશ કરે છે. છેલ્લા 'ઉપસંહાર'વાળા પ્રકરણમાં, આગળનાં પ્રકરણોમાં દર્શાવેલા સવિસ્તર વિકાસનું 'ઝડપી વિહંગાવલોકન' છે.

સ્વરૂપચર્ચાનાં બંને પ્રકરણો લેખકે ધીરજ અને શ્રમપૂર્વક આ વિષયના અભ્યાસ માટે પશ્ચિમના શિષ્ટ ગ્રંથોનું વાચન કરીને એ સ્વરૂપનો અભ્યાસ કર્યો છે એની પ્રતીતિ આપે છે. ચરિત્રની 'લક્ષણબંધી' કરતાં પૃષ્ઠોમાં પશ્ચિમના લેખકોની સ્પષ્ટ છાયા છે અને લેખકે તે દર્શાવી પણ છે. ચરિત્રના પ્રેરક હેતુઓ, તેનો ઇતિહાસ–નવલકથા સાથેનો સંબંધ, એ વિજ્ઞાન કે કલા–વગેરેની ચર્ચા કરી એમણે ચરિત્રનાં લક્ષણો, અને એ જ રીતે દુઃસાધ્ય સાહિત્યપ્રકાર આત્મચરિત્ર વિશે, મુખ્યત્વે ગુજરાતીમાંથી ઉદાહરણો આપી, અત્યંત વિશદતાથી વિચારણા કરી છે. એક છાપ એવી પડે છે કે અન્યોના મતની રજૂઆત જાણે કે અહીં પ્રધાન બની ગઈ છે. લેખક બીજાઓનાં મંતવ્યોનું પરીક્ષણ કરવાનું વલણ દર્શાવતા નથી. એટલે અવતરણોની ઝાડીમાં લેખકે પોતે પાડવા ઇચ્છેલી કેડી વાચકને સ્પષ્ટરૂપે દૃષ્ટિગોચર થતી નથી.

શ્રુતિકાળથી આરંભી અત્યાર સુધીનો ગુજરાતીમાં થયેલો ચરિત્રપ્રકારનો વિકાસ આલેખતાં લેખકે અનેક ગુજરાતી ચરિત્રકૃતિઓને અવલોકી છે અને નીડરતાપૂર્વક અભિપ્રાયો પણ ઉચ્ચાર્યા છે. લેખકે ખૂબ પરિશ્રમ લઈને ચીવટપૂર્વક આ કાર્ય કર્યું છે અને આપણે ત્યાં શુદ્ધ ચરિત્રલેખનની દૃષ્ટિ કેમ નહોતી એનાં કારણોની પણ વિચારણા કરી છે. પ્રત્યેક પ્રકરણનાં ટૂંકાં 'પ્રાસ્તાવિક' અને 'ઉપસંહાર' લેખકના અભ્યાસનાં ઘોતક ઉદાહરણો છે. એ બંને પાસાંને આ પુસ્તકમાં જો વિકસાવવામાં આવ્યાં હોત તો આ અભ્યાસગ્રંથ વિશેષ મૂલ્યવાન બનત. આ પ્રકારનાં પુસ્તકોમાં લેખકવાર કે કૃતિવાર પરિચય આપવાનો ઉપક્રમ હોવાથી ખંડદર્શનની છાપ ઊભી થાય છે. આ પુસ્તક પણ એનાથી બચ્યું નથી. કૃતિઓનો પરિચય લેખકે મોટેભાગે વિવેકપૂર્વક કરાવ્યો છે, અન્યોના એ વિશેના અભિપ્રાયો પણ ટાંક્યા છે અને અંતે નિર્ભીક રીતે પોતાનાં મંતવ્યો પણ આપ્યાં છે. 'ચરિત્રલેખનનો આદર્શ પણ કેટલેક અંશે એ શીખવી જાય તેવો છે' (પૃ. ૧૦૧), 'ચમક વિનાની છતાં રુચિર આત્મકથા' (પૃ. ૨૨૫) જેવા અભિપ્રાયો ને દલીલોના સમર્થનની જરૂર હતી. લેખકે ગ્રીલેખકોની તેમ શૈશવસ્મરણો આલેખતી કૃતિઓના તંતુઓ મેળવ્યા છે, અને એમની ટૂંકી તુલના કરવાનો પણ યત્ન કર્યો છે. પરંતુ એક-એક કૃતિના પરિચય આપતા આ પ્રકારના પુસ્તકમાં એકવિધતાનું વાતાવરણ જામતું હોય છે તે કોઈ બીજી પદ્ધતિનો આશ્રય લઈ નિવારવું રહ્યું. એવી પદ્ધતિ લેખકે લેખકે જુદીજુદી હોઈ શકે. ચરિત્રનાયકને કે નિરૂપણરીતિને કે તુલનાત્મક પદ્ધતિને કેન્દ્રમાં સ્થાપી એનાથી એકવિધતા ટળે કે કેમ એ વિચારવા જેવું છે.

કેટલીક પુનરુક્તિઓ અને મુદ્રણદોષો લેખક સહેલાઈથી ટાળી શક્યા હોત. 'પોતાની ઉંમરના પ્રમાણમાં વધુ ડાહ્યા કલાપીએ' (પૃ. ૪૪) જેવા વાક્યખંડો સુભગ લાગતા નથી; તો 'પદ્યની પ્રસન્નતા' (પૃ. ૨૨) કે 'જીવનચરિત્રને સાહિત્ય બનાવવું હોય તો એને એની કલાકૃતિ બનાવવું ઘટે' (પૃ. ૨૬) જેવી ઉક્તિઓ પણ મઠારી લેવાની જરૂર હતી. આઠમું પ્રકરણ નર્યું રેખાત્મક જ છે અને એમાંયે પત્રસાહિત્ય વિશેના નિર્દેશો ભાગ્યે જ સંતોષપ્રદ કહી શકાય.

ડૉ. ભટ્ટે, આ પુસ્તકમાં, વિશદ સ્વરૂપચર્ચા સાથે આપણી મહત્ત્વની ચરિત્રકૃતિઓનાં વિસ્તૃત અવલોકનો અને ગૌણ કૃતિઓ પરની પોતાની નોંધો આપી છે અને પુસ્તકને શક્ય તેટલું અદ્યતન બનાવ્યું છે. લેખકનાં ચીવટ અને અભ્યાસના ફળરૂપ આ પુસ્તકમાં આ સ્વરૂપની માહિતી પહેલી જ વાર અહીં એક સ્થાને ઉપલબ્ધ થતી હોવાથી વિદ્યાર્થીઓ અને ચરિત્રપ્રકારના અભ્યાસીઓને તે ખૂબ ઉપયોગી થઈ પડશે.

**ચિમનલાલ શિ. ત્રિવેદી**

× × ×

**ગુજરાતનો સાંસ્કૃતિક વારસો.** ડૉ. લેખક: રામચન્દ્ર ના. પંડ્યા. અનડા બુક ડીપો, અમદાવાદ. સને ૧૯૬૬. પૃષ્ઠ ૫+૩૯૨. કિંમત રૂ. ૧૦–૦૦.

ગુજરાતનાં ઇતિહાસ અને સાંસ્કૃતિક વારસાના મહત્ત્વ અંગે નર્મદના સમયથી વિશેષ સભાનતા જોવા મળે છે. એ સભાનતાના ઉત્સાહમાં અનેક વિદ્વાનોએ

ગુજરાતનાં ઇતિહાસ અને સંસ્કૃતિનાં વિવિધ પાસાં અંગે અભ્યાસપૂર્ણ ગ્રંથો લખ્યા છે. આવા ગ્રંથકારોમાં ભગવાનલાલ ઇન્દ્રજી, ગ્રયુનર, દુર્ગાશંકર શાસ્ત્રી, રત્નમણીરાવ જોટે, ડૉ. સાંકળિયા, પ્રો. રસિકલાલ પરીખ, ડૉ. ભોગીલાલ સાંડેસરા અને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી અગ્રસ્થાને વિરાજે છે. આ અને બીજા અનેક લેખકોનાં સંશોધનોનો વિનિયોગ કરતું ડૉ. રામચન્દ્ર પંડ્યાનું આ પુસ્તક ગુજરાતનાં ઇતિહાસ અને સંસ્કૃતિના રસિકો માટે જરૂર ઉપયોગી થશે.

આ પુસ્તક બે ખંડમાં વિભક્ત છે. પૃષ્ઠ ૩ થી ૭૨ સુધીના પ્રથમ ખંડનાં ચાર પ્રકરણોમાં સંસ્કાર, સંસ્કૃતિ અને સભ્યતાનાં વ્યાખ્યા અને વિવેચન, માનવસંસ્કારની વિકાસરેખા, ભારતીય પ્રજાઓનો સંસ્કાર વારસો અને કુસંસ્કારોનું નિરૂપણ છે. પૃષ્ઠ ૭૫ થી ૩૪૪ સુધીના બીજા ખંડનાં સાત પ્રકરણોમાં ગુજરાતમાં પ્રાગાર્ય સંસ્કૃતિ, ગુજરાતમાં પ્રાગૈતિહાસિક આર્યો, અનુમૈત્રકકાળ, ગુજરાતનો સોલંકી વંશ, મુસલમાન યુગ, અર્વાચીન યુગ અને ધર્મજાગૃતિનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ચાર પરિશિષ્ટોમાંથી પહેલા પરિશિષ્ટમાં 'ગુજરાતનાં નગરો', બીજામાં 'ગુજરાતી સમાજ અને કેટલીક વિશિષ્ટ જાતિઓ', ત્રીજામાં કેટલીક રાજપૂત જાતિઓ અને ચોથામાં ગુજરાતમાં વિવિધ ધર્મો અને સંપ્રદાયો વિષે ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે.

આ પુસ્તકને વાચતાં પ્રથમ દૃષ્ટિએ તેના વિષયના વિશાળ વ્યાપનો પરિચય થાય છે. પ્રાગૈતિહાસિક યુગથી માંડીને આજ દિન સુધીના માનવીના વિકાસક્રમને રજૂ કરવાનું લેખકનું ધ્યેય છે. લેખક આ ધ્યેય સિદ્ધ કરી શક્યા છે. પ્રસ્તુત પુસ્તક એમ. એ. કક્ષાના વિદ્યાર્થીઓને ઉપયોગી બનવા માટે લખાયું હોઈ વિષયનો આમૂલાગ્ર પરિચય કરાવવાની લેખકની નેમ છે. પ્રથમ પ્રકરણનાં પંચોતેર પાનાંમાં પ્રાગૈતિહાસિક કાળના સાંસ્કૃતિક પ્રવાહોનું નિરૂપણ વિસ્તારથી કરવામાં આવ્યું છે. એવી જ રીતે પ્રકરણ છ અને સાતમાં ગુજરાતમા અર્વાચીન યુગ અને ધાર્મિક નવજાગૃતિનો હૃદ્ય પરિચય મળે છે. ગુજરાતનાં નગરો વિષે પહેલા પરિશિષ્ટમાં ઘણી ઉપયોગી માહિતી એકત્ર કરવામાં આવી છે. પુસ્તકની ગુણવત્તા વધારવામાં આવાં પરિશિષ્ટો સારો ફાળો આપી શક્યાં છે.

પૃષ્ઠ ૧૫ થી ૩૪માં માનવસંસ્કારની વિકાસરેખાના નિરૂપણમાં માનવના વિકાસનાં સામાન્ય તબક્કા અને તે દરમિયાન પ્રવહમાન બનેલ સંસ્કૃતિપ્રવાહોને જાણવાની અપેક્ષા વાચકને હોય. તેમાં પણ ગુજરાતના સંદર્ભમાં આ નિરૂપણ થયું હોત તો પુસ્તકના મુખ્ય વિષયને વધારે વૈશદ્ય પ્રાપ્ત થાત. ગ્રયુનર કે ડૉ. સાંકળિયાના ગ્રંથો આ બાબતમાં ઉપયોગી બને તેમ છે. પરિશિષ્ટ ચોથામાં ગુજરાતના ધર્મો વિષેની માહિતીમાં બૌદ્ધ અને જૈન ધર્મોનો ઉલ્લેખ શરતચૂકથી રહી ગયો હશે એમ માનવું રહ્યું. ઈસુની પૂર્વે બીજી સદીથી માંડીને સોલંકી યુગના અંત સુધી એક સરખો વિકાસ પામેલ સ્થાપત્ય પણ વધારે સૂક્ષ્મ અને વિસ્તૃત ઉલ્લેખનું અધિકારી હતું, પરંતુ સ્થાપત્યનું નિરૂપણ અલ્પ અને અક્રમ છે. પ્રથમ ખંડના પહેલા પ્રકરણના કાંઇક અંશે બિનજરૂરી પ્રસ્તારને દૂર કરીને આવી કેટલીક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકાઈ હોત.

ગુજરાત યુનિવર્સિટીએ માતૃભાષાના માધ્યમ દ્વારા અભ્યાસસંશોધનનાં વિવિધ ક્ષેત્રોમાં ગ્રંથરચનાની પ્રેરણા આપી છે તેથી ડૉ. પંડ્યા જેવા અભ્યાસનિષ્ઠ લેખકોની જવાબદારી ઘણી વધી ગઈ છે. આવા લેખકોએ ગંભીર વિષયોનાં અધ્યયન–પરિશીલન માટે રસવૃત્તિ જાગ્રત કરવાની જવાબદારી લેવી ઘટે; અમુક કક્ષાના વાચક વર્ગ માટે લખીએ છીએ એવી શરમાળ વૃત્તિ ધારણ કરવાને બદલે તેમણે પ્રતિપાદ્ય વિષયનાં યથાર્થ અને શાસ્ત્રીય નિરૂપણનો આદર્શ રાખવો પડશે અને તેના અનુલક્ષમાં પ્રકાશકોની ઇચ્છા અને અર્થદૃષ્ટિને તાબે થવાને બદલે પુસ્તકની ગુણવત્તા વધારનારાં બધા ઉપાયો લેવા માટે આગ્રહ રાખવો પડશે. ડૉ. પંડ્યા આ બધું સહજભાવે કરી શકે તેમ છે. આ પુસ્તકમાં કેટલેક સ્થળે આવું બન્યું નથી. ગ્રંથાન્તરોનાં અવતરણો, તેમના અનુવાદ તથા વિવરણ સેળભેળ થઈ ગયાં છે. એમ. એ. કક્ષાના વિદ્યાર્થીઓ માટેના આ ગ્રંથમાં સંસ્કૃત અવતરણો દેવનાગરીમાં જ અને પદ્યલેખનની રીતે લખાય તે ઈષ્ટ અને આવશ્યક છે. સંશોધનલક્ષી લેખકે આ બાબતમાં કશી બાંધછોડ કરવી જોઈતી ન હતી.

ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ અંગેનાં અલ્પ સંખ્યાનાં પુસ્તકોમાં આ ગ્રંથ ગણનાપાત્ર ઉમેરો કરે

તે માટે, એમાંની ભરપટ્ટે પડેલી કાચી સામગ્રીની, બીજી આવૃત્તિ વખતે, વ્યવસ્થા થાય, ભાવ અને અર્થને સ્વસ્થ રીતે અનુસરવાનો આદર્શ લેખકની શૈલી અપનાવે, થોડો વધારે ખર્ચ કરવાનું પ્રકાશકને સમજાવીને સ્થાપત્યો, સિક્કાઓ, લિપિ, તામ્રપત્રો, અભિલેખો વગેરેની યથોચિત ફોટોપ્લેટ્સ મૂકવામાં આવે અને કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથની શ્રી જેને અધીન છે તે વિષયસૂચી(Index)થી આ પુસ્તકને સુમંડિત કરવામાં આવે તો તેનો ગુણસંનિપાત મોટો થતો જશે એમ ચોક્કસપણે કહી શકાય.

**જયદેવ મો. શુક્લ**

× × ×

**તત્ત્વવિજ્ઞાન.** લેખકઃ શ્રી. એમ. કે. ભટ્ટ. પ્રકાશકઃ અનડા બુક ડીપો, અમદાવાદ-૧. પૃ. ૩૨૪, કિં. રૂ. ૧૦.

ગુજરાતી ભાષામાં પશ્ચિમનાં તત્ત્વજ્ઞાનને વ્યાપક પ્રમાણમાં ઉતારવાનું કાર્ય બહુ લાંબે ગાળે શક્ય બનશે તેમ છતાં પ્રો. ભટ્ટનું **'તત્ત્વવિજ્ઞાન'** એ દિશામાં એક સારી શરૂઆત છે. પ્રો. ભટ્ટે માત્ર અભ્યાસક્રમની મર્યાદાઓ લક્ષમાં રાખીને પુસ્તકનું આયોજન નથી કર્યું તે સ્પષ્ટ જણાય છે. પુસ્તકની સંદર્ભ સૂચિમાં ૧૦૮ જુદા જુદા લેખકોનો ઉલ્લેખ છે. લેખકે જુદા જુદા વિરોધી મંતવ્યોને પણ નિખાલસતાથી રજૂ કર્યાં છે અને બૌદ્ધિક પ્રમાણિકતાનો આ પુરાવો છે. વિવિધ સિદ્ધાંતોને નિષ્પક્ષ રીતે રજૂ કરવામાં લેખક સફળ થયા છે. જોકે આદર્શવાદ વિષેનાં તેમનાં લખાણમાં નીચેનું વાક્ય ધ્યાન દોરે તેવું છે.

"આવો આદર્શવાદ જટિલ અને અતિમાત્રાનો છે, તે **ભવ્ય અને દિવ્ય** પણ છે! પ્લેટોની જેમ સ્વર્ગમાં ઊર્ધ્વગમન કરાવીને ત્યાં આપણું રહેઠાણ બતાવે છે." (પાનું ૧૩૫)

કેટલેક સ્થળે લેખક, સિદ્ધાંતોની તરફેણ કે વિરુદ્ધની દલીલોનું મૂલ્યાંકન કર્યા પછી અનિર્ણાયક હોય તેવું જણાય છે.

દા. ત., આદર્શવાદી દલીલની ટીકામાં તેઓ જણાવે છેઃ "આ દલીલ સૂક્ષ્મ અને મજબૂત છે. છતાં માનસથી પર એવું સ્વતંત્ર અસ્તિત્વ તદ્દન મિટાવી શકાય નહીં." (પાનું ૧૩૦)

વાસ્તવવાદની દલીલ વિષે પણ સંદિગ્ધતા છે.

"ભૌતિક વસ્તુઓનું પરલક્ષી અને માનસથી સ્વતંત્ર એવું અસ્તિત્વ છે. આ માન્યતામાં તેઓ પ્રયોગદ્વારા સાચા પડયા નથી તેમ તદ્દન કોઈ કહી શકે તેમ નથી." (પાનું ૧૩૦)

આ પુસ્તકમાં આધુનિક ભૌતિકવિજ્ઞાન વિષે કેટલોક ઉલ્લેખ છે (૧૧૨-૧૧૩, ૧૧૯-૧૨૧). લેખકે આ બાબતોને સરળતાથી રજૂ કરી છે તેમ છતાં અમુક કક્ષાના વિદ્યાર્થીઓને આ બાબતો સમજવી મુશ્કેલ પડશે તેમ જણાય છે.

આ પુસ્તકના પાંચ વિભાગમાં બીજો, ત્રીજો અને ચોથો વિભાગ વિષયની દૃષ્ટિએ ઘણો કઠિન છે તે દૃષ્ટિએ આ સમસ્યાઓનું હાર્દ રજૂ કરવામાં લેખકને ઘણી સફળતા મળી છે. જો કે, કેટલેક સ્થળે વાક્યરચના જટિલ બની જાય છે. દા. ત., વ્યવહારવાદ, બહુતત્ત્વવાદી અને ઐચ્છિકતાવાદી છે. તેનું વલણ અનિયતિવાદી, નામવાદી, અને ઉપયોગિતાવાદી છે. તે ઉત્ક્રાંતિવાદી અને કુદરતીવાદી છે." (પાનું ૯૩) ...... "એક જ પરિમાણવાળી બાબતનું પ્રત્યક્ષીકરણ કરવામાં પણ આપણે સ્થળનું પ્રત્યક્ષીકરણ જગ્યાના ગુણ, દિશા સિવાય લંબાઈનું પ્રત્યક્ષીકરણ માત્ર કરી શકતા નથી." (પાનું ૨૦૫)

પારિભાષિક શબ્દોની સમજૂતી પુસ્તકની શરૂઆતમાં જ આપી છે તે યોગ્ય છે. પરંતુ પ્રકરણ ૯, ૧૦, ૧૧, ૧૨ માં 'સત્ય' શબ્દનો Reality માટે ઉપયોગ કર્યો છે. હકીકતમાં 'સત્‌તત્ત્વ' એ શબ્દ લેખકે આવા જ સંદર્ભમાં બીજે વાપર્યો છે. પ્રકરણ ૬ અને ૭ માં 'સત્ય'નો 'Truth' એવો અર્થ અભિપ્રેત છે. 'Reality' માટે બીજો શબ્દ પ્રયોજી શકાયો હોત.

આ પુસ્તકનું પ્રકાશન બધી દૃષ્ટિએ આવકારપાત્ર છે. તત્ત્વજ્ઞાનનાં વિદ્યાર્થીઓ અને અધ્યાપકોની બૌદ્ધિક જરૂરિયાત તે પૂરી પાડે છે.

**મધુસૂદન બક્ષી**

× × ×

# કુટુંબ



## સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ [illegible] માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

મા. સં. ગુ. રા. ૬૫.

વર્ષ ૬ · અંક ૭ · ફેબ્રુઆરી · ૧૯૬૭

# અભ્યાસ

## વિચાર અને વિવેચનનું સામયિક

૬૭

निष्ठया संभृता नित्यं स्वाध્યાयश्रीविवर्धताम् ।



**દાદાસાહેબ માવળંકર વિશેષાંક**

"કેટલાંક વર્ષોના મ્યુનિસિપલ વહીવટમાં તેમજ અન્યત્ર જાહેર જીવનમાં મળેલા અનુભવોથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે જો આ દેશની સર્વાંગી પ્રગતિ સાધવી હોય અને મહાત્મા ગાંધીજીની કલ્પના મુજબ સમાજરચના કરવી હોય તો પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન (જેમાં હું પૂર્વ-પ્રાથમિક યા બુનિયાદી તાલીમનો પણ સમાવેશ કરું છું) આપણે પ્રથમ હાથ ધરવો જોઇએ. પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન એટલે કેવળ મકાનો કે સાધનોનો પ્રશ્ન નહિ પણ મુખ્યત્વે સારા શિક્ષકો મેળવવાનો પ્રશ્ન. સમાજમાં વિધવિધ પ્રકારનાં કામો માટે જેની જેની જરૂર છે તે બધાં માનવતાના પાયા ઉપર જો એકત્ર આવી શકે તો જ સમાજમાં શાંતિ રહે અને સમાજની પ્રગતિ સાધી શકાય. એ દષ્ટિએ નવરચનાના કાર્યમાં કેળવણીના આયોજનનું કાર્ય સૌથી શ્રેષ્ઠ છે અને તેને આપણા પ્રયત્નોમાં અગ્રસ્થાન મળવું જોઈએ એ વિષે મને શંકા નથી. કમનસીબે કેળવણીનું આ મહત્ત્વ આપણે સામુદાયિક રીતે હજી જોઈ શક્યા નથી એવું મને ભાસે છે.

પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન એટલે સારા શિક્ષકો મેળવવાનો પ્રશ્ન, એ સત્ય જો સૌને સ્વીકાર્ય થાય તો શિક્ષક અને સરકાર કે સ્થાનિક સંસ્થાઓ વચ્ચેનો સંબંધ પરસ્પર પ્રેમ અને આદરનો હોય. તે સંબંધ શેઠ અને નોકર જેવો ના હોય કે ના લેખાય. તે સંબંધનો પાયો જીવનના ઉચ્ચ આદર્શો ઉપર હોય, નહિ કે કેવળ આર્થિક તંત્ર ઉપર. જેના હાથમાં ભવિષ્યની પ્રજાનું ઘડતર મૂકવાનું તે માણસ ચારિત્ર્યશીલ હોય, ભાવનાશીલ હોય, જ્ઞાનવાન હોય, અને એ પ્રકારના વિશિષ્ટ ગુણો એનામાં ખીલી શકે અને રહી શકે તે માટેની પૂરતી આર્થિક વ્યવસ્થા પણ હોય."

ગણેશ વાસુદેવ માવળંકર

[શ્રી પ્રાણલાલ કિરપારામ દેસાઈ સન્માન ગ્રંથ'ના ઉપોદ્દ્ઘાતમાંથી. સને ૧૯૪૮. પૃ. ૮-૯]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

અનુક્રમ


ભારતીય સંસ્કૃતિની વિશેષતા ૨૫૯
ગણેશ વાસુદેવ માવળંકર

દાદાસાહેબ માવળંકર: કેટલાંક સ્મરણો ૨૬૧
નર્મદાશંકર જે. ત્રિવેદી

પાર્લમેન્ટરી પ્રણાલિકાઓના નિર્માતા ૨૬૮
આર. કે. નેહરુ

ચારિત્ર્યશીલ અને પ્રતાપી વ્યક્તિત્વ ૨૬૯
યશોધર નર્મદાશંકર મહેતા

'માનવતાનાં ઝરણાં'ના સર્જક ૨૭૦
પુષ્કર ચંદરવાકર

દાદાસાહેબના ત્રણ મુખ્ય ગુણો ૨૭૪
ગજાનન રામચંદ્ર તળવલકર

સન્નિષ્ઠ લોકસેવક અને ઉત્સાહી રાષ્ટ્રભક્ત ૨૭૫
યશવંતરાવ બી. ચવ્હાણ

પ્રભાવક અને સમતોલ સ્પીકર ૨૭૬
હરિ વિષ્ણુ કામત

દાદાસાહેબનું સ્પષ્ટ ચિત્તત્ર ૨૭૭
પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

મૃતકપૂજા અને વિભૂતિપૂજા: કેટલાંક દૂષણો ૨૮૦
જશવંત શેખડીવાળા

શ્રી રામકૃષ્ણનું જીવન: તેના અભ્યાસની આવશ્યકતા ૨૮૯
ગણેશ વાસુદેવ માવળંકર

ધોંડો કેશવ કર્વે ૨૯૧
ગણેશ વાસુદેવ માવળંકર

બીમારીના બિછાનેથી ૨૯૩
ગણેશ વાસુદેવ માવળંકર

કુલદીપ ૨૯૪
ધોંડુભાઈ શેવડે

રહસ્યવાદ: પૂર્વનો અને પાશ્ચિમનો ૨૯૫
જયંતીલાલ આચાર્ય

વેદ-દધીચિ સાતવળેકરજી: કેટલાક જીવનપ્રસંગો ૩૦૦
વિ. સ. વણીકર

દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૫૫ ૩૦૨
પાદટીપો ૩૧૨

કઠોપનિષદનું રહસ્ય ૩૧૭
એ. ...

ચૂંટણી સાધન
પુરુષો...

ખેડા ...
જ...

ચુને હુએ શેર
અકબર


સંપાદક, મુદ્રક ...
મુદ્રક ...

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ-થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ તે અંક આપવામાં આવે છે.



માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકર
**સ્વતંત્ર ભારતની પાર્લમેન્ટના પ્રથમ સ્પીકર**



નવી દિલ્હીમાં સ્પીકરના ખંડમાં કાર્યમગ્ન શ્રી દાદાસાહેબ માવળંકર

[ફોટો: ડૉ. વિષ્ણુ ગ. માવળંકર] [પ્ર. ૧૫૫૨]



विद्या विभातु हृदये नवसर्जनाय



## भारतीय संस्कृतिनी विशेषता

દુનિયામાં જે કાંઈ સંસ્કૃતિઓ અસ્તિત્વમાં આવી છે તેમાં ભારતની સંસ્કૃતિ સહુથી પ્રાચીન છે. ચીનની સંસ્કૃતિ પણ એના કરતાં થોડીક જ ઓછી પ્રાચીન હશે. મિસર, ગ્રીક અને રોમ ઇત્યાદિ જે સંસ્કૃતિઓ ઈ. સ. પૂર્વે અસ્તિત્વમાં આવી એ પૈકીની કોઈ પણ આજે મોજૂદ નથી. ભારતની જ સંસ્કૃતિ આટલા સમયથી, અને ભારતમાં તથા વિશ્વમાં અનેક ક્રાંતિઓ થવા છતાં, મૂળ સ્વરૂપમાં ટકી રહી છે; એટલું જ નહિ, આજે પણ એ સંસ્કૃતિ આપણને પ્રાણ અને સ્ફૂર્તિ આપતી રહી છે. આ સંસ્કૃતિનો એવો કયો આધાર છે કે જેને કારણે તે હજારો વર્ષોથી પ્રાણવાન રહી છે અને જેને કારણે આપણે ભવિષ્યમાં પણ તે અમર રહેવા વિશે આશા રાખી શકીએ છીએ?

ભારતીય સંસ્કૃતિ અગર સભ્યતાની વિશેષતા એ છે કે એના પાયામાં સમગ્ર મનુષ્યજીવનનો ખ્યાલ રહેલો છે. જન્મથી મૃત્યુ સુધીના જીવનનો વિચાર તો એમાં પ્રતિબિંબિત થએલો જ છે, પરંતુ એમાં જીવન-વિષયક એક જુદો જ દૃષ્ટિકોણ પ્રતિપાદિત કરવામાં આવ્યો છે. લોકો સામાન્યપણે એમ સમજે છે કે મનુષ્યનું જીવન માનવદેહના જન્મથી જ શરૂ થાય છે તથા દેહનો અંત આવતાંની સાથે જ તેનો પણ અંત આવે છે. દેખીતી રીતે તો આમ જ લાગે છે, પરંતુ વિચારવા જેવી વાત છે કે, 'શું હકીકતમાં માનવનું જીવન શરીરના જીવન સુધી જ સીમિત છે કે પછી એનાથી કંઈક વિશેષ છે?' વિશ્વમાં, આપણે સામાન્ય-પણે જોઈએ છીએ કે કેટલીક વ્યક્તિઓ એમના જીવનની શરૂઆતથી જ એટલી ઉચ્ચ દરજ્જાની માલૂમ પડે છે, કે એમની મહત્તા એમની પરિસ્થિતિઓનું જ પરિણામ છે એવી દલીલથી મનને સંતોષ થતો નથી. આપણા પૂજનીય સાધુસંતોનાં જીવન જોતાં એમ જ પ્રતીતિ થાય છે કે એમનામાં એમના વર્તમાન જન્મ જ પૂર્વેના સંસ્કાર હોવા જોઈએ. જુદી જુદી પરિસ્થિતિઓમાં, અલગ અલગ પ્રાંતોમાં અને વિવિધ જાતિઓમાં એમનો જન્મ તથા ઉછેર થવા છતાં પણ એમની આધ્યાત્મિક ઉન્નતિ મોટે ભાગે એક જ પ્રકારની માલૂમ પડે છે! તો પછી એવું કેવી રીતે માની શકાય કે એમના જીવનનો પ્રારંભ એમના દેહના જન્મની સાથે જ શરૂ થયો છે? 'જીવનનો અંત દેહના અંતની સાથે જ થાય છે કે નહિ?' એ વિષય પર ઊંડાણથી ખોજ કર્યા બાદ આપણા તત્ત્વજ્ઞો એવા જ નિર્ણય પર આવ્યા કે મનુષ્યજીવન દેહના જીવન કરતાં કંઈ કેટલુંયે વિસ્તૃત હોય છે. એનો આરંભ શરીરના જન્મ પૂર્વે થએલો છે અને શરીરના અંતથી એનો અંત આવતો નથી. આ જ કારણથી એ તત્ત્વજ્ઞોએ પૂર્વજન્મ અને પુનર્જન્મના વિચારને અપનાવ્યો છે અને ભારતીય સંસ્કૃતિ પર આ વિચારની ઊંડી અસર પડેલી છે.

સમગ્ર જીવનનો વિચાર કરતાં આપણા તત્ત્વજ્ઞોએ કેવળ અખિલ વિશ્વનો નહિ, પણ ભૂત, વર્તમાન અને ભવિષ્ય એમ ત્રણે કાળનો વિચાર પણ કર્યો તથા એમ પણ સ્વીકાર્યું કે દરેક વ્યક્તિ—સ્ત્રી, પુરુષ અને બાળક—પરબ્રહ્મનો, ઈશ્વરનો અંશ છે. દેહને પિંડ અને વિશ્વને બ્રહ્માંડ કહીને એમણે એવો નિર્ણય કર્યો કે, 'પિંડ અને બ્રહ્માંડ બન્નેમાં સમાનતા છે.' જે પિંડમાં છે તે જ બ્રહ્માંડમાં છે, અને જે બ્રહ્માંડમાં છે તે જ

ત્યારે ત્યાં રહેવા માટે આવશ્યક એવો ખર્ચ થાય તેને પહોંચી વળવા પૂરતો-જ તેઓ સ્પીકર તરીકે પગાર લેતા. તેઓ સ્પીકર ચૂંટાયા પછી થોડા જ સમયમાં તેમણે સરદારશ્રી વલ્લભભાઈ પાસે દરખાસ્ત મૂકી કે, "હું મારા પગારમાં સ્વેચ્છાએ કાપ મૂકવા ઇચ્છું છું." સ્પીકર આવો કાપ મૂકે તેથી પ્રધાનમંડળમાં કેટલાકને સંકોચ થાય તેથી સરદારશ્રીએ તેમને થોડો સમય થોભી જવા કહેલું. સરદારશ્રી હતા ત્યાં સુધી મહત્ત્વની બાબતોમાં તેમની સલાહ તેઓ હંમેશાં પૂછતા. સરદારના અવસાન પછી દાદાસાહેબે પોતાના પગારમાં સારો એવો કાપ મૂકયો હતો. મારા અંદાજ મુજબ તેમણે પોતાના દિલ્હી ખાતેના વસવાટ દરમ્યાન આશરે એક લાખ જેટલી આવક આ રીતે જતી કરી હતી.

× × ×

તેઓ બનતાં સુધી તેમની સમક્ષ આવતા પ્રશ્નો અંગે સમાધાન ભર્યું વલણ અપનાવતા. અફર ગણાય (irrevocable) એવું વલણ બનતાં સુધી આપણે ન અપનાવવું, એમ તેઓ હમેશાં કહેતા. છતાં કોઈ પ્રશ્ન તેમની દૃષ્ટિમાં સિદ્ધાંતરૂપે આવી વસ્યો હોય ત્યારે તેને વિશે તેઓ એટલા જ અડગ રહેતા. આ બન્ને પ્રકારનાં દૃષ્ટાંતો તેમના જીવનમાં મેં જોયાં છે. એક પ્રસંગ ૧૯૪૭ની સાલનો હવે કહેવાને હરકત નથી. તે પ્રશ્ન સાથે સંકળાએલા મોટેરાઓ પૈકી અત્યારે કોઈ જ હયાત નથી.

૧૯૪૭ના જુલાઈ–ઑગસ્ટના અરસામાં બ્રિટિશ હકૂમત વખતની વડી ધારાસભા બરખાસ્ત થઈ. દાદાસાહેબ તેના પ્રમુખ હતા. તે પછી નવું બંધારણ ઘડવા માટે કૉન્સ્ટિટ્યુઅન્ટ ઍસેમ્બ્લી અસ્તિત્વમાં આવી. તેના પ્રમુખ ડૉ. રાજેન્દ્રબાબુ હતા. નવું બંધારણ ઘડાય તે દરમ્યાન વચગાળાના સમય માટે રોજેરોજના વહીવટ અંગે ધારાધોરણો ઘડવા સારુ ધારાસભા નવી ન ચૂંટતાં બંધારણસભાને જ એ કામ સોંપાયું હતું. પણ તેના પ્રમુખસ્થાને બે જુદી જાતનાં કામો માટે બે જુદી વ્યક્તિઓ રાખવાનું ઠરાવેલું. એ સભા બંધારણ ઘડવા બેસે ત્યારે પ્રમુખસ્થાને ડૉ. રાજેન્દ્રબાબુ બેસે, અને વહીવટી કાયદા ઘડવા બેસે ત્યારે તેના પ્રમુખસ્થાને સ્પીકર તરીકે બેસવા શ્રી. દાદાસાહેબને ચૂંટવામાં આવ્યા હતા. તેઓ નવેમ્બર ૧૯૪૭માં સ્પીકર ચૂંટાયા પછી એક બે દિવસમાં જ એક ગંભીર ગડાગાંઠ ઊભી થઈ. પ્રમુખસ્થાને સ્પીકર બેસે તેમનું કામ સભાગૃહમાં પાંચ કલાક ખુરસીમાં બેસીને માત્ર સભાસંચાલન કરવાનું, કે તેના સેક્રેટરીએટના સમસ્ત કામકાજ ઉપર સભાના સમય બહાર પણ વહીવટી અંકુશ રાખવાનો કે નહીં? આ પ્રશ્ન બન્ને પ્રમુખો સમક્ષ આવીને ઊભો રહ્યો. વહીવટ ઉપર જો સ્પીકરનો અંકુશ ન હોય તો સભામાં પુછાવાના પ્રશ્નો, રજૂ કરવાનાં બિલ્સ અને ઠરાવો, સભા મુલતવી રાખવાની અગાઉથી સ્વીકારવાની દરખાસ્તો, તેમજ નાનીમોટી અનેક વહીવટી બાબતોનો રોજેરોજ નિકાલ કોણ કરે? શ્રી દાદાસાહેબે કહ્યું કે જો તેમની પાસે આ બાબતમાં કાંઈ પણ અધિકાર ન હોય તો ફક્ત પાંચ છ કલાક ખુરસીમાં બેસવા માટેની તેમની તૈયારી નહોતી. બીજી બાજુએ ડૉ. રાજેન્દ્રબાબુને લાગતું હતું કે બંધારણસભાના પ્રમુખ તેઓ હોવાથી તેના સેક્રેટરીએટના તમામ કામકાજ ઉપર તેમનો જ અંકુશ હોવો જોઈએ. અગાઉથી આ બાબત અંગે કાંઈ પણ ચોખવટ થએલી નહિ; દાદાસાહેબે સ્પીકરપદનું રાજીનામું લખ્યું અને સરદારશ્રીને જોવા મોકલ્યું. પંડિત જવાહરલાલજી પાસે વાત ગઈ, અને ત્યાંથી ગાંધીજી પાસે પ્રશ્ન ઉકેલ માટે આવ્યો. બેત્રણ દિવસની મસલતો પછી દાદાસાહેબે સૂચવેલો તે જ નિર્ણય કરવામાં આવ્યો કે બે સભાનાં સેક્રેટરીએટ અને તેનાં બજેટ બન્ને તદ્દન જુદાં કરવાં; એક ઉપર અંકુશ ડૉ. રાજેન્દ્રબાબુનો, બીજા ઉપર સ્પીકર તરીકે દાદાસાહેબનો. બન્ને સભા માટે સભ્યો એકના એક જ. અમુક મહિના બંધારણસભા તરીકે તેઓ બેસે, અને બાકીના મહિના તેઓ ધારાસભા તરીકે બેસે. આ પ્રમાણે વ્યવસ્થા ૧૯૫૦ના પહેલા પ્રજાસત્તાક દિવસ સુધી ચાલી. પછી ડૉ. રાજેન્દ્રબાબુ પહેલા રાષ્ટ્રપતિ નીમાયા, અને દાદાસાહેબ ફરીથી સ્પીકર તરીકે ચૂંટાયા. ઉપરની મડાગાંઠ અંગે પંડિતજીએ દાદાસાહેબને એક પત્ર લખ્યો હતો કે જે કાંઈ થયું તેમાં દૂરંદેશીપણાની ખામી (want of foresight) ચોખ્ખી હતી. જુદા પ્રમુખનો વિચાર થયો તે વખતે આવી મુશ્કેલી વહીવટ અંગે ઊભી થાય જ એનો વિચાર થયો નહોતો, તે માટે તેમણે પોતાની દિલગીરી વ્યક્ત

કરી હતી. આ પ્રસંગે દાદાસાહેબની અસાધારણ અડગતા સહુને જોવા મળી હતી. એમાં સ્પીકરના સ્થાનની જવાબદારીઓનો સિદ્ધાંત સમાએલો હતો.

બન્ને પ્રમુખો વિશે એમ કહી શકાય કે તેમણે પાછળથી તેમના અંગત સંબંધોમાં કાંઈ જ કડવાશ આવવા દીધી નહોતી, અને એકબીજાને પૂર્ણ આદર-ભાવથી તેઓ જોતા. ડૉ. રાજેન્દ્રબાબુ, દાદાસાહેબની કોઈ મહત્ત્વની કાયદાકાનૂનની બાબતો અંગે સલાહ નિઃસંકોચ પૂછતા એવું જોવા મળ્યું હતું. પંડિતજીને તો એવા પ્રસંગો પાર્લામેન્ટના કામકાજ અંગે અવારનવાર આવ્યા જ કરતા. દાદાસાહેબની દૃષ્ટિ આવી બાબતોમાં વ્યવહારુ નીવડતી. એક જ દાખલો નોંધું. એક સભ્ય —જે અત્યારે પણ પાર્લામેન્ટમાં ચાલુ છે—એક પ્રધાન-ની પાછળ આદુ ખાઇને પડેલા. પ્રધાનનાં કાંઈ ને કાંઈ છીંડાં શોધવાની જ તેમની દૃષ્ટિ. પ્રધાને પંડિતજીને રક્ષણ માટે અપીલ કરી. પંડિતજીએ દાદાસાહેબની સલાહ પૂછી, કારણ પોતે વડા પ્રધાન અને પેલા ભાઇ પાર્લામેન્ટના સભ્ય. દાદાસાહેબે સલાહ આપી કે લોક-શાહીમાં આવું તો ચાલ્યા જ કરવાનું, અને તેથી કોઈ-એ મગજનું સમતોલપણું ગુમાવવું ન જોઇએ. કોઈ હાઉવ ઉછાળે તેને વધારે પડતું મહત્ત્વ ન આપવું. મહત્ત્વ આપવાથી સભ્યને ખોટી પ્રતિષ્ઠા મળે છે. પ્રધાનો સભાગૃહમાં પ્રશ્નોના મુદ્દાસર જવાબ આપે એટલે તેમની ફરજ પૂરી થઈ. દાદાસાહેબ એ દૃષ્ટિએ પ્રધાનોને સભ્યોના બિનજવાબદાર લાગતા વર્તનની સામે ગૃહમાં પુરતું રક્ષણ આપતા, અને અજુગતા પ્રશ્નો પૂછવા દેતા જ નહિ.

× × ×

ગુજરાત યુનિવર્સિટીના પહેલા વાઇસ ચાન્સેલરની નિમણૂંક અંગે જાતજાતની વાતો અત્યાર અગાઉ પ્રચલિત થએલી છે. તેમાં એક મુદ્દાની હકીકત ખાસ કોઈની જાણમાં નથી, તે અહીં નોંધવાનું યોગ્ય માનું છું. યુનિવર્સિટીની સ્થાપના અંગેની પૂર્વ તૈયારીઓ, જેવી કે જમીનો વસાવવી, નાણાં એકઠાં કરવાં વગેરે કરનાર ભાઈઓ પૈકી દાદાસાહેબ એક અગ્રણી પ્રણેતા હતા. તેમની નિમણૂંક પ્રથમ વાઇસ ચાન્સેલર તરીકે થશે એમ લગભગ નિશ્ચિત માનવામાં આવતું હતું. જો તેમને એ પદ આપવામાં આવ્યું હોત તો તેમણે એનો સ્વીકાર કરવાની માનસિક તૈયારી રાખી હતી. પણ એ પ્રકરણ કોઈક કારણસર ચગડોળે ચડી ગયું હતું. દરમ્યાન, એ પદ સ્વીકારવાનું કહેણ આવે તો તે સ્વીકારવું સ્પીકરને માટે યોગ્ય થાય કે કેમ એ વિશે તેમના મનમાં ગડમથલ ચાલ્યા કરતી હતી. છેવટે તેમણે દિલ્હી ખાતેના મોટેરાઓની સલાહ મેળવવા પંડિતજીને પત્ર લખ્યો. તેમનો જવાબ આવ્યો કે શ્રી. રાજાજી સાથે મસલત કરીને તેઓ જવાબ લખશે. થોડા દિવસ જવાબ ન આવ્યો તેથી ફરીથી દાદાસાહેબે પંડિતજીને સ્મૃતિપત્ર લખ્યો. તે પછી ટૂંક સમયમાં જ જવાબ આવ્યો કે રાજાજીની સલાહ પદ ન સ્વીકારવું એવી મળી છે. કારણ જે પદ આપવાનો અધિકાર પ્રાંતિક સરકારોના હાથમાં હોય તેવું પદ (office in the gift of provincial goverments) દેશના સ્પીકર સ્વીકારે એમાં એમની શોભા નથી. આ સલાહ મળ્યા પછી એ પદ માટે કહેણ આવ્યું હોત તો ના પાડવાની જ હતી. પણ કહેણ આવ્યું નહિ અને ના પાડવાનો પ્રશ્ન રહ્યો નહિ.

× × ×

વર્તમાનપત્રો વગેરેમાં થતી પોતાની ટીકાઓ અંગે દાદાસાહેબની કાર્યપદ્ધતિ મક્કમ હતી. એવી ટીકાઓ-માં કોઈ તથ્ય જણાય તો તેઓ સુધારો કરી લેતા, પણ ટીકાઓ પાયા વગરની હોય તો તેની દરકાર બિલકુલ કરતા નહિ. છાપાંની ટીકાનો જવાબ આપ-વામાં છાપાંને ખોટું મહત્ત્વ મળે છે એવું તેઓ માનતા. છપાએલી ટીકાનું જીવન થોડા કલાક કે કવચિત્ થોડા દિવસ જેટલું જ હોય છે. મૌન રાખો તો તે કાળક્રમે ભુલાઈ જવાનું, પણ જો જવાબ અપાય તો તેને નવું જીવનદાન મળી જાય છે. દશ વર્ષ દરમ્યાન ફક્ત એક જ ટીકાનો જવાબ તેમને હાથે અપાએલો મેં જોયો હતો, અને તે પણ સદ્ગત સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસના આગ્રહને લીધે. કસ્તુરબા સ્મારક ટ્રસ્ટના—જેના દાદા-સાહેબ પ્રમુખ હતા—અને સર પુરુષોત્તમદાસ એક અગ્રગણ્ય ટ્રસ્ટી હતા—કામકાજ અંગે મુંબાઈના એક અઠવાડિક પત્રે કાંઈ અજુગતી ટીકાઓ કરી હતી. સર પુરુષોત્તમદાસે આનો જવાબ આપવા દાદાસાહેબને

કારણ મારી આખી જિંદગીની પ્રતિષ્ઠા તેની સ્વચ્છતા ઉપર નિર્ભર છે.

× × ×

જેવું નાણાંનું તેવું જ લખાણોનું. નાનામાં નાના પત્ર કે લેખથી માંડીને કીમતીમાં કીમતી દસ્તાવેજો સુધીના કોઈ પણ લખાણોમાં તેમની ચોકસાઈ અને ચીવટનાં દર્શન થતાં. તેમના મુસદ્દાઓમાં કોઇએ ફેરફાર કર્યાનું ભાગ્યે જ જોવા મળતું. કવચિત્ લખાણની ભાષામાં શાબ્દિક ફેરફાર કોઈ સૂચવે એવું બને, પણ લખાણની મતલબમાં કદી નહીં. મુસદ્દો ઝીણામાં ઝીણી વિગતોમાં સંપૂર્ણ જ હોય. સાહિત્યિક લેખકોમાં તેમની ગણતરી ભલે ન થાય, છતા પોતાનાં જાહેર જીવનનાં સ્મરણોનાં તેમણે ત્રણ ચાર પુસ્તકો લખ્યાં છે, તેની ઊંડી છાપ વાચકો ઉપર પડેલી જાણવામાં છે. તેમનું અવસાન છેલ્લી માંદગીમાં થયું ન હોત તો સરદારશ્રી અંગેનાં પોતાનાં સ્મરણોનું એક સુંદર પુસ્તક તેમની પાસેથી મળત, જે ગુજરાતના લગભગ ચાર દાયકાના ઇતિહાસ જેવું માહિતીપૂર્ણ હોત. તેઓ સાજા થાય તો તરત જ આ પુસ્તકનું કામ હાથમાં લેવાનું વિચારેલું, અને તે અંગેની સાધનસામગ્રી તમામ એકઠી કરાવી હતી. આ દિશામાં તૈયારી કેટલી આગળ વધી છે તે એક પ્રશ્ન તેઓ લગભગ હમેશાં પૂછતા.

× × ×

નાણાંને અભાવે પ્રજાહિતનું કોઈ કામ બનતાં સુધી અટકવું ન જોઈએ, એ વિશે દાદાસાહેબ ઘણી સહાનુભૂતિપૂર્વક વિચાર કરતા. બે ત્રણ દાખલા જાણવા જેવા છે.

સાબરમતી ખાતેના હરિજન આશ્રમની જમીન નદીના પૂરથી દર વરસે ધોવાયાં કરતી. એ ધોવાણ ન અટકે તો ગાંધીજીનું રહેઠાણ 'હૃદયકુંજ' અને આસપાસનાં બીજાં મકાનો કાળક્રમે ધોવાઈ જાય. આ સ્થિતિ લાંબો વખત ચલાવી લેવાય એવી નહોતી. સને ૧૯૪૬–૪૭માં દાદાસાહેબે બેત્રણ મિત્રોની મદદથી ફંડ ફાળો કે નાણાં ઉછીનાં મેળવીને ધોવાણ અટકાવવા દીવાલ અને ઓવારાનું બાંધકામ શરૂ કરાવ્યું. કામ પૂરું થયું ત્યારે આશરે એક લાખનો ખર્ચ થઈ ચૂકયો હતો. પાછળથી લોનથી મેળવેલાં કેટલાંક નાણાં ગાંધી સ્મારક નિધિમાંથી પાછાં વાળવામાં આવ્યાં હતાં, પણ નાણાં કયાંથી આવશે એનો બહુ વિચાર કર્યા વગર હિંમત કરીને એક વખત તેમણે કામ શરૂ કરાવી દીધું હતું.

સિંધથી આવેલા નિર્વાસિત હરિજનો માટે સહકારી મંડળી દ્વારા શ્રી. ઠક્કરબાપાનગર અમદાવાદમાં ઊભું કરવાનો વિચાર સિંધ હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. જીવણદાસ જયરામદાસે કર્યો. લગભગ દોઢ લાખની રકમ એકઠી થાય તો તેના ઉપર બાંધકામ માટે આઠદશ લાખની લોન મળી શકે. પૈસા વગર કામ શરૂ થઈ શકે એમ નહોતું. શ્રી. પરીક્ષિતભાઈની ભલામણ સાથે શ્રી જીવણદાસ, દાદાસાહેબ પાસે પહોંચ્યા અને પોતાની યોજના સમજાવી. દાદાસાહેબે થોડા દિવસમાં જરૂરી નાણાં પોતાની જવાબદારી ઉપર એકઠાં કરાવી આપ્યાં. મેં કહ્યું: 'દાદાસાહેબ, આપે મોટું સાહસ કર્યું છે. આ નાણાં પાછાં ન આવે તો શું કરશો ?' તેમણે ઠંડે કાળજે જવાબ આપ્યો: 'હું આવી બાબતોમાં એક જ વિચાર રાખું છું. જો કામ સારું હોય અને કાર્યકર્તાઓ નિષ્ઠાવાન હોય તો નાણાં ઊભાં કરી આપું છું. પછી નાણાં પાછાં આવ્યાં તો ઠીક, પણ કોઈ કારણસર ન આવ્યાં તો આખરે તો સારા કામ માટે જ તે વપરાયાં છે એમ સમજી મનનું સમાધાન કરું છું. પણ મને વિશ્વાસ છે કે નાણાં પાછાં આવી જશે.' સદરહુ નાણાં નિયત સમયે પાછાં આવી ગયાં હતાં. એક સ્ત્રી–કેળવણીની સંસ્થા માટે તેના મુખ્ય કાર્યકર્તાને—જેઓ અત્યારે હયાત નથી—દાદાસાહેબે રૂપીઆ પંદર હજાર ઉછીના આપ્યા હતા. લાંબા વખત સુધી આ રકમ પાછી આવી નહીં. સરદારશ્રીએ કહ્યું: 'દાદા, આ પૈસા પાછા આવી રહ્યા! મને આશા નથી.' દાદાસાહેબે કહ્યું કે, 'ઘણુંખરું પાછા આવશે. પણ પાછા ન આવે તો પણ શી હરકત છે? સારા કામમાં વપરાયા છે એમ માનીશ.' પછી દાદાસાહેબે પેલા ભાઇને શરમાવીને પૈસા પાછા મેળવી લીધા હતા.

× × ×

જાહેર કામો માટે નાણાં એકઠાં કરવાની દાદાસાહેબની શક્તિ અજોડ હતી. કોઈ પણ નાનીમોટી સંસ્થાઓના સંચાલકો ફાળા માટે ટહેલ નાખે અને દાદાસાહેબની મદદ મેળવે તો તે નિષ્ફળ ગયાનું મને યાદ નથી. એક પ્રસંગે તેમણે માત્ર ટેલિફોનથી પચીસ હજાર રૂપીઆ બેત્રણ દિવસમાં જ ઉઘરાવી લીધા હતા.

આ બધાનું રહસ્ય એક જ: લાંબા સમયની એમની નિ:સ્વાર્થ લોકસેવા. એમની પ્રતિષ્ઠા એટલી દૃઢ થએલી હતી કે એમનો બોલ કોઈ પણ બાબતમાં ભાગ્યે જ કોઈ ઉથાપી શકતું.

× × ×

દાદાસાહેબના જાહેર જીવનની છેલ્લી કામગીરી તે એમનું એકધારું સ્પીકરપદ. એ કામગીરીના બે ભાગ પડે છે. સને ૧૯૪૬ના જાન્યુઆરીથી સને ૧૯૪૭ના ઑગસ્ટ દરમ્યાન બ્રિટિશ હકૂમત દરમ્યાનનું એમનું પ્રમુખપદ (Presidentship), અને સને ૧૯૪૭ના નવેમ્બરથી સને ૧૯૫૬ના ફેબ્રુઆરી સુધીનું એમનું સ્પીકરપદ. આ બન્ને સમયનાં એકબે સ્મરણો નોંધું છું, જેમાં એમની મેધા અને વ્યવહાર-કુશળતાનાં દર્શન થાય છે.

સરકારી તંત્રની એક સામાન્ય રીત એવી કે કાંઈક અણગમતું લાગે એવું પગલું ભરાઈ ગયું હોય ત્યારે તેને sub-judice (કોર્ટે ગએલો મામલો) ગણાવીને તેની ચર્ચા સભાગૃહમાં ટાળવી. દાદાસાહેબના પ્રમુખપદ દરમ્યાન એક પ્રસંગ એવો બન્યો કે જેમાં દિલ્હીના કેટલાક આગેવાન ગણાતા પુરુષોને પોલીસે હાથકડી પહેરાવીને અટકમાં લીધા હતા. આ વાતની ચર્ચા વડી ધારાસભામાં કરવાનો ચૂંટાએલા પ્રતિનિધિઓ તરફથી પ્રયત્ન થયો, ત્યારે બ્રિટિશ હકૂમતના રાજ્યકર્તાઓ કહે કે આ બાબત sub-judice (કોર્ટમાં 'ચલાણ' થએલું) છે એટલે ચર્ચા થઈ શકે નહીં. દાદાસાહેબ પ્રમુખસ્થાને હતા. તેમને નિર્ણય આપવાનો આવ્યો. તેમણે થોડો વખત વિચાર કરીને રસ્તો શોધી કાઢ્યો. તેમણે કહ્યું કે, 'ધરપકડ થઈ એ બાબત 'ચલાણ' થએલું છે તેની ચર્ચા ન થઈ શકે, પણ આગેવાનોને હાથકડી પહેરાવી એ બાબત 'ચલાણ' થએલું ન ગણાય એટલે એ પગલું વાજબી હતું કે કેમ તેની ચર્ચા કરવાની હું પરવાનગી આપું છું!' એ રીતે એ મામલાની ચર્ચા ધારાસભામાં કરવાની પ્રતિનિધિઓને તક મળી અને રાજ્યકર્તાઓ વિમાસણમાં પડી ગયા. પ્રમુખના આ નિર્ણય સામે એમની પાસે કોઈ દલીલ નહોતી.

× × ×

સાધારણ રીતે સ્પીકર, સભાગૃહ સમક્ષ આવતા પ્રશ્નોના ગુણદોષ વિશે, પોતાનો અંગત અભિપ્રાય ગમે તે હોય પણ ગૃહમાં તે જાહેર કરતા નથી. દશ વર્ષમાં આનો માત્ર એક અપવાદ દાદાસાહેબે કર્યાનું જાણમાં છે. પ્રશ્ન ગંભીર હતો. ટૅક્સ આકારવાની બાબત ઑફિસરો પાસે વિશાળ સત્તાઓ હોય છે, અને તેને પરિણામે લોકોને કોઈકોઈ વખત બિનજરૂરી એવી હાડમારી ભોગવવી પડે છે. દાદાસાહેબને આ બાબતમાં કડવા અનુભવ થએલા. લોકસભામાં તે વખતના નાણાંપ્રધાન ડૉ. મથાઈ એક બિલ લાવવા માગતા હતા જેમાં કેટલાક નીચલા સ્તરના અમલદારોના હાથમાં વધારે સત્તાઓ સોંપવાની વાત હતી. દાદાસાહેબને જાતઅનુભવ થએલો હોવાથી આ પ્રસંગે તેમનાથી રહેવાયું નહીં. અને અપવાદ રૂપે પોતાનો અભિપ્રાય જણાવી બિલ પાછું ખેંચી લેવા પ્રધાનશ્રીને સૂચન કર્યું. ડૉ. મથાઈએ તે પછી એ સુધારો પડતો મૂક્યો હતો. આ સિવાય દાદાસાહેબ ખાનગીમાં પ્રધાનો સાથેની ચર્ચામાં કોઈ વખત કોઈ દરખાસ્તો વિશે પોતાના અભિપ્રાય જણાવતા, પણ જાહેરમાં કદી નહીં.

વહીવટી બાબતોમાં અનેક પ્રસંગે લોકોને રાહત મળે એ દૃષ્ટિએ પ્રધાનો સાથે તેઓ સતત પત્રવ્યવહાર ચલાવતા. પણ તેમાં એક સિદ્ધાંત તેમણે રાખેલો કે બાબતો વ્યક્તિગત નહીં પણ સાર્વજનિક હિત અંગેની હોવી જોઈએ. તેમણે કરેલાં સૂચનો ન સ્વીકારાયાં હોય એવો એક પણ દાખલો મારી જાણમાં નથી. પોતાના કેસના ન્યાયીપણા વિશે પૂરેપૂરો વિશ્વાસ હોય તો જ તેઓ પ્રધાનો સમક્ષ વાત રજૂ કરતા. સદ્ગત શ્રી. લાલબહાદુર શાસ્ત્રી સાથેનો એક પ્રસંગ નોંધું છું. એક જગ્યાએ રેલવેનો ઓવરબ્રિજ ઘણા લાંબા સમય સુધી અધૂરો પડી રહેલો. સ્થાનિક અધિકારીઓ તેને પૂરો કરી ચાલુ કરવાની દરકાર કરતા નહિ. છેવટે, દાદાસાહેબે શાસ્ત્રીજીને—જેઓ તે વખતે રેલવે ખાતાના પ્રધાન હતા—વાત કરી. શાસ્ત્રીજી ટૂંક વખતમાં ત્યાં જવાના હતા તે વખતે સ્થળ પર જઈ તપાસ કરશે એવું તેમણે જણાવ્યું. શાસ્ત્રીજી આવ્યા અને લોકોની હાજરીમાં લાગતાવળગતાઓને મીઠો ઠપકો આપતાં કહે: 'ક્યા સ્પીકરસાહબ કે પાસ હમારી કોઈ ઇજ્જત હય કે નહીં? ઇતના મામુલી કામ ઇતની દેર તક ક્યું પડા રહા હૈ?' તે પછી તત્કાળ તે કામ પૂરું

# 'માનવતાનાં ઝરણાં'ના સર્જક

પુષ્કર ચંદરવાકર

સરાણે ચઢાવેલ તલવારની તેજસ્વિતા જેવી બુદ્ધિશક્તિવાળા દાદાસાહેબને ગુજરાત જાણે છે. કાયદાની અટપટી ગૂંચમાંથી વ્યવહારબુદ્ધિથી ઉકેલ લાવી આપનાર કાયદાશાસ્ત્રી દાદાસાહેબને વકીલમંડળ આજે ય યાદ કરે છે. સંનિષ્ઠ અને કર્તવ્યશીલ જનસેવકને ગુજરાતની જનશક્તિ પિછાને છે. આદર્શ છતાં ય વ્યવહારદક્ષ કેળવણીતંત્રના આયોજક શ્રી દાદાસાહેબને અમદાવાદનો અધ્યાપકવર્ગ અને કેળવણીકારો ઓળખે છે. લોકસભામાં સમતુલાભર્યા નિર્ણયો આપનાર આદિ અધ્યક્ષ તરીકે લોકસભાના સભ્યોમાં આદર પામેલ શ્રી. દાદાસાહેબને દિલ્હીના લોકસભાગૃહમાં આજે ય યાદ કરનાર અસંખ્ય છે. કૉમનવેલ્થના દેશોના અધ્યક્ષોમાં ગૌરવ, વાણી અને વર્તનની મૃદુતા, કુમાશ અને વિવેક માટે માન ખાટેલ અધ્યક્ષ તરીકે શ્રી. દાદાસાહેબ સ્મરણીય બન્યા છે, પણ શ્રી. દાદાસાહેબને સર્જક તરીકે ખૂબ જ નજીકથી જોવાનો લહાવો સાંપડ્યો છે, તેમ કહેતાં અતિશયોક્તિદોષ નથી કરતો, એમ આજે ચિત્તના ઊંડાણમાં લાગ્યા કરે છે.

શ્રી. દાદાસાહેબે છૂટક છૂટક લેખો અનેક લખ્યા છે, ગુજરાતી સામયિકોના જૂના અંકો ઉથલાવતાં તે સત્ય જરૂર નજરે પડવાનું. શ્રી. દાદાસાહેબ લોકસભાના અધ્યક્ષ થયા, ત્યારે 'ગુજરાત સમાચાર'ના ટ્રસ્ટીમંડળમાં, સ્મરણમાં છે ત્યાં સુધી, હતા અને આથી તેઓ 'ગુજરાત સમાચાર' પરિવારમાંના એક છે તેવો કુટુંબભાવ અનુભવતા. અને આથી તે ગાળાના 'ગુજરાત સમાચાર'ના દીપોત્સવી અંકોમાં દાદાસાહેબ એકાદ લેખ લખતા. તેમાં તેમનાં કોઈવાર બાળપણનાં સ્મરણો આપતા. પણ 'મહમદ મૂસા' પરનો લેખ સૌ વાચકોનું આકર્ષણ જમાવી ગયો. આ લેખ ચરિત્રાત્મક અને કથનાત્મક હતો. એક ખૂનીના જીવનની સત્ય ઘટના હતી. દાદાસાહેબ તે કથાનકના નાયકના પરિચયમાં આવ્યા હતા, સાબરમતી જેલમાં.

બેંતાળીશના રાષ્ટ્રિય મહાયજ્ઞમાં દાદાસાહેબે સાબરમતી જેલમાં વાસ કર્યો, ત્યારે ત્યાં રહી રહીને પણ દાદાસાહેબે સેવાકાર્ય સ્વીકારેલું. ફાંસી, જન્મટીપ અને લાંબા ગાળાની સજા પામેલ કેદીઓના પરિચયમાં આવવાનું તેમણે રાખ્યું. પરિણામે આ કેદીઓ તેમનાં ખૂબ નજીક આવ્યા. પોરબંદર જેલના જેલરસાહેબ શ્રી. ગહેતા સાહેબના પરિચયમાં પોરબંદરના વેસવાટગાળામાં આવેલો અને જુદા જુદા ગુન્હાઓ માટે સજા ભોગવતા કેદીઓના સ્વભાવ અને વર્તન અંગેની એક વખતે પૃચ્છા કરતાં તેમણે કહેલ અત્રે યાદ આવે છે: 'ભાઈ, સૌથી વિશેષ શાણું વર્તન હોય છે ખૂનીઓનું. તેઓ આવેશમાં આવી ખૂન કરી બેસે છે, પણ પછીથી તેઓ પસ્તાવો કરતા હોય છે.' આવા જ ભાવનું કથન દાદાસાહેબે આ કેદીઓના વર્તન પરત્વે વારંવાર કર્યું છે અને આથી તેમની પણ હાર્દિક સહાનુભૂતિ તેમનાં પ્રત્યે ખૂબ રહી હોય તેમ 'માનવતાનાં ઝરણાં'નાં પૃષ્ઠોમાં જોવા મળે છે.

મહમદ મૂસાના પ્રસંગે અન્ય વાચકોની જેમ મને પણ ખૂબ આકર્ષેલ. મહમદ મૂસાની ખેલદીલી અને અંતકાળના વખતની હિમ્મત મોંમાંથી ધન્યવાદ, અભિનંદન અને મર્દ બચ્ચો તેવા ઉચ્ચાર જીભેથી કરાવી જાય.

અને આ જ ગાળામાં મુ શ્રી. દાદાસાહેબના હાથ નીચે કામ કરવાની તક મળી. તેમની સાથે કામ કરવામાં એક પ્રકારનું ગૌરવ અનુભવ્યું છે. તેઓએ કદી ય અમે તેમના નોકર છીએ, તેવો ભાવ જન્મે, તેવું વર્તન કદી ય બતાવ્યું ન હતું. આથી અમને મુક્ત વાતાવરણ મળતું ને અમે કૉળી શકતા. અમારા મનનાં દ્વાર તેમની આગળ ખૂલતાં, વળી સાથોસાથ અમને અમારા સ્વમાન માટે આત્મભાન થાય તેવું વર્તન કાયમ રહ્યું છે.

તેમાં ય દાદાસાહેબ સાથે પ્રવાસમાં જવાનું વારંવાર બનતું. તેમાં ય સવિશેષ મુંબઈ તરફ. ગુજરાત યુનિવર્સિટીના કામે સૌરાષ્ટ્રમાં પણ તેમની સાથે પ્રવાસમાં જવાનું થયેલ. આવા પ્રવાસમાં અમારી સાથે કાં તો કોઈ ન હોય અથવા તીર્થરૂપ વહિનીબાઈ હોય. આથી મનમાં રમ્યા કરે કે મહમદ મૂસાવાળા પ્રસંગની કોઇક વાર તક મળે ત્યારે વાત કાઢવી, તેવી અંતરેચ્છા ખરી

અને આથી, સ્મરણમાં છે ત્યાં સુધી, અને વાસરિકાનાં પૃષ્ઠો ય ઉચ્ચારે છે કે, મુંબાઈ જતાં બારેજડીના સ્ટેશન પછી આ અંગે મેં પૃચ્છા કરી: 'દાદાસાહેબ, જેલમાં મહંમદ મૂસા સિવાય અન્ય આવા કેટલાક કેદીઓના પરિચયમાં આવવાનું થયેલ!'

આટલો જ પ્રશ્ન પૂરતો હતો દાદાસાહેબને આ અંગેની વાતો માટે ઉશ્કેરવા.

દાદાસાહેબ પ્રવાસમાં પાણી પીવાનું રાખવા માટે પેચનો લોટો રાખતા. તેનો ય ઇતિહાસ હતો તે બતાવીને કહે: 'ભાઈ, જેલમાં અને જેલ બહાર આવા અનેક માણસોના પરિચયમાં આવ્યો છું. જેલમાં જ માત્ર ગુનેગારો છે તેમ માનીએ છીએ, તે સ્થાપિત માન્યતા છે. પણ તેથી ય વિશેષ ગુનેગારો સમાજમાં હરતાફરતા માનવીઓમાંથી મળી આવે.'

અને તે પછી તેમણે વાત શરૂ કરી: 'જો ભાઈ, તમારા ગામની બાજુમાં જબીલા ગામ છે, ખરું ને!'

મેં હા પાડી, આશ્ચર્ય સાથે. કેમ કે દાદાસાહેબનું ગુજરાતનાં ગામડાંનું ભૌગોલિક જ્ઞાન સારું કહેવાય, તેમ લાગવાથી.

'તો ત્યાંનો એક કેદી જનમટીપ ખાઇને સાબરમતી જેલમાં મઝા કરતો'તો! તેને જનમટીપ પડી તેનું કારણ જસમતિયો નામના એક બહારવટિયા સાથે તેણે ય પરાક્રમો કરેલાં માટે સપડાઈ ગયેલ!'

દાદાસાહેબ તેના માટે બરાબર કથની કહી રહ્યા હતા, કેમ કે જેલમાંથી છૂટયા પછી તે કેદી તે જ ગામમાં આવી વસ્યો હતો.

દાદાસાહેબે આગળ વાત વધારી: 'જો ભાઈ, જેલમાં તે મારો ઑર્ડરલી હતો. જેલરસાહેબ પાસેથી મારી ટપાલ લઈ આવે, મારી ટપાલ જેલરસાહેબને આપી આવે! આમ મારાં નાનાંમોટાં કામ કરે અને મારા માટે તેનાં પ્રેમ અને મમત્વ જન્મ્યાં. જેલની મારી ઓરડી આગળની સફાઈ તે જાળવે. ભાઈ, તેમનામાં માનવનું હૃદય તો છેવટે હોય જ છે!'

દાદાસાહેબે આ વાતને ટૂંકમાં પતાવી. તેઓએ આગળ કહ્યું: 'આવા લગભગ ચાલીસેક કેદીઓના પરિચયમાં આવવાનું બનેલ. તેમની સાથે જેલમાં ઘનિષ્ઠ સંબંધો કેળવ્યા અને તેમના અંતરને વાંચવાની ત્યાં મેં મથામણ કરી. આમાં શાહજાદો તેમજ મોતી ઝીણા મુખ્ય હતા.'

વડોદરાનું સ્ટેશન ગુજરાત મેલમાં લગભગ રાતના બાર વગ્યાની આસપાસમાં આવે. વડોદરાના સ્ટેશને કોઈ મળવા આવવાનું હોય તો તેમને મળીને ગાડી ઊપડે ત્યાં સુધી જાગતા રહી પછી ટ્રેઈનમાં સૂઈ જવાનો લગભગ ક્રમ બની ગયો હતો અને આથી દાદાસાહેબ સાથેના પ્રવાસમાં આ કેદીઓ અંગેની ઠીકઠીક વાતો સાંભળવાની તકો મળતી.

તેમાં ગુજરાત યુનિવર્સિટી કમિશનના માટે તેમાં સૌરાષ્ટ્રનો પ્રવાસ ગોઠવાયો ત્યારે તેમની સાથે જવાનું થયું. તેમાં પણ રાત્રે તેમણે આ કેદીઓ અંગેની વાતો કાઢી. જૂનાગઢમાં સ્વ. શ્રી. શામળદાસ ગાંધીએ અમને નોતર્યા, દિલાવર મંઝિલમાં ઉતારો આપ્યો. નવાબસાહેબ જૂનાગઢમાંથી વિદાય લઇને ગયા હતા, તેથી દિલાવર મંઝિલ નવાબી ઠાઠે ગાજતી નવાબી કોઠી હતી, તેમાં અમારો ઉતારો હતો અને ત્યાં રાતે ગપ્પાં મારતાં મારતાં 'શાહજાદો અને બબલી'વાળો પ્રસંગ દાદાસાહેબે કહી સંભળાવ્યો. તે પ્રસંગ કહેતી વખતે દાદાસાહેબના અવાજમાં દર્દ હતું. શાહજાદા માટે સહાનુભૂતિ હતી અને આખા ય પ્રસંગ માટેનો કરુણાભાવ તેમની આંખની કીકીઓમાં જોવા મળ્યો.

તે જ રાત્રે આ આખો ય પ્રસંગ મેં મારી વાસરિકામાં ટપકાવી નાખ્યો.

જૂનાગઢથી અમે પ્રભાસપાટણ ગયા, પણ ત્યાં અમને વિશેષ નવરાશ ન મળી. જૂનાગઢ અને ત્યાંના લોકો સામંતશાહીમાંથી તેમ જ નવાબશાહીમાંથી તાજેતરમાં મુક્ત થયા હતા, તેથી રાષ્ટ્રિય નેતાઓના સ્વાગતમાં ઘેલા થયા હોય તેવાં દૃશ્યો આ પ્રવાસમાં જોવા મળ્યાં. આથી આ પ્રવાસમાં માત્ર એક જ પ્રસંગ તેમના સ્વમુખે સાંભળવા મળ્યો. પણ તેના કથનમાં આત્મીયતા હતી. કથન કહેવાની શૈલીમાં પાત્રોના ભાવ તેમના મોં પર તેમના અવાજમાં તેમ જ આંખની કીકીઓમાં સ્પષ્ટપણે જોવા મળતા.

પછી અમદાવાદમાં સાંજના 'સેવાકુટીર'ના પાછલા

બાગમાં સાંજના કે રાત્રિના સમયે નેતરની ખુરશી નાખીને તેઓ બેઠા હોય ને નવરાશ હોય ત્યારે કહું : 'દાદાસાહેબ, આ ઉપરાંત કોઈ કેદી...'. તેઓએ બાવાજીનો પ્રસંગ અમદાવાદમાં કહેલો. આમ આ કેદીઓના જીવનના ઠીકઠીક પ્રસંગો તેમના મુખેથી સાંભળવા મળ્યા અને આથી હવે તેમના પાસે મારી માગ શરૂ થઈ : 'દાદાસાહેબ, આ બધા પર કાંઈક આપ લખો તો?'

ત્યારે તેઓ મીઠું અને પ્રેમભર્યું હસીને કહેતા : 'પુષ્કરભાઈ, તમે જ લખો! મારું કામ તેમને મુક્ત કરાવવા માટેનું હતું. શક્ય હતું તેમના માટે તે કર્યું અને જેમને ફાંસી પર જવાનું બન્યું તેમને વાતોથી બહાદુર બનાવ્યા ને તેમનું મોત સુધાર્યું. મૃત્યુ સામે ટકવા માટે તેમને હિમ્મત આપી અને તેમણે ગૌરવથી મોતને ભેટવાનું પસંદ કર્યું. આ વીરતા કહેવાય! તેને તમો તમારી કલમે બિરદાવો તે વધુ ઇચ્છનીય! તમે કલમના કસબી છો.'

આમ કહીને મને તેઓ શરમાવતા એવું મનમાં લાગ્યા કરતું. પણ આમ કહેવામાં તેમનો તે પ્રકારનો આશય કદી ય ન હતો. ઊલટાનો આ બધા પ્રસંગો પર સત્ય ઘટનાત્મક લેખો લખાવવાનો તેમનો ઈરાદો હતો, તેવું મને સ્પષ્ટ લાગ્યા કરતું હતું. પણ તે પાત્રોની મને અનુભૂતિ ન હતી તેથી પેલો સત્યનો રણકાર ન આવે તેવી દહેશત મનમાં રહ્યા જ કરતી અને તેથી તે પ્રસંગો પર કાંઈ જ લખવા હું તૈયાર ન હતો. છતાં ય જ્યારે જ્યારે દાદાસાહેબ દિલ્હીથી પાર્લમેંટ પૂરી કરી અમદાવાદમાં આવે ત્યારે હું તો મારી ઉઘરાણી કરતો, અને તેનો ઉત્તર તેઓ આપતા : 'મારા કરતાં તમે સરસ લખી શકશો. તમે જ તે કાર્ય પતાવો.' હું ત્યારે ચૂપ બની જતો.

ગુજરાત યુનિવર્સિટી કમિશનનું કામ પૂરું થયું અને વહીવટી કામમાં જોડાવાની બહુ ઇચ્છા નહતી તેથી સ્વ. દાદાસાહેબને વિનંતી કરીને તેમના જ સંચાલનની એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સમાં વ્યાખ્યાતા તરીકે જોડાઈ ગયો, પણ તેમની પાસે મારું જવા-આવવાનું તેટલું ચાલુ રહ્યું હતું તેમાં એક વખતે પાર્લમેંટના ચપરાસી ચૌધરી સવારના પહોરમાં ચિઠ્ઠી લઈને મળવા આવ્યા : 'ભાઈ, ગુડ મૉર્નિંગ!'

મેં ઉત્તર આપી ચિઠ્ઠી વાંચી. તેમાં દાદાસાહેબે મળવા બોલાવ્યો હતો. હું તૈયાર થઈ મળવા ગયો. તેઓ સેવાકુટીરના મધ્ય ખંડમાં ખુરશી પર ટેલિફોન કૅબિન પાસે ખુરશી નાખી ટેબલ પર ફાઈલ રાખી તેનાં પાનાં ઉથલાવી રહ્યા હતા. વિવેકપૂર્વક નમસ્કાર કરી મારા આવ્યાનો ખ્યાલ આપી તેમની સામેના ટેબલ પાસેની ખુરશી પર બેઠો ત્યાં નજર નાખી તેમણે કહ્યું : 'મજામાં કે?'

'જી હા!'

'હમણાં શું કાર્ય કરી રહ્યા છો?'

'અધ્યયન, અધ્યાપન,... થોડું સૂઝે તેવું લેખન!'

'સારું... મેં પણ તેવા જ કામ માટે તમને બોલાવ્યા છે!'

'જરૂર કરીશ.'

'જૂઓ, પેલા કેદીઓના જીવનને શબ્દદેહ આપવા માટે તમો વારેવારે કહ્યા કરો છો!'

'કયા કેદીઓ?'

''જરમાં લડતમાં જેલમાં ગયો હતો, ને ત્યાં મળ્યા હતા તે સૌ...'

'હા, હા, તેઓ અધીરા બની વાટ જોઈ બેઠા છે.'

'હવે તેમનો ઉદ્ધાર કરીએ જ.'

'પણ આપ તેના ભગીરથ બનો.'

'એમ કરીએ. જૂઓ. ગોપિકાબાઈની (મુ. શ્રી. દાદાસાહેબનાં પૂજ્ય માતુશ્રી) તબિયત બગડી છે. તેઓ સાજા થાય ત્યાં સુધી હું અહીં જ છું. દિલ્હીમાં લોકસભા ચાલે છે પણ તે શ્રી. આયંગર સંભાળશે. અહીં કાંઈ કામ કરવાનું વિચારું છું, તેમાં આ મહારથીઓ સ્મરણે ચઢયા. તેમને ગુજરાતમાં રમતા મેલવાનું બે દિવસથી મનમાં રમ્યા કરે છે.'

'જરૂર રમતા મેલીએ. લોકો જરૂર તેમને અપનાવશે.'

'ત્યારે આમ કરીએ. આ જેલમાં નિવાસ કરેલ વીરોને મુક્તિ અપાવવા માટે અંગ્રેજ સત્તાના અમલદારો સાથે પત્રવ્યવહારમાં હું ઉતરેલ, તેની આ ફાઈલ છે. તે તમે જોઈ જવ. તેમાંથી તમે પણ ટાંચણ કરો. આ સર્વને લખવા જ એવો આગ્રહ રાખવાનું કારણ નથી.

લગભગ ચાળીશથી વધારે છે, તેમાંથી નમૂનારૂપ પંદર સોળ પસંદ કરીએ.'

'બરાબર છે.' અને દાદાસાહેબે તે ફાઈલ મારી સામે ધરી. તેમણે થોડું ટાંચણ પણ તેમાંથી કરી રાખ્યું હતું. તેના કાગળો પણ મારી સામે ધર્યા. 'આ બધું ય હવે તમે સાચવશો. બોલો, હવે ક્યારે મળીશું?'

'આપ કહો ત્યારે!'

'કાલે કહો તો કાલે, શિવ કાર્ય શીઘ્ર થાય તે જરૂરી.'

'બરાબર છે.'

તે ફાઈલ હું લઈ ગયો ત્યારે એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સમાં ગુજરાતી વિષયનો વ્યાખ્યાતા હતો, તેથી થોડુંક ટાંચણ કરીને કૉલેજમાં ગયો. ત્યાં વિશેષ કામ ન હોવાથી, ત્યાં બેસીને ઠીક ઠીક ભાથું મેં ભેગું કર્યું છે, તે સ્મરણ પર આવ્યા વગર રહેતું નથી. વળી ત્યાંનું વાતાવરણ પણ એવું હતું કે સમાજશાસ્ત્ર અને સામાજિક વિજ્ઞાનના અનેક વિષયોમાં ચંચુપાત કરવાનું સહેજે સૂઝતું. ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલ કૉલેજોમાં તે કૉલેજનું પુસ્તકાલય આવા વિષયો માટે સવિશેષ સમૃદ્ધ હતું, આથી ત્યાં નોકરી કરીને આવા વિષયોમાં ઠીકઠીક રસ પણ જન્મ્યો. તે અંગેનાં પુસ્તકો પણ સરળતાથી પ્રાપ્ય, આથી આ પુસ્તક લખવામાં અને પાત્રોનાં માનસ સમજવામાં ત્યારે ઠીકઠીક સરળતા થઈ. રાતે થોડો ઉજાગરો કરીને નોંધો તૈયાર કરી અને બીજા દિવસે સવારે ગયો ત્યારે મારી નોંધનો કાગળ દાદાસાહેબને સોંપ્યો. તેઓ નજર નાખી ગયા અને કહ્યું: 'ઠીકઠીક પાત્રોમાં આપણા વચ્ચે સમતા છે. તમારી નોંધ અને મારી નોંધમાં સર્વસામાન્યતા પણ છે. ત્યારે જુઓ આ પ્રકારનું આયોજન કરીએ. હું ગણેશ છું, પણ આ કાર્ય પૂરતા તમે ગણેશ અને વ્યાસ પણ ખરા! તમારા પર બેવડું કાર્ય. તેમાં મારું કાર્ય પ્રસંગોને લખાવવાનું રહેશે. તમને વાર્તાઓ લખવી ફાવે છે તેથી વાર્તાતત્ત્વનું ઉમેરણ તમારે કરવું. પણ સત્યના ભોગે વાર્તાતત્ત્વ ન ઉમેરાય તે કાળજી તમારે ખાસ લેવાની રહેશે. આ પ્રકારના વિચાર મારા મનમાં રમ્યા કરે છે.'

'બરાબર છે. આવતી કાલથી લખવા બેસીશું?'

'જરૂર!'

વાતો પતાવી જવાને ઊભો થયો, ત્યાં કહે છેઃ 'સવારે ૮–૦૦ વાગ્યે આવો. ૧૦–૦૦ સુધી કામ કરીશું. આમ કરીએ તો કદાચ એક મહિને આ કામ પૂરું થાય. વળી આની આગળ પ્રસ્તાવના પણ મૂકવી છે. જુવાનોમાંથી કોઈક અને જેલજીવનને જાણતા હોય તેવા સાક્ષરનું નામ વિચારશો.'

'ભલે!' બોલી તે દિવસે ચાલી નીકળ્યો. બીજા દિવસથી લેખનકાર્ય શરૂ થયું. દાદાસાહેબ લખાવે, હું લખું. એકાદ ફકરો પૂરો થાય અને પૂછેઃ 'બરાબર સમજાય તેવું લખાણ લાગે છે?'

'સમજાય તેવું છે.'

'લોકોને સમજાય તેવું?'

'હા!'

'પૂરેપૂરી વિશદતા છે? કેમ કે મારા ચિત્તમાં વિચારો કાં તો મરાઠીમાં ઉદ્ભવે છે, અથવા અંગ્રેજીમાં. તેનું ભાષાંતર કરવું પડે, તેવી માનસિક સ્થિતિ ખરી!' જ્યારે દાદાસાહેબ લખાવતા ત્યારે વાક્ય પૂરું થયા પછી થોડી વાર થંભે. આથી મનમાં વિચાર આવેલો કે દાદાસાહેબની વિચાર-પ્રક્રિયા આ રીતે કેમ કામ કરે છે? તેઓ તૂટક તૂટક રીતે વિચારો વ્યક્ત કરતા હતા, અને જ્યારે તેમણે નિખાલસપણે તેમની મુશ્કેલી કહી ત્યારે તેમના માટે માન અને આદર જન્મ્યાં. આ રીતે અનેક પ્રસંગો લખાયા. તેઓ પ્રસંગ માટેના શબ્દદેહની વિચારણા કરતા હોય ત્યારે વચ્ચે વચ્ચે પૂછેઃ 'ભાઈ, અંગ્રેજીમાં, આમ, આ વિચારને મૂકી શકાય. ગુજરાતીમાં તેની અભિવ્યક્તિ બરાબર ગોઠવાતી નથી.' જ્યારે જ્યારે આવો વાર્તાલાપ થાય ત્યારે યથાશક્તિમતિ વહારે ધાવાનો પ્રયત્ન કરતો. કેટલાક પ્રસંગોને વાર્તાતત્ત્વ આપવા માટેનો મારો આગ્રહ રહેલો અને તેમ કરવાની મને તેઓશ્રીએ છૂટ આપી ત્યારે મને તેમાં તેમની ઉદારતાનું દર્શન થયું. તેમના લોકશાહી માનસનું દર્શન પણ થયું. આ અંગે એકાદ વાત, મોતીભાઈ ઝીણાના પ્રસંગનું આલેખન, સવિશેષ યાદ આવે છે.

મોતીભાઈ વડોદરાની જેલમાંથી છૂટવાના હતા તે પ્રસંગની જાણ દાદાસાહેબને સ્વ. શ્રી. સુતરિયાસાહેબે ટેલિફોનથી કરેલ, તેનો સાક્ષી હું હતો. પણ જ્યારે આ

પ્રસંગ દાદાસાહેબે લખાવ્યો ત્યારે સાવ વર્ણનાત્મક ઘટના બની. તે મને ન રુચેલ, આથી મેં વિવેકપૂર્વક કહ્યું : 'દાદાસાહેબ, આમાં મોતીભાઈનું વ્યક્તિત્વ વિકસતું નથી. તે માટે પ્રસંગને નાટયાત્મક રીતે મૂકીએ તો કેમ?'

તેમણે તરત જ પૂછયું: 'તમે કેમ ગોઠવશો?' ઉત્તર આપ્યો: 'શ્રી. સુતરિયા સાહેબનો ટેલિફોન આવ્યો તે સંવાદોથી જ આ પ્રસંગને ઉઠાવીએ. નાટયાત્મકતા આવશે, વળી 'માણસાઈના દીવા'માં આ પાત્ર ગજબનો ઉઠાવ લઈને બેઠું છે, તેના પડછામાં તે શોભે અને ઓપે તેવું બનવું જોઈએ.'

'તો એમ કરો! તમે જ લખી લાવો. તમને તેમનો પરિચય પણ છે!'

મોતીભાઈ દાદાસાહેબને ત્યાં વરસમાં એકાદબે વખત આવે. તેઓ એકાદ વખત મારા પોતાના ઘરે પણ આવી ગયેલા, તેથી તેમનો મને પરિચય થયેલો, તેથી તેમના પર મેં સ્વેચ્છાએ લખવાનું સ્વીકાર્યું અને બીજા દિવસે 'મોતી ઝેણા'વાળો પ્રસંગ લઈને ગયો. દાદાસાહેબને તે ગમ્યો, થોડા મીઠા શબ્દો કહ્યા અને બોલ્યા: 'તમે તો વાર્તાકાર...પાત્રને ઉઠાવ આપ્યો છે! પ્રસંગ રોચક બની ગયો છે.'

આ છેલ્લો પ્રસંગ અમારા લેખનમાં હતો. તેમને તેનાં પ્રકાશન માટેની ઉતાવળ કરતાં કોઈ જાણીતા પ્રકાશક તે છાપે તેવી ઇચ્છા ખરી. આથી ભારતી સાહિત્ય સંઘના માટે નિર્ણય કર્યો અને પ્રસ્તાવના માટે મુ. શ્રી. ઉમાશંકર જોશીનું નામ સૂચવાયું. તેઓ ખુશ થયા, પણ મુ. શ્રી. કાકાસાહેબ, સ્વ. શ્રી. બ. ક. ઠાકોર અને મુ. શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીને પણ છપાયેલ ફરમાઓ મોકલ્યા. તેઓ સૌએ આ ગ્રંથ માટે થોડુંથોડું લખી મોકલ્યું. પુરોવચનરૂપે લખાયેલ શ્રી. ઉમાશંકરભાઈનો લેખ શ્રી. દાદાસાહેબને ગમ્યો. તેમણે પણ તેમનું વિસ્તૃત કથન જોડ્યું અને આમ આ ગ્રંથ-'માનવતાનાં ઝરણાં'-શણગારાયો. ગુનામાં સપડાયેલ માનવીઓનાં ચિત્તને સમજવામાં આ ગ્રંથ જરૂર ખપ લાગે તેવો બન્યો છે. સમાજ અને ગુનો, સમાજ, જેલ અને તેમાં પુરાતા માનવીને કેવા સંબંધો છે તેનો તે ગ્રંથ દસ્તાવેજી પુરાવો છે.

તેનાં લેખન વખતે મેં દાદાસાહેબના મોં પર સર્જકની પ્રસન્નતા જોઈ છે, આંખની કીકીઓમાં તેમના પ્રત્યેની સંવેદના અનુભવી છે અને તે પણ વાસ્તવિકતાપૂર્ણ. રડયાખડયા પાત્રો જડયા હોવાથી તેમણે પ્રથમ મિલને જે રોમાંચ અનુભવ્યો હશે, તે અનુભવનો અનુભવ લેખન વખતે મને કરાવ્યો છે.

તેનું ગણપતિકાર્ય કરીને મેં તો સર્જક દાદાસાહેબનું સાંગોપાંગ દર્શન કર્યું છે, જેનું સ્મરણ મારા માટે આહ્લાદજનક છે.

*

# દાદાસાહેબના ત્રણ મુખ્ય ગુણો

**ગજાનન રામચન્દ્ર તળવલકર**

અલૌકિક બુદ્ધિ, કાયદાનું ઉત્તમ જ્ઞાન અને હાથ પર લીધેલા કામ સંબંધે પૂર્ણ નિષ્ઠા–એ ગુણોને કારણે સદ્‌ગત દાદાસાહેબ માવળંકરનું જાહેર જીવન અત્યંત પ્રભાવશાળી બન્યું.

સદ્‌ગત વલ્લભભાઈએ દાદાસાહેબને દિલ્હી આવવા માટે કહ્યું, અને આગળ જતાં દાદાસાહેબ સ્પીકર બન્યા તે કેવળ ઉપરોક્ત ગુણોનો વલ્લભભાઈને ખ્યાલ હતો માટે થયું.

મહાત્મા ગાંધીના ઉત્તમ અને પ્રમાણિક અનુયાયીઓ પૈકી દાદાસાહેબ એક હતા, અને પંડિતજીએ દાદાસાહેબને 'friend, philosopher and guide' કહ્યા તે આ જ ગુણોને લીધે.

*

# સન્નિષ્ઠ લોકસેવક અને ઉત્સાહી રાષ્ટ્રભક્ત

**યશવંતરાવ બી. ચવ્હાણ**

ભારતમાં સંસદીય લોકશાહીના એક પાસાને અક્ષુણ્ણ સપાટી ઉપર મૂકી આપવાને નિર્માએલાઓમાંના એક તરીકે દાદાસાહેબ માવળંકર, 'લોકસભા'ના પ્રથમ સ્પીકરપદેથી તેમણે કરેલા કાર્ય માટે સદા સંભારાશે. એમનાં સૂઝ, વિશાળ જ્ઞાન અને સાહજિક સંમાર્જન; તથા અભ્યાસ, સર્જન અને અંગત પૂર્વપસંદગી એવાં હતાં કે તેઓ સ્પીકર થવાને સર્જાયા હતા તે વિશે કોઈને ય સંશય રહેવા ન પામે. દાદાસાહેબ આવી માટીના બનેલા હતા એ વાત જેઓ તેમના સંપર્કમાં આવેલા અને તેમની સાથે કામ કરતા હતા તેમને પામી જવામાં વાર ન લાગતી.

સ્વતંત્ર ભારતની પ્રથમ પાર્લમેન્ટનું સ્પીકરપદ નિઃશંક ઘણું મહત્ત્વનું છે, તેમ છતાં એ પદેથી શ્રી. માવળંકરે કરેલું કાર્ય, આપણને એમને માનવ તરીકે મૂલવવામાં આડે આવવું ન જોઈએ. વિખ્યાત પાર્લમેન્ટેરિયન હોવા ઉપરાંત તેઓ સન્નિષ્ઠ જાહેર કાર્યકર્તા, સમાજસુધારક, કેળવણીકાર અને ખ્યાતનામ લેખક હતા. આ બધાં સમયભક્ષક કાર્યો એમને એટલા બધા રોકી રાખતા કે જે વકીલાતની એમણે કેળવણી અને તાલીમ લીધી હતી તેને માટે તેઓ વીસ વર્ષથી પણ ઓછો સમય આપી શક્યા હતા.

એ દિવસોની રાજકારણી સંસ્થા 'ગુજરાત સભા'ના સભ્ય અને આગળ જતાં એના મંત્રી તરીકે, ૧૯૧૭માં ખેડા જિલ્લામાં ના-કર મોરચાના એક કાર્યવાહક તરીકે, અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય અને પછીથી પ્રમુખ તરીકે શ્રી. માવળંકરે તેમના પોતાના અગ્રતાક્રમ વિશે કોઈને ય સંદેહમાં રાખ્યા ન હતા. જાહેર સેવાનું જે કોઈ ક્ષેત્ર તેમને મળે તેને તેઓ આવકારતા એટલું જ નહિ, પણ અતિસ્પૃહાથી ઝડપી લેતા. તેઓ સંસ્કારવંત અને સૌમ્યભાષી સજ્જન હતા એટલે આ પ્રવૃત્તિ તેમના સ્વભાવને અનુકુળ આવતી. અમદાવાદ અને ગુજરાતના લોકોને લાગતું કે શ્રી. માવળંકર જે પ્રવૃત્તિ હાથમાં લે તેની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધશે જ. એટલે જ્યારે જ્યારે લોકો સંકટમાં હોય ત્યારે માવળંકર આપણને સૌથી વધુ મદદ કરતા જણાયા હતા તેમાં આશ્ચર્ય નથી. પૂરનો ભોગ બનેલાઓને રાહત આપવાનો કે દુકાળગ્રસ્તોને મદદ કરવાનો કે સારા આરોગ્ય માટે નાગરિક સગવડો કરી આપવાનો કે શૈક્ષણિક સવલતો પૂરી પાડવાનો સવાલ હોય, લોકોની સેવા કરવાના તેમના પ્રયાસમાં શ્રી દાદાસાહેબ સદાય બહુશ્રમ-ક્ષમ રહેતા.

આમ છતાં, સૌથી વિશેષ તો, લોકસમુદાય ઉપર અને તેમાં ય ખાસ કરીને તેમના સહકાર્યકરો પર જે ઊંડી મુદ્રા અંકિત થતી એ તો હતી માનવમૂર્તિ દાદાસાહેબની જ. જ્યારે માત્ર ભારતમાં જ નહિ, કૉમનવેલ્થમાં પણ અગ્રતમ પાર્લમેન્ટેરિયનોમાં દાદાસાહેબની ગણના થવા લાગી ત્યારે ય તેઓ એટલા જ સાદા અને સૌમ્ય રહ્યા હતા. જેમ જેમ તેઓ વધુ ઉચ્ચ પદ પામતા ગયા તેમ તેમ લોકોને એ વધારે અને વધારે વહાલા લાગવા માંડ્યા. વિકસતા જતા દેશમાં, લોકનેતાને માટે મૂડી સમા ગણાય તેમજ સન્નિષ્ઠ લોકસેવક અને ઉત્સાહી રાષ્ટ્રભક્તના સાચા સ્વભાવનું સુયોગ્ય ઉદાહરણ પૂરું પાડે એવા બધા જ સદ્‌ગુણોનો એમનામાં સમાવેશ થતો હતો.

*

"લોકશાહી એટલે મતદારમંડળો (electorates)–તેમને કેળવવાનો માર્ગ લોકશાહી દ્વારા જ હોવાથી જોખમો ખેડીને પણ લોકશાહી માર્ગે આપણે જવું રહ્યું. તેનો અર્થ એ છે કે જેને હૈયે દેશહિત હોય એના ઉપર પોતાનાં દરેક પ્રકારનાં વર્તનની સચ્ચાઈ અને સંયમનો બહુ મોટો બોજો આવી પડે છે."

ગણેશ વાસુદેવ માવળંકર

*

# પ્રભાવક અને સમતોલ સ્પીકર

હરિ વિષ્ણુ કામત

સને ૧૯૪૬માં ન્યુ દિલ્હીમાં ભારતની 'કૉન્સ્ટિટ્યૂઅન્ટ ઍસેમ્બ્લી' પહેલી વાર મળી ત્યાં સુધી હું દાદાસાહેબ માવળંકરને મળેલો નહિ. થોડાક જ મહિના બાદ, આઝાદ ભારતની પહેલી પાર્લમેન્ટના, બલ્કે, 'હાઉસ ઑફ ધિ પિપલ'ના (પછી જે 'લોકસભા' કહેવાઈ તેના) સ્પીકરના પદ માટે તેમની વરણી થઈ.

અડગતા અને હિંમતપૂર્વક પોતાની દુર્વહ ફરજો બજાવતાં એ ઉચ્ચ પદને તેમણે વિશિષ્ટતાપૂર્ણ બનાવ્યું. આ કઠિન કાર્યમાં વૈવિધ્યભર્યા અનુભવની મિજૂતા અને માનસિક જાગરૂકતા તેઓ લાવ્યા; અને તે તેમને એવે સમયે ઉપયોગી થઈ પડી કે જ્યારે આપણા દેશમાં પાર્લમેન્ટરી લોકશાહી સંસ્થાઓ તેમના બાલ્યકાળમાં હતી, અને શ્રેયસ્કર રૂઢિઓ અને સ્વસ્થ પરંપરાઓ હજુ ઊભી કરવાની હતી.

જ્યારે મહત્ત્વના પ્રશ્નો ઊભા કરવામાં આવતા ત્યારે તેઓ કેટલીકવાર તો અનેક દિવસો સુધી તે વિષે ચિંતન કરી તેની પર્યાલોચના કરતા અને તે પછી જ પોતાના નિર્ણયો જણાવતા, જેમાંના ઘણા તો ઉત્તમ ગણાયા છે. ખાસ કરીને, એક તો મને યાદ છે. જ્યારે લાયકઅલી હૈદ્રાબાદની જેલમાંથી નાસી છૂટયા હતા ત્યારે એની ચર્ચા-વિચારણા માટે સભામોકૂફીની દરખાસ્ત 'હાઉસ' સમક્ષ લાવવા મેં પ્રયાસ કર્યો હતો. એ મુદ્દામાં કેન્દ્ર સરકારની જવાબદારી નક્કી કરવાનો સવાલ આવતો હોવાથી, તેઓએ દસેક દિવસ સુધી તેનો નિર્ણય કરવાનું મુલતવી રાખ્યું, અને કેન્દ્ર સરકાર જવાબદાર હતી એ છેવટે એમણે એવી રીતે વિશદ કર્યું કે તેમના નિર્ણયની દલીલો અને રજૂઆત સાંભળવી એ એક આનંદનો વિષય હતો.

શિષ્ટતા અને સમતુલાપૂર્વક તે બોલતા, અને એમનામાં જે રમૂજવૃત્તિ હતી તે ગ્રામ્ય કે અશિષ્ટ ન હતી. જરૂર પડયે તેઓ 'ટ્રેઝરી બેન્ચિઝ' [લોકસભામાં સ્પીકરના જમણા હાથ તરફથી આગલી હરોળની બેઠકો—જેના ઉપર વડા પ્રધાન, નાણાં પ્રધાન વગેરે અધિકારી બેસે છે] સમક્ષ પણ અડગ રહેતા અને ધીમે રહીને તેમના પર શાસન કરતા. અને એક બે પ્રસંગે તો સમર્થ વડા પ્રધાન જવાહરલાલ નેહરુનો પણ વિરોધ કરતાં તેઓ ખમચાયા નહોતા.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી તરત જ માવળંકર જેવા પ્રભાવક કક્ષાના માણસને સ્પીકરપદ આપવામાં આવ્યું તે સાચે જ એક સદ્‌ભાગ્ય હતું, અને તેઓશ્રી માટે ખરેખર એમ કહી શકાય કે સુયોગ્ય માણસ સુયોગ્ય અવસર પર સાંપડયા. આપણે આશા રાખીએ કે તેઓશ્રીએ નાખેલા મજબૂત પાયા ઉપર હવે પછીના સ્પીકરો શાણપણભર્યું, સરસ ચણતર કરશે.

*

"સમાજના જુદા જુદા વર્ગો એકબીજાના વિરોધીઓ નથી, પણ એકબીજાના પૂરક છે. આપણી સમાજરચનામાં નથી ચાલવાનું પાયખાનું સાફ કરનાર ભંગી સિવાય કે નથી ચાલવાનું આપણી ધારાસભા સિવાય. સમાજની દૃષ્ટિએ ભંગી કે ધારાસભા અને તેના પ્રમુખ બન્ને આવશ્યક છે, અને રાષ્ટ્રજીવનમાં બન્ને પોતપોતાનો ફાળો આપે છે. એ સમદૃષ્ટિની આજે બહુ જરૂર છે. જૂના વિચારો અને ટેવોને કારણે એ સમદૃષ્ટિ લાવવી તે સહેલું કામ નથી. બુદ્ધિ કે વિચારથી ગળે ઊતરેલી વાત પણ અમલમાં લાવવી બહુ અઘરું કામ છે. સંસાર અસાર છે એમ કોણ નથી જાણતું? છતાં સંસાર કેટલાએ છોડયો? યોગ્ય કેળવણીથી, સમજાવટથી અને ધીમે ધીમે આગળ વધવાથી જ સમાજની દૃષ્ટિ અને વર્તનમાં યોગ્ય પલટો આવી શકે અને આપણે લોકશાહી તરફ જતી ખરી ક્રાંતિ લાવી શકીએ."

ગણેશ વાસુદેવ માવળંકર

*

# દાદાસાહેબનું સ્પષ્ટ ચિત્ર

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

એમ કહેવાય છે કે રાજાની સવારી એક જ જોઈ હોય, તો એનું આબેહૂબ ચિત્ર મનમાં ખડું કરવું સહેલું છે, પણ આપણી માને આપણે રોજ જોતા હોઈએ તેની પ્રતિકૃતિ મનમાં સ્થિર કરી શકાતી નથી. આવી જ રીતે કદાચ જેમની સાથેનો આપણો પરિચય વધારે હોય તેમને વિશે કંઈ પણ લખવું બહુ અઘરું થઈ પડે છે,* અને ઓછા પરિચયવાળા વિશે આપણે વધારે સહેલાઈથી લખી શકીએ. આ દૃષ્ટિએ જેમને વધારે ઓળખતા હોઈએ તેમને ન્યાય કરવાનું કાર્ય અત્યંત કઠિન બને છે; તો જેમને આપણે ઓછા ઓળખતા હોઈએ, તેમના જીવનના અમુક જ પાસા સાથે સંબંધમાં આવ્યા હોઈએ તે પરથી તેમના સમસ્ત વ્યક્તિત્વનું મૂલ આંકવા જતાં તેમને અન્યાય થવાનો સંભવ વધારે છે. સ્વ. દાદાસાહેબ સાથેનો મારો પરિચય બિલકુલ ગાઢ નહોતો અને છતાં મને થોડુંઘણું પણ લખવાનું ફરમાન થયું છે. તેને માન આપી જે કંઈ લખ્યું છે, તેમાં તેમને 'અન્યાય' નહિ થાય એમ આશા રાખું છું.

અન્યાય થાય કે ન થાય તેનો આધાર, પરિચય કઈ જાતનો છે, અને જે કંઈ પરિચય થયો હોય તેને કયા દૃષ્ટિબિંદુથી સમજવામાં આવે છે તેના ઉપર છે. લાંબા પરિચય છતાં પણ બે વ્યક્તિઓ એકબીજાથી તદ્દન 'અજાણ' હોઈ શકે, અને જીવનમાં થોડી વાર મળી હોય તેવી વ્યક્તિઓ એકબીજાની નિકટ હોઈ શકે. વ્યક્તિના જીવનમાં અનેક પાસાં હોય છે—કેટલાંએક છીછરાં અને કેટલાંએક ઊંડાં, અને એના જીવનમાં જે પરિવર્તન થતું હોય તેનાં બલાબલની ખેંચતાણમાં ગમે ત્યારે ગમે તે પાસું બહાર વ્યક્ત થાય છે. આપણામાં કહેવત છે કે માણસનું નસીબ પાંદડાં આડે ઢંકાએલું હોય છે, તેવી જ રીતે વ્યક્તિઓ વચ્ચેનો સંબંધ પણ એક પાંદડા આડે ઢંકાએલો હોય છે. એ પાંદડું, થોડો પવન આવે અને ખસી જાય તો વ્યક્તિઓ એકબીજાને થોડે કે ઘણે અંશે જાણી શકે છે, ઓળખી શકે છે.

મારો કહેવાનો ભાવાર્થ એવો નથી કે બાહ્ય વ્યવહારની દૃષ્ટિએ સ્વ. દાદાસાહેબ મારા મિત્ર હતા. એ મારા મુરબ્બી હતા, એમના કાર્યક્ષેત્રથી કે સામાજિક દૃષ્ટિએ હું દૂર હતો, છતાં એમની સાથે હું જે થોડાઘણા સંબંધમાં આવ્યો તે પરથી તેઓ કેવા હતા તે બાબત રજૂ કરવાનો પ્રયત્ન કરું છું.

૧૯૨૭ની સાલમાં અમદાવાદ અને ગુજરાતમાં અતિવૃષ્ટિ થઈ, તેમાં અમદાવાદમાં કેટલાં યે ઘર પડી ગયાં, અને માતર તાલુકાનાં લગભગ ૨૦ કે ૨૨ ગામ તદ્દન તારાજ થઈ ગયાં. રેલસંકટ-નિવારણ માટે અમદાવાદમાં એક સમિતિ નીમાઈ, તેમાં શ્રી. અંબાલાલ સારાભાઈ, શ્રી. કસ્તુરભાઈ લાલભાઈ, શ્રી. ભોગીલાલ સુતરીઆ, શ્રી. દાદાસાહેબ માવળંકર વગેરે હતા, અને વરસાદને લઈ ક્યાં ક્યાં કેટલું કેટલું નુકસાન થયું તેની વિગતો એકઠી કરવાની હતી તે કામને અંગે એક સ્વયંસેવક તરીકે હું જોડાએલો. પછી વિગતો એકઠી થઈ રહી એટલે શ્રી. દાદાસાહેબે મને કહ્યું: 'પ્રાણજીવન, હવે અહીંનું કામ પૂરું થયું. જો ખરેખર કામ કરવું હોય તો તમે ગામડાંઓમાં જાઓ, અને ત્યાં જઈને લોકોને મદદ આપો.' મને જરા ખરાબ લાગ્યું કે મારે કામ કરવું છે તો પણ મને કેમ રજા આપી દે છે? પણ શ્રી. દાદાસાહેબનું કહેવું ખરું હતું. રેલસંકટ નિવારણની ઑફિસમાં માત્ર કારકુનનું જ કામ હતું, અને ખરું કામ રેલમાં તારાજ થએલાઓને મદદ કરવાનું હતું. મારા મનમાં અવઢવ ચાલતો હતો એટલામાં શ્રી. નરહરિભાઈ આવ્યા, અને તેમણે માતર તાલુકાનું બહુ જ ભયંકર ચિત્ર ખડું કર્યું અને મને નડીઆદ થઈને ખેડા, ગોવિંદપુરા, નાયકા, નવાગામ બારેજા વગેરે જવા કહ્યું, અને મેં અહીંથી બારેજા, નવાગામ નાયકા એ રીતે જવાનું કબૂલ્યું, અને શ્રી. દાદાસાહેબે જે કહ્યું હતું તે

* આવી જ વિશેષ નામોને પ્રમાણશાસ્ત્રમાં 'સામાન્ય' (universal) નામોની કક્ષામાં મૂકવામાં આવે છે.

ખરું હતું તેની મને પ્રતીતિ થઈ. સંકટગ્રસ્ત વિસ્તારમાં જે મદદ મોકલવાની હતી, તેની વ્યવસ્થા શ્રી. વલ્લભભાઈના હસ્તક હતી, અને જે વીસ ગામ મને સોંપ્યાં હતાં તેમાં ત્રણ જગ્યાએ તો તરીને જવાનું હતું, અને બાકીના આખે રસ્તે ઢીંચણભેર કે તેથી વધારે પાણી હતાં. શરૂઆતમાં મોકલેલી લગભગ રૂ. ૫૦૦/ની રકમ ખવાઈ ગઈ હતી, એ વાત મેં શ્રી. વલ્લભભાઈ આગળ મૂકી. તેઓ એ વખતે ખમાસા ગેટવાળા મકાનમાં પહેલે માળ રહેતા હતા, અને નાના ઓરડામાં ગોળ આંટા મારતા મારતા મને સાંભળતા હતા. મારી વાત સાંભળીને એ બહુ જ ઉગ્ર થઈ ગયા—મને યાદ છે કે જે ભાઈએ રકમ દાબેલી તેમની પાસેથી તેમણે તે વસૂલ કરાવેલી. આ થોડું વિષયાન્તર થયું. તો પણ અહીં એટલું કહેવું જરૂરી છે કે મારું સામાજિક હિતનું કાર્ય એટલે શું એની યાદ મને શ્રી. દાદાસાહેબ પાસેથી મળી, એમણે જે રીતે મને કહ્યું: 'પ્રાણજીવન, હવે અહીંનું કામ પુરું થયું, અને જો ખરેખર કામ કરવું હોય, તો તમે ગામડાંઓમાં જાઓ'—એ એટલી સ્પષ્ટતાથી કહ્યું કે એ વાક્યનો અર્થભાર હજી પણ મારા મનમાં એમ ને એમ રહેલ છે: અને અત્યારે હું એમ કહી શકું કે શ્રી. દાદાસાહેબનું ચિત્તતંત્ર બહુ જ સ્પષ્ટ હતું—હરકોઈ પ્રશ્નનાં જેટલાં પાસાં હોય તે તેઓ એકીસાથે જોઈ શકે, અને એમાંનાં મુખ્ય અંગો કયાં, તથા આનુષંગિક અને આકસ્મિક કયાં તે તેઓ બરાબર જોઈ શકે એવી એમની બુદ્ધિ હતી, અને એ બુદ્ધિ એમને વકીલાતના ધંધામાં જ ઉપયોગમાં આવેલી એટલું જ નહિ, પણ બુદ્ધિની એ પૃથક્કરણ શક્તિ એમના કૌટુમ્બિક સંબંધમાં કે પછી પોતાની જાતની વિરુદ્ધ પણ વાપરવા તેઓ અચકાય નહિ એમ હું માનું છું.

દાદાસાહેબની સાથેનો મારો બીજો પ્રસંગ અહીં ટાંકવાની જરૂર છે. કદાચ ૧૯૩૧ની સાલના છેવટના મહિનાઓ હશે. ૧૯૩૦-૩૧ની લડતમાં બીજા મિત્રો સાથે રોજના ૧૦ થી ૧૨ કલાક અમે કામ કરતા. તેમાં મારી પાસેથી મારું કામ અચાનક લઈ લેવામાં આવ્યું, અને મારું જીવન મને એટલું ખાલી થઈ ગએલું લાગ્યું કે પછી લડતનો વિચાર છોડી એ બધા કલાકો મેં મારો થીસીસ લખવામાં ગાળ્યા. દિવસની ટ્રેઈનમાં હું વડોદરાથી અમદાવાદ આવતો હતો, ત્યાં આણંદના સ્ટેશને દાદાસાહેબ ત્રીજા વર્ગના ડબ્બામાં મને જોઈને આવ્યા. તેમણે માત્ર ટૂંકું પાટલૂન કે ચડ્ડી અને ખાદીનું પહેરણ પહેરેલું. પહેલાં થોડી સામાન્ય વાતચીત થઈ, અને પછી એમણે મને કહ્યું કે,—'પ્રાણજીવન, મારાં પહેલાં પત્ની ગુજરી ગયાં એને હું એક આશીર્વાદ સમાન ગણું છું. કારણ એ જો જીવતાં હોત, તો મારું મન મુક્ત ન થઈ શકત. અને હવે આટલે વર્ષે હું સમજું છું કે આપણા જીવનમાં જે કંઈ આફત આવે તેમાંથી આપણને ઘણું મળે છે. એ જો જીવતાં હોત તો સેવાનો આદર્શ મારા મનમાં ન ઊગત.'

એમના બરાબર શબ્દો યાદ નથી—પણ એમના કહેવાનો જે ભાવાર્થ હતો, તે મારા મનમાં ઊંડે સુધી ખૂંતી ગયો, અને ઉપરનાં વાક્યોમાં મેં એમના જ ભાવાર્થને મૂકેલ છે.—શ્રી. દાદાસાહેબ કરતાં ઉંમરે હું બહુ નાનો, છતાં એમણે મારામાં એવું તે શું જોયું, કે તેઓએ મારી આગળ એમનો આ વિચાર મૂક્યો તે હજી પણ મને સમજાતું નથી.

હરકોઈ વ્યક્તિના જીવનપ્રવાહના વહેણને સમજવું અત્યંત મુશ્કેલ છે; અને તેમાં ય વ્યક્તિ જ્યારે પોતાના આંતર જીવન વિશેનું વિધાન બીજી વ્યક્તિને કહે ત્યારે એને માર્યામચડ્યા વગર, એનાં આંતરિક જીવનનાં પરિબળો કઈ દિશા તરફ વહે છે એ વિશે અભિપ્રાય આપવો દુષ્કર છે. શ્રી. દાદાસાહેબે ઉપર કહ્યું તેથી આપણે એમ માનવાનું નથી કે તેઓ પોતાનાં બીજી વારનાં પત્નીને ચાહતા નહોતા, અથવા એમના વિધાનને લીધે એમના કૌટુમ્બિક જીવનમાં એ કોઈને અન્યાય કરતા. વ્યક્તિગત જીવનના આંતરિક અનુભવો વિશે બાહ્યનૈતિક દૃષ્ટિબિંદુથી મૂલ્યાંકન કરતાં ઘોર અન્યાય થવાનો સંભવ છે, એટલે કંઈ પણ વિધાન ન કરવું એ જ સારું છે. અહીં માત્ર એટલો જ અર્થ હોઈ શકે કે હરકોઈ વ્યક્તિ જો માત્ર ક્ષુદ્ર સ્વાર્થથી પ્રેરાયા વગર, જીવનનો અર્થ સમજવા પ્રયત્ન કરે તો તેવી વ્યક્તિના જીવનમાં અમુક કાળે એવો પ્રસંગ આવે છે કે જેથી થોડે ઘણે અંશે પણ મનની મુક્તિ એટલે શું એની એને ઝાંખી થાય છે. જીવનમાં જેને જેને આવો અનુ-

ભવ થએલો હોય તેને ચિત્તશાસ્ત્રી વિલિયમ જેમ્સ ખરા અર્થમાં 'દ્વિજ' (twice-born) કહે છે. આ રીતનો પુનર્જન્મ થયા પછી વ્યક્તિના જીવનનું વહેણ કઈ દિશાએ વહે, તે મુકરર કરવું મુશ્કેલ છે–શ્રી. દાદાસાહેબનું જીવન સેવાધર્મ પ્રત્યે વહ્યું. અને જો ચિંતનની સ્પષ્ટતા એમના 'મુક્તિ'ના અનુભવમાંથી મળી તેની તે સ્પષ્ટતા એમણે પોતાની જાતનું પૃથક્કરણ અથવા પોતાના પુત્રોના ઉછેર પ્રત્યેના દૃષ્ટિબિંદુમાં વાપરી એમ કહીએ તો તે અસ્થાને નહિ ગણાય.

મનની અમુક 'ગ્રંથિ' ગ્રંથિ ન રહે, અને મન થોડે ઘણે અંશે પણ મુક્ત થાય, તો એ મુક્તિનો 'ઉપયોગ' માણસ અધ્યાત્મ માર્ગના પ્રયત્નમાં કરી શકે છે, અને મારા એક મિત્ર પાસેથી જાણ્યું છે કે છેલ્લે છેલ્લે એમને આ બાબતમાં જિજ્ઞાસા થએલી. જર્મન ફિલસૂફ કાન્ટ જ્યારે ગુજરી ગયો ત્યારે આકાશમાં એક અત્યંત સુંદર વાદળું ધીમે ધીમે જતું હતું, અને રસ્તે જતા એક સામાન્ય માણસે કહ્યું: 'There goes the soul of Kant'. તેવી રીતે શ્રી. દાદાસાહેબ ગયા ત્યારે મોટી ગાજવીજ સાથે વરસાદના છાંટા પડેલા–શ્રી. દાદાસાહેબ પૃથ્વી પર માર્જન કરતા એ રીતે ગયા!

*

"......મોંઘવારી ખૂબ છે, કેટલીક ચીજો કરવી જોઇએ એ બધું ખરું, પણ ખર્ચ ખૂબ જ થાય છે. આ ઘર મારું છે, સહુનું છે એમ દરેક જણ સમજે અને એ રીતે કરકસર કરે–એવું ન કરીએ તો આ બધું ચાલશે કેવી રીતે? મને આજે સરકારી પગાર મળે છે એ સાચું, પણ તે કાયમી નથી. નવી ચૂંટણીઓ આગામી ૬–૭ મહિનાઓમાં થશે. એમાં કૉંગ્રેસવાળાઓ મને રાખશે કે નહીં તે નક્કી નથી અને હું તેમને કહેવા પણ જવાનો નથી. વારુ, હું ચૂંટાયો તો પણ પગારવાળી જગ્યા મેળવવી એવું મને થતું નથી. મને ૬૩ વર્ષ થયાં. હવે કુટુંબ માટે કેટલા દિવસ મારે રળતા રહેવું? એટલે આ બધી બાબતો દરેકે લક્ષમાં લઈને પછી 'જોઈએ તે જોઇએ જ' એવો વિચાર કરવો જોઇએ. સદ્‌ગત પૂજ્ય પિતાશ્રી બાબાની હયાતિમાં એમના પગારની અને ઈનામ ગામના ઉત્પન્નની આવક હતી તો પણ અમારું એકંદર ખર્ચ કાયમી આવકની મર્યાદામાં રહીને થતું હોવાથી બાબાની પાછળ પણ અગાઉની જેમ જ સંતોષથી અમે રહી શક્યાં. ખર્ચ કરવાની ટેવો પડતાં વાર લાગતી નથી, બલ્કે એવી ટેવો પડી એવું ધ્યાનમાં પણ આવતું નથી; અને, સાદાઇને કંજુસાઈ તથા ઉડાઉપણાને ઉદારતા આપણે બધાં સમજવા લાગીએ એવી કમનસીબ સ્થિતિ આજે આપણા સમાજમાં ઊભી થઈ છે! આ પ્રવાહની વિરુદ્ધ, પાણી પર માથું રાખવું તે કઠણ છે. પણ આગળ જતાં, કુટુંબીજનોને અઘરું ન પડે તથા તેઓ દુઃખી કે કષ્ટમય થવાનો વારો ન આવે તે ખાતર આવું કહેવાની જરૂર છે. જે રીતે ખર્ચ થઈ રહ્યું છે એવું ખર્ચ બહુ દિવસ હું તો નહીં ખમી શકું, અને પછીના સમયની તો કલ્પના જ કરો! આમાં કોઈનો ય દોષ કાઢવાનો હેતુ અગર વિચાર નથી. અમુક એક જ વ્યક્તિ વધારે ખર્ચ કરે છે એવું પણ કહેવાનો આશય નથી. પરંતુ, બધાંએ મારા માટે નહીં પણ પોતપોતાનું ભાવિ સમાધાનભર્યું ને સુખી થાય તે ખાતર વિચાર કરવો જોઇએ. આ વિષે જેટલું લખીએ તેટલું ઓછું જ છે. સમક્ષમાં જ વાત કરીશું."

દાદાસાહેબ માવળંકર

[નવી દિલ્હીથી તા. ૨૪ મે ૧૯૫૧ ને રોજ અમદાવાદમાં કુટુંબને પાઠવેલા મૂળ મરાઠી–સ્વહસ્તે લખેલા–પત્રમાંથી. ભાવાનુવાદ.]

*

# મૃતકપૂજા અને વિભૂતિપૂજા

## કેટલાંક દૂષણો

**જશવંત શેખડીવાળા**

માણસ એક એવું કૃતજ્ઞ પ્રાણી છે કે તે પોતાના ઉપર એક યા બીજા પ્રકારનો ઉપકાર કરી જનાર વ્યક્તિને ભૂલતું નથી. કૃતજ્ઞતાની આવી લાગણીમાંથી પૂર્વજપૂજા અને વિભૂતિપૂજાનો આરંભ થયો છે. માનવીનાં વહેમ અને લાલચુવેડાએ (જે વિભૂતિએ જીવતાં મદદ કરી છે તે મૂઆ પછી પ્રેતાત્મારૂપે પણ મદદ કરે કદાચ, એવી માન્યતાએ) તેમજ ભીરુતાએ (જીવતાં જેની પૂજા-અર્ચના કરતાં તેના મર્યા પછી ભૂલી જઈએ તો રખેને એનો પ્રેતાત્મા આપણું અહિત કરી દે, એવા ભયે) એની પૂજાને દૃઢમૂલ અને વ્યાપક કરી છે. વિભિન્ન દેશકાળ હેતુ અનુસાર એનાં વિભિન્ન રૂપ અસ્તિત્વમાં આવ્યાં છે. પ્રાચીન કાળમાં ઇજિપ્તમાં તેમ જ ગઈ કાલના ચીનમાં અને જાપાનમાં પૂર્વજપૂજા વ્યાપક પ્રમાણમાં પ્રચલિત હતી. વર્તમાન ભારતમાં પૂર્વજપૂજા અમર્યાદ રૂપમાં હજી ય ચાલુ છે. પણ પ્રાચીન ઇજિપ્ત મરી ગયું, ચીનમાં સામ્યવાદી શાસન સ્થપાયું તેમ જ જાપાનમાં શિક્ષણ અને વિજ્ઞાનનો બેશુમાર વિકાસ થયો; પરિણામે ત્યાં અંધશ્રદ્ધાયુક્ત અને અવિવેકપૂર્ણ પૂર્વજપૂજાનો અંત આવ્યો અથવા તો એનું પ્રમાણ ઘણું ઘટી ગયું; જ્યારે ભારતમાં આઝાદી પછી 'સંસ્કૃતિ'ને નામે યા નેતાપ્રશસ્તિને નામે યા વીરપૂજાના અંચળા નીચે મૃતકોની પૂજા કરવાનું વલણ ચાલુ રહ્યું, એટલું જ નહિ, સમયના પ્રવાહ સાથે એ પ્રવૃત્તિ બેહદ વધતી ગઈ.

અવસાન પામેલ પૂર્વજો અને વિભૂતિઓની પૂજા પાછળ ગમે તેવાં બલિદાન આપતાં આજે ય ભારતીય—ખાસ કરીને હિંદુ—પ્રજાજન પાર વગરનો ઉમળકો અનુભવે છે. હિંદુઓએ વરસનું આખું પખવાડિયું પૂર્વજ-પૂજા માટે, શ્રાદ્ધ માટે નિશ્ચિત કરી દીધું છે. એક સામાન્ય હિંદુ એના વર્તમાન જીવનને ભોગે પણ પરલોકગત વ્યક્તિની પૂજા-ભક્તિ ચાલુ રાખે છે. એવી ભક્તિ પાછળ નથી હોતાં બુદ્ધિ-વિચાર કે નથી હોતો વ્યવહાર—વાસ્તવિકતાનો ખ્યાલ. તે પાછળ હોય છે જડ ગતાનુગતિકતા, કેવળ ઊર્મિલતા, અમર્યાદ લાગણીવેડા, અવિવેકી ભાવનાગ્રસ્તતા અને નરી આદર્શવેલછા. અને આમ છતાં, આ વિચિત્ર પ્રણાલીને સરકારે, નેતાઓએ, સમાજ અને સંસ્કારસેવકોએ—પોતાના અમુક સ્વાર્થ તેથી સિદ્ધ થતા હોવાથી (જેવા કે પ્રજાને એના પ્રવર્તમાન પ્રશ્નોથી તત્કાળ વિમુખ કરી શકાય, વિભૂતિપૂજાના અંચળા હેઠળ સ્વપક્ષનો પ્રચાર કરી શકાય, પોતાની લાગણીશીલતા અને આદર્શ સંબંધમાં દેખાવ કરી શકાય, એ નિમિત્તે ફંડફાળા ઉઘરાવવાની અને તેમાંથી થોડો હિસ્સો પ્રાપ્ત કરી લેવાની તક ઝડપી લેવાય, વગેરે)—ખૂબખૂબ ઉત્તેજન આપ્યું છે. પરિણામે મૃતકપૂજા વ્યક્તિગત વિલક્ષણતા ન રહેતાં હવે રાષ્ટ્રીય વિલક્ષણતા, 'સરકારી' વિલક્ષણતા બની છે. એમાંથી આજે વિચિત્ર, વિકૃત અને સાવ હાસ્યાસ્પદ લાગે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. નવા નેતાઓ જેવા કે મહાત્માજી, પંડિત નેહરુ, સરદાર પટેલ, સુભાષચંદ્ર બોઝ, લાલબહાદુર શાસ્ત્રી; જૂના નેતાઓ જેવા કે રાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને અતિ પ્રાચીન 'અવતારો' જેવા કે રામચંદ્રજી, શ્રીકૃષ્ણ, ગણપતિ, દુર્ગા યા ભવાની યા સોમનાથની સ્મૃતિ કાયમ જાળવવા માટે, તેમજ એમના ઉપદેશને જનતામાં જીવંત રાખવા માટે, અથવા એમની ભુલાએલી ભક્તિ ફરીથી જાગૃત કરવા માટે, ભાતભાતની અતિ ખર્ચાળ સ્મારક યોજનાઓ ઠેકઠેકાણે સરકારી રાહે અને પ્રજાપક્ષે શરૂ કરવામાં આવી છે. કરોડોના ખર્ચે સોમનાથના મંદિરનું પ્રાથમિક કાર્ય પૂરું થયું. પણ, હજી બાકીનાં કાર્ય વધુ ફંડફાળો મળતાં હવે પછી પૂરાં કરવામાં આવશે. પ્રતાપગઢ ઉપર આવેલા ભવાનીના મંદિરનો પુષ્કળ ખર્ચ કરી પુનરુદ્ધાર કરવામાં આવશે; મુંબઈમાં છત્રપતિ શિવાજીનાં વધુ પૂતળાં લાખોના ખર્ચે ઊભાં થશે; કન્યાકુમારી નજીક સાગર વચ્ચેના ખડક પર ચાલીસ લાખ રૂપિયાને ખર્ચે સ્વામી વિવેકાનંદનું સ્મારક રચાશે; બાપુજીની સોમી જન્મજયંતિ કરોડોના ખર્ચે ધામધૂમથી મહિનોમાસ સતત ઉજવાતી રહેશે;

રાસમાં ૭ લાખના ખર્ચે સરદારનું સ્મારક ખડું કરવામાં આવશે; ભાવનગર મ્યુનિસિપાલિટી તેવીસ હજાર રૂપિયાનો ખર્ચ કરી સરદારનું બાવલું મૂકશે, આંતરરાષ્ટ્રીય શાંતિ અને સમજૂતિ વધારવાના ઉત્તમ પ્રયાસો બદલ શ્રી ઊ થાન્ટને એક લાખ રૂપિયાનું નેહરુ ઈનામ અપાશે, વગેરે પ્રકારના સમાચારો અખબારોમાં અવારનવાર પ્રગટ થતા રહે છે. અને છતાં કોઈ દેશવાસીના પેટનું પાણી જરા પણ હાલતું નથી! મહાત્માજી, પંડિતજી અને શાસ્ત્રીજીની દબદબાભરી અમીરી, આંજી નાખે એવી અને સુદીર્ઘ સમય સુધી સતત ચાલુ રહેતી 'ભવ્ય' સ્મશાનયાત્રાઓની 'ઉજવણી'ના અહેવાલ રેડિયો અને અખબારો પ્રજાને બેહદ રસપૂર્વક પીરસે છે; અને ભાવિક પ્રજાજનો–શ્રીકૃષ્ણની પ્રત્યક્ષ રાસલીલા જોતા ભક્ત નરસૈયાની અલૌકિક મસ્તીથી–એ બધું અપૂર્વ ઉત્સાહથી માણતા રહે છે!

રાષ્ટ્ર અને ધર્મના આ બધા નેતાઓનાં સાચાં અને આરોપિત નામ-કામને એવાં તો વ્યાપક બનાવી દેવામાં આવ્યાં છે, એ સંબંધમાં એવો તો ઉગ્ર પ્રચાર થયો છે, કે તે વિશે કાંઈ પણ ટીકા થાય તો તુરત જ તેને અનુચિત, અનુદાર, બલકે પ્રત્યાઘાતી અને દેશદ્રોહી ગણી લેવાનો–માની લેવાનો–એક શિરસ્તો આપણે ત્યાં સ્થપાઈ ગયો છે. એટલે કે, અવસાન પામેલા નેતાઓની સ્મૃતિ જાળવવા નિમિત્તે ભલે પ્રજાના કરોડો રૂપિયાનો સાવ નિરર્થક દુર્વ્યય થતો રહે, અનર્ગળ સાધનસામગ્રી અને માનવશક્તિ નકામાં વેડફાતાં રહે, તે સંબંધી કોઈથી કશી જ ટીકા કદી પણ થઈ શકે નહિ. નેતા-સ્મારકને નામે ગમે તેવું બુદ્ધિહીન કાર્ય થતું હોય તો પણ તેની કશી આલોચના કરી શકાય નહિ. અને જો કદાચ કોઈ તે વિશે કંઈક ટીકા-ટિપ્પણ કરવાનો પ્રયત્ન કરે તો તેનું, એવા સ્મૃતિસ્મારક આદિ ખડાં કરનારા નેતા-સેવકો દ્વારા, 'બેવકૂફ', 'નાસ્તિક', 'વાંક દેખા', 'નિર્મમ માણસ' તરીકે અપમાન થયા વિના રહે નહિ! ક્યારેક એવી ટીકાનાં ક્રૂર અને દુઃખદ પરિણામો માટે પણ એણે તૈયાર રહેવું પડે. આમ મૃતકપૂજાની અંધશ્રદ્ધા અને તેનું ઝનૂન આપણે ત્યાં લગભગ પરાકાષ્ઠાએ પહોંચ્યાં છે. મૃતકપૂજાના મહાપંથનું આ એક સૂત્ર સર્વત્ર વ્યાપક બન્યું છે: જીવતાં માનવીઓની ભલે ગમે તેવી બૂરી અવદશા થતી હોય–જીવતાં માનવી ભલે કમોતે મરી જતાં હોય–મરેલાંની ભવ્ય પૂજાઅર્ચના ચાલુ રહેવી જોઈએ!

આ બધું જોઈ પ્રાચીન ઇજિપ્તની મૃતકપૂજાની ભવ્ય પરમ્પરા યાદ આવે છે. ત્યાંના શાસકો–નામે ફારોહા–જ્યારે સ્વર્ગવાસી થતા ત્યારે તેમની સ્મૃતિ કાયમ રહે તે માટે તેમનાં કસ્તૂરી ભરેલાં શબ ઉપર ગગનચુંબી પિરામિડ ખડાં કરવામાં આવતાં. એ પિરામિડ ખડાં કરવાનું તમામ ખર્ચ, લોહી-પરસેવાને ભોગે કરવેરા ભરનાર ગરીબ પ્રજા પૂરું પાડતી. પરિણામે ફારોહાનાં કસ્તૂરી ભરેલાં શબ અને એમની ઉપર ઊભા કરાયેલ મકબરા–પિરામિડ–જીવતાં રહ્યાં, પણ પ્રજા ખતમ થઈ ગઈ. ઇજિપ્તની અતિપ્રાચીન સંસ્કૃતિનો પૃથ્વીના પટ ઉપરથી સદંતર લોપ થઈ ગયો. ડેવીસ, ડુરાન્ટ, વેલ્સ અને ટૉઇન્બી જેવા જગવિખ્યાત ઇતિહાસકારોએ પણ નોંધ્યું છે કે જીવતાંની ભયંકર ઉપેક્ષા કરી મરેલાંની સ્મૃતિ અમર કરી દેવાના બેહૂદા પ્રયત્નો અને ખ્યાલોમાં જગતની સૌથી પ્રાચીન સંસ્કૃતિનો કરુણ ખાત્મો થઈ ગયો. પરંતુ ઇતિહાસમાંથી કદી કશું જ ન શીખનાર એવા આપણે–સરકાર અને લોકો બેઉ–પ્રાચીન ઇજિપ્તમાં પ્રચલિત એવી મૃતકપૂજાને જ રજેરજ અનુસરી રહ્યા છીએ, એ વિશે ભાગ્યે જ કશો વિચાર કરીએ છીએ. વસ્તુતઃ મહાત્માજી, નેહરુજી અને શાસ્ત્રીજીની જેવી ભવ્ય શાનદાર સ્મશાનયાત્રાઓ આપણે ભારતમાં યોજી હતી તેવી સ્મશાનયાત્રાની તો પ્રાચીન ઇજિપ્તના ફારોહાઓએ સ્વપ્નમાં ય કલ્પના કરી નહિ હોય! આ બધું કેવું વિચિત્ર છે! મરેલાંઓની સ્મૃતિ જાળવવા પાછળ જીવતાંઓની જાણે સાવ વિસ્મૃતિ થઈ ગઈ છે. કરોડો રૂપિયાના ખર્ચવાળી, લાખો લોકોના કીમતી કામના સેંકડો-હજારો કલાકો વેડફી નાખતી, અનર્ગળ સાધનસામગ્રીનો વ્યય કરતી, લોકોને શોગિયા, નિષ્ક્રિય અને વેવલા બનાવતી આવી મૃતકપૂજાથી મરેલાં અને જીવતાંઓને શો નક્કર ફાયદો થયો, તે વિશે કોઈ વિચાર કરવા થોભતું નથી. આ કેવું શોચનીય છે!

ખરેખર તો મરેલાંઓની સ્મૃતિમાં ખડાં કરાએલાં સ્તૂપો, સ્તંભો, મહાલયો, મ્યુઝિયમો, મકબરા, ચબૂતરા, ઉત્કીર્ણ લેખો, ગ્રંથો અને ચિત્રકલાપો, સેમિનારો અને

# મૃતકપૂજા અને વિભૂતિપૂજા

## કેટલાંક દૂષણો

**જશવંત શેખડીવાળા**

માણસ એક એવું કૃતજ્ઞ પ્રાણી છે કે તે પોતાના ઉપર એક યા બીજા પ્રકારનો ઉપકાર કરી જનાર વ્યક્તિને ભૂલતું નથી. કૃતજ્ઞતાની આવી લાગણીમાંથી પૂર્વજપૂજા અને વિભૂતિપૂજાનો આરંભ થયો છે. માનવીનાં વહેમ અને લાલચુવેડાએ (જે વિભૂતિએ જીવતાં મદદ કરી છે તે મૂઆ પછી પ્રેતાત્મારૂપે પણ મદદ કરે કદાચ, એવી માન્યતાએ) તેમજ **ભીરુતાએ** (જીવતાં જેની પૂજા-અર્ચના કરતાં તેના મર્યા પછી ભૂલી જઈએ તો રખેને એનો પ્રેતાત્મા આપણું અહિત કરી દે, એવા ભયે) એવી પૂજાને દૃઢમૂલ અને વ્યાપક કરી છે. વિભિન્ન દેશકાળ હેતુ અનુસાર એનાં વિભિન્ન રૂપ અસ્તિત્વમાં આવ્યાં છે. પ્રાચીન કાળમાં ઇજિપ્તમાં તેમ જ ગઈ કાલના ચીનમાં અને જાપાનમાં પૂર્વજપૂજા વ્યાપક પ્રમાણમાં પ્રચલિત હતી. વર્તમાન ભારતમાં પૂર્વજપૂજા અમર્યાદ રૂપમાં હજી ય ચાલુ છે. પણ પ્રાચીન ઇજિપ્ત મરી ગયું, ચીનમાં સામ્યવાદી શાસન સ્થપાયું તેમ જ જાપાનમાં શિક્ષણ અને વિજ્ઞાનનો બેશુમાર વિકાસ થયો; પરિણામે ત્યાં અંધશ્રદ્ધાયુક્ત અને અવિવેકપૂર્ણ પૂર્વજપૂજાનો અંત આવ્યો અથવા તો એનું પ્રમાણ ઘણું ઘટી ગયું; જ્યારે ભારતમાં આઝાદી પછી 'સંસ્કૃતિ'ને નામે યા નેતાપ્રશસ્તિને નામે યા વીરપૂજાના અંચળા નીચે મૃતકોની પૂજા કરવાનું વલણ ચાલુ રહ્યું, એટલું જ નહિ, સમયના પ્રવાહ સાથે એ પ્રવૃત્તિ બેહદ વધતી ગઈ.

અવસાન પામેલ પૂર્વજો અને વિભૂતિઓની પૂજા પાછળ ગમે તેવાં બલિદાન આપતાં આજે ય ભારતીય—ખાસ કરીને હિંદુ—પ્રજાજન પાર વગરનો ઉમળકો અનુભવે છે. હિંદુઓએ વરસનું આખું પખવાડિયું પૂર્વજ-પૂજા માટે, શ્રાદ્ધ માટે નિશ્ચિત કરી દીધું છે. એક સામાન્ય હિંદુ એના વર્તમાન જીવનને ભોગે પણ પર-લોકગત વ્યક્તિની પૂજા-ભક્તિ ચાલુ રાખે છે. એવી ભક્તિ પાછળ નથી હોતાં બુદ્ધિ-વિચાર કે નથી હોતો વ્યવહાર—વાસ્તવિકતાનો ખ્યાલ. તે પાછળ હોય છે જડ ગતાનુગતિકતા, કેવળ ઊર્મિલતા, અમર્યાદ લાગણીવેડા, અવિવેકી ભાવનાગ્રસ્તતા અને નરી આદર્શઘેલછા. અને આમ છતાં, આ વિચિત્ર પ્રણાલીને સરકારે, નેતાઓએ, સમાજ અને સંસ્કારસેવકોએ—પોતાના અમુક સ્વાર્થ તેથી સિદ્ધ થતા હોવાથી (જેવા કે પ્રજાને એના પ્રવર્તમાન પ્રશ્નોથી તત્કાળ વિમુખ કરી શકાય, વિભૂતિપૂજાના અંચળા હેઠળ સ્વપક્ષનો પ્રચાર કરી શકાય, પોતાની લાગણીશીલતા અને આદર્શ સંબંધમાં દેખાવ કરી શકાય, એ નિમિત્તે ફંડફાળા ઉઘરાવવાની અને તેમાંથી થોડો હિસ્સો પ્રાપ્ત કરી લેવાની તક ઝડપી લેવાય, વગેરે)—ખૂબખૂબ ઉત્તેજન આપ્યું છે. પરિણામે મૃતકપૂજા વ્યક્તિગત વિલક્ષણતા ન રહેતાં હવે રાષ્ટ્રીય વિલક્ષણતા, 'સરકારી' વિલક્ષણતા બની છે. એમાંથી આજે વિચિત્ર, વિકૃત અને સાવ હાસ્યાસ્પદ લાગે એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. નવા નેતાઓ જેવા કે મહાત્માજી, પંડિત નેહરુ, સરદાર પટેલ, સુભાષચંદ્ર બોઝ, લાલબહાદુર શાસ્ત્રી; જૂના નેતાઓ જેવા કે રાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ અને અતિ પ્રાચીન 'અવતારો' જેવા કે રામચંદ્રજી, શ્રીકૃષ્ણ, ગણપતિ, દુર્ગા યા ભવાની યા સોમનાથની સ્મૃતિ કાયમ જાળવવા માટે, તેમજ એમના ઉપદેશને જનતામાં જીવંત રાખવા માટે, અથવા એમની ભુલાએલી ભક્તિ ફરીથી જાગૃત કરવા માટે, જાતંજાતની અતિ ખર્ચાળ સ્મારક યોજનાઓ ઠેકઠેકાણે સરકારી રાહે અને પ્રજાપક્ષે શરૂ કરવામાં આવી છે. કરોડોના ખર્ચે સોમનાથના મંદિરનું પ્રાથમિક કાર્ય પૂરું થયું. પણ હજી બાકીનાં કાર્ય વધુ ફંડફાળો મળતાં હવે પછી પૂરાં કરવામાં આવશે. પ્રતાપગઢ ઉપર આવેલા ભવાનીના મંદિરનો પુષ્કળ ખર્ચ કરી પુનરુદ્ધાર કરવામાં આવશે; મુંબાઈમાં છત્રપતિ શિવાજીનાં વધુ પૂતળાં લાખોના ખર્ચે ઊભાં થશે; કન્યાકુમારી નજીક સાગર વચ્ચેના ખડક પર ચાલીસ લાખ રૂપિયાને ખર્ચે સ્વામી વિવેકાનંદનું સ્મારક રચાશે; બાપુજીની સોમી જન્મજયંતિ કરોડોના ખર્ચે ધામધૂમથી મહિનોમાસ સતત ઉજવાતી રહેશે;

રાસમાં છ લાખના ખર્ચે સરદારનું સ્મારક ખડું કરવામાં આવશે; ભાવનગર મ્યુનિસિપાલિટી તેવીસ હજાર રૂપિયાનો ખર્ચ કરી સરદારનું બાવલું મૂકશે, આંતરરાષ્ટ્રીય શાંતિ અને સમજૂતિ વધારવાના ઉત્તમ પ્રયાસો બદલ શ્રી ઊ થાન્ટને એક લાખ રૂપિયાનું નેહરુ ઈનામ અપાશે, વગેરે પ્રકારના સમાચારો અખબારોમાં અવારનવાર પ્રગટ થતા રહે છે. અને છતાં કોઈ દેશવાસીના પેટનું પાણી જરા પણ હાલતું નથી! મહાત્માજી, પંડિતજી અને શાસ્ત્રીજીની દબદબાભરી અમીરી, આંજી નાખે એવી અને સુદીર્ઘ સમય સુધી સતત ચાલુ રહેતી 'ભવ્ય' સ્મશાનયાત્રાઓની 'ઉજવણી'ના અહેવાલ રેડિયો અને અખબારો પ્રજાને બેહદ રસપૂર્વક પીરસે છે; અને ભાવિક પ્રજાજનો–શ્રીકૃષ્ણની પ્રત્યક્ષ રાસલીલા જોતા ભક્ત નરસૈંયાની અલૌકિક મસ્તીથી–એ બધું અપૂર્વ ઉત્સાહથી માણતા રહે છે!

રાષ્ટ્ર અને ધર્મના આ બધા નેતાઓનાં સાચાં અને આરોપિત નામ-કામને એવાં તો વ્યાપક બનાવી દેવામાં આવ્યાં છે, એ સંબંધમાં એવો તો ઉગ્ર પ્રચાર થયો છે, કે તે વિશે કાંઈ પણ ટીકા થાય તો તુરત જ તેને અનુચિત, અનુદાર, બલ્કે પ્રત્યાઘાતી અને દેશદ્રોહી ગણી લેવાનો–માની લેવાનો–એક શિરસ્તો આપણે ત્યાં સ્થપાઈ ગયો છે. એટલે કે, અવસાન પામેલા નેતાઓની સ્મૃતિ જાળવવા નિમિત્તે ભલે પ્રજાના કરોડો રૂપિયાનો સાવ નિરર્થક દુર્વ્યય થતો રહે, અનર્ગળ સાધનસામગ્રી અને માનવશક્તિ નકામાં વેડફાતાં રહે, તે સંબંધી કોઈથી કશી જ ટીકા કદી પણ થઈ શકે નહિ. નેતા-સ્મારકને નામે ગમે તેવું બુદ્ધિહીન કાર્ય થતું હોય તો પણ તેની કશી આલોચના કરી શકાય નહિ. અને જો કદાચ કોઈ તે વિશે કંઈક ટીકા-ટિપ્પણ કરવાનો પ્રયત્ન કરે તો તેનું, એવા સ્મૃતિસ્મારક આદિ ખડાં કરનારા નેતા-સેવકો દ્વારા, 'બેવફા', 'નાસ્તિક', 'વાંક દેખા', 'નિર્મમ માણસ' તરીકે અપમાન થયા વિના રહે નહિ! ક્યારેક એવી ટીકાનાં ક્રૂર અને દુઃખદ પરિણામો માટે પણ એણે તૈયાર રહેવું પડે. આમ મૃતકપૂજાનો અંધશ્રદ્ધા અને તેનું ઝનૂન આપણે ત્યાં લગભગ પરાકાષ્ઠાએ પહોંચ્યાં છે. મૃતકપૂજાના મહાપંથનું આ એક સૂત્ર સર્વત્ર વ્યાપક બન્યું છેઃ જીવતાં માનવીઓની ભલે ગમે તેવી બૂરી અવદશા થતી હોય–જીવતાં માનવી ભલે કમોતે મરી જતાં હોય–મરેલાંની ભવ્ય પૂજાઅર્ચના ચાલુ રહેવી જોઈએ!

આ બધું જોઈ પ્રાચીન ઇજિપ્તની મૃતકપૂજાની ભવ્ય પરમ્પરા યાદ આવે છે. ત્યાંના શાસકો–નામે ફારોહા–જ્યારે સ્વર્ગવાસી થતા ત્યારે તેમની સ્મૃતિ કાયમ રહે તે માટે તેમનાં કસ્તૂરી ભરેલાં શબ ઉપર ગગનચુંબી પિરામિડ ખડાં કરવામાં આવતાં. એ પિરામિડ ખડાં કરવાનું તમામ ખર્ચ, લોહી–પરસેવાને ભોગે કરવેરા ભરનાર ગરીબ પ્રજા પૂરું પાડતી. પરિણામે ફારોહાનાં કસ્તૂરી ભરેલાં શબ અને એમની ઉપર ઊભા કરાયેલ મકબરા–પિરામિડ–જીવતાં રહ્યાં, પણ પ્રજા ખતમ થઈ ગઈ. ઇજિપ્તની અતિપ્રાચીન સંસ્કૃતિનો પૃથ્વીના પટ ઉપરથી સદંતર લોપ થઈ ગયો. ડેવીસ, ડુરાન્ટ, વેલ્સ અને ટૉઇન્બી જેવા જગવિખ્યાત ઇતિહાસકારોએ પણ નોંધ્યું છે કે જીવતાંની ભયંકર ઉપેક્ષા કરી મરેલાંની સ્મૃતિ અમર કરી દેવાના બેહૂદા પ્રયત્નો અને ખ્યાલોમાં જગતની સૌથી પ્રાચીન સંસ્કૃતિનો કરુણ ખાત્મો થઈ ગયો. પરંતુ ઇતિહાસમાંથી કદી કશું જ ન શીખનાર એવા આપણે–સરકાર અને લોકો બેઉ–પ્રાચીન ઇજિપ્તમાં પ્રચલિત એવી મૃતકપૂજાને જ રજેરજ અનુસરી રહ્યા છીએ; એ વિશે ભાગ્યે જ કશો વિચાર કરીએ છીએ. વસ્તુતઃ મહાત્માજી, નેહરુજી અને શાસ્ત્રીજીની જેવી ભવ્ય શાનદાર સ્મશાનયાત્રાઓ આપણે ભારતમાં યોજી હતી તેવી સ્મશાનયાત્રાની તો પ્રાચીન ઇજિપ્તના ફારોહાઓએ સ્વપ્નમાં ય કલ્પના કરી નહિ હોય! આ બધું કેવું વિચિત્ર છે! મરેલાંઓની સ્મૃતિ જાળવવા પાછળ જીવતાંઓની જાણે સાવ વિસ્મૃતિ થઈ ગઈ છે. કરોડો રૂપિયાના ખર્ચવાળી, લાખો લોકોના કીમતી કામના સેંકડો-હજારો કલાકો વેડફી નાખતી, અનર્ગળ સાધનસામગ્રીનો વ્યય કરતી, લોકોને શેગિયા, નિષ્ક્રિય અને વેવલા બનાવતી આવી મૃતકપૂજાથી મરેલાં અને જીવતાંઓને શો નક્કર ફાયદો થયો, તે વિશે કોઈ વિચાર કરવા થોભતું નથી. આ કેવું શોચનીય છે!

ખરેખર તો મરેલાંઓની સ્મૃતિમાં ખડાં કરાએલાં સ્તૂપો, સ્તંભો, મહાલયો, મ્યુઝિયમો, મકબરા, ચબૂતરા, ઉત્કીર્ણ લેખો, ગ્રંથો અને ચિત્રકલાપો, સેમિનારો અને

પ્રવચનમાળાઓ, માત્ર સ્મૃતિ ઈનામો પાછળની પેઢીને થોડું મનોરંજન, ભૂતકાળના જ્ઞાનથી થતો થોડો રોમાંચ અથવા જૂનું જાણ્યાનો થોડો સંતોષ આપવા સિવાય બીજું કશું સિદ્ધ કરી શકતાં નથી. તેથી નથી પ્રજામાં કશી કાયમી નવજાગૃતિ આવતી, કે નથી તેનું જીવન-ધોરણ ઊંચું જતું. તેથી નિરક્ષરતા, રોગ, ભૂખમરો, બેકારી, કુસંપ, નિર્બળતા, સ્વાર્થપરાયણતા, ભેદભાવ, લોભ, લાલચ-કશું અટકતું નથી. તેથી પ્રજાને મૂંઝવતા એક પણ પ્રશ્નનો ઉકેલ આવતો નથી. એ હકીકત અંગે ગંભીર વિચાર થવો જોઇએ કે, જે વિભૂતિઓ જીવતાં એમની સાથે પ્રત્યક્ષ સંપર્કમાં આવનાર લોકોને પણ ઝાઝી પ્રેરણા ન આપી શકી, પ્રજાના ઘણા વર્ગોને પોતાની સાથે નિશ્ચિત ધ્યેયને માર્ગે ન લઈ જઈ શકી, અથવા તો પ્રજાને બહુ ઓછી પ્રેરણા આપી શકી (અને એમાં પણ ઘણો હિસ્સો તો તત્કાલીન પરિસ્થિતિ યા વાતાવરણનો જ હતો), તે વિભૂતિઓના શબ્દો, તેમના અવસાન પછી સાવ બદલાઈ ગએલા સંજોગોમાં-કયા-કેટલા લોકોને શી પ્રેરણા આપી શકવાના હતા ? પ્રત્યક્ષ રૂપમાં ય જો તેઓ પ્રજાને પ્રેરણા ન આપી શક્યા હોય, તો તેમનાં નિર્જીવ પૂતળાં શી પ્રેરણા આપી શકવાનાં હતાં ? તેમનું સ્થૂલ સ્મારક વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રના જીવનમાં કેવું કેટલું પરિવર્તન લાવી શકવાનું હતું ? અને તેથી પ્રજાજીવનમાં જો કોઈ નવજાગૃતિ આવતી હોય, પરિવર્તન થતું હોય, તો તે ખર્ચેલાં નાણાં, સાધન-સામગ્રી, મહેનતમજૂરી, સમયના પ્રમાણમાં પૂરતું છે ખરું? આવી શંકા ભગવાન સોમનાથ, શ્રીકૃષ્ણ, દુર્ગા-ભવાની આદિ 'દેવતાઓ'નાં સ્મારકો માટે જેટલે અંશે ઉઠાવી શકાય તેટલે અંશે શિવાજી, રાણા પ્રતાપ, ઝાંસીની રાણી અને મહાત્માજી, નેહરુજી, સરદાર પટેલ અને શાસ્ત્રીજીનાં સ્મારકોના સંબંધમાં પણ ઉઠાવી શકાય, બલ્કે, ઉઠાવવી જોઈએ. કેવળ એકપક્ષી લાગણીવેડા અને અંધ ઊર્મિલતાથી દોરવાઇને નેતાઓના અદ્ભુત અલૌકિક પ્રભાવ વિશે ગમે તેમ અહલાદતી વિચારવાનું હવે અટકવું જોઇએ. એમના પ્રભાવનું, તથ્યોને અને હકીકતોને આધારે, પુનર્મૂલ્યાંકન થવું જોઇએ.

થોડા વાજબી પ્રશ્નો નિર્ભયપણે પુછાવા જોઇએ. તેમ, એમના સાચા, પ્રામાણિક, તર્કબદ્ધ ઉત્તરોની અપેક્ષા સેવવી જોઈએ. ભારતની આઝાદી શું એકમાત્ર મહાત્માજીના જ પુરુષાર્થનું પરિણામ હતી ? તો સિલોન, બર્મા, મલાયા, ઈન્ડોનેશિયા આદિ દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો, મધ્યપૂર્વના કેટલાક દેશો અને આફ્રિકા તેમ જ લૅટિન અમેરિકાના ગાળાના જેવા દેશો, મહાત્માજીની દોરવણી વિના, શી રીતે આઝાદ થયા ? મહાત્માજીની લડત ૧૯૩૦ અને ૧૯૪૨માં ૧૯૪૭ કરતાં અનેકગણી વધુ જોરદાર હતી; ત્યારે દેશ આઝાદ કેમ ન થઈ શક્યો ? મહાત્માજી દેશના કૃત્રિમ અને ભયંકર ભાગલા અટકાવી શક્યા ? મહાત્માજી જ. ઝીણા અને દેશના ધર્મવાર ભાગલા ઇચ્છતા કરોડો લીગવાદી મુસ્લિમોનું હૃદયપરિવર્તન કરી શક્યા? કલકત્તા, દિલ્હી, બિહાર વગેરે સ્થળોના 'કોમવાદી' હિંદુઓનું એમણે જે હૃદયપરિવર્તન કર્યું તે પાછળ મહાત્માજીનું આત્મિક બળ હતું કે કૃતનિશ્ચયી મજબૂત કૅાંગ્રેસી સરકારોએ લીધેલાં દૃઢ પગલાં હતાં ? મહાત્માજી, સામાન્ય પ્રજાની વાત જતી કરીએ તો પણ, એમના ખુદના અંતેવાસીઓ, મિત્રો, શિષ્યો, સેવકો અને અનુયાયીઓ-માંથી સત્તાલાલસા, અર્થલોભ, હૂંપદ, લાલચ, લુચ્ચાઈ, હિંસા-ચોરી, સ્વાર્થવૃત્તિ, કુસંપ કેટલે અંશે દૂર કરી શક્યા ? એમનામાં સ્વાર્પણ, ન્યાયવૃત્તિ, નિઃસ્વાર્થભાવ, સંપ, પ્રેમ, ભાઈચારો, સમાનતા, નિર્ભયતા, સ્વદેશપ્રેમ કેટલે અંશે લાવી શક્યા? પંડિતજી દેશની ગરીબી, નિર્બળતા, અજ્ઞાનતા, શિથિલતા દૂર કરવામાં કેટલા સફળ થયા ? દેશની હજારો ચોરસ માઈલ વિસ્તારની ધરતી પાકિસ્તાન અને ચીન દ્વારા ખાલસા થતી તેઓ રોકી શક્યા? ગુમાવેલ પ્રદેશો એમના જીવન દરમિયાન તેઓ પાછા લઈ શક્યા ? લગભગ બે દાયકા સુધી એમણે દેશમાં એકચક્રી સત્તા ભોગવી, છતાં આ વિરાટ દેશ 'એશિયાનો માંદો માનવી' શી રીતે બની રહ્યો ? એમનાં ચમકદાર બોધ-ઉપદેશો, ધડકધ્રૂજારીભરી ધમકીઓ-ચીમકીઓએ, લાગણીનીતરતાં વ્યાખ્યાનો, વાગ્મિતાભરી અને સોનેરી સૂત્રોયુક્ત ચર્ચાવિચારણાઓએ, અને એમનાં મોહક વ્યક્તિત્વે દુનિયા, દેશ, સરકાર, પક્ષ, પ્રજાના કયા પ્રશ્નો કેટલા પ્રમાણમાં ઉકેલ્યા ? શાસ્ત્રીજીએ ભારતની પ્રજાને અને લોકસભાને જે સ્પષ્ટ બાંહેધરી-ઓ જાહેરમાં આપેલી તેમનું કેટલે અંશે 'તાશકંદ

જાહેરનામા'માં પાલન કરેલું? હૃદય બંધ પડી જવાથી થએલું મનાતું એમનું અવસાન શું એમને અનિચ્છાએ સ્વીકારવા પડેલા અણગમતા સમાધાનની અસહ્ય યાતનાને કારણે ન હતું? એમણે એકલાએ દેશને પાકિસ્તાન સામેની લડાઈમાં હેમખેમ પાર ઉતાર્યો, એમ કહેવું પૂરતું છે? સાચું છે? એમને બદલે અન્ય કોઈ પણ વ્યક્તિ દેશનો વડો પ્રધાન હોત તો એણે એ સંજોગોમાં શાસ્ત્રીજીએ જે કંઈ કર્યું તે કરતાં બીજું શું જુદું કર્યું હોત?...આ અને આવા બીજા ઘણા પ્રશ્નો પ્રજાના વિચારશીલ વર્ગમાંથી ઊઠવા જોઈએ. જવાબદાર વ્યક્તિઓ અને વિભૂતિઓએ એમના સાફ સચિષ્ઠ ઉત્તરો દેવા જોઈએ. નેતાઓનાં કેવળ લાગણીવેલાં ભજન-કીર્તન બંધ થવાં જોઇએ. નેતાને એના ખરેખરા કાર્ય અનુસાર જ કીર્તિ મળવી જોઇએ. દેશને ભોગે થઈ રહેલું નેતાવિભૂતિઓનું બેહૂદું સંકીર્તન અટકવું જોઈએ. કોઈ એક યા બીજા મહાન નેતાને જ આધારે (યા એની સ્મૃતિ-પ્રેરણાને આધારે) દેશ જીવતો રહ્યો કે રહેશે, એવું માનવું-મનાવવું સાવ અનુચિત છે. એ ખુલ્લું જૂઠાણું છે. આવી આંધળી વિવેકહીન નેતાપરસ્તી દેશ માટે હાનિકારક છે, ભયંકર પરિણામ લાવનારી છે. એક પોરસ, એક હેમુ કે એક સદાશિવરાવ ભૂલા મરણ પામે અને સમગ્ર પંજાબી, રજપૂત, કે સૈન્ય હતાશ બની શત્રુ સમક્ષ આત્મસમર્પણ કરી દે, તે જૂની પરાજિત મનોદશાની અવાંછનીય પરંપરાને જ આગળ વધારનારી એ વસ્તુ છે. એક-બે નેતાઓની આવી આરોપિત અલૌકિક શક્તિ સમગ્ર સૈન્ય અને પ્રજાના પુરુષાર્થને હીણો દેખાડનારી છે. એને કોઈ રીતે વાજબી ગણી શકાય નહિ.

ભૂતકાળમાં આવી અવતારપૂજા અને નેતાપરસ્તીએ ભારતીય જનને અને રાષ્ટ્રને પારાવાર નુકસાન પહોંચાડ્યું છે. સોમનાથ મહાદેવ, અંબાભવાની, રામચંદ્રજી અને મુરલીધર જેવા દેવો અને દેવકોટિએ પહોંચી ગએલ મહામાનવોની અલૌકિક શક્તિઓ પર આંધળી શ્રદ્ધા મૂકી, સબસલામત સમજી, લગભગ નિષ્ક્રિય બની બેસી રહી આપણા લોકોએ અનેક વાર ભયાનક વિનાશ વહોર્યો છે. કોઈ દેવ, અવતાર કે મહામાનવ મદદે આવી પહોંચી, અણીની વેળાએ, સૌને ઉગારી લેશે, એવી બાલિશ માન્યતાનું નાડું અંત સુધી પકડી રાખી આપણી પ્રજા વારંવાર માર ખાઈ બેઠી છે. અને છતાં, આપણે—ફ્રાન્સના બૂર્બોં રાજાઓની જેમ—ભૂલી જવા જેવું કશું જ ભૂલી ગયા નથી, શીખવા જેવું કશું જ શીખી શક્યા નથી. બાકી આપણા ભૂતકાળના કટુ અનુભવમાંથી આપણે શીખી લેવું જોઈતું હતું કે કોઈ કલ્પિત દેવદેવી કે મૂએલી યા જીવંત વિભૂતિ, એનામાં ગમે તેવી જબરી (સાચી કે આરોપિત) અલૌકિક શક્તિસિદ્ધિ હોય તો પણ, નિષ્ક્રિય અંધશ્રદ્ધાળુ ગતાનુગતિક પરાવલંબી અને પાછી લોકોની બહુમતીના બનેલા દેશને કદી બચાવી શકતી નથી. એવી વિભૂતિઓની પૂજા તેથી નિરર્થક છે. પણ આપણે તો એવી વિભૂતિઓની સ્થૂલ કર્મકાંડભરી પૂજામાં રચ્યાપચ્યા રહ્યા, એટલું જ નહિ, એમના અવસાન પછી, એમના સ્થૂલ પ્રતીકોની પણ સાવ નિરર્થક—અને તે સાથે અતિખર્ચાળ તેમ જ સમયનો ભારે દુર્વ્યય કરનારી—પૂજા ચાલુ રાખી. સમય જતાં આવી સ્થૂલ પ્રતીકપૂજા કોઈ પણ સમજદાર માનવીને હાસ્યાસ્પદ લાગે તેવી હદે પહોંચી ગઈ. મહાત્મા ગાંધીજીના મૃતદેહનું બે દિવસ સુધી ચાલુ રખાએલું ભવ્ય પ્રદર્શન જાણે પૂરતું ન હતું, તે એમના અસ્થિ—રાખ—કુંભને પાટનગર દિલ્હીમાં દિવસો સુધી પૂજા—અર્ચન માટે જાહેરમાં ગોઠવેલો રાખવામાં આવ્યો. પંડિત નેહરુથી માંડી પટાવાળા સુધીના દેશના નાનામોટા તમામ કર્ણધારોએ એની વિધિપૂર્વક તેમજ પૂરા દબદબા સહિત પૂજા કરી, અન્ય પ્રજાજનોને તે બાબતમાં માર્ગદર્શન આપ્યું. રેડિયો, છાપાં, પ્રવચનો, નિવેદનો દ્વારા એ પૂજાવિધિનો ય વળી જબરો પ્રચાર કરાયો. એને કારણે દિલ્હીના અને આસપાસના વિસ્તારોના લાખો લોકો, બાપુના અસ્થિ—રાખ—કુંભનાં દર્શન કરવા માટે, દિવસો સુધી પાટનગરમાં ઉભરાતા રહ્યા. સતત બાર દિવસ સુધી આ નવીન 'કુંભ—મેળો' દિલ્હીમાં ચાલુ રહ્યો. સરકારે અને દેશે, કામધંધો છોડી, આ માતમના દિવસો દરમ્યાન સતત જાહેર શોક મનાવ્યા કર્યો. લોકસભા અને ધારાસભાના ચર્ચાખંડો, સરકારી કચેરીઓ, પ્રધાનોની ઑફિસો, ઑલ ઇન્ડિયા રેડિયોનાં પ્રસારણગૃહો, અખબારોની કૉલમો, નગરો અને કસ્બાના ચોક—મેદાનો, ગામડાંના ચોરા અને પંચાયતઘરો, સત્તા પરનાં અને વિરોધપક્ષનાં કાર્યાલયો, શાળા અને કૉલેજ

સભાખંડો, સરકારી અને ખાનગી મકાનોની ઓસરીઓ, દિવસો સુધી નેતાઓ સેવકો અને બાપુભક્તોનાં નિસાસાભર્યા ડૂસકાં નીતરતાં, અહર્નિશ કરુણ ગંભીર રુદનથી સતત ગુંજતાં રહ્યાં, તે પછી શ્રાદ્ધના તેરમા દિવસે બાપુના અસ્થિકુંભને લઈ એક ખાસ શણગારેલી 'સ્પેશ્યલ ટ્રેઈન' દિલ્હીથી પ્રયાગના પુરાણપ્રસિદ્ધ સંગમ તરફ જવા નીકળી એનું સ્ટેશને સ્ટેશને સ્થાનિક નેતાઓ, સેવકો, સરકારી અમલદારો, સૈનિક અને ભાવિક પ્રજાજનો દ્વારા ભવ્ય સ્વાગત થયું. લોકો અસ્થિકુંભનાં દર્શન કરી કૃત્યકૃત્ય થઈ ગયાં. છેવટે પ્રયાગમાં ગંગા-જમના-ગુપ્ત સરસ્વતીના પુનિત ત્રિવેણી સંગમમાં અસ્થિકુંભનો અંતિમ વિસર્જન-વિધિ કરવામાં આવ્યો, પૂરી ગંભીરતા સાથે તેમ શકય એટલી ધામધૂમપૂર્વક તે અગાઉ બાપુની ભસ્મને વિમાનો, હેલિકૉપ્ટરો, ટ્રેઇનો, મોટરબસો, સ્ટીમરો, નૌકાઓ પશુ-ગાડીઓ દ્વારા દેશને ખૂણે ખૂણે (તેમ જ વિદેશમાં પણ) તમામ તીર્થોમાં મોકલી આપવામાં આવેલી. શ્રાદ્ધ ને દિવસે એ તમામ તીર્થોમાં ભસ્મપાત્ર લઈ સરકાર અને પ્રજાયોજિત ભવ્ય સરઘસો નીકળેલાં. તે પછી જ્યાં જ્યાં ભસ્મનું વિસર્જન થએલું ત્યાં ત્યાં સર્વત્ર નાનાં મોટાં સ્મારકો બાંધવાનો જે સિલસિલો શરૂ થએલો તે હજી ય વણથંભ્યો ચાલુ રહ્યો છે. બાપુનું સૌથી ભવ્ય સ્મારક એમને જ્યાં અગ્નિદાહ અપાએલો ત્યાં દિલ્હીમાં જમના કિનારે રાજઘાટ પર થવાનું છે. દરમ્યાન એમની 'સમાધિ' ત્યાં ખડી કરવામાં આવી છે, અને તેની કોઈ પ્રાચીન અવતારની જેમ ધાર્મિક પ્રકારની પૂજાવિધિ શરૂ થઈ ગઈ છે. (નવો ગાંધીપંથ સ્થપાયો છે અને રેંટિયાબારસ જેવી પવિત્ર તિથિની ઉજવણી હવે જન્માષ્ટમી, રામનવમી અને ગણેશચતુર્થીની ઉજવણી જેવી જ બની ગઈ છે.) રાજઘાટની આસપાસ એક મનોહર વિસ્તૃત ઉપવન ખડું કરવાની યોજના ઘડાઈ છે. બાપુનાં સ્મારકો પાછળ આમ કરોડો રૂપિયા ખર્ચાયા છે, અને એમની શતાબ્દી સુધીમાં બીજા અબજો રૂપિયા હજી ખર્ચાવાના છે. બાપુની બાબતમાં જે કંઈ કરવામાં આવ્યું તે બધું જ પંડિત નેહરુ માટે પણ કરાયું અને લાલબહાદુર શાસ્ત્રી માટે પણ. એ ત્રણે દિવંગત વિભૂતિઓએ, એમની સમાધિ-ઓએ, જમનાનો લગભગ પૂરો કિનારો રોકી લીધો છે. જ્યાં એક તસુ જમીનની કિંમત હજારો રૂપિયા અંકાય છે ત્યાં સેંકડો એકર જમીન કેવળ સમાધિઓ અને ઉપવનો માટે ફાજલ પાડવામાં આવી છે. હવે પછીના વડા પ્રધાનોની પણ સમાધિઓ બાંધવાનો આવો ક્રમ જો આજની ગતિએ ચાલુ રહેશે તો એકાદ સૈકા પછી દિલ્હીની આસપાસ માઇલો સુધી ખેડવાની જમીન મુદ્દલે બચી નહિ હોય!

'પંડિત નેહરુની કાયમી સ્મૃતિ જાળવી રાખવા માટે વડા પ્રધાનના (કરોડો રૂપિયાની કિંમતના) નિવાસસ્થાનને 'નેહરુ મ્યૂઝિયમ'માં ફેરવી દેવામાં આવ્યું, એ મૃતકપૂજાનું એક બીજું ખરાબ ઉદાહરણ છે. સામાન્ય મ્યૂઝિયમો જ્ઞાન, સંશોધન, મનોવિનોદનાં આદર્શ સ્થાનરૂપ હોય છે. પણ કોઈ વિભૂતિવિશેષને નામે જે મ્યૂઝિયમ ખડું કરવામાં આવે છે (જેમ કે પોરબંદરમાંનું બાપુનું કીર્તિમંદિર, મૉસ્કોમાંનું લેનિન મ્યૂઝિયમ) ત્યાં તો એ વિભૂતિનાં ચિત્રો, ફોટા, પૂતળાં, પુસ્તકો, ડાયરીઓ, કાગળપત્રો, દસ્તાવેજો, ફિલ્મો, પ્રવચન-રેકર્ડો, એનાં અસ્થિ, ભસ્મ, કેશ, નખ, દાંત આદિ અવશેષ, એનાં વસ્ત્રો, અલંકાર, પગરખાં, હાથલાકડી, ચશ્માં, માળા વગેરે ઉપકરણો ઉપરાંત એણે ઉપયોગમાં લીધેલાં પલંગ, ખુરસી, ટેબલ, ગાદલાં, તકિયા, પેન, પેન્સિલ, કલમ, શાહીના ખડિયા, છરી–ચપ્પુ, કાતર, અસ્ત્રા, બ્લેડ, આયના, સાબુ, બ્રશ, દાંતિયાં અને વાસણકુસણ પણ કાળજીપૂર્વક સજાવીને સંગ્રહવામાં આવે છે. એથી પ્રજાનું જ્ઞાન વધતું નથી, એમાંથી એને કંઈ મનોવિનોદ પણ પ્રાપ્ત થતો નથી. એ બધું છેવટે એક અત્યંત નિમ્નકોટિની ભૂતપરસ્તીમાં પરિણમે છે. કેટલાક ઝનૂની 'ભક્તો'ને પૂજા–વિધિ કે તીર્થયાત્રાનું નિમિત્ત પૂરું પાડવા સિવાય તેથી બીજા કશો લાભ કોઈને થતો નથી. પણ તેથી કરીને કરોડો રૂપિયાના એક મૂલ્યવાન મકાનનો દુર્વ્યય ચાલુ રહે છે, એના નિભાવનો કાયમી ખર્ચ પણ ચાલુ રહે છે, અને એ ખર્ચ આ દરિદ્ર મુલકની કમર તોડી નાખે એવો હોય છે. આવા કીર્તિમંદિરોમાં પૂજાવિધિ કરી જીવનારો પંડાપૂજારીઓનો એક નવો પરોપજીવી વર્ગ અસ્તિત્વમાં આવે છે. પરંતુ આપણા સુખિયા આદર્શવાદી નેતાઓ–પ્રજાના મિત્રો, ફિલસૂફો અને માર્ગદર્શકો–આ અંગે કદી ગંભીરતાથી વિચારવાની તસ્દી લેતા નથી. ઊલટું, તેઓ અબુધ લોકોને અંધશ્રદ્ધા, મૂર્ખાઈ અને વેવલા-

વેડાના અતલ કૂપમાં વધુ ને વધુ ઊંડા ઉતારતા રહે છે. એક-દોઢ વરસ પૂર્વે, દેશભરમાં 'જીપસરઘસ' અને 'મશાલસરઘસ'ના રૂપમાં વાજતે ગાજતે ફેરવવામાં આવેલા –સત્તા પરના પક્ષદ્વારા યોજિત અને કેન્દ્ર તથા રાજ્ય સરકારો દ્વારા આશ્રિત–'નેહરુ જ્યોત' અને આજકાલ (તા. ૩૦–૯–'૬૬ આસપાસ) ખેડા જિલ્લામાં ગામે-ગામ ફરી રહેલી 'સરદાર જ્યોત' મૃતકપૂજાના અન્ય કેટલાક બેહૂદા નમૂના છે. કેરાલામાં વચગાળાની ચૂંટણી યોજાઈ હતી ત્યારે બરાબર તાકડે આ નેહરુજ્યોત ત્યાં (મતદારોને પ્રકાશ આપવા?) આવી પહોંચેલી! એના ભવ્ય સ્વાગત-સમારંભોની સતત હારમાળા રચી દઈને સત્તા પરના પક્ષની સ્થાનિક શાખાઓએ પ્રજામાં સ્વ-પક્ષનો પ્રભાવ નવેસરથી ફેલાવવાની યુક્તિ ઘડેલી. એમના દુર્ભાગ્યે તે સાવ નિષ્ફળ નીવડી. કેટલીક જગાએ છંછેડાએલા વિરોધપક્ષો દ્વારા નેહરુજ્યોતના વરઘોડા ઉપર હુમલા થયા, અને ચૂંટણીનું પરિણામ જાહેર થયું ત્યારે જણાયું કે નેહરુજ્યોતનો યોજકપક્ષ બહુ બૂરી રીતે હારી ગયો હતો, જ્યારે જ્યોતને ફારસ ગણાવનારો, ચીન તરફી અને દેશદ્રોહી કહેવાએલો ડાબેરી સામ્યવાદી પક્ષ રાજ્યના સૌથી મોટા પક્ષ તરીકે વિજેતા નીવડ્યો હતો! આવી એક બીજી નિરાળી જ્યોત, નામે 'નશાબંધી જ્યોત' વરસેક પૂર્વે દક્ષિણ ગુજરાતના સૂરત અને વલસાડ જિલ્લાઓમાં નીકળી હતી. હજાર માઈલના લાંબા અને આઠદશ મહિના સુધી ચાલુ રહેલા ધામધૂમભર્યા પ્રવાસ પછી એ જ્યોતનું અંતે ભીમપોરના દરિયા કિનારે વિધિ-પૂર્વક વિસર્જન કરવામાં આવેલું. એ જ્યોતથી દક્ષિણ ગુજરાતમાં શરાબ-વિરોધી કંઈ વાતાવરણ જાગ્યું કે નહિ, તે જાહેર થયું નથી. પણ એટલું તો બરાબર સ્પષ્ટ થઈ ગયું છે કે, એ જ્યોતના સરઘસ પાછળ, એના સત્કાર-સમારંભો પાછળ, એમના માટે રચાએલાં મંડપ, કમાન, તોરણ પાછળ, જ્યોતધારીઓને જમાડવા-ફેરવવા પાછળ, પુષ્કળ નાણાં ખરચાયાં, અને સરકારી અમલદારો, સ્વયંસેવકો અને લોકો ઉપરાંત જ્યોતધારી-ઓનો ઘણો સમય સાવ નકામો વેડફાયો. આમ છતાં, એમાંથી કશો જ પાઠ લેવાયો નહિ. પરિણામે આજ-કાલ સરદાર પટેલ નામની એક નવી 'સરદારજ્યોત' (આગામી ચૂંટણીના મતદારોને પ્રકાશ પહોંચાડવા માટે કદાચ) ખેડા જિલ્લાના ગામોના પ્રવાસે વળી નીકળી પડી છે. સરકારી અમલદારો, સ્થાનિક નેતાઓ અને કાર્યકરો, રાજ્યના પ્રધાન અને ધારાસભ્યો, ગામના આગે-વાનો અને સ્વયંસેવકો, તેમ જ જાહેરજનતા દ્વારા એ સરદારજ્યોતનું ઠેરઠેર કેવું અદ્‌ભુત, ઉત્સાહપૂર્ણ, ભવ્ય અને ધામધૂમભર્યું સ્વાગત થઈ રહ્યું છે, તેના સચિત્ર સમાચારો ગુજરાતી દૈનિકપત્રોમાં રોજ નિયમિત રૂપે છપાતા રહે છે. આ બધું આફ્રિકાના ભૂતપ્રેત, જાદુ-મંતર યા ટોણાં–ટુચકામાં અંધશ્રદ્ધા ધરાવનાર કોઈ અંધા-રિયા પ્રદેશમાં નહિ પણ પ્રાચીન સંસ્કૃતિના પ્રખર પ્રકાશ-માં ઝળહળતા ભારતદેશમાં ચાલી રહ્યું છે! (આપણે ત્યાં અગાઉ–અને આજે પણ–સમાજના નીચલા થરના અબુધ, વહેમી, અંધશ્રદ્ધાળુ ગ્રામજનોમાં, બાળકોને રમવા-ની લાકડાની ગાલ્લીમાં 'માતાના રથ' કાઢવાની અને 'બળિયા દેવનો દીવો' ફેરવવાની પ્રથા હતી. એ વસ્તુ હવે જુનવાણી અને જંગલી લાગતાં, આપણા સુધરેલા નેતાગણે, આ નવીન અને પ્રગતિશીલ 'જ્યોતયાત્રા'-ઓનું નિર્માણ તો ન કર્યું હોય કદાચ?)

કંઈક અંશે વિનોબાજીની 'પદયાત્રા' પણ આ જ્યોતયાત્રાઓ જેવી બની રહી છે. એમનો સર્વોદયવાદી સેવકોનો ખાસ્સો એવો કાફલો જનકલ્યાણ અર્થે ઘૂમતો રહે છે. એ કાફલામાંના ભક્તમંડળની રહેવા-જમવાની તેમ જ પ્રવાસની–સગવડની (તે માટેના ખર્ચની) તમામ જવાબદારી ઘણુંખરું સ્થાનિક યજમાનો પર રહે છે. (ભૂદાનમાં પડેલાં સર્વોદયવાદી ભક્તો ભાગ્યે જ કશું ઉત્પાદક-કાર્ય કરતા હોય છે. તેમ, તેઓ કંઈ એમના પોતાના ખર્ચનાં નાણાં ઘેરથી લઈ ઓછા નીકળતા હોય છે!) આવો ખર્ચ છેલ્લાં દશબાર વર્ષથી ભારતની દરિદ્ર પ્રજા વહેતી આવી છે. એ ખર્ચનું કુલ પ્રમાણ દશબાર વર્ષમાં કેટલું મોટું થયું હશે, તેની ગણતરી કોઈ સર્વો-દયવાદી કે સમાજવાદી સેવકે યા પ્રજાહિતરત નેતાએ આજ સુધીમાં કરી છે કે કેમ, તે જાણવામાં આવ્યું નથી. એવો એક અજબ કિસ્સો 'શાસ્ત્રી ઘઉં'નો છે. સ્વર્ગસ્થ લાલબહાદુર શાસ્ત્રીએ એમના મહાલયના કમ્પા-ઉન્ડમાં ઘઉં વાવેલા (સરકારી જાહેરાત મુજબ). એ ઘઉંનો ઘણો જ સારો પાક ઊતર્યો. દરમ્યાન શાસ્ત્રીજીનું તાસ્કંદમાં અકાળે દુઃખદ અવસાન થયું. શાસ્ત્રીજી દેશ

મારે ખપી ગએલા 'શહીદ' જાહેર થયા. અને એટલે પેલા શાસ્ત્રી—ઘઉં સાચવી રાખવા જેવા, એક 'સુવેનિર' (souvenir) રૂપ બની ગયા! એ ઘઉંને ખાસ સાધનો દ્વારા દેશના જુદાજુદા ભાગોમાં આવેલ સરકારી કચેરીઓ, અનાજના ગોદામો, સહકારી ખેતમંડળીઓ, પંચાયત અને પ્રગતિશીલ ખેડૂતો વગેરે પર મોકલી આપવામાં આવ્યા! શાસ્ત્રી-ઘઉંના આવા ખર્ચાળ તેમ કાળજીપૂર્વકના વિતરણને પુણ્યપ્રતાપે હવે પછી દેશમાં અનાજનો પાક કદાચ સારો થશે, અને દેશ પરનું અન્નસંકટનું દુઃખ કાયમનું ટળી જશે!

મૃત વ્યક્તિઓની અને તેમનાં સ્થૂલ પ્રતીકોની આવી વિવેકહીન અને વેવલી પૂજા-અર્ચના જેવું જ વિચિત્ર અને બેહૂદું છે જીવંત વિભૂતિઓનાં દર્શન કરવા માટે, એમનાં આશિર્વચન મેળવવા માટે, એમનાં પ્રેરક પ્રવચન સાંભળવા માટે, ગાંડાઘેલા બની દોટો મૂકવાનુ, બેકાબૂ વિરાટ ટોળાં બની ઊભરાવાનું. આ ભયંકર ટોળાં-રોગ આપણે ત્યાં પ્રાચીન સમયથી વ્યાપક બન્યો છે અને સમયાન્તરે તે વધતો ગયો છે. એમાંય દેશના શાસક વર્ગે અને તેના સર્વોચ્ચ નેતાઓએ ઊલટું કરી એને લગભગ બેકાબૂ બનાવી દીધો છે મહાપુરુષ કે નેતાની મહત્તા એને સત્કારવા-સાંભળવા આવેલાં લોક-ટોળા ઉપરથી અંકાય છે. દેશ-પરદેશની વિભૂતિઓ તરફનું આપણુ માન મોટી માનવમેદની એકઠી કરી તે ઉપરથી બતાવાય છે. સ્વપક્ષનાં અને વિરોધ પક્ષનાં અખબારો, સભામાં હાજર રહેલાં ટોળાં પરથી નેતાની અને તેના પ્રવચનની કિંમતનો કયાસ કાઢે છે. આમ હોવાથી દરેક નેતા અને તેનો ભક્તગણ એની સભામાં વધુ ને વધુ ટોળાં આવે તે માટે વિવિધ પ્રકારની, પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રૂપની, યુક્તિપ્રયુક્તિનો આશ્રય લેતા હોય છે. સ્થાનિક ભક્તગણ, નેતાઓ અને કાર્યકર્તાઓ તે માટે દિવસો અગાઉ વડા નેતાજીના આગમન વિશે ધૂમ પ્રચાર વહેતો મૂકે છે. સરકાર દ્વારા નિયંત્રિત રેડિયો પરની જાહેરાતો, સિનેમાની સ્લાઇડો, અખબારનાં પાનાં, શહેરગામની ગલીઓમાં અને ચોકમાં સતત ગોઠવાતાં રહેતાં પ્રવચનો, નાનાં મોટાં સરઘસો, વિવિધ મનોરંજન કાર્યક્રમ અને ખાસ સંગભરાની બસો તેમ જ ટ્રેઇનોની—કેટલીક વખત જમીનની પૂરી પડાતી અથવા આંશિક ખર્ચ પૂરો પાડતા-સગવડો દ્વારા, આસપાસના સેંકડો ચોરસ માઇલના વિસ્તારમાં, કોઈ મહાપુરુષની પધરામણી થવાની છે, અને તેમનાં દર્શનમાત્રથી સૌ કોઈ દુઃખિયાંની આધિ-વ્યાધિ ઉપાધિ જડમૂળથી દૂર થઈ જવાની છે, એવી સર્વવ્યાપી હવા ફેલાવી દેવામાં આવે છે. ફલતઃ, આસપાસના ગ્રામ અને નગરવિસ્તારોમાંથી લોકોનું કીડિયારું ઊભરાય છે. એ ટોળામાંનાં સેંકડે પંચાણું ટકા લોકો નથી તો એ મહાપુરુષ વિશે કંઈ વિગતે જાણતા હોતા, નથી એમની પ્રવૃત્તિ અને પ્રવચનલીલાના ઉદ્દેશ વિશે કશું ચોક્કસ જાણતા હોતા. મહાપુરુષનાં પ્રવચનનો અંશ પણ તેઓ સમજી શકતા નથી. પરંતુ ટોળાના પ્રબળ આકર્ષણે તણાઈને તેઓ સભાસ્થળે આવી પહોંચે છે, અથડાઈ કુટાઈ અને કચડાઈને પણ નેતાજીના મુખારવિંદનાં દર્શન કરી ગદ્‌ગદ્ અને કૃતકૃત્ય બની જાય છે. ઘડી ઘડી વારે; કોઈના દોરવ્યા, સમજ્યા વિના, ઝાઝા વિચાર વિના, તેઓ 'ભારતમાતા કી જય', 'જય હિંદ', 'મહાત્માજી કી જય', 'પંડિતજી કી જય', 'વિનોબાજી કી જય', 'શાસ્ત્રીજી કી જય' 'શિવાજી મહારાજ કી જય', 'ભૂદાન કી જય', 'નશાબંધી કી જય', 'સર્વોદય કી જય', 'શહીદો અમર રહે', 'એકતા કાયમ રહો', 'ચીન-પાકીસ્તાન મૂર્દાબાદ'ની ગળું ફાટી જાય એટલા મોટા સૂરે બૂમો પાડતા રહે છે. અને એ બધું જોઈ, સભાને સંબોધવા આવેલા નેતાજીનો રાજસી-આભાયુક્ત ચહેરો અપૂર્વ સંતોષથી મંદમંદ મરકી રહે છે. મહાત્માજી અને પંડિત નેહરુની વિરાટ સભાઓમાં આવું નિયમિત રૂપમાં થતું રહેતું. કેટલેક અંશે વિનોબાજી અને શાસ્ત્રીજીની સભાઓએ પણ એવું જ રૂપ ધારણ કરેલું. એમાંય હદ થએલી ખ્રુશ્ચોવ-બુલ્ગાનિન, આઇઝનહોવર અને રાણી ઈલિઝાબેથની આ દેશમાં પધરામણી થઈ તે વખતે. ત્યારે ઠેરઠેર જે પ્રચંડ સભાઓ યોજાએલી તેમાં ઉપર્યુક્ત યુક્તિઓની અને લોકટોળાની જમાવટની પરાકાષ્ઠા જોવા મળેલી. વિદેશી રાજઅતિથિઓ તે જોઈ દિઙ્‌મૂઢ જ બની ગએલ. સ્વદેશી સરકારે અને નેતાઓએ, મોંઘેરા મહેમાનોનું આવું અભૂતપૂર્વ સ્વાગત પોતે યોજી શક્યા તે માટે ભારે ગૌરવ લીધેલું. અને આ સ્વાગતખર્ચનો કુલ આંકડો કરોડો રૂપિયાની ઉપર પહોંચેલો. આવી પરિસ્થિતિના નિર્માણ માટે મૂર્ખ,

અભણ, અબુધ, અજ્ઞાન, અંધશ્રદ્ધાળુ, ભીરુ, લાલચુ, દરિદ્ર, ગતાનુગતિક નવરા, બેકાર અને મેલા મનોદશાવાળા લોકો જવાબદાર છે એ ખરું, પણ એમને-એમના ઘોર અજ્ઞાનને લઈ—તે માટે એકદમ દોષિત ઠરાવવામાં બહુ ઔચિત્ય નથી. તે માટેની જવાબદારી તો છે, વીસ વીસ વરસથી લોકોના એકમાત્ર મિત્ર, ફિલસૂફ અને માર્ગદર્શક બની રહ્યા હોવાનો દાવો અને દેખાવ કરનાર નેતાઓની. એમણે પ્રજા પરની પોતાની પકડ હંમેશને માટે જમાવી રાખવા માટે, આ દેશમાં જૂના વખતથી જામી ગએલાં ટોળાં-રોગને જરૂરી પરહેજી ન પાળી, વધુ વણસાડી મૂક્યો છે. એ નેતાઓ પ્રયાગના કુંભમેળામાં 'નાગા બાવા'નાં દર્શન માટે કીડિયારાંની જેમ ઉભરાએલા અને ધક્કામુક્કીમાં અટવાઈ જઈ ભયાનક મોતે મરી ગએલા લોકોને 'મૂર્ખ' અને 'અંધશ્રદ્ધાળુ' કહી પોતાની આધુનિકતાનો અને પ્રગતિશીલતાનો પુરાવો આપી શકે છે; પણ મહાત્માજી, નેહરુજી કે શાસ્ત્રીજીની વિરાટ મૃત્યુયાત્રાઓમાં કચડાઈ જઈ કમોતે મરી ગએલા લોકો માટે કરુણા અને સહાનુભૂતિનાં આંસુ નીતરે છે. ધર્મઘેલછા ફેલાવી, કીડિયારાં-શાં માનવટોળાં જમાવી કુટીબંધ માનવોને કચડી મારી નાખવા જેવી વિષમ પરિસ્થિતિ પેદા કરવા માટે ઝીંઝકા ગામ(સૌરાષ્ટ્ર)ની એક 'દેવી'ને ગિરફતાર કરી સજા કરવામાં આવે છે; જ્યારે રાષ્ટ્રધર્મની દુહાઈ દઈ, એવાં જ સામુદાયિક તાણ (mass-hysteria) અનુભવતાં-માનવટોળાં જમાવી, ધક્કામુક્કીમાં ડઝનબંધ માણસોને કમોતે મારી નાખવા જેવી ભયાનક પરિસ્થિતિ ઊભી કરનાર શ્રીમતી ઈન્દીરા ગાંધીની (દેશનાં માનનીય વડા પ્રધાનની) આસામમાંની જાહેરસભાના સંબંધમાં લાગતાવળગતા પક્ષો તરફથી આશ્ચર્યકારક મૌન સેવવામાં આવે છે. વસ્તુતઃ ઝીંઝકા ગામની ધાર્મિક સભામાં અને આસામની રાજકીય સભામાં તેમ જ એમના કરુણ-બીભત્સ પરિણામમાં અને તે માટે જવાબદાર બેઉ સ્ત્રીઓના આરોપિત 'દેવી'-પણામાં ભાગ્યે જ કશો તાત્ત્વિક તફાવત દેખાય છે. બાપુના અવસાન પછી, એમના મૃત્યુદુઃખનો આઘાત ન જીરવાતાં, દિવસો સુધી, આપઘાત કરી સંખ્યાબંધ લોકો મરતાં રહેલાં. એ લોકોને આ જ નેતાઓ–અખબારોએ બાપુના પરમભક્તો તરીકે જાહેરમાં રજૂ કરેલા; એમની કડક ટીકા ન કરી, પરોક્ષરૂપમાં એમને 'શહીદો' તરીકે બિરદાવેલાં! કોઈ નેતાએ તે 'ભક્તો'ના આપઘાતને મૂર્ખાઈ, જંગલીવેડા, કાયરતા, સખત સજાને પાત્ર ગુનો–કહી, અન્ય લોકો સમક્ષ તત્સંબંધમાં લાલબત્તી ધરવાનું મુનાસીબ માન્યું ન હતું.

નેતાઓને, તેથી જ, અલૌકિક શક્તિ-સિદ્ધિ ધરાવતા 'દેવો' તરીકે ગોઠવી દેવાની પ્રણાલિકા—ગમે તેવી જૂની અને જામેલી હોય તો પણ—સારી નથી. અને એટલે, તેમનાં સ્થૂલ પ્રતીકોને પણ કોઈ અલૌકિક શક્તિ ધરાવતા માનવા–મનાવવાની, તેમનાં રોજિંદાં સૂત્રો અને પ્રવચનોને અદ્ભુત સિદ્ધિદાતા વર્ણવવાની, એમનાં નામ-રટણને પુણ્યપ્રાપ્તિના સરળ માર્ગ તરીકે બિરદાવવાની, એમની જન્મજયંતિઓ અને મરણતિથિઓને ધામધૂમપૂર્વક ઉજવવાની, એમના ભસ્માવશેષો ઉપર ભવ્ય કીર્તિમંદિરો ખડાં કરવાની, દર વર્ષે ત્યાં પુણ્યતિથિ પર મેળા અને યાત્રાઓ યોજવાની અને એમના નામે રજાઓ કે હડતાલો જાહેર કરવાની રૂઢિ પણ વખાણવા જેવી નથી. નેતા કે વિભૂતિના જન્મદિન સાથે કોઈ મહાન બનાવને કે કાર્યને કૃત્રિમ રીતે સાંકળી દેવાની, અને એ રીતે બનાવ કે કાર્ય કરતાં વિભૂતિને જ આગળ ધર્યા કરવાની પ્રથા ય તિરસ્કારવા જેવી છે. ઘણી વાર રસ્તો, રેલ્વે, પુલ, નહેર કે હૉસ્પિટલ બંધાઈને તૈયાર થઈ ગયાં હોય છે; છતાં લોકોના ઉપયોગ માટે એમને તુરત ખુલ્લાં મૂકવામાં આવતાં નથી. એ ખુલ્લાં મુકાય છે કોઈ વિભૂતિનો જન્મદિન આવે ત્યારે, જેથી એના ઉજ્જ્વળ નામની સ્મૃતિ એ પ્રસંગ સાથે કાયમને માટે જડાઈ રહે! (પંજાબ–હરિયાણાનાં બે નવાં રાજ્યોની રચના બાપુની જન્મજયંતિ પ્રસંગે થનાર હતી, પણ દુર્ભાગ્યે વર્તમાન રાજ્યની અસ્કયામતો વહેંચવાનું કામ ધાર્યા કરતાં વધુ મુશ્કેલ નીકળ્યું, એટલે તે પવિત્ર દિવસને બે રાજ્યોની સ્થાપના સાથે સાંકળી દેવાનું બની શક્યું નહિ.) ક્યારેક વળી કોઈ મહાપુરુષના 'વરદ હસ્ત'ની રાહ જોતાં કોઈ મોટા કાર્યની કે પ્રવૃત્તિની શરૂઆતને દિવસો સુધી રોકી રાખવામાં આવે છે. પ્રજાના બહુ મોટા ભાગને આવી ચિત્રવિચિત્ર પ્રણાલિકાઓથી કશો જ ફાયદો થતો નથી બલ્કે તેથી નુકસાન જ વધારે થાય છે. એટલે આવું ધતિંગ બંધ થવું જોઈએ. મૃતકોને આપણે માન આપીએ, પણ તેમાં વિવેક જાળવીએ;

એમના અવસાનનો શોક મર્દની જેમ ગંભીરતાપૂર્વક પાળીએ, પણ અઠવાડિયાં સુધી સાવ નિષ્ક્રિય બની રહી સામૂહિક પોકો મૂકવાનું બેશરમ કાયર-કર્મ તો ત્યજી જ દઈએ; એમના આદર્શો તરફ સમભાવ અને સહિષ્ણુતા દાખવીએ, પણ આંધળી અને વેવલી ભક્તિથી બચતા રહીએ; એમની ઉચ્ચ ભાવનાઓને આચરણમાં ઉતારીએ, પણ તારસ્વરે એમનું કેવળ શુકપાઠી ઉચ્ચારણ કર્યા કરવાનું છોડી દઈએ; એમનાં પ્રામાણિક જીવન-ચરિત્રો પુસ્તક રૂપે પ્રગટ કરીએ. પણ એમના સુભવ્ય ચૈત્યો અને મકબરા બાંધવાનું બંધ રાખીએ, રાષ્ટ્રિય ગૅલેરીમાં એમના ફોટા મૂકીએ; પણ એમના મૃતદેહનાં તેમ જ સ્થૂલ ભસ્માવશેષનાં આંજી નાખે એવાં અને દિવસો સુધી લંબાતાં પ્રદર્શનો ભરવાનું માંડી વાળીએ; એમના સ્મારકરૂપે શાળાઓ, કૉલેજો સંશોધનસંસ્થાઓ, પુસ્તકાલયો, દવાખાનાં આરોગ્યધામો, અનાથાશ્રમો વૃદ્ધગૃહો, રસ્તા પુલો બંધો નહેરો જળાશયો બાગબગીચા ક્રીડાંગણો પડતરજમીન નવસાધ્ય યોજનાઓ લઘુ-ભારે ઉદ્યોગો, કારખાનાં સસ્તાં અનાજ વસ્ત્ર ભંડારો સસ્તાં મકાનો—આદિની રચના કરીએ, પણ એમનાં અંગત મ્યૂઝિયમ, કીર્તિ-સ્તંભો-મંદિરો, પૂતળાં આદિ જ્યાં ત્યાં ખડાં કરવાનું હમણાં મુલતવી રાખીએ. મૃત્યુ પામેલા એ મહાપુરુષો પણ છેવટે તો અનેક મર્યાદાઓથી ભરેલા માનવીઓ હતા, એ હકીકત આપણે સ્વીકારીએ. એમના ગુણોને સંભારીએ, તો એમની મર્યાદાઓની ટીકા પણ કરતા રહીએ. મૃતાત્માઓને 'દિવ્ય' દેખાડતા, ધૂન તરંગ વેવલા-વેડા ઝનૂન અંધભક્તિના, જલદ નશામાંથી સત્વરે મુક્ત થઈએ; અને બુદ્ધિ તર્ક વિવેક તાટસ્થ્ય કડી સ્વસ્થતા દાખવી એમના યથાતથ સ્વરૂપની સ્પષ્ટ ઝાંખી કરીએ.

પરંતુ તેમ કર્યા પછીય એ વસ્તુ ભૂલવાની નથી કે આજની સૌપ્રથમ આવશ્યકતા છે—દેશમાંથી ગરીબી, ભૂખમરો, રોગચાળો, નિરક્ષરતા, બેકારી, ભેદભાવ, રાજકીય સામાજિક ધાર્મિક ધતીંગ, મોંઘવારી, લાંચરુશ્વત, માનસિક ગુલામી દૂર કરવાની; સૌ કોઈને પેટપૂરતો ખોરાક, શરીર ઢાંકવાનાં વસ્ત્ર અને રહેવાનું મકાન પૂરાં પાડવાની, અને તે પણ વહેલામાં વહેલી તકે. જો એટલું નહિ થઈ શકે તો કોઈ જીવંત કે મૃત વિભૂતિ, એનામાં ગમે તેવી અદ્ભુત-અલૌકિક શક્તિ-સિદ્ધિ હશે તો પણ, આ દેશને નિશ્ચિત અધઃપતનમાંથી કદી ઉગારી શકવાની નથી.

પ્રખ્યાત જર્મન નાટચકાર અને ઑપેરાનિર્દેશક રિચર્ડ વૅગ્નર (૧૮૧૩–૧૮૮૩)ના પુણ્યપ્રકોપભર્યા આ શબ્દો આપણે સૌ યાદ રાખીએ—આવી રહેલી નવી પેઢીના હુંકારનો એમાં બરાબર ધ્વનિ ઊઠે છે–'હું એ સમાજતંત્રની ઇમારતને જમીનદોસ્ત કરવા ચાહું છું, જે અર્થહીન ચીજો પાછળ, મરેલા માનવીઓની પૂજા પાછળ, માનવજાતની સર્વોત્તમ રચનાશક્તિ વેડફી નાખે છે.'

*

"કોઈ પણ વ્યક્તિ સત્યનિષ્ઠા અને ચારિત્ર્ય સિવાય લાંબે ગાળે વિકાસ ન પામી શકે. તે જ વાત કોઈ પણ રાષ્ટ્રની છે. આપણી પાસે ઘણા તાત્કાલિક પ્રશ્નો છે. તેનો ઉકેલ આપણે જરૂર કાઢવાના. પણ તે ઉપરાંત મુખ્ય પ્રશ્ન તો આજે આ રાષ્ટ્રપુરુષના ચારિત્ર્યઘડતરનો છે.

આ માટે સૌથી સરસ અને શાંતિમય ઉપાય એ છે કે પ્રજા કેળવાય, જાગૃત થાય; દરેકનું સ્વાતંત્ર્ય (વ્યક્તિસ્વાતંત્ર્ય) સચવાય અને સમાજ તેમજ રાષ્ટ્રનો પણ વિકાસ થાય. આ લોકશાહીનો માર્ગ છે. આ દિશામાં આપણાં વૃત્તપત્રોને (press) લોકકેળવણીનો કેટલો બધો અવકાશ છે!

જેમ શુદ્ધ ખોરાક અને શુદ્ધ પાણી તંદુરસ્તી માટે આવશ્યક છે તેમજ શુદ્ધ માહિતી અને શુદ્ધ વિચાર સારા લોકમત માટે આવશ્યક છે."

[તા. ૨૧-૮-'૪૮, નવી દિલ્હી]

ગણેશ વાસુદેવ માવળંકર

*

# શ્રી રામકૃષ્ણનું જીવન:
# તેના અભ્યાસની આવશ્યકતા

ગણેશ વાસુદેવ માવળંકર

[Ramakrishna Vedanta Centre (68 Dukes Avenue, Muswell Hill, London, N. 10) પ્રકાશિત દ્વૈમાસિક 'Vedanta for East and West' (તંત્રી: સ્વામી ઘનાનંદ)ના મે-જૂન, ૧૯૫૫ અંકમાં પ્રગટ થએલ લેખનો, અધ્યાપક ડૉ. ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ભાવાનુવાદ.]

યોગ્ય રીતે જ એશિયાને 'ધર્મોનું પારણું' કહેવામાં આવે છે, અને ભારતને એવી ભૂમિ કહી શકાય કે જેમાં 'જીવન અને મરણ'ના સૌથી વિશેષ ચિત્તહર પ્રશ્ન વિશે છેક પ્રાચીન સમયથી ઊંડું ચિંતન કરવામાં આવ્યું છે. આ સમસ્યાની તેનાં બધાં જ પાસાં-જીવનની પ્રકૃતિ, જીવનનું પ્રયોજન અને મૃત્યુનો અર્થ-પરત્વે વિચારણા કરવામાં આવી છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો, આપણને આધ્યાત્મિકતાના પ્રવાહનું અતીવ પાન કરાવવામાં આવ્યું છે અને આપણા પ્રાચીનોના આ ખ્યાલને એની પોતાની એક આગવી ખૂબી છે જે ઘણી મોહક હોવા છતાં દુનિયાના બીજા દેશો હજુ સુધી સમજી શક્યા નથી. ભૌતિકવાદમાં રચ્યાપચ્યા રહેતા તેઓ વિસ્મય પામી તેને જોઈ રહે છે; અને આ 'આધ્યાત્મિકતા' શું છે અને તેનો શો અર્થ થાય છે એ સમજવાનો પ્રયાસ કરે છે.

પણ આ આધ્યાત્મિકતા કોઈ એવી બાબત નથી કે જે શબ્દોની મદદથી અથવા દલીલબાજીની બૌદ્ધિક પ્રક્રિયાથી સમજી શકાય. આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુ અને આચાર-સંહિતાને વિકસાવવાની તલપવાળી વ્યક્તિના અનુભવની એ બાબત છે. આધ્યાત્મિકતાના મૂળભૂત સિદ્ધાંતોમાં અને તેમના આચરણમાં રહેલી એ શ્રદ્ધા છે અને જીવનના અને મરણના ભારતીય ખ્યાલ પર તેણે પોતાનું વર્ચસ જમાવેલું છે. અને તેથી જ ભારત—જેમના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ છે પણ જનમ-મરણના હિન્દુ તત્ત્વજ્ઞાન ઉપર જેઓ વિજય મેળવી શક્યા નથી એવા—અન્ય ધર્મોના અનેક ધસારાનો આઘાત સહન કરી રહ્યું છે. સ્વામી વિવેકાનંદે 'મારા ગુરુ' વિશેના પોતાના વ્યાખ્યાનમાં કહ્યું છે તે પ્રમાણે:

"ભારત દેશને હણી શકાશે નહિ, મૃત્યુવિહોણો તે ટકી રહ્યો છે અને જ્યાં સુધી એના પ્રજાજનો તેની આધ્યાત્મિકતા ત્યજી નહિ દે, અને જ્યાં સુધી એ ભાવના એની પશ્ચાદ્ભૂમિકારૂપે રહેશે ત્યાં સુધી તે ટકી રહેશે. ગરીબ અને ગરીબીમાં સબડતા તેઓ ભલે ભિખારી રહે, ધૂળ અને ગંદકી ભલે તેમને ઘેરી વળે, કદાચ સમગ્ર સમય સુધી; પણ તેઓ તેમના ભગવાનને ત્યજી ન દે અને પોતે ભૂલી ન જાય કે તેઓ ઋષિઓનાં સંતાનો છે."

વિશ્વશાન્તિ અને માનવજાતની પ્રગતિ પરત્વે ભારત પાસેથી આખી દુનિયા મહાન નેતાગીરીની આશા રાખે છે તે આ કારણને લીધે જ. મહાત્મા ગાંધીના માર્ગદર્શન અને પ્રેરણા નીચે આઝાદી મેળવ્યા પછી તો આ અપેક્ષા ખૂબ વધી ગઈ છે.

આ આધ્યાત્મિકતા આપણને નક્કર ખડકાળ પાયો રચી આપે છે, જેના ઉપર આપણા સર્વ ઋષિઓ તેમના પછી આવનારી પેઢીઓને તેમના સંદેશનો પથદર્શક પ્રકાશ આપતા મક્કમપણે ઊભા રહ્યા હતા. મહાન રામકૃષ્ણે, તેમની પહેલાં થઈ ગએલા સંન્યાસીઓએ અને મહાત્મા ગાંધીએ પણ એમ જ કર્યું છે.

ભગવાન શ્રી રામકૃષ્ણ કેવું જીવન જીવ્યા હતા? બંગાળમાં દૂરદૂરના ગામડામાં એકસોઓગણીશ વર્ષ પહેલાં ગરીબ બ્રાહ્મણ માતપિતાને ત્યાં તેઓ જન્મ્યા હતા અને ગરીબી તેમજ સંઘર્ષભર્યું જીવન તેમણે ગાળ્યું હતું. ત્યાગની પરંપરા તેમણે તીવ્ર તત્પરતા અને ઉદ્રેકથી સ્વીકારી હતી. બાલ્યકાળથી તેઓ સ્વપ્નદર્શન કરતા. પ્રત્યેક હિન્દુને સમજાય છે, અને એણે સમજવું જોઈએ તેમ રામકૃષ્ણ

એમના અવસાનનો શોક મર્દની જેમ ગંભીરતાપૂર્વક પાળીએ, પણ અઠવાડિયાં સુધી સાવ નિષ્ક્રિય બની રહી સામૂહિક પોકો મૂકવાનું બેશરમ કાયર-કર્મ તો ત્યજી જ દઈએ; એમના આદર્શો તરફ સમભાવ અને સહિષ્ણુતા દાખવીએ, પણ આંધળી અને વેવલી ભક્તિથી બચતા રહીએ; એમની ઉચ્ચ ભાવનાઓને આચરણમાં ઉતારીએ, પણ તારસ્વરે એમનું કેવળ થૂકપાડી ઉચ્ચારણ કર્યા કરવાનું છોડી દઈએ; એમનાં પ્રામાણિક જીવનચરિત્રો પુસ્તક રૂપે પ્રગટ કરીએ. પણ એમના સુભવ્ય ચૈત્યો અને મકબરા બાંધવાનું બંધ રાખીએ, રાષ્ટ્રિય ગૅલેરીમાં એમના ફોટા મૂકીએ; પણ એમના મૃતદેહનાં તેમ જ સ્થૂલ ભસ્માવશેષનાં આંજી નાખે એવાં અને દિવસો સુધી લંબાતાં પ્રદર્શનો ભરવાનું માંડી વાળીએ; એમના સ્મારકરૂપે શાળાઓ, કૉલેજો સંશોધનસંસ્થાઓ, પુસ્તકાલયો, દવાખાનાં આરોગ્યધામો, અનાથાશ્રમો વૃદ્ધગૃહો, રસ્તા પુલો બંધો નહેરો જળાશયો બાગબગીચા ક્રીડાંગણો પડતરજમીન નવસાધ્ય યોજનાઓ લઘુ-ભારે ઉદ્યોગો, કારખાનાં સસ્તાં અનાજ વસ્ત્ર ભંડારો સસ્તાં મકાનો-આદિની રચના કરીએ, પણ એમનાં અંગત મ્યૂઝિયમ, કીર્તિસ્તંભો-મંદિરો, પૂતળાં આદિ જ્યાં ત્યાં ખડાં કરવાનું હમણાં મુલતવી રાખીએ. મૃત્યુ પામેલા એ મહાપુરુષો પણ છેવટે તો અનેક મર્યાદાઓથી ભરેલા માનવીઓ હતા, એ હકીકત આપણે સ્વીકારીએ. એમના ગુણોને સંભારીએ, તો એમની મર્યાદાઓની ટીકા પણ કરતા રહીએ. મૃતાત્માઓને 'દિવ્ય' દેખાડતા, ધૂન તરંગ વેવલાવેડા ઝનૂન અંધભક્તિના, જલદ નશામાંથી સત્વરે મુક્ત થઈએ; અને બુદ્ધિ તર્ક વિવેક તાટસ્થ્ય કડી સ્વસ્થતા દાખવી એમના યથાતથ સ્વરૂપની સ્પષ્ટ ઝાંખી કરીએ.

પરંતુ તેમ કર્યા પછીય એ વસ્તુ ભૂલવાની નથી કે આજની સૌપ્રથમ આવશ્યકતા છે-દેશમાંથી ગરીબી, ભૂખમરો, રોગચાળો, નિરક્ષરતા, બેકારી, ભેદભાવ, રાજકીય સામાજિક ધાર્મિક ધતીંગ, મોંઘવારી, લાંચરુશ્વત, માનસિક ગુલામી દૂર કરવાની; સૌ કોઈને પેટપૂરતો ખોરાક, શરીર ઢાંકવાનાં વસ્ત્ર અને રહેવાનું મકાન પૂરાં પાડવાની, અને તે પણ વહેલામાં વહેલી તકે. જો એટલું નહિ થઈ શકે તો કોઈ જીવંત કે મૃત વિભૂતિ, એનામાં ગમે તેવી અદ્ભુત-અલૌકિક શક્તિ-સિદ્ધિ હશે તો પણ, આ દેશને નિશ્ચિત અધઃપતનમાંથી કદી ઉગારી શકવાની નથી.

પ્રખ્યાત જર્મન નાટ્યકાર અને ઑપેરાનિર્દેશક રિચર્ડ વૅગ્નર (૧૮૧૩-૧૮૮૩)ના પુણ્યપ્રકોપભર્યા આ શબ્દો આપણે સૌ યાદ રાખીએ-આવી રહેલી નવી પેઢીના હુંકારનો એમાં બરાબર ધ્વનિ ઊઠે છે-'હું એ સમાજતંત્રની ઇમારતને જમીનદોસ્ત કરવા ચાહું છું, જે અર્થહીન ચીજો પાછળ, મરેલા માનવીઓની પૂજા પાછળ, માનવજાતની સર્વોત્તમ રચનાશક્તિ વેડફી નાખે છે.'

*

"કોઈ પણ વ્યક્તિ સત્યનિષ્ઠા અને ચારિત્ર્ય સિવાય લાંબે ગાળે વિકાસ ન પામી શકે. તે જ વાત કોઈ પણ રાષ્ટ્રની છે. આપણી પાસે ઘણા તાત્કાલિક પ્રશ્નો છે. તેનો ઉકેલ આપણે જરૂર કાઢવાના. પણ તે ઉપરાંત મુખ્ય પ્રશ્ન તો આજે આ રાષ્ટ્રપુરુષના ચારિત્ર્યઘડતરનો છે.

આ માટે સૌથી સરસ અને શાંતિમય ઉપાય એ છે કે પ્રજા કેળવાય, જાગૃત થાય; દરેકનું સ્વાતંત્ર્ય (વ્યક્તિસ્વાતંત્ર્ય) સચવાય અને સમાજ તેમજ રાષ્ટ્રનો પણ વિકાસ થાય. આ લોકશાહીનો માર્ગ છે. આ દિશામાં આપણાં વૃત્તપત્રોને (press) લોકકેળવણીનો કેટલો બધો અવકાશ છે!

જેમ શુદ્ધ ખોરાક અને શુદ્ધ પાણી તંદુરસ્તી માટે આવશ્યક છે તેમજ શુદ્ધ માહિતી અને શુદ્ધ વિચાર સારા લોકમત માટે આવશ્યક છે."

[તા. ૨૧-૮-'૪૮, નવી દિલ્હી]

ગણેશ વાસુદેવ માવળંકર

*

# શ્રી રામકૃષ્ણનું જીવન:
# તેના અભ્યાસની આવશ્યકતા

ગણેશ વાસુદેવ માવળંકર

[Ramakrishna Vedanta Centre (68 Dukes Avenue, Muswell Hill, London, N. 10) પ્રકાશિત દ્વૈમાસિક 'Vedanta for East and West' (તંત્રી: સ્વામી ગ્નાનાનંદ)ના મે-જૂન, ૧૯૫૫ અંકમાં પ્રગટ થએલ લેખનો, અધ્યાપક ડૉ. ઉપેન્દ્ર ભટ્ટે કરેલો ભાવાનુવાદ.]

યોગ્ય રીતે જ એશિયાને 'ધર્મોનું પારણું' કહેવામાં આવે છે, અને ભારતને એવી ભૂમિ કહી શકાય કે જેમાં 'જીવન અને મરણ'ના સૌથી વિશેષ ચિત્તહર પ્રશ્ન વિશે છેક પ્રાચીન સમયથી ઊંડું ચિંતન કરવામાં આવ્યું છે. આ સમસ્યાની તેનાં બધાં જ પાસાં—જીવનની પ્રકૃતિ, જીવનનું પ્રયોજન અને મૃત્યુનો અર્થ—પરત્વે વિચારણા કરવામાં આવી છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો, આપણને આધ્યાત્મિકતાના પ્રવાહનું અતીવ પાન કરાવવામાં આવ્યું છે અને આપણા પ્રાચીનોના આ ખ્યાલને એની પોતાની એક આગવી ખૂબી છે જે ઘણી મોહક હોવા છતાં દુનિયાના બીજા દેશો હજુ સુધી સમજી શક્યા નથી. ભૌતિકવાદમાં રચ્યાપચ્યા રહેતા તેઓ વિસ્મય પામી તેને જોઈ રહે છે; અને આ 'આધ્યાત્મિકતા' શું છે અને તેનો શો અર્થ થાય છે એ સમજવાનો પ્રયાસ કરે છે.

પણ આ આધ્યાત્મિકતા કોઈ એવી બાબત નથી કે જે શબ્દોની મદદથી અથવા દલીલબાજીની બૌદ્ધિક પ્રક્રિયાથી સમજી શકાય. આધ્યાત્મિક દૃષ્ટિબિન્દુ અને આચાર-સંહિતાને વિકસાવવાની તલપવાળી વ્યક્તિના અનુભવની એ બાબત છે. આધ્યાત્મિકતાના મૂળભૂત સિદ્ધાંતોમાં અને તેમના આચરણમાં રહેલી એ શ્રદ્ધા છે અને જીવનના અને મરણના ભારતીય ખ્યાલ પર તેણે પોતાનું વર્ચસ જમાવેલું છે. અને તેથી જ ભારત—જેમના અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ છે પણ જનમ-મરણના હિન્દુ તત્ત્વજ્ઞાન ઉપર જેઓ વિજય મેળવી શક્યા નથી એવા—અન્ય ધર્મોના અનેક ધસારાનો આઘાત સહન કરી રહ્યું છે. સ્વામી વિવેકાનંદે 'મારા ગુરુ' વિશેના પોતાના વ્યાખ્યાનમાં કહ્યું છે તે પ્રમાણે:

"ભારત દેશને હણી શકાશે નહિ, મૃત્યુવિહોણો તે ટકી રહ્યો છે અને જ્યાં સુધી એના પ્રજાજનો તેની આધ્યાત્મિકતા ત્યજી નહિ દે, અને જ્યાં સુધી એ ભાવના એની પશ્ચાદ્‌ભૂમિકારૂપે રહેશે ત્યાં સુધી તે ટકી રહેશે. ગરીબ અને ગરીબીમાં સબડતા તેઓ ભલે ભિખારી રહે, ધૂળ અને ગંદકી ભલે તેમને ઘેરી વળે, કદાચ સમગ્ર સમય સુધી; પણ તેઓ તેમના ભગવાનને ત્યજી ન દે અને પોતે ભૂલી ન જાય કે તેઓ ઋષિઓનાં સંતાનો છે."

વિશ્વશાન્તિ અને માનવજાતની પ્રગતિ પરત્વે ભારત પાસેથી આખી દુનિયા મહાન નેતાગીરીની આશા રાખે છે તે આ કારણને લીધે જ. મહાત્મા ગાંધીના માર્ગદર્શન અને પ્રેરણા નીચે આઝાદી મેળવ્યા પછી તો આ અપેક્ષા ખૂબ વધી ગઈ છે.

આ આધ્યાત્મિકતા આપણને નક્કર ખડકાળ પાયો રચી આપે છે, જેના ઉપર આપણા સર્વ ઋષિઓ તેમના પછી આવનારી પેઢીઓને તેમના સંદેશનો પથદર્શક પ્રકાશ આપતા મક્કમપણે ઊભા રહ્યા હતા. મહાન રામકૃષ્ણે, તેમની પહેલાં થઈ ગએલા સંન્યાસીઓએ અને મહાત્મા ગાંધીએ પણ એમ જ કર્યું છે.

ભગવાન શ્રી રામકૃષ્ણ કેવું જીવન જીવ્યા હતા? બંગાળમાં દૂરદૂરના ગામડામાં એકસોઓગણીશ વર્ષ પહેલાં ગરીબ બ્રાહ્મણ માતપિતાને ત્યાં તેઓ જન્મ્યા હતા અને ગરીબી તેમજ સંઘર્ષભર્યું જીવન તેમણે ગાળ્યું હતું. ત્યાગની પરંપરા તેમણે તીવ્ર તત્પરતા અને ઉદ્રેકથી સ્વીકારી હતી. બાલ્યકાળથી તેઓ સ્વપ્નદર્શન કરતા. પ્રત્યેક હિન્દુને સમજાય છે, અને એણે સમજવું જોઈએ તેમ રામકૃષ્ણ

પણ સમજતા હતા, કે જીવન તો ક્ષણિક છે, પછી ભલે તમે રસ્તાના શ્રમિક હો કે લાખ્ખો ઉપર રાજ્ય કરતા સમ્રાટ; ભલે તમારું આરોગ્ય સારામાં સારું હોય કે ખરાબમાં ખરાબ. જીવનનો એક માત્ર ઉકેલ છે અને તે એ જ કે જેને હિન્દુઓ ભગવાન અને ધર્મ કહે છે. એટલે આપણે ઈશ્વરનાં દર્શન કરવાનાં છે, ઈશ્વર છે એવી પ્રતીતિ કરવાની છે.

ભગવાન રામકૃષ્ણ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા માટે જીવન જીવ્યા હતા. આ પ્રયોજન માટે જ તેમણે પોતાના જીવનને ઘડ્યું હતું, કારણ કે તેઓ માનતા હતા કે સાચો ધર્મ એટલે નહિ કે ઉપાસનાના બાહ્ય નિયમો, નહિ કે આચારના નિર્ણીત નિયમો, પણ ઇશ્વર સાથે અદ્વૈત. એમની પ્રથમ સહજવૃત્તિ હતી સામાજિક ભેદભાવના વદમમાંથી પોતાની જાતને મુક્ત કરવાની, સામાજિક મિથ્યાભિમાનના છેલ્લામાં છેલ્લા અંશમાંથી મુક્ત થવાની, પોતાની જાતને નિમ્નતમની સમાન બનાવવાની. એટલે જ તેઓ પોતાને અત્યંજ સાથે એકરૂપ માનવા પ્રેરાયા હતા. તેઓ રસ્તા સાફ કરતા, ઝાડુ વાળતા અને અન્ય પરાયાઓ તેમને એમ ન કરવા દે એટલા માટે રાત્રે છાનામાના એક પરાયાનું ઘર સાફ કરતા. માનવજાતના સેવક બનવા તેઓ ઇચ્છતા હતા. કોઈ પણ મધ્યસ્થ દ્વારા નહિ, પણ પ્રત્યક્ષ અનુભવથી જ સત્યને પિછાનનારા તે સાચા ગુરુ હતા.

એ ખૂબ જાણીતું છે કે થોડોક વખત તેઓ સ્ત્રીની જેમ પણ રહ્યા હતા, કારણ કે તેઓ સમજવા માગતા હતા કે જાતિ ફક્ત શરીરનો જ ગુણ છે, નહિ કે આત્માનો. અનેક વર્ષોના નિગ્રહ પછી જાતિનો ખ્યાલ જ તે વીસરી ગયા હતા; અને એ વિસ્મરણે તેમની આસક્તિની બધી જ શક્યતાઓની સમાપ્તિ કરી નાખી હતી. એ પણ એટલું જ જાણીતું છે કે તેઓ કેટલોક વખત મુસ્લિમની જેમ રહ્યા હતા અને એમને પ્રતીતિ થઈ હતી કે બધા જ ધર્મો એક જ ઇશ્વર તરફ દોરી જાય છે. એકત્વના આ સાક્ષાત્કારે તેમના ઉપર મોટી અસર કરી હતી. ધર્મસિદ્ધાન્તો આપવાનો તેમણે કદી પણ પ્રયાસ નહોતો કર્યો, કારણ કે તેઓ માનતા હતા કે ઉપદેશ વ્યવહારમાં રહ્યો છે. એટલે તેઓ ભારપૂર્વક કહેતા હતા કે સૌ પ્રથમ આપણે ચારિત્ર્ય કેળવવું જોઈએ. માણસે અદા કરવાની તેની સૌથી મોટી ફરજ એ જ છે. તેઓ કહેતા કે, 'સૌથી પહેલાં તમે જાતે જ સત્યનો સાક્ષાત્કાર કરો, અને પછી તમે જેમને એ શીખવી શકો એવા ઘણા નીકળશે.' તેઓ કોઈની ટીકા કરતા નહિ, કોઈને તુચ્છકારતા નહિ, અને બધાંમાં સારું જ જોતા. આ પ્રકારની જીવનરીતિને લીધે તેઓએ બતાવી આપ્યું હતું કે આપણી આજુબાજુની દુનિયા આપણે જે રીતે જોઈ શકીએ છીએ અને અનુભવીએ છીએ તેના કરતાં ધર્મ એ અનંતગણી વધુ તીવ્રતાપૂર્વક અનુભવવા જેવી અને સમજવા જેવી વાસ્તવિકતા છે. તેમની દૃષ્ટિએ ધર્મ નથી શબ્દોમાં, નથી સિદ્ધાંતોમાં, નથી શાસ્ત્રમાં કે નથી સાંપ્રદાયિકતામાં; આત્મા અને પરમાત્મા વચ્ચેનો સંબંધ સમજવામાં જ ધર્મ રહેલો છે.

પોતાની જીવનપદ્ધતિથી એમને બતાવવું હતું કે આ દેહથી પણ માણસ સંપૂર્ણ હોઈ શકે-થઈ શકે. વેદમાં કહ્યું છે કે, 'સંપત્તિથી કે સંતતિથી નહિ, પણ માત્ર ત્યાગથી જ અનશ્વરત્વ પ્રાપ્ત કરવાનું છે.' ઈસુ ખ્રિસ્તે જે કહ્યું છે તે આ કથન સાથે સરખાવો: 'તમારી પાસે જે કંઈ હોય તે બધું વેચી નાખો અને ગરીબોને આપી દો અને મને અનુસરો.' સમયની દૃષ્ટિએ અઢારસો કરતાં પણ વધારે વર્ષોનું અને પાર્થિવ દૃષ્ટિએ બે હજાર કરતાં પણ વધારે માઈલનું અંતર આ બે મહાન ધર્મગુરુઓ વચ્ચે હોવા છતાં તેમણે એક સરખી જ વાત કહી છે. આનુષંગિક રીતે આમ આપણે સર્વ-ધર્મ-એકત્વ તરફ દોરાવું જોઈએ.

તગદિલી, સંકુચિત દૃષ્ટિબિન્દુ અને ભૌતિકવાદ પાછળ દોડધામ વ્યક્ત કરતી આજની દુનિયામાં ભગવાન રામકૃષ્ણનો, તેમના જીવનનો અને તેમની ફિલસૂફીનો અભ્યાસ કરી તેમને સમજવાનો પ્રયત્ન કરવાની આપણી ફરજ થઈ પડે છે. માત્ર આપણી ફરજની દૃષ્ટિએ નહિ, પણ દુનિયાની આપણી પાસેથી જે અપેક્ષા છે તેની દૃષ્ટિએ, અને વિશ્વશાન્તિ માટે તેમ જ માનવજાતની પ્રગતિ માટે જે ભાગ ભારતે ભજવવાનો છે તે જોતાં આ ખૂબ અનિવાર્ય અને આવશ્યક છે.

સ્વામી વિવેકાનંદે કહ્યું છે તેમાં થોડોક સમયા-

(અનુ. પૃ. ૨૯૨)

# ધોંડો કેશવ કર્વે

ગણેશ વાસુદેવ માવળંકર

['શ્રી ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર.' અનુવાદક—શ્રી. કિશનસિંહ ગોવિંદસિંહ ચાવડા. પ્રકાશક: પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા. પ્રથમ આવૃત્તિ, સંવત ૧૯૮૪. તા. ૧૯ ઑક્ટોબર ૧૯૨૭ને રોજ પૂજ્ય દાદાસાહેબે લખેલો આ આમુખ સદર ગુજરાતી અનુવાદમાં પ્રગટ થયો હતો તે અનુવાદકના સૌજન્યથી અહીં પુનર્મુદ્રિત કર્યો છે. —સંપાદક, 'અભ્યાસ']

મહારાષ્ટ્રની સાર્વજનિક પ્રવૃત્તિઓ વિષે તેમજ તે પ્રવૃત્તિઓના અગ્રણીઓ વિષે માહિતીની જે અછત દસ-પંદર વર્ષ પૂર્વે ગુજરાતમાં હતી તે સદ્‌ભાગ્યે આજે રહી નથી. જાગૃતિના કાળમાં આ અનિવાર્ય છે; અને સંસ્કૃતિનાં સિંચન એક છતાં ભિન્ન ભૌગોલિક રચનાવાળા પ્રદેશોમાં ઊછરતી બે પેટાપ્રજાઓ વચ્ચે ઓછાવત્તા સ્વભાવભેદ ભલે હોય તો પણ આવો પરિચય બન્નેને ઉપકારક નીવડ્યા વગર રહેતો નથી. આનાં પરિણામ આજે આપણે પ્રત્યક્ષ પણ જોઈ રહ્યા છીએ. ગોખલેની પ્રેરણા આજે કેટલાએ અરસાથી ગુજરાતને પારકી નથી રહી, લોકમાન્યની વિભૂતિનું અને તેમનાં 'जन्म कर्म च दिव्यं मे' નું મનનચિંતન ગુજરાતને મન આજે પિતૃઋણ સમું થઈ પડેલું આપણે જોઈએ છીએ. શિવાજી મહારાજ આજે ગુજરાતને મન સુરતનો લૂંટારો નથી પણ ભારતવર્ષની અર્વાચીન સ્વાતંત્ર્ય-સાધનાનો આવાહક અને 'હિંદવી સ્વરાજ'નો માણેકથંભ રોપનાર પુણ્યશ્લોક વિભૂતિ હોઈ પ્રેરકબળ તરીકે પૂજાઈ રહેલ છે; અને પ્રજા કૃતજ્ઞભાવે એના ત્રિશતસાંવત્સરિક ઉત્સવ ઊજવી રહી છે.

આ પુસ્તક મહારાષ્ટ્રની એવી જ એક પ્રાતઃસ્મરણીય વ્યક્તિનું આત્મનિવેદન છે જે મહારાષ્ટ્રના સામાજિક પુનરુત્થાનના ઇતિહાસમાં જેટલું અજોડ તેટલું જ અપરિહાર્ય (indispensable) છે. દુન્યવી કુનેહના કાળેલોને હાસ્યાસ્પદ ભાસે એટલી હદ સુધી નમ્રનિર્વૈર, 'ગોપાળગણ'-નું ઉપનામ મળે એટલે સુધી અહિંસક, બાળક જેટલા સરળ અને સતીસમાન અનન્યચિત્ત,—સાધુચરિત ધોંડો કેશવ કર્વેનું જીવન મહારાષ્ટ્રના સામાજિક ઇતિહાસનું એક મૂગું મહાકાવ્ય છે. ગાંધીજીમાં જે અતુલ વિદ્યુત-શક્તિનો આપણે પરિચય કરીએ છીએ તે dynamic વ્યક્તિત્વને ઘડીભર વિસરીએ તો શ્રી. કર્વે એ નાનાશા ગાંધીજીનો જ પરિચય કરાવતી મહારાષ્ટ્રની તપોવૃદ્ધ વિભૂતિ છે. મહારાષ્ટ્રમાં એનો કંઈક જોટો સ્વ. ગુરુવર્ય અણ્ણાસાહેબ વિજાપુરકર એકલામાં જ હતો—જો કે બન્નેનાં કાર્યક્ષેત્ર જુદાં હતાં.

પુણ્યશ્લોક ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની જેમ શ્રી. કર્વે મહારાષ્ટ્રમાં દીન હિંદુ વિધવા જાતિના આદ્યસંરક્ષક અને સેવક છે. વિધવા જાતિની એમની સેવા આજે પિસ્તાળીસ વરસ જેટલી જૂની થઈ છે. રડયાખડયા વિધવાવિવાહ મહારાષ્ટ્રમાં તત્પૂર્વે થએલા ખરા, તેમ આત્મૌપમ્ય વૃત્તિવાળી વિરલ ઉદારચરિત વ્યક્તિઓનાં અંતઃકરણ હિંદુ વિધવાને માટે ક્યાંક ક્યાંક દ્રવ્યાંના પ્રસંગ પણ કવચિત્ બનેલા, પરંતુ એક આર્ત અને અસહાય હિંદુ વિધવાની બાંય ગ્રહી એની આખી જાતિની સેવા તેમજ શિક્ષણને અર્થે પોતાનું જીવન સમર્પિત કરનાર અને ગીતોક્ત નિષ્કામ-ભક્તની અનન્યતાથી એ દિશાએ આજીવન એકાગ્ર તપશ્ચર્યા કરનાર શ્રી. કર્વે જ હોવાથી, તેઓ જ મહારાષ્ટ્રની વિધવોન્નતિ તેમજ સ્ત્રીશિક્ષણ પ્રવૃત્તિઓના પિતા, પાલક તેમજ કુલસ્વામી છે.

છેલ્લાં પચાસ વર્ષમાં દુનિયામાં જે સ્થિત્યંતરો થયાં છે અને પરિણામે સ્થિતિચુસ્ત હિન્દુ સમાજમાં પણ વશેકવશે સહિષ્ણુતા આજે થઈ છે તેની વચ્ચે વિચરનારા આપણને આજે તે કાળે એકલદોકલ માણસે જૂની રહેણીકરણી કાયમ રાખીને પણ વિધવાવિવાહ કરવો અને આખા લોકસમાજની ઈતરાજી પોતાના માથા પર વહોરી લેવી,—અરે, એટલે યે ન અટકતાં એ જ નિષિદ્ધ દિશાના કાર્યને પોતાનું જીવનકાર્ય કરી મૂકીને મૂંગે મોઢે

પણ અપૂર્વ દઢતાપૂર્વક મચી પડવું,–આ બધામાં સમાતા વિમદોનો ખરો ચિતાર આવશે કહ્યુ છે. પણ જીવનનો કીમિયો પ્રેમ છે. જે શાશ્વત, અપાર્થિવ, નિરાલંબ, સ્વયંપૂર્ણ, નિરવધિ પ્રેમે જગતના એકેએક સત્પુરુષને જીત આપી છે તે જ નિષ્કામ પ્રેમે આ ચરિત્રના નાયકને પણ જીત આપી. અને જે લોકસમાજે આરંભમાં તીખી અદાવત ધરીને શ્રી. કર્વેને હીણવવા રીબાવવા અને હરરસ્તે એમની વલે કરવા ભલાબૂરા એક પણ સાધનનો ઉપયોગ કરતાં પાછું વાળી ન જોયું, તે જ લોકસમાજ આજે કૃતજ્ઞતાપૂર્વક પોતાનાં ચુસ્તમાં ચુસ્ત કુટુમ્બોની વિધવાઓને તેમજ વહુદીકરીઓને કોઈ પણ જાતના સંકોચ કે આશંકા વગર કર્વેની શિક્ષણ-સંસ્થાઓમાં મૂકે છે! સ્ત્રીશિક્ષણના આ પિતાની ઋષુતપની તપશ્ચર્યાને પરિણામે મહારાષ્ટ્રમાં આજે હિંગણેની નમૂનેદાર સ્ત્રીશિક્ષણસંસ્થાઓ ફાલી રહી છે અને 'અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ' સુધી વિસ્તાર પામી છે.

મારે સારૂ તો શ્રી. કર્વે જોડેનો પુણ્યસંબંધ પિતાશ્રી તરફથી મળેલો પવિત્ર વારસો છે, એ સ્મરણ અત્યંત સુખદાયી છે. ચાળીસ વર્ષ પૂર્વે મુંબાઈમાં સ્વ. રાજારામ શાસ્ત્રી ભાગવતે સ્થાપેલી 'મરાઠા હાઈસ્કૂલ'માં મારા પિતાશ્રી અને કર્વે એક સાથે શિક્ષક તરીકે કામ કરતા. અને હું પોતે જો કે આ તરફ ઊછરી અહીં જ વ્યવસાયમાં પડી ગયો છતાં એ સંબંધ ભુંસાયો નથી. સને ૧૯૧૪–૧૫માં તેમજ બીજે પ્રસંગે જ્યારે જ્યારે શ્રી. કર્વેનું તેમના સ્ત્રીશિક્ષણકાર્યને અંગે આ તરફ આવવું થયું ત્યારે ત્યારે આ તપોવૃદ્ધ વડીલની કૌટુમ્બિક ભાવે સેવા કરી લેવાની તકનો લાભ મળ્યો છે. અને તે સેવાભાવની આ પ્રસ્તાવના પણ છે.

જીવનમાં હોય તે જ વાણીમાંથી સરે. શ્રી. કર્વેની આ આત્મકથનીમાં જે સરલભાવ, જે નમ્રતા, જે નિર્વૈર પ્રેમ લીટીએ લીટીએ નીતરે છે તે તેમના કરુણામુગ્ધ, તપોમય જીવનનું જ પ્રતિબિમ્બ છે. એ આત્મકથન મહારાષ્ટ્રના સ્ત્રીશિક્ષણનો છેલ્લાં ચાળીસ પચાસ વર્ષનો ઇતિહાસ જ છે. આવી હૃદયંગમ જીવનકથા ગુજરાતી પ્રજાની સેવામાં રજૂ કરીને ભાઈશ્રી કિશનસિંહ ચાવડાએ ગુજરાતની મોટી સેવા કરી છે એ વિષે મને શંકા નથી.

*

અનુસંધાન] **શ્રી રામકૃષ્ણનું જીવન: તેના અભ્યાસની આવશ્યક્તા** [પૃ. ૨૯૦થી ચાલુ

નુકુળ ફેરફાર કરી હું મારા વક્તવ્યનું સમાપન કરતાં કહીશ કે, "મારામાં શ્રદ્ધા રાખો કે વાતો કરવાથી અને સુધારક પ્રવૃત્તિ માટે હિલચાલ કરવાથી તમે વિશ્વની તંગદિલીને નહિ રોકી શકો. પણ એ તો રોકાશે ત્યાગથી, વિનાશ અને મરણ વચ્ચે સદાચારરૂપી પર્વતની જેમ ખડા રહેવાથી જ. વાતો કરો નહિ, પણ શુદ્ધિની શક્તિ, પવિત્રતાનું બળ અને ત્યાગની તાકાત તમારા દેહના પ્રત્યેક છિદ્રમાંથી બહાર આવવા દો........ તમારું જીવન હોમી દો. તમે માનવજાતના સેવક બની જાઓ, જીવતો ધર્મોપદેશ બની જાઓ."

*

# બિમારીના બિછાનેથી

ગણેશ વાસુદેવ માવળંકર

[જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૫૬માં હૈદ્રાબાદ, આંધ્રપ્રદેશ અને દક્ષિણ ભારતનો વિસ્તૃત પ્રવાસ ખેડીને પૂજ્ય દાદાસાહેબ તા. ૫ ફેબ્રુઆરીને રોજ અમદાવાદ પાછા ફર્યા. પ્રવાસમાં એમના પર હળવો હૃદયરોગનો હૂમલો થયો હતો. શારીરિક રીતે ખૂબ શ્રમિત પણ અખૂટ માનસિક ઉત્સાહ વચ્ચે તેઓ ઘેર આવ્યા, ને ૯મી ફેબ્રુઆરીએ પહેલો હૃદયરોગ–હૂમલો, ૧૮મીએ બીજો અને ૨૭મીએ ત્રીજો પ્રાણઘાતક હૂમલો થતાં તેઓ સ્વર્ગે સીધાવ્યા. ગંભીર બિમારીના બિછાનેથી પૂજ્ય દાદાસાહેબ સતત જનહિતનું ચિંતન અને ઇશ્વરનામ-સ્મરણ કરતા હતા. તા. ૧૬ અને ૧૭ ફેબ્રુઆરીએ એમણે પોતાના ટાઇપિસ્ટને (શ્રી. શેષાદ્રિ) જે થોડી નોંધ અંગ્રેજીમાં લખાવી તે નીચે અક્ષરશઃ પ્રગટ કરી છે. દેખીતી રીતે, દાદાસાહેબના આ આખરી શબ્દો–વચનો પૈકી છે, અને એ રીતે અનું સવિશેષ મહત્ત્વ છે. આ નોંધ પહેલી વાર 'અભ્યાસ'માં પ્રગટ થાય છે. દાદાસાહેબે પોતાની ઊર્મિઓ કેવી સહજ અને હૃદયદ્રાવક ભાષામાં અહીં વ્યકત કરી છે! પુ.ગ.મા.]

**Thursday, 16th February 1956**

*My Visit to Hyderabad and Andhra*

I decided to undertake this visit for 22 days. I was told by a few friends that I was perhaps doing too much. I explained to them that I had arranged the programme in such a way that I would not overstrain myself. So I started with confidence that the journey was not more than what my body could stand. Things, however, unfortunately turned otherwise mainly because of some misunderstandings and miscalculations.

We passed quite a happy five days in Hyderabad with a regular programme. We were properly housed and had regular hours of rest and meal. But I feel now that the engagements had been kept one following the other even though after rest and were strenuous. It was a mistake to have done so. Neither Gyankumari nor myself had realised the mistake. So no one is to blame. But I was happy that I could pull through the programme without any sense of fatigue.

I need not detail all that we did at Hyderabad, but I feel immeasurably glad and happy over the future of the country; not that the things were great in themselves, but everywhere I could see a spirit of new life and the desire for progress.

*Sarvodaya Kendra, Shivrampalli*

Frankly speaking I did not feel much interested in Hyderabad itself with its beautiful and palatial buildings, the wide streets and the rest. The least was I impressed by the University. But I felt impressed very much by the Sarvodaya Kendra, Shivrampalli. It was a new conception of life to which they are giving shape.

**Friday, 17th February 1956**

I did not see there the mere stress mainly on labour or intellect. It appeared to me a happy synthesis of both. Man is made of body and mind and it follows that he should have a way of life suited to the equal growth of each. This picture apart from the natural beautiful site was very pleasing and enchanting for me. I was as it were moved to some kind of ecstacy when I was there.

We went round the Ashram grounds, saw so many things and did even plant two grape creepers. But this was nothing. The important thing is the entire conception of life and the effort to realise it through

a practical life. So we finished Shivrampalli visit and I returned a very happy man, having learnt much about the real Sarvodaya. That I thought was the way of life for each one of us. If we would take to it, then only our future appears bright.

*Jai Jawahar Colony*

Thereafter I saw a number of things which one saw good. But what appealed to me the most was the effort of the Harijans to rehabilitate themselves. I was more glad that it was an indigenous effort and they have the urge for it. The difference between the Harijan and the non-Harijan has to be only a passing phase because ultimately we have all to be welded into one and what appears to be an economic or social problem for the Harijans is unfortunately not confined to them alone, but it engulfs all including, if I may say so, the most advanced communities. What is the social structure today; what is our national economics, if at all we can be said to be national? What are our national ideals today? The more I see the more I feel that we of the supposed higher classes have been habituated to be kind, to be charitable towards lower classes, but we lack the essential quality of feeling uneasy and distressed at the distress of the world. We are giving out of our plenty. We are doing nothing to share the misery of our ill-fated brothers and sisters. We no doubt give mostly from our surpluses and in some cases foregoing our needs also, but after all what is the general picture of our society? The general picture seems to be: 'everybody for himself and nobody for society.' This very much depresses me. At times, therefore, I feel like leaving everything and assuming the role of a mendicant. Unfortunately, I have not the guts to do so. I know my wishes cannot turn out to be horses. But let me leave this.

Considering the question of Sarvodaya Samaj, I have been led to a further line of thought. What is it that we can do, howsoever humble it might be, to remove or do away that huge inequalities in which man has become a beast of prey and here I frankly admit I have dashed against the wall of despair. I see no light and ever since my illness on the 6th February, I am earnestly praying for that light. But alas! I get no light. I feel that I am deprived of the light. But I also feel that something has to be done, however humble, however small and that which shall well take roots and spread in course of time.

I naturally turned to prayers. Unfortunately I cannot concentrate. But what little I could do has led me to feel that the salvation of mankind lies not in the direction in which we are now moving. We want some other thing.

What is that something?

I cannot say. It is impossible for me to do so.

*

## कुलदीप

उज्ज्वल तूं केले मावळंकर कुला।
जनानें तो तुझा गौरव बहु केला॥
कीर्तिध्वज तोचि तूंचि उभारिला।
धोंडुआत्या म्हणे कुलदीप झाला॥

धोंडूबाई शेवडे

*

# રહસ્યવાદ: પૂર્વનો અને પશ્ચિમનો

જયંતીલાલ આચાર્ય

[આ લેખ શાંતિનિકેતનમાં ઈ. સ. ૧૯૩૩ની આસપાસ–મારા અભ્યાસક્રમ દરમિયાન–લખાએલો હતો. જર્મન વિદ્વાન રુડૉલ્ફ ઑટોના પુસ્તક 'Mysticism East and West' ને લક્ષમાં લઇને આ લખ્યું હતું. તે પુસ્તકનું આ અવલોકન પણ ગણી શકાય. તે સમયે જેવું લખ્યું હતું તેવું જ રજૂ કર્યું છે. –જ. આ.]

**જર્મનીના** આધુનિક વિદ્વાન રુડૉલ્ફ ઑટો તુલનાત્મક ધર્મવિચાર, ઈશ્વરવિદ્યા અને ધાર્મિક માનસતત્ત્વના એક ઊંડા અને અગ્રગણ્ય લેખક છે. તે દેશની અંધાધૂંધીભરેલી પરિસ્થિતિમાં તેઓ પોતાની પ્રતિભા દ્વારા તેમજ નિષ્પક્ષ ઉદાર ભાવના દ્વારા ઘણા ય વિદ્યાર્થીઓને પોતાની વિદ્યાપીઠ પ્રત્યે આકર્ષી શક્યા છે. જ્યારે તેમનું પ્રખ્યાત પુસ્તક 'The Idea of the Holy' પ્રથમ પ્રગટ થયું ત્યારે ઘણા વિદ્વાનોનું તેમની તરફ ચિત્ત આકર્ષાયું હતું; કારણ કે, તેમાં તેમણે અંગ્રેજી શબ્દ 'holy' ની પાછળ રહેલી અનિર્વચનીય, અવ્યક્ત પરંતુ માત્ર અનુભૂતિગમ્ય ભાવનાને દર્શાવવા 'numinous' શબ્દ કદાચ સર્વપ્રથમ રચ્યો હતો. આ તત્ત્વ રહસ્યવાદ કે અગમ્યવાદનું મહત્ત્વનું અંગ ગણાય છે.

ઈ. સ. ૧૯૨૨માં મૂળ જર્મન ભાષાના ઉપર જણાવેલા પુસ્તકનો અનુવાદ થયો. એમાં તેમણે પૂર્વના પ્રતિનિધિ મરમી તરીકે શંકરને અને પશ્ચિમના પ્રતિનિધિ મરમી તરીકે એક્હાર્ટને લીધા છે. શરૂઆતમાં એ જાણી લેવું ઉચિત ગણાય કે યથાર્થતઃ શંકરાચાર્યને મરમી ગણી શકાય કે નહીં. કદાચ વર્ગીકરણની રીત પ્રમાણે તેમને અદ્વૈતવાદી મરમી કહી શકાય. પરંતુ પાછો પ્રશ્ન ઊઠે કે મરમી સાધનામાં 'વાદ'ને સ્થાન ખરું? આ એક આલોચનાત્મક પ્રશ્ન વિચારણીય ગણાય. લેખક પશ્ચિમના આ વિષયના લેખકોમાં અધિકાંશે નિષ્પક્ષ ગણી શકાય તેવા છે; અને તેમ છતાં આશ્ચર્ય એ છે કે ઉપસંહાર કરતી વખતે તેઓ એકપક્ષી થઈ જાય છે. આપણે જાણીએ છીએ કે ભારતમાં શંકરમતની વિચારધારા લગભગ ૧૨૦૦ વર્ષોથી વહી રહી છે. તેમનો અદ્વૈતમત અને માયાવાદ ઘરગથ્થુ ભાવ થઈ ગયા છે. લોકોના મન ઉપર તેની જબરી પકડ છે.

લેખક ઉપોદ્‌ઘાતમાં જણાવે છે કે પૂર્વ અને પશ્ચિમનું જો કોઈ પણ એક શક્ય મિલનસ્થાન હોય તો તે છે માનવની ઊંડામાં ઊંડી અનુભૂતિ, તેની રહસ્યધારા. આ પ્રકારના મિલનમાં નથી કોઈ કાળની બાધા, નથી દેશની બાધા, નથી ભાષાની બાધા; કારણ કે સાચા મરમીનું (mystic) જીવન અને લેખન દેશકાળથી પર હોય છે અને તેની ભાષા અનુભવની હોઇને સર્વેનાં હૃદયને સાંકળનારી હોય છે.

પ્રસ્તુત પુસ્તકને બે ભાગમાં વહેંચવામાં આવ્યું છે: પ્રથમ ખંડમાં બન્ને મરમીઓ (શંકર અને એક્હાર્ટ) વચ્ચે રહેલું સામ્ય દર્શાવવામાં આવ્યું છે અને દ્વિતીય ખંડમાં પ્રત્યેકમાં રહેલી વિશિષ્ટતાઓનું દિગ્દર્શન કરાવ્યું છે.

ભૂમિકામાં લેખક ત્રણ બાબતો પર આપણું ધ્યાન દોરવા માગે છે: (૧) આસપાસનું વાતાવરણ, ભૌગોલિક પરિસ્થિતિ અને જાતિગત ભાવથી પર કેટલીક મૌલિક માનવઆત્માની સમન્વયાત્મક ભાવનાઓ; (૨) સ્થળ પરત્વે આધ્યાત્મિક અનુભૂતિની વિવિધતા; (૩) પરિણામે માત્ર જાતિગત ભાવ કે ભૌગોલિક પરિસ્થિતિના દૃષ્ટિબિંદુ ઉપરાંત કોઈ પણ જાતિ કે સંસ્કૃતિમાં એક જ સમયે દેખાતી વિવિધતા. આ ત્રણ બાબતોમાંથી બીજી અને ત્રીજી પર લેખકે વધુ ઝોક આપ્યો છે.

સર્વપ્રથમ લેખક જણાવે છે કે શંકર અને એક્હાર્ટ (ઈ.સ. ૧૨૫૦ થી ઈ.સ. ૧૩૨૭) સમયની દૃષ્ટિએ એકબીજાથી પાંચેક સદી દૂર હોવા છતાં આંતરિક વિચારસામ્યની દૃષ્ટિએ સમકાલીન ગણાય. તેમનું કહેવું એવું છે કે એક જ દશકામાં જે જન્મેલા હોય તે સાચા અને ગંભીર અર્થમાં સમકાલીન ન પણ હોય; પરંતુ જેઓએ તેમની પરિસ્થિતિની સમાંતર રહીને વિકાસ કરવામાં સંગતિ સાધી હોય તેઓ ખરા સમકાલીન ગણાય. આ રીતે જોતાં જપાનના હૉનેન કે શિત્રેન અને

જર્મનીના માર્ટિન લ્યૂથર સમકાલીન કહેવાય.

પ્રથમ ભાગમાં પારલૌકિક તત્ત્વની વિચારણાના સંબંધમાં લેખક જણાવે છે કે બન્ને આચાર્યોની (એક્‌હાર્ટને Meister = Master = આચાર્ય કહે છે) વિચારધારામાં તેમજ પરિભાષામાં ઘણી સમાનતા જોવામાં આવે છે. પરિશિષ્ટમાં પણ લેખકે શંકર અને ફિક્ટે (Fichte)-ના વિચારોનું સામ્ય દર્શાવ્યું છે. આપણે લેખકના જ શબ્દોમાં આ વિચારને રજૂ કરતો એક ફકરો ઊતારીએ. મૂળ અવતરણ એક્‌હાર્ટનું છે અને કૌંસમાં લેખકે સામ્યભાવદર્શક શબ્દો સંસ્કૃતમાં ટાંકયા છે:

"When I came out of God, that is, into multiplicity, then all things proclained: 'There is a God' (the personal God, creator of things). Now this cannot make me blessed, for hereby I realise myself as creature (कार्य, कालदेशनिमित्त). But in the breaking through (i. e. through all limitations in सम्यक् दर्शन) I am more than all creatures. I am neither God nor creature; I am that which I was and shall remain, now and for evermore (नित्यमुक्त, and नित्यसिद्धआत्मा). There I receive a thrust which carries me above all angels (જેમ 'મુક્ત' સર્વ દેવોથી તેમજ સ્વર્ગથી પર છે તેમ). By this sudden thrust I become so rich that God (ईश्वर) is not sufficient for me, so far as he is only God and in all his divine works. For in thus breaking through I perceive what God and I are in common. There I was what I was. There I neither increase nor decrease. For there I am the immovable (अचल), which moves all things. Here man has won again what he is eternally, and ever shall be. Here God is received into the soul." (પૃ. ૧૫)

પરંતુ અહીં ધ્યાનમાં રાખવાનું છે કે આ પારલૌકિક તત્ત્વવિચારણા જ માત્ર તેમનું ધ્યેય નથી. બન્નેનું ધ્યેય છે મોક્ષ, તેથી જ તેઓ જણાવે છે: "We do not explain the world. We explain it away."

બ્રહ્મની ઉપલબ્ધિ થયા પછી તે અવર્ણનીય થાય છે. તેને વર્ણવવા માટે શબ્દો ફિક્કા પડે છે. તેથી જ ઉપનિષદોમાં તેને 'આશ્ચર્ય' 'યક્ષ' ઇત્યાદિ રીતે વર્ણવવામાં આવ્યું છે. સત્-માત્રા, ચિત્ત, ચૈતન્ય, જ્ઞાન,–સર્વથી ગભીર અને ગહન તે 'આશ્ચર્ય' છે; અને તેથી જ તે શબ્દાતીત છે. એક્‌હાર્ટ આને 'wonder' કહે છે.

શંકરાચાર્ય આત્મબોધિને માટે યોગના અષ્ટાંગમાર્ગ પર વિશેષ ભાર નથી મૂકતા. તેઓ માને છે કે 'तत्त्वमसि'ના ધ્યાનથી સમ્યક્ દર્શન થાય છે. એક્‌હાર્ટ પણ પરંપરાગત 'methodus mystica' (purgation, illumination, unity), રહસ્યાનુભૂતિના માર્ગને સવિશેષ સ્થાન નથી આપતા. જેમ શંકરાચાર્યે 'ભક્તિમાર્ગ'ને બદલે 'જ્ઞાનમાર્ગ'ની પ્રતિષ્ઠા કરી, તેમ એક્‌હાર્ટે પણ 'voluntaristic mysticism' ને બદલે 'soul mysticism' ની પ્રતિષ્ઠા કરી. આ બાબત રજૂ કરતી વખતે લેખક એક ખૂબ મહત્ત્વની વાત જણાવે છે અને તેથી તે આખો ફકરો ઉતારું છું:

"In the East of S'ankara's time and environment the rise of emotional Bhakti, the bhakti-mārga in place of jñāne-mārga, corrsponded exactly to this emotional element in western mysticism. It is true that bhakti and bhakti-mārga could also be used as a name for the 'way' of simple love of God and personal relationship to Hin, as for instance, with Rāmānuja, who here resembles Luther. But for the most part it was just this voluntaristic mysticism: a strongly sensual and often sexually determined emotional life, which, particurly in Krisna eroticism, has its parallels to western 'bride-mysticism'... In contrast to this, S'ankara's outlook is cool and clear-sighted, serene and pure...The path which he prescribes is in complete opposition to it, and equally so is the way of Eckhart." (પૃ. ૩૦)

આમ બન્નેના રહસ્યવાદમાં બુદ્ધિગત વિવેકને મહત્ત્વનું સ્થાન મળે છે. આમ તેમનો રહસ્યવાદ ઉપદેશાત્મક રહસ્યવાદ (teaching mysticism) બને છે. આથી ભિન્ન પ્રકારને તેઓ આનો દ્વારા પ્રગટતો રહસ્યવાદ

(mysticism which speaks through song) વા માત્ર પ્રતીકો દ્વારા વ્યક્ત થતો અગમ્યવાદ (through symbols only), વા કોઈ સંપ્રદાય દ્વારા કે મૌન દ્વારા વ્યક્ત થતો રહસ્યવાદ (from a cult or completely silent mysticism), ગણે છે. (પૃ–૩૧)

શરૂમાં જ મેં જણાવ્યું છે કે વિદ્વાન લેખકે શંકરને મરમી ગણીને એક ભ્રાંતિ ઊભી કરી છે. શંકરાચાર્ય તેમની ઉપનિષદની વ્યાખ્યામાં વારંવાર જણાવે છે કે तप एव ते साधनम्, અર્થાત્ આત્મજ્ઞાનને માટે તપને તેઓ સાધન તરીકે ગણે છે; અલબત્ત, સાધ્ય નહીં જ. વળી યુગે યુગે પ્રાધાન્ય પરિવર્તન પામતું જણાય છે. વૈદિક યુગમાં સમસ્ત જીવનના કેન્દ્રમાં યજ્ઞભાવના હતી, એટલે તેને યજ્ઞસંસ્કૃતિ કે યજ્ઞયુગ કહેવો હોય તો કહી શકાય. પછી આવ્યો જૈન યુગ અને બૌદ્ધ યુગ,–વિદ્રોહયુગ. તર્ક, બુદ્ધિ અને જ્ઞાન આ યુગનાં મુખ્ય લક્ષણો ગણાય. પાછળથી પ્રથમ કર્મયુગ અને દ્વિતીય જ્ઞાનયુગના પડકાર રૂપે ભક્તિયુગ આવ્યો. કેટલાક પાશ્ચાત્ય ધર્મઘેલા વિદ્વાનો એવું પણ માનતા જણાય છે કે આ ભક્તિતત્ત્વ ભારતમાં ખ્રિસ્તી ધર્મને પરિણામે ઉદ્ભવ્યું! વાસ્તવિક રીતે ભક્તિતત્વ કે ભક્તિ ભારતની ભૂમિની જ પેદાશ છે, એ કોઈ પરદેશી રોપ નથી. પરંતુ આ પ્રકારની વિદ્રોહવૃત્તિ માનવજીવનનું એક સ્વભાવિક અંગ જ છે અને કદાચ આપણે એમ પણ કહી શકીએ કે, શું સ્થૂળમાં કે શું સૂક્ષ્મમાં, ભારતનો ઇતિહાસ વિદ્રોહોનો ઇતિહાસ છે. સંતો આવા ક્રાંતિકારીઓ હતા. વૈષ્ણવધર્મના આચારમાં કે તંત્રમાર્ગમાં જે વિકૃતિઓ આવી તે પાછળથી આવવા પામી હતી. એક વાર મારા ગુરુ આચાર્ય ક્ષિતિમોહન સેને વાતવાતમાં જણાવેલું કે પૂર્વના મરમીઓના કરતાં પશ્ચિમના મરમીઓમાં લાગણી (emotion) મહત્ત્વનો ભાગ ભજવે છે; કારણ કે, તેઓ બાઈબલ કે ચીલાચાલુ પરંપરાની વિરુદ્ધમાં જઈ શકતા ન હતા. આથી જ જેમણે વિરોધ કર્યો તેમને ત્યાં બલિદાન દેવાં પડ્યાં છે. આ બાજુ ભારતીય મધ્યયુગના સંતોમાં ખૂબ જ સ્વાતંત્ર્ય જોવામાં આવે છે. તેઓ ઋગ્વેદના વ્રાત્યોની માફક શાસ્ત્રવિદ્રોહી હતા; અને છતાં તેમના જીવનની સાધનામાં અને તેમની વાણીમાં કેવો સંયમ જોવામાં આવે છે તે અભ્યાસી જોઈ શકશે. તેમનામાં પ્રાણનો પ્રચંડ વેગ હતો અને સ્વતંત્રતામાંથી થતા વિકાસક્રમમાં કેટલીક વાર એક તરફ ઢળી જવાય છે (જેમ મીરાંની પ્રથમ અવસ્થામાં); પરંતુ આ સ્વાતંત્ર્ય જ પરિણામે તેમને સમતોલ (balanced, equipoised) કરે છે. સાચી સાધના પ્રેમમાં પરિણમે છે અને તેને વ્યક્ત કરવા માટે પ્રતીકો આવશ્યક બને છે. એટલે કે સાધનામાંથી પરિપક્વ થએલો પ્રેમ શુદ્ધ, નિર્વિકાર, અનન્ય અને સહજ હોય છે. તંત્રમાર્ગ, સૂફીમાર્ગ કે અન્ય સાધન માર્ગોમાં તે તે માર્ગના અનુયાયીઓને માટે અમુક પરિભાષા હોય છે, જેનો યથાર્થ મર્મ તે તે માર્ગના ખરા સાધકો જ જાણતા હોય છે. જેઓ તેનું બાહ્યતાથી માત્ર પ્રતીકો દ્વારા અનુસરણ કરે છે તેઓ વિકૃતિને કે પતનને પામે છે અને આને લઈને જ એવા માર્ગોની કેટલીક વિકૃતિઓને લીધે તે માર્ગ હીન ગણાયો છે, જનસમાજમાં આદરને પામ્યો નથી હોતો. એક બાજુ જેમ અદ્વૈતવાદ, દ્વૈતવાદ વગેરે જ્ઞાનપ્રધાન, અર્થાત્ બુદ્ધિપ્રધાન માર્ગો છે; તેમ બીજી બાજુ ભક્તિના માર્ગો પણ છે, જે લાગણીપ્રધાન, પ્રાણપ્રધાન માર્ગો છે. બીજા પ્રકારના માર્ગોની સાધનામાં પ્રાણ, અર્થાત્ પ્રેમ કે રસ મુખ્ય ભાગ ભજવતા હોઈ તેમાંથી વિકૃતિ થવાનો સંભવ રહે છે. અને તેને લઇને જ પશ્ચિમના આ માર્ગના કેવળ પુસ્તકિયા અભ્યાસીઓ ગેરસમજ કરીને તેને બદનામ પણ કરે છે, તેની ત્યાંની માનસશાસ્ત્રીય પરિભાષાનાં એકાંગી લેબલ્સ લગાડે છે. આપણા આ વિદ્વાને પણ ક્યાંક ક્યાંક આ પ્રકારની ગેરસમજૂતી (અલબત્ત, આપણી દૃષ્ટિથી) કરી છે, જેને માટે તેઓ ક્ષમ્ય ગણાય; કારણ કે, તેઓએ ઓછી આ બધી સાધનાઓ સ્વયં કરી છે? અસ્તુ!

આગળ જતાં લેખક જણાવે છે કે આ બન્ને મરમીઓમાં અમૃતત્વ પ્રાપ્ત કરવાની ઝંખના સમાનભાવે જણાય છે. આ અમૃતત્વ મેળવવા માટે જે અનુભવો કરવા પડે છે તેના લેખકે બે વિભાગ કર્યા છેઃ અંતર્દૃષ્ટિ (mysticism of introspection) અને ઐક્યદૃષ્ટિ (mysticism of unifying vision). આ બન્ને માર્ગો નિરનિરાળા છે. પ્રથમ માર્ગ કહે છેઃ 'ગુપ્તમાર્ગ અંતર તરફ લઈ જાય છે.' આ માર્ગમાં મનુષ્ય આત્માને આત્માથી આત્મામાં અનુભવે

છે (आत्मनि आत्मानम् आत्मना). બીજા માર્ગનો મુદ્રાલેખ નીઓ-પ્લેટોનિઝમના પિતા પ્લોટિનસના (Plotinus) એક વાક્ય દ્વારા વ્યક્ત થાય છે: 'Each Being contains within itself the whole intelligible world.'*

બીજા માર્ગની ત્રણ ભૂમિકાઓ છે. પ્રથમ ભૂમિકામાં અનેકનું એક તરીકે દર્શન થાય છે ('the Many is seen as One'). બીજી ભૂમિકામાં આ 'એક' અને 'અનેક'નો ભાવ સંબંધાત્મક નથી રહેતો, પરંતુ તે બન્નેનું સમીકરણ (equation) થઈ જાય છે ('Many is One and the One Many). ત્રીજી ભૂમિકામાં કાતો 'એક' 'અનેક'માં લય પામે છે (જેમ એકહાર્ટમાં) અથવા 'એક'જ કેવળ સત્ય 'અનેક' મિથ્યા (જેમ શંકરમાં) એમ દર્શન થાય છે. સારાંશમાં આમ થયું: 'out of the united comes the One only, out of the All-One the Alone.' (પૃ. ૫૨)+

એકહાર્ટ આ એકને 'Silent void of the godhead' કહે છે. આ શૂન્ય (void) કોઈ નકારાત્મક વસ્તુ નથી, પણ તે છે 'the vastness of ultimate mystical experience, which has passed beyond the disturbance of thought to a silence of the desert' (પૃ. ૭). આ પ્રકારના શૂન્યતત્ત્વના વિકાસનો વૈદિક યુગથી માંડીને મધ્ય કાળના મરમીસંતો લગીનો અભ્યાસ કરવા જેવો છે.

આગળ જતાં લેખક ઑટો જણાવે છે કે આ બન્ને મરમીઓ બીજા પ્રકારના રહસ્યવાદથી વિરુદ્ધમાં છે: ભક્તિવાદી (illuminist), લાગણીપ્રધાન અનુભવોમાં માનનારાઓનો રહસ્યવાદ (mysticism of *emotional experimentalism*) અને પ્રકૃતિ રહસ્યવાદી (nature mystic),–આ ત્રણેયના કરતાં તેમના રહસ્યવાદમાં રહેલો તફાવત અને વિશેષતા દર્શાવતાં લેખક જણાવે છે:

"As religion has manifold varieties, nature religion, spiritual religion and many other distinct types–so there is a nature mysticism, a spiritual mysticism and many other forms. These differences are revealed in both the East and the West, and are not divided into East *and* West. In Eckhart and Sankara we see clearly how types and combinations of spiritual mysticism, identical or very similar, have sprung to *life in the Orient and in the Occident. They* reveal indeed a spiritual kinship of the human soul, which transcends race and climate and *environment*.' (પૃ. ૭૬) આ પ્રકારના મળતાપણાને લેખક 'Convergence of types' કહે છે.

શંકરાચાર્ય આત્મા ઉપર વધારે ભાર મૂકે છે, તેથી તેમનું જ્ઞાન આત્મબોધિ છે. એકહાર્ટનું જ્ઞાન પણ mysticism of the Soul છે. આ જ્ઞાન પ્રાપ્ત કરવા માટેનાં સાધનો પણ બન્નેનાં એક પ્રકારનાં છે. દેહાભિમાન દૂર કર્યે, અર્થાત્ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેના સંયમથી આત્માના ઊંડાણનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. એકહાર્ટ પણ જણાવે છે કે 'Soul, faculties' વગેરેથી ઊંડાણમાં રહ્યો છે. તે આત્મા છે deepest, highest, the apex, the summit and the spark, the synthesis'. અહંકારનો, મમત્વનો ત્યાગ (Poverty) કર્યાથી આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રકાશે છે.

ટૂંકમાં બ્રહ્મ (Godhead) ઈશ્વરથી (God) પર છે; ઇશ્વર લય પામીને બ્રહ્મમાં ભળી જાય છે. આત્મા અને બ્રહ્મ એક છે. મોક્ષ એટલે આત્મા અને બ્રહ્મનું ઐક્ય. બ્રહ્મ નિર્ગુણ છે, નિર્વિશેષ છે. મિથ્યા જગત માયા અને અવિદ્યામાં અસ્પષ્ટ રીતે તરે છે. આ બાબતો બન્ને મરમીઓમાં સમાન છે.

પ્રથમ ભાગમાંથી બીજા ભાગમાં સંક્રાન્ત થતાં પહેલાં લેખકે Transition નામના પ્રકરણમાં રહસ્યવાદની ગંભીરભાવે કેટલીક ચર્ચાવિચારણા કરી છે. તેમાં તેમણે રહસ્યવાદનું તત્ત્વ, વ્યાખ્યા, મરમીઓની વિશેષતા; વેદાંત

*સરખાવો: 'પિંડે સો બ્રહ્માંડે અને બ્રહ્માંડે સો પિંડે'-ની ભારતીય ભાવના (microcosm and macrocosm).

+સરખાવો: 'The Flight of the Alone to the Alone.' (Plotinus)

તેમજ મહાયાન વગેરે વિષે ટૂંકમાં છતાં સારગ્રાહી આલોચના કરી છે. એક ઠેકાણે તેઓ જણાવે છે કે શંકરાચાર્યનો રહસ્યવાદ ઠંડો (Cool) છે. સૂફીવાદ તેમજ ભક્તિતત્ત્વને તેઓ ગરમ (hot) કહે છે.

"The mysticism of Sankara is certainly 'Cool' and unimpassioned, still and unmoved by any agitation of peculiar character. As a 'cool' mysticism it is distinguished from a mysticism of 'hot' feeling, of a strongly emotional nature. Persian Mysticism, Sufi Mysticism is heated and impassioned. The mysticism of an al Hallaj is fervent, that of a Jālaluddin is intoxicating. The mysticism of Plotinus is saturated by the very depths of its non-rational experience of unity with erotic delight; that of Meister Eckhart is steeped in 'gemiit'; that of St. John of the Cross is lyrical throughout."

એક ઠેકાણે લેખક પ્રહ્લાદની અનુભૂતિનો દાખલો આપીને જણાવે છે કે તે ભક્તની અનુભૂતિ કેવી રીતે ક્રમશઃ ઉપાસનામાંથી સમ્યક્ દર્શનમાં પરિણમી. આ પ્રકારની ઉપલબ્ધિવાળા રહસ્યવાદને તેઓ mysticism of the poise કહે છે. આની વિરુદ્ધમાં ચૈતન્ય મહાપ્રભુનો દાખલો ટાંકીને લેખક દર્શાવે છે કે એમની ભક્તિમાં માદકતા હતી, લાગણીપ્રાધાન્ય હતું. પ્રહ્લાદની ભક્તિ પ્રભુના ચરણમાં જઈને શાંત અચલ થઈ જાય છે, તેમાં પ્રેમ શ્રદ્ધા સાથે મળીને પ્રભુમાં 'Composure' પામે છે. અર્થાત્ પ્રહ્લાદના જેવી ભક્તિમાં લાગણીનો સંયમ જણાય છે, છતાં તેમાં રસનો અભાવ નથી હોતો. બન્નેનું એક સુંદર એકીકરણ થાય છે.

એકહાર્ટ અને શંકરના રહસ્યવાદમાં મુખ્ય ભેદ છે પ્રથમની પ્રાણવાન ગતિમાં. શંકરના શાંત સત્‌માં (resting sat) અને એકહાર્ટની શાશ્વત નિવૃત્તિમાં (repose) ફરક છે. એકહાર્ટમાં આંતરિક ગતિની પ્રબળતા છે, અનંત જીવનધારાનો અસ્ખલિત પ્રવાહ છે. આ પ્રવાહ બ્રહ્મની ઉપલબ્ધિમાં ભળી જાય છે. આને પરિણામે તેમનાં ગંભીર વાક્યો સૂત્રાત્મક અને મનનીય છે. 'નદી પોતામાં વહી રહી છે (The River flows into itself), પોતામાંથી ફરતું ચક્ર (the wheel revolving out of itself) વગેરે વાક્યો દ્વારા તેમની ઉપલબ્ધિનો વેગ જણાઈ આવે છે. મહાયાન માર્ગમાં કૂટ વાક્ય દ્વારા આ પ્રકારના ભાવો પ્રગટ થાય છે: દા. ત. નિર્વાણ સંસાર છે. 'એકહાર્ટ'નું શાંત મૌન સક્રિય સર્જકતા છે. (quietism is active creativity). નીચે તેમની વાણીમાંથી કેટલુંક જણાવીએ છીએ:

'તે ચાહવા માટે જ ચાહે છે અને સર્જન કરવા માટે જ સર્જે છે. તેથી તે સતત ચાહે છે અને સતત સર્જે છે. કર્મ તેનો સ્વભાવ છે, તેનું અસ્તિત્વ છે, તેનું જીવન છે, તેનું સુખ છે.'

'જ્યારે તેણે બધાં પ્રાણીઓને સર્જ્યાં ત્યારે તે મને પણ જન્મ આપી રહ્યો હતો. બીજાં પ્રાણીઓની સાથે બહાર વહ્યો હોવા છતાં હું તેની અંદર જ રહ્યો. હમણાં હું જે શબ્દ કહું છું તેના જેવું આ છે: પ્રથમ મારામાં તે વિચાર રૂપે સ્ફુરે છે, પછી તે વિચારમાં હું જરા થામું છું (pause) અને અંતે તે બોલું છું, જે તમે ગ્રહણ કરો છો. છતાં તે (શબ્દ) મારામાં રહેલો છે. આ રીતે હું (પણ) તેનામાં રહેલો છું.'

There shall have a flaming spirit bathed in a void and silent.

'આપણે રૂપક દ્વારા સમજીએ. બારણું મીજાગરાથી ઊઘડે છે. આ બારણું તે સ્થૂલ માનવ છે. મીજાગરો તે સૂક્ષ્મ માનવ છે. બારણું ઊઘડે છે અને વસાય છે, એટલે કે તે અહીંતહીં હાલે છે; પણ મીજાગરો અચલ રહે છે, તેને આ હલનચલનની અસર થતી નથી.'

લેખક એકહાર્ટને ગૉથિક (gothic) માનવ તરીકે વર્ણવે છે. જેમ ગૉથિક શૈલીના ચણતરમાં બન્ને બાજુની કમાનો એક કેન્દ્રમાં મળી જઈ જાણે અનંતનું સૂચન કરતી જણાય છે, તેમ એકહાર્ટના જીવનમાં પણ બાહ્ય અને આંતરિક જીવન અનંત નિર્વિશેષ બ્રહ્મમાં (modeless godhead) મળી જાય છે.

મોક્ષનો વિચાર કરતાં લેખક જણાવે છે:

'How can I win perpetual happiness?' or 'How can I become righteous in the eyes

(અનુ. પૃ. ૩૦૧)

# વેદ-દધીચિ સાતવળેકરજી

## કેટલાક જીવનપ્રસંગો

વિ. સ. વણીકર

વેદમૂર્તિ સાતવળેકરને તદ્દન નજીકથી જોવાનું કે એમની સાથે અનેક વાર વાતચીત કરવાનું અને વિવિધ પ્રસંગોમાં એમના વર્તનને નિહાળવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે. જીવનના નિશ્ચિત કરેલા ધ્યેય માટે માણુસ કેટલો ત્યાગ કરી શકે છે એનું જ્વલંત ઉદાહરણ પં. સાતવળેકરના ચરિત્રમાંથી મળી આવે છે. વેદની પરંપરાના પુનરુત્થાન માટે પંડિત સાતવળેકરે પોતાની સર્વોત્તમ અભિરુચિને હોમી દીધી છે તેથી હું એમને વેદ-દધીચિ કહું છું.

પંડિતજીની એ પ્રથમ ક્રમની અભિરુચિ એટલે ચિત્રકલા પ્રત્યેની અભિરુચિ. પંડિતજી મુંબાઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સના પ્રથમ પંકિતના વિદ્યાર્થી. એમના અપ્રતિમ ચિત્રકલાના નમૂનાઓ ગ્રંથના સ્વરૂપમાં પ્રગટ થયા છે. જો પંડિતજી પોતાની એ કલાને જીવનનું લક્ષ્ય બનાવત તો એ પ્રસિદ્ધિ પામત અને સાથે સાથે હજારો રૂપિયા કમાત, પણ માનવ કેવળ પ્રસિદ્ધિ અને પૈસા માટે જીવતો નથી. હૃદયની વેદના એ એની મોટામાં મોટી કાર્યપ્રેરક શક્તિ હોય છે. સુસંસ્કૃત કુળમાં જન્મેલા અને ઊછરેલા હોવાથી સંસ્કૃત સાહિત્ય અને ગ્રંથો પ્રત્યે પણ તેમનામાં પ્રીતિ ઉદ્‌ભવી હતી. એમના મનમાં એક જ લગની લાગી કે સંસ્કૃત સાહિત્યની, શાસ્ત્રોની, વિશેષતઃ વેદોની અક્ષમ્ય ઉપેક્ષા થાય છે. એમના મનમાં નિર્ણય બંધાયો કે ભારતની વૈદિક પરંપરાનો લોપ થવાથી જ ભારતની આવી દુર્દશા થઈ છે. વૈદિક સાહિત્ય એમને માટે કેવળ વાણીવિલાસ નહતોઃ એ જીવનની સમ્યક્ વૈજ્ઞાનિક દૃષ્ટિ આપનારી જીવંત વાણી છે. પાશ્ચાત્ય વિદ્વાનોની વૈદિક સાહિત્ય પ્રત્યેની આસ્થા અને ભારતીય વિદ્વાનોની એના પ્રત્યેની ઉપેક્ષા જોઈને એમના હૃદયમાં અકથ્ય વેદના થતી. એ સાહિત્યનું પુનરુત્થાન કરવું જોઈએ એવો એમણે નિર્ધાર કર્યો અને જીવનના સોમા વર્ષમાં પણ એમણે એ નિર્ધાર ટકાવી રાખ્યો છે. ચારે વેદો એમણે સુંદર રીતે છપાવી, સસ્તી કિંમતે પ્રસિદ્ધ કર્યા છે. વેદને આનુષંગિક અને સંસ્કૃત સાહિત્ય વિષે અગાધ સાહિત્ય તેમણે પ્રસિદ્ધ કર્યું છે.

પણ કેવળ સાહિત્ય પ્રકાશન એ પંડિતજીના જીવનનું મુખ્ય પાસું નથી. વૈદિક સાહિત્ય એ પંડિતજી માટે કેવળ વાણીવિસ્તાર નહતો; વૈદિક સિદ્ધાંતો એમને માટે સનાતન સત્યો છેઃ જીવનનાં એ સનાતન મૂલ્યો છે. વૈદિક સાહિત્યના પ્રચાર દ્વારા પંડિતજીએ વૈદિક આચાર પદ્ધતિનો પ્રચાર કર્યો. સંસ્કૃત ભાષાનો એમણે પ્રચાર કર્યો; સૂર્યનમસ્કાર, પ્રાણાયામ, યોગના આસનો દ્વારા એમણે બલમ્ ઉપાસ્સ્વનો પ્રચાર કર્યો; વેદવિદ્યા ઉપર વિવેચન-ગ્રંથો લખી એમણે ઓજસ્વી રાષ્ટ્રીયવૃત્તિ અને સાથે સાથે આધ્યાત્મિક અધિષ્ઠાનનો પ્રચાર કર્યો. એમણે પોતે પોતાના સિદ્ધાંતોનું પાલન કરી પોતાના વ્યક્તિત્વમાં શારીરિક, બૌદ્ધિક અને આધ્યાત્મિક પાસાંઓનો સમન્વય કરી ભારતના તરુણો, પ્રૌઢો અને વૃદ્ધોને માટે અનુકરણીય આદર્શ નિર્માણ કર્યો.

એક વખતે સ્વયંસેવકોની એક રૅલીમાં પંડિતજી હાજર હતા. અધિકારીએ તરુણો અને પ્રૌઢોને અલગ અલગ જૂથમાં ભેગા થવા આદેશ આપ્યો. અધિકારીએ પ્રૌઢોની હરોળમાં પંડિતજીની શોધ કરી. પણ પંડિતજી દેખાયા નહીં. શોધ કરતાં પંડિતજી તરુણોની હરોળમાં ઊભેલા જણાયા. અધિકારીએ પૂછ્યું કે પંડિતજી તમે અહીં કેમ? પંડિતજીએ કહ્યું કે તમે કહ્યું હતું કે તરુણો આ હરોળમાં ઊભા રહે! પંડિતજીએ એ વખતે ૮૦ વર્ષ વટાવ્યાં હતાં! પંડિતજીના મત પ્રમાણે માણસનું આયુષ્ય ૧૨૪ વર્ષનું છે.

મણિનગરમાં એક વખતે પંડિતજી એક ઉત્સવ માટે આવ્યા હતા. લગભગ ૯૦ વર્ષની એમની ઉંમર હશે. રાત્રે મણિનગર સ્ટેશન ઉપર હું એમને પહોંચાડવા ગયો હતો. સેકન્ડ ક્લાસની ટિકિટ કાઢી હતી. મણિનગર સ્ટેશને ગાડી બે મિનિટ ઉભી રહે છે. અમે પ્લૅટફૉર્મ ઉપર ઊભા હતા ત્યાંથી સેકન્ડ ક્લાસનો ડબ્બો બહુ આગળ જતો રહ્યો. પંડિતજી મારી સાથે અક્ષરશઃ દોડી ડબામાં ચઢી ગયા.

જે દિવસે પંડિતજીને ૯૫મું વર્ષ બેઠું એ જ દિવસે પંડિતજી એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં ભાષણ આપવા આવ્યા હતા. ભાષણ દરમિયાન વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને પાસે બોલાવી એમણે પ્રાણાયામનું પ્રાત્યક્ષિક કરી બતાવ્યું.

ગયે વર્ષે એલ. ડી. આર્ટ્સ કૉલેજના તૃતીય વર્ષના મનોવિજ્ઞાનના વિદ્યાર્થી ભાઈબેનોને લઈ મારા સહ-અધ્યાપક ઇંદુકુમાર દેસાઈ સાથે પંડિતજીના આશ્રમમાં એમનાં દર્શનાર્થે હું ગએલો સોમા વર્ષના ઉંમરા ઉપર બેઠેલા પંડિતજીએ અમને દીર્ઘશ્વસનનું પ્રાત્યક્ષિક કરી બતાવ્યું; સૂર્યનમસ્કારનું મહત્ત્વ સમજાવ્યું અને નેત્રવ્યાયામ કરી બતાવ્યો.

પંડિતજી આજે સહેજ થાકેલા દેખાય છે; ચાલવામાં એમને મુશ્કેલી પડે છે. દૃષ્ટિ થોડી મંદ પડી છે; અનેક ચિંતાઓથી એઓ વ્યગ્ર છે એ હું જાણું છું: છતાં એમનો માનસિક ઉત્સાહ દુર્દમ્ય છે.

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समाः એ વૈદિક વાક્યના પંડિતજી જીવતા, જાગતા નમૂના છે.

*

અનુસંધાન] રહસ્યવાદ: પૂર્વનો અને પશ્ચિમનો [પૃ. ૨૯૯થી ચાલુ

of God?' There is here at once a palpable difference between Eckhart's mysticism and that of Sankara and of Indian mysticism generally. Sankar is so deeply interested in the subjective pole of salvation, that the other is scarecly noticed by him...' (પૃ. ૧૮૯)

અહીં શંકરની સરખામણી કરતાં લેખકે જે સમસ્ત ભારતવર્ષના રહસ્યવાદને વિષે અભિપ્રાય દર્શાવ્યો છે તે ભ્રાંત છે; કારણ કે મધ્યયુગના મરમીઓની વાણીમાં તેમજ જીવનમાં તેમના રહસ્યવાદની વ્યાપકતા, જીવનની સેવાભાવના, અને સમસ્ત જીવનની સાથે સામંજસ્ય (harmony) સાધવાની ઉત્કટ વેદના જોવામાં આવે છે. બંગાળના બાઉલ તો આમ પણ જણાવે છે: "જ્ઞાનેર અગમ્ય તુમિ, પ્રેમેતે ભિખારી" (તમે જ્ઞાનથી અગમ્ય છો, પ્રેમના ભિખારી છો).

ખૂબ જ ગંભીર અને સમતોલ રહેવા છતાં લેખક અંતમાં એકતરફી થઈને નીચે પ્રમાણે લખે છે:

'Upon Indian soil there could never have developed this inward unceasing preoccupation with the soul's life as a life of gemrit and of conscience, and therewith the 'Cura animurum' in the sense which is characteristic of, and essential to, Christianity from the earlier days." (પૃ. ૨૧૫)

હાલના રહસ્યવાદના વિવેચન સાહિત્યમાં આ લેખકનો મહત્ત્વનો ફાળો છે અને તેમનાં લખાણોમાં ક્યાંક ક્યાંક તેમની પારદર્શી પ્રતિભા ઝળકી ઊઠે છે. ભારતીય રહસ્યવાદ અને પશ્ચિમના રહસ્યવાદની તુલનાત્મક વિચારણા તરીકે પશ્ચિમના સાહિત્યમાં આ એક મહત્ત્વનો ઉમેરો છે.

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૫૫ [તા. ૧૦ જાન્યુઆરી ૧૯૪૯ થી તા. ૨૩ જાન્યુઆરી ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૧૦ જાન્યુઆરી ૧૯૪૯, સોમવાર
### [આર્સિકેરી, મૈસુર]

સવારે ૮ાા થી ૧૧-૪૫ સુધી કારોબારી સમિતિની સભા. કામકાજની યાદી (agenda) પરનાં બધાં કામો પૂરાં કર્યાં. પછી મુકામ પર આવીને જમણ અને [બાદ] આરામ.

પછી લોકો સાથે મુલાકાતો અને સામાનની તૈયારી. ચાહ, વગેરે આરોપીને ૪ાા વાગે મૈસુર જવા માટે મોટરમાં નીકળ્યાં. શ્રીમતી મ્યૂરિયલ લેસ્ટર અમારી સાથે હતાં. ઘણી બધી બાબતો પર અમારે વાતોચીતો ને ચર્ચા થઈ. સાંજે ૭ાા ના અરસામાં મૈસુર (આશરે ૮૫ માઈલ) પહોંચ્યાં. ચામુંડી ટેકરી પર પ્રથમ ગયાં અને ત્યાં આવેલ મહિષાસુરમર્દિની દેવીનાં દર્શન કર્યાં. ત્યાંનો રાજમહેલ પણ જોયો. આ મંદિરમાં અમુક હદ બાદ શ્રીમતી મ્યૂરિયલ લેસ્ટર આગળ જઈ શક્યાં નહીં. તે પરથી તપાસ કરતાં ખબર પડી કે આ મંદિર અસ્પૃશ્યોને માટે ખુલ્લું નથી. આ ટેકરી પરથી, નીચેનું મૈસુરનું દૃશ્ય ખૂબ જ સુંદર લાગે છે.

૮ાા ના અરસામાં મુકામ પર. Government House પર આવ્યાં. છેલ્લાં થોડાં વર્ષમાં આ કેટલી ક્રાંતિ! જ્યાં કેવળ અંગ્રેજોને જ મહેમાનગીરી મળતી હતી ત્યાં અંગ્રેજો ખાસ દેખાતા નથી અને એમને બદલે અમે જેલવાળા લોકો આવ્યા! અહીંની બધી વ્યવસ્થા અલબત્ત પશ્ચિમની ઢબની અને ઉત્તમ હતી.

## તા. ૧૧ જાન્યુઆરી ૧૯૪૯, મંગળવાર
### [મૈસુર, બેંગલોર]

સવારે વહેલા ઊઠીને નિત્યવિધિ, સ્નાન, થોડો નાસ્તો (breakfast) વગેરે આરોપીને નીકળ્યાં. સહુ પ્રથમ અહીંનું પ્રાણીસંગ્રહાલય જોવા ગયાં. મને સુંદર લાગેલાં દૃશ્યો આ પ્રમાણે: (૧) સાવ ખુલ્લી જગ્યા પર, પિંજરમાં નહીં એ રીતે, સિંહ અને વાઘનાં યુગલો જોવાં. (૨) પીંછાંનો પોતાનો ગુચ્છ સરસ વિસ્તારીને ઊભેલો સફેદ સ્વચ્છ મોર. (૩) હિપોપોટેમસ. બીજાં પણ ઘણાં બધાં રંગબેરંગી પશુપક્ષીઓ જોયાં.

૧૦-૧૫ વાગે રાજમહેલમાં જઈને મૈસુરના રાજાસાહેબની મુલાકાત લીધી. એમને મારે મળવું એવી શ્રીમતી યશોધરમ્માની ખૂબ ઇચ્છા હતી. રાજમહેલમાં જનારાઓએ બૂટ અને મોજાં કાઢીને જવાનો રિવાજ છે. પણ અમને એ પ્રમાણે કરવાની જરૂર નથી એમ કહેવામાં આવ્યું. પરંતુ, આપણી પ્રાચીન પદ્ધતિ આપણે શા સારુ છોડી દેવી? સ્વચ્છતા અને આદર-પ્રદર્શન એ બન્ને દૃષ્ટિથી તે યોગ્ય છે એમ મને લાગવાથી અમે બધાં (મ્યૂરિયલબાઈ પણ) બૂટ-મોજાં કાઢીને, બહાર મૂકીને, ખુલ્લા પગે જ અંદર ગયાં. રાજાસાહેબ એક કોચ ઉપર બેઠેલા હતા. સામેની ખુરસીઓ પર અમે બેઠાં. ચેહરા પરથી માણસ દીન સ્વભાવના અને સામાન્ય બુદ્ધિના લાગ્યા. એકમેકની કુશળતા વગેરેના પ્રશ્નો બાદ એમણે અમારા પ્રવાસ વિષેનું કારણ પૂછતાં મેં કસ્તુરબા ફંડના કાર્યનો ઉલ્લેખ કર્યો અને એ તકનો લાભ લઈને મેં મહારાજાને મૈસુર રાજ્યમાં થઈ રહેલાં અમારાં કસ્તુરબાફંડ-કાર્યની માહિતી આપી, તથા શ્રીમતી યશોધરમ્માને મૈસુર સરકારે સહાનુભૂતિપૂર્વક મદદ કરવી એમ કહ્યું. ચામુંડી દેવીના દેવાલયમાં અસ્પૃશ્યોને પ્રવેશ નથી, તો તે વિષે પણ યોગ્ય કરવાને વાસ્તે મેં કહ્યું. "અમારા રાજ્યમાં મંદિર-પ્રવેશનો કાયદો થએલો છે," એવું તેઓ બોલ્યા. એટલે મેં ઉમેર્યું કે, "આવી વાતો કેવળ કાયદાઓ કરવાથી જ સિદ્ધ થાય છે એવું નથી. આપ પોતે જ એને વેગ આપશો." પછી રાજમહેલનો કેટલોક ભાગ અને મહારાજાને વખતોવખત મળેલાં માનપત્રોનાં કારકેટ વગેરે જોઈને ત્યાંથી નીકળ્યાં. ચામરાજેન્દ્ર ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટમાં જઈને કારીગરીના નમૂના જોયા. કેટલીક હાથીદાંતની બંગડીઓ, કાંસકીઓ વગેરે અને રમકડાં ખરીદ કર્યાં, અને લાકડા પર

કોતરેલી એક ચિત્રની પટ્ટી વેચાતી લઈને શ્રીમતી મ્યૂરિયલ લેસ્ટરને ભેટ આપી. પછી પરચૂરણ ખરીદી કરીને ૧૨ ના અરસામાં મુકામ પર આવ્યાં.

ભોજનના સમયે શ્રીમતી પ્રેમા કંટક[2] મળ્યાં. મહારાષ્ટ્રનું કેન્દ્ર સાસવડ ગામમાં શરૂ કરવાનું એક વર્ષ અમે લંબાવ્યું તેથી તેઓ થોડાં રીસાયાં છે. એમની ચીડ ક્ષમ્ય છે, અને સમજી શકાય તેવી પણ છે. ખર્ચમાં કરકસર કરવાની દૃષ્ટિથી, મરાઠીભાષી એવા તમામ પ્રદેશો માટે (મધ્યપ્રાંત, વહાડ, મુંબઈ પ્રાંત, વગેરે) એક કેન્દ્રવર્તી સ્થળ હોવું જોઈએ એ કલ્પના કાગળ પર બરાબર છે. પણ એવું સ્થળ જો પૂનાથી દૂર હોય તો મહારાષ્ટ્રમાં રહેનારાં મહારાષ્ટ્રીયોનું સમાધાન કેવી રીતે થાય? મેં આ મુદ્દો રજૂ કર્યો હતો, પણ બીજી મોટી મુશ્કેલી એટલે [એ કે] પ્રેમાબાઈ કેટલો વખત કામ ચાલુ રાખશે, અને મેળ ન ખાધો તો ક્યારે છોડી દેશે એનો ભરોસો ન હોવાથી, સાસવડમાં એક લાખ રૂપિયાની કિંમતનાં મકાનો કરવાનું જરા ભારે લાગે છે. આ દૃષ્ટિબિંદુ પણ મેં એમની સમક્ષ મૂક્યું. એ પર તેઓ બોલ્યા, 'મારા કામની સ્વતંત્રતામાં જો કોઈની દરમિયાનગીરી ન થઈ તો હું કામ છોડીશ નહીં.' પરંતુ, દરમિયાનગીરી થઇ કે ન થઈ એ કોણે નક્કી કરવાનું? 'આ અંગે કોઈ ત્રાહિત વ્યક્તિનો નિર્ણય માન્ય રાખવાને તમે તૈયાર છો ખરાં?' એવું મેં પૂછ્યું ત્યારે તેમણે 'હા' એવો જવાબ આપ્યો.

ભોજન બાદ અમે બન્ને અને લેસ્ટરબાઈ મોટર દ્વારા બૅંગલોર જવા નીકળ્યાં. બૅંગલોર આશરે ૯૦ માઈલ છે. રસ્તામાં શ્રીરંગપટ્ટમ્‌માં થોભીને ત્યાંનાં ટિપુ સુલતાનના સ્મૃતિઅવશેષો જોયા. સ્કૉટનો બંગલો, પહેલાંની જેમ, કરુણ હકીકતની સ્મૃતિરૂપે ખાલી ન રાખતાં એમાં ચિત્રદર્શન ગોઠવ્યું છે તે જોઈને મને ઠીક ન લાગ્યું. ખેર.

સાંજે ૫-૧૫ વાગે બૅંગલોર પહોંચ્યાં. મુકામ ત્યાંના સરકારી અતિથિગૃહમાં (Government House). ચાહ, શૌચ વગેરે આટોપીને શ્રી. સાઠે પતિપત્નીની મુલાકાતે જઈ આવ્યાં અને પછી શ્રીરામ સિલ્ક મિલના શ્રી. નારાયણરાવ નાઈકને ત્યાં ગયાં. જમવાનો પ્રબંધ ત્યાં જ હતો. મૈસુર સરકારના પ્રધાનમંડળમાંના કેટલાક ભાઇઓ, શ્રી. કિર્લોસ્કર આદિ લોકો હતાં. રાત્રે ૯-૪૦ ના બૅંગલોર મેલમાં પૂના આવવા ઊપડ્યાં. સ્ટેશન પર શ્રી. કૃષ્ણમૂર્તિ રાવની મુલાકાત થઈ.

### તા. ૧૨ જાન્યુઆરી ૧૯૪૯, બુધવાર
### [બૅંગલોરથી–પૂના આગગાડીમાં]

આજે આખો દિવસ આગગાડીમાં મુસાફરીમાં ગયો. ગાડી થોભે ત્યારે લખવાનું અને બાકીના સમયમાં વાંચવાનું. એ પ્રમાણે ચિ. અરુણાને સવિસ્તર કાગળ અને બીજા થોડા પત્રો લખ્યા. ઑફિસનું કામ પતાવ્યું. કેટલુંક પરચૂરણ વાચન અને 'The Last Viceroy'. પુસ્તકનું થોડું આગળ વાચન પણ થયું. ભોજન, આરામ વગેરે બધું વ્યવસ્થિત થયું.

હુબળી સ્ટેશન પર શ્રીમતી ઉમાબાઈ કુંદાપૂર અને એમના ભાઈ આવ્યાં હતાં. ભોજનના પદાર્થો તેઓ જ લઈ આવેલાં. કૉંગ્રેસના કાર્યકર્તાઓ પણ ત્યાં મળ્યા. બેળગાંવ સ્ટેશને શ્રી. પુંડલિક આવ્યા હતા. મિરજ સુધી તેઓ અમારી સાથે જ (પ્રવાસમાં) હતા. એમણે ઘણી બધી જાણવા જેવી વાતો કહી. રચનાત્મક કાર્ય વડે 'નક્ફટ' લોકોને દરોડા પાડવામાંથી કેવી રીતે પરાવૃત્ત કર્યા તે કહ્યું. મુંબાઈના પ્રધાનમંડળના કાર્ય વિષે અને શ્રી. મોરારજીના તોછડાઈભર્યા અને...વર્તન વિષે એમણે સાફસાફ [શબ્દોમાં] કહ્યું. મુંબાઈ પ્રધાનમંડળને 'ખેર-પ્રધાનમંડળ' તરીકે લોકો કહેતા નથી પણ 'મોરારજી-પ્રધાનમંડળ' તરીકે વર્ણવે છે, અને ખેરનું નામ લોકોએ 'વચન-પ્રવચન પ્રધાન' એવું રાખ્યાનું કહ્યું. વચનો આપવાં અને ઉત્તમ પ્રવચનો કરવાં એનાથી આગળ વિશેષ કશું નહીં, એવું લોકો કહે છે. શ્રી. ખેર ઉપર શ્રી. મોરારજી વર્ચસ્વ બતાવે છે એ સાચું, પણ શ્રી. પુંડલિકે જણાવેલી ટીકા કઠોર, અનુદાર અને શ્રી. ખેરને અન્યાય કરનારી છે એમ મને લાગે છે. ઠીક. હુકેરીરોડ સ્ટેશન પર ગોખલે રસોઈયો, ડૉ. હર્ડીકર[2] અને બીજા લોકો મળ્યા. મીરજ સ્ટેશને શ્રી. કાકા માવળંકર, આચાર્ય પંડિત, શ્રી. તાત્યા શિખરે વગેરે લોકો મળ્યા. ઘણી બધી વાતોચીતો થઈ.

### તા. ૧૩ જાન્યુઆરી ૧૯૪૯, ગુરુવાર
### [પૂના]

સવારે ૬-૧૫ના અરસામાં પૂના પહોંચ્યાં. મુકામ ડૉ. બાબુરાવ સરદેસાઈને ઘેર. મુકામ પર પહોંચ્યાં કે

તરત જ લોકો આવવાના શરૂ થયા. શ્રી. શંકરરાવ અને તારાબાઈ તળવલકર (કાઠારે બ્રાહ્મણ સંઘ તરફથી આજે સાંજે યોજાએલા તિલક સમારંભનું નિમંત્રણ આપવા માટે, અને મારી વિનંતી અનુસાર, ચિ. અરવિંદ અને એના પિતરાઈ ભાઈઓ વચ્ચેના મતભેદો અંગે ડૉ. બાપુસાહેબની ગેરસમજ માશ સંબંધમાં થઈ તે દૂર કરવાને સારુ), ચિ. વસંતરાવ અને સૌ. સિંધુ ધામણકર, પ્રકાશક 'દેશમુખ આણિ કંપની'ના શ્રી. દેશમુખ તથા એમના સાથીદાર ('સાધના' માં મારા વિલાયતના પત્રો પ્રસિદ્ધ થયા તે પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાની બાબતમાં શ્રી. શંકરરાવ જાવડેકર જો 'સુલભ રાષ્ટ્રિય ગ્રંથમાલા' તરફથી એને પ્રસિદ્ધ કરવાના હોય તો તેમના હાથમાં એ પ્રકાશન મારે આપવું જોઈએ એમ મેં કહ્યું, અને તેઓ-શંકરરાવ-જો ના પાડે તો હું આપને ત્યાં જ પ્રકાશન માટે એ પત્રો જરૂર આપીશ એમ મેં શ્રી. દેશમુખને કહ્યું.)[3], શ્રી. સરદેસાઈ ('શ્રી. સમર્થ છાપખાના'વાળા, તળેગાંવના વિદ્યાલયની બાબતમાં વાત કરવા માટે, અગાઉનું સદ્ગત વિજાપુરકરની મૂળની કલ્પના પ્રમાણેનું આ વિદ્યાલય સંપૂર્ણ residential પદ્ધતિએ ચલાવવું એવો એમનો વિચાર. યોગ્ય છે. આ બાબતમાં યશોગોવિંદ વિદ્યાલયનો સહકાર મળતો હોય તો જરૂર એવી સૂચના મેં કરી.) શ્રી. હરિભાઉ જોશી ('લોકશક્તિ'ના) આચાર્ય ભાગવતશાસ્ત્રી (ટિળક વિદ્યાપીઠ), પ્રોફેસર હર્ડીકર (R.S.S. ની બાબતમાં શ્રી. લિમયે ને શ્રી. ગોળવલકર ગુરુજીની મુલાકાત માટેની પરવાનગી તારથી મળ્યાનું એમણે કહ્યું. મને સારુ લાગ્યું.), શ્રી. ગોપીનાથ તળવલકર,[4] અને રાવબહાદુર કુળકર્ણી (ચિ. શ્રીપાદ કુળર્ણીકરના સસરા), અને બીજા લોકો આવ્યા હતા.

બપોરના જમણ માટે અમે ડૉ. લાગુને ઘેર ગયાં હતાં. મેડિકલ વિદ્યાર્થીઓ ત્યાં આવ્યા હતા. એમની હકીકત મેં સાંભળી, અને મારો અભિપ્રાય તથા શું શક્ય છે તે સ્પષ્ટ કહ્યું. સરકાર કશુંક કરશે એવી આશા રાખવી નકામી છે. તેમને વાત કરવી એ મારું કામ. શ્રી. સૌ. સુમતિબાઈ ગોરે[5] અને બીજા બે ડૉક્ટરો પણ ત્યાં આવ્યા હતા.

ભોજન બાદ મુકામ પર આવીને થોડો આરામ. રા વાગ્યાથી ફરી મુલાકાતીઓના આવવાની શરૂઆત થઈ. શ્રી. હરીભાઉ ફાટક R.S.S.ની બાબતમાં આવ્યા હતા. યરવડા જેલમાં રખાએલા સંઘ-આગેવાનો સાથે તેમની વાતચીત થઈ હોઈ સંઘનું બંધારણ ઘડવાને તેઓ તૈયાર હોવાનું એમણે કહ્યું. મને મુસદ્દો બતાવ્યો. ઉપર ઉપરથી મેં તે જોયો. એમાં મને બે દોષ દેખાયા તે મેં જણાવ્યા : (૧) બંધારણ ફેરવવાનો હક્ક કારોબારી સમિતિને, Subject to Confirmation by the General Body, હોય તો પણ આ પ્રકારના નિયમથી બંધારણ અર્થહીન બને છે. કારોબારી સમિતિ ગમે ત્યારે એ બંધારણને પોટલામાં રાખી મૂકીને, સામાન્ય સભા જ ન બોલાવે, અગર સામાન્ય સભા કેવળ સિક્કા-મંજૂરીની મહોર મારશે. માટે, બંધારણને સામાન્ય સભા જ ફેરવી શકે એવો નિયમ રાખવો. (૨) રાષ્ટ્રીય ધ્વજ એ જ સંઘનો ધ્વજ. સંઘનો બીજો ધ્વજ ન હોવો જોઈએ.

ત્યાર પછી પ્રોફેસર હર્ડીકર મળ્યા. શ્રી. ભાઉ ધર્માધિકારી, મારા આત્મચરિત્રનાં ટાંચણો એમને આપ્યાં હતાં તે લઇને કોલ્હાપુરથી આવ્યા. એ પરથી, આત્મચરિત્ર લખવાની એમને ફુરસદ મળશે નહીં એટલે આ કામ શ્રી. ગોપીનાથ તળવલકરને સોંપવું એવી એમની સૂચના. સદ્ભાગ્યે શ્રી. ગોપીનાથ એટલામાં આવ્યા જ. એમને આ કામ મેં સોંપ્યું અને એમણે ખૂબ આનંદથી એ કામ સ્વીકાર્યું. હવે, ઈ.સ. ૧૯૨૨ અને તે પછીના સમયનાં ટાંચણો મારે કરવાં જોઇએ એ આપોઆપ જ સિદ્ધ થાય છે.[6] શ્રી. તાત્યા પંડિતે (ચિ. બાળાસાહેબ ભાગવતના સાળા) ચિ. વસંતરાવને કેટલીક રકમ ઉધાર આપી છે એ બાબતમાં તેઓ મળવા આવ્યા હતા. પણ હું ધમાલમાં હતો એટલે સવિસ્તર વાતચીત થઈ શકી નહીં. એમણે કાગળ લખીને આપ્યો છે. પણ બોલવાનું યે શું? હું શી સલાહ આપવાનો હતો? માવળંકર કુટુંબે આ પૈસા આપવા એવી તો અપેક્ષા નથી ને? એટલું જ મેં પૂછ્યું અને એનો જવાબ એમણે નકારાર્થે આપ્યો. આપવો પડયો, એમ કહો ને!

૪ થી ૪-૪૫ સુધી રાવબહાદુર કુળકર્ણીને ત્યાં ચાપાણી માટે જઇને પછી ટિળક વિદ્યાપીઠમાં અમે ગયાં. ત્યાં સંસ્કૃત વર્ગો વગેરે જોઈ ને આનંદ થયો. ત્યાંથી

મરાઠી સાહિત્ય પરિષદની મુલાકાતે. પ્રોફેસર માટે[7] આદિ ઘણા બધા સાહિત્યકારો અને લેખકો વગેરે ત્યાં ભેગા થયા હતા. આશરે ૨૦ મિનિટ ગાળી. વાર્ષિક સાહિત્ય સમાલોચના કરવાની પ્રથા એમણે બે વર્ષથી પાડી છે એ સરસ છે. પછી મુકામ પર આવીને શૌચ.

ત્યાર બાદ ૫॥ થી ૬॥ સુધી 'लोकशक्ति' કાર્યાલયમાં વૃત્તપત્રોના પ્રતિનિધિઓ, સંપાદક શ્રી. પાં. વા. ગાડગીળ,[8] બામણગાંવકર વગેરે, શ્રી. હરિભાઉ તુળપુળે, આચાર્ય લિમયે[9], ડૉ. દાતાર વગેરે સ્નેહીજનો ભેગા મળ્યા હતા. એકબીજાની કુશળતા પૂછી, અને પછી ભાષાવાર પ્રાંતરચના, મુંબાઈ મહારાષ્ટ્રમાં જોઈએ કે નહીં[10] વગેરે વિષે વાતો થઈ. પછી ૬॥ થી ૭॥ સુધી કહ્હાડે બ્રાહ્મણ સંઘના 'तिळगूळ' સમારંભ માટે અમે ગયાં. શ્રી. અણ્ણાસાહેબ ભોપટકર[11] અધ્યક્ષપદે હતા. ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઈનાં તૈલચિત્રનું અનાવરણ સૌ.વતીના હાથે થયું. મારી શબ્દચબ્દિપૂર્તિ નિમિત્તે મિત્રોએ મારું સન્માન કર્યું ને અભિનંદન આપ્યાં. પ્રસંગને અનુરૂપ સંક્ષિપ્ત ભાષણો થયાં.

ત્યાંથી અનાથ વિદ્યાર્થી ગૃહમાં[12] ગયાં. શ્રી. દાદાસાહેબ કેતકરને મળવાનું હતું. પણ એમણે તો નાનકડો સમારંભ જ યોજ્યો હતો. મને એની કલ્પના નહોતી. એમનું છાપખાનું બળી ગયું એની નુકસાનભરપાઈ પેટે મુંબાઈ સરકારે એમને પચીસ હજાર રૂપિયા આપવાનું કબૂલેલું તે રકમ આજે જ એમના હાથમાં આવી એ એક સુયોગ જ હતો.

ત્યાંથી મુકામ પર આવીને શ્રીમતી પ્રેમલીલા ઠાકરસીને[13] ઘેર અમે જમવા માટે ગયાં. એમનો બહુ આગ્રહ હતો એટલે ના પાડવાનું મુશ્કેલ હતું. કસ્તુરબા ફંડના કામ અંગેની તથા આર્સિકેરીમાંની સભાઓની વાતો થઈ.

પછી ડૉ. જયકરને[14] એમના નવા બંગલા પર મળવા ગયાં. મહારાષ્ટ્ર યુનિવર્સિટીના કામ માટે લોકો બહાર આવી રહ્યા છે ને કામ કરી રહ્યા છે એ સમાધાનની વાત છે. R. S. S., મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળ વગેરે વાતો પણ નીકળી. રાત્રે ૧૦–૪૫ના અરસામાં મુકામ પર આવ્યાં. પછી આવતી કાલની તૈયારી, સામાન બાંધ્યો, વગેરે.

## તા. ૧૪ જાન્યુઆરી ૧૯૪૯, શુક્રવાર

## [પૂના, મુંબાઈ]

સવારે ૭–૫૦ના મેલમાં પૂનાથી દાદર આવવા નીકળ્યાં. પૂના સ્ટેશન પર મળવા માટે શ્રી. બેડેકર ('નવભારત'ના કાર્યકર), શ્રી. હરિભાઉ જોશી, ચિ. બાળના સસરા શ્રી. પંડિત એમ લોકો આવ્યા હતા. મારા આત્મચરિત્રનાં ટાંચણોમાંથી શ્રી. ગોપીનાથ તળવલકર પાસેથી માહિતી મેળવીને કેટલોક ભાગ 'નવભારત'માં છાપવા માટે શ્રી. બેડેકરને પરવાનગી જોઈતી હતી. મેં એમની વાત ખુશીથી માન્ય રાખી. પરંતુ શરત એટલી જ કહી કે જે કાંઈ છાપો તે અગાઉ મને બતાવીને મારી સંમતિ લીધા સિવાય છાપશો નહીં. શ્રી. હરિભાઉ જોશીને શ્રી. મામાસાહેબ દાતેના 'કાળ' દૈનિકમાંના એક લેખ વિષેનો અભિપ્રાય જોઈતો હતો તે મેં એમને કહ્યો. ચિ. બાળના લગ્નખર્ચમાંથી જે ખર્ચ કન્યાપક્ષે કરવાનો એની રકમનો આંકડો અને એની વિગતો શ્રી. નાનાસાહેબ પંડિતને ત્યાં મેં એમની માગણી મુજબ અગાઉ જ મોકલી આપેલ, અને એ જ વખતે જણાવેલ કે જે રકમ આપવી એમને યોગ્ય અને શક્ય લાગે તેટલી જ આપવી. આંકડો આશરે રૂ. ૯૫૦/નો હતો. એમણે રૂ. ૪૫૦/– મોકલ્યા અને બાકીની રકમ વિષે 'ખર્ચ વધારે લાગે છે' એમ તેઓ બોલ્યા. એમને માટે રકમ આપવી તે, એમની આર્થિક પરિસ્થિતિ જોતાં, અઘરું હતું એવો મારો અંદાજ પહેલેથી જ હતો, અને માટે જ મેં એમને કહ્યું હતું કે, 'જે કાંઈ આપવાનું શક્ય બને તેટલું જ આપશો. આખી રકમ આપવી જોઈએ એવું નથી.' એટલે, વધારે ખર્ચ થયાનો મુદ્દો એમણે રજૂ કર્યો એ વસ્તુ મને ન ગમી. 'જે ખર્ચ થયો તે બરાબર જ છે. પણ તમારે જે આપવું હોય તે આપશો, અને ન આપી શકાય તો પણ હરકત નથી', એવું મેં એમને કહ્યું. આપણા લોકો શા માટે આટલો બધો સંકોચ અનુભવે છે? ઠીક.

આગગાડીમાં પત્રવ્યવહાર અને ઑફિસના કાગળપત્રો વાંચવાનું કામ સરસ થયું.

ગાડી સમયસર દાદર સ્ટેશને આવી. પણ ઊતરતી વખતે અમે 'ટિફિન-કૅરિયર'નો ડબ્બો ગાડીમાં ભૂલમાં

છોડી આવ્યાંથી બોરીબંદર જઈને તે લઈ આવવો પડ્યો. આમાં ૫૦ મિનિટ ગઈ! પછી ડૉ. અરવિંદની સાથે લૅમિંગ્ટન રોડ પર ડૉ. પ્રધાનને ત્યાં લોહીની તપાસ માટે ગયો, અને ત્યાંથી જમવા માટે ડૉ. અરવિંદને ઘેર. ભોજન બાદ આરામ કરીને ફરી ડૉ. પ્રધાનને ત્યાં લોહીતપાસ માટે અને પછી દાદર મુકામ પર જાતા અરસામાં પાછો ફર્યો.

પૂનાના શ્રી. લિમયે અને પ્રોફેસર હર્ડીકર મળ્યા. સિવની જેલમાં શ્રી. ગોળવલકર ગુરુજીની[૧૫] મુલાકાત થયા વિષે એમણે વાત કરી. સત્યાગ્રહ બિનશરતી પાછો ખેંચી લેવાને તેઓ તૈયાર છે. પણ કોઈક તેમને એ પ્રમાણેની વિનંતી કરવી એમ તેમનું કહેવું છે. એવી વિનંતી મારે કરવી એવી પણ એમની [ગોળવલકરની] અપેક્ષા! પરંતુ તે અશક્ય છે. ઠીક. એકંદરે આ સત્યાગ્રહ-પ્રકરણ થાળે પડવાનાં ચિહ્નો દેખાઈ રહ્યાં છે એ સંતોષની વાત છે.

મુંબાઈના મેડિકલ વિદ્યાર્થીઓ મળ્યા. એમની રજૂઆત સાંભળી. એમણે જે નિવેદન-લખાણ આપ્યું છે તે જોઈને પછી ડૉ. ગિલ્ડર સાથે વાતચીત કરીશ એમ મેં કહ્યું.

પછી સાંતાક્રૂઝ જઈને શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળાને[૧૬] મળી આવ્યો. ચિ. બાપુ સાથે અને ડૉ. ગિલ્ડર સાથે થએલો બધો પત્રવ્યવહાર મેં એમની પાસે અગાઉથી જ મોકલી આપેલો. "સરકારને પ્રથમ પૂછ્યા સિવાય તમે વિદ્યાર્થીઓને વચનો શા માટે આપ્યાં?" એવું ડૉ. ગિલ્ડરનું કહેવાનું કેટલે અંશે વાજબી છે, અને જે કાંઈ મેં કર્યું તે ભૂલ હતી કે કેમ, એ વિષે તટસ્થ તરીકે કિશોરલાલભાઈનો અભિપ્રાય મારે જોઈતો હતો. વિદ્યાર્થીઓને મેં સમાધાનનું એવું કશું જ વચન આપેલું નથી. એમની બાજુ હું રજૂ કરીશ એટલું જ મારું વચન; અને એક નાગરિકની હેસિયતથી કોઈને ય કોઈ પણ સાર્વજનિક સવાલની બાજુ સરકાર સમક્ષ રજૂ કરવાનો હક્ક છે એમ મારું કહેવાનું. શ્રી. કિશોરલાલભાઈનું એમ કહેવું થયું કે મારા જેવા માણસે 'વિચાર કરો' એવું સરકારને કહેવું એનો અર્થ જ એમ થાય કે સરકારની બાજુ થોડીક પણ લંગડી છે. નહીંતર, વિચાર શો કરવાનો? અને એમની બાજુ લંગડી લાગતી હોવાનું નિદર્શન, વિદ્યાર્થીઓને મેં આપેલાં વચનથી થાય છે. હું કૉંગ્રેસવાળો અને ઉચ્ચ પદાધિકારી; એને કારણે સરકારને આ સવાલ મુશ્કેલીભર્યો લાગે તે સ્વાભાવિક છે. [કિશોરલાલભાઈની] આ વાત બરાબર છે, પણ એ કેવળ પક્ષ-દૃષ્ટિથી થયું. એમણે [સરકારે] એકદમ ફીની રકમ ૧૦૦ રૂ. થી વધારીને ૧૭૫ રૂ. પર આણી મૂકી એ મને પ્રથમ દર્શને (prima facie) ભૂલભરેલું જ લાગે છે. અને, હું કૉંગ્રેસવાળો તથા સરકાર કૉંગ્રેસની, તેથી કરીને મારું વ્યક્તિસ્વાતંત્ર્ય અને મારી નાગરિક-ફરજો હું કેવી રીતે ભૂલી જઈ શકું? વિદ્યાર્થીઓએ બનતા બધા પ્રયાસો કર્યા. પરિસ્થિતિ કથળતી લાગી ત્યારે ય શું આપણે હાથ જોડીને બેસી રહેવું? સરકાર અને વિદ્યાર્થીઓ–એમની રસ્સીખેંચ (tug of war) ચાલવા દેવી? લોકકલ્યાણની દૃષ્ટિથી કૉંગ્રેસ સરકાર ભૂલ કરી રહી છે એમ લાગ્યું તો પણ ચૂપ મરવું? હું પ્રધાનપદ પર હોઉં તો વાત જુદી. પણ હું Speaker છું, માટે અંગ્રેજ Speakerની જેમ મારે કેવળ અળગા અને અભડાયા વગરના રહેવું એ કલ્પના જ મારે ગળે ઊતરતી નથી. ઇંગ્લૅન્ડની અને અહીંની પરિસ્થિતિ જુદી [છે]; ત્યાંની નકલ અહીં કેવી રીતે અને શા સારુ કરવી? આ પદને કારણે મારે વાદવિવાદ, વગેરેની મર્યાદાઓ પાળવી જોઈએ. પણ મારે અળગા કેવી રીતે રહેવું? શ્રી. કિશોરલાલભાઈની વાત સમજાય છે પણ ગળે ઊતરતી નથી.

રાત્રે જમવા માટે સરદારગૃહમાં શ્રીયુત સ. પાં. નાડકર્ણીએ મારા માનમાં ભોજનસમારંભ ગોઠવ્યો હતો ત્યાં ગયો હતો. મુંબાઈના મેયર, શેરીફ, નગરપાલિકાના સભ્યો, વગેરે ઘણાબધા લોકો હતા. વાતચીતો, થોડાં પ્રવચનો વગેરે પણ થયાં.

પાછા ફરતાં ડૉ. અરવિંદને મળ્યો. લોહીતપાસનો રિપૉર્ટ જોઈને એમનો અભિપ્રાય બંધાયો કે ઑપરેશન મુંબાઈમાં જ રાખવું. તો પછી વિલંબ શા સારુ કરવો એ વિચારથી પછી એ પ્રમાણે નક્કી કરીને રાત્રે ૧૦-૪૫ના અરસામાં અમદાવાદ ટ્રંક કૉલ કર્યો અને [ઑપરેશન અંગે] ખબર આપ્યાં. ટેલિફોન પર માતુશ્રી પૂજ્ય બાઈ જ આવ્યાં હતાં.

## તા. ૧૫ જાન્યુઆરી ૧૯૪૯, શનિવાર
### [મુંબાઇ]

સવારે ફરવા જઈ આવ્યો. કોલ્હાપુરના શ્રી. સબનીસ મારી સાથે હતા. Merger વિષેની વાતો થઈ. મારા ઑપરેશન વિષે અમદાવાદથી ચિ. અણ્ણાનો trunk-call હતો. ઘરનાં સહુને સ્વાભાવિક ચિંતા થાય છે. અહીં આવવાનું કહેતા હતા. પણ મેં ના પાડી. થોડી રોજનીશી લખી. શ્રી. સાને ગુરુજી[૧૭] અને બાબુરાવ દેવને ત્યાં જઈ આવ્યો. શ્રી. શેવડે (ઍસેંબ્લી સેક્રેટરી) શ્રી. સોનૂબાઈ ખેર, કોલ્હાપુરના શ્રી. રત્નાપ્પા કુંભાર[૧૮] અને શ્રી. જે. પી. નાઇક, શ્રી. ધુરંધર, શ્રી. અપ્પાસાહેબ નવરે ('શિવ'ના), શ્રી. નાનાસાહેબ પુરાણિક, શ્રી. હીરાલાલ મહેતા સોલીસીટર (ગીતામંદિરની બાબતમાં) અને શ્રી. ખિમજીભાઈ (સર ચિનુભાઈની બાબતમાં) મળવા આવ્યા હતા. શ્રી. સાને ગુરુજી મળવા આવ્યા હતા. 'સાધના'માં એમણે છાપેલા પત્રો પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવા માટે એમણે અનુમતિ આપી છે.

ભોજન બાદ આરામ. પછી સેક્રેટરિયેટમાં શ્રી. ખેર અને ડૅા. ગિલ્ડરને મળવા ગયો. ડૅા. ગિલ્ડર સાથે આશરે એક કલાકથી વધુ સમય ગાળ્યો. એમની વાત મેં સાંભળી અને મારી ભૂમિકા મેં સ્પષ્ટ રીતે કહી. ચિ. બાપુને લખેલા કાગળોમાંના કેટલાક ફકરા ખાસ વાંચી સંભળાવ્યા અને વિદ્યાર્થીઓને મેં કોઈ પણ પ્રકારના ભ્રમમાં રાખ્યા નથી એ પણ સ્પષ્ટ કર્યું. મને લાગે છે એમના મનનો ખુલાસો થયો. "ગરીબ વાલીઓને થોડી ઘણી રાહત મળે એ મુદ્દાનો વિચાર હું આગળ ઉપર કરીશ, પણ હાલમાં નહીં. અને, આ બાબતમાં વિદ્યાર્થીઓએ બારોબાર, કોઈની મધ્યસ્થી વિના, મારી પાસે આગલી ટર્મ વખતે આવવું", એવું તેઓ બોલ્યા. શ્રી. ખેરને ત્યાં થોડો વખત ગયો. ફરી મળવાનું નક્કી કરીને નીકળ્યો, અને પાંચ વાગે ડૅા. મૂળગાંવકરને ત્યાં ગયો. એમણે તપાસ કરી અને પછી આવતી કાલે ઑપરેશનની અગાઉ મારે શું શું કરવાનું એની સૂચનાઓ આપી. ત્યાંથી દાદર આવીને ટપાલ વગેરે જોઈ અને જમવા માટે ગિરગાંવમાં શ્રી. ગુલાબચંદ હીરાચંદ[૧૯] (ડૅા. સપ્તર્ષિ)ને ત્યાં ગયો. શ્રી. લાલચંદ[૨૦] પણ સપત્નીક આવ્યા હતા. ત્યાંથી મુકામ પર આવીને અમદાવાદ ટ્રંક કૉલ કર્યો અને હકીકત કહી. અને પછી આવતી કાલે ઑપરેશન હોવાથી સાવધાની તરીકે વસિયતનામું લખાવ્યું. વિલાયત જતાં પહેલાં જે વસિયતનામું લખેલું તે જ સજીવન કરવા પૂરતું નાનકડું લખાણ કર્યું.

## તા. ૧૬ જાન્યુઆરી ૧૯૪૯, રવિવાર
### [મુંબાઈ, નર્સિંગ હોમમાં]

પરોઢિયે ઊઠીને નિત્યવિધિ. સ્નાન વગેરે આટોપ્યું. આજે સવારે માત્ર પાણીની જ ચા પીવાની હતી. પેટમાં કાંઈ રેડું તો મોળ આવવાની અને ઊલટી થવાની શકયતા. ૮–૪૫ વાગે ડૅા. અરવિંદને ત્યાં પહોંચીને ૯ વાગે ડૅા. મૂળગાંવકરના નર્સિંગ હોમમાં અમે સહુ લોકો પહોંચ્યાં. આપ્તેષ્ટ ઘણું બધાં લોકો ભેગાં થયાં હતાં. મને થોડો થાક જેવું લાગતું હતું તેથી હું આંખો મીંચીને પડી રહ્યો હતો. ભગવાનનું અને માતુશ્રી પૂજ્ય બાઈનું સ્મરણ કરતો હતો. મને બીક લાગતી નહોતી, પણ એકાગ્રતા સરસ થઈ.

આશરે ૯–૪૫ વાગે ઑપરેશન થિયેટરમાં મને લઈ જવામાં આવ્યો અને ટેબલ પર સુવાડયો. ડૅાકટર લોકો માથે અને મોંઢા પર બુરખા જેવા રૂમાલ બાંધીને અને છેક પગ નીચે પહોંચે ત્યાં સુધીના ઝબ્બા પહેરીને તૈયાર થયા. [એમનાં] કપડાંનો રંગ જો કાળો હોત તો યમદૂત કે ડાકુ જ લાગ્યા હોત, પણ કપડાં સ્વચ્છ સફેદ હતાં એટલું સારું હતું.

મને જે રીતે બેહોશ કરવામાં આવ્યો તે પ્રકાર સાવ નવો હતો. કલોરોફૉર્મ ન આપતાં એક દવાની પિચકારી આપી, અને હું કયારે તથા કેવી રીતે બેભાન બન્યો, ઑપરેશન કયારે થયું, મને ફરી મેડા પર કયારે લઈ ગયા, વગેરે કશાની જ મને ખબર ન પડી! જિંદગીનો આ અડધોપોણો કલાક એટલે જિંદગીમાં ખંડ જ સમજવાનો. ધીરે ધીરે હું બેભાન બનીશ અને એને કારણે મૃત્યુનો પણ મને કાંઈક અનુભવ આવશે એવી મારી કલ્પના હતી. પણ મને કાંઈ જ ખબર ન પડી. કોઈ જ યાદદાસ્ત નથી. ઉપર [મેડા પર] આવ્યા બાદ ડૅાકટરોના કહેવાથી મેં આંખો ખોલી, જીભ બતાવી. એ ક્રિયાઓ પણ મને યાદ આવતી નથી. વિજ્ઞાનની શોધખોળોની ગમ્મત તો છે ખરી! ઠીક.

આખો દહાડો નર્સિંગ હોમમાં જ પડી રહ્યો હતો. થાક

લાગતો નહોતો. ઑફિસનું કામ, કાગળો વગેરેનો નિકાલ કર્યો. મળવા આવનારા લોકો સાથે વાતોચીતો વગેરે પણ ચાલતી હતી.

### તા. ૧૭ જાન્યુઆરી ૧૯૪૯, સોમવાર [મુંબાઇ]

સવારે પથારીમાં જ પત્રાપત્રી ઑફિસનું કામ. આવનાર લોકો સાથે વાતો વગેરે. ૧૧ના અરસામાં નર્સિંગ હોમમાંથી ડૉ. અરવિંદ તળવલકરને ત્યાં આવ્યો.

પછી કેટલાક કાગળો લખાવ્યા. ભોજન બાદ વિશ્રાંતિ. પછી કાગળો. નીચે પ્રમાણે લોકો મળવા માટે આવ્યા: (૧) શ્રીયુત એસ. એસ. નાઈક (અમદાવાદની એંજિનિયરિંગ કૉલેજ વિષે વાત થઈ), (૨) શ્રી. બરફીવાલા, (૩) શ્રી. જે.પી. નાઈક, (૪) ડૉ. ઘોષ. સાંજે દાદરથી પૂજ્ય આક્કા[૨૧] વગેરે સહુ આવ્યાં. અમે બધાં અગાશીમાં બેઠાં હતાં. અહીં (ઈશ્વરદાસ મૅન્શન) અગાશીની સરસ જ સગવડ છે. શ્રી. શેવડે, શ્રી. નાનાસાહેબ પુરાણિક, શ્રી. ચાંદોરકર [વગેરે] લોકો આવ્યા હતા.

રાત્રે ભોજન બાદ વૃત્તપત્રોમાંની કાપલીઓ વાંચી.

### તા. ૧૮ જાન્યુઆરી ૧૯૪૯, મંગળવાર [મુંબાઇ]

સવારે પથારીમાં અને થોડો વખત બેસીને ઑફિસનું કામ તથા બીજાં પરચૂરણ કામો. શ્રી ડહાણુકર સપત્નીક મળવા આવેલા. શ્રી. ચંદ્રકાન્ત ગાંધી અને એમના મિત્ર મહાદેવિયા આવ્યા હતા.

ભોજન બાદ આરામ. પછી ટપાલ લખાવી. ચિ. અરુણાને કાગળ મોકલવાનો તે શ્રી. ચંદ્રકાંત ગાંધી સાથે મોકલ્યો. નીચેના લોકો મળવા આવ્યા હતા: (૧) શ્રીયુત સ. કા. પાટિલ,[૨૨] વગેરે. (૨) શ્રી. બાપુસાહેબ સરદેસાઈ[૨૩] સપત્નીક.

જમ્યા પછી વાતોચીતો.

### તા. ૧૯ જાન્યુઆરી ૧૯૪૯, બુધવાર [મુંબાઇ]

સવારે પરચૂરણ કામો. બ્રાહ્મણ સભાના શ્રી. ભિડે અને ગોખલે આવ્યા હતા. એમનો [સભાનો] રજત-મહોત્સવ માર્ચ મહિનામાં છે. એ માટે એમણે મને નિમંત્રણ આપ્યું હતું. સમયના અભાવે મેં તે નકાર્યું હતું, પણ થોડો તત્ત્વનો યે પ્રશ્ન ખરો જ, હવે પછીના સમયમાં સભાની નીતિ શી હોની જોઈએ એ સવાલ એમણે મને પૂછ્યો. જન્મ પરથી જ્ઞાતિ માનવી તે હવે દિવસે દિવસે શક્ય બનવાનું નથી અને ઇષ્ટ પણ નથી. પરંતુ, આનુવંશિક સંસ્કાર છે એમનું સંગોપન કરવું જોઇએ એ પણ સાચું છે. સમાજમાંના ઘણા બધા વર્ગોની રહેણીકરણી સમાન સપાટી પર આવી રહી છે, અને કેટલોક સમય જતાં "ગુણકર્મ વિભાગશઃ" જ્ઞાતિઓ નક્કી કરવાનો સમય આવશે, પણ હાલમાં તો એ દૂર છે. પરંતુ આપણી ગતિ એ દિશામાં છે, હોવી ઘટે, એ ધ્યાનમાં રાખીને ચાલવું જોઈએ. આ રીતે વિચાર કરતાં બ્રાહ્મણોએ "બ્રાહ્મણ્ય" વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને સમાજની સેવા તથા અપરિગ્રહ – એનો વિકાસ કરવો જોઇએ. હવે દેશને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે એટલે બુદ્ધિશાળી એવા બ્રાહ્મણોએ સમાજોન્નતિનાં કામો સેવા-બુદ્ધિથી હાથ પર લેવાં જોઇએ; અને કેવળ આજીવિકા પૂરતું જ [જે જોઇએ તેટલું ધન] લેવું જોઈએ. વધારે એશઆરામ અગર સંગ્રહની વૃત્તિ રાખવી નહીં. "સાદી રહેણીકરણી અને ઉચ્ચ વિચારસરણી" એ રીતે રાખવું. એટલે, હવે, બ્રાહ્મણ સભાએ પોતાનું શૈક્ષણિક અગર વૈદ્યકીય સેવાનું ક્ષેત્ર બ્રાહ્મણો પૂરતું [મર્યાદિત] ન રાખતાં, સેવક બ્રાહ્મણ અને સેવ્ય બહુજનસમાજ એવું ધોરણ રાખવું જોઈએ. જે પ્રમાણે મિશનરી અગર મુક્તિ ફોજ (Salvation Army)ના લોકો કરે છે તે રસ્તે સંગઠન કરીને આગળ વધવું જોઇએ. આ પ્રમાણેના મારા વિચારો કહ્યા. એમણે પણ એક રસિક વાત કહી. આંતર્જ્ઞાતિય વિવાહ હવે થવા લાગવાને કારણે બ્રાહ્મણ કોને કહેવો એ સવાલ જ છે. ઠીક. એકંદર પરિસ્થિતિ વિકટ છે ખરી, પણ સામુહિક રીતે આપણે વિચાર કરતાં થયાં છીએ એ સંતોષની વાત છે.

આજે ડ્રેસિંગ માટે ડૉ. મૂળગાંવકરના નર્સિંગ હોમમાં જઈ આવ્યો. મારી એકંદર પ્રગતિ સારી છે એવું તેમણે કહ્યું. મુકામ પર આવીને થોડી રોજનીશી લખી. શ્રીયુત અને શ્રીમતી સૌ. હાટે (ચંદ્રકલાબાઈ) આવ્યાં હતાં. સ્ત્રીઓની સ્થિતિ વિષે વાતો થઈ. એમનું પુસ્તક મને સરસ લાગ્યું એવું મેં એમને કહ્યું. પછી થોડા કાગળો લખાવ્યા.

ભોજન બાદ થોડું કામ અને પછી આરામ. બાદ થોડો વખત રોજનીશીલેખન. ધુળિયાના શ્રીમંત પ્રતાપશેઠના કામ માટે એમના પુત્ર શ્રી. બાબુ શેઠ, શ્રી. આબા દેવ વગેરે આવ્યા હતા.

પછી પંડિત કાશીનાથ હનુમંત રાજમહેન્દ્રીકર (નારાયણદાસ ઠાકુરદાસ ગાંધીનો બંગલો, ચેંબૂર)ને લઈને શ્રીયુત વિ. ચ. પંડિત આવ્યા હતા એમની સાથે થોડો વખત ગયો. આ ગૃહસ્થ હાથ જોઈને ભવિષ્યકથન કરે છે. મારું આયુષ્ય ૮૨ વર્ષ તો ચોક્કસ છે, અને એ વર્ષ જો વટાવ્યું તો આગળ પણ છે એવું તેઓ બોલ્યા. ઠીક છે, પણ એટલું જીવીને શું કરવાનું? શરીર કાર્યક્ષમ રહીને ૧૦૦ વર્ષ જીવ્યો તો તે જોઈએ જ છે. પણ એની ખાતરી નથી. ઠીક. હવેનાં પાંચ–સાત વર્ષ પછી હું નિવૃત્ત થઈશ એવું પણ તેઓ બોલ્યા, અને આ વર્ષે કશાક વધારે મોટા સ્થાન કે પદનો યોગ છે, કશુંક મોટું કાર્ય થશે એવો એમનો અંદાજ છે. એકંદરે આયુષ્ય સુખમય, સારું પસાર થશે; આર્થિક મુશ્કેલીઓ જણાશે નહીં; મારી પહેલાં વરસેક–છ મહિના સૌ.વતીનો દેહાન્ત થશે, વગેરે ભવિષ્યકથન એમણે કર્યું. જોઈએ હવે શું શું સાચું પડે છે તે![24] બધાં જ લોકોએ પોતપોતાના હાથ જ્યોતિષશાસ્ત્રીજી પાસે બતાવડાવ્યા.

સાંજે અગાશી પર બેઠક. મળવા માટે નીચે પ્રમાણેના લોકો મુખ્યત્વે આવેલાં: (૧) શ્રી. બાળાસાહેબ ખેર, (૨) ડૉ. ગિલ્ડર, (૩) શ્રી. અંબાલાલ સારાભાઈ અને શ્રી. સૌ. સરલાદેવી, (૪) શ્રીમતી ઇંદુમતી શેઠ,[25] (૫) શ્રીયુત મો. ના. દેવ, શેવડે વગેરે.

રાત્રે ભોજન બાદ મહામહોપાધ્યાય દત્તોપંત પોતદાર,[26] શ્રી. અતીતકર, શ્રી. ભાગવત શાસ્ત્રી અને આરોગ્ય ભુવનના શ્રી. તાંબે આવ્યા હતા. ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠના સંસ્કૃત વિદ્યાલયની બાબતમાં વાતચીત થઈ.

## તા. ૨૦ જાન્યુઆરી ૧૯૪૯, ગુરુવાર
### [મુંબાઈ]

સવારે ઑફિસકામ, કેટલાક કાગળો વગેરે. અમદાવાદથી શ્રી. મણિલાલ તેલી આવ્યા એમણે ઘરનો કાગળ અને કેટલાક [અન્ય] કાગળપત્રો આપ્યા તે જોયા.

ભોજન બાદ થોડાક પત્રો લખાવ્યા અને પછી વિશ્રાંતિ.

બપોર બાદ નીચે પ્રમાણે લોકો મળવા આવ્યા હતા: (૧) શ્રી. સૌ. ચંદ્રકલા હાટે. ગઈ કાલે એમની સાથે જે વાતચીત થઈ તે તેમના સ્ત્રીવિષયક માસિકમાં મુલાકાત તરીકે પ્રસિદ્ધ કરવા માટે એમણે લખી આણી હતી તે લખાણ સુધારી આપ્યું. એમના પુસ્તક વિષેનો અભિપ્રાય દર્શાવતો પત્ર પણ એમને આપ્યો. (૨) શ્રી. એસ. એમ. નાઈકે અમદાવાદમાં એમની કમિટીએ એંજિનિયરિંગ કૉલેજ વિષે શું શું કર્યું તે કહ્યું અને આ બાબતમાં મારે નિશ્ચિંત રહેવું એમ કહ્યું. (૩) સર ચિનુભાઈના ગોધરા ઇલેક્ટ્રિસિટીના કામની બાબતમાં શ્રી. ખીમજી મળ્યા.

સવારે ભોજનના સમયે શ્રી. ડાહ્યાભાઈ પટેલ[27] મળ્યા. શેઠ કસ્તુરભાઈએ એમના [શ્રી. ડાહ્યાભાઈના] કંપનીના ઓછામાં ઓછા ૫૦ હજારના શેર્સ તો લેવા એવું ડાહ્યાભાઈનું કહેવું. મને એ વધુ પડતું લાગ્યું. શેઠ અમૃતલાલે અને શેઠ વાડીભાઈએ[28] અનુક્રમે ૭૫ અને ૫૦ હજારના શેર્સ લીધા છે એવું પણ તેઓ બોલ્યા. આટલી મોટી રકમના શેર્સ આ બન્નેએ લીધા એમાં શી દૃષ્ટિ છે તે દેખીતું છે. કામ તરફ નજર નાખીને નહીં પણ સરદાર ખુશ રહે એટલું જ મને તો સ્પષ્ટ દેખાય છે. ઠીક.

સાંજે ૬ થી ૭ સુધી શ્રી. નાનાસાહેબ પુરાણિકને[29] ઘેર ચાપાણી માટે અમે સહુ જઈ આવ્યાં. આ વખતે મને ચા માટે નોતરું આપીને લઈ જવાનો આટલો આગ્રહ શ્રી. નાનાસાહેબે કેમ કર્યો એનું રહસ્ય સમજાયું નહીં. અગર, કદાચ [કોઈ એવું રહસ્ય] ન પણ હોય.

મુકામ પર શ્રી. ભદ્રજી ધ્રુવ, પંડિત, શેવડે વગેરે લોકો મળવા આવ્યા હતા.

શ્રી. બાળાસાહેબ ખેર સાથે મારે ઘણી બધી બાબતો વિષે વાતચીત કરવાની હતી માટે તેઓ આવ્યા હતા. આશરે દોઢ કલાક અમે વાતો કરતા બેઠા હતા. ખુલ્લા દિલે ઘણી બધી વાતો થઈ. જે જે મુદ્દાઓ ચર્ચામાં નીકળ્યા એનું ટાંચણ એમને કરી આપવાનો છું. મુખ્ય મુદ્દાઓ: (૧) અમદાવાદની એંજિનિયરિંગ કૉલેજ. સારા પ્રિંસિપાલને લાવવા. સરકારે એમને બનતો

વધુ પગાર આપવો અને એને માટે લાગનારી રકમ શેઠ કસ્તુરભાઈ પાંચ વર્ષ સુધી આપશે. (૨) સાતારા જિલ્લામાંની પરિસ્થિતિ. (૩) ગુજરાતમાં Basic Education Training Centreનું કામ શ્રી. ચંદ્રવદન શાહને આપવા વિષે (૪) સાતારાની શ્રી ભવાની-દેવીની સ્થાપના મૂળના મંદિરમાં કરવા વિષે. (૫) અનાથ વિદ્યાર્થી ગૃહના મુદ્રણાલયના નુકસાન વિષે. (૬) ગુજ-રાત યુનિવર્સિટીના કાયદા વિષે. ખાસ તો, યુનિવર્સિટીને કરજ લેવાની સત્તા હોવી જોઈએ. (૭) મેડિકલ વિદ્યાર્થી-ઓનું પ્રકરણ. મારી ભૂમિકા મેં કહી. પણ એમને ગળે તે ન ઊતરી. કૉમ્યુનિસ્ટ લોકો અત્યંત ખરાબ, એમનાં મૂળિયાં-ફળિયાં ઉખાડી કાઢવાં જોઈએ. આ પ્રકરણના [મેડિકલ] વિદ્યાર્થીઓની હડતાળના મૂળમાં તેઓ જ છે, એટલે સરકાર કશું કરશે નહીં. શ્રી. બાળા-સાહેબના કથનનો આ સૂર! મારા ગળે આ વાત ઊત-રતી નથી. કૉમ્યુનિસ્ટોનો વિરોધ કરવો જોઈએ એ સાચું. પણ તે વિરોધ કેવી રીતે કરવો એ જ પ્રશ્ન. જે અસંતોષ અંગે લોકો પાસે વાજબી કારણ છે એ પ્રકરણમાં કૉમ્યુનિસ્ટ લોકો આગેવાની લે છે અગર ટેકો આપે છે માટે જો તે કારણ દૂર કરવાનું ન હોય તો એમાં કૉમ્યુનિસ્ટોને મદદ થાય છે કે વિરોધ થાય છે? પ્રાથમિક શિક્ષકોની બાબતમાં મારી સહાનુભૂતિ છે એને પણ એમનો (શ્રી. ખેરનો) વિરોધ છે. બીજા પ્રાંતોની સરખામણીમાં અહીં પગારો વધારે છે તેવું એમનું કહેવું છે. હશે. અન્ય સ્થળે દુષ્કાળ, રોગચાળો છે એવું સાબિત કરવાથી આપણે ત્યાં સુકાળ અને લોકોનાં શરીરો સુદૃઢ છે એવું કેવી રીતે પુરવાર થાય છે? ઠીક. એકંદરે અમારી ચર્ચા મોકળાશથી થઈ એ સાચું.

ચિ. બાળ-બાપુ જમવામાં અમારી સાથે જ હતા. હું માસિક રૂપિયા બે હજાર પગાર લઉં છું તે પણ વધારે છે એવું આજકાલ અનેક દિવસોથી મને થઈ રહ્યું છે—એ ઓછો કરીને ૧૫૦૦ રૂપિયા કરવો એવો વિચાર પ્રબળ થઈ રહ્યો છે. એટલે એ વિષે ચિ. બાળ-બાપુના અભિપ્રાયો પૂછ્યા.......

ભોજન બાદ પરચૂરણ વાચન, વગેરે.

## તા. ૨૧ જાન્યુઆરી ૧૯૪૯, શુક્રવાર [મુંબઈ]

સવારે પરચૂરણ કામો. લોકો મળવા આવેલા: શ્રી. ભદજી સૉલીસીટર (સર ચિનુભાઈના કામ માટે), રાજાપુરના રાવસાહેબ કુળકર્ણી માસ્તર અને શ્રી. વિષ્ણુ પંત લેલે, શ્રી. હાટે વગેરે લોકો આવ્યા હતા. ઑફિસનું કામ અને કાગળો લખાવ્યા.

શ્રી. ખેરની સાથે ગઈ કાલે જે જે મુદ્દાઓ પર વાતચીત થઈ એની નોંધ સવિસ્તર લખાવી; ટાઈપ કરેલાં ૭ પાનાં થયાં! અને સિવાય જે રીતે મેડિકલ વિદ્યાર્થીઓની હડતાળ તરફ તેઓ જુએ છે, કૉમ્યુનિસ્ટ હોવાની શંકા કે ખાતરી થઈ એટલે જે રીતે તેઓ વિચાર કરે છે તે બરાબર નથી એમ મને લાગતું હોવાથી એમની સમક્ષ મારું, એટલે મારી દૃષ્ટિથી યોગ્ય એવું, દૃષ્ટિબિંદુ રજૂ કરવું એ મિત્ર તથા નાગરિક એ દૃષ્ટિએ મારી ફરજ જણાઈ અને તેથી એમને એક કાગળ લખીને મારું દૃષ્ટિબિંદુ જણાવ્યું. પ્રજાની વાતોમાં જ્યાં તથ્ય હોય ત્યાં પણ કૉમ્યુનિસ્ટોના હાઉને કારણે [એને] હડસેલવી એ યોગ્ય નથી. આપણી સાથે જેમના મત-ભેદો છે એવા આ દેશમાંના લોકો દેશના દુશ્મનો છે એવું માનીને નહીં ચાલે. તેઓ પણ એમની રીતે દેશભક્તો હોઈને દેશને માટે જ બધું કાંઈ કરી છૂટે છે એમ જ સમજવું જોઈએ, અને એમને દાબી દેવાને બદલે [એમને] [આપણી તરફ] વાળી લેવાનો પ્રયત્ન કરવો જોઈએ. લાઠી, જેલ, મનાઈહુકમો—આ [બધી] બાબતો વડે આપણી સત્ય અને ન્યાય્ય વાતો પણ પ્રસ્થાપિત કરી શકાશે નહીં. ઊલટું ઉદારતા, મતભેદસહિષ્ણુતા, ચર્ચા—એ માર્ગોનો જ અવલંબ કર્યો તો જ આપણી પ્રગતિ થશે. નહીંતર અસંતોષ, સરકારનો વિરોધ અને છેવટે અંધાધૂંધી એવા પ્રસંગો આવવાના છે. ઠીક. શ્રી. ખેરને કાગળ લખીને મેં મારી ફરજ બજાવી. એમને તે વાત કેટલે અંશે ગળે ઊતરશે અગર ગમશે એ સવાલ જુદો છે. ડૉ. ગિલ્ડરને પણ મેડિકલ વિદ્યાર્થીઓની બાબતમાં કાગળ લખ્યો. વિદ્યાર્થીઓને હું શું કહેવાનો છું તે મેં એમને [ડૉ. ગિલ્ડરને] જણાવ્યું છે.

ભોજન બાદ આરામ અને પરચૂરણ કામો. ૪ વાગ્યે ડૉ. મૂળગાંવકરને ત્યાં જઈ આવ્યો. પછી મુકામ પર

આવીને આ, શૌચ આટોપીને, સૌ.વતી બજારમાં ગઈ તે પાછી આવે ત્યાં સુધી, ડૉ. બાપુસાહેબ તળવલકરને ત્યાં મળવા જઈ આવ્યો. શ્રી. તાત્યાસાહેબ પણ મળ્યા. અંદરોઅંદરના મતભેદો તીવ્ર થવાને કારણે મારાં ખબરઅંતર પૂછવાને વાસ્તે પણ શ્રી. બાપુસાહેબે શ્રી. અરવિંદને ઘેર (flat) ન આવવું એ મને સાફ ભૂલભરેલું લાગે છે. એમનું બધું સાચું અને અરવિંદનું બધું ભૂલભરેલું ગણીને ચાલીએ તો પણ એમની [બાપુસાહેબની] આ વૃત્તિ બરાબર નથી. આનાથી કોઈનું જ હિત નથી. પણ તેઓ આનાથી યે આગળ ગયા હોય એમ દેખાયું. અરવિંદ જેવા એમની દૃષ્ટિથી અત્યંત ખરાબ એવા માણસ સાથે હું સંબંધ (associate) રાખું છું એ પણ એમને પસંદ નહીં હોવાનું તેઓ બોલ્યા અને પાછું ઉપરથી એમ ઉમેર્યું કે, "ખરાબ લોકો સાથે સંબંધ રાખીને એમને આપણે સમાજમાં પ્રતિષ્ઠા આપવી જોઈએ નહીં એવું તમે જ (એટલે કે હું) બોલ્યા હતા ને?" આટલા બધા ગેરસમજભર્યા ઉદ્ગારોનો શો જવાબ આપવાનો? એમની દૃષ્ટિ સુધરવા માટે સમય જ જવો જોઈએ. હાલમાં તેઓ ક્રોધને કારણે આંધળા જ બની ગયા છે. જ્યાં કાંઈ અનૈતિક હોય ત્યાં સંબંધો રાખવા નહીં, પણ અહીં અરવિંદની બાબતમાં અનૈતિક શું છે? ચીડ હશે, બાલીશતા, મૂર્ખામી વગેરે બધું હશે. પણ અનૈતિક શું છે? વળી, અરવિંદનો અને મારો ખૂબ નિકટનો સંબંધ નથી વારુ? ઠીક.

સાંજે મુકામ બદલીને દાદર આવ્યો. ટપાલ વગેરે અહીં આવેલી જોઈ. રાત્રે ભોજન બાદ આરામ.

### તા. ૨૨ જાન્યુઆરી ૧૯૪૯, શનિવાર [મુંબઈ]

સવારે પરચૂરણ વાચન. દિલ્હીના અમારા બંગલામાં ડૉ. પંડિત૩૦ રહે છે એમને જુદો બંગલો મળતો નથી એટલે એમણે અને અમારે ભેગા રહેવું એ મારો વિચાર સૌ.વતીને ગળે ઊતરતો નથી! દુઃખની વાત છે. ભેગાં રહેવાથી આપણું કયું સ્વાતંત્ર્ય નષ્ટ થાય છે, કયું સામ્રાજ્ય ચાલ્યું જાય છે તે મને તો કાંઈ સમજાતું નથી. પણ આપણા સમાજમાં આપણાં મનનું ઘડતર જ બહુ સંકુચિત થઈ ગયું છે! સાચું સ્વાતંત્ર્ય આપણા મને છોડી દીધું છે, અને લોકો શું કહેશે એની બીકથી જ આપણે ઘેરાઈ ગએલાં છીએ. જ્યાં સુધી આપણું વર્તન ચોખ્ખું છે, અનૈતિક નથી ત્યાં સુધી લોકોની ટીકાને આપણે શા સારુ પોષણ આપવું? ઠીક. ચિ. અણ્ણાને મેં વિલાયતથી મોકલેલા કેટલાક કાગળો શ્રી. સાને ગુરુજી પાસે હતા તે આજે શ્રી. માધવરાવ તાંબે સાથે પૂનામાં શ્રા. સરદેસાઈને ત્યાં મોકલ્યા. પછી બાકી રોજનીશી. ઑફિસકામ.

ભોજન બાદ કાગળો. આજની ટપાલમાં અમદાવાદથી શ્રી મુઝુમદારનો કાગળ છે કે પંડિત નેહરુ તા. ૧૨-૧૩ ફેબ્રુઆરીએ અમદાવાદ આવી રહ્યા છે. એમનો કાર્યક્રમ શ્રી. કાનજીભાઈ ગોઠવી રહ્યા છે. પંડિતજીએ એમને [કાનજીભાઈને] કહ્યું કે ગુજરાત વિદ્યાસભાના કાર્યક્રમ માટે પણ તેમને [પંડિતજીને] અમદાવાદ જવાનું છે. પરંતુ [કાનજીભાઈએ] વલ્લભભાઈને પૂછતાં તેઓ [વલ્લભભાઈ] બોલ્યા કે, "આ કામ માટે પંડિતજીની શી જરૂર? કોઈ ગુજરાતી સાક્ષર બસ છે." અને, એ કારણે, અમદાવાદના પંડિતજીના કાર્યક્રમમાં ગુજરાત વિદ્યાસભાનો કાર્યક્રમ કેવી રીતે સમાવી શકાય? વખત પણ નથી. મ્યુનિસિપલ માનપત્ર, જાહેર સભા, કૉંગ્રેસ કાર્યકરો સાથે મુલાકાતો વગેરે કાર્યક્રમો છે! પહેલી વાત [તો] એ કે કાનજીભાઈને જો પંડિતજીએ પોતે કહ્યું [હતું] તો પછી કાનજીભાઈએ વલ્લભભાઈ પાસે માથું મારવાનું કરવા જેવું શા માટે કહેવું? અને વલ્લભભાઈએ પણ આ રીતે દરમિયાનગીરી શા સારુ કરવી? ગુજરાત વિદ્યાસભાએ કોને નિમંત્રણ આપવું એ પ્રશ્ન વલ્લભભાઈનો નથી, પણ વિદ્યાસભાનો છે. પરંતુ મારું અનુમાન એવું છે કે વિદ્યાસભાના ઉત્સવ માટે પંડિતજીએ આવવું નહીં એવી દ્વેષમૂલક ઇચ્છા કેટલાક સ્થાનિક કૉંગ્રેસી આગેવાનોની હોવાને કારણે શ્રી. વલ્લભભાઈને ગમે તેવું વિકૃત કહીને, અમારો કાર્યક્રમ પડતો મૂકવા માટે વલ્લભભાઈનો આધાર લીધો છે. સંકુચિતતા અને દ્વેષની [આ] પરમાવધિ થઈ. ઠીક. આ બાબતમાં વલ્લભભાઈ અને કાનજીભાઈને પત્રો લખવાનું આવશ્યક હતું તેથી ભોજનોત્તર આરામ ન કરતાં આ કામે લાગ્યો. પછી શ્રી. ખેર સાથે પરમ દિવસે જે મુદ્દાઓની

ચર્ચા કરી તે વિશે શ્રી. ચંદ્રવદન શાહ (સુરત), ડૉ. આગરો (આગરા), શ્રી. દાદાસાહેબ કેળકર (અનાથ વિદ્યાર્થી ગૃહ, પૂના) વગેરેને કાગળો લખ્યા. બીજા પણ ઘણા બધા પત્રો લખાવ્યા.

મળવા માટે લોકો આવ્યાં. શ્રી. સૌ. સરલાબેન મથુરાદાસ, શ્રી. મથાભાઈ તેલી, શ્રી. ધુરંધર અને શ્રી. સગનીસ, 'ફીરમ'ના શ્રી. તવકર. શ્રી. મથાભાઈ અને શ્રી. મણિભાઈ [તેલી]ની તકરારમાં કામચલાઉ ઠરાવ્યું કે માર્ચ મહિનાથી દર મહિને પાંચ હજાર રૂપિયા મથાભાઈએ મણિભાઈને આપવા—અને પછી મે-જૂનમાં હું દિલ્હીથી પાછો આવું ત્યાર બાદ જે કાંઈ નિર્ણય [કરવાનો હશે તે] હું કરીશ. રાત્રે ભોજન બાદ બે કાગળો લખાવ્યા.

### તા. ૨૩ જાન્યુઆરી ૧૯૪૯, રવિવાર
### [મુંબઈ]

સવારે રોજનીશીલેખન સારું એવું કર્યું. ડ્રેસિંગ કરવા માટે ડૉ. અરવિંદ આવ્યા હતા. એકંદરે પ્રગતિ સારી છે શ્રી. ભાભા [ભારત સરકારના અગાઉના પ્રધાન] શ્રી. વલ્લભભાઈનો કાગળ લઈને આવ્યા હતા. R.S.S. ની ચળવળ વિશે મારે પહેલ કરવી નહીં, લોકોમાં મારે વિશે ગેરસમજ થવાનો સંભવ છે એ એમનો મુદ્દો હતો. વાત સાચી છે. મેં સલાહ આપી એનાથી વિશેષ આગળ હું કશું પણ કરવાનો નહોતો જ.

ભોજન બાદ વિશ્રાંતિ. પછી ઘણા બધા કાગળો લખાવ્યા. મળવા માટે પણ ઘણા બધા લોકો આવેલા: (૧) શ્રી ભટજી—ચિનુભાઈના કામ અંગે, (૨) શ્રી મો.ના.દેવ અને ચિ. સૌ. પ્રમિલાના દાદા, (૩) શ્રી મણિલાલ તેલી અને ગવાડાના શ્રી કાશાભાઈ, (૪) શ્રી બાબાસાહેબ ગુર્જર, (૫) શ્રી હરિ વિષ્ણુ કામત, પંડિત ઠાકુરદાસ ભાર્ગવ અને શ્રી. પુનાચા, Defence Committeeના સભ્યો તરીકે [તેઓ] અહીં આવેલા (૬) શ્રી. બાબુ શેઠ અને અભ્યંકર વકીલ. શ્રીમંત પ્રતાપશેઠના ઇન્કમ ટૅક્સની બાબતમાં મોકલવાની અરજી સુધારીને પાછી આપી. (૭) ડૉ. માવળંકર, દાંતના દાક્તર.

રાત્રે ચિ. બાળ—બાપુ આવ્યા. ચિ. અણ્ણાનો પત્ર એનાં લગ્ન વિશે આવ્યો છે. [લગ્ન અંગે] જલદી જાહેર કરવા વિશેનો [એનો કાગળ] છે. એ અંગે અમદાવાદમાં જ વાતચીત કરીશું. ભોજન બાદ હિસાબો, વગેરે.

(ક્રમશઃ)

[ નોંધ: 'રોજનીશી'ના લખાણમાં નાના કૌંસમાં જે શબ્દો છે તે મૂળ રોજનીશીમાંના છે; અને મોટા કૌંસમાંના શબ્દો અર્થસ્ફોટની દૃષ્ટિથી ઉમેર્યા છે. —સંપાદક, 'અભ્યાસ' ]

## પાદટીપો

૧ શ્રીમતી પ્રેમા કંટક. પૂના જિલ્લામાં સાસવડ ગામમાં તેમનું રચનાત્મક કાર્યકેન્દ્ર છે. મહારાષ્ટ્રનાં જાણીતાં અને સન્નિષ્ઠ લોકકાર્યકર તથા લેખિકા. સ્વાતંત્ર્યસંગ્રામમાં અગ્રેસર. ગાંધીજી તથા શ્રી. શંકરરાવ દેવની પ્રેરણા તથા હૂંફ હેઠળ શ્રીમતી પ્રેમાબાઈએ સત્યાગ્રહ અને ગ્રામોન્નતિનાં અનેક કાર્યો કર્યાં છે.

૨. ડૉ. એન. એસ. હર્ડિકર. હુબળીમાં (કર્ણાટક) રહે છે. અખિલ ભારતીય કૉંગ્રેસ સેવાદળના સ્થાપક, પ્રણેતા અને સુપ્રસિદ્ધ સ્વયંસેવકનેતા. ડૉ. હર્ડિકરનો જોસ્સો અને કાર્ય કરવાની એમની ધગશ તથા શક્તિ આજે પણ ભલભલા જુવાનોને શરમાવે તેવી છે. ભૂરી ચડ્ડી અને સફેદ શર્ટ તથા ગાંધી ટોપીમાં સજ્જ એવા ડૉ. હર્ડિકરનું વ્યક્તિત્વ આકર્ષક અને આદરપાત્ર છે.

૩. દાદાસાહેબના વિલાયતના પત્રો પુસ્તકાકારે મરાઠીમાં પ્રસિદ્ધ થયા નથી. પૂનાની સુલભ રાષ્ટ્રીય ગ્રંથમાલા અને દેશમુખ આણિ કંપની તરફથી પ્રસિદ્ધ કરાનારા આ સૂચિત પ્રકાશનની યોજના મુલતવી ને બંધ પડી લાગે છે.

૪. શ્રી. ગોપીનાથ ગણેશ તળવલકર. તાજેતરમાં જ એમણે ૬૦મા વર્ષમાં પ્રવેશ કર્યો. મહારાષ્ટ્રના એક પ્રસિદ્ધ સાહિત્યકાર બાલવાઙ્મયના પ્રખર પ્રણેતા અને સર્જક તથા વિવેચક અને કવિ તરીકે તેઓ જાણીતા છે. મરાઠીમાં એમણે નાનામોટા અનેક પુસ્તકો લખ્યાં છે. 'એશિયાના ધર્મદીપકો' એ એમનું પુસ્તક ગુજરાતીમાં પણ અનુવાદિત થઈને

પ્રગટ થયું છે, જેમાં પૂજ્ય દાદાસાહેબનો આમુખ છે. પૂનાના સુપ્રસિદ્ધ મરાઠી બાલમાસિક 'આનન્દ'-ના તેઓ અનેક વર્ષો સુધી સંપાદક હતા અને આજે પણ પૂનામાં એક સુંદર અને શૈક્ષણિક બાલવાડી ઊભી કરવાની એમની તમન્ના છે.

૫. શ્રી. સૌ. સુમતિબાઈ ગોરે. પ્રજા સમાજવાદી પક્ષના અધ્યક્ષ શ્રી એન. જી. ઉર્ફે નાનાસાહેબ ગોરેનાં પત્ની. શ્રીમતી સુમતિબાઈ, સરદેસાઈ–માવળંકર કુટુંબનાં છે. પૂનામાં તેઓ સુંદર સમાજકાર્ય અનેક વર્ષોથી કરી રહ્યાં છે. થોડા વર્ષો સુધી તેઓ મુંબાઈની ધારાસભાનાં સભ્ય પણ હતાં.

૬. પૂજ્ય દાદાસાહેબે પોતાના આત્મચરિત્રનાં ટાંચણ ઇ. સ. ૧૯૨૨ સુધીનાં કરી રાખેલાં ત્યાર પછી એ કામ તેઓ આગળ ચલાવી જ ન શક્યા. જે ટાંચણો કર્યા તે તેમણે સાબરમતી જેલમાં ઈ. સ. ૧૯૪૨–૪૪ દરમિયાન કરેલાં. પછી, વધતા જતા કાર્યબોજને લીધે, તેઓ ટાંચણનું આ કાર્ય કરી ન શક્યા. જે સ્વરૂપમાં એ ટાંચણ છે તે જ રીતે એને કદાચ પ્રગટ કરવામાં ઝાઝો અર્થ ન હોય; તેમ છતાં, દાદાસાહેબના ભાવિ ચરિત્રકાર માટે આ ટાંચણ અતિશય ઉપયોગી ને સહાયક નીવડશે એ દેખીતું છે. ટાંચણ મરાઠીમાં છે અને કેટલુંક મોડી લિપિમાં લખેલું છે.

૭. સદ્‌ગત પ્રોફેસર શ્રીપાદ મહાદેવ માટે. મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ લેખક, વિવેચક અને સાહિત્યકાર. સ્વસ્થ અને શાણા વિચારક તરીકે એમની ખ્યાતિ હતી.

૮. શ્રીયુત પાંડુરંગ વા. ગાડગીળ. મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ પત્રકાર અને લેખક. અભ્યાસી, ઉદ્યમી, સ્પષ્ટવક્તા તરીકે તેઓ જાણીતા છે. એમનાં અનેક વિચારશીલ પુસ્તકો પ્રસિદ્ધ થએલાં છે. હાલ તેઓ મુંબાઈના મરાઠી દૈનિક 'નવશક્તિ'ના મુખ્ય સંપાદક છે. એ પહેલાં વર્ષો સુધી એમણે મુંબાઈના મરાઠી દૈનિક 'લોકમાન્ય'ના સંપાદક તરીકે કાર્ય કરેલું.

૯. આચાર્ય વિ. પ્ર. લિમયે. પૂનામાં રહે છે. પ્રખર ગાંધીવાદી કાર્યકર અને સન્નિષ્ઠ રચનાત્મક સમાજ-સેવક તથા લેખક.

૧૦ ભાષાવાર પ્રાંતરચનામાં પૂજ્ય દાદાસાહેબ માનતા હતા, પણ મુંબાઈ શહેરના ભાવિ વિષે એમનો અભિપ્રાય, સામાન્યપણે મહારાષ્ટ્રમાંનાં ભાઈબેનો કરતાં જુદો હતો. મુંબાઈને કેન્દ્ર હેઠળ રાખવા અંગે તેઓ વિચારતા હતા. એમના એ વલણ વિષે આગળ ઉપર રોજનીશીમાં ઉલ્લેખો આવે ખરા. દાદાસાહેબના આ મતને કારણે મહારાષ્ટ્રમાં તેઓ ઠીક ઠીક અળખામણા બનેલા. એમના આ પ્રામાણિક અભિપ્રાયને કારણે એમને વિષે ભારે ગેરસમજ તથા હેતુઓનું આરોપણ થએલું એ કમનસીબી હતી.

૧૧ સદ્‌ગત શ્રી લક્ષ્મણ બળવંત ઉર્ફે અણ્ણાસાહેબ ભોપટકર. હિંદુ મહાસભાના અગ્રેસર અને પ્રમુખ. કૉંગ્રેસ સંસ્થા પ્રત્યે એમને સખત નફરત હતી. વ્યાયામ તથા પત્રકારત્વ પ્રત્યે એમને આસ્થા હતી. પૂનાના મહારાષ્ટ્ર મંડળના તેઓ પ્રમુખ હતા. 'ભાલાકાર ભોપટકર' તરીકે તેઓ જાણીતા હતા.

૧૨ પૂનાનું અનાથ વિદ્યાર્થી ગૃહ એના સંગીન રચનાત્મક કાર્ય માટે ખૂબ જાણીતું છે. ડૉ. ગ. શ્રી. ખૈર અત્યારે એના મુખ્ય સંચાલક છે. વિદ્યાર્થી વસતિગૃહ, છાપખાનું, પ્રકાશન વગેરે પ્રવૃત્તિઓ આ સંસ્થા દ્વારા ચાલે છે.

૧૩ લેડી પ્રેમલીલા ઠાકરસી. પૂનામાં 'પર્ણકુટિ'માં રહે છે. ગાંધીજી એમને ત્યાં રહેતા. કસ્તૂરબા ફંડનાં હાલનાં અધ્યક્ષ તરીકે કાર્ય કરતાં શ્રીમતી પ્રેમલીલાબેન મુંબાઈની શ્રી નાથીબાઈ દામોદર ઠાકરસી યુનિવર્સિટીનાં વાઇસ ચાન્સેલર પણ છે. એમની સામાજિક ને શૈક્ષણિક સેવાઓ અનેકવિધ છે.

૧૪ સદ્‌ગત ડૉ. મુકુંદરાવ રામરાવ ઉર્ફે બાબાસાહેબ જયકર. ખ્યાતનામ વિનીત નેતા અને મુત્સદ્દી રાજ-પુરુષ, પ્રતિભાસંપન્ન બૅરિસ્ટર અને પ્રિવિ કાઉન્સિલર, બંધારણના નિષ્ણાત અને પ્રભાવશાળી વક્તા. મહારાષ્ટ્રમાં પૂનામાં સ્થપાએલી નવી યુનિવર્સિટીના તેઓ પ્રથમ ઉપકુલપતિ નીમાયા હતા. યુનિવર્સિટીની સ્થાપના પૂર્વેનું કામ અને એ અંગેની સમિતિનું અધ્યક્ષપદ પણ ડૉ. જયકરે સંભાળેલું. એમની આત્મકથા અંગ્રેજીમાં બે મોટા ખંડમાં એશિયા પબ્લિશિંગ હાઉસ, મુંબાઈ તરફથી પ્રગટ થઈ છે.

૧૫ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના સર-સંઘચાલક શ્રી. માધવ શ્રીહરિ ગોળવલકર. સંઘના સ્વયંસેવકો એમને 'પરમ પૂજ્ય ગુરુજી' તરીકે ઓળખે ને સંબોધે છે. સદ્દગત ડૉ. હેડગેવારના પછી તેઓ સંઘના વડા નીમાયા.

૧૬ સદ્દગત શ્રી કિશોરલાલ ઘનશ્યામદાસ મશરૂવાળા. ગાંધીજીના અંતેવાસી ને મશહૂર મૌલિક ચિંતક તથા લેખક. 'સમૂળી ક્રાંતિ' એમનું એક ઉત્તમ પુસ્તકો પૈકીનું છે. ગાંધીજીનાં હરિજન પત્રો (અંગ્રેજી, હિંદી, ગુજરાતી આવૃત્તિઓ)ના સમર્થ સંપાદક તરીકે એમણે નોંધપાત્ર કામગીરી બજાવી.

૧૭ સદ્દગત શ્રી. પાંડુરંગ સદાશિવ સાને ગુરુજી. તા. ૧૧ જૂન ૧૯૫૦ને રોજ એમણે ચિરવિદાય લીધી. સાને ગુરુજીનું વ્યક્તિત્વ અસાધારણ અને વિરલ હતું. આધુનિક મહારાષ્ટ્રના સંત તરીકે તેઓ મશહૂર હતા. એમણે દોઢસો ઉપરાંત નાનાં-મોટાં પુસ્તકો મરાઠીમાં લખેલાં છે, જે પૈકી અનેકના ગુજરાતી અનુવાદો થયા છે. ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ તરફથી એ અનુવાદો પ્રગટ થ ા છે.' શ્યામચી આઈ' અને 'भारतीय संस्कृति' એમનાં અમર પુસ્તકો છે. ગાંધીવાદ, સમાજવાદ અને માનવવાદનું અદ્દભુત મિશ્રણ એમનાં જીવન-કાર્યમાં થયું હતું. ૧૯૪૬ની સાલમાં પંઢરપુરના પ્રખ્યાત ને ઐતિહાસિક વિઠોબા મંદિરનાં દ્વાર હરિજનો માટે ખુલ્લાં થાય એ સારુ સાને ગુરુજીએ આમરણ ઉપવાસ કરેલા તે વખતે દાદાસાહેબ અને સાને ગુરુજી પરસ્પરના સ્નેહભર્યા ગાઢ પરિચયમાં આવ્યા અને એ સંબંધ પ્રતિવર્ષ દૃઢ થતો ગયો.

૧૮ શ્રી. રત્નાપ્પા કુંભાર. દક્ષિણ મહારાષ્ટ્રના એક જાણીતા બહુજનસમાજ કાર્યકર ને નેતા છે. કોલ્હાપુરમાં એમનું કાર્યક્ષેત્ર.

૧૯ સદ્દગત શેઠ ગુલાબચંદ હીરાચંદ. તાજેતરમાં એમનું અવસાન થયું. ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામમાં એમણે ભાગ લીધો હતો. જાણીતા ઉદ્યોગપતિ.

૨૦ શ્રી. લાલચંદ હીરાચંદ. તેઓ પણ ઉદ્યોગપતિ હોઈ, સદ્દગત વાલચંદ ને સદ્દગત ગુલાબચંદના ભાઈ થાય.

૨૧ સદ્દગત શ્રીમતી દુર્ગાબાઈ રામકૃષ્ણ ઉર્ફે આક્કા ગુર્જર. દાદાસાહેબનાં સાસુ. શ્રીમતી સુશીલાબેનનાં માતુશ્રી. દાદરમાં રહેતાં. મુંબાઈમાં દાદાસાહેબનો મુકામ હંમેશ દાદરમાં (તાંબે હાઉસ, ૩૪, વિન્સેંટ સ્કવૅર) રહેતો. આક્કાનું સને ૧૯૫૪માં અવસાન થયું.

૨૨ શ્રી. સદોબા કાન્હોજી પાટિલ. મુંબાઈના અને ભારતના મશહૂર કૉંગ્રેસી નેતા. ભારત સરકારના માજી રેલવે પ્રધાન. તાજેતરમાં ચોથી ચૂંટણીમાં તેઓ પરાજય પામ્યા.

૨૩. શ્રીયુત વિદ્યાધર નરહર ઉર્ફે બાપુસાહેબ સરદેસાઈ. I. C. S. પૂનામાં નિવૃત્ત જીવન ગાળે છે. જૂની મુંબાઈ સરકારમાં નોકરી કરતા હતા. તે વખતની મુંબાઈ ધારાસભાના સચિવ હતા. દાદાસાહેબ એ વખતે ત્યાં સ્પીકર હતા. માવળંકર-સરદેસાઈ કુટુંબના.

૨૪. આ ભવિષ્યકથનમાંનો ઘણોખરો ભાગ ખોટો પડયો એ દેખીતું છે. દાદાસાહેબ બરાબર ૬૭ વર્ષ અને ૩ માસ જીવ્યા. શ્રીમતી સુશીલાબેન હયાત છે અને ધાર્મિક તથા સામાજિક પ્રવૃત્તિઓમાં અને પુત્ર-પૌત્રોનાં સંગોપનમાં જીવન પસાર કરી રહ્યાં છે. દાદાસાહેબને જ્યોતિષીઓમાં તથા ભવિષ્ય-કથનમાં ખાસ રસ નહોતો તેમ એ પ્રત્યે અનાસ્થા કે શંકાવૃત્તિ પણ નહોતી.

૨૫. શ્રીમતી ઈન્દુમતી ચિમનલાલ શેઠ. મુંબાઈ સરકારમાં અને પછી ગુજરાત સરકારમાં સમાજ-કલ્યાણ તથા શિક્ષણખાતામાં પ્રધાનપદે રહ્યાં. શેઠ ચી. ન. વિદ્યાવિહારનું સંચાલન કરે છે. સન્નિષ્ઠ સમાજકાર્યકર ને વિદુષી.

૨૬. મહામહોપાધ્યાય દત્તો વામન પોતદાર. મહારાષ્ટ્રના વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ ઇતિહાસકાર અને લેખક. પૂના યુનિવર્સિટીના ઉપકુલપતિપદે થોડાં વર્ષો હતા. હિંદી રાષ્ટ્રભાષાના પ્રખર હિમાયતી. સંસ્કૃત, અંગ્રેજી અને માતૃભાષાના અભ્યાસના પણ આગ્રહી. આજન્મ બ્રહ્મચર્ય પાળી રહેલા શ્રી. પોતદાર એમની કુશાગ્ર બુદ્ધિ, નિરંતર અભ્યાસશીલતા, મૌલિક રજૂઆત અને સ્પષ્ટ વિચારસરણી માટે જાણીતા છે.

૨૭. શ્રી ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ. રાજ્યસભાના સભ્ય અને પાર્લમેન્ટમાંના સ્વતંત્ર પક્ષના નેતા.

સદ્ગત સરદાર શ્રી વલ્લભભાઈ પટેલના સુપુત્ર.

૨૮. શેઠશ્રી વાડીલાલ લલ્લુભાઈ મહેતા. જાણીતા મિલમાલિક અને ઉદ્યોગપતિ. દસકાઓથી કૅાંગ્રેસમાં રહીને હવે મતભેદો થતાં સ્વતંત્ર પક્ષમાં જોડાયા છે. અગાઉ નવી દિલ્હીની વડી ધારાસભાના સભ્યપદે હતા (ઈ.સ. ૧૯૪૬-૪૭). તાજેતરની ચોથી ચૂંટણીમાં તેઓ ગુજરાત વિધાન સભામાં ચૂંટાયા હોઈ સ્વતંત્ર પક્ષના ઉપનેતા છે.

૨૯. શ્રી. ગ. વિ. ઉર્ફે નાનાસાહેબ પુરાણિક. પનવેલ (કુલાબા જિલ્લા)ના વતની. મુંબાઈમાં રહે છે, ને સમાજસેવા, વેપાર, રાજકારણક્ષેત્રે જાણીતા છે.

૩૦. ડૉ. સી. જી. પંડિત. ભારત સરકારના આરોગ્ય ખાતામાં ઉચ્ચ અધિકારી તરીકે નવી દિલ્હીમાં વર્ષો સુધી રહ્યા પછી હવે નિવૃત્ત જીવન ગાળે છે.

*

# વાચકો તરફથી વિશેષ

[રોજનીશીને અંતે અપાતી પાદટીપોમાંની માહિતી અંગે ભૂલસુધાર કે વધુ ખુલાસો રજૂ કરતી, તથા રોજનીશીમાંની વ્યક્તિઓ અને બાબતો અંગે વિશેષ માહિતી આપતી, વાચકો તરફથી પત્રરૂપે મળેલી સામગ્રી]

"'અભ્યાસ'નો હમણાં જ ગ્રાહક બન્યો. ઑગસ્ટ ૧૯૬૬થી ડિસેમ્બર સુધીના અંક વાંચ્યા એમાં દાદાસાહેબની રોજનીશી ખૂબ જ રોચક લાગી. ગઈ કાલે રાત્રે જ ઉજાગરો કરીને પણ બધા અંકોમાંની તે સામગ્રી એકસાથે એકીબેઠકે વાંચી નાખી. ૧૯૪૨ના ઑગસ્ટ માસમાં હું જંબુસર (જે મારું વતન છે)ના બીજા યુવાનો સાથે સાબરમતી જેલમાં હતો. દાદાસાહેબ પણ ત્યાં જ હતા. જેલની આડા અને ઊભા લીટાવાળી ચડ્ડી, પહેરણ સાથે રોજ સાંજે તેઓ અમારા આગળ એટલે કે જેલમાંના કિશોરો અને જુવાનિયાઓ આગળ ભાષણ આપતા. સાથે પૂજ્ય રવિશંકર મહારાજ પણ હોય. તે વખતે ઉંમર કાચી (માત્ર ૧૭ વર્ષ) હોવાથી એ પ્રવચનોનો સાર ગ્રહણ કરવા જેટલી શક્તિ નહોતી પણ, સહેજ મહારાષ્ટ્રી લઢણ સાથે એમનો પ્રિય શબ્દ "લોકશાસન"–એના ચાળા અમે પાડતા તે બરાબર યાદ છે. પણ જેલનો અવિસ્મરણીય પ્રસંગ અને વ્યક્તિ, જેના ઘડતરમાં દાદાસાહેબનો બહુ મોટો હાથ હતો તે તમને કદાચ ખ્યાલ નહિ હોય એ માનીને આ પત્ર લખું છું.

જેલમાં ગુનેગાર કેદીઓમાં મારા જ ગામનો એટલે કે તળ જંબુસરનો એક બહારવટિયો નામે મહમદ હતો. તેને ધાડ, ખૂન, વગેરે ગુનાઓ માટે કંઈ ૫૦–૫૨ વર્ષની સજા થએલી. એ તો માનતો જ હતો કે પોતે આ ભવમાં બહારની દુનિયા દેખવાનો નથી. એનાં કુટુંબીઓ પણ એમ જ માનતાં હતાં તેથી એના ભાગની જમીન, ઘર વગેરે એના ભાઈઓએ અંદર અંદર વહેંચી લીધાં હતાં. જેલમાં તે દાદાસાહેબ તેમજ પૂજ્ય મહારાજના સંપર્કમાં ખૂબ જ રહેતો હતો. મને સ્પષ્ટ યાદ છે કે દાદાસાહેબ તેમજ મહારાજ કેવા મહાન માણસો છે એ મારા મન પર પ્રથમ વાર ઠસાવનાર આ મહમદ ગોદડ જ હતો. પછી તો છૂટ્યા પછી દાદાસાહેબે કંઈક હીલચાલ કરી એની બધી સજા માફ કરાવી અને છૂટો કરાવ્યો. ઘેર આવ્યા બાદ ભાઈઓ સાથે મિલકત બાબતમાં કંઈ ઝઘડો થતાં દાદાસાહેબે જ એનો ઉકેલ આણેલો અને એ બધાએ માન્ય રાખેલો. દાદાસાહેબ જ્યારે અમદાવાદ હોય ત્યારે વર્ષમાં એક વખત અચૂક એ એમને મળવા આવતો. હજુ મહમદ ગોદડ જીવે છે અને જંબુસરમાં ખેતીમાંથી સારું ઉત્પન્ન કરી સુખપૂર્વક દિવસો ગુજારે છે. સપ્ટેમ્બર ૧૯૬૬ના અંકમાં તા. ૩૦ નવેમ્બર ૧૯૪૮, મંગળવાર,

વડોદરાની ડાયરીમાં મહંમદ ગોદડનો ઉલ્લેખ છે પણ પાદટીપ નથી. કદાચ તમને પૂરતી માહિતી ન હોય એથી લખ્યું છે.

જેલમાંથી છૂટ્યા બાદ હું એસ. એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં જોડાયો હતો ત્યારે રોજ સવારે દાદાસાહેબ ફરવા નીકળતા તે ચડ્ડી અને પહેરણવાળું દશ્ય હજુ આંખ સામે છે. મને યાદ છે કે તે અરસામાં સી. એન. વિદ્યાવિહારમાં મુંબાઈમાં ભરાએલી એ. આઈ. સી.સી.નું (Mock) મૉક દશ્ય વિદ્યાવિહાર તરફથી ભજવવામાં આવ્યું હતું તેમાં જવાહરનો પાઠ લેનાર તમે જ હતા?

ઑગસ્ટ ૧૯૬૬ના 'અભ્યાસ'ના અંકમાં તા. ૨૪ નવેમ્બર ૧૯૪૮, બુધવાર, અમદાવાદની રોજનીશીમાં 'જંબુસરમાં શ્રી શિવશંકર મળ્યા' એમ છપાયું છે તેમાં થોડી ભૂલ છે. શિવશંકર શુક્લને બદલે શિવશંકર ભટ્ટ હોવું જોઈએ. આખું નામ–શિવશંકર છગનલાલ ભટ્ટ. જંબુસર તાલુકામાં અને ભરૂચ જિલ્લામાં "મહાત્મા"ના વહાલસોયા નામે ઓળખાતા. સ્વરાજ પૂર્વેની ભરૂચ જિલ્લાની રાજકીય પ્રવૃત્તિઓના પાંચ સ્તંભો ડૉ. ચંદુલાલ દેસાઈ, શ્રી. છોટુભાઈ પુરાણી, શ્રી. દિનકરરાવ દેસાઈ, શ્રી. શિવશંકર મહાત્મા અને શ્રી. ચંદ્રશંકર ભટ્ટ ગણાતા. જેમાંના માત્ર બે હયાત છે. ૧૯૪૮માં તેઓ મુંબાઈની ધારાસભાના સભ્ય પણ હતા. એ જ."

—ભાનુ અધ્વર્યુ

તા. ૧૨-૧-'૬૬ [આચાર્ય, વિકાસ વિદ્યાલય, ભૂવા. તા. જિ. ભરૂચ]

[સંસ્મરણોથી સભર આવી સુંદર માહિતી મોકલવા માટે શ્રી ભાનુભાઈનો આભારી છું. વિદ્યાવિહારમાં જવાહરલાલ નેહરુની ભૂમિકા મેં ભજવી હતી.

—પુ.ગ.મા.]

*

---

# કઠોપનિષદનું રહસ્ય

એ. જી. ભટ્ટ

[આકાશવાણી, અમદાવાદ-વડોદરા પરથી તા. ૧૫-૧૨-૧૯૬૬ને રોજ પ્રસારિત વાર્તાલાપ, થોડા સુધારા-વધારા સાથે—આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

કઠોપનિષદ કૃષ્ણ યજુર્વેદની કઠશાખાનું ઉપનિષદ છે. યમ નચિકેતાના સંવાદ દ્વારા સુબોધ, વિશદ અને હૃદયંગમ શૈલીમાં તેમાં બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કર્યું છે. ભગવદ્‌ગીતા પર તેની ભારે અસર છે. આ ઉપનિષદના બે અધ્યાયો છે અને દરેક અધ્યાય ત્રણ ત્રણ વલ્લીઓમાં વહેંચાયેલો છે.

સંક્ષેપમાં નચિકેતાની આખ્યાયિકા આ પ્રમાણે છે: યજ્ઞફળની કામનાથી વાજશ્રવસ ઉદ્દાલકે વિશ્વજીત યાગનું અનુષ્ઠાન કર્યું અને તેમાં તેમણે સમગ્ર ધનનું દાન આપી દીધું. આ ઋષિ ઉદ્દાલકને નચિકેતા નામનો પુત્ર હતો. હવે જ્યારે ઉદ્દાલક ઋત્વિજો અને સદસ્યોને વસૂકી ગયેલી વૃદ્ધ ગાયોનું દાન આપવા લાગ્યા ત્યારે બાળક નચિકેતાના વિશુદ્ધ અંતઃકરણમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો. યજ્ઞને અંતે ગોદાન થતું જોઈએ પણ આવી ન આપવા યોગ્ય ગાયોના દાનથી દાતાનું જરૂર અનિષ્ટ થશે એવી ભાવનાથી નચિકેતાના મનમાં ભારે દુઃખ થયું. આત્મપ્રદાન દ્વારા ભાવિ અમંગલ દૂર કરવા તેણે પિતાને પૂછ્યું: 'પિતાજી! આપ મને કોને આપો છો?' જ્યારે તેણે ત્રીજી વાર આવો પ્રશ્ન કર્યો ત્યારે તેમણે ખીજાઈને કહ્યું: 'હું તને મૃત્યુને સોંપું છું.'

પિતાનું વચન અસત્ય ન થવું જોઈએ એમ વિચારીને નચિકેતાએ યમને ત્યાં જવાનો નિશ્ચય કર્યો. પિતાને આથી ભારે દુઃખ થયું પણ પુત્રનાં સત્યપરાયણતા અને નિશ્ચય જોઈને તેમણે તેને આજ્ઞા આપી.

પિતાની આજ્ઞાનુસાર નિર્ભય બાળક નચિકેતા યમરાજને ત્યાં ગયો, પણ યમ ઘેર હતા નહિ એટલે ત્રણ રાત્રિ-પર્યંત અન્નજળ લીધા વિના તેણે યમની પ્રતીક્ષા કરી. આથી પ્રવાસ કરી પાછા આવેલા યમરાજાએ આ અતિથિને ત્રણ વરદાનો માગવા કહ્યું.

નચિકેતાએ કુપિત થયેલા પિતા પ્રસન્ન થાય એવું પહેલું વરદાન માગ્યું અને બીજા વરદાનમાં સ્વર્ગના સાધનભૂત અગ્નિતત્ત્વનું જ્ઞાન માગ્યું. તેણે કહ્યું:

स्वर्गे लोके न भयं किंचनास्ति
न तत्र त्वं न जरया बिभेति।
उभे तीर्त्वाशनायापिपासे
शोकातिगो मोदते स्वर्गलोके ॥
स त्वमग्निंस्वर्ग्यमध्येषि मृत्यो
प्रब्रूहि त्वंश्रद्दधानाय मह्यम्।
स्वर्गलोका अमृतत्वं भजन्त
एतद् द्वितीयेन वृणे वरेण ॥

હે મૃત્યુદેવ! સ્વર્ગલોકમાં કોઈ ભય નથી, ત્યાં આપ નથી. ત્યાં વૃદ્ધાવસ્થાનો ડર નથી. ત્યાં ગયેલો મનુષ્ય ભૂખ અને તરસ બન્નેને પાર કરીને, શોકરહિત થઈને આનંદ ભોગવે છે.

હે મૃત્યુ! આપ સ્વર્ગની પ્રાપ્તિના સાધન અગ્નિને જાણો છો. મને શ્રદ્ધાળુને તેનું જ્ઞાન આપો. સ્વર્ગે ગયેલા અમૃતત્વને—દેવત્વને પ્રાપ્ત કરે છે. બીજા વરદાનમાં હું આ માગું છું.

યમરાજે આ બન્ને વરદાન તેને આપ્યાં અને જે સ્વર્ગના સાધનભૂત અગ્નિનું તેને જ્ઞાન આપ્યું તે નચિકેતાના નામ પરથી 'નાચિકેત અગ્નિ'—એ નામે પ્રસિદ્ધ થશે એવું પણ વરદાન આપ્યું.

ત્યારપછી નચિકેતાએ ત્રીજું વરદાન માગ્યું:

येयं प्रेते विचिकित्सा मनुष्येऽ
स्तीत्येके नायमस्तीति चैके।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं
वराणामेष वरस्तृतीयः ॥

પ્રાણીનું મૃત્યુ થયા પછી દેહ, ઇન્દ્રિયો વગેરેના સંઘાતથી જુદો કોઈ આત્મા છે, એમ કેટલાક વિદ્વાનો માને છે; જ્યારે બીજા કેટલાક તે નથી એમ કહે છે. તે પછી તે આત્મા છે કે નહીં એ મારો સંશય આપ દૂર કરો.

નચિકેતા બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે કે નહીં તે જાણવા માટે યમે તેને પુત્રો, પૌત્રો, હાથીઓ, અશ્વો, મહેલો, સુવર્ણ, સુંદર સ્ત્રીઓ, રથો, વાદ્યો વગેરે અનેક સાંસારિક વિષયોની લાલચ આપી અને કહ્યું કે, આત્માના સ્વરૂપ વિષેનો પ્રશ્ન અતિશય સૂક્ષ્મ અને ગહન છે, દેવો પણ તેમાં મોહ પામે છે, માટે બીજું કોઈ વરદાન માગ; મરણ પછી શું થાય છે તે પૂછીશ નહીં.

देवैरत्रापि विचिकित्सितं पुरा
नहि सुज्ञेयमणुरेष धर्मः।
अन्यं वरं नचिकेतो वृणीष्व
मा मोपरोत्सीरति मा सृजैनम्॥
शतायुषः पुत्रपौत्रान्वृणीष्व
बहून्पशून्हस्तिहिरण्यमश्वान्।
भूमेर्महदायतनं वृणीष्व
स्वयं च जीव शरदो यावदिच्छसि॥
एतत्तुल्यं यदि मन्यसे वरं
वृणीष्व वित्तं चिरजीविकां च।
महाभूमौ नचिकेतस्त्वमेधि
कामानां त्वा कामभाजं करोमि॥
ये ये कामा दुर्लभा मर्त्यलोके
सर्वान्कामांश्छन्दतः प्रार्थयस्व।
इमा रामाः सरथाः सतूर्या
न हीदृशा लंभनीया मनुष्यैः।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व
नचिकेतो मरणं मानुप्राक्षीः॥

પરંતુ નચિકેતા યમની લાલચોથી લોભાતો નથી અને આત્મજ્ઞાનની જ પ્રાર્થના કરે છે:

श्वोभावा मर्त्यस्य यदन्तकैत-
त्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः।
अपि सर्वं जीवितमल्पमेव
तवैव वाहास्तव नृत्यगीते॥
न वित्तेन तर्पणीयो मनुष्यो
लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा।
जीविष्यामो यावदीशिष्यसि त्वं
वरस्तु मे वरणीयः स एव॥

હે યમ! આ સાંસારિક ભોગો કાલ સુધી રહેશે કે કેમ તેનો કોઈ ભરોસો નથી, અને તે સર્વે ઇન્દ્રિયોના તેજનો ક્ષય કરનારા છે. આ સમગ્ર જીવન બહુ જ થોડું છે. માટે આપનાં વાહન, નાચગાન આપની પાસે ભલે રહે. મને તેમની કોઈ જરૂર નથી.

મનુષ્યને ધનથી તૃપ્ત કરી શકાતો નથી. આપનું દર્શન થયું છે તો ધન તો અમે પ્રાપ્ત કરીશું જ અને જ્યાં સુધી આપ શાસન કરશો ત્યાં સુધી અમે જીવતા રહીશું, પરંતુ હું તો આત્મજ્ઞાનની જ પ્રાર્થના કરું છું.

સર્વ વિષયો પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની અદમ્ય અભીપ્સા, નિર્ભયતા વગેરે લક્ષણોથી નચિકેતાની બ્રહ્મવિદ્યાના સાચા અધિકારી તરીકે પરીક્ષા કરીને યમ તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે. આરંભમાં શ્રેય અને પ્રેય—એ બન્નેમાંથી શ્રેય વિશેષતઃ ગ્રહણ કરવા યોગ્ય છે, એ દર્શાવવા યમ તેને શ્રેય અને પ્રેયનો તેમજ વિદ્યા અને અવિદ્યાનો ભેદ સમજાવે છે:

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत-
स्तौ संपरीत्य विविनक्ति धीरः।
श्रेयो हि धीरोऽभि प्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद् वृणीते॥
दूरमेते विपरीते विषूची
अविद्या या च विद्येति ज्ञाता।
विद्याभीप्सिनं नचिकेतसं मन्ये
न त्वा कामा बहवोऽलोलुपन्त॥

શ્રેય અને પ્રેય ભેગાં મળી ગયાં હોય તેવા સ્વરૂપે જીવને પ્રાપ્ત થાય છે. શ્રેય મોક્ષનો માર્ગ છે, પ્રેય ભોગનો માર્ગ છે. જેમ હંસ નીર-ક્ષીરનો વિવેક કરે છે તેમ વિવેકી પુરુષ શ્રેય અને પ્રેયનો વિવેક કરે છે. પ્રજ્ઞાવાન પુરુષ પ્રેયનાં કરતાં શ્રેય વધારે અભીષ્ટ હોવાથી શ્રેયનું જ ગ્રહણ કરે છે, મંદબુદ્ધિ યોગક્ષેમનું નિમિત્ત હોવાથી પ્રેયનું જ ગ્રહણ કરે છે.

અવિદ્યા અને વિદ્યા બન્ને અંધકાર અને પ્રકાશની પેઠે એકબીજાથી તદ્દન વિરુદ્ધ અને વિપરીત ફળ

આપનારી છે. અવિદ્યા પ્રેયને વિષય કરનારી છે, જ્યારે વિદ્યા શ્રેયને વિષય કરનારી છે. અવિદ્યાનું ફળ સંસાર છે, વિદ્યાનું ફળ મોક્ષ છે. નચિકેતા! તને હું વિદ્યાભિલાષી માનું છું, કેમ કે તને અનેક ભોગોના વિષયો લલચાવી શક્યા નથી.

હવે અવિદ્યાના અંધકારમાં અટવાતા મનુષ્યોની ભારે દુર્દશાનું વર્ણન યમ કરે છેઃ

अविद्यायामन्तरे वर्तमानाः
स्वयं धीराः पाण्डितंमन्यमानाः।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धाः॥

न साम्परायः प्रतिभाति बालं
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम्।
अयं लोको नास्ति पर इति मानी
पुनः पुनर्वशमापद्यते मे॥

ગાઢ અંધકારના જેવી અવિદ્યાની અંદર રહેનારા, પોતાને મોટા બુદ્ધિશાળી અને પંડિત માનનારા મૂઢ પુરુષો આંધળાથી દોરી જવાતા અંધજનોની પેઠે અનેક કુટિલ ગતિઓની ઇચ્છા કરતા કરતા જરા મરણ વગેરે દુઃખોથી પીડાતા ભટક્યા કરે છે.

ધનના મોહથી અંધ થયેલા અને પ્રમાદ કરનારા તે મૂર્ખ લોકોને—અવિવેકી જનોને પરલોકનું સાધન સૂઝતું નથી. 'આ લોક છે, પરલોક નથી'—એમ માનનારા તે પુરુષો વારંવાર મને વશ થાય છે.

તે પછી યમ દર્શાવે છે કે, સંસારમાં મુમુક્ષુઓ, બ્રહ્મજ્ઞાનના વક્તાઓ અને શ્રોતાઓ દુર્લભ હોય છે. તર્કદ્વારા આત્મજ્ઞાન થતું નથી.

नैषा तर्केण मतिरापनेया
प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ।

તત્ત્વદર્શી ગુરુ દ્વારા પ્રાપ્ત થયેલું આત્મજ્ઞાન જ મોક્ષનું સાધન બને છે.

આત્મજ્ઞાન થતાં અવિનાશી પરમાનંદની પ્રાપ્તિ થાય છે અને સંસારનો સમૂળ નાશ થાય છે. યમ નચિકેતાને તત્ત્વજ્ઞાનના સાધન તરીકે પ્રણવની ઉપાસનાનો ઉપદેશ કરે છેઃ

सर्वे वेदा यत्पदमामनन्ति
तपांसि सर्वाणि च यद्वदन्ति
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति।
तत्ते पदं संग्रहेण ब्रवीम्योमेतत्॥

સર્વે વેદો જે પદનું વર્ણન કરે છે, સર્વે તપો જેની પ્રાપ્તિ માટે છે, જેની ઇચ્છાથી મુમુક્ષુઓ બ્રહ્મચર્ય પાળે છે, તે પદ હું તને સંક્ષેપમાં કહું છું. તે પદ 'ॐ' છે.

આત્મજ્ઞાન પરમાત્માની કૃપાથી પ્રાપ્ત થાય છે.

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्य-
स्तस्यैष आत्मा विवृणुते तनूंस्वाम्॥

આ આત્મા પ્રવચનથી, વિશાળ બુદ્ધિથી કે શાસ્ત્રોનાં અત્યંત શ્રવણથી પ્રાપ્ત થતો નથી. પરમાત્મા જે સાધકની વરણી કરે છે—જેને પસંદ કરે છે તેની સમક્ષ જ તે પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે છે.

યમના ઉપદેશમાં શરીરને રથનું અને આત્માને રથીનું રૂપક આપતું વર્ણન અત્યંત મનનીય છે.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः॥

તું આત્માને રથી જાણ, શરીરને રથ માન, બુદ્ધિને સારથિ જાણ અને મનને લગામ સમજ. ઇન્દ્રિયોને અશ્વો કહેવામાં આવે છે, વિષયો તેમને જવાનો માર્ગ છે અને શરીર, ઇન્દ્રિયો અને મનથી યુક્ત આત્માને ભોક્તા કહેવામાં આવે છે.

यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सह।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः॥
यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः।
न स तत्पदमाप्नोति संसारं चाधिगच्छति॥

જેની બુદ્ધિ વિવેકવાળી હોય છે, જેનું મન એકાગ્ર હોય છે, સમાહિત હોય છે તેની ઇન્દ્રિયો સારા અશ્વોની પેઠે તેના બુદ્ધિરૂપી સારથિને વશ રહે છે. પરંતુ જેનું

મન સંયમ વિનાનું, અવિવેકી અને અપવિત્ર છે તેવા જીવરૂપી રથીને કદી લક્ષ્યની પ્રાપ્તિ થતી નથી. પરંતુ,

यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः।
स तु तत्पदमाप्नोति यस्माद् भूयो न जायते ॥

જે વિવેકી, મનોનિગ્રહવાળો અને સદૈવ પવિત્ર હોય છે તે એવું પરમ પદ પામે છે જ્યાંથી તે ફરી પાછો સંસારમાં આવતો નથી.

આત્મા જન્મતો નથી, મરતો નથી, તે કોઈ અન્ય કારણથી થયો નથી અને સ્વતઃ બીજા કોઈ પદાર્થરૂપે પણ તે થતો નથી. તે અજન્મા, શાશ્વત અને પુરાણો છે. શરીરને મારવામાં આવે છતાં તે મરતો નથી.

न जायते म्रियते वा विपश्चिन्ना-
यं कुतश्चिन्न बभूव कश्चित्।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં હર્ષ અને શોક રહેતાં નથી.

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं
गुहाहितं गह्वरेष्ठं पुराणम्।
अध्यात्मयोगाधिगमेन देवं
मत्वा धीरो हर्षशोकौ जहाति ॥

અત્યંત સૂક્ષ્મ હોવાથી જેનું દર્શન થવું કઠિન છે, ગૂઢ સ્થાનમાં જે પ્રવેશેલો છે, જે બુદ્ધિરૂપી ગુફામાં રહેલો છે, જે ગહન સ્થાનમાં બેઠેલો છે અને પુરાતન છે એવા આત્મદેવને અધ્યાત્મયોગની પ્રાપ્તિથી (મનને વિષયોમાંથી હઠાવી આત્મામાં જોડવારૂપી અધ્યાત્મયોગની પ્રાપ્તિથી) જાણીને ધીર પુરુષ હર્ષ-શોકને તજી દે છે.

આ આત્મા સર્વ ભૂતોમાં વ્યાપ્ત હોવા છતાં ઇન્દ્રિયો બહિર્મુખ હોવાથી જીવને પ્રકાશિત થતો નથી.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभू-
स्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्ष-
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥

પરમાત્માએ ઇન્દ્રિયોને બહિર્મુખ બનાવી હોવાથી જીવ બાહ્ય વિષયોને દેખે છે; અંતરાત્માનું તે દર્શન કરી શકતો નથી. અમરત્વની ઇચ્છાથી જેણે પોતાની ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યો છે એવો કોઈ ધીર પુરુષ જ અંતરાત્માનું દર્શન કરી શકે છે.

આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધે ભેદ ભાસે છે. પરમાત્મા જ સર્વ પદાર્થોમાં અભિન્નરૂપે વ્યાપીને રહ્યો છે. ભેદજ્ઞાન જન્મ-મરણની પરંપરાનું કારણ છે.

એકાગ્ર ચિત્તથી જ આ આત્મતત્ત્વ પ્રાપ્ત કરવા યોગ્ય છે. આ આત્મતત્ત્વમાં જરા પણ ભેદ નથી. જે મનુષ્ય આ તત્ત્વમાં ભેદ જુએ છે તે જન્મમરણરૂપી સંસારને પામે છે.

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किञ्चन।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

જ્યાં સુધી આત્મજ્ઞાન થતું નથી ત્યાં સુધી પોતાનાં કર્મ અને જ્ઞાનને અનુસાર કેટલાય દેહધારી પુરુષો શરીર ધારણ કરવા માટે જુદી જુદી યોનિઓને પ્રાપ્ત કરે છે અને બીજા કેટલા ય જીવો વૃક્ષો વગેરે સ્થાવર ભાવને પામે છે.

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः।
स्थाणुमन्ये प्रपद्यन्ते यथाकर्म यथाश्रुतम् ॥

જેમ એક જ અગ્નિ કાષ્ઠ વગેરેમાં પ્રવેશીને તે તે પદાર્થને અનુરૂપ થઈને અનેકરૂપે ભાસે છે, જેમ વાયુ પ્રાણરૂપે દેહોમાં પ્રવેશી પ્રત્યેક રૂપને અનુરૂપ થઈ જાય છે તેમ જ સર્વ શરીરોમાં પ્રવેશેલો અન્તરાત્મા તે દેહોને અનુરૂપ થઈને અનેક રૂપે ભાસે છે અને તેમની બહાર પણ છે. વસ્તુતઃ આત્મા આકાશની સમાન એક, અવિકારી અને સર્વવ્યાપી છે.

अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥

જેમ ચક્ષુનો અધિષ્ઠાતા દેવ સૂર્ય ચક્ષુમાં અંતર્ગત હોવા છતાં અપવિત્ર પદાર્થોને દેખવાથી થતા મલિનતા વગેરે ચક્ષુના દોષોથી લેપાતો નથી, તેમ સર્વ ભૂતોમાં વ્યાપીને રહેલો એક જ પરમાત્મા પણ તેમના દોષોથી લેપાતો નથી.

सूर्यो यथा सर्वलोकस्य चक्षु-
र्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः।

एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

પરમેશ્વર એક છે. આ સર્વ તેને વશ વર્તે છે. તે પોતાની અચિન્ત્ય શક્તિ દ્વારા તેના અવિનાશી, એકરસ, વિજ્ઞાન-સ્વરૂપને નામરૂપ વગેરે ઉપાધિઓના ભેદથી અનેક રૂપે પ્રગટ કરે છે. જે તે પરમાત્માને પોતાના અંતરમાં રહેલો અનુભવે છે તેને શાશ્વત સુખ મળે છે; બીજાઓને મળતું નથી.

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

જે સર્વ નાશવંત પદાર્થોમાં અવિનાશી છે, જે બ્રહ્મા વગેરે ચેતન વર્ગનું પણ ચેતન છે, જે એકલો જ અનાયાસે અનેક સંસારીઓને તેમનાં કર્મ પ્રમાણે ફળનું પ્રદાન કરે છે અને પોતાના અનુગ્રહથી અનેકની કામનાઓ પૂર્ણ કરે છે; તે પરમાત્માને જે પોતાના અંતરમાં રહેલો અનુભવે છે તેમને શાશ્વત શાન્તિ મળે છે, અન્ય જનોને મળતી નથી.

नित्योऽनित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥

આત્મ સર્વનો પ્રકાશક છે; જે સર્વનો પ્રકાશક છે તેને કોણ પ્રકાશિત કરી શકે?

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥

આત્માના સ્વરૂપને સૂર્ય પ્રકાશિત કરી શકતો નથી; ચન્દ્રમા, તારા કે વિદ્યુત્ તેને પ્રકાશિત કરી શકતાં નથી. તે પ્રકાશમાન હોવાથી જ આ બધું પ્રકાશે છે. તેના પ્રકાશથી જ આ સર્વ ભાસે છે.

न संदृशे तिष्ठति रूपमस्य
न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाभिक्लृप्तो
य एतद्विदुरमृतास्ते भवन्ति ॥

આ આત્માનું સ્વરૂપ પ્રત્યક્ષ દર્શનનો વિષય થતું નથી—ઇન્દ્રિયોથી તેનું પ્રત્યક્ષ થતું નથી. વિકલ્પશૂન્ય બુદ્ધિથી મનનરૂપ યથાર્થ દર્શન દ્વારા પ્રકાશિત થતાં તે જાણી શકાય છે. જે તે આત્માને જાણે છે તે અમર થાય છે.

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥
यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावद्ध्यनुशासनम् ॥

જ્યારે હૃદયમાં રહેલી સર્વ કામનાઓ છૂટી જાય છે ત્યારે મર્ત્ય પુરુષ અમર બને છે. આ શરીરમાં જ તે બ્રહ્મભાવ પામે છે. 'હું આ શરીર છું, આ મારું ધન છે, હું સુખી છું, દુઃખી છું'—વગેરે તેના હૃદયની ગ્રંથિઓ છૂટી જાય છે અને તે અમર બને છે. સંપૂર્ણ વેદાન્તનો આ જ આદેશ છે.

આમ યમે નચિકેતાને શ્રેય અને પ્રેયનો ભેદ સમજાવી, તેને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી અમર થવાના સનાતન માર્ગનો ઉપદેશ આપ્યો.

*

"માણસની ઇચ્છા અને મન ગમે તેવાં ઉમળકાભર્યાં હોય પણ જો શરીર ન ચાલે તો કાંઈ વળવાનું નથી. તે સાથે શરીરબળ હાથી જેટલું હોય પણ બુદ્ધિ, ચારિત્ર્ય કે અનુભવ ન હોય તો કેવળ શારીરિકબળ એ નિરર્થક થાય. શરીરબળ સાથે જ્ઞાન અને ચારિત્ર્ય હોય અને તે સાથે જ જીવનનો હેતુ સફળ કરવા માટે સર્વસ્વ હોમવાની જ્વલંત ભાવના અને શક્તિ હોય તે જ યુવક નામને શોભાવે."

ગણેશ વાસુદેવ માવળંકર

*

# ચૂંટણી એ સાધન છે, સાધ્ય નહીં

પુરુષોત્તમ ગણેશ માવળંકર

['લોકશાહી અને ચૂંટણીઓ' એ શ્રેણીમાંનું છઠ્ઠું અને છેલ્લું વાર્તાપ્રવચન. સંપૂર્ણ વિષયઃ 'ચૂંટણી એ સાધન છે, સાધ્ય નહીં. નાગરિકોની વ્યક્તિગત ભૂમિકા અને જવાબદારી.' શુક્રવાર, તા. ૧૭ ફેબ્રુઆરી ૧૯૬૭ને રોજ આકાશવાણીના અમદાવાદ-વડોદરા-રાજકોટ-ભુજ કેન્દ્રો પરથી રાત્રે ૮-૧૫થી ૮-૩૦ સુધી પ્રસારિત થએલું. જૂજ શાબ્દિક ફેરફાર સાથે. આકાશવાણીના સૌજન્યથી, સાભાર.]

જ્યાં જ્યાં લોકશાહી છે ત્યાં ત્યાં ચૂંટણી નિયત સમયે થયાં કરતી હોય છે, પણ જ્યાં જ્યાં ચૂંટણી છે ત્યાં ત્યાં લોકશાહી હોય જ એવું નથી! એનો જ અર્થ એ કે ચૂંટણી એક સાધન છે, સાધ્ય નથી. લોકોની ઇચ્છાઓ અને પસંદગીઓ વ્યક્ત કરવા માટેની સભ્ય અને વ્યવસ્થિત રીત—એનું નામ ચૂંટણી; ચૂંટણી દ્વારા નક્કી થતા લોકપ્રતિનિધિઓ લોકોના મત અને અભિપ્રાયો પ્રમાણે, અમુક મર્યાદિત સમય માટે, રાજદાજ ચલાવે છે. આપણું સાધ્ય તો લોકશાહી અને લોક-કલ્યાણ છે. ચૂટણી લડવી અને એમાં જીતવું એ કાંઈ આખરી તબક્કો નથી કે એ કોઈ એકમેવ કાર્યક્રમ નથી. અવારનવાર થતી મુક્ત અને વાજબી ચૂંટણીઓ મારફત પ્રજાકીય પસંદગી—સરકારની, ધારાસભ્યોની, રાજ્યે કરવાનાં કાર્યોની પસંદગી—સ્પષ્ટ કરીને પછી પ્રજાની સલામતી, સ્વતંત્રતા અને સમૃદ્ધિ સતત વધારવી એ ખરું સાધ્ય છે. એવું સાધ્ય કોઈ દિવસ કોઈ પ્રજા સંપૂર્ણપણે સિદ્ધ કરી શકતી નથી. ફક્ત, એ દિશામાં હરહમેશ આગેકૂચ કરતા રહેવાનો પુરુષાર્થ પ્રજા કરી શકે છે. એવી મંઝલ માટે ચૂંટણી એક અસરકારક સાધન અને ઓજાર તરીકે આપણી પાસે હોવું જોઈએ અને એનો બરાબર ઉપયોગ આપણે કરતા રહેવું જોઈએ.

ચૂંટણી એટલે ઓછામાં ઓછા બે વિવિધ અને વિરોધી વિકલ્પો વચ્ચે કરવાની પસંદગી. ઘણા બધા વિકલ્પો હોય તો પસંદગી કરવામાં ગૂંચવણ ને મુશ્કેલી ઊભી થાય છે. એક જ પક્ષ કે ઉમેદવાર હોય તો પસંદગી કરવાની રહેતી જ નથી! લોકશાહી રાજ્યની તમામ સત્તા અને સમગ્ર શક્તિ લોકોમાંથી સ્ફુરે છે, તથા લોકોના ભલા માટે એ વપરાય છે. લોકોનું ભલું કોણે કરવું, કેવી રીતે કરવું, કયાં ક્ષેત્રોમાં કરવું, વગેરે સવાલોના જવાબો લોકો જ આપે છે. એને માટે ચૂંટણીની જરૂર રહે છે. કઈ કઈ બાબતો લોકોને ખપે છે, અને કઈ કઈ બાબતોને લોકો નહીં સહી લે, એ પણ લોકશાહી સરકારોએ જાણી લેવું જોઈએ—એક જ વાર નહીં પણ અવારનવાર એવી જાણકારી મેળવવી જોઈએ. ચૂંટણીનું સાધન એમાં ઠીક ખપમાં આવે છે. જેઓ લોકપ્રતિનિધિઓ તરીકે ચૂંટાય છે તેઓ એ પદ આજીવન મેળવતા નથી. એક વાર પદ મળ્યું એટલે પૂર્ણવિરામ નથી. લોકસેવા દ્વારા લોકચાહના મેળવીને, મળેલા પદ માટે પોતે લાયક છે એ રીતે લોકપ્રતિનિધિઓએ પ્રજાને હિસાબ આપવાનો છે. એને માટે પણ ચૂંટણીનું ઓજાર અસરકારક છે.

વિવિધ, અને કયારેક પરસ્પર પૂર્ણવિરોધી, અભિપ્રાયોની મુક્ત અને જોરદાર રમઝટ વડે લોકશાહીને પોષણ અને બળ મળે છે. જુદા જુદા રાજકીય પક્ષો આ કામ સારી રીતે કરી શકે. ચૂંટણીસમયમાં લોકમતના આવા ઘોષપ્રતિઘોષ સરસ અને અણીદાર એવા પડે છે. એને કારણે લોકસંમતિ પર આધારિત એવું લોકતંત્ર રચી શકાય છે. અને, જે તંત્રના પીઠબળમાં લોકોની સંમતિ હોય છે તે તંત્ર જ, સાચું પૂછો તો સાર્વભૌમ છે. દંડશક્તિ વિના સાર્વભૌમ રાજ્ય સંભવિત નથી એ ખરું; પણ લોકશક્તિ વડે જ સાર્વભૌમ લોકશાહીયુક્ત પ્રજાસત્તાકને આકાર અને ઓપ મળે છે. ચૂંટણીનો ક્રમ નિર્ધારિત સમયે અમલી બન્યા કરે એમાં લોકશક્તિ વધે છે. એ અર્થમાં ચૂંટણી લોકસામર્થ્ય વધારનારું અગત્યનું સાધન છે.

હવે, ચૂંટણી એટલે કોઈ એક પક્ષને સતત સત્તા પર રાખવાની વ્યવસ્થા નહીં! જો એક જ પક્ષ આખો વખત અને ફરી ફરી સત્તા પર આવ્યા કરે તો ચૂંટણીરૂપી ઓજાર બુઠ્ઠું અને બોદું બની જાય છે. ચૂંટણી

એ બંધારણીય રીતરસમો વડે ફેરફારો શક્ય બનાવવા માટેનું સાધન બની રહેવું જોઈએ. શાંત ક્રાંતિ કરવાની કુશળતા ચૂંટણીમાં રહેલી છે. લોકપ્રતિનિધિઓ તેમજ સરકારે પ્રજાકીય ઇચ્છાઓ મુજબ બદલાતી રહે તો લોકોનો અસંતોષ અને ઉકળાટ ન્યૂનતમ બની જાય. ઊભરો આવે એ કુદરતી છે; એને યોગ્ય વળાંકો આપવાની આવડત અને હોંશ ચૂંટણીને કારણે શક્ય બને છે. ચૂંટણી દ્વારા આપણે એકસાથે અનેક બાબતો સિદ્ધ કરીએ છીએ. એક તો, આપણા પ્રતિનિધિઓ કોણ બને એ અંગે મુક્તપણે પસંદગી કરીએ છીએ. બીજું, પ્રજાની ઇચ્છાઓને અને આકાંક્ષાઓને, એમની મુશ્કેલીઓને અને અપેક્ષાઓને વાચા આપીએ છીએ, તથા એ કામ આગળ ચાલુ રાખનારા સુશીલ, ઉદ્યમી, નિઃસ્વાર્થી અભ્યાસીઓને પ્રજાના વાચસ્પતિઓ તરીકે ચૂંટી કાઢીએ છીએ. સરકારની રચના કરવાનું પણ ચૂંટણી દ્વારા જ શક્ય, વ્યવહારુ અને સુલભ બનાવાય છે. વિરોધ પક્ષોનું વ્યવસ્થિત સર્જન પણ ચૂંટણી દ્વારા જ થઈ શકે છે, અને એ રીતે પ્રજા સમક્ષ સરકારનો મુકાબલો કરી શકનારા પક્ષો–પ્રતિનિધિઓ વિકલ્પરૂપે ઊભા કરી શકાય છે. ચૂંટણી મારફત આપણે વિવિધ અને અવેજના કાર્યક્રમો વિષે મતપ્રદર્શન કરીએ છીએ. સરકારની સંભવિત પ્રવૃત્તિઓ કઈ કઈ હોઈ શકે એ વિષે પ્રજા ચૂંટણી વખતે માર્ગદર્શન કરે છે.

ચૂંટણીનું તંત્ર ખાસ ચૂંટણીપંચ દ્વારા ગોઠવાય છે. કારોબારતંત્રથી એ તંત્ર અલગ રાખવામાં આવે છે. આવી બંધારણીય જોગવાઈ ને લીધે, મુક્ત તથા વાજબી ચૂંટણી વિષેની પ્રજાની શ્રદ્ધા ટકી રહે છે. ચૂંટણીના નીતિ-નિયમો હોય છે. એ અંગે કાયદાઓની જોગવાઈ પણ કરેલી છે. સામાન્ય પ્રજાજનને અને મતદારને કદાચ એ બધી વ્યવસ્થા અને કાર્યપદ્ધતિ અટપટી લાગે, પરંતુ ચૂંટણીની કેટલીક બાબતો સાદી અને સ્પષ્ટ છે. જૂજ અપવાદો બાદ કરતાં, દરેક પુખ્ત વયની વ્યક્તિને મતદાનનો અધિકાર છે. દરેક વ્યક્તિ ચાહે તેને મત આપી શકે છે; કોને મત આપ્યો, અને ક્યાં કારણોથી પ્રેરાઈ ને મત આપ્યો તે કહેવાને મતદાર બંધાએલો નથી; સહુની વાત સાંભળવાનો, જાણવાનો, વાંચવાનો, સમજવાનો તેને અધિકાર છે; પોતે કરેલા મતદાન બદલ એને પાછળથી કોઈ પણ પ્રકારે સજા ન થવી જોઈએ; મતદાન અમુક રીતે જ કેમ કર્યું અને અમુક રીતે જ કેમ ન કર્યું એમ પૂછીને એની પ્રત્યે કિન્નાખોરીનું માનસિક વલણ કે પ્રત્યક્ષ વર્તન કોઈએ રાખવું જોઈએ નહીં.

લોકશાહીની કેટલીક વિશેષતાઓ છે તે પૈકી બે અહીં ખાસ નોંધપાત્ર છે: દરેક વ્યક્તિ અનોખી છે એવી લોકશાહીની દૃઢ શ્રદ્ધા છે. પ્રત્યેક વ્યક્તિનું ગૌરવ સચવાવું જોઈએ. આપણા બંધારણના આમુખમાં આ વાત કરેલી છે. લોકશાહીની બીજી વિશેષતા પણ એ આમુખમાં સરસ આલેખાઈ છે. દરેક નાગરિકને વાણીસ્વાતંત્ર્યનો અને અભિવ્યક્તિ–સ્વાતંત્ર્યનો અધિકાર છે. એટલે, લોકશાહીમાં માથાં ગણવાનાં છે; ભાંગવાનાં કે નાબૂદ કરી દેવાનાં નથી! બંધારણે સ્વીકારેલ વિચાર–વાણી-અભિવ્યક્તિ સ્વાતંત્ર્યોના હક્કો ચૂંટણીના સમયમાં સવિશેષ અમલી અને અર્થપૂર્ણ બને છે. સભા-સ્વાતંત્ર્યનો હક્ક અને મંડળો, ઇત્યાદિ રચવાનો હક્ક પણ આવે વખતે વધુ અસરકારક બને છે. દરેક વ્યક્તિ મહત્ત્વની છે, દરેકની જિંદગી મૂલ્યવાન છે, અને ધારે તો અમુક વ્યક્તિઓ સમાન આદર્શોનાં પ્રચાર અને પ્રસાર માટે સંગઠન કરી શકે છે એ વાત જેમ બંધારણ માન્ય રાખે છે તેમ ચૂંટણીના સાધન દ્વારા તે સિદ્ધ થઈ શકે છે.

દરેક વ્યક્તિ આ રીતે અંગત સ્વાતંત્ર્યનો અને સામાજિક જવાબદારીનો સ્વેચ્છાથી, સમજદારીથી અને સહકારની ભાવનાથી જ્યારે વિચાર તથા અમલ કરે છે ત્યારે લોકતંત્ર અને લોકશાહી સમાજ બન્ને મજબૂત બને છે. ચૂંટણીના દિવસે આપણે સહુ નાગરિકો–વ્યક્તિગત રીતે અને સામૂહિક રીતે–સાર્વભૌમ બની જઈએ છીએ, જાણે રાજા જેવા લાગીએ છીએ; પણ બાકીના દિવસોએ આપણે સાવ રાંક બનીને રહીએ એ નહીં ચાલે! ચૂંટણીની આગળપાછળના દિવસો, અઠવાડિયાં, મહિનાઓ ને વર્ષોમાં આપણી ભૂમિકા કેવી રહી છે તેના પર ચૂંટણીપ્રસંગની સાર્થકતા અવલંબે છે. મતદાનના દિવસે દરેક મતદારે મત તો અવશ્ય આપવો જ જોઈએ. મત એ દરેક મતદારની મત્તા છે અને તે પવિત્ર છે. એને વેચી શકાય નહીં, ખરીદી શકાય નહીં. ન્યાત, જાત, કોમ, ધર્મ અને સંપ્રદાય વગેરેની શેહમાં તણાયા વિના, તેમજ વ્યક્તિગત કે સામૂ-

હિક ધાકધમકી અગર લાંચ-લાલચને વશ થયા વિના, દરેક પુખ્ત વયના સ્ત્રીપુરુષ નાગરિકે પોતાનો મત એવી રીતે આપવાનો છે કે જેથી મતદાન શુદ્ધ અને વાજબી બને તથા લોકશાહી સુદૃઢ બને. પ્રજાની દાઝવાળા, લોકશાહી અને શાંતિમય માર્ગોમાં અખૂટ શ્રદ્ધા ધરાવનારા, પ્રામાણિક અને જાહેર સેવાની લાયકાતવાળા ઉમેદવારોને ચૂંટવાનો ઉમંગ મતદારોએ દાખવવો જોઈએ. એટલે, મતદાન તો અવશ્ય કરવું જ; અને તે વિચારીને તથા સમજપૂર્વક કરવું. મતદાન ગુપ્ત છે એ યાદ રાખવું અને સાથેસાથે સહિષ્ણુતાની આબોહવા પણ દરેક નાગરિકે વધારવી. પક્ષો પક્ષનિષ્ઠામાં પડી જાય અને રાષ્ટ્રને ભૂલી જાય ત્યારે પક્ષનિષ્ઠા કરતાં રાષ્ટ્રનિષ્ઠા વધારે મોટી અને ઊંચી બાબત છે એનું ભાન નાગરિકોએ સહુ પક્ષોને કરાવવાનું છે. પક્ષના સ્વાર્થ ખાતર રાષ્ટ્રનું હિત કદી ઊતરતું રાખવું ન જોઈએ.

ચૂંટણી વખતે પ્રજાકીય સંવાદ અને વાતચીત ઉત્કટતાથી ચાલે છે એ પણ આવકારદાયક છે. સામાન્ય પ્રજાજનો અને સરકાર, લોકો અને અખબારો, પ્રજા અને લોકસેવકો એ બધાં વચ્ચે ચૂંટણીને કારણે વધુ જોરદાર વાદવિવાદ અને સંભાષણ ચાલે છે. એવી વાતચીત ચાલુ રાખવાનું સાધન ચૂંટણી છે. થોડી વાર પહેલાં મે કહ્યું તેમ, સત્તાધારી પક્ષ કે કોઈ પણ પક્ષ, જો સત્તા પર સતત રહેવા માટે ગમે તે રીતે બોલેચાલે તો તો એનો અર્થ એવો થાય કે એવા પક્ષને મન ચૂંટણી એ સાધન મટીને સાધ્ય બની ગઈ છે! પણ, ચૂંટણી જીતવી એ અંત નથી, શરૂઆત છે. વળી, ચૂંટણીમાં હારેલો પક્ષ કે ઉમેદવાર પણ ચૂંટણીને પૂર્ણવિરામ ન ગણતાં પોતાના વિચારો અને કાર્યક્રમોનો પ્રચાર સતત ચાલુ રાખે એ જરૂરી છે. પ્રજાને શિક્ષણ આપવાનું કાર્ય લોકશાહીમાં કદી અટકતું નથી. પ્રજા પાસેથી શીખવાની તમન્ના પણ એ જ રીતે કદી ઘટતી નથી. લોકમતનું ઘડતર હરહંમેશ થતું રહે તે ઇષ્ટ છે, અને ચૂંટણી ઉપરાંત ચૂંટણીની આગળપાછળનો સમય પણ એને માટે જરૂરી સાધનરૂપ સદા ગણાવો જોઈએ. માટે જ, નાગરિકોને બે ચૂંટણીઓ વખતના મતદાન વચ્ચેના ગાળામાં કુંભકર્ણની જેમ ઊંઘ્યા કરવું નહીં, પરવડે! વચલા સમયમાં—એટલે રોજેરોજ—મતદારોએ જાગૃત, જાણકાર અને જવાબદાર નાગરિકો તરીકેની પોતાની ભૂમિકા ભજવવી રહી.

ચૂંટણીના સમયમાં મતદાન કરવામાં અને તે પહેલાંના પ્રચારકાર્યમાં બને તેટલા લોકો સામેલ થાય એ બહુ સારું છે. લોકશાહી તો લોકોની જીવંત ભાગીદારી વડે જ સમૃદ્ધ બને છે. પ્રજાકીય ઉદાસીનતા ખંખેરવા માટે ચૂંટણી એક મહત્ત્વનું સાધન છે. એના વડે પ્રજાને નિરસ બનતી અટકાવાય છે. એટલું જ નહીં, પણ ઉત્કટ લોકશિક્ષણ દ્વારા પ્રજાને રીતસર રસવંતી બનાવી શકાય છે. ચૂંટણી ખર્ચાળ છે ખરી. પણ મુક્ત ચૂંટણી વિના લોકતંત્ર રચી ન શકાય તો પછી સરમુખત્યારશાહીની ભારે મોટી કિંમત ચૂકવવાનો વારો આવે છે! ચૂંટણીખર્ચ બને તેટલું ઓછું કરવાની આપણી તત્પરતા હોવી જોઈએ, પણ ચૂંટણીને જો આપણે ઉપયોગી સાધન માનીએ છીએ તો એની થોડી કિંમત આપવા માટે આનાકાની નહીં કરવી જોઈએ. વળી, આ સાધન આપણા દેશમાં પાંચ વર્ષે એક વાર વાપરવાનો મોકો આવે છે, પણ એ રીતે તે સાધન યથાસમય વાપરી શકાય એ માટેની જવાબદારી આપણા સહુની છે. નાગરિકોની સતત દેખભાળ અને વિચારશીલ સંભાળ વડે આ સાધનને સતેજ અને કાર્યક્ષમ રાખવાનું છે. નાગરિકો નિષ્ક્રિય અને નિરસ બની જાય તો આ સાધનને કાટ લાગે અને પછી તે બિનઉપયોગી બની જાય. એ સ્થિતિ ન સર્જાય તે જોવાની જવાબદારી નાગરિકોની છે. ચૂંટણીઓ નિયત સમયે આવ્યાં કરે તેવી નિરોગી આબોહવા આપણા દેશમાં હરહંમેશ હોવી ઘટે.

ચૂંટણી એ લોકશાહી મૂલ્યોને દઢમૂળ બનાવવાનું સાધન છે; ચૂંટણી વડે નાગરિકતાને નક્કર સ્વરૂપ મળે છે; ચૂંટણી દ્વારા પ્રજાકીય જાગૃતિ વધે છે. મુક્ત અને વાજબી ચૂંટણી ન હોય તો આપણા દેશમાં આટલા મોટા પાયા પર, આટલી વિશાળ જનસંખ્યા માટે, આટલા મર્યાદિત સમયમાં પ્રજાકીય શિક્ષણનો પુરુષાર્થ ભાગ્યે જ સંભવિત બને! ચૂંટણીનો ક્રમ ચાલુ રહેવાથી પ્રજાજનોની રાજકીય જાગૃતિ અને સમજ વધે છે એ આપણા પ્રજાસત્તાક માટે મોટી આશાની વાત છે. ચૂંટણી એ સાધન છે, એટલે એનો ઉપયોગ કરવા અંગેનું શિક્ષણ સતત સૌને મળવું જોઈએ એના પર આપણો

આગ્રહ હોવો ઘટે. એ કામ કઠણ છે, પણ એ કર્યે જ છૂટકો! કારણ કે, એવા લોકશિક્ષણથી જ લોકશાહીના કલેવરમાં પ્રાણ આવે છે. પ્રજાને અંધકારમાં રાખવા જેવું બીજું અનિષ્ટ કોઈ નથી. પ્રજાકીય અને જાહેર બાબતો તથા પ્રશ્નો અંગે સહુ નાગરિક માહિતગાર રહે તો જ લોકશાહીનો દીપ પ્રજ્વલિત રહે છે, અને લોકતંત્ર દૃઢતર બને છે. એટલે, ચૂંટણીટાણું એ લોકશિક્ષણનું એક ઉમદા પર્વ છે. લોકશાહી જ્યાં છે ત્યાં ભૂલો તો થતી રહેશે, નિષ્ફળતાઓ આવ્યાં કરશે. પણ લોકશાહીમાં ઊભી થતી બીમારીનું ઓસડ, અંતે તો, વધુ લોકશાહી જ છે! લોકશાહીની ઘટતી માત્રા નહીં પણ વધતી માત્રા જ, એની આડે આવતાં વિઘ્નોને નિવારી શકે!

*

**The Elector in a Democracy**

"No voting methods or other devices, however excellent in themselves, will serve our need if, when all is said and done, the ordinary man and woman cannot rise to the occasion, cannot play their simple but vital part in a responsible and salutary way. The everpresent danger to democracy is that–if it is genuine and not mere comouflage for oligarchy–it has to rely for its basic driving force, its ultimate sanctions, on ordinary people with no special knowledge of political affairs and no special aptitude for political decision."

['Elections and Electors'] **J. F. S. Ross**

*

આનંદથી પોતાનાં વાસણ, માલ, સામાન તથા ઢોર જવા દેતા. આ પ્રશંસનીય દશ્ય જોઇને મુંબાઈનાં જાણીતાં અખબારોએ ખેડૂતોની બહાદુરી અને સાહસનાં ભારોભાર વખાણ કર્યા અને અખબારોમાં ખાસ લેખો લખ્યા. અન્ય પ્રાન્તોમાં પણ સત્યાગ્રહ તરફ સહાનુભૂતિ દર્શાવવા માટે સભાઓ ભરવામાં આવી હતી અને તાર દ્વારા સંદેશા મોકલવામાં આવ્યા હતા.

## લડતની સમાપ્તિ

ગાંધીજી બિહારથી પાછા ફરીને સત્યાગ્રહનું કામ સંભાળી લેવા ઉત્તરસંડા પહોંચ્યા કે તરત જ મામલતદાર તેમને મળવા ગયા અને જણાવ્યું કે જો સારી સ્થિતિવાળા ખેડૂતો મહેસૂલ ચૂકવી દે, તો ગરીબ ખેડૂતોનું મહેસૂલ મુલતવી રાખવામાં આવશે; અને તે બાબત તેમણે ગાંધીજીને લેખિત પણ આપી. ગાંધીજીએ તરત જ કલેક્ટરને જણાવ્યું કે તે મુજબનો હુકમ આખા જિલ્લામાં જાહેર કરે, અને ચોથાઈ વગેરે દંડ માફ કરે તો લડત પાછી ખેંચી લેવામાં આવશે. ગાંધીજીને માટે તો આ લડત સિદ્ધાંત અને ટેકની હતી, કલેક્ટરની 'અચળ' મનાતી 'આખરી આજ્ઞાઓ' બદલવાની હતી. તેમાં જ પ્રજાની જીત હતી. લોકોને અનેક દુઃખો સહન કરવાં પડયાં હતાં અને નુકસાન વેઠવું પડયું હતું. છતાં પણ અમલદારોની હઠને લોકમત જૂઠી સાબિત કરી શકે છે, એ આત્મવિશ્વાસની લોકોને ઘણી કિંમત હતી. ગાંધીજીની રજૂઆત કલેક્ટરે મંજૂર રાખી અને તે પ્રમાણે હુકમો કર્યા. તેથી તા. ૬ જૂન, ૧૯૧૮ના દિવસે ગાંધીજી અને સરદાર પટેલની સહીઓવાળી પત્રિકા પ્રકાશિત કરીને લડાઈ બંધ જાહેર કરવામાં આવી.

ત્યાર બાદ તા. ૨૯ જૂનના દિવસે નડિયાદમાં, આ સત્યાગ્રહની લડાઈની પૂર્ણાહુતિનો ઉત્સવ શાનદાર રીતે ઊજવવામાં આવ્યો. આ લડાઈમાં ગાંધીજીને સરદાર મળ્યા અને બંને વચ્ચે કાયમી પ્રેમ-સંબંધ બંધાયો. આ લડતમાં ગાંધીજીના અન્ય સાથીઓ તરીકે સર્વશ્રી શંકરલાલ બૅંકર, મહાદેવ દેસાઈ, ઇંદુલાલ યાજ્ઞિક, શ્રીમતી અનસૂયાબેન, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી હરિપ્રસાદ કંથારિયા, શ્રી લલ્લુભાઈ કિશોરભાઈ વગેરેએ પણ ભાગ લીધો હતો.

## ઉપસંહાર

ખેડા સત્યાગ્રહના ઇતિહાસનું આ રીતે અધ્યયન કરતાં ફલિત થાય છે કે સરકારને સમજાવવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ જાય ત્યાર પછી જ સત્યાગ્રહનો માર્ગ મહાત્માજી અપનાવતા હતા. વળી, તે માટે જે દુઃખો સહન કરવાં પડે તે સંબંધે પ્રજાને અગાઉથી ચેતવી દેતા હતા; અને ગમે તેવા કપરા સંજોગોમાં પણ પ્રજાએ લીધેલી પ્રતિજ્ઞાને વળગી રહેવાનો આગ્રહ સેવતા હતા. કદાચ પ્રતિજ્ઞાનો ભંગ થાય તો તે માટે જરૂરી શિક્ષા સહન કરવી જોઈએ તેમ દઢપણે માનતા હતા. શ્રી શંકરલાલ પરીખના કિસ્સામાં તેમણે પ્રતિજ્ઞાભંગ (અજાણપણે થવા છતાં) બદલ તેમની બધી જમીન કૃષ્ણાર્પણ કરાવી દીધી હતી. આ લડતમાં ગાંધીજી સ્વરાજ્યપ્રાપ્તિ માટેની પૂર્વભૂમિકા તૈયાર કરતા હતા. તેમને શ્રદ્ધા હતી કે બધા લોકો પ્રતિજ્ઞા પાળે તો સ્વરાજ્ય ચોવીસ કલાકમાં મળી જાય.

આ લડતમાં ગાંધીજીને સરદાર મળ્યા. પરિણામે ભવિષ્યમાં સમસ્ત દેશને સરદારની કુશળ મુત્સદ્દીગીરી અને ઉચ્ચ નેતૃત્વનો લાભ મળ્યો. આ ઉપરાંત સર્વશ્રી મોહનલાલ પંડયા, શંકરલાલ પરીખ જેવા કાર્યકરોને લડત માટે સુંદર માર્ગદર્શન મળ્યું અને તેમની શક્તિઓ ખીલી ઊઠી. સૌથી વધુ લાભ તો ખેડા જિલ્લાના ખેડૂતોને થયો. તેમની ધીરજ અને વીરતાની કસોટી થઈ અને તેમાંથી ખેડૂતો પાર ઊતર્યા. અને એમ પુરવાર થયું કે પ્રજાની માગણી સાચી હોય તો ગમે તેવી અત્યાચારી સરકારને પણ નમાવી શકાય છે.

શ્રી. દેવધર, શ્રી. બ. ક. ઠક્કર, માનનીય શ્રીનિવાસ શાસ્ત્રી, વગેરે સાથે મહાત્મા ગાંધીજી સતત પત્રવ્યવહાર ચાલુ રાખી સત્યાગ્રહની યોગ્યતા વિષે વિસ્તૃત છણાવટ કરીને તેમને સમજાવતા હતા. મુંબઈમાં એક વિરાટ જાહેરસભા ભરવામાં આવી અને તેની વિશિષ્ટતા એ હતી કે લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે મુખ્ય ઠરાવ રજૂ કરીને ખેડા જિલ્લાના ખેડૂતો તરફ સહાનુભૂતિ દર્શાવી એક નિષ્પક્ષ પંચ નીમવાની અને તે દરમિયાન મહેસૂલની વસૂલાત મુલતવી રાખવાની માગણી કરી હતી. આ સમયે સમસ્ત દેશની નજર અને હમદર્દી ખેડા જિલ્લા તરફ હતી.

### ગાંધીજીની પ્રચાર-ઝુંબેશ

મહાત્મા ગાંધીજી જુદા જુદા ગામોમાં પ્રવાસ કરીને લોકોને લડતનું મહત્ત્વ અને સત્યાગ્રહનું રહસ્ય સમજાવતા હતા. તેમણે કરમસદમાં કહ્યું, 'વલ્લભભાઈ જો કે હજી ભઠ્ઠીમાં છે, એમને સારી રીતે તપવાનું છે. પરન્તુ મને લાગે છે કે તેઓ એમાંથી કાંચન બનીને બહાર આવશે....અમલદારોની ખોટી જીદ સામે લડી લેવું, એમાં સરકાર પ્રત્યે પ્રજાની વફાદારી છે...દેશમાં જાગૃતિ લાવવા અને પ્રજાને સત્યાગ્રહના પાઠ શીખવા ખાતર આપણે સરકાર સામે આ લડત લડી રહ્યા છીએ.'[૧૬] વડથલમાં મહાત્મા ગાંધીજીએ કહ્યું કે, 'વડથલમાંથી જો કોઈને કેદ મળશે તો કેદખાનાં પવિત્ર થશે...આ લડતમાં આપણે ટકી રહીશું તો ભવિષ્યમાં રાજ્ય પણ મેળવી શકીશું.'[૧૭] ઉત્તરસંડામાં બાપુએ ભાષણમાં જણાવ્યું: 'આ લડતમાં લેવાએલી ધર્મપ્રતિજ્ઞા બધા ભાઈઓ પાળે તો આપણને ચોવીસ કલાકમાં સ્વરાજ્ય મળે. એમાં શંકા નથી.'[૧૮] ગાંધીજી એક ગામમાં એક દિવસથી વધુ રોકાતા નહિ. તેમની મુલાકાતથી સત્યાગ્રહીઓ અને કાર્યકરોમાં નવચેતન આવતું.

### 'ડુંગળી ચોર' મોહનલાલ

માતર તાલુકાનાં નવાગામના કેટલાંક ખેતરો સરકારે ખાલસા કર્યા હતાં. તેમાંના એક ખેતરનો નોટીસમાં ઉલ્લેખ ન હતો, જેમાં ડુંગળીનો પાક હતો. તે પાક ઉતારી લેવાની ગાંધીજીએ ખેડૂતોને સલાહ આપી; અને કલેક્ટરને તે બાબતની ખબર આપી. શ્રી. મોહનલાલ પંડ્યાની આગેવાની નીચે ૪થી જૂનના દિવસે આશરે બસો ખેડૂતો વહેલી સવારે તે ખેતરમાં જઈ ડુંગળી ખોદવા લાગ્યા. શ્રી. પંડ્યા અને બીજા ખેડૂત આગેવાનોની ચોરીના આરોપસર ધરપકડ કરવામાં આવી. ખેડા-કલેક્ટરની કચેરીમાં સુનાવણી થઈ ત્યારે સત્યાગ્રહીઓનાં દર્શનાર્થે લોકોનાં ટોળાં ઉભરાયાં. ગાંધીજી અને સરદાર પટેલ પણ સુનાવણીના સમયે હાજર હતા. કેટલાક સત્યાગ્રહીઓને દસ દિવસની અને બીજા કેટલાકને વીસ દિવસની સાદી કેદની સજા ફરમાવવામાં આવી. સજા પૂરી થયા બાદ તેમનું ગામેગામ સન્માન કરવામાં આવ્યું, તથા શ્રી. મોહનલાલ પંડ્યાને 'ડુંગળી ચોર' નો માનીતો ઈલકાબ લોકો તરફથી મળ્યો.

### અણનમ રહેલા ખેડાના ખેડૂતો

સત્યાગ્રહની લડતને પહોંચી વળવા સરકારે વધારે અમલદારો નીમ્યા હતા. ખાલસાની નોટીસો અપાઈ, અને ચોથાઈ દંડની નોટીસો પણ કાઢવામાં આવી હતી. કપડવણજ તાલુકામાં ૧૪૬, મહેમદાવાદ તાલુકામાં ૧૪૫, માતર તાલુકામાં ૧૦૫, આણંદ તાલુકામાં ૬૮, નડિયાદ તાલુકામાં ૨૩, બોરસદ તાલુકામાં ૨૨ અને ઠાસરા તાલુકામાં ૫, એમ મળી આશરે ૫૧૪ ચોથાઈની અને આશરે ૧૫૦ ખાલસાની નોટીસો નીકળી હતી.[૧૯] જપ્તી કરવાની શરૂઆત પણ થઈ ગઈ. સરકારને જપ્તી કરવાથી રૂપિયા ન મળ્યા તેથી ખેડૂતોનાં કીમતી ઢોર લઈ જઈ તેમને હેરાન કરવા માંડ્યા. પરન્તુ લોકોએ મહેસૂલ ન જ ભર્યું. આખાં જિલ્લામાં એકતાનું અલૌકિક વાતાવરણ જામ્યું હતું. આ લડાઈમાં પુરુષોની સાથે ગામડાંની સ્ત્રીઓ પણ હિંમત અને બહાદુરીપૂર્વક જોડાઈ હતી. અધિકારીઓ ગામડાઓમાં જાય તો કોઈ તેમનો સત્કાર કરતું ન હતું. ગમે તેવી મોંઘી વસ્તુ મફત મેળવનાર અમલદારોને પૈસા આપતાં પણ કોઈ માણસ વસ્તુઓ આપતું ન હતું. તેઓ મર્યાદા છોડે, ક્રોધ કરે અને લોકોને દુઃખ દે છતાં પણ લોકો ગુસ્સો ન કરતા, વિનય રાખતા અને શાન્તિ જાળવતા હતા, હિંમત રાખતા હતા અને

---

૧૬ સ. વ. પૃ. ૧૯૨
૧૭ ખે. સ., પૃ. ૧૦૭
૧૮ ખે. સ., ૧૧૨

૧૯ એજન પૃ. ૨૨૧

આનંદથી પોતાનાં વાસણ, માલ, સામાન તથા ઢોર જવા દેતા. આ પ્રશંસનીય દૃશ્ય જોઈને મુંબાઈનાં જાણીતાં અખબારોએ ખેડૂતોની બહાદુરી અને સાહસનાં ભારોભાર વખાણ કર્યાં અને અખબારોમાં ખાસ લેખો લખ્યા. અન્ય પ્રાન્તોમાં પણ સત્યાગ્રહ તરફ સહાનુભૂતિ દર્શાવવા માટે સભાઓ ભરવામાં આવી હતી અને તાર દ્વારા સંદેશા મોકલવામાં આવ્યા હતા.

## લડતની સમાપ્તિ

ગાંધીજી બિહારથી પાછા ફરીને સત્યાગ્રહનું કામ સંભાળી લેવા ઉત્તરસંડા પહોંચ્યા કે તરત જ મામલતદાર તેમને મળવા ગયા અને જણાવ્યું કે જો સારી સ્થિતિવાળા ખેડૂતો મહેસૂલ ચૂકવી દે, તો ગરીબ ખેડૂતોનું મહેસૂલ મુલતવી રાખવામાં આવશે; અને તે બાબત તેમણે ગાંધીજીને લેખિત પણ આપી. ગાંધીજીએ તરત જ કલેક્ટરને જણાવ્યું કે તે મુજબનો હુકમ આખા જિલ્લામાં જાહેર કરે, અને ચોથાઈ વગેરે દંડ માફ કરે તો લડત પાછી ખેંચી લેવામાં આવશે. ગાંધીજીને માટે તો આ લડત સિદ્ધાંત અને ટેકની હતી, કલેક્ટરની 'અચળ' મનાતી 'આખરી આજ્ઞાઓ' બદલવાની હતી. તેમાં જ પ્રજાની જીત હતી. લોકોને અનેક દુઃખો સહન કરવાં પડ્યાં હતાં અને નુકસાન વેઠવું પડ્યું હતું. છતાં પણ અમલદારોની હઠને લોકમત જૂઠી સાબિત કરી શકે છે, એ આત્મવિશ્વાસની લોકોને ઘણી કિંમત હતી. ગાંધીજીની રજૂઆત કલેક્ટરે મંજૂર રાખી અને તે પ્રમાણે હુકમો કર્યા. તેથી તા. ૬ જૂન, ૧૯૧૮ના દિવસે ગાંધીજી અને સરદાર પટેલની સહીઓવાળી પત્રિકા પ્રકાશિત કરીને લડાઈ બંધ જાહેર કરવામાં આવી.

ત્યાર બાદ તા. ૨૯ જૂનના દિવસે નડિયાદમાં, આ સત્યાગ્રહની લડાઈની પૂર્ણાહુતિનો ઉત્સવ શાનદાર રીતે ઊજવવામાં આવ્યો. આ લડાઈમાં ગાંધીજીને સરદાર મળ્યા અને બંને વચ્ચે કાયમી પ્રેમ-સંબંધ બંધાયો. આ લડતમાં ગાંધીજીના અન્ય સાથીઓ તરીકે સર્વશ્રી શંકરલાલ બૅંકર, મહાદેવ દેસાઈ, ઈંદુલાલ યાજ્ઞિક, શ્રીમતી અનસૂયાબેન, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી હરિપ્રસાદ કંથારિયા, શ્રી લલ્લુભાઈ કિશોરભાઈ વગેરેએ પણ ભાગ લીધો હતો.

## ઉપસંહાર

ખેડા સત્યાગ્રહના ઇતિહાસનું આ રીતે અધ્યયન કરતાં ફલિત થાય છે કે સરકારને સમજાવવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ જાય ત્યાર પછી જ સત્યાગ્રહનો માર્ગ મહાત્માજી અપનાવતા હતા. વળી, તે માટે જે દુઃખો સહન કરવાં પડે તે સંબંધે પ્રજાને અગાઉથી ચેતવી દેતા હતા; અને ગમે તેવા કપરા સંજોગોમાં પણ પ્રજાએ લીધેલી પ્રતિજ્ઞાને વળગી રહેવાનો આગ્રહ સેવતા હતા. કદાચ પ્રતિજ્ઞાનો ભંગ થાય તો તે માટે જરૂરી શિક્ષા સહન કરવી જોઈએ તેમ દૃઢપણે માનતા હતા. શ્રી શંકરલાલ પરીખના કિસ્સામાં તેમણે પ્રતિજ્ઞાભંગ (અજાણપણે થવા છતાં) બદલ તેમની બધી જમીન કૃષ્ણાર્પણ કરાવી દીધી હતી. આ લડતમાં ગાંધીજી સ્વરાજ્યપ્રાપ્તિ માટેની પૂર્વભૂમિકા તૈયાર કરતા હતા. તેમને શ્રદ્ધા હતી કે બધા લોકો પ્રતિજ્ઞા પાળે તો સ્વરાજ્ય ચોવીસ કલાકમાં મળી જાય.

આ લડતમાં ગાંધીજીને સરદાર મળ્યા. પરિણામે ભવિષ્યમાં સમસ્ત દેશને સરદારની કુશળ મુત્સદ્દીગીરી અને ઉચ્ચ નેતૃત્વનો લાભ મળ્યો. આ ઉપરાંત સર્વશ્રી મોહનલાલ પંડ્યા, શંકરલાલ પરીખ જેવા કાર્યકરોને લડત માટે સુંદર માર્ગદર્શન મળ્યું અને તેમની શક્તિઓ ખીલી ઊઠી. સૌથી વધુ લાભ તો ખેડા જિલ્લાના ખેડૂતોને થયો. તેમની ધીરજ અને વીરતાની કસોટી થઈ અને તેમાંથી ખેડૂતો પાર ઊતર્યા. અને એમ પુરવાર થયું કે પ્રજાની માગણી સાચી હોય તો ગમે તેવી અત્યાચારી સરકારને પણ નમાવી શકાય છે.

*

# અભ્યાસ

૬૮

વિચાર અને વિવેચનનું સામયિક


"હવે તો આપણું લોકશાહી રાજ્ય છે, એટલે આપણે કાયદાની અંદર રહીને ચળવળ કરવી જોઈએ અને કાયદાની અંદર રહીને જ આપણો મત વ્યક્ત કરવો જોઇએ; તે સિવાય બીજી કોઈ રીતે કરી શકાય જ નહીં. દરેક ચાર અથવા પાંચ વર્ષે દેશને પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરવાનો મોકો મળે છે. દેશના લોકોની ઇચ્છા હોય તો પાંચ વર્ષ પૂરાં થતાં પહેલાં પણ તે વ્યક્ત કરી શકે છે. આ રીતે આપણે સરકાર અને પ્રજાની વચ્ચે જેટલો જોઇએ તેટલો સંપર્ક રાખી શકીએ છીએ. બંધારણની દરેક પ્રકારની રચના અને કાર્યપદ્ધતિના મૂળમાં આ રહેલું છે. કોઈ પણ કાર્યક્રમની કસોટી કરવી હોય તો ઓછામાં ઓછાં ત્રણચાર વર્ષ લાગે છે. જે પ્રધાનમંડળ સત્તા ઉપર આવે છે, તેને પોતાની યોજનાઓનો અમલ કરવામાં તેટલો વખત તો લાગે જ. ઉપરાંત આપણે યાદ રાખવું જોઇએ કે એ યોજનાને અમલમાં મૂકવા માટે પહેલાં એમણે આખા દેશની મંજૂરી મેળવવી પડે છે. જો કોઈ કારણથી તેની કાર્યપદ્ધતિ ભૂલભરેલી સાબિત થાય અથવા તેનો અમલ અસરકારક ન બને, તો દેશના લોકો દેશનું શાસન કોઈ બીજી વ્યક્તિને અથવા બીજા પક્ષને આપી શકે છે. આપણા રાજ્યબંધારણમાં ફેરફારો થઈ શકે છે. તેમાં દરેક પ્રકારના મતભેદો વ્યક્ત કરવાની છૂટ આપેલી છે. સર્વ પ્રકારની વ્યક્તિગત સ્વતંત્રતા તેમાં છે. આપણે બંધારણની બહારની કોઈ રીત અથવા કાર્યપદ્ધતિનો વિચાર ન કરવો જોઇએ."

રાજેન્દ્ર પ્રસાદ

[ઑગસ્ટ ૧૨, ૧૯૬૦ ને રોજ વેલોરમાં વકીલોના મંડળ સમક્ષ આપેલા વ્યાખ્યાનમાંથી('ભારતની એકતા : પસંદ કરેલાં પ્રવચનો, ૧૯૫૧-૧૯૬૦.' લેખક. ડૉ. રાજેન્દ્ર પ્રસાદ. પ્રકાશક-પબ્લિકેશન્સ ડિવિઝન, મિનિસ્ટ્રી ઑફ ઈન્ફર્મેશન ઍન્ડ બ્રૉડકાસ્ટિંગ, ભારત સરકાર, દિલ્હી. નવેમ્બર, ૧૯૬૩. પૃ ૭૫-૭૬)]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

## અનુક્રમ


લોકપ્રતિનિધિ અને લોકતંત્ર ૩૪૩
પુરુષોત્તમ ગણેશ માવળંકર
દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૫૬ ૩૪૫
પાદટીપો ૩૫૦
રજુ ઉશનસ્ ૩૫૨
અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૪ ૩૫૩
દી.બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ
(ઈ.સ. ૧૮૪૪ થી ૧૯૧૪)ના રાજકીય વિચારો
પ્રવીણચંદ્ર પારેખ
અપારમયીને પત્રો ૩૬૦
પાંચમો પત્ર: 'જીવનનો આનંદ': ૧
સુમન શાહ
કવિતા
આશરો રમેશ પારેખ પૂ.ઠું ૩
એક ગીત રાજેન્દ્ર શુક્લ ,,
દિયરિયા 'ઝાહિદ' શિનોરવાળા ,,
હાય રી મુસીબત! પૂ.ઠું ૪
વાજીલ અલીશાહ 'અખ્તર'


*

## 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી:


[ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે
(ફૉર્મ નં ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળ: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: માસિક, દર મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૫ સંપાદકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય
સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનું નામ-સરનામું: પુરુષોત્તમ ગણેશ માવળંકર,
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

તા. ૩૧-૩-'૬૭ પુરુષોત્તમ ગણેશ માવળંકર
પ્રકાશક


*

## સૂચના


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક-'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.


*

## સંપાદકના બે બોલ

'અભ્યાસ'નો ફેબ્રુઆરી ૧૯૬૭-નો દાદાસાહેબ માવળંકર વિશેષાંક વિસ્તૃત બનતાં, પ્રકાશનમાં વિલંબ થયો છે. એ અંકમાં પ્રગટ થયેલ શ્રી શેખડીવાળાનો લેખ 'ક્ષિતિજ' સામયિકના જુલાઈ ૧૯૬૬ના અંકમાંથી સાભાર અને વિશેષ અપવાદ તરીકે પુનર્મુદ્રિત કર્યો છે. શરતચૂકથી એ અંગેનો ઋણ સ્વીકાર કરવાનું રહી ગયું હતું. 'ક્ષિતિજ'ના તંત્રીઓ તથા શ્રી શેખડીવાળાના સૌજન્ય બદલ આભારી છીએ.

*


સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

અભ્યાસ

विद्या विभातु हृदये नवसर्जनाय।



## લોકપ્રતિનિધિ અને લોકતંત્ર

**આ**ધુનિક લોકશાહી પ્રાતિનિધિક લોકશાહી છે એ સુવિદિત છે. બધા લોકો પ્રત્યક્ષ રાજકાજ કરે એ સંભવિત નથી, અને આજની અટપટી સમસ્યાઓ જોતાં એ ઇચ્છવા જોગ પણ નથી. વસ્તી અને પ્રદેશ વધ્યાં હોવા ઉપરાંત આજે સામાજિક વર્તન-વ્યવહારનાં એવાં તો તાણાંવાણાં બંધાયાં છે કે સામાન્યજન તો હતબુદ્ધ જ બને. જાણકાર, નિષ્ણાત અને લગભગ ચોવીસ કલાક જાહેર સેવામાં રત એવાં સ્ત્રી-પુરુષોની આજે સવિશેષ જરૂર છે, અને તેમની મારફત જ લોકતંત્ર ચાલી શકે. લોકશાહીમાં સરકાર 'લોકો માટે' અને 'લોકોની બનેલી' જોઈએ તે ઉપરાંત ખાસ તો 'લોકો વડે' ચાલતી જોઈએ. પણ આ જે છેલ્લી કક્ષા ગણાવી–કે, 'લોકો વડે' ચાલતી સરકાર–તેમાં બધા લોકો નહીં પણ બધા લોકોના ચુનંદા પ્રતિનિધિઓ હોય. એ પ્રતિનિધિઓને તમામ પુખ્ત-વયનાં સ્ત્રીપુરુષો મુક્તપણે પસંદ કરી શકે એવી જોગવાઈ હરહંમેશ જોઈએ એ નિર્વિવાદ છે.

પણ, લોકપ્રતિનિધિઓ એટલે કોણ? કેવળ લોકોના ચૂંટેલા તે જ લોકપ્રતિનિધિઓ કહેવાય? ચૂંટણીતંત્રની બહાર રહીને પણ લોકોની સેવા જરૂર કરી શકાય છે, અને એવા લોકસેવકોને ભૂલી કે અવગણી ન શકાય. તેમનું કામ અવશ્ય લોકશાહીપોષક છે. એક રીતે તો, આવા સ્વયંપ્રેરિત અને નિઃસ્વાર્થ લોક-સેવકોની હૂંફ લોકશાહીને દૃઢ કરવા માટે સવિશેષ કામની છે. લોકશાહી સરકાર આખરે તો લોકશાહી સમાજ-માં જ ફૂલીફાલી શકે. લોકશાહી સમાજમાં લોકોની નજર કેવળ સરકાર તરફ ન હોય; બધું જ સરકાર કરે એવી એમની દાનત ન હોય; બલ્કે, સરકારની અવગણના કરીને નહીં છતાં સરકારની મરજી કે મહેર-બાનીની પરવા કર્યા વિના જ્યારે મોટી સંખ્યામાં લોકો આપમેળે, સ્વયંસ્ફૂર્તિથી, સમાજસેવાની સ્વાભાવિક સમજ અને ભાવનાથી લોકકલ્યાણનાં વિવિધ કામો કરે છે ત્યારે રાજકીય લોકશાહીની સંસ્થાઓને બળ અને પોષણ મળે છે. એટલે વિધિસર ચૂંટાઈને વિધાન સભાઓમાં ગએલાઓની સાથે સાથે અવિધિસર રીતે કામ કરતી આવી આત્મનિયુક્ત વ્યક્તિઓની કામગીરી પણ અવશ્ય મહત્ત્વની છે.

પરંતુ, ચૂંટણી દ્વારા પસંદ પામેલા લોકપ્રતિનિધિઓની વાત હું અહીં જરા વિગતે વિચારવા માગું છું. ભારતની લોકસભામાં અને ઘટકરાજ્યોની વિધાન સભાઓમાં જેઓ ગયા મહિને ચૂંટાયા છે તેઓ કાં તો કોઈ રાજકીય પક્ષના સભ્યો છે અગર અપક્ષ નાગરિકો છે. તેઓ બહુમતીથી ચૂંટાયા છે (જૂજ અપ-વાદો તરીકે, થોડાક બિનહરીફ ચૂંટાયા છે; પણ એમની પડખે સહુ મતદારો હશે એવું અનુમાન વાજબી નહીં ઠરે). એમનો સૌનો વિચાર કરીએ છીએ ત્યારે પહેલો મુદ્દો એ છે કે, બહુમતીથી ચૂંટાએલા આ લોક-પ્રતિનિધિઓ પોતપોતાના મતદારમંડળોમાંના સમગ્ર લોકોના–મતદારોના–પ્રતિનિધિઓ છે એ રીતે એમણે હવે કામ કરવાનું છે. જેમણે મત નથી આપ્યા એવાઓનું પણ પ્રતિનિધિત્વ દરેક ચૂંટાએલા સભ્યે કરવાનું છે. એમાં જેટલે અંશે રાજકીય અદાવત કે પક્ષીય નિષ્ઠા આડે આવશે તેટલે અંશે લોકપ્રતિનિધિનું કામ કાચું ઘશે. ચૂંટણી પહેલાં વાદવિવાદ ચાલે તે સ્વાભાવિક છે; ચૂંટણી પછી પણ ચર્ચાવિચારણા તો મુક્ત-પણે ચાલવી જ જોઈએ, પરંતુ લોકસેવા માટેની અને વિશેષમાં કોઈ અમુક વ્યક્તિ કે નાગરિકની મુશ્કેલી અગર સમસ્યાનો ઉકેલ કરવાની વાત આવે ત્યારે લોકપ્રતિનિધિએ તરત, ઉમળકાભેર એવા માણસ કે માણસોની

મદદે દોડી જવું જોઈએ. પોતાને મત આપનારાઓની જ સેવા કરવાનો પક્ષપાત લોકપ્રતિનિધિ ન કરી શકે.

બીજો મુદ્દો ચર્ચાસ્પદ છે: લોકપ્રતિનિધિ કેવળ પોતાના મતદારમંડળને વફાદાર રહે કે આખા પ્રદેશ યા રાષ્ટ્રને? કોઈ ને કોઈ મતદારમંડળમાંથી ચૂંટાયો હોવાથી જે તે પ્રતિનિધિ પોતાના સ્થાનિક વર્તુળો મંડળોમાં રચ્યોપચ્યો રહે એ કુદરતી છે અને અપેક્ષિત પણ છે. છતાં, કોઈ ધારાસભ્ય કેવળ પોતાના જ મતદારમંડળ તરફ મોઢું રાખીને ચાલેબોલે એવું નહીં થવું જોઈએ. ચૂંટણીતંત્રની સગવડ ખાતર, અને બધે પહોંચી વળવા અંગેની મનુષ્યની મર્યાદિત શક્તિઓ જોતાં, ચૂંટણીનાં નાનાં એકમો કરાયાં છે. પણ ચૂંટણીક્ષેત્ર એ જ કાંઈ લોકપ્રતિનિધિનું કાર્યક્ષેત્ર અને માનસિક વર્તુળ ન બની રહેવું ઘટે. સમગ્રતયા વિચારવાની દરેક લોકપ્રતિનિધિની પહેલી ને છેલ્લી ફરજ છે. એમ કરવા જતાં જો અને જ્યારે વફાદારીઓની અથડામણ થાય તો તેણે નાનાંને બદલે મોટાં એકમો પ્રત્યે વફાદાર રહેવું જોઈએ.

ત્રીજી બાબત પણ ઓછી વિવાદાસ્પદ નથી. લોકપ્રતિનિધિએ કોનું માનવું? પોતાના મતદારોનું, પોતાના પક્ષનું કે પોતાના અંતરાત્માનું? એનો એક ને સહેલો જવાબ એ છે કે, ત્રણેનું એણે સાંભળવું! પણ સંઘર્ષની શક્યતા ઊભી થાય ત્યારે શું કરવું? લોકપ્રતિનિધિ પોતાના મતદારમંડળને અવશ્ય જવાબદાર છે, પરંતુ રાષ્ટ્રને પણ તે ઓછો જવાબદાર નથી, અને આખરે તો એ પોતાના અંતરાત્માના અવાજને જ અનુસરે એ એની સર્વશ્રેષ્ઠ જવાબદારી છે. એવું કરવા જતાં ક્યારેક જો પોતાના મતદારો સાથે તીવ્ર અને વણઉકલ્યો એવો સંઘર્ષ ઊભો થાય તો લોકપ્રતિનિધિએ સ્વેચ્છાથી પોતાની ધારી મુદતની અધવચમાં પણ, નિવૃત્ત થવું જોઈએ અને મતદારોને સ્વીકૃત એવા પ્રતિનિધિને માટે માર્ગ મોકળો કરી આપવો જોઈએ. પણ એણે કદી રાષ્ટ્રહિત અને સ્વત્વનો ત્યાગ કરવો ન જોઈએ. મતદારો પણ છાશવારે કે નાનીમોટી દરેક બાબતમાં લોકપ્રતિનિધિને બાંધી રાખવાનો મિથ્યા પ્રયાસ ન કરે તે જરૂરી છે. લોકપ્રતિનિધિ મતદારોના મતો વડે ચૂંટાયો છે એનો અર્થ એવો નહીં કે મતદારોના મનથી એ સતત બંધાએલો ને જકડાએલો રહે! મતદારો ખોટે માર્ગે જતા લાગતા હોય તો એમને પોતાની તરફ વાળવાનો પ્રયાસ કરવો તે કાંઈ ઓછી મહત્ત્વની ફરજ નથી, અને એ કામ લોકપ્રતિનિધિએ કષ્ટપૂર્વક પણ કરતું રહ્યું.

દરેક લોકપ્રતિનિધિએ પોતાના મતદારમંડળ સાથે સતત અને જીવંત સંપર્ક તથા સંબંધ જાળવવો જોઈએ. વિધાનસભામાં કે લોકસભામાં શું બન્યું, કેવી રીતે બન્યું, શું શું ત્યાં ન બની શકે, શી શી સિદ્ધિઓ છે અને શી શી મર્યાદાઓ–મુશ્કેલીઓ છે એ બધાંનું વિવરણ લોકપ્રતિનિધિએ પોતાના મતવિભાગમાં કરતાં રહેવું જોઈએ. એ માટે એણે અવારનવાર જુદા જુદા લત્તાઓમાં વાતચીતો–ગોષ્ઠિઓનું આયોજન કરવું જોઈએ. એમાં ભાષણો કરતાં સંવાદ વધુ ચાલે અને પ્રશ્નોત્તરી પણ થયાં કરે. વધુ ને વધુ નાગરિકોને જાહેર પ્રશ્નોની જાણકારી મળે અને રાષ્ટ્રકાર્યોમાં એમને રસ જાગે એવું વાતાવરણ ધીરે ધીરે વધે એ રીતે આવા કાર્યક્રમો થવા જોઈએ. વિવિધ ક્ષેત્રોમાંના લોકો સાથે લોકપ્રતિનિધિએ હળીમળીને, એમની કક્ષા પરથી ને એમની રીતે, સમાજજીવનનાં વિધવિધ સવાલો જોવા-તપાસવાની ટેવ પાડવી જોઈએ.

લોકપ્રતિનિધિ લોકો જેવો જ હોય તેટલું બસ નથી; લોકો કરતાં એ વધુ ઊંચે દરજ્જે રહેવો જોઈએ—નીતિ અને ચારિત્ર્યની દૃષ્ટિએ સવિશેષ ઊંચે દરજ્જે! દરેક લોકપ્રતિનિધિ પોતપોતાના નાના વર્તુળમાં સહુનો પ્રથમ સેવક અને પ્રથમ નેતા જેવો છે. એના આચારવિચારને પ્રમાણ ગણીને અન્ય સામાન્યજનો ચાલે છે એ એણે કદી ભૂલવું ન જોઈએ. એટલે, જેવી પ્રજા તેવી સરકાર એ જેટલું સાચું છે તેટલું જ જેવા લોકપ્રતિનિધિઓ તેવું લોકતંત્ર એ પણ એટલું જ સાચું છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

હપ્તો ૫૬ [તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૯ થી તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૯]

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૯, સોમવાર [મુંબઈ]

બાકી રોજનીશી [લખવા]નું ઠીક ઠીક કામ આજે સવારે આગળ ચાલ્યું. ચિ. સોનુતાઈ ખેર એમના જમાઈને વિષે મારે શેઠ રતનચંદ હીરાચંદને ભલામણ કરવી તે બાબતમાં આવ્યાં હતાં. ચિ. રામૂમામા ચાંદોરકર પણ [એમનાં પત્ની] ચિ. સૌ. લીલા માટે સર્ટિફિકેટ માગવા વાસ્તે આવ્યા હતા. ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક વર્ગમાં સૌ. લીલા ઘણાં વર્ષ પર [ભણતી] હતી તે વખતે શિષ્યવૃત્તિના [એણે] લીધેલા પૈસા, તે [સૌ. લીલા] પરીક્ષામાં ન બેઠી તે કારણે તેની પાસેથી લેવાના હતા તે ચિ. રામૂમામાએ આજે ચેકથી (રૂ.૫૦૦/-) આપ્યા. એથી મને ખૂબ સંતોષ થયો. એણે [રામૂમામાએ] પોતાની નૈતિક જવાબદારી ઓળખીને અદા કરી એનો જ સંતોષ. કોલ્હાપુરના શ્રી. સમનીસ પણ મળવા આવ્યા હતા.

આજે ઘણાં બધા કાગળો લખાવ્યા. મેડિકલ કૉલેજમાં જે અવ્યવસ્થા છે, શિક્ષણ તરફ ધ્યાન નથી, પ્રોફેસરો સમયસર આવતા નથી, વ્યાખ્યાનો પડતાં મૂકવામાં આવે છે એ વિષે ડૉ. ગિલ્ડરને કાગળ લખ્યો.

ભોજન બાદ વિશ્રાંતિ. બાકી રોજનીશી પૂરી કરી. શ્રી. નાનાસાહેબ ચાપેકર (બદલાપુર), ડૉ. કીર્તને (ધુળિયા) અને શ્રી. શંકરરાવ કિર્લોસ્કર મળવા આવ્યા હતા. એમને સાથે લઈને મોટરમાં ડૉ. અરવિંદને ત્યાં ગયો. રસ્તામાં ઘણી બધી વાતોચીતો થઈ. ડૉ. મૂળગાંવકરને ત્યાં ડ્રેસિંગ માટે ગયો. ડૉ. અરવિંદને ત્યાં પાછો આવીને આ આંટોપીને ચિ. બાપુને ત્યાં એની હૉસ્ટેલ પર ગયો અને તે તથા તેનો એક વિદ્યાર્થી દોસ્ત એમ બન્નેને લઈ દાદર પર આવ્યો. ડૉ. ગિલ્ડર સાથેની મુલાકાત અને સામાન્ય વાતચીત શી થઈ તે તેના [બાપુના] મિત્રને કહ્યું. પછી પરચૂરણ વાચન, સામાન બાંધ્યો, તૈયારી, વગેરે.

રાત્રે સેંટ્રલ સ્ટેશન પર ૮ના અરસામાં આવ્યાં. ત્યાં ડૉ. અરવિંદ, મણિભાઈ ઝવેરી, મણિલાલ તેલી વગેરે લોકો આવ્યા હતા. ગુજરાત મેલમાં [અમે બન્ને] નીકળ્યાં.

## તા. ૨૫ જાન્યુઆરી ૧૯૪૯, મંગળવાર [અમદાવાદ]

સવારે અમદાવાદ આવ્યાં. મને જોઈને માતુશ્રી પૂજ્ય બાઈને અને છોકરાંઓને ખૂબ સારું લાગ્યું. પછી પત્રવ્યવહાર જોયો. વિદ્યાસભાના શતાબ્દી ઉત્સવ માટે પંડિતજીના આવવા સંબંધમાં શ્રી રસિકભાઈ પરીખ સાથે વાત કરી. શેઠ કસ્તુરભાઈ આવ્યા હતા. મધ્યસ્થ સરકારની એકંદર નીતિ વિષે પંડિતજી [જવાહરલાલ નેહરુ] સાથે એમને વાતચીત થઈ તે એમણે કહી. ખર્ચનો કેવો ધુમાડો થઈ રહ્યો છે એ પણ એમણે કહ્યું. શ્રી. ચુનીલાલ ભટ્ટનાં પત્ની અને એમના પુત્ર એમની હવેલીનાં તથા બીજાં કામો માટે આવ્યાં હતાં. સવારનો સમય આ રીતે અને પરચૂરણ કામોમાં જ ગયો.

ભોજનોત્તર વિશ્રાંતિ. પછી થોડું ઑફિસકામ. ત્યાર બાદ, મળવા આવવા માટે અને કામ માટે લોકો આવવા લાગ્યાં: (૧) શ્રીમતી કસ્તુરભાઈ અને શ્રીમતી ડાહીબેન–[મારી તબિયતના] સમાચાર માટે. (૨) ડૉ. ફોજદાર (૩) શ્રી ચીનુભાઈ પટેલ, શ્રી ખારકર (ખેડાના કલેક્ટર) અને શેઠ ભીખાભાઈ. કરમસદ ગામની મારી મુલાકાતની બાબતમાં વલ્લભભાઈના તૈલચિત્રના અનાવરણની બાબતમાં અને બીજી બાબતો. (૪) શ્રી માણેકલાલ મણિલાલ શેઠ, શ્રી. શંકરલાલ પરીખ અને રસિકભાઈ; શ્રી ભાઈશંકર સંસ્કૃત પાઠશાળાની ભાવિ વ્યવસ્થા શી કરવી અને કેવી રીતે કરવી એ અંગે. (૫) શ્રી ઝીણાભાઈ દેસાઈ, વંજુભાઈ અને મણિભાઈ દેસાઈ. પ્રાથમિક શિક્ષક પરિષદને વખતે યોજનારા પ્રદર્શનનું ઉદ્‌ઘાટન શ્રી. બાળાસાહેબ ખેરના હસ્તે કરાવવું અને મારે એમને [શ્રી. ખેરને] એવી વિનંતી

કરવી એવું કહેવા માટે [આ ત્રણ ભાઈઓ] આવ્યા હતા. એ અંગે મેં વિરુદ્ધમાં મારો અભિપ્રાય આપ્યો. સરકારી પદ ઉપરના માણસોને વિનંતી કરવામાં એમના પરના પ્રેમ કરતાં લોભની જ માત્રા વિશેષ છે. આપણા નિમંત્રણનો અર્થ એ લોકો ઊંધો કરે છે, અને એકંદરે એમનાથી સ્વતંત્ર રીતે કામ કરવું એ જ ઉત્તમ એવો મારો અભિપ્રાય છે. આ [કામ] માટે દિલ્હીથી મારે ખાસ એક દિવસ [અહીં] આવી જવું એવો એમનો આગ્રહ; પણ છેવટે એ લોભ છોડી દેવાની મારી સલાહ એમને ગળે ઊતરી. (૬) શ્રી. નવીનચંદ્ર દેસાઈ[૧] અને ઠાકોરભાઈ ઠાકોર. વનિતા વિશ્રામના કામ માટે. એમને નાણાંની ભીડ બહુ પડે છે તે દૂર કરવા માટે શું કરવું એનો વિચારવિનિમય કરવાને વાસ્તે આવ્યા હતા. (૭) શ્રી બલ્લુભાઈ મજમુદાર. યુનિવર્સિટી ટ્રસ્ટના હિસાબો વગેરે બાબતોમાં મળવા આવ્યા હતા. (૮) શ્રી ભાલુ-તાત્યા જાંભેકર[૨], નાનાસાહેબ જોશી[૩], બાબુરાવ સંત[૪] વગેરે લોકો આવ્યા હતા.

ભોજન બાદ પરચૂરણ વાચન અને પછી વિશ્રાંતિ.

દીવાન બહાદુર ખાંડેકર ખાતાના છેવટના હિસાબો વગેરે જોઈને શ્રી ભૈય્યાસાહેબ ખાંડેકરને મોકલવાના કાગળનો મુસદ્દો. હિસાબનાં સ્ટેટમેન્ટો વગેરે જોઈ નક્કી કર્યાં. ઘરની ઇન્કમ ટૅક્સની બાબતો વગેરે પણ જોઈ.

### તા. ૨૬ જાન્યુઆરી ૧૯૪૯, બુધવાર
### [અમદાવાદ]

સવારે રોજનીશીલેખન, હિસાબ વગેરે પરચૂરણ કામો. કેટલાક કાગળો. થોડું ઑફિસકામ. હઠીસિંગ ભાઈઓ મળવા આવ્યા.

જમ્યા બાદ આરામ. ૨॥ વાગ્યાથી કામ. આણંદના ચારૂતર વિદ્યામંડળના શ્રી. ભાઈલાલ પટેલ, તા. ૧૩ ફેબ્રુઆરીને રોજ પંડિતજી આણંદ આવવાના હોવાથી [એ અંગે] [મને] નિમંત્રણ આપવા સારુ આવ્યા હતા. પછી શ્રી. સ્વામીનારાયણ આચાર્યો વતી શ્રી નંદુભાઈ મંછારામ,[૫] વકીલ ભાલજા અને ઈશ્વરભાઈ કરાંચીના મંદિરની વ્યવસ્થા અંગેની ચર્ચા કરવા સારુ આવ્યા હતા. પછી સૌ. ગિરિજાબાઈ ખાંડેકર, પૈસાની બાબતમાં એમના પતિની અવ્યવસ્થા વિષે, મળવા આવ્યાં હતાં. એમની હકીકત મેં સાંભળી, પણ એમાં હું શું કરી શકું? શ્રી. ભૈય્યાસાહેબને જે મિલકત હવે આપવાની બાકી છે તે સૌ. ગિરિજાબાઈને આપું (ભૈય્યા-સાહેબની સંમતિથી) એનાથી આગળ જઈને શું? સદ્ગત ગણપતરાવ ખાંડેકરના વસિયતનામાની બાબતમાં એમના જમાઈ શ્રી. બાળાસાહેબ ભાટવડેકરનો કાગળ આવ્યો છે. પૈસા માટે માણસ શું શું કરશે એ કોણ કહી શકે! નજીવી રકમને વાસ્તે તેઓ વસિયતનામાની કાયદેસરતાને નકારી કાઢવા માટે તૈયાર [થયા] છે! માણસ પૈસેટકે નીચે પડ્યો એટલે પછી નીતિમાં પણ નીચે ઊતરે છે એમ કહેવું કે એકંદર નૈતિક ધોરણ જ ઘટી ગયું છે એમ કહેવું? જીવનનાં આપણાં મૂલ્યાંકનો (values of life) જ ઘટી ગયાં છે એમાં શંકા નથી.

સવારે વાળ કપાવતી વખતે શ્રી. બાબુભાઈ શેઠ મળ્યા હતા. શ્રી. બાબુરાવ મહેતા સર ચિનુભાઈની અને અન્ય બાબતો અંગે મળ્યા હતા.

સાંજે ગુજરાત કૉલેજમાં ઑક્સફર્ડના ડૉ. પ્રોફે. ચૅપમનનું 'ઉત્તર ધ્રુવ તરફનો પ્રકાશ' એ વિષય પર વ્યાખ્યાન હતું તે સાંભળવા માટે ગયો હતો. સારું હતું, પણ વિષય શાસ્ત્રીય અને ગહન હોવાથી જેટલું મનોરંજક થશે એવું લાગ્યું હતું તેટલું થયું નહિ.

ત્યાંથી ભદ્રમાં જઈને બંગલા પર આવ્યો. શ્રી. ભાલુ-તાત્યા જાંભેકર આવ્યા હતા. ઘણાં બધાં જૂનાં સ્મરણો અને પછી પરચૂરણ વાચન.

### તા. ૨૭ જાન્યુઆરી ૧૯૪૯, ગુરુવાર
### [અમદાવાદ]

સવારે રોજનીશી. પછી થોડાં પરચૂરણ કામો. ૯ થી ૧૨ સુધી મિલઓનર્સ અને મ્યુનિસિપાલિટીના કામ અંગેની લવાદી. પછી, આવેલી ટપાલ જોઈ.

ભોજન બાદ થોડી ટપાલ લખાવીને પછી થોડો વખત આરામ. ત્યાર બાદ ઑફિસકામ.

અમદાવાદ ઍજ્યુકેશન સોસાયટી અને યુનિવર્સિટી ટ્રસ્ટના હિસાબો જોઈ એ વિષે વિચાર કર્યો. બૅંકના દેવાના બાબતમાં શ્રી. કેસારા[૬] (બૅંકના મૅનેજર) સાથે ફોન પર ચર્ચા. પછી સદ્ગત દી. બ. ખાંડેકરનું કામ લઈને બેઠો. ચિ. ભૈય્યાસાહેબ ખાંડેકર અને એમનાં પત્ની સૌ. ગિરિજાબાઈ પણ આવ્યાં હતાં.…શ્રી. ભૈય્યાસાહેબની

સંમતિથી મિલકત એમના પુત્ર શરદ અને [લિંમ્યાસાહેબનાં] પત્ની ગિરિજાબાઈને નામે ચડાવી આપી અને લિંમ્યાસાહેબ પાસેથી, મિલકત મળ્યા અંગેની પાવતી મેળવી લીધી. સદ્‌ગત ગણપતરાવ ખાંડેકરના વસિયતનામાની બાબતમાં એમના જમાઈ શ્રી. ગણેશ વિ. ઉર્ફે બાળાસાહેબ ભાટવડેકરની નોટિસ આપતો કાગળ આવ્યો છે એનો પણ જવાબ લખ્યો. પૈસા માટે માણસો કેવી રીતે ઊંચાનીચા થાય છે અને ગમે તેમ આક્ષેપો કેવી રીતે કરે છે એનું આ એક ચીતરી ચડે એવું ઉદાહરણ છે. મેં ધમધમાવીને અને સ્પષ્ટ જવાબ લખ્યો.

સાંજે ઘણાં બધાં લોકો મળવા આવ્યાં. શ્રી લક્ષ્મીદાસ આશર અને પરીક્ષિતલાલ મજમુદાર આવ્યા. છેલ્લા ૪ થી ૬ મહિનાઓમાં ગાંધી હાટ મારફત અનાજ વેચાણ વગેરે કર્યું એ અંગે થોડો નફો થયો એનો નિકાલ કેવી રીતે કરવો એ પ્રશ્ન હતો. ખાદી મંડળના ઉદ્દેશો વધારે વિસ્તૃત કરીને આ બધો વ્યવહાર ખાદી મંડળમાં જ સમાવી લેવો એવું અમે ઠરાવ્યું. હરિજન સેવક સંઘને આશરે ૪-૫ હજારની રકમ જોઈએ છે અને તે અંગે મારે કશીક તજવીજ કરવી એવું પરીક્ષિતભાઈએ કહ્યું. [આ કામ] કરવું તો જોઈએ, પણ કોની આગળ શબ્દ વ્યક્ત કરવો એ સવાલ. ઠીક.

શેઠ અંબાલાલ હિંમતલાલ[૭] આવ્યા હતા. શેઠ સોમનાથ ભૂદરદાસ ટ્રસ્ટ ફંડમાંથી બની શકે તો કેટલીક રકમ 'વનિતા વિશ્રામ' સંસ્થા માટે આપી શકાય તો જોજો એવું મેં એમને કહ્યું.

શ્રી. જેઠાલાલ ગાંધીને[૮] બોલાવીને ટ્રસ્ટ ફંડ વગેરે વિષેની સૂચનાઓ આપી. શ્રી. મન્વંતરાય મહેતા,[૯] ગુજરાત વિદ્યાસભાના જુદા જુદા ટ્રસ્ટ ફંડોના વિનિયોગની બાબતમાં એમણે કરેલા કામ વિષે વાત કરવા માટે આવ્યા હતા. આ ગૃહસ્થ કામ માટે મળ્યાથી ઘણી બધી મદદ થઈ છે.

રાત્રે શ્રી. કાનજીભાઈનો ફોન હતો. તા. ૧૨ ફેબ્રુઆરીને રોજ પંડિતજી આવશે તે વખતે ગુજરાત વિદ્યાસભાનો કાર્યક્રમ રાખવામાં તેમને [કાનજીભાઈને] વાંધો નથી. એક કલાક મળી શકશે એમ તેઓ બોલ્યા. ઓછામાં ઓછો દોઢ કલાક તો જોઈશે જ એવું મેં કહ્યું. દિલ્હીમાં આ કાર્યક્રમ નક્કી કરીશું એવું હશે. અમારા કાર્યક્રમ માટે પંડિતજી આવે તો તેમને [કાનજીભાઈને] અગર વલ્લભભાઈને હરકત નથી એવું બોલ્યા; પણ હવે [જે] આ કેવી રીતે સૂઝયું? વલ્લભભાઈ તરફથી કોઈ સૂચનાઓ તો મળી નથી ને?—મને લાગે છે કે મારો કાગળ વલ્લભભાઈને તા. ૨૫મીએ પહોંચ્યા પછી ત્યાંથી કશીક ચાવી ફેરવી હોવી જોઈએ. ઠીક. તા. ૧૨મીનું મારું ભાષણ અને બીજી બધી તૈયારીઓ કરવા અંગે મેં તરત શ્રી. રસિકભાઈને સૂચના આપી.

રાત્રે શ્રી. ભાઉતાત્યા જાંભેકર અને ચિ. બાળાસાહેબ ભાગવત મળવા આવ્યા હતા. ચિ. સૌ. ચંપૂતાઈ[૧૦] આજે વડોદરાથી સાંજે, આવતી કાલના 'હળદી કુંકુ' [સમારંભ] માટે, આવી છે. રાત્રે જમ્યા પછી વાતોચીતો અને પરચૂરણ વાચન.

### તા. ૨૮ જાન્યુઆરી ૧૯૪૯, શુક્રવાર
### [અમદાવાદ]

સવારે રોજનીશીલેખન. વૃત્તપત્રો જોયાં અને પછી ૯ થી ૧૧॥ સુધી મિલઓનર્સ અને મ્યુનિસિપલ લવાદી કામ. શેઠ ગોવિંદદાસ[૧૧] (જબલપુર) હિંદી પ્રચારના કામ અંગે આવ્યા હતા તે મળવા આવી ગયા. લવાદી કામ પૂરું થયું. હવે આ કાગળો જોઈને ફેંસલો લખવાનું બાકી [રહ્યું છે].

પછી ઑફિસનું કામ અને ટપાલ. ભોજન બાદ આરામ.

૨॥ વાગ્યાથી કામની શરૂઆત. આજે મકરસંક્રાંતિ નિમિત્તે સૌ.વતીએ 'હળદી કુંકુ'નો સમારંભ ભારે ઠાઠમાઠથી કર્યો. દરેક બહેનને એક પિત્તળની વાડકી અને તેમાં ખાંડ, હળદર-કંકુની પડીકીઓ એ પ્રમાણે આપવામાં આવ્યું. પરમ દિવસે મારું વજન કરાવીને એના જેટલી ખાંડ જુદી લીધી તે આ વહેંચી હોય એમ લાગે છે. ચિ. બાળનાં લગ્ન પછીનો આ પ્રથમ તહેવાર, એ કારણે ખૂબ જ કૌતકથી તૈયારી કરેલી હતી. [ખાંડના બનાવેલા] 'હલવા'ના દાગીના ('ગિંદી', 'કમરપટો', 'પાટલીઓ', બંગડીઓ વગેરે સાથે), માળાઓ વગેરે ખૂબ જ મહેનતથી તૈયાર કરાયાં હતાં.

મુરબ્બી અંબૂતાઈ પરાડકરનું[૧૨] ખાતું તપાસીને એમને જે ઇન્ટરેસ્ટ આપવાની રહે છે, તેમની પાસેથી જે લેવડદેવડ રહે છે એ બધાંનો હિસાબ જોઈને એમને

મોકલવાનાં કાગળનો મુસદ્દો ચિટણીસને લખાવ્યો તેમજ ચિ. સૌ. સુંદરાબાઈના હિસાબનો કાગળ એમને ચેક સાથે મોકલ્યો હતો એનો જવાબ ન આવ્યાથી એ બાબતમાં પણ મેં એમને ફરી સ્મરણ માટે પત્ર (reminder) લખ્યો.

૪ થી ૫ સુધી 'ગુજરાત સમાચાર'ના ડાયરેક્ટરોની[13] સભા. શ્રી. ઇન્દ્રવદન બીમાર હોવાથી આવ્યા નહોતા. શ્રીમતી મૃદુલાબેને[14] પોતાના પદનું (director) રાજીનામું આપ્યું.

પછી શ્રી. પુરાતન બુચ[15] અને શ્રી. ગિરધરભાઈ આવ્યા હતા. શ્રી. પુરાતને સ્થાનિક કૉંગ્રેસ કાર્યકરોના વર્તન વિષેના પોતાના અનુભવો કહ્યા. શ્રી. કાનજીભાઈએ એમને બોલાવ્યા પરથી તેઓ એમને મળવા ગયા હતા. પાછલી પેટાચૂંટણીમાં શ્રી. ઠાકોરભાઈ [ઠાકોર] ઊભા રહ્યા હતા તે જ વખતે શ્રી. પુરાતને એમને ચેતવ્યા હતા. લોકમતનો પવન કેવી રીતે વહે છે, શ્રી મગનભાઈ દેસાઈના વર્તનને કારણે શિક્ષક વર્ગમાં અસંતોષ કેવી રીતે છે, કૉંગ્રેસના નામે ચાલી રહેલી જૂથબંધી કૉંગ્રેસની પ્રતિષ્ઠાને નુકસાન પહોંચાડી રહી છે વગેરે એમણે કહ્યું. પરંતુ કાનજીભાઈને એટલો દૃઢ વિશ્વાસ હતો કે પુરાતનની વાતો એટલે ઊંધા ઘડે પાણી થયું! "શ્રી. મોરારજીએ સ્પષ્ટ કહ્યું છે કે આપણે જે કરી રહ્યા છીએ તે જ બરાબર છે"–એવું કાનજીભાઈએ શ્રી. પુરાતનને કહ્યું! હવે નવી ચૂંટણી માટે એમણે પુરાતનને ફરી બોલાવ્યા અને એમના કહેવાનો હલકી (mean) રીતે ઉપયોગ કર્યો. "કયા લોકો ઊભા રહેવાનો વિચાર કરે છે?" એવું પૂછીને જે જે નામો એમણે કહ્યાં–દા. ત., સાગભાઈ ગજરાવાળા, વગેરે–તે તે દરેકને બોલાવીને એમની પાસેથી ઉમેદવારીનાં અરજીપત્રો પોતાની પાસે મેળવી લીધાં અને [પછી] એમને નાપસંદ કર્યા! એનો ઉદ્દેશ એ જ કે, તેઓ ઊભા રહી ન શકે! દલિત વર્ગની સંસ્થા છે. અહીંના મજૂર મહાજને સ્થાપના કરેલી એ સંસ્થા છે. એણે ૭ હરિજનોની બેઠકો માટે ૭ ઉમેદવાર સૂચવ્યા. એમની વિરુદ્ધ ૭ ઉમેદવારોને મજૂર મહાજને ઊભા કર્યા. કારણ એવું આપ્યું કે આજ સુધી આ ઉમેદવારો મજૂર મહાજન જ નક્કી કરતું આવ્યું છે. હશે. પણ દલિતોની સંસ્થા એમણે જે (મજૂર મહાજને) ઊભી કરેલી અને હરિજનોની સાત બેઠકો માટેના ઉમેદવારો એ સંસ્થાએ ન પસંદ કરતાં મજૂર મહાજને પસંદ કરવા એમાં લોકશાહી ક્યાં છે? આ ઝઘડો શ્રી. ગુલઝારીલાલ નંદાની[16] સમક્ષ પહોંચ્યો. એમણે પોતાની જાતને જ લવાદ નીમી દીધા, અને છેવટે ખંડુભાઈએ[17] અને વસાવડાએ[18] ખટપટ કરીને દલિત સંઘનો ૧ અને બાકીના [૬] મજૂર મહાજનના [ઉમેદવારો] એ પ્રમાણે નિર્ણય આપ્યો! આને કારણે દલિત સંઘ અસંતુષ્ટ છે. [વાત] ગળે ઊતરતી નહોતી તો [પછી] સીધેસીધો વિરોધ કરવામાં શો વાંધો હતો? પણ એ માર્ગે જવામાં "આપણને બનાવી ગયા" એવું એમને લાગવા માંડયું એ [હકીકત] આપણા રાષ્ટ્રીય હિતની અને એકતાની દૃષ્ટિથી મહા ભયંકર બાબત છે. પરંતુ પોતાનું જ વર્ચસ્વ રાખવા માગનારા આ સંકુચિત મનનાં અને વૃત્તિના પદાધિકારીઓને આ સમજાય ત્યારે ને?, બલ્કે સમજાય છે ખરું પણ સત્તાની લાલસામાં પડીને. તે લોકો ગમે તે કરવાને તૈયાર થયા છે. કમનસીબી!!

ગામમાંના કેટલાક જુવાન લોકો–જેઓ સરકારી નોકરીમાં અને ધંધામાં છે–આવ્યા હતા. Arts Collegeના પ્રથમ વર્ષ અને ઇંટરના વર્ગો સવારે અને રાત્રે અમારે ચલાવવા, એટલે બીજા વ્યવસાયો સંભાળીને શીખનાર લોકોને માટે સગવડ થશે. મને આ કલ્પના અગર વિચાર ગળે ઊતરે છે.[19]

પ્રોફેસર અભ્યંકર આવ્યા હતા. મહારાષ્ટ્ર યુનિવર્સિટીમાં એમની નિમણૂંક થયાનું જાણ્યું. સારું લાગ્યું. અહીંનાં અન્ય કામો વિષે વાતચીત થઈ.

સદ્દગત ગણપતરાવ ખાંડેકરના વસિયતનામાની બાબતમાં શ્રી. બાળાસાહેબ ભાટવડેકરનો કાગળ આવ્યો છે. એમને જવાબ મોકલવાનો તે સહી કરીને શ્રી. ભાઉકાકાને આપ્યો. આવતી કાલે તેઓ તે રજિસ્ટર કરીને પાડવશે.

ભદ્રમાંનાં શ્રી. રામજી મંદિર અને ગંગા ગોવિંદ મંગલ ભુવનના હિસાબો અને પૈસા જુદા રાખવા જોઇએ. એ વિષે જે સૂચનાઓ આપવાની તે શ્રી. ભાઉકાકાને અને ચિટણીસને આપી.

રાત્રે શ્રી. ભાઉતાત્યા અને વામનરાવ કાનેટકર

મળવા આવ્યા હતા. શ્રીમતી પાર્વતીબાઈ પટવર્ધન સાથે સદ્‌ગત બાળાસાહેબ પટવર્ધનના વસિયતનામા વિષે વાત થઈ.

### તા. ૨૯ જાન્યુઆરી ૧૯૪૯, શનિવાર

### [અમદાવાદ]

સવારે રોજનીશીલેખન. વૃત્તપત્રો જોયાં, વગેરે. ગુજરાત વિદ્યાસભાનું કામ લઈને બેઠો. બ્રહ્મચારી વાડીની બાબતમાં અરજી કરવાની છે તેનો મુસદ્દો અને સોસાયટીની પડોશની જગ્યા માટે સરકારને અરજી કરવાની છે એના મુસદ્દાઓ જોયા. ઑક્સફર્ડના પ્રોફેસર... ને૨૦ બોલાવવા અંગેનો પત્ર દિલ્હીમાં ડૉ. રાવને લખ્યો અને કૉલેજમાં આર્ટ્સના સાંજના કે સવારના વર્ગો ખોલવા વિષે શ્રી. મજુમદારને કાગળ. બીજાં પરચૂરણ કામો.

ભોજનોત્તર વિશ્રાંતિ. સોસાયટીની અરજીનું કામ. યુનિવર્સિટી ટ્રસ્ટના હિસાબો વગેરે શ્રી. નગીનદાસ શાહની૨૧ જોડે તપાસ્યા. ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિની સભા ૫ થી ૬. તા. ૧૨ મીએ પંડિતજી આવે છે એ વખતનો શતાબ્દી ઉત્સવનો કાર્યક્રમ નક્કી કર્યો. પછી સોમનાથ ભૂદરદાસ ટ્રસ્ટની સભા. છીપા મહમ્મદજી અલારખાં મળ્યા હતા. એમને મક્કાની ચાદર મળી તે પંડિતજીને બતાવવાની એમની ઇચ્છા. પંડિતજીનાં જાહેર પ્રવચનનાં સ્થળે તે લઈ આવજો એવી સલાહ મેં આપી.

...શ્રી. ભાલૂતાત્યા ત્ર્યંબેકર આવ્યા હતા. એમની સાથે ભોજન બાદ વાતચીતો. ખાંડેકર રામ મંદિર અને ગંગા ગોવિંદ મંગલ ભુવનનું કામ...

ચિ. સૌ. ઇંદુબાઇ ભાગવતની૨૨ માંદગી દરમિયાન મેં આશરે ૩૩૫૦ રૂા. ખર્ચ કર્યો હતો. એમાંથી ૫૦૦ રૂા. ચિ. બાળાસાહેબ ભાગવતે પરમ દિવસે આપ્યા. બાકીના [પૈસા] એમની પાસેથી ન લેવા એવો વિચાર નક્કી કર્યો. ચિ. સૌ. ઇંદુ જેમ એમની પત્ની તેમજ મારી પણ એ બહેન છે એટલે હું એને માટે ખર્ચ કરું એ મારો ધર્મ જ છે. ઈશ્વરકૃપાથી મને પોસાય તેમ છે. તો પછી આખી રકમ શા સારુ લેવી? સદ્‌ગત દેવ ભટજીને૨૩ ત્યાં એમને ઘરને માટે ઉછીના આપેલા આશરે ચાર હજાર રૂપિયા પૈકી લગભગ ૨૨૫૦ રૂા. આવવાના બાકી છે. છેલ્લાં બે વર્ષમાં એમણે કશા હપ્તા આપ્યા નથી એટલે એમને એ વિષે સૂચના-પત્ર લખાવ્યો. એમને [પણ] કેટલીક રાહત આપવી એવો વિચાર છે. પણ અંદાજે ૧૫૦૦ રૂા. સુધી છૂટ આપવી એવો હેતુ. જોઈએ [હવે] તેઓ કશુંક પાછું વાળે છે કે કેમ? ન જ આપ્યું તો બધી છૂટ જ છે. ઠીક.

### તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૯, રવિવાર

### [અમદાવાદ]

સવારે રોજનીશીલેખન, વૃત્તપત્રો જોયાં. પછી ભદ્રમાંના શ્રી રામજી મંદિર અને ગંગા ગોવિંદ મંગલ ભુવન સંબંધીનાં કામો. તા. ૧૨ ફેબ્રુઆરીને રોજ પંડિતજી આવવાના તે પ્રસંગે અધ્યક્ષ તરીકે મારે કરવાના પ્રવચનનો મુસદ્દો લઈને શ્રી. રસિકભાઈ અને યશવંત શુક્લ આવ્યા. એમની સાથે કાર્યક્રમની વાતો અને અમદાવાદ જિલ્લામાંના પાંચ ગામોમાં પ્રવાસ યોજના વિષેની મારી કલ્પનાઓ કહીને એ પ્રમાણે તા. ૨૦ એપ્રિલથી તા. ૩૦ એપ્રિલ અગર તા. ૨–૩ મે સુધીનો કાર્યક્રમ તૈયાર કરવાનું કહ્યું. પછી ટપાલ અને પરચૂરણ કામો.

ભોજન બાદ આરામ. પછી ગુજરાત વિદ્યાસભાની વતી કરવાના ભાષણનો મુસદ્દો લઈને બેઠો. શ્રી. રસિકભાઈ અને યશવંત શુક્લ આવ્યા હતા. એમની જોડે મુદ્દાઓની ચર્ચા કરી. આ ભાષણ હિંદુસ્તાની, ગુજરાતી અને મરાઠી એમ ત્રણેમાં છાપવું એવું નક્કી કર્યું.

શ્રી. મગનભાઈ દેસાઈએ૨૪ પોતાની જુદી એવી જે નોંધ અમારા ગુજરાત વિશ્વવિદ્યાલય અહેવાલમાં જોડવા માટે આપી તે આવી. આશરે ૬૮ પાનાંની નોંધ અને એટલાં જ પાનાં પુરવણી (Appendices)! કેટલાંક પાનાં મેં વાંચ્યાં. ઠીક.

શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ,૨૫ શ્રી. મગનભાઈ ભીખાભાઈ પટેલ૨૬ અને શ્રી. કાંતિલાલ ઘીયા૨૭ [મારી તબિયતની] ખબર પૂછવા સારુ આવ્યા હતા. સામાન્ય વાતો નીકળી એમાં આપણી કૉંગ્રેસ હકૂમતોમાં સરકારી તંત્ર હજી પણ બદલાતું નથી એનું દુઃખ શ્રી. રાવજીભાઈએ વ્યક્ત કર્યું.

મહાવીરનગરના પ્લૉટ શ્રી. રેવાશંકર વેચે છે એ બાબતમાં મારા બોલાવવા પરથી શ્રી. કુબેરદાસ મને મળવા આવ્યા હતા.

સવારે શેઠ અમૃતલાલ આવ્યા હતા. એજ્યુકેશન

સોસાયટી; યુનિવર્સિટી ટ્રસ્ટ, ગુજરાત વિદ્યાસભાનો શતાબ્દી ઉત્સવ, કૉર્પોરેશન ઍક્ટ વગેરે વિષે વાતો થઈ.

સાંજે ૫ થી ૬ાા સુધી ભદ્રમાં ગયો. વસંત વ્યાયામશાળાના મેદાન પર આજે પ્રાર્થનાસભા[૨૮] હતી. ગાંધી વર્ષશ્રાદ્ધદિન નિમિત્તે [પ્રાર્થના] હતી. ત્યાં હું ગયો. સભામાં હું કશું જ ન બોલ્યો, પણ એક નાનકડો સંદેશો [મેં] લખી આપ્યો હતો. ચિ. અણ્ણાએ આ સભા માટે આખા હિન્દુસ્તાનમાંથી નાના મોટા બધા લોકોના સંદેશાઓ મેળવ્યા હતા. કદર કરવા જેવું છે. એનું [અણ્ણાનું] હિંદીનું જ્ઞાન પણ સારું લાગ્યું.

બંગલા પર આવીને શ્રી. ભાલુતાત્યા, ડૉ. બર્વે, માણુતાઈ વગેરે લોકો સાથે વાતો, વગેરે.

સાંજે ૪ની ગાડીમાં શ્રી. નર્મદાશંકર[૨૯], પટાવાળા કરમચંદ અને નવો નોકર ગોપાળ એમ [ત્રણ જણ] સામાનની સાથે દિલ્હી જવા રવાના થયા.

(ક્રમશઃ)

## પાદટીપો

૧. સદ્‌ગત શ્રી. નવીનચંદ્ર દેસાઈ. અમદાવાદના એક અગ્રણી ધારાશાસ્ત્રી અને સમાજસેવક નાગરિક હતા.

૨. સદ્‌ગત શ્રી. ભાલચંદ્ર કૃષ્ણરાવ ઝાંબેકર-'ભાલુતાત્યા'ના નામે નાનાંમોટાં સહુમાં પ્રિય અને આદરપાત્ર હતા. મહારાષ્ટ્ર સમાજ, ભદ્ર અમદાવાદના એક અગ્રણી હતા. મિલની નોકરી બાદ નિવૃત્તિમાં પણ અનેક સમાજોપયોગી સંસ્થાઓમાં સક્રિય રહ્યા હતા. દાદાસાહેબના કુટુંબીજન, (શ્રીમતી સુશીલાબહેન માવળંકર અને શ્રીમતી સરસ્વતીબાઈ ઝાંબેકર મસિયાઈ બહેનો છે.)

૩. શ્રી. નારાયણ વાસુદેવ ઉર્ફે નાનાસાહેબ જોશી. ભાલકિયા મિલના મૅનેજર હતા. નિવૃત્તિમાં હવે નિયમિત રીતે સમાજસેવાનું અને વાચન-શ્રવણનું કાર્ય ઉત્સાહથી કરે છે. મહારાષ્ટ્ર કો-ઑપરેટિવ હાઉસિંગ સોસાયટીના એક સ્થાપક.

૪. શ્રી. કૃષ્ણચંદ્ર રામચંદ્ર સંત. મહારાષ્ટ્ર સમાજ, અમદાવાદના એક અગ્રણી. ગુજરાત લૉ સોસાયટી, અમદાવાદના ઑનરરી સેક્રેટરી. સક્રિય સમાજસેવક.

૫. શ્રી. નંદુભાઈ મંછારામ. અમદાવાદના એક આગેવાન વેપારી અને નાગરિક.

૬. શ્રીયુત ટી. ટી. કંસારા. જનરલ મૅનેજર, ધી બૅંક ઑફ ઇન્ડિયા લિમિટેડ, મુંબાઈ. અમદાવાદમાં પોતાના વસવાટ દરમિયાન શ્રી. કંસારાએ શહેરની સામાજિક ને સાંસ્કૃતિક સંસ્થાઓમાં સક્રિય રસ દાખવેલો અને રોટરી ક્લબ સાથે તેઓ ગાઢ રીતે સંકળાયેલા હતા.

૭. શ્રી. અંબાલાલ હિંમતલાલ. મિલમાલિક, અમદાવાદ. નૈતિક શિક્ષણ પ્રચાર સંઘની પ્રવૃત્તિમાં સક્રિય છે.

૮. શ્રી. જેઠાલાલ જીવણલાલ ગાંધી. આસિસ્ટંટ સેક્રેટરી, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. દાદાસાહેબ સાથે વર્ષોથી નિકટ રહીને એમણે કાર્ય અને સેવા કર્યાં છે.

૯. શ્રી. મન્વંતરાય મહેતા. અમદાવાદના ધારાશાસ્ત્રી. ગુજરાત યુનિવર્સિટીના કામમાં, ખાસ કરીને મુંબાઈ ધારાસભામાં એ અંગેનો ખરડો ચર્ચાઈ રહેલો ને પસાર થઈ રહેલો ત્યારે, એમની સહાય દાદાસાહેબને મળી હતી.

૧૦. શ્રી. સૌ. ચંપૂતાઈ મહાજન. વડોદરા રહે છે. દાદાસાહેબનાં કુટુંબીજન.

૧૧. શેઠ ગોવિંદદાસ. લોકસભાના બુઝર્ગ સભ્ય. જબલપુરના વતની. શ્રીમંત અને સંસ્કારી સજ્જન. હિન્દી રાષ્ટ્રભાષાના જબરા હિમાયતી. પાર્લમેન્ટરી કામકાજમાં એમને લીધે હિંદી ભાષાનો પ્રચાર-પ્રસાર ઠીક ઠીક થયો છે. હિંદીના સારા લેખક અને સાહિત્યકાર. રાષ્ટ્રીય મહાસભા સાથે દસકાઓથી ગાઢ રીતે સંકળાએલા છે. સ્વાતંત્ર્યસંગ્રામમાં અગ્રેસર. દેશવિદેશમાં પ્રવાસો ખેડ્યા છે—પાર્લમેન્ટરી પ્રતિનિધિમંડળોના સભ્ય તરીકે. આ મહિને (માર્ચ, '૬૭) નવી લોકસભાના કામચલાઉ અધ્યક્ષ તરીકે એમની નિમણૂંક થઈ હતી, કારણ કે તેઓ સૌથી જૂના (દીર્ઘ સમયથી સતત સભ્યપદે) સભ્ય છે.

૧૨. સદ્‌ગત શ્રીમતી અંજુતાઈ પરાડકર. વડોદરામાં રહેતાં. દાદાસાહેબનાં કુટુંબીજન.

૧૩. 'ગુજરાત સમાચાર' દૈનિક સાથે દાદાસાહેબ વર્ષોથી અને આખર સુધી ગાઢ રીતે સંકળાએલા હતા. એ પત્રના બોર્ડ ઑફ ડિરેક્ટર્સના પ્રમુખપદે દાદાસાહેબ જ સતત ચાલુ રહેલા. લોકકેળવણી તથા રાષ્ટ્રીય ભાવના વિસ્તારવા માટેની નેમથી એમણે આ પત્રમાં ઊંડો રસ દાખવેલો. સદ્‌ગત શ્રી. બળવંતરાય પરમોદરાય ઠાકોર અને દાદાસાહેબ જાહેર જીવનમાંના સાથીદારો હતા, એ રીતે આ પત્ર સાથે દાદાસાહેબનો પ્રથમ સંબંધ બંધાયો.

૧૪. શ્રીમતી મૃદુલા સારાભાઈ. ગુજરાતનાં ને ભારતનાં જાણીતાં સ્ત્રીકાર્યકર. જ્યોતિસંઘ, અમદાવાદનાં સ્થાપક. આ મહિને જ એમની મુક્તિ થઈ છે. [કાશ્મિરના પ્રશ્નના સંદર્ભમાં તેમની અટકાયત થઈ હતી અને તેઓને અમદાવાદમાં પોતાના પિતાના ઘર-પ્રાંગણમાં નજરકેદ રખાએલાં (શેઠ અંબાલાલ સારાભાઈ, 'રિટ્રીટ')]. તેમનાં હિંમત અને ચીવટ જાણીતાં છે. કસ્તૂરબા ફંડના કાર્યમાં પણ તેમણે વર્ષો સુધી કાર્ય કરેલું.

૧૫ શ્રી પુરાતન બુચ. હરિજન આશ્રમ, અમદાવાદમાં રહેતા હતા. વિવિધ રચનાત્મક કાર્યોમાં સક્રિય હતા. હવે મુંબાઈમાં રહે છે અને ખાદી-ગ્રામોદ્યોગના કાર્યમાં સક્રિય છે.

૧૬ શ્રી. ગુલઝારીલાલ નંદા. બુઝર્ગ કૅાંગ્રેસી આગેવાન. ટૂંકા ગાળા માટે બે વાર ભારતના કામચલાઉ વડાપ્રધાન બન્યા. રાષ્ટ્રીય લડત વખતે સક્રિય. મજૂર મહાજન, અમદાવાદના એક અગ્રણી. ભારત સરકારનાં વિવિધ ખાતાંઓના પ્રધાનપદે, અને નિયોજન પંચમાં પણ, મહત્ત્વની કામગીરી એમણે બજાવી છે.

૧૭ શ્રી ખંડુભાઈ કસનજી દેસાઈ. મજૂર મહાજન, અમદાવાદના એક અગ્રણી. ભારત સરકારના માજી મજૂર પ્રધાન. હાલમાં ઑઈલ કૉર્પોરેશનના અધ્યક્ષ છે અને રાજ્યસભાના કૅાંગ્રેસી સભ્ય છે.

૧૮ શ્રી શ્યામપ્રસાદ રૂપશંકર વસાવડા. મજૂર મહાજન, અમદાવાદના એક અગ્રણી. દેશની વિવિધ મજૂર સંગઠન પ્રવૃત્તિઓનાં સક્રિય. ૧૯૬૨ અને ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીઓ વખતે કૅાંગ્રેસી ઉમેદવાર તરીકે તેઓ શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક સામે ઊભા રહેલા અને બન્ને વખત હારી ગએલા.

૧૯ એલ. ડી. આર્ટ્સ કૉલેજ ત્યાર પછી થોડાં જ વર્ષોમાં સવારની કૉલેજ બની. જૂન, ૧૯૬૬થી એ કૉલેજ ફરી પૂર્વવત્ રોજિંદા સમયની–બપોરની બની છે. હવે તો અમદાવાદ શહેરમાં તથા અન્યત્ર ઘણી ખરી આર્ટ્સ કૉલેજો સવારમાં જ થોડા કલાકો ચાલે છે. એમાં ભણનારાઓ પૈકી ભાગ્યે જ ૨૦ કે ૨૫ ટકાથી વધુ નોકરી કરતાં ભાઈ-બેનો હશે. ગુજરાત યુનિવર્સિટીએ બી. એ. એક્સ્ટર્નલ પરીક્ષા તથા પદવીની ગોઠવણુ કરી છે તેથી પણ વ્યવસાયી વિદ્યાર્થી ભાઈ બેનોને સગવડ પ્રાપ્ત થઈ છે. આજના બદલાએલા સંજોગોમાં સવારની આર્ટ્સ કૉલેજો વિદ્યાપોષક પણ નથી રહી અને નોકરિયાતોને માટે પણ બધી મદદરૂપ નીવડી નથી. જેઓ નોકરી સાથે ભણતા હોય તેમને એવી છૂટ હોવી જોઈએ, અને એમને માટે યુનિવર્સિટી જ સવાર-સાંજના અભ્યાસવર્ગો રાખે એ વધુ હિતાવહ છે. મોટા ભાગનાં બિનવ્યવસાયી વિદ્યાર્થી ભાઈ બહેનો મુક્ત મને અને ઠીક ઠીક સમય સુધી વિદ્યાવ્યાસંગી બની રહે એ રીતે બધી કૉલેજોએ દિવસનો બનતો મોટો ભાગ કામ કરવું જોઈએ.

૨૦ મૂળ રોજનીશીમાં પણ આ નામ નથી. દાદાસાહેબને એ નામ રોજનીશી લખતી વખતે યાદ કે ખબર નહિ હોય, અને પાછળથી તે ઉમેરવાનું રહી ગયું.

૨૧ શ્રી. નગીનદાસ શાહ. છેલ્લાં ઘણાં વર્ષોથી તેઓ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સેક્રેટરી તરીકે કાર્ય કરી રહ્યા છે.

૨૨ શ્રી. સૌ. ઈન્દુતાઈ ભાગવત. સદ્‌ગત ગજાનન કેશવ માવળંકર, અમદાવાદનાં પુત્રી. દાદાસાહેબનાં પિતરાઈ બહેન. અમદાવાદમાં તેઓ રહે છે.

૨૩ સદ્‌ગત ગણેશરાવ દવે. ભદ્રમાં હજી એમનાં કુટુંબીજનો રહે છે. માવળંકર કુટુંબના ગોર તરીકે દેલભટજી હતા. રોજ સવારે પૂજાઅર્ચા કરવા માટે આવતા. સચિંત, સાદા, સંસ્કારી બ્રાહ્મણ હતા.

૨૪ શ્રી. મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ. તંત્રી, 'સત્યાગ્રહ' (સાપ્તાહિક), અમદાવાદ. ગુજરાત વિદ્યાપીઠના માજી મહામાત્ર અને ગુજરાત યુનિવર્સિટીના માજી ઉપ-કુલપતિ. લેખન-વાચનનો એમનો વ્યાસંગ જબરો છે.

૨૫ સદ્‌ગત શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ. દક્ષિણ આફ્રિકાના સમયથી ગાંધીજીના અંતેવાસી. ગુજરાતના બુઝર્ગ રચનાત્મક કાર્યકર ને કૅાંગ્રેસી. ભારત સેવક સમાજમાં સક્રિય હતા. એમની આત્મકથા વાચનીય છે.

૨૬ શ્રી. મગનભાઈ ભીખાભાઈ પટેલ. મિલમાલિક, અમદાવાદ અને વડોદરા. ૧૯૪૨ની ક્રાંતિ દરમિયાન સક્રિય હતા, જેલવાસ ભોગવેલો અને પોલીસના દમનદોરનો પણ તેઓ ભોગ બનેલા.

૨૭ શ્રી. કાંતિલાલ ઘીયા. અમદાવાદના અને ગુજરાતના એક કૅાંગ્રેસી પદાધિકારી. ચોથી ચૂંટણીમાં ધારાસભ્ય તરીકે ચૂંટાયા છે. ગુજરાત વિધાન સભાની જાહેર હિસાબ સમિતિના પ્રમુખપદે તેઓ હમણાં ચૂંટાયા છે.

૨૮ રાષ્ટ્રપિતા ગાંધીજીના અવસાન પછી તરત જ દર શુક્રવારે એક આખું વર્ષ સુધી ભદ્રમાં વસંત વ્યાયામ શાળાના પ્રાંગણમાં નિયમિત રીતે સાંજે પ્રાર્થના-સભા અખંડપણે યોજાઈ હતી. વિવિધ વક્તાઓએ ને સમાજસેવકોએ તેમાં પ્રાર્થના પછી સંક્ષિપ્ત સંબોધનો કરેલાં. ગાંધીજીનું અને એમનાં કાર્ય-સંદેશનું પુણ્યસ્મરણ તથા નામસ્મરણ આ રીતે સક્રિય ચાલેલું, તેનાથી તે વખતે ઘણાં ઉત્સાહી જુવાન ભાઈ બહેનોએ સુંદર પ્રેરણા મેળવેલી.

૨૯ શ્રી. નર્મદાશંકર જેઠાલાલ ત્રિવેદી. દાદાસાહેબના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે એમણે ઈ.સ. ૧૯૪૬-'૪૭થી દાદાસાહેબના અવસાન સુધી, કામ કર્યું. હવે તેઓ હરિજન આશ્રમ, અમદાવાદમાં આશ્રમ ગૌશાળાના મૅનેજર તરીકે કાર્ય કરે છે. વાચનના જબરા શોખીન. દાદાસાહેબ વિષેનાં એમનાં "કેટલાંક સ્મરણો" અભ્યાસના ફેબ્રુઆરી ૧૯૬૭ના અંકમાં (પૃ. ૨૬૧ થા પૃ. ૨૬૮) પ્રગટ થયાં છે.

*

## રણ / ઉશનસ્

ઉત્સવોને વેગ (ઉત્સવ હવે તો પૂર્ણ)
લાંબી ફલંગો તો ભરી પણ....
કાપિયા કંઈ શાશ્વતીના કેટલા....?
માંડ બે કે ચાર કણ;
ઘોંઘાટથી, આનંદના કોલાહલે આયાસથી
ઢાંકી દીધો'તો કાળ, ક્ષણ
આ ભીંતની ઘડિયાળ પર
ઊપસી આવે ફરી
ટકટક, ટકટક
ભવનકેરી રિક્તતા દેતી ભરી
અવિરામ ટકટક, ટકટક....

ઉત્સવોપૂર્વે હતો ચાલુ જ આ તો તંત,
ઉત્સવો પૂરા, પરંતુ આ અનંત
ટકટક, ટકટક....
એક પણ લંઘી શકું ના,
એક પણ લોપી શકું ના;
ક્ષણક્ષણ કરી જે માપવું,
કણકણ કરી જે ભાનપૂર્વક કાપવું
કાનમાં વિકસી રહ્યું તે એકધારું
ગ્રીષ્મનું ધગધગ
વેરાન કોઈ અફાટ રણ....

*

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર - ૧૪

## દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ (ઈ. સ. ૧૮૪૪-૧૯૧૪)ના રાજકીય વિચારો

પ્રવીણચંદ્ર પારેખ

અંબાલાલ સાકરલાલ દેસાઈની પ્રવૃત્તિઓ અનેકદેશીય હતી. તેમની કારકિર્દીની શરૂઆત તેમણે એક શિક્ષક તરીકે કરી હતી. સને ૧૮૭૬ના જાન્યુઆરીથી સને ૧૮૯૯ના ઑગસ્ટ સુધી, એટલે કે લગભગ ૨૪ વર્ષ, વડોદરા રાજ્યના ન્યાયખાતામાં તેમણે કામ કર્યું, જેમાંનાં છેલ્લાં નવ વર્ષ દરમિયાન તેઓ વડા ન્યાયાધીશના સ્થાન ઉપર હતા. વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થઈને સને ૧૯૦૦માં તેઓ અમદાવાદમાં સ્થિર થયા અને સને ૧૯૧૪માં તેમનું મૃત્યુ થયું ત્યાં સુધી અમદાવાદના અને ગુજરાતના જાહેર જીવનમાં અગત્યનો ભાગ એમણે ભજવ્યો. સાહિત્ય, સમાજ-સુધારો, કેળવણી, મ્યુનિસિપાલિટી, રાજકારણ, સ્વદેશી ચળવળ—એ બધાં ક્ષેત્રોમાં તેમણે અગ્રગણ્ય ભાગ ભજવ્યો. નવલરામ ત્રિવેદીએ અંબાલાલભાઈને સાર્વજનિક જીવનના 'નેતા અને નિયામક' કહ્યા છે;[1] જ્યારે શ્રી વિજયરાય વૈદ્યે તેમને 'ગોવર્ધનયુગના રાજકીય નેતા'નું બિરુદ આપ્યું છે.[2] ડૉ. સુમન્ત મહેતાએ કહ્યું છે કે: 'જે મહાન પુરુષે ગુજરાતને રાજકીય પ્રવૃત્તિમાં પ્રવેશ કરાવ્યો છે તેને ગુજરાતી પ્રજા ભૂલશે નહિ.'[3]

અંબાલાલભાઈની પ્રવૃત્તિઓ જેમ અનેકદેશીય હતી તેમ તેના અભ્યાસ અને રસના વિષયો પણ અનેક હતા. સાહિત્ય, સમાજસુધારો, કેળવણી, અર્થકારણ અને રાજકારણ એ સર્વ વિષયો ઉપર તેમણે તેમના વિચારો સ્પષ્ટપણે, નિર્ભયતાથી અને વિશદ રીતે રજૂ કર્યા છે. સ્પષ્ટ વક્તૃત્વ અને નિર્ભીકતા, નર્મદની જેમ, અંબાલાલભાઈના વ્યક્તિત્વનાં પણ અગત્યનાં લક્ષણો હતાં. વડોદરાની નોકરી દરમિયાન મહારાજા સયાજીરાવને પણ તેઓ ઘણી વખત ચોખ્ખેચોખ્ખું સંભળાવી દેતા. અમદાવાદમાં સ્થિર થયા પછી તેઓ નિયમિત રીતે 'પ્રજાબંધુ' સાપ્તાહિકની અંગ્રેજી કટારો અને અગ્રલેખ લખતા; તેમાં અનેક વિષયોની ચર્ચા કરી તેમનાં મંતવ્યો રજૂ કરતા. અંબાલાલભાઈ શારીરિક સ્વાસ્થ્ય અને વ્યાયામને ઘણું મહત્ત્વ આપતા. 'સદાચારો ધર્મ' અને 'નાસ્તિ સત્યાપરો ધર્મઃ'ની સાથે 'શરીરમાદ્યં ખલુ ધર્મ સાધનમ્' એ તેમનું અતિપ્રિય સૂત્ર હતું.[4]

અમદાવાદમાં સ્થિર થયા પછી તરત જ સને ૧૯૦૧માં ગુજરાત ક્લબમાં 'Interdependence of Problems' એ વિષય પર તેમણે એક વ્યાખ્યાન આપ્યું. તેમાં તેમણે સમજાવ્યું કે ભારતના આર્થિક, રાજકીય, ધાર્મિક, સામાજિક અને કેળવણી વિષયક પ્રશ્નો કઈ રીતે પરસ્પર એકબીજા સાથે સંકળાયેલા છે અને તેમનું નિરાકરણ કઈ રીતે એકબીજા ઉપર આધાર રાખે છે. એ જ વિષયનું વધારે વિશદ નિરૂપણ કરતાં સને ૧૯૦૭માં મુંબાઈના 'સ્ટુડન્ટ્સ બ્રધરહૂડ' સમક્ષના વ્યાખ્યાનમાં તેમણે કહ્યું કે બધા સુધારાની પાછળ 'સર્વસામાન્ય સુધારાનું એક તત્ત્વ' રહેલું છે.

સને ૧૯૦૧માં અંબાલાલભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીના એક કાઉન્સિલર બન્યા તેમજ તે જ વર્ષના એપ્રિલ માસની પહેલી તારીખથી ત્રણ વર્ષ માટે સર્વાનુમતે વાઇસ પ્રેસિડન્ટ ચૂંટાયા. ઘણા તત્કાલીન હિન્દી શિક્ષિતોની જેમ તેઓ લઘુતા ગ્રંથિથી પીડાતા ન હતા અને હિન્દીઓ પણ ઊંચી જવાબદારીઓવાળાં સ્થાનો પ્રાપ્ત કરવાને લાયક છે તેમ માનતા હતા. તેથી જ્યારે ૧૯૦૧ના સપ્ટેમ્બર મહિનામાં મ્યુનિસિપાલિટીમાં સેક્રેટરીને બદલે ચીફ ઑફિસર રાખવાની અને તેને દર મહિને રૂા. ૧૦૦૦ સુધીનો પગાર આપી તે જગ્યાએ કોઈ ગોરા સિવિલિયનને અથવા ઊંચા સરકારી અમલદારને લાવવાની દરખાસ્ત સરકારનિયુક્ત કાઉન્સિલરો તરફથી થઈ ત્યારે સ્વાભાવિક રીતે જ અંબાલાલભાઈએ તેનો વિરોધ કરતાં કહ્યું:

'સરકારમાં આપણે આપણા લોકોને લાયક જગ્યા મળવા બૂમો મારીએ છીએ, ત્યારે અત્યારે આપણે ઊઠીને બહારના માણસની તજવીજ કરીએ છીએ! તેના વિના શું મ્યુનિસિપાલિટીનું કામ અટકી પડશે?

દેશીઓ મોટી જગ્યાઓને લાયક નથી એમ કોણ કહે છે? ભારે પગાર ખર્ચવાથી જ જાણે કેમ કામ થઈ જતું ન હોય? શા માટે ભારે પગાર ખર્ચવો જોઈએ? દેશીઓમાં કઈ બાબતની આવડત નથી? ડાહ્યાભાઈ (પહેલાના એક બાહોશ મ્યુનિસિપલ સેક્રેટરી) જેવા શું ખોટા હતા? તેમના જ વખતમાં ડ્રેનેજ અને વૉટર વર્કસ થયાં હતાં.'[૫]

સને ૧૯૦૨માં કૉંગ્રેસનું અઢારમું અધિવેશન અમદાવાદમાં ભરાયું તે પ્રસંગ અર્વાચીન ગુજરાતના રાજકીય ઘડતરનું એક અગત્યનું સીમાચિહ્ન છે. તે વિષે ડૉ. સુમન્ત મહેતા લખે છે:

'અમદાવાદે ૧૯૦૨ની સાલમાં મહાસભાને નોતરીને ઈલાકાના પાટનગર સિવાયનાં બીજાં ગામોમાં સભા મેળવવાની પહેલ કરી, એ પગલું અંબાલાલભાઈના સંગીન વ્યક્તિત્વને આભારી હતું. તે દિવસથી ગુજરાતમાં જાગૃતિ આવી એમ કહીએ તો ચાલી શકે.'[૬]

ઉપર્યુક્ત અધિવેશનમાં કારોબારી અને ન્યાયનાં કાર્યો સંપૂર્ણપણે જુદાં પાડવાની માગણી કરતો ઠરાવ રજૂ કરતાં અંબાલાલભાઈએ કહ્યું હતું કે:

'...મારે એટલું જ કહેવાનું છે કે, ન્યાયાધીશનાં અને કારોબારી અમલદારનાં કામોનું જોડાણ અવારતવિક અથવા, વધુ કહું તો, અપવિત્ર જોડાણ છે. આ જોડાણથી ન્યાયાધીશ અને તેનો નાજર, એ બેનાં કામ એક વ્યક્તિને કરવાનાં આવે છે. આ બે કામો તત્ત્વતઃ જ બહુ ભિન્ન સ્વરૂપનાં છે. આપ જાણો છો કે ન્યાયાધીશે તો બહુ ખામોશ અને સમતોલ રહેવું જોઈએ. પોતાની આગળ પડેલા પુરાવાને તોળવા ઉપરાંતના બીજા તમામ ખ્યાલોથી તેણે અલિપ્ત રહેવાનું છે, જ્યારે કારોબારી અમલદારને બીજી વસ્તુઓ જ સંભાળવાની હોય છે. કારોબારી અમલદારની ફરજોમાં મુખ્ય પરતુ કામના ઉકેલની હોય છે. વળી તેને અમુક નક્કી કરેલી નીતિ અમલમાં મૂકવાની હોય છે. પોતાના ઉપરી અધિકારીઓની મરજીનો પણ તેને વિચાર કરવો પડે છે. આ બધું જોતાં આ બે કામોનું જોડાણ કરવામાં આવે એ બહુ અનુચિત છે.'[૭]

હિન્દુસ્તાન ઉપર નાખવા ધારેલા લશ્કરી ખર્ચના વધારાના બોજા સામે વિરોધ દર્શાવવા તા. ૧૩-૮-૧૯૦૩ ને રોજ અમદાવાદમાં મળેલી જાહેર સભામાં અંબાલાલભાઈએ પ્રમુખસ્થાનેથી જણાવ્યું કે:

'આપણે જે કામ આજે કરવાનું છે તેના બે ભાગ પાડી શકાય તેમ છે. તેમાંનો પહેલો ભાગ દક્ષિણ આફ્રિકામાં રાખવામાં આવનારા લશ્કરના ખર્ચ પૈકી રૂ. ૬૦ લાખ આપણી પાસેથી લેવાના છે તે, અને બીજો ભાગ હિન્દુસ્તાનમાંના ગોરા લશ્કરના પગારમાં કરેલા વધારાના પરિણામે આશરે રૂ. ૧,૨૦,૦૦,૦૦૦ નો જે બોજો આપણા ઉપર પડનાર છે તે. શહેનશાહતને લગતા મોટા સવાલોમાં માથું મારવાનો આપણો રિવાજ નથી અને તેનો નિર્ણય કરવાનું કામ આપણા રાજ્યકર્તાઓને સોંપવામાં આવેલું છે. વાજબી રીતે આ ખર્ચ દક્ષિણ આફ્રિકાના લોકો પાસેથી અગર શહેનશાહી તિજોરીમાંથી લેવાનું જોઈએ. પણ કદાચ દક્ષિણ આફ્રિકાના લોકો તે ખર્ચ આપી શકે તેમ ના હોય તથા શહેનશાહી તિજોરી તે આપવા ખુશી નથી અને આ ખર્ચ કોઈએ તો આપવું જ જોઈએ, તેથી આપણા રાજ્યકર્તાઓએ તે ખર્ચનો અર્ધો હિસ્સો હિન્દુસ્તાનને માથે નાખ્યો છે. અગાઉ થઈ ગયેલા અમલો દરમ્યાન જ્યારે કોઈ પણ કરનો બોજો નાખવામાં આવતો ત્યારે રાજ્યકર્તા તરફથી ફક્ત એમ કહેવામાં આવતું હતું કે તેમ કરવાની અમારી ઇચ્છા થઈ છે, અને તેવું કાંઈ કારણ આપવામાં આવતું નહોતું. હાલમાં તેને બદલે દરેક કરના સંબંધમાં કારણ અપાય છે. આ બોજો હિન્દુસ્તાન પર નાખવાનું કારણ એ આપવામાં આવે છે કે, જરૂર વખતે તે લશ્કર હિન્દુસ્તાનને ઉપયોગી થઈ પડે. આ દલીલ ઘણી લૂલી છે. હિન્દુસ્તાનમાં જે લશ્કર રાખવામાં આવે છે તેનું પાઈએ પાઈનું ખર્ચ આપણે આપીએ છીએ. અત્યાર સુધી જે લશ્કર હિન્દુસ્તાનમાં રહે તેનું ખર્ચ હિન્દી પ્રજાએ આપવું એ નિયમે કામ લેવામાં આવ્યું છે, પણ હાલમાં દાખલ થયેલા આ નવા નિયમથી હવે કયા દેશમાં રાખેલા લશ્કરના ખર્ચનો હિસ્સો હિન્દુસ્તાન પાસેથી નહિ લેવાય તે કહી શકાતું નથી......લશ્કરી ખર્ચના વધતા જતા બોજાનું મૂળ હાલની અવિશ્વાસની સરકારી રાજ્યનીતિમાં છે [illegible] પુરાવા તરીકે ૧૮૫૭ના બળવા પહેલાં [illegible] લશ્કર વચ્ચે ૭ અને એકનું જે પ્રમ[illegible] અને એકનું કરવામાં આવ્યું

છે તે રજૂ કરી શકાય તેમ છે. મારા અભિપ્રાય પ્રમાણે, જ્યાં સુધી આ અવિશ્વાસની રાજ્યનીતિમાં સુધારો નહિ થાય ત્યાં સુધી હિન્દુસ્તાનની અડચણો જારી રહેશે. આ નાખવા ધારેલા બોજના સંબંધમાં નામદાર હિન્દી સરકાર સુભાગ્યે આપણી તરફ છે અને તેણે વખાણવા લાયક હિંમતથી આ બોજ સામે પોતાનો વાંધો ઉઠાવ્યો છે. હિન્દુસ્તાનમાંના ગોરા સિપાઈને મળતું લવાજમ પૂરતું છે. વધારવા ધારેલા પગારની વિરુદ્ધના હિન્દી સરકારના વાંધાની હિન્દી પ્રધાને રાહ જોઈ નથી અને તેને લીધે લવાદનો ચુકાદો આપણી વિરુદ્ધ ગયો છે. આપણી માગણી વાજબી છે અને તે સ્વીકારવી જોઈએ.'[૮]

સને ૧૯૦૫માં બનારસ મુકામે ભરાયેલા કૉંગ્રેસના એકવીસમા અધિવેશનમાં હિન્દુસ્તાનના રાજ્યવહીવટ ઉપર પાર્લમેન્ટરી અંકુશ વધારવાની માગણી કરતો ઠરાવ, અંબાલાલભાઈએ નીચે પ્રમાણે રજૂ કર્યો હતો:

'આ મહાસભા એવો અભિપ્રાય દર્શાવે છે કે, હિન્દુસ્તાનની સરકાર પ્રત્યે પોતાની જવાબદારી વધુ સંતોષકારી રીતે અદા કરવા પાર્લમેન્ટ શક્તિમાન થાય તે માટે અમુક અમુક ગાળે હિન્દુસ્તાનની પરિસ્થિતિ વિષે પાર્લમેન્ટ તરફથી તપાસ કરવાની પ્રથા ફરી દાખલ કરવામાં આવવી જોઈએ. અને હિન્દી વજીરનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી અપાવો જોઈએ.'

ઉપર્યુક્ત ઠરાવ રજૂ કરતાં અંબાલાલભાઈએ કહ્યું હતું કે:

'......હિન્દુસ્તાનના રાજ્યવહીવટની યંત્રરચનામાં મુખ્ય ગતિચક્ર પાર્લમેન્ટ એટલે કે બ્રિટિશ ધારાસભા છે. આ યંત્રરચનામાં આપણે અહીંતહીં સુધારા કરીએ, સ્થાનિક કાઉન્સિલો અને જિલ્લા બોર્ડોમાં સુધારા કરીએ. પણ જ્યાં સુધી મુખ્ય ગતિચક્ર ધીમું ચાલે છે, અથવા ચાલતું જ નથી, ત્યાં સુધી આપણે મોટા અથવા ધરમૂળના સુધારા થવાની આશા ન રાખી શકીએ. આપ જાણો છો કે, કંપની સરકારના વખતમાં જ્યારે જ્યારે પરો ફરી તાજો કરવામાં આવતો ત્યારે હિન્દુસ્તાનના લોકો સંબંધી વિગતવાર તપાસ કરવામાં આવતી; અને આપ એ પણ જાણો છો કે, દરેક તપાસ વખતે કાંઈ ને કાંઈ સુધારા થતા. સને ૧૮૧૩ની તપાસ પછી ઈસ્ટ ઇન્ડિયા કંપનીનો વેપારનો ઈજારો રદ કરવામાં આવ્યો. વીસ વર્ષ પછી ૧૮૩૩નો મહત્ત્વનો કાયદો પસાર થયો, જેની રૂએ હિન્દુસ્તાનમાં વસતી બ્રિટિશ રૈયતને સામ્રાજ્યની બીજી રૈયતોની સાથે સમાન ધોરણ ઉપર મૂકવામાં આવી. છેલ્લી તપાસ સને ૧૮૫૩માં થઈ, તે વખતે દીવાની નોકરીની પરીક્ષા તમામ બ્રિટિશ પ્રજા માટે ખુલ્લી મૂકવામાં આવી. આ પ્રમાણે દરેક તપાસ પછી કાંઈક સંગીન લાભ થતો આવ્યો છે. સને ૧૮૫૮ના કાયદા પ્રમાણે હિન્દુસ્તાનના રાજ્યતંત્રની છેવટની સત્તા પાર્લમેન્ટને સોંપવામાં આવી છે, અને બ્રિટિશ ટાપુઓ તથા સંસ્થાનોની સરકારો પ્રત્યે જે ફરજો પાર્લમેન્ટ બજાવે છે તેવી જ ફરજો હિન્દુસ્તાનની સરકાર પ્રત્યે પણ પાર્લમેન્ટ બજાવે એવી અપેક્ષા રાખવામાં આવે છે, પરંતુ આપણે દિલગીરી સાથે જણાવવું પડે છે કે, હિન્દુસ્તાનના રાજ્યવહીવટમાં પાર્લમેન્ટ બહુ થોડો અથવા નહિ જેવો રસ લે છે, સિવાય કે કોઈ મોટો ધડાકો થાય. વરસમાં એક વાર જ હિન્દી અંદાજપત્ર બ્રિટિશ પાર્લમેન્ટ સમક્ષ આવે છે અને તે માટે એવો વખત પસંદ કરવામાં આવે છે કે સભ્યોમાંના ઘણા તે વખતે બહાર ગયેલા હોય છે. માંડમાંડ ચાળીસેક સભ્યો ભેગા કરી શકાય છે. હિન્દી વજીર અંદાજપત્ર વાંચી જાય છે અને તેને મંજૂરી આપતો ઠરાવ પસાર થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાનું એક કારણ તો એ છે કે, આપણી બાબતમાં બ્રિટિશ પાર્લમેન્ટ બહુ અજ્ઞાત છે. સ્વાભાવિક રીતે જ અહીં મોકલેલા પોતાના માણસો ઉપર વિશ્વાસ રાખીને તેઓ ચાલે છે. પણ આપણો દેશ કેળવણીમાં કેટલો આગળ વધ્યો છે તેનો તેમને ખ્યાલ નથી. એટલે તેમની સમક્ષ ચોક્કસ આંકડા અને હકીકતો રજૂ થાય એ બહુ આવશ્યક છે અને આવા આંકડા અને હકીકતો તો ત્યારે જ એકત્ર થઈ શકે, જ્યારે કંપની સરકારના વખતમાં દર વીસ વર્ષે જેવી તપાસ થતી હતી તેવી વિગતવાર તપાસ કરવામાં આવે.

આ ઠરાવનો બીજો ભાગ તો વિગતને લગતો છે. પણ તેને માટે બે કારણો છે. હકીકત એમ છે કે, ઈંગ્લૅન્ડમાંના વસાહતી દફતરનો આખો ખર્ચ બ્રિટિશ સરકાર ઉપાડી લે છે. જ્યારે ઈંગ્લૅન્ડમાંના હિન્દી દફતરનો આખો ખર્ચ હિન્દી તિજોરી પર પડે છે. ન્યાયની રીતે જોતાં હિન્દી દફતરનો પણ આખો ખર્ચ બ્રિટિશ

સરકારે ઉપાડવો જોઇએ. વળી આ માગણી કરવાનું બીજું પણ એક કારણ છે. જો હિન્દી વજીરનો પગાર બ્રિટિશ તિજોરીમાંથી પડે તો બ્રિટિશ અંદાજપત્રની ચર્ચા વખતે, બ્રિટિશ પાર્લમેન્ટના વહીવટ પ્રમાણે કોઈ પણ હિન્દી ફરિયાદ પણ ચર્ચા માટે પાર્લમેન્ટ સમક્ષ લાવી શકાય. હું કહી ગયો તેમ, તપાસની અસર એ થાય કે બ્રિટિશ અંદાજપત્રની ચર્ચા વખતે હિન્દી ફરિયાદો પાર્લમેન્ટ સમક્ષ રજૂ કરી શકાય. મારો અંગત અભિપ્રાય તો એવો છે અને હું માનું છું કે ઘણાનો એવો અભિપ્રાય હશે કે, આપણાં બધાં દુઃખોનો ઈલાજ આથી કાંઈ થઈ જવાનો નથી. આપણી મુક્તિ તો છેવટે આપણા પોતાના જ હાથમાં છે. દરમ્યાન આપણે આવા ઉપાયો અજમાવીએ જેથી આપણાં દુઃખ કાંઈક અંશે ઓછાં થાય.'૯

હિન્દની નોકરશાહી તરફનું તેમનું વલણ તા. ૨૬-૨-૧૯૦૫ની તેમની 'પ્રજાબંધુ'ની નોંધમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે.

'આપણા શિક્ષિત લોકો ધીમેધીમે આમવર્ગમાં ભળતા જાય છે અને લોકો પણ હવે સમજવા લાગ્યા છે, કે આ શિક્ષિત લોકો જ આપણા મિત્રો છે અને નહિ કે તેમના વધારે હિતેચ્છુ હોવાનો ડોળ કરનારા પેલા અમલદારો, જેઓ તેમની પાસેથી છેલ્લી પાઈ નીચોવી લઈ તેમને પૂરું એક ટંક ખાવાનું પણ રહેવા દેતા નથી. લોકો તો હવે ધીમેધીમે જોઈ શકે છે કે પેલા સરકારી અમલદારો, જે માબાપ હોવાનો દાવો કરે છે, તેઓ માત્ર કર ઉઘરાવવાના જ સગા છે અને એમની આખી રાજ્યનીતિ લોકોને ગરીબાઈ અને ભૂખમરામાં ખેંચી જનારી છે. આપણે જાણીએ છીએ કે આપણા દેશનો સાચો ઉદય આપણી અંદરથી જ થવાનો છે. તુમાખી અને ઉદ્ધત અંગ્રેજ અમલદારોને એ પસંદ પડે કે નહિ પણ આપણે તો બંધારણપૂર્વકના ઉપાયોથી આપણા ઉદય માટે પ્રયાસ જારી જ રાખવાનો છે. આપણે જાણીએ છીએ કે પ્રજાઓ આપબળે જ ઘડાય છે. માટે મોટા મોટા શબ્દો વાપરી આપણા રાષ્ટ્રીય સદ્‌ગુણોને ઉતારી પાડનારા અને આપણા કિંમતી રાષ્ટ્રીય વારસાની બદનક્ષી કરનારની તિરસ્કારયુક્ત અવગણના કરવી, એ જ આપણા ધ્યેયને પહોંચવાનું પહેલું પગથિયું છે.'૧૦

સને ૧૯૦૬માં 'ભરૂચ ડિસ્ટ્રિક્ટ એસોસીએશન'સમક્ષ આપેલા વ્યાખ્યાનમાં અંબાલાલભાઈએ શિક્ષિતોને સરકારથી ડર્યા વગર લોકોની સેવા કરવાનો અને તેમ કરતાં જેલમાં જવું પડે તો તે માટે પણ તૈયાર રહેવાનો અનુરોધ કર્યો:

'આપણા દેશી અમલદારોમાંના કેટલાક સરકારની શાબાશી લેવા, બક્ષિસ લેવા, ઉપરીને ખોટું ન લગાડવા અથવા તાતાથૈયા વગાડવા, અબુદ્ધિથી અથવા કેવળ બીકથી ગરીબડાઓ પાસેથી જુલમ વાપરીને પૈસા ઉઘરાવે છે. આ ઘણી દિલગીરી અને શરમની વાત છે. ........મારા ભણેલા મિત્રો જેઓ ભણીભણીને સૂકા લાકડા જેવા થઈ જાય છે તેઓ બીને ધ્રુજી મરે છે. જેમ રોટલાના એક કટકા પાછળ સો કૂતરા ભમે છે તેમ સરકારી જગ્યા પાછળ તેઓ ભમ્યા કરે છે, અને ફલાણી મંડળી કે ફલાણી ક્લબમાં જઇશું તો સરકારના ગુનેગારો ઠરીશું. રોટલી જતી રહેશે, એમ મનમાં સમજી કંઈ સાર્વજનિક કામ તેઓ કરતા નથી. તેવાઓને હું સવાલ કરું છું કે જગતનું પૂરું કોણ કરે છે? સરકાર રૈયતનું પૂરું કરે છે કે રૈયત સરકારનું પૂરું કરે છે? જગતનું પૂરું કરનાર ઇશ્વર છે અને રૈયત સરકારનું ખરચ પૂરું કરે તોપણ તે (રૈયતનું) પોષણ કરતી નથી. આ વાતો પ્રસિદ્ધ છતાં માત્ર સરકારના રોટલાની આશાથી જેઓ રૈયતનું હિત કરનાર કૉંગ્રેસને વખોડે છે અથવા એથી અળગા રહે છે તેઓ ખરેખરા રાજદ્રોહી અને લાલચુ કૂતરા જેવા હોવા જોઈએ. આપણે શા સારુ કોઈનાથી ડરવું જોઇએ? તમારા મનને સવાલ કરો કે શું પાપ, ગુનો યા અપરાધ આપણે કર્યો છે? શી અનીતિ કરી છે કે આપણે નકામા ડરવું પડે? આપણે નીતિમાન છીએ, આપણે રાજભક્ત છીએ, છતાં અન્યાયથી, ખોટા તહોમતથી અને ગેરઈન્સાફથી કદી કોઈને જેલમાં જવું પડે તો તે માણસ જેલમાં નહિ પણ સ્વર્ગમાં ગયો સમજવો.'૧૧

સને ૧૯૦૬માં કલકત્તા મુકામે ભરાયેલી બીજી ઔદ્યોગિક પરિષદમાં 'સ્વાશ્રય અને ઔદ્યોગિક પ્રગતિ' એ વિષય ઉપર પોતાનો ઠરાવ રજૂ કરતી વખતે કરેલા ભાષણમાં અંબાલાલભાઈએ કહ્યું :

'........મારો અંગત અભિપ્રાય તો એ છે કે, સરકાર કે બીજા કોઈના ઉપર પણ આધાર રાખવા કરતાં હું મારા પોતાના ઉપર આધાર રાખવાનું વધારે પસંદ કરું. ગૃહસ્થો, હું આપને બે સૂત્રોનું સ્મરણ કરાવીશ. પોતાના બાપની પાસે પણ યાચના ન કરો. નાની બાબતોમાં પણ શાને સરકાર પાસે જવું અને કહેવું કે, આ કરો અને તે કરો? આપણે કહીએ છીએ કે, અમે અજ્ઞાન છીએ, અમને જ્ઞાન આપો. અમે ગરીબ છીએ; માટે એક નાનકડી કૉલેજ પણ તમે કાઢો, પણ સરકારને પૈસા કોણ આપે છે? સરકારને પૈસા આપનારા આપણે જ છીએ. તો પછી જે કામ, સરકાર કાં તો પોતાની તેવી નીતિ હોવાને કારણે, કાં તો બેપરવાઈને કારણે, કરી શકતી નથી અથવા કરતી નથી, તે આપણે સૌ દેશના ઉત્તમ પુરુષો એકત્ર થઈને કેમ ન કરી શકીએ? ગૃહસ્થો, આપણો ધર્મ આપણને એમ જ કરવાનું શીખવે છે. ભગવદ્‌ગીતાના વાચકો જાણે છે કે: उद्धरेदात्मनात्मानम्। આપણા ગ્રંથનું–આપણા અમર ગ્રંથનું જીવનસૂત્ર છે.'[૧૨]

સને ૧૯૦૭ના જૂનમાં 'જલાલપુર કૃષિમંડળ' સમક્ષ આપેલા વ્યાખ્યાનમાં, જીવનનાં બીજાં ક્ષેત્રોની જેમ ન્યાયના ક્ષેત્રમાં સ્વાશ્રયી બનવાનો તેમણે લોકોને અનુરોધ કર્યો. સંપને મંડળના એક ઉત્તમ ઉદ્દેશ ગણાવીને અંબાલાલભાઈએ કહ્યું :

'......લોકો મિથ્યા અભિમાનથી ઉશ્કેરાઈ માંહોમાંહે કજિયા કરે છે. સરકાર કજિયા ઉપર હકસાઈ લે છે; એવું તેના ન્યાયખાતાનું ધોરણ છે. તેથી આપણાથી બને તેટલા કજિયા ઘરમેળે ચૂકવવા તે આપણા લાભની વાત છે. માત્ર એક ગામનો જ નહીં, પણ મોટા રાજ્યનો ઇન્સાફ કરી શકે તેવા કેટલાક પુરુષો અહીં હાજર છે; તો કોર્ટે ચડી પૈસેટકે ખુવાર થવા કરતાં તેવા પુરુષોના બનેલા પંચ દ્વારા શા માટે ન્યાય ન મેળવવો?'[૧૩]

ગાંધીજીના નેતૃત્વ નીચે દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ તેમના સ્વમાન અને હક્ક માટે જે લડત ચલાવી રહ્યા હતા તે તરફ અંબાલાલભાઈની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. તે લડત તરફ સહાનુભૂતિ વ્યક્ત કરવા અમદાવાદમાં તા ૧૯–૧–૧૯૦૮ના રોજ મળેલી જાહેરસભામાં તેમણે નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો :

"આ સભામાં મળેલા અત્રેના શહેરીઓ ટ્રાન્સવાલની સરકાર એશિયાટિકોને રજિસ્ટર કરવાનો કાયદો પસાર કરી ત્યાં વસતા હિન્દીઓને કેદ કરવાનું નિર્દય વર્તન ચલાવે છે તે માટે તેના તરફ પોતાનો ક્રોધ દર્શાવે છે. વધુમાં તેઓ તેમના સ્વદેશીજનો ટ્રાન્સવાલમાં સ્વમાન અને હકની લાગણીને માટે જે જે કષ્ટ ભોગવે છે તેમના તરફ અંતઃકરણપૂર્વક દિલસોજી દર્શાવે છે.'[૧૪]

તા. ૨૬–૯–૧૯૦૯ના રોજ ભરાયેલી બીજી એક જાહેરસભાના પ્રમુખપદેથી બોલતાં તેમણે જણાવ્યું કે દક્ષિણ આફ્રિકાના હિન્દીઓનો સવાલ એ રાષ્ટ્રની પ્રતિષ્ઠાનો સવાલ છે :

'......આમાં જે કાંઈ મુખ્ય સવાલ છે તે National Honour–પ્રજાકીય પ્રતિષ્ઠાને લગતો છે. આ પ્રકારની પોતાની પ્રજાકીય પ્રતિષ્ઠા જાળવી રાખવાને ત્યાં વસતા હિન્દીવાસીઓએ સખતમાં સખત પ્રતિજ્ઞા લીધી છે કે, જેલમાં જવું પણ જુલમી કાયદાને આધીન થઈને આંગળાંની છાપો તો આપવી નહીં જ. બંધુઓ! આજકાલ તો જેલમાં પણ હિન્દવાસીઓ ભૂખે મરવા લાગ્યા છે. તેમને ટાઢતડકો સહન કરવાં પડે છે, સખત મજૂરી કરવી પડે છે, છતાં તેમના દૃઢ નિશ્ચયમાંથી તેઓ ચલાયમાન થયા નથી. આપણા બંધુઓ હિન્દની પ્રજાકીય પ્રતિષ્ઠાને માટે આ પ્રકારની જે સત્યાગ્રહની લડત ચલાવી રહ્યા છે તેમની પ્રત્યે આપણે આપણી દિલસોજી જાહેર કરવી અને તે જુલમી કાયદાની સામે પોકાર ઉઠાવવો, તે આપણી મુખ્ય ફરજ છે, કે જે ફરજ બજાવવાને આજે આપણે એકઠા મળ્યા છીએ.'[૧૫]

ભારતનાં દેશી રાજ્યોનું મૂળભૂત લક્ષણ આપખુદી હોવાથી અંબાલાલભાઈ દેશી રાજ્યોના વિરોધી હતા, જોકે સંજોગવશાત્ તેમણે પોતે જ ૨૪ વર્ષ વડોદરાના ન્યાયખાતામાં કામ કર્યું હતું. દેશી રાજ્યો વિશેના અંબાલાલભાઈના વિચારો દર્શાવતાં બળવંતરાય ઠાકોર લખે છે :

'મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડના અનેક શુભ લક્ષણોના અંબાલાલભાઈ પ્રસંગોપાત ઉમંગથી વખાણ કરનાર હતા. પણ દેશી રાજ્ય એટલે એકહથ્થુ રાજ્યસત્તા (despotic personal rule–ડેસ્પૉટિક પર્સનલ રૂલ) અને કોઈ રાજા પંડે પ્રજાહિત માટે ગમે તેટલો લાગણીવાળો,

કાએલ, સદાચરણી, ઉદ્યોગી અને દેખતો હોય તો પણ રાજા-નું રાજ્ય તે આખરે રાજાનું રાજ્ય (personal government is after all personal government) નિષ્પક્ષપાત કાયદાના રાજ્ય (impartial reign of law)ની શીળી છાયા અને સ્વતંત્રતા અને કુદરતી આપસુધારણાની તાકાત (natural power of selfimprovement) એમાં ન જ હોય. એ એમનો પરિપકવ મત દેશી રાજાઓ અને દેશી રાજ્યોના વહીવટનો એમનો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ દઢતર જ થતો ગયો. કોઈ પણ રાજ્યબંધારણની ખાસિયતો રાજકીય ક્ષેત્રમાં જ પુરાઈ રહેતી નથી. પ્રજાજીવનના થરેથરમાં તે અમૃત કે વિષની માફક વ્યાપી જાય છે, એ સત્યના પોતે અસંખ્ય દૃષ્ટાન્તો જોતા અને કોઈ વાર ટકોરથી તો કોઈ વાર તપી જઈને બતાવતા. પોતે કહેતા, જ્યાં આપખુદી રાજા, ત્યાં બીજા બધા ખુશામદખોર ગુલામ, એ તો જાણે સૌ જુવે છે. પણ જ્યાં રાજા આપખુદી, ત્યાં દીવાન, ન્યાયાધીશ અને અમલદાર માત્ર આપખુદી, અરે એટલું જ શાને, ત્યાં કુટુંબે કુટુંબે વડીલ માણસ હોય તે પણ જાણે પોતે શ્રીમંત ગાયકવાડ ના હોય એટલો આપખુદી.'૧૬

વેબ નામના કરાંચીના એક અગ્રગણ્ય અંગ્રેજ વેપારી 'હિન્દ અને સામ્રાજ્ય' નામનું એક પુસ્તક લખ્યું હતું. તેમાં ચેમ્બરલેનના પસંદગીની જકાતના સિદ્ધાંતનો પુરસ્કાર કરીને બ્રિટિશ સામ્રાજ્યના આર્થિક સમવાયતંત્રની રચનાનું સૂચન કરવામાં આવ્યું હતું. સને ૧૯૦૯ના જાન્યુઆરીના 'મૉડર્ન રીવ્યૂ'માં અંબાલાલભાઈએ પ્રસ્તુત પુસ્તકની સમીક્ષા કરી હતી. તે સમીક્ષામાં તેમણે બ્રિટનને ભારત પ્રત્યેની તેની સ્વાર્થી નીતિ ત્યજી દેવાનો અને ભારતને સામ્રાજ્યમાં સમાન દરજ્જો આપવાનો અનુરોધ કર્યો:

'હવે, ઈંગ્લંડ સાથેનું હિન્દનું જોડાણ અંગ્રેજ રાજકર્તાઓ કરતાં પણ હિન્દીઓને વધારે ફાયદાકારક છે એ સિદ્ધાંત માન્ય કરવાની હિન્દીઓ ના પાડે તો તેમને માટે ક્ષમ્ય ગણાવું જોઈએ......પરંતુ ઈંગ્લંડ આજે હિન્દમાં જે નીતિ ચલાવી રહ્યું છે તે છોડી દઈને પોતાના સર્વોપરીપણામાં હિન્દીઓને પણ કાયમ માટે ભેળવવાની નીતિ અખત્યાર કરવાનું ઈંગ્લંડને સમજાવી શકાય તો ઈંગ્લંડ ઉપર અણધારી આવી પડનારી કલ્પિત આપત્તિ અશક્યવત્ બની જાય, એમ નિઃશંક કહી શકાય. જ્ઞાનવાન, બળવાન અને સમૃદ્ધ હિન્દ જો પોતાને પડખે હોય તો ઈંગ્લંડ સૌથી બળવાન સત્તાઓનો અથવા તો એકત્રિત થયેલી જગતની સૌથી બળવાન સત્તાઓનો સામનો કરી શકે. બ્રિટનની રાજનીતિના આ અંગ તરફ તેના રાજપુરુષો પોતાનું લક્ષ દોડાવે તે સમય હવે આવી ચૂક્યો છે. લાંબા કાળને લીધે જડ થઈ ગયેલા પૂર્વગ્રહો તથા અમુક વર્ગોનાં સ્થાપિત હિતો, આવું હિંમતભર્યું પગલું તાત્કાલિક ભરવા ન દે અને થોડો વખત અંતરાય પણ નાખી શકે. પરંતુ આ એક જ ઉપાય છે જેથી હિન્દનું કાયમી કલ્યાણ પણ સધાય અને આ દેશમાં બ્રિટિશ રાજ્યની જડ પણ બાઝે.'૧૭

પસંદગીની જકાતનું પરિણામ કેવું આવે તે દર્શાવીને અંબાલાલભાઈએ સામ્રાજ્યના સૂચિત આર્થિક સમવાયતંત્રનું ખરું સ્વરૂપ સમજાવ્યું:

'ઈંગ્લંડના લાભ ખાતર હિન્દુસ્તાને કાચા માલના ઉત્પાદક તરીકે ચાલુ રહેવું, તેના બજારોમાં બીજી પ્રજાઓના માલની સામે બ્રિટિશ માલને વધારે પ્રમાણમાં લાભ મળે તેમ કરવું અને હિન્દને ભોગે ઈંગ્લંડની ઔદ્યોગિક સર્વોપરિતા ટકાવી રાખવી.'૧૮

સૂચિત સમવાયતંત્રમાં પણ અંબાલાલભાઈએ ભારત માટે સમાનતાની માગણી કરી:

'......હિન્દીઓ આ દરખાસ્ત ઉપર એક જ શરતે વિચાર કરી શકે એમ પહેલેથી કહી દેવું ઠીક થઈ પડશે. તે શરત એ છે કે, સામ્રાજ્યના બધા ભાગો પ્રત્યેનું વર્તન સંપૂર્ણ રીતે સમાન હોવું જોઇએ. પછી ભલેને તે ગોરા, ઘઉંવર્ણા કે કાળા કેમ ન હોય.'૧૯

સને ૧૯૦૯ના માર્ચમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હીરક મહોત્સવ પ્રસંગે પ્રમુખ તરીકે આપેલા તેમના વ્યાખ્યાનમાં, સોસાયટીની ભવિષ્યની પ્રવૃત્તિઓની ચર્ચા કરતાં, ભારતનું ભાવિ બંધારણ સમવાયતંત્ર જ હોઈ શકે એ મહત્ત્વનો વિચાર અંબાલાલભાઈએ વ્યક્ત કર્યો:

'આ વિષે મ્હારે પ્રથમ કંઈક કહેવાનું છે તે ઉપર દર્શાવેલા વિચારથી આપના કળ્યામાં આવ્યું હશે. તે એ છે કે દેશના બધી જાતના ઉત્કર્ષના સમારંભ જોડે આ

મંડળની પૂર્ણ સહાનુભૂતિ જોઈએ. એ બધા સમારંભથી જ સાહિત્યની વૃદ્ધિ થવાનો પૂર્ણ જોગ છે. માટે એવી સહાનુભૂતિમાં આવા મંડળનો સ્વાર્થ રહેલો છે. એવી રીતે સહાનુભૂતિની દૃષ્ટિએ જોતાં પ્રથમ સવાલ એ થાય છે કે આ તથા બીજાં આવાં મંડળોએ પોતાનો શ્રમ બંધ કરવો કે જારી રાખવો? આ પ્રશ્ન કેટલાકને હસવા જેવો લાગશે, પણ તે તેવો નથી. હાલ કેટલાક એવું માને છે કે દેશનું ઐક્ય વધારવાના અર્થે એક જ ભાષા કરવી જોઈએ. હવે જો એક જ ભાષા થાય તો કાં તો અંગ્રેજી થાય કે હિન્દી થાય, પણ ગુજરાતીને કંઈ આશા નથી. કદાપિ એમ કહેવામાં આવશે કે આપણે તો કરીએ છીએ તે કર્યાં કરો, પછી જે થાય તે ખરું, પણ આવું મન રાખવું ઘટારત નથી. જો એ વાત નક્કી જ હોય કે આ ભાષા રહેવાની જ નથી, તો પછી વ્યર્થ કાલ ને શ્રમ શું કામ ખરચવાં? હવે મ્હારી જાતના નમ્ર વિચાર આપના આગળ આ સંબંધમાં મૂકું છું. હિન્દુસ્તાનનું ઐક્ય થાય એ મ્હારા મનનો ઊંડો મનોરથ છે. તેમ બીજાનો પણ હશે જ. પણ એ ઐક્ય સામ્રાજ્યના સ્વરૂપનું (Federal Union) થવું જોઈએ, ને તેવું જ થવું ઇષ્ટ છે, ને તેવું જ થવું શક્ય છે એમ હું ધારું છું. બધો દેશ સર્વ રીતે એક થાય એમ સૈકા કે બે સૈકામાં બને એમ હું ધારતો નથી જે ઐક્ય થશે તે સામ્રાજ્યના સ્વરૂપનું થશે, એટલે બંગાલ, હિન્દુસ્તાન, ગુજરાત, મહારાષ્ટ્ર, તૈલંગ વગેરે જુદા જુદા ખંડો એક સંપથી જોડાશે. આવી સ્થિતિ થાય તો દરેક મુખ્ય ભાષા ને તેનું સાહિત્ય અવિકલ રહેશે. એ વાત ખરી છે કે જેમ જેમ સંપ ને એકતા વધશે તેમ તેમ દેશની બધી ભાષાઓ પાસેપાસે આવતી જશે. પ્રત્યેક ભાગના જે લોક છે, તેમના ગુણલક્ષણ ધીમે ધીમે મળતા થશે. પણ લાંબામાં લાંબી નજર કરતાં પણ ગુજરાતી, પંજાબી, દક્ષિણી, બંગાલી, હિન્દુસ્તાની, તેલંગી એ બધા સર્વ રીતે એક થાય એવો કાલ જો આવવાનો હશે તો તે ઘણો દૂર છે એમ હું માનું છું. હાલ અમેરિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં જુદી જુદી ભાષાઓ હોવાથી પ્રજાઓ ભેગી રહે છે તેમ અત્રે બનવું વધારે સંભવિત છે.'[૨૦]

અંબાલાલભાઈ 'સ્વદેશી'ના મહાન પુરસ્કર્તા હતા તે વિષેના તેમના વિચારો આપણે પ્રસ્તુત લેખમાળાના ૧૨મા લેખમાં જોઈ ગયા છીએ.

અનેક રીતે અંબાલાલભાઈ ગાંધીજીના પુરોગામી હતા. ગાંધીજીની જેમ અંબાલાલભાઈ પણ માનતા કે દેશનું મુખ્ય કાર્ય શહેરો અને ધારાસભાઓમાં નહિ પણ ગામડાઓની શેરીઓમાં કરવાનું છે:

'કૉંગ્રેસો ભરો, ધારાસભાઓ ગજાવો, પણ દેશનું ખરું કામ કરવાનું છે તે મુંબાઈ–કલકત્તામાં કરવાનું નથી પણ નાનાં ગામોની શેરીઓમાં અને ગામડાંનાં ઝૂંપડાંમાં કરવાનું છે.'[૨૧]

ગાંધીજીની જેમ અંબાલાલભાઈએ પણ લોકોને અભયનો મંત્ર આપ્યો. નિર્ભય બનીને લોકોની સેવા કરવાનો અને તેના પરિણામે જરૂર પડે તો જેલમાં જવા તૈયાર રહેવાનો તેમણે શિક્ષિતોને અનુરોધ કર્યો. તેમણે 'સ્વદેશી'નો પુરસ્કાર કર્યો. પરંતુ ગાંધીજી ગૃહ-ઉદ્યોગોમાં શ્રદ્ધા ધરાવતા જ્યારે અંબાલાલભાઈ ઔદ્યોગિકરણના હિમાયતી હતા.

અંબાલાલભાઈ એક પ્રગતિશીલ અને ઉદારમત-વાદી દેશભક્ત અને વિકસતા ગુજરાતી–ભારતીય મૂડી-વાદના પ્રતિનિધિ હતા. ડૉ. સુમન્ત મહેતાએ કહ્યું છે તેમ તેઓ 'એક મહાન હિન્દી' હતા.[૨૨]

## સંદર્ભ-સૂચિ

૧ 'સમાજસુધારાનું રેખાદર્શન,' પૃ. ૧૬૭.
૨ 'ગતશતકનું સાહિત્ય,' પૃ. ૩૩ સામેની અંબાલાલ-ભાઈની છબિ નીચેનું લખાણ.
૩ 'સ્વ. દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈનાં ભાષણો અને લેખો'ની વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર સંપાદિત અને 'નવજીવન પ્રેસ' દ્વારા પ્રકાશિત વિસ્તૃત આવૃત્તિ, પૃ. ४६૮.
૪ બળવંતરાય કલ્યાણરાય ઠાકોર કૃત 'અંબાલાલ-ભાઈ,' પૃ. ૮–૯.
૫ નરહરિ પરીખ કૃત 'દી. બ. અંબાલાલભાઈ–જીવનદર્શન,' પૃ. ૪૭.
૬ 'ભાષણો અને લેખો'ની વિસ્તૃત આવૃત્તિ, પૃ. ૪૬૬
૭ ,, ,, ,, ,, ,, પૃ. ૧૬૧
૮ ,, ,, ,, ,, ,, પૃ. ૫૩૬–૩૩

(અનુસંધાન પૃ. ૩૬૫)

# અપારમચીને પત્રો

## પાંચમો પત્ર: 'જીવનનો આનંદ' : (૧)

સુમન શાહ

પ્રિય અપારમચી,

આ પત્ર ભારતી માટે લખું છું. છેલ્લી ત્રણે ય કૃતિઓનું 'સમ–અપ' કરવાના કંટાળાથી તેં મને મુક્ત કરી દીધો તેથી નિરાંત થઈ. 'જીવન' અને 'આનંદ'ને એકલી છઠ્ઠી વિભક્તિના જ નહિ, બધી ય વિભક્તિના પ્રત્યયથી જોડવા જોઈએ, વાસ્તવમાં આપણે એમ પ્રયોજતાં પણ હોઇએ છીએ–પોતપોતાની રીતે. 'જીવન વડે આનંદ' જેવા તૃતીયાના પ્રયોગમાં જીવનની કરણતા અસલ નીવડે, તો, 'જીવન માટે આનદ' જેવા ચતુર્થીના પ્રયોગમાં જીવનની, સંપ્રદાન તરીકે આનંદની, પાયકવૃત્તિ પણ ન જ ગમે. 'જીવનથી આનંદ' એવા પંચમીના પ્રયોગમાં જીવન અવધિભૂત–અપાદાન–છે, આનંદ એનાથી છૂટો પડી ગયો છે એવી બેદરકારી હકીકત દશ્ય થાય છે, જ્યારે સપ્તમીના 'જીવનમાં આનંદ' એ પ્રયોગમાં જીવન આધારભૂતકારક એટલે કે અધિકરણ બને છે–પણ એવો આશ્રય સ્વીકારવા આનંદ પોતે જ તૈયાર નથી. જીવન, જો ઉપાત્તવિષય અપાદાન બને–જીવનમાંથી સ્ફુરાયમાણ થતો આનંદ–એમ પ્રયોજી શકાય અને 'જીવનમાં આનંદ'માં જીવન, જો અભિવ્યાપક અધિકરણ–'તલમાં તેલ'–જેવું પ્રયોજી શકાય તો તો ઘણું જ સરસ થાય. પરંતુ વાસ્તવમાં છે જીવન અને શોધવાનો છે આનદ. જીવવું તે જ આનંદવું એવું જો કવિ કે કોઈ આપણને પ્રતીત કરાવે તો થોડુંઘણું ય બળ મળે. 'જીવન'નો 'આનંદ' સેવ્યસેવકભાવે, આધારઆધેયભાવે, અવયવાવયવિભાવે, પ્રકૃતિવિકૃતિભાવે, જન્યજનકભાવે, ગુણગુણિતભાવે–કયા ભાવે સંબંધમાં આવ્યા છે? કે પછી એમની વચ્ચે સમાનાધિકરણ્ય પ્રવર્તે છે? આ પાછલો પ્રશ્ન જ આપણો વિષય છે–કાકાસાહેબનો તો હતો અને છે. જીવન અને આનંદના સમાનાધિકરણ્યની પિપાસામાં ભમતા જીવથી નિબંધો આ બધા લખાયા છે અથવા એને લખવા પડ્યા છે.

આ નિબંધોના સંદર્ભમાં નિબંધકાર કાકાસાહેબનો વિચાર કરીએ છીએ ત્યારે એમની એક પ્રકૃતિપ્રેમી તરીકેની મુદ્રા આપણા ઋષિઓ અને રવીન્દ્રનાથ–વર્ડ્ઝવર્થ જેવા પ્રકૃતિકવિઓની યાદ આપે છે, તો સાથેસાથે, આ નિબંધો ભારતના સ્વાતંત્ર્યસંગ્રામના દિવસોમાં તથા ગાંધીજી જેવા મહાત્મા સાધકના અંતેવાસીથી લખાયા છે એ ભૂલી પણ નથી શકાતું–આ બંને પ્રતિભાવોની જોગવાઈ ખુદ નિબંધો જ કરી આપે છે.

ગાંધીવાદી ચિંતકોનો વિચાર કરીએ છીએ ત્યારે એમની જ્ઞાનસંપત્તિ વિશે અને વિષયનિષ્ઠા માટે ખૂબ ખૂબ માન થયા વિના રહેતું નથી; પણ એઓની, દેશ, પ્રજા, સ્વાતંત્ર્ય, સમાજકલ્યાણ વગેરેની ખેવના કલા, સાહિત્ય આદિની અપેક્ષાએ પ્રાધાન્ય ભોગવતી જણાય છે એટલું જ નહિ કલા સાહિત્ય આદિને કલ્યાણ આદિના સાધન તરીકે તેઓ જોતા જણાય છે ત્યારે એ માન કરવા–અનુભવવામાં કશુંક ખૂંચે છે આપણને. જો કે વિષય પ્રત્યેની નિષ્ઠા બેનમૂન જેવી હોવાથી, તેઓ સાહિત્ય, કલાની તલાવગાહી વિચારણા કરવાના શ્રમમાંથી પાછા નથી પડતા એ સુખદ વાત છે. આ વલણ કાકાસાહેબમાં પણ છે. તેઓ કલાવિષયક નિબંધો લખે છે તો ય 'જીવનનો ઓપ' સમજીને, નિવૃત્તિમાં નિરીક્ષણ કરે છે સૃષ્ટિનું, ત્યારે ય દેશની સમકાલીન પરિસ્થિતિની લેરખીઓ લખાણમાં આવ-જા કરતી હોય છે. 'પ્રકૃતિનું હાસ્ય' આલેખતી વખતે કે 'અનંતનો વિસ્તાર' શબ્દસ્થ કરતી વખતે પણ આવું બનતું હોય છે. આના કારણે 'જીવનનો ઓપ'માંના કલાવિષયક નિબંધો શુદ્ધ બની શક્યા નથી એ સુવિદિત છે. લલિત નિબંધને લાગેવળગે છે ત્યાં સુધી બાકીના ત્રણે ય વિભાગના નિબંધો વિશે બહુ કહેવાપણું ન રહે. છતાં 'અનંતનો વિસ્તાર'માંનું આકાશદર્શન, વાચકના નક્ષત્રો અને તારાઓ વિશેના અજ્ઞાનને કારણે સૌન્દર્યાનંદભોગમાં સહભાગી નથી બનાવતું–જો કે તદ્‌વિદો માટે તે એટલું જ ભોગ્ય હોઈ શકે અને નિરૂપણની રમતિયાળ માયાળુ પદ્ધતિ તો ત્યાં પણ એટલી જ સર્વભોગ્ય છે.

જીવન છે, શોધવાનો છે આનંદ. આનંદ સૌન્દર્યની અપેક્ષા રાખે છે અને આ સૃષ્ટિમાં સૌન્દર્યનો પાર નથી એ વાતમાં તો તું ય હા કહીશ એ હું જાણું છું. આનંદની અપાર શક્યતાઓ છે–બધું ખૂટશે કદાચ, કાવ્યનો વિષય કદી નહિ ખૂટે–'વહે નિરંતર અનંત આનંદધારા...' ઘરેડ જીવનમાં ક્લેશ છે, સાંધા છે, ખાઈઓ છે–એ બધું ભરી દેવાનું છે. 'લોકો'ને આનંદશોધનમાં રસ નથી, પણ કવિને તો છે જ. હું માનવી, પ્રકૃતિનું બુદ્ધિહૃદયદત્ત અંગ છું–સૌન્દર્યશોધનનો મારો હક્ક અને ફરજ–એ ય, મારાં વરદાન છે. પ્રકૃતિ એના ક્ષુદ્રભદ્ર રૂપોમાં, સૂક્ષ્મ-સ્થૂળ પદાર્થોમાં, સીમામાં ભૂમામાં, એકતામાં અનેકતામાં, વૈવિધ્યમાં અખિલ એકરૂપતામાં વિલસી રહી છે. રૂપમાં જ નિત્ય નવીન આનંદ છે. ઋષિભાવે કવિભાવે કાકાસાહેબ આ કુદરત પાસે ગયા ત્યારે સૌન્દર્યપારખુ સંશોધક જીવનનું પાત્ર ભરી દેવામાં આવ્યું. પ્રકૃતિની ભયાનકતા, ભવ્યતા, ઋજુતા, એમાંથી અવગત થતો વિચારસૌન્દર્ય કે ચિંતનસૌન્દર્યનો બોધ બધું જ કાકાસાહેબ જોઈ-બતાવી શકે છે. સૌન્દર્ય-પ્રાપ્તિ અને આનંદદર્શન માટે દૃષ્ટિ હોય તો ય ઉત્સાહ જોઈએ, નિરુદ્દેશે ભટકવાનું જોઈએ, તીવ્ર પ્રકારની સંશોધનવૃત્તિ જોઈએ. કાકાસાહેબ પાસે આ બધું ન ખૂટે તેટલું છે. આ સૌને વારંવાર અજવાળે, ટકાવી રાખે, બળ–ટેકો આપે, સ્પષ્ટ કરે તેવી બહુશ્રુતતા પણ એમની પાસે છે. કોઈ એક સામાન્ય વિષય જ તેઓ લે છે અને એનો ઇતિહાસસંદર્ભ, એની ભૂગોળ, એની સંસ્કૃતિ, એનું પ્રાકૃતિક સૌન્દર્ય તેઓ તપાસે છે તો એને વિજ્ઞાનની કસોટીએ ચઢાવે છે ને વળી ધર્મની સરાણે પણ નથી ચઢાવતા એમ નહિ. ચિંતનકણિકા જેવા અમૂલ્ય વિચારો સારવવા-તારવવાનું પણ તેઓથી થઈ જાય છે. આથી ફલશ્રુતિ બૌદ્ધિક સંતૃપ્તિ અને સાહિત્યિક રસાનંદ છે. નિબંધોનો વિષય આનંદ છે; એમાંના ઘણા આનંદશોધક છે, તો ઘણા આનંદનિરૂપક છે. કાલેલકરને આનદ જડચો છે અને તે તેઓ શબ્દ દ્વારા આપણને આપી દે છે. આપણને આપીને તેઓ 'શરદનાં વાદળાંની પેઠે હળવા' (૫)* થયા છે.

* મારી ૧૯૬૧ની નકલ છે; પૃષ્ઠ ક્રમાંક એ મુજબ જાણજે.

મને આનંદ પ્રતીત થયો એ એક વાત છે, એને શબ્દસ્થ કરી મારા અનુભવમાં તને આણી દેવી એ બીજી વાત છે. કવિકર્મ બીજી વાતમાં છે ને વિવેચનવાળાઓને એ સાથે જ ઘણું લાગેવળગે છે.

સામાન્યજનોનો જીવનવ્યવહાર નીરસ હોય છે, એમની પાસે પ્રકૃતિને જાણવા–માણવાની નવરાશ જ નથી એટલું જ નહિ, કાકાસાહેબ કહે છે એ વ્યવહાર જ એમને 'એટલો બધો વહાલો છે કે એની આગળ ગમે તેટલી ઉચ્ચ અને ઉદાત્ત વસ્તુ જતી કરવા એ તૈયાર થાય છે' (૩). 'માણસજાત એટલી બધી પ્રકૃતિ-વિમુખ થઈ ગઈ છે કે એને માટે કુદરતની સુંદરતા એ પારકી ભાષા જેટલી જ અપરિચિત છે' (૪). 'કમનસીબ ઊંઘણશી બિચારાઓ' (૪૨)–ઉષ:કાલીન ચંદ્રમાની નિતાંત રમણીય શોભાનું સ્વરૂપ નું ય જોઈ શકતા નથી એ બધા માટે કાકાસાહેબને દયા સાથે અફસોસ થાય છે. 'સૌન્દર્યદીક્ષા'માં વાદળાંની અપૂર્વ અને કદીક જ હાથ લાગતી અદ્ભુત સુંદર લીલા જોઈ, કાકાસાહેબને પોતાના એ આનંદનો કોઈ ને સમભાગી કરવો'તો, પણ એમની પાસે કોઈ જ સમાનધર્મી નથી. 'આપણા લોકો જીવનકલહમાં અને સામાજિક કલહમાં એટલા તો દટાઈ ગયા છે કે જીવનમાંથી તમામ રસિકતા નિચોવાઈને નષ્ટ થઈ છે' (૪૯). કાકાસાહેબના આ નિરીક્ષણમાં ઘણો બધો તથ્યાંશ છે. અને એવા અરસિક જીવોને આ નિબંધો પ્રકૃતિનું સૌન્દર્ય માણવા લલચાવે, સૌન્દર્યને પારખવાની દૃષ્ટિ આપે, એવું એવું એમને શોધતા કરી મૂકે એમાં કંઈ ઓછી સિદ્ધિ નથી. કવિતા, અનુભવોની અનંતવિધ શક્યતાઓ ચીંધતી હોય છે, અનુભવોને એક નવું જ પરિમાણ બક્ષતી હોય છે– કેટલાક નિબંધોમાંનું કેટલુંક, આવું કાવ્યત્વ ધરાવે છે.

'ચોમાસી સંધ્યા'ની શરૂઆતમાં જ કાકાસાહેબે પોતાનાં આવાં લખાણો પાછળનો આશય સ્પષ્ટ કર્યો છે: 'કેવળ સૌંદર્યપ્રતીતિ અને હૃદયની ભવ્યતામૂલક ઉન્નતિ એ બે વસ્તુઓની જ અપેક્ષા હંમેશ રાખી છે'. 'પ્રભાતદર્શન કે સાયંદર્શન લખવાનું તે પ્રાકૃતિક આનંદ વ્યક્ત કરવા માટે...'એમ તેઓ જણાવે છે. તેમને ખબર જ છે ને જણાવે છે કે 'તેનો ઉપયોગ વાતાવરણશાસ્ત્રીના નિયમિત અહે-

વાલની જેમ જો કરવા માંડું તો તેમાં માહિતી કે વિજ્ઞાન તો ન જ આવે; ઊલટું' કાવ્યાનંદ માત્ર સુકાઈ જાય. દિવસનાં વાદળાંનું શું કે રાત્રિના તારાનું શું, જ્ઞાન અને ઉપયોગિતાની દૃષ્ટિ મનમાં રાખીને, તેમનો અભ્યાસ કે નિરીક્ષણ નથી કર્યું (૧૨)'. સૌંદર્યપ્રતીતિ, ઉન્નતિ કે કાવ્યાનંદ વિશેનું આ વલણ, બધા નિબંધો જોતાં, અંશતઃ સાચું અને અવ્યાપક લાગે છે કાકાસાહેબની આગવી પ્રયોજનશીલતા ઘણે સ્થળે જોઈ શકાય છે, ક્યારેક આભાસી કાવ્યાનંદમાંથી તે ઊંકાયા વિના રહેતી નથી —જે આપણે હમણાં જ જોવાનાં છીએ. છતાં એકંદરે, કહી દેવું જોઈએ કે આ બધા નિબંધોમાં ઉપર્યુક્ત અપેક્ષાને પૂર્ણ કરવાનો જ કાકાસાહેબે, બહુધા, આશય જાળવ્યો છે. આ નિબંધોમાં તેમણે ક્યાંક ક્યાંક, ભલે અન્ય સંદર્ભમાં, પણ—આવશ્યક પરિચય આપી દીધો છે. પૃ.૧૭૩ ઉપર કહે છે કે, 'મારા જીવનમા ત્રણ વસ્તુઓએ પોતાના ગાંભીર્યથી વધારેમાં વધારે અસર કરી છેઃ હિમાલયના ઉત્તુંગ પહાડો, કૃષ્ણરાત્રિનું રત્નજડિત ઊંડું આકાશ અને નિશ્વાનમાનું અખંડ સ્તોત્ર ગાતો મહાર્ણવ.' વળી એક બીજે સ્થળે કહે છે, 'જેણે સાગરની મુસાફરી કરી છે, હિમાલયના મોટા વિસ્તારને પાદક્રાન્ત કર્યો છે, સૂર્યકિરણોને હંફાવે એવાં ગાઢ જંગલોમાં સંચાર કર્યો છે અને સેંકડો વરસથી પ્રકાશવેગે ધસી આવતા તારકસૌંદર્યનું પાન કર્યું છે,......' વગેરે.(૪૯). પરંતુ પ્રકૃતિનાં આ બધાં ભવ્ય અંગો જેટલું જ, એટલી જ અસરકારક રીતે, કાકાસાહેબને એક કોયલનું કે ચકલીનું બચ્ચું હચમચાવી મૂકે છે. બપોરનો તડકો એમને મધ્યાહ્નનું કાવ્ય લાગે છે, કાદવમાં એમને કાવ્ય લાગે છે—વળી આ વાત, એમને 'મેઘ વગરની હસમુખી ઉષા'ના સાત્ત્વિક કાવ્યદર્શન વખતે સ્પર્શી હતી તેટલી જ સ્પર્શે છે.

અને માટે જ અહીં વિષયનું બાહુલ્ય કહો કે વૈવિધ્ય, પ્રાચુર્ય જોવા મળે છે. દરેક વિષયને ન્યાય પણ સરખી રીતે જ મળતો હોય છે. એમને કવિ કહીએ છીએ તે કશા કૌતુક, રમૂજ કે એમની યશકલગીના એક છોગલારૂપે નહિ પણ એના આદર્શ અર્થમાં. વળી એ માટેની પર્યાપ્ત વિગતો પણ અહીં હાજર છે. ને તેથી જ થાય છે કે કાદવને મધ્યાહ્નના તડકાને કોણ આવકારે વળી! ઉમાશંકર—સુન્દરમ્‌ની પેઢીના કવિઓએ ક્ષુદ્ર વિષયો અપનાવ્યા એવી અસ્પૃશ્યતા-નિવારણની વૃત્તિ ગાંધીવાદી કાકાસાહેબને આ બાબતે ઘટાવી નહિ શકે. એ તો અખિલ પ્રકૃતિને એની બધી જ વિભૂતિઓને અંતરથી ચાહવામાંથી જન્મેલી અસ્પૃશ્યતા છે. જો કે તડકો, વરસાદ અને તારાભર્યું આકાશનાં વાદળાં ભર્યું આકાશ—આ એમના વધારે માનીતા વિષયો લાગે છે. સજલ કે રિક્ત વાદળું એમને ગમવાનું જ ઇંદ્રધનુષ્ય, વર્ષાની ઝડી અને વિદ્યુલ્લતાનું નૃત્ય, મેઘના ઝીણા બુરખામાંની અવગુંઠનવતી તારકા, વાદળાંનું સપ્તાંકી નાટક, અરંજિત વિરક્ત મેઘ, વર્ષાન્તે વસંત, વાવાઝોડાંની ધૂળનો કોરો વરસાદ, ચોમાસી સંધ્યા, વાસંતિક રાત્રિ, ચંદ્રિકાનો વરસાદ, ધુમ્મસનો ક્ષીરસાગર, ધોળી મીંદડીનાં ધોળાં બચ્ચાં જેવો અંધકાર—બધું જ એમને સરખી રીતે પ્રિય છે. તે તેની કાવ્યક્ષમતા કાકાસાહેબ, પોતાની રીતે નિરાંતે જોઈ-નિરખી જાણે છે.

દરિયાકાંઠાની સમૃદ્ધિને પણ તેઓ ચાહે છે ત્યારે એટલા જ મમત્વથી. અહીં છીપોલીઓ છે, મરજાદવેલ જેવી વિચિત્ર વનસ્પતિ પણ છે, શંખલાં છે, શિંગડાંવાળો લાખિયારંગનો શંખ પણ છે તો કરચલા અને કૃમિ પણ નથી એમ નહિ. રેતીનું ઘાસ, માછલાંનાં શબને દેવદૂત સમાં મોજાં સાગરને કેવીક કેવીક નવી રીતે ઓળખાવે છે?

વૃક્ષો અને પક્ષીઓની સૃષ્ટિમાં ચીકુ પક્ષીઓનું વૈશિષ્ટ્ય ને ગુરુમુલાનાં ઠીંગણાં વૃક્ષોની વાત ધ્યાનપાત્ર છે. વિરલપર્ણ તાલવૃક્ષ, ચંદ્રના ગાલે નખોરિયાં ભરતી નારયેળી, ચિનાર જેવું કાશ્મીરી વૃક્ષ, પૃથ્વીના યૌવનના પુંજ જેવો તારકશિખર શીમડો પામ્પકના ચિત્રપટમાં કાયમ માટે છપાઈ જાય છે. પોહોળિયો, તૂટેલી પાંખવાળું ચકલીનું બચ્ચું, સંયમી યોગીરાજ ચામાચીડિયાં, કોયલનું બચ્ચું, ઇંદ્રગોપ જન્તુઓ, ચિંતાગ્રસ્ત કાગડા, કાબરો ને આગિયા, ઉનાળાના તાપથી શેકાઇને રાખોડી રંગનાં થયેલાં વૈરાગી પાંદડાં—સૌની વાત કાકાસાહેબ ખૂબ રસથી કહી જાણે છે. ગ્રીષ્મ, વસંત, વર્ષા, હેમંત, શિશિર કે પૂર્ણિમા, બીજ, અમાવાસ્યા, પરોઢિયું બપોર કે સાંજ સૌ વિશે એમને કંઈ ને કંઈ નવું—મૌલિક—કહેવાનું હોય છે. આસપાસની સૃષ્ટિમાંના પદાર્થોનું સૌન્દર્ય પારખી લઈ તેમાં ભાવારોપણ કરવાની એક

પ્રતિભાદત્ત અનાયાસના કાકાસાહેબમાં મોખરે છે.

આ બધાં પ્રકૃતિદર્શનોનું કાકાસાહેબનું દર્શન સાવ નિષ્પ્રયોજન છે એમ આપણે બેધડકપણે કહી શકતા નથી. પ્રકૃતિ પણ કોઈ ઉચ્ચ પ્રકારનું એમને મન સાધન જ છે. જો કે, 'આનંદમાં પ્રયોજન? છટ્! એવી વાત સરખી ન કરો. આનંદ કંઈ જાતે વૈશ્ય છે? (૩૮)' એમ પાડોળીઓના નિષ્પ્રયોજન આંટાફેરા જોઈ તેઓ કહે છે; ઉપરાંત તેઓ એમ પણ જણાવે છે કે, 'માણસ ઉપયોગિતાના ખ્યાલમાંથી ઊગરી ન જાય ત્યાં સુધી સૌંદર્યનું હાર્દ સમજી ન શકે (૫૬).' અને આવી સમજ ધરાવવા છતાં બધાં પ્રકૃતિદર્શનો વખતે કાકાસાહેબ, નિતાંત સૌન્દર્યને જ શોધે છે કે તે જ રીતે નિરૂપે છે એમ કહી શકાય નહિ. એકથી વધારે વાર તેઓ પ્રકૃતિમાંથી સમજ લેવાનું, બોધ લેવાનું સૂચવે છે. આપણે એવાં કેટલાંક સ્થળોની નોંધ લઈએ: કાકાસાહેબને સવારનો પ્રકાશ અને સાંજની આથમતી જાહોજલાલી બંને વહાલાં હોય ત્યાં સુધી એમની સૌન્દર્ય-મમતાનો આપણને પરિચય મળે છે. (૩) પણ જ્યારે તેઓ, 'બંને સંધિકાળમાં ગૂઢનું જે સૂચન હોય છે તે જીવનના અનેક સવાલોનો ઉકેલ આણવામાં જોઈતું વાતાવરણ પૂરું પાડે છે' એમ જણાવે છે ત્યારે વિધાનના સ્વીકારની આ વ્યાપકતા અને લેખકની પ્રકૃતિનો આવો ઉપયોગ સૂચવવાની વૃત્તિ છતાં થયાં વિના રહેતાં નથી. સંધિકાળમાં ગૂઢ સૂચન એમને ગોચર થાય એ તો કવિદૃષ્ટિનું ફળ લાધ્યું કહેવાય, પણ નિરૂપક એટલાથી સંતોષ ન માને ત્યારે કાવ્યાત્મક અભિક્રમ વિસરાઈ ગયો છે એમ જ કહેવું રહે. ટાઢને લોકો કેમ ગુલાબી કહેતાં હશે એમ પૂછી કાકાસાહેબ, અંદર કસરતની તાજગી પણ આમ ઘુસાડે છે: 'ગુલાબનું ફૂલ સુંદર હોય છે, હસમુખું હોય છે, પણ કસરતને અંતે અથવા સ્નાનને અંતે જે તાજગી આપણને મળે છે એવી તાજગી કંઈ ગુલાબનું ફૂલ આપણને આપી શકતું નથી (૪૨).' કસરતનું આમ મહત્ત્વ કરવા જતાં ગુલાબના ફૂલનો ઉપયોગ શોધ્યો. કાકાસાહેબની આવી દૃષ્ટિ એમની જીવન દૃષ્ટિનું પરિણામ છે ને એટલે અંશે તે મૌલિક છે. 'છે'–ની અવલોકનક્ષમતા અને 'હોવું જોઈએ'ની આદર્શ-ઉપયોગ-લક્ષિતા વચ્ચે સારો એવો તફાવત છે. શિયાળામાં વૃક્ષોની છાલ ઊખડી જવાની અને નવી આવવાની જે પ્રક્રિયા છે તેનો કાકાસાહેબ, મનુષ્યસમાજ અને સંસ્થાઓ, તે તેના નિયમો, કાયદા, આદર્શ શિષ્ટાચાર વગેરે સમાજજીવનની છાલ સાથે સબંધસંબંધ જોડે છે. એટલું જ નહિ તેમાંથી બોધ તારવે છે અને વાચકને પણ એની લહાણ કરે છે: 'કુદરતનો આ સાર્વભૌમ નિયમ છે. કુદરતે ટાઢના દિવસો એ માટે જ રાખ્યા છે... માણસે પણ સ્થિરતા અને પ્રગતિ એ બે પરસ્પર વિરોધી પરતુ પરસ્પર-પોષક તત્ત્વોનો સમન્વય કરવો જોઈએ (૬૪)'. આમ 'શિયાળાનો સંદેશો'–એ આખા લેખમાં શિયાળો તો એક બહાનું બની રહે છે, કાકા સમાજોપયોગી વિચારણાનું તેના પર ભારણ લાદે છે. આવા લેખોને આનંદશોધક કે આનંદનિરૂપક ન કહી શકાય; એ તો ખાદીધારી મહાત્માઓ જેવા લાગે છે, ખરું ને? 'સાર્વભૌમ ભરતી ઓટ'માં પણ સંદેશો લેવાનું કહેવામાં આવ્યું છે: 'મહાસાગરનું નામ પણ બદલાયું, પણ તેનો સંદેશો બદલાયો નથી. ભરતીઓટથી જે પર થાય તેને જ શાશ્વત શાંતિ મળવાની છે. તે જ બુદ્ધ છે. તે જ સુગત છે. એ ગયો તે ગયો (૧૭૩).' અહીં ભરતી-ઓટનું સૌંદર્ય ભૂલી વાચક સંયોગ-વિયોગથી પર કેમ થવાય અને શાશ્વત નિર્વાણસુખ કેમ મળે એ વિચારધારામાં અટવાય છે. વાદળાં અને સમુદ્ર એમને સાચાં 'સહકારીઓ' લાગે તે આમ સ્વાભાવિક જ બનવાનું હતું. તેઓ એકમેકનાં પૂરક છે, બંને પાસે અપૂર્ણતા છે અને તેથી જ પોષક સહકારની ત્યાં શકયતા છે એમ સમજાવીને આ કુદરતી નિયમ 'માણસ સમજે તો મનુષ્ય-સમાજ માટે પણ એ જ નિયમ કરી શકે છે.' પછી કાકાસાહેબ ઉમેરે છે, '...પણ તેમ કર્યા પછી શુદ્ધિ શી રીતે થાય? (૧૭૪)' આમ આ ગાંધીયન સમાજસુધારકોથી કલાદર્શન એકથી વધારે વાર વિસરાઈ ગયું છે.

કરાંચી પાસે કીઆમારીથી સહેજ દૂરના મનોરા બેટ પાસેનાં 'મોજાંઓનો તાંડવયોગ' નિરૂપતાં કાકાસાહેબ સ્વતંત્રતાવિષયક હૈયાવરાળ ઠાલવે છે. મોજાંઓ એમને અંદર આવવાનું નિમંત્રણ આપે છે ત્યારે કાકાસાહેબ હમણાં આવવાની ના પાડે છે, '...હમણાં નહીં ...ઘણું બાકી છે...કેટલાય સંકલ્પો પાર પાડવાના રહ્યા

છે. જે ભારતમાતાનાં ચરણોનું પ્રક્ષાલન તમે (મોજાં) અખંડ કરો છો તે ભારતમાતા હજી સ્વતંત્ર થઈ નથી.' માણસ માણસ વચ્ચેનો વિગ્રહ, ગરીબ અને દબાયેલી જનતાની એકતાનો પ્રશ્ન, લોકોની અકર્તવ્યતા, આળસ વગેરે બજાપા કાકાસાહેબ મોજાંને કે જેઓ 'તમે આવો કે ન આવો અમારું તાંડવનૃત્ય તો ચાલવાનું જ'–ના પ્રકારનો મિજાજ અથવા સ્વભાવ ધરાવે છે તેમને સંભળાવે છે, અને પછી એમની પાસે પ્રેરણા અને મસ્તી અર્થે પ્રાર્થે છે. પ્રકૃતિનાં દિવ્ય-ભવ્ય રૂપો પાસે અંજલિ રચી ભીખના ઋષિની પ્રાર્થનામાં અને આમાં સારો એવો ફરક છે, જે દેખીતો છે. પછી મોજાં જાણે આવો અંત લાવે છે, 'અમારો આ સંઘ અખંડ અશાંતિ મચાવવા છતાં શાંતિનું સાગરસંગીત સંભળાવી શકે છે. સંભળાય છે એ સંગીત? (૧૮૮).' ગમે તેમ પણ આવું એમાંથી પડઘાય છે: 'સંભળાય છે આ સંદેશ?' આ આનંદ 'અનાસક્ત તન્મયતાથી (૨૮૬)' અનુભવાયો નથી તેમ નિરૂપાયોય નથી. કાકાસાહેબનો 'ખાનદાન પ્રૉપેગેન્ડા'* અહીં જોખમાય છે, પ્રસ્તુત ઉદાહરણને હું ઉપરના સૌમાં શ્રેષ્ઠ લેખું છું, તેથી તે જુદા ફકરામાં લખ્યું.

કાકાસાહેબના દિલમાં પોતાના દેશની સ્થિતિ, સમાજ-દેશની સ્વતંત્રતા અને કલ્યાણનો પ્રશ્ન હરદમ રહ્યાં છે, સંસ્કૃતિઓના પ્રભેદો પણ તેમના મનમાં બરાબર સુનિશ્ચિત છે. વળી બીજી ઘણી ચીજો વિશે એમને પોતાના અભિપ્રાય છે. એમના નિબંધોનું આ આત્મનેપદીપણું ઘણા નિબંધોમાં મર્યાદારૂપ બને છે, આ ગમા-અણગમા, આ પૂર્વગ્રહો-અભિગ્રહો, આ માન્યતાઓ ને આ અભિપ્રાયો એમની નિરૂપણ-પદ્ધતિમાં ને અલંકાર-પદ્ધતિ પણ ડોકાય છે અને ત્યારે તે ઘણી વાર ખૂંચે છે, તો ક્યારેક વ્યંગમિશ્ર હાસ્ય રેલાવી જાય છે.

'સંધ્યાપ્રાચી' અને 'અનસૂયા પ્રાચી'માં પૂર્વ-પશ્ચિમ દિશાઓની વાત લેખક કરે છે એટલું જ નહિ દ્વિઅર્થી ભાષામાં પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના સ્વભાવ પણ જણાવે છે, ને તેમાં પૂર્વ તરફનો તેમનો અનુરાગ બલ્કે પક્ષપાત જાહેર થાય છે. નિરૂપણનું યાથાર્થ્ય સ્વીકારવા છતાં, ઘણું દેખીતું છે. ભારતી, કે તું આવું વલણ ચલાવી લેવા તૈયાર ન જ થાય. સંધ્યા સમયે પૂર્વમાં પણ રંગોની શોભા હોય છે, 'પણ પશ્ચિમના વૈભવને કારણે પૂર્વ તરફ કોઈનું ધ્યાન જ જતું નથી.' લેખક આમ સમાપન કરે છે: 'પૂર્વ દિશા સ્વભાવે જ અનસૂયા હોવાને લીધે પશ્ચિમનો વૈભવ જોઈ ચહેરા ઉપર કશા મત્સર વગરની શુદ્ધ સાત્ત્વિક મુદિતા જ પ્રકટ થાય છે (૨૭).' 'કેટલાંય વર્ષો થયાં અનેક ક્ષેત્રોમાં સંધ્યાનું ઉપસ્થાન કરનાર' કાકાસાહેબ આ દર્શનમાં સાત્ત્વિ પ્રસન્નતા માણીને જંપે તો સારું કહેવાય, પણ તેમ થાય તો જ નવાઈ! કાકાસાહેબ તો કહેવાના પૂર્વ પાસે અખૂટ ધીરજ છે, પોતાની અવગણનાથી તે ખંડિતા નથી થઈ, એ 'સ્વાત્મનિ તુષ્ટ' છે વગેરે. પશ્ચિમ તો પરાવલંબી છે કેમ કે તેણે તો બધાનું અનુરંજન કરવાનું છે અને તેમ કરી બધાની આરાધના મેળવવાની છે આમ કહી કાકાસાહેબ જાણે પશ્ચિમની દુનિયાને આ શબ્દોમાં ભય પમાડે છે: 'પોતે (પશ્ચિમ) આરાધનાની તરસી ભિખારણ છે (એમ જણાશે) તે દિવસે એનો ઉલ્લાસ વિલીન થશે, અને કાં તો એ સાવ સુકાઈ જશે અથવા ગંભીરતા ધારણ કરશે' (૧૬૨). ગમેતેમ, આવા ટાણે કલમમાંથી 'અનસૂયા' ટપકતી નથી એટલું તો ચોક્કસ.

મુત્સદ્દી લોકોની ભાષાનો કાકાસાહેબને કંઈક ખરાબ અનુભવ છે. સિન્દૂરના રંગમાં જે નવી નવી છટાઓ પ્રગટે છે તેને તેઓ મુત્સદ્દીઓની ભાષા સાથે સરખાવે (૫) છે. વાદળાંઓની રૂપાંતરને પણ તેઓ તેની જ સાથે સરખાવે છે (૩૮). ચિચવડના પથરાઓની ટ્રાન્સપેરન્ટ, ટ્રાન્સ્લ્યૂસન્ટ અને ઓપેક વિશિષ્ટતાઓ સમજાવતી વખતે પણ પહેલાને તેઓ સજ્જનના મન જેવી પારદર્શક કહે છે, બીજાને મુત્સદ્દીઓના હેતુ જેવા અપારદર્શક કહે છે અને છેલ્લાને તેઓ વિદ્યાર્થીઓના નિબંધ જેવા અસ્પષ્ટ પારદર્શક કહે છે. સોનેરી રંગ લાંબો વખત ન ટકે તેમાં જ મજા છે કેમ કે સરકારી વિનોદની લહેરોની આવ-જામાં જ કાકાસાહેબને ખરી મજા જણાય છે. આમાં સરકારી વિનોદ માટેનું મમત્વ વરતાશે; વિનોદનું 'સરકારી' વિશેષણ જોયું? આમ, વ્યક્તિગત ગમા-અણગમા ઉપર પણ આવું કેટલુંક નિર્ભર રહે છે.

* 'ખાનદાન પ્રૉપેગેન્ડા અને શુદ્ધ કળામાં ભેદ છે જ નહીં'–(૨૮૭).

નિબંધોનું આવું આત્માનેપદીપણું કદાચ એના સાહિત્ય-પ્રકારની પણ મર્યાદા હોઈ શકે છે

ગરીબી, હાથવણાટ, ઊંચનીચના ભેદ આ તત્કાલીન પ્રશ્નો પણ ડોકાઈ જાય છે. વૃક્ષોની નીચેની ચાંદનીમાં ગરીબો માટેના વેલબુટ્ટાના ભરતકામવાળા ગાલીચા એમને દેખાય તેમાં ભાગ્યે જ કશું અસ્વાભાવિક હોય (૧૬). શ્રાવણનું બાણુ આકાશમાં, અભિજિત અને શનિની વચ્ચોવચ્ચ એક લીટીમાં આવ્યું ત્યારે કાકાસાહેબને શનિ અભિજિતમાં અહીંતહીં કાંકરો ફેંકવાની રમત રમતા વણકરો દેખાયા (૧૧). બાળકોના માબાપોને, વરસાદના દિવસોમાં પાણી જમીન પર બધે 'ઊંચનીચનો ભેદ દૂર કરવાનો કેવો પ્રયત્ન કરે છે' તે બતાવવાની કાકાસાહેબ સૂચના આપી છૂટે છે(૬૦).

રેતીમાં ઊગેલું ઘાસ જોઈને, કાકાસાહેબને, આ ક્ષુદ્ર તૃણ, અંગ્રેજી રાજ્યની પેઠે પોતાનાં મૂળિયાં જમાવી અહીં એક બેટ ઉત્પન્ન કરશે કે શું એવો સંદેહ થાય છે(૧૬૩). પાછળ પડી ગયેલા ચંદ્રને ખેંચવા કરતો પશ્ચિમ મેઘ જોઈને એમને વિલાસી તરુણ અજપુત્રોને અંતઃપુરમાંથી બહાર ખેંચી લાવતા રાજકરણપટુ અમાત્યો યાદ આવે છે(૩૬). ત્યારે એમના એ પ્રકારના શેપનો કાકુ વરતાય છે જ. પરોઢિયાના નિરુત્સાહી આકાશરંગો જોઈને કાકાસાહેબને રાજ્યોના સરકારી મંદિરોમાંના નૈમિત્તિક ઉત્સવો તેના પેટભરુ નોકરો અને તેનું નિરુત્સાહી વાતાવરણ યાદ આવે છે(૨૮). અહીં પણ તેવા ઉત્સવોનો અણગમો વરતાશે. સ્વાદ અને વાણી એ બે ઉપયોગ—એક જ ઇંદ્રિય પાસેથી ઈશ્વર કરાવી લે છે એ જોઈને કાકાસાહેબ કહે છે, 'એક જ અમલદારને બે સાવ જુદાજુદા હોદ્દા ઉપર નીમવાની પ્રથા જેમ આપણે ત્યાજ્ય ઠરાવી છે તેમ પ્રકૃતિએ તે હજી ત્યાજ્ય માની નથી એમ દેખાય છે (૨૨)'. પ્રકૃતિ સાથેના પોતાના સંબંધોના જોખમે કાકાસાહેબ, પ્રકૃતિની આવી ટીકા કરી શકે ખરા. અહીં પદ્ધતિ તરફનો અણગમો છતો થાય છે.

અલંકારપ્રવૃત્તિ વિશે કે કલામીમાંસા વિશે કહું તે પહેલાં આ નિબંધકારનું ઐતિહાસિક મહત્ત્વ યાદ અપાવી દઉં: નર્મદમાં નિબંધ લખવો અ-સહેલો લાગેલો, કાકાસાહેબમાં લલિતરૂપે લખવો અઘરો જણાયો, સુરેશભાઈના 'જનાન્તિકે'માં નિબંધના લલિતે કંઈક નવું જ રૂપ પકડયું.

(કપડવણજ: ૩૧-૧-'૬૭)

*

અનુસંધાન] **અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૪** [પૃ. ૩૫૯થી ચાલુ

૯ 'ભાપણો અને લેખો'ની વિસ્તૃત આવૃત્તિ, પૃ. ૧૬૩-૬૫
૧૦ 'અંબાલાલભાઈ—જીવનદર્શન', પૃ. ૭૮–૭૯
૧૧ „ „ પૃ. ૫૮
૧૨ વિસ્તૃત આવૃત્તિ, પૃ. ૩૧–૩૨
૧૩ „ „ પૃ. ૪૯
૧૪ „ „ પૃ. ૧૮૫
૧૫ „ „ પૃ. ૧૮૬–૮૭
૧૬ 'અંબાલાલભાઈ' પૃ. ૯૪–૯૫
૧૭ વિસ્તૃત આવૃત્તિ, પૃ. ૧૦૧
૧૮ „ „ પૃ. ૧૦૦
૧૯ „ „ પૃ. ૧૦૨–૦૩
૨૦ „ „ પૃ. ૨૫૩–૫૪
૨૧ 'અંબાલાલભાઈ—જીવનદર્શન,' પૃ. ૫૪
૨૨ વિસ્તૃત આવૃત્તિ, પૃ. ૪૬૪

*

# અભ્યાસ

૬૯

વિચાર અને વિવેચનનું સામયિક

એપ્રિલ · ૧૯૬૭

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક ૭

"જ્ઞાન અને સમજણના પ્રદેશમાં, માનવીની દુનિયાના મોટા ભાગને લાગેવળગે છે ત્યાં સુધી, આપણે આજ લગણ જે જે કાંઈ કહેતા આવ્યા તેને સાચે ઇરાદે અમલમાં મૂકીને ખરું કરી બતાવવાનો વખત હવે આપણુ સહુ માટે આવી પહોંચ્યો છે. જ્ઞાનનું ઉપાર્જન એકલા બાળક, વિદ્યાર્થી કે જુવાન માટે જ નથી. જેણે જ્ઞાનને ધરમ તરીકે સ્વીકાર્યું છે તેને માટે તો એ જીવનભરની સાધના–ઉપાસના છે. અને જો દુનિયાને એકરાગે ભેળા રહીને ચાલવું હશે, પરસ્પર હળીમળીને પોતાની સમસ્યાઓના ઉકેલ શોધવા હશે, તો આપણા સહુના કામધંધા ગમે તે હશે તોપણ, આપણે દરેક જણે આપણી સૃષ્ટિનું વિજ્ઞાન અને તેના નિયમોનું, માનવીનું અને કાળકાળાંતરથી ચાલતી આવેલી તેની જીવન-યાત્રાની તવારીખનું, વધુ ને વધુ જ્ઞાન પરસ્પર ચર્ચાથી, વાચન અને અભ્યાસથી, તેમજ વિચારવિનિમયથી મેળવ્યે જ છૂટકો છે. આમાં આપણી પ્રજાકીય પ્રકાશન સમિતિઓને તેમ જ સંસ્થાઓને ઘણું ઘણું કરવાનું ક્ષેત્ર પડયું છે."

**સ્વામી આનંદ**

['માનવતાના વેરી' (દુનિયાની મહાસત્તાઓના દોરસંઘર્ષ, વિજ્ઞાનની દોડ, અને માનવીના શાંતિ તેમજ આશાવાદને લગતા લેખો): રતૂઆતદાર-સ્વામી આનંદ. બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ-૧. ૧લી આવૃત્તિ, ૧૯૬૬. પૃ. ૧૮૮]



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

એપ્રિલ ૧૯૬૭] **અભ્યાસ** [સળંગ અંક ૬૯

## અનુક્રમ

**રાજકીય પક્ષો અને ધારાસભ્યો** ૩૬૭
પુરુષોત્તમ ગણેશ માવળંકર

**ખંડિયેરમાં** ૩૬૯
ધીરુ પરીખ

**દાદાસાહેબ માવળંકરની રોજનીશી હપ્તો-૫૭** ૩૭૦
**પાદટીપો** ૩૭૪

**'દિવ્યજીવન'ના તત્ત્વજ્ઞાનમાં**
**વિરોધી દ્વંદ્વોનો સમન્વય** ૩૭૭
એમ. કે. ભટ્ટ

**સત્ય કોના પક્ષમાં? બહુમતિના કે લઘુમતિના?** ૩૮૪
મધુસૂદન વિ. બક્ષી

**અપારમથીને પત્રો** ૩૮૮
**છઠ્ઠો પત્ર: 'જીવનનો આનંદ': ૨**
સુમન શાહ

**મનુસ્મૃતિને જલાવનાર નવો મનુ**
**[ડૉ. બાબાસાહેબ આંબેડકરે**
**કરેલી સામાજિક ક્રાંતિ]** ૩૯૪
સદાશિવરાવ બર્વે

**બનજારા નામા** પૂઠું ૪
'નજીર' અકબરાબાદી

*

### સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ: રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક—'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબ-દારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યા-ની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૬૯ અંક

विद्या विभातु हृदये नवसर्जनाय।

# અભ્યાસ



## राजकीय पक्षो अने धारासभ्यो

આધુનિક પ્રાતિનિધિક લોકશાહીમાં રાજકીય પક્ષો મહત્ત્વની અને નિર્ણાયક કામગીરી કરે છે. બલ્કે, પક્ષો ન હોય તો લોકતંત્ર કેવી રીતે ચલાવવું એની વિમાસણ ઊભી થાય. 'લોકો વડે સરકાર'નું સૂત્ર લોકશાહીમાં પક્ષોને કારણે સુલભ બને છે. છતાં, ખૂબીની વાત એ છે કે લોકશાહી દેશોના લિખિત કે અલિખિત બંધારણોમાં રાજકીય પક્ષોનો કશો અછડતો ઉલ્લેખ પણ કરાતો નથી. જ્યાં લોકશાહી છે ત્યાં બંધારણ એ કેવળ રાજ્યનો મૂળભૂત કાયદો જ નથી; સરકારને પણ પ્રજાની જેમ એક ઉચ્ચ અને પવિત્ર ધર્મ સાથે બાંધવાનો એ પાયાનો કરાર છે. માટે જ લોકશાહી દેશોમાં બંધારણીય સરકારો મર્યાદિત સરકારો બની રહે છે. એમનું જીવન મર્યાદિત હોય છે, તેમ એમની સત્તાઓ પણ સીમિત હોય છે; અને એવી સરકારો પ્રજાની ઇચ્છા પ્રમાણે તથા પ્રજાની ઇચ્છાને જવાબદાર રહીને કામ કરે છે. પ્રજાની ઇચ્છા એટલે પ્રજાએ નિયત સમયે અને મુક્તપણે ચૂંટેલા ચુનંદા પ્રતિનિધિઓની ઇચ્છા. એવા પ્રતિનિધિઓની બનેલી ધારાસભાને સતત જવાબદાર રહેવાની ફરજ સરકારની હોય છે. આ બધો વ્યવહાર રાજકીય પક્ષોને કારણે શક્ય બને છે.

તેમ છતાં, રાજકીય પક્ષોની કામગીરી પ્રાતિનિધિક લોકશાહીમાં અંતરાયો ઊભી કરનારી પણ નીવડી શકે છે. વાસ્તવમાં અનેક લોકશાહી દેશોમાં રાજકીય પક્ષો જાતજાતનું બિનલોકશાહીપણું ચલાવતા હોય છે! પક્ષોની આ બીમારી અને વિકૃતિ અવશ્ય ચિંતાજનક છે. એનો ઇલાજ થવો ઘટે. એ ઇલાજ કરવાની તક અને શક્તિ સુબુદ્ધ અને જાગૃત પ્રજાજનો પાસે હોય છે. તેઓ એનો ઉપયોગ ન કરે તો જુદી વાત. પક્ષોની રચના અને કાર્યવાહીમાં જ્યાં જ્યાં અયોગ્ય રીતે અને બિનજરૂરી એની જડતા, કડકાઈ, અધીરાઈ દેખાય ત્યાં ત્યાં એનો સ્પષ્ટ મુકાબલો કરવાની તત્પરતા અને તૈયારી જે તે પક્ષના થોડાક પણ કૃતનિશ્ચયી માણસોએ તથા જવાબદાર અપક્ષ નાગરિકોએ દાખવવી જોઈએ.

સામાન્ય ચૂંટણી વખતે જે લોકપ્રતિનિધિઓ પસંદ થાય છે એમાંનાં મોટા ભાગનાં ભાઈબહેનો કોઈ ને કોઈ રાજકીય પક્ષ સાથે સક્રિયપણે જોડાએલા હોય છે. પક્ષના સભ્યો તરીકે અને પક્ષની 'ટિકિટ' પર જ તેઓ ચૂંટાએલા હોય છે. પક્ષનું વ્યવસ્થાતંત્ર, એનું નાણાંકીય ભંડોળ, એની સિદ્ધિઓ અને એનો વિચારવારસો—એ બધું જ એવા લોકપ્રતિનિધિના ટેકામાં હોય છે. તે સાથે જ, ચૂંટણી દ્વારા કેટલાક અપક્ષ લોકપ્રતિનિધિઓ પણ ઉદય પામે છે. તેઓ પોતાની વ્યક્તિગત સત્તા અને મત્તા પર ઊભા રહે છે અને એના જોરે ચૂંટાઈ પણ આવે છે. આવા અપક્ષ માણસોને રાજકીય વિચારો નથી એમ નહીં; એમની પાસે કોઈ સ્થિર કે પરિપક્વ રાજકીય ભૂમિકા નથી એવું પણ નહીં કહી શકાય. ફક્ત, તેઓ કોઈ એક પક્ષને દૃઢતાથી વળગેલા નથી એટલું જ. એમાંના કેટલાક અપક્ષ માણસો તો વર્ષો ને દસકાઓના રાજકીય અનુભવથી પક્ષીય દૃષ્ટિને બદલે સમગ્ર રાષ્ટ્રની દૃષ્ટિએ વિચારવાને ટેવાએલા હોય છે. એમની એવી 'સ્વતંત્રતા' ક્યારેક ઘણી નિર્ણાયક, અને હંમેશને માટે ઉપકારક, બની રહે છે.

હવે, પાર્લમેન્ટરી પદ્ધતિ પ્રમાણેનો વ્યવહાર જે લોકતંત્રમાં છે ત્યાં પાર્લમેન્ટમાં–ધારાસભામાં–જે

પક્ષની બહુમતી હોય તેઓ સત્તા અને હકૂમત ચલાવે છે. એવી સરકાર કેવળ બહુમતીને જવાબદાર નથી; સમગ્ર સભાગૃહની સાથે તેનો સંબંધ છે અને આખા ગૃહને તે જવાબદાર છે. જ્યાં સુધી બહુમતી પોતાની પડખે હોય ત્યાં સુધી સરકાર નિશ્ચિતપણે ચાલે છે. પણ એનો અર્થ એવો નહીં કે લઘુમતી–જે એક મોટા અને અન્ય નાના એવા વિરોધ પક્ષોમાં વહેંચાએલી છે–તરફ સરકાર બેધ્યાન રહે અગર એ લઘુમતીની વાતો તથા સૂચનાઓ પ્રત્યે બહેરાશ બતાવે. ખરેખર તો, આજના યુગમાં, પાર્લમેન્ટમાંની વાતોચીતો અને ચર્ચાઓ એ સરકાર અને વિરોધ પક્ષો વચ્ચેનો સતત અને મુક્ત સંવાદ છે. બન્ને એકબીજાનું સાંભળે અને બન્ને એકમેકની આમન્યા રાખે.

ધારાસભ્યોની બહુમતી પ્રથમ મેળવીને અને પછી તેને જાળવી રાખીને પ્રધાનમંડળ પોતાનું કામ ચલાવે છે. જો બહુમતી મોટી હોય તો સ્થિર સરકાર સિદ્ધ બને છે; એ જ બહુમતી જો જંગી અને જડબાતોડ હોય તો પ્રધાનમંડળ અને વડા પ્રધાન મિજાજી અને આપખુદ બનવાનો ચોક્કસ ભય ઊભો થાય છે. બીજી તરફ, નાની અગર નજીવી બહુમતી હોય તો સરકાર માટે તે અખંડ ચિંતાનો વિષય બની રહે છે. નીતિના ઘડતરમાં અને રાજકાજની રીતરસમોમાં આ ચિંતા સદા આડે આવે છે, અને સ્વસ્થ કે સ્થિર સરકારનો લાભ મેળવવામાંથી પ્રજા જ આખરે વંચિત રહે છે. બે ચૂંટણીઓ વચ્ચેના નિયત ગાળામાં સામાન્યપણે સ્થિર સરકાર કામ કરતી રહે એ પ્રજાકીય કલ્યાણ માટે ઇચ્છનીય છે. અલબત્ત, એમાં અપવાદ હોઈ કે થઈ શકે. કોઈ સરકાર જો અસાધારણ નબળાઈ કે મૂર્ખામી દાખવે તો એને સત્તા પરથી દૂર કરીને બીજા પક્ષની સંભવિત સરકાર જરૂર સત્તાના સૂત્રો ધારણ કરી શકે. એવે વખતે પણ નવી સરકારને ધારાસભ્યોની બહુમતીનો ટેકો તો જોઈશે જ.

આમ, ધારાસભ્યો તરીકે જેઓ ચૂંટાએલા છે એમની કામગીરી અને જવાબદારી ઘણી અગત્યની છે એ વાત આ બધામાંથી ફલિત થાય છે. જે તે પક્ષના ધારાસભ્યો પોતપોતાની પક્ષીય વફાદારી વડે, શિસ્ત અને સંયમપૂર્વક, સમજદારીથી અને સભાનતાથી ચાલેબોલે એમ અપેક્ષિત છે. સભ્યો પોતાનાં વાણીવિચારને અવશ્ય વ્યક્ત કરતા રહે; પણ એ અંગેની મર્યાદાઓ અને તેની આવશ્યકતાઓ તરફ બેદરકાર રહીને તેઓ જાહેરમાં આચારવિચાર કરે એ નહીં પાલવે. કોઈ અસામાન્ય પરિસ્થિતિમાં અથવા તો એકાદ અજોડ પ્રસંગે અમુક ધારાસભ્ય કે ધારાસભ્યોને પોતાની પક્ષીય ભૂમિકા ખામીભરી અને ખતરનાક લાગે તો તેઓ પક્ષનો ત્યાગ જરૂર કરી શકે છે—એક પક્ષ છોડીને બીજા પક્ષમાં તેઓ જઈ શકે છે, અગર તો પોતાનો પક્ષ છોડી દઈને અપક્ષ બની શકે છે. આમ કરવા પાછળ સ્વાભાવિક જ એમની વૈચારિક દૃષ્ટિ અને આદર્શની પ્રેરણા કામ કરતી હશે. એમાં કોઈ સત્તાસ્વાર્થની ગણતરી નહીં હોય. વળી, આવો પક્ષત્યાગ અપવાદરૂપ ગણાય; એ કોઈ નિયમ ન બની જવો જોઈએ.

એ જ પ્રમાણે, જેઓ અપક્ષ ધારાસભ્યો છે એમને પણ પોતાની ઇચ્છા અને સમજ પ્રમાણે સરકારને કે કોઈ વિરોધ પક્ષને ટેકો આપવાની છૂટ છે. આ અપક્ષ સભ્યો મૂલતઃ પોતાના અભિપ્રાયોને વફાદાર રહે છે. એક રીતે જોતાં તેઓ એકલવીરો છે. કોઈ પક્ષ કે જૂથમાં એમનું વ્યક્તિત્વ સમાઈ નહીં શકવાથી તેઓ બહાર હોય છે અને મુક્ત રહે છે. એ અર્થમાં, આવા અપક્ષ સભ્યો પર અવલંબવાનું–સરકારને કે વિરોધ પક્ષોને પણ–મુશ્કેલ બને છે. અપક્ષો ક્યારે ક્યાં ઢળશે એનો જાણે ભરોસો નહીં! પણ પરિસ્થિતિ સાવ નિરાશાજનક નથી. આખરે તો અપક્ષ ધારાસભ્યોને પણ પોતાના વિશિષ્ટ રાજકીય અનુભવની અને વિચારોની છાપ વળગેલી જ છે. એ અંગેની પ્રજાકીય ધારણા પણ ઠીક ઠીક સ્પષ્ટ હોય છે. એટલે, અપક્ષ સભ્યો મનફાવે તેમ વર્તી શકે છે એવું નથી.

ધારાસભ્યો કોઈ પક્ષના હોય કે અપક્ષ હોય, એમની વૃત્તિ મૂળે તો પ્રજાકીય સેવાની હોવી જોઈએ. એ માટે સાધન તરીકે સત્તા વાપરવાનો વારો આવે તો તે જરૂર આવકારદાયક છે. પણ સત્તા મેળવવાના જ

એકમાત્ર હેતુથી કોઈ સભ્ય વિચારે કે વર્તે તો લોકતંત્રની વિકૃતિ શરૂ થાય છે. પક્ષત્યાગ કે પક્ષપલટો અનિવાર્ય બને ત્યારે પણ એની પાછળની મૂળ કે મુખ્ય પ્રેરણા સત્તાલાલસાની તો કદી ન હોય. 'જેને પક્ષે લાડવો તેની પડખે આપણો પાટલો'!– એવું ન થવું જોઈએ. લોકોના પ્રતિનિધિઓ જો સત્તા માટે જ પડાપડી કરે તો લોકતંત્ર ખોરંભે પડી જાય છે અને લોકશાહી લજવાય છે. ખાસ અપવાદો બાદ કરતાં, એવી પ્રણાલિકા બંધાવી જોઈએ કે જે કોઈ ધારાસભ્ય એક વાર ચૂંટાયા પછી પક્ષત્યાગ કે પક્ષપલટો કરવા ઇચ્છે તો તેણે પ્રથમ પોતાની બેઠકનું રાજીનામું આપવું જોઈએ અને પેટા ચૂંટણીમાં એણે એની નવી ભૂમિકા સાથે ફરી મેદાને પડવું જોઈએ. જો આવું કર્યા વિના માત્ર વારાફરતી પક્ષોપક્ષોના ચકરાવામાં લોકપ્રતિનિધિઓ પડે તો લોકતંત્ર જ ચકરાવે ચડી જાય અને લોકકલ્યાણ તથા લોકશાહી ફેંકાઈ જાય!

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

## ખંડિયેરમાં

હર્યુંભર્યું આ શ્હેર!
ઊંચાં ઊંચાં બિલ્ડિંગો–
શા છત્રહીન છે સ્તંભ!
ક્યાં પશ્ચિમ ક્યાં પૂરવ?
ક્યાં દક્ષિણ ક્યાં ઉત્તર?
બિલ્ડિંગો...બસ, બિલ્ડિંગો...બસ, બિલ્ડિંગોનો
ભોમ ચાંપતો, વ્યોમ કાપતો
પડ્યો પથારો—
દ્વાર માનવી,
બારી માનવી,
કકરું પ્લાસ્ટર લસે માનવી,
વચ્ચે દોડે રસ્તો માનવી.
ફૂટપાથ પર કણસે કો'કનું ગાણું,
રીક્ષા, મોટર, સ્કૂટર દોડી રૂહે
ઘર...ઘર, ભોં...ભોં, ટીં...ટીં રવ કુહે:
એમાં શીદને ભળું?
ચોગરદમ, બસ હરીભરી આ
કોલાહલથી માનવ માનવની દીવાલે
પડઘાય શૂન્યતા!
વાગોળ થઈને ઝૂલે માનવી,
ઘુવડ થઈને બોલે માનવી,
ચામાચીડિયું બની અહીંયાં
ઊડે આમથી તેમ માનવી,
કરોળિયાનાં જાળાં થૈને
લટકે માનવી,
ભટકે કવિનું ભૂત
અહીં ખંડિયેરમાં શોધે માનવી!

ધીરુ પરીખ

*

# દાદાસાહેબ માવળંકરની રોજનીશી

**હપ્તો ૫૭ [તા. ૩૧ જાન્યુઆરી ૧૯૪૯ થી તા. ૬ ફેબ્રુઆરી ૧૯૪૯]**

['રોજનીશી'નું આ લખાણ અગર તેનો ભાગ કોઈ પણ સ્વરૂપે ફરી પ્રસિદ્ધ કરવા માટે લેખિત અને સ્પષ્ટ અનુમતિ મેળવવી આવશ્યક છે. —સંપાદક]

## તા. ૩૧ જાન્યુઆરી ૧૯૪૯, સોમવાર [અમદાવાદ, નવી દિલ્હી]

આજે સવારે ઘણાં બધાં બાકી કામોનો નિકાલ કરવાનું ધાર્યું હતું. પણ લોકો મળવા આવતા રહ્યાને કારણે [તે કામ] સિદ્ધ થયું નહીં. હંમેશ મુજબ રોજનીશીલેખન અને વૃત્તપત્રવાચન આટોપીને ગુજરાત વિદ્યાસભાના તા. ૧૨મીના કાર્યક્રમ વિષે કામે લાગ્યો. પણ તે ય બાજુ પર રાખવું પડયું. શ્રી કેશવરામ શાસ્ત્રી[1] (ગુજરાત વિદ્યાસભા) ને ત્યાંની જનોઈમાં જઈ આવ્યો. પછી ઘરનાં પરચૂરણ કામો. ચિ. બાળાસાહેબ મહાજનને સવિસ્તર કાગળ. પછી શ્રી ચિનુભાઈ ચિમનભાઈ અને શ્રી વ્રજલાલ મહેતા આવ્યા એમની સાથે સામાન્ય વાતો. મ્યુનિસિપાલિટીના ભાવિ વિષેની ચર્ચા. શેઠ અંબાલાલ સારાભાઈ પણ આવ્યા હતા. ઇંડિયા બૅંકમાં રાખેલા દાગીના લઈ આવવા માટે ચિ. ઉદયન[2] આવ્યો હતો એને પાવતીઓ પર સહી કરી આપી. ઘણા બધા પરચૂરણ હિસાબો વગેરે જોયા અને એમનો નિકાલ કર્યો. દાંતના ડૉક્ટર ક્રેમરને ત્યાં જઇને દાંત બતાવી આવ્યો.

ભોજન બાદ આરામ જરા પણ નહીં. કામમાં જ [પરોવાયો] હતો. ચિ. બાળાસાહેબ મહાજનને મોકલવાનો કાગળ પૂરો કર્યો અને ચિ. સૌ. તાઈ, દાદામામા, ડૉ. અરવિંદ તથા ડૉ. મૂળગાંવકર, ચિ. બાપુ–એ બધાંને કાગળો, અને બીજાં ઘણાં બધાં પરચૂરણ કામો. ૩॥ સુધી આ કામો ચાલુ. પછી ચા, શૌચ વગેરે આટોપીને ૪॥ વાગ્યે વિમાનઘર પર આવ્યાં. વિદાય આપવાને વાસ્તે માતુશ્રી પૂજ્ય બાઈ અને છોકરાઓ આવ્યાં હતાં.

વિમાનમાં આજે બધો સમય કામમાં જ [પરોવાયો] હતો. ઘણાં બધાં કામોનો નિકાલ કર્યો. ઑફિસના સવાલો (Questions) જોવાના હતા. તે જોવાઈ ગયા. પંડિતજી તા. ૧૨મીએ આવશે એ વખતનો ગુજરાત વિદ્યાસભાનો અંગ્રેજી અહેવાલ જોવાનો હતો તે જોયો. અને પછી શ્રી. મગનભાઈ દેસાઈ (ગુજરાત વિદ્યાપીઠ)એ ભિન્ન-મત-વાદી રિપોર્ટ અમારા રિપોર્ટ (યુનિવર્સિટી કમિટીના)ને પૂરક તરીકે આપ્યો છે તે જોયો. એમનો રિપોર્ટ આશરે ૬૮ ટાઈપ પાનાં અને એટલાં જ પાનાંનાં પરિશિષ્ટો છે! આશરે ૪૮ પાનાં વંચાયાં.

માર્ગમાં વિમાન જયપુરમાં થોભ્યું. ત્યાં ચા અને બ્રેડ–બટર લીધાં. બરાબર ૮–૪૦ વાગ્યે પાલમ વિમાનઘર પર પહોંચ્યાં. ત્યાંથી દ્દાના અરસામાં બંગલા પર આવ્યાં. પંડિત લોકો બંગલો ખાલી કરીને ગયાં. મને આ વાતની ચટપટ લાગી. એકત્ર રહેવાનું જ નહીં એવો સૌ. વતીનો આગ્રહ. એટલી હદ સુધી કે જો એ લોકો બીજે જવાનાં ન હોય તો એ દિલ્હી આવવાને માટે તૈયાર નહોતી!! ખૂબ જ કમનસીબ ઘટના. પણ ઉપાય નથી. સૌ. વતીનું મન કડવાશભર્યું કરીને દુઃખી કરવા કરતાં મારા અભિપ્રાયો બાજુ પર રાખવા એ જ ઉપાય હતો. તત્ત્વનો સવાલ જ નહોતો. પરંતુ બે કુટુંબો ભેગાં રહી શકતાં નથી એ કેટલી શોચનીય સ્થિતિ! વળી, કોઇએ કોઈને કશું આપવાનું છે એવું પણ નથી. આમાં અમુક એક વાતનો ખાસ વિરોધ [હતો] એવું પણ નથી. પરંતુ મને લાગે છે કે સ્વાતંત્ર્યની આપણી કલ્પનાઓ કરતાં યે લોકો આપણને આપણી દરેક નાનીનાની વાતમાં કેવી રીતે જોશે, શું કહેશે વગેરે કલ્પનાઓ વડે જ આપણે અડધાં તો ઘેરાઈ જઇએ છીએ ને ગભરાઈ જઇએ છીએ. અને એનું પરિણામ આપણને આખી જિંદગી સુધી ભોગવવું પડે છે. નિર્ભય રહીને આપણે બોલી કે વર્તી શકતાં નથી! એને કારણે જ્યાં બધું અનુકૂળ [હોય] ત્યાં પણ આપણે દબાએલાં અને અસંતુષ્ટ. [જો કે] સમાજમાં પણ વિનાકારણ બીજાંઓની પંચાતો કરવાની ટેવો [હોય છે]! કશો કામધંધો નહીં હોવા [ની સ્થિતિનું] પણ આ

એક પરિણામ છે. આ બધી ચીજો દૂર તો કરવી જોઇએ. પણ કેવી રીતે? એ સવાલ.

શ્રી. નર્મદાશંકર, વગેરે લોકો પણ અમારી પછી આશરે પોણા કલાકે આવ્યા. ભોજન બાદ વહેલો જ સૂઈ ગયો. [એ પહેલાં] રાત્રે શ્રી. કૌલ મળવા આવ્યા હતા. શ્રી. કાકાસાહેબ કાલેલકર અહીં હોવાથી એમની સાથે વાતો, વગેરે.

## તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૯, મંગળવાર [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. શ્રી કાકાસાહેબ [આજે] સાંજે વર્ધા જવાના હોવાથી એમની જોડે ઘણી બધી વાતોચીતો: (૧) મુંબાઈના મેડિકલ વિદ્યાર્થીઓનું પ્રકરણ. (૨) પંડિતજી અમદાવાદ આવવાના છે એ વખતે અમારો કાર્યક્રમ નક્કી કરવા અંગેનું પ્રકરણ. (૩) શ્રી. મગનભાઈ દેસાઇનો યુનિવર્સિટીની બાબતમાંનો રિપોર્ટ, વગેરે. [ત્યાર પછી] ઘણું બધું ઑફિસકામ.

૧૦–૩૦ થી ૪ સુધી ધારાસભાનું કામ. વચ્ચે જમવા સારુ ઘેર આવી ગયો.

આજની બેઠકમાં મેં એક નવી વાત કરી. મિલકતો ટ્રાન્સફર કરતાં પહેલાં દરેકે પોતાની પાસેથી ઇન્કમ ટૅક્સ લેવાપણું નથી અગર તો એ આપવાની પોતે યોગ્ય એવી તજવીજ કરી છે એવું સર્ટિફિકેટ મેળવવું જોઇએ એવા આશયનો ઑર્ડિનન્સ અત્યારે છે તે તા. ૬ઠ્ઠીથી પૂરો થતો હોવાથી એ પ્રમાણેનો કાયમનો કાયદો કરનારો ખરડો સરકારે રજૂ કર્યો. મને નવાઈ લાગી. ગયા ઑગસ્ટ માસમાં આ જ ખરડાની વિરુદ્ધ મેં શ્રી. નિયોગી[૩] (એ વખતનાં નાણાં પ્રધાન)ને કાગળ લખીને [તથા] પાછળથી એમના અધિકારીઓ સાથે ચર્ચા કરી અને આ ખરડો મૂકવો નહીં એવું નક્કી થયું. તો પછી આ [ખરડો આજે] કેવી રીતે રજૂ થયો? હજારો લોકોને મુશ્કેલી અને ત્રાસ, [તથા] અમલદાર વર્ગને લાંચ લેવાની તક. આનો વિચાર કરાયો હોય એમ જણાતું નથી. આ ખરડાની ચર્ચા ચાલુ હતી ત્યારે સ્પીકર તરીકે મારું કર્તવ્ય શું? [આ રીતે] ખુલ્લંખુલ્લા થનારી ભૂલને મારે શાંત બેઠાબેઠા ચુપચુપ જોયા કરવી [અને] મારી તટસ્થતા દેખાડવી કે લોકહિત તરફ ધ્યાન આપીને બોલવું? [છેવટે] મેં બોલવાનું જ નક્કી કર્યું અને એ પ્રમાણે હું બોલ્યો પણ ખરો. ઇંગ્લિશ સ્પીકરની નીતિ અખત્યાર કરવી એ સાચું, પણ એ નીતિ માટે આવશ્યક એવી બીજી બધી ભૂમિકા હોય તો ઉપયોગ, નહિતર તો હું માત્ર તટસ્થ અને પ્રજા [શું] ગોથાંમણાં ખાતી રહે? ઠીક.[૪]

નાશિકના ડૉ. ખાડિલકર મળ્યા. શ્રી કાકાસાહેબ કાલેલકર આજ સાંજની ગ્રાંડ ટ્રંક એક્સપ્રેસમાં વર્ધા જવા રવાના થયા.

સાંજે થાક લાગ્યા જેવું જણાયાથી થોડો વખત આરામ. પછી હું એકલો જ સરદાર વલ્લભભાઈને ત્યાં જઈ આવ્યો. પંડિતજી તા. ૧૨મીએ અમદાવાદ આવવાના છે [ત્યારે] એમણે [નેહરુએ] ગુજરાત વિદ્યાસભાનું નિમંત્રણ સ્વીકાર્યું હતું એની વલ્લભભાઈને ખબર નહોતી અને એમની [વલ્લભભાઈની] તથા શ્રી કાનજીભાઈ વચ્ચે [આ બાબતમાં] વાતચીત બારડોલીમાં થઈ હતી એ અંગે વલ્લભભાઈએ [મને] કહ્યું. ઠીક.

ત્યાંથી ઘેર આવ્યો. પરચૂરણ કામ. ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૨ ફેબ્રુઆરી ૧૯૪૯, બુધવાર [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં. ઑફિસકામ. કેટલાક કાગળો. ગુજરાત વિદ્યાસભાની હકીકત ટાઈપ કરાવીને પંડિતજીને મોકલી આપી.

૧૦-૩૦ થી ૪-૩૦ સુધી ધારાસભાની બેઠક. પ્રોફેસર રંગા,[૫] સર હોમી મોદી,[૬] શ્રી. સોંઢી[૭] એમ લોકો ચેંબરમાં મળ્યા. ગઈ કાલના ખરડા વિષે ચર્ચા થઈ અને હું શા સારુ વિરુદ્ધ છું એનાં કારણો કહ્યાં. મદ્રાસનાં ડેપ્યુટી સ્પીકર બહેન પણ [મળવા] આવ્યાં હતાં.

ઘેર આવીને ચા–શૌચ. થોડી વિશ્રાંતિ. પરચૂરણ વાચન. ઘણું બધું ઑફિસકામ.

સાંજે પૂનાના શ્રી. દેશમુખ નામના એક ગૃહસ્થ આવ્યા હતા. આગળ ભણવાને વાસ્તે એમને ઇંગ્લૅન્ડ જવું છે એ માટે મારી ચિઠ્ઠીની અને એ ચિઠ્ઠી પરથી પૈસાની મદદ [એમને] જોઇએ છે. આવી ચિઠ્ઠી મારે કેવી રીતે આપવી? બીજાઓની ભલામણો પરથી મારે ભલામણ કરવી એ મને પસંદ નથી. એ યોગ્ય પણ નથી. **મારી** ભલામણનો કશો અર્થ થતો હોય તો તે

એ જ કે હું **મારી** માહિતી એમાં આપું છું. બીજાંઓ-ની માહિતી પરથી એટલે સાંભળેલી વાતનો પુરાવો-hearsay evidence-કેવી રીતે ગ્રાહ્ય [બને]? પરંતુ લોકો આ [વાત] સમજતા નથી. એમને એમ લાગે છે કે એમના બોલવા પર મારો વિશ્વાસ નથી. [પરંતુ] વિશ્વાસ કે અવિશ્વાસનો આમાં સવાલ જ નથી. મને પોતાને જેની પ્રત્યક્ષ માહિતી નથી એ વિષેની બાંહેધરી બીજાંઓના કહેવા પરથી મારે આપવી એ યોગ્ય નથી, એ અસત્ય છે. બીજાંઓની જ વાત જો રજૂ કરવાની હોય તો મારી દરમિયાનગીરીની જરૂર શી છે? ઠીક.

ભોજન બાદ થોડો વખત શ્રી. નાફડે[૯] અને એમનાં પત્ની સાથે વાતોચીતો. પછી થોડું પરચૂરણ વાચન અને [બાદ] વિશ્રાંતિ.

## તા. ૩ ફેબ્રુઆરી ૧૯૪૯, ગુરુવાર
## [નવી દિલ્હી]

સવારે વૃત્તપત્રો. ઑફિસકામ. નિત્યવિધિ. પછી કેટલાક કાગળો. શ્રી. સ્વામીનારાયણ મંદિર (કરાંચી)ની બાબતમાં શ્રી. સ્વામીનારાયણ આચાર્ય (અમદાવાદ), શ્રી. શ્રીપ્રકાશ (કરાંચી) અને શ્રી. નંદુભાઈ મંજારામ (અમદાવાદ)ને કાગળો લખીને મારા વિચારો જણાવ્યા.

૧૦-૩૦ થી ૧ સુધી ધારાસભાની બેઠક. ત્યાર પછીની બેઠક માટે ન ગયો. શ્રી. કાનજીભાઈ મળ્યા હતા. ગુજરાત વિદ્યાસભાનો કાર્યક્રમ તા. ૧૨મીએ એમણે ૨-૪૫ થી ૪-૧૫ સુધી રાખ્યો છે. એ પ્રમાણે અમદાવાદ તાર કર્યો.

ભોજન બાદ આરામ. પછી ટપાલ મોકલવાની. રોજનીશીલેખન.

સાંજે એક આંતરપ્રાંતીય લગ્ન [ના સમારંભમાં હાજરી આપવા] માટે જઈ આવ્યો. દેશપાંડે નામના એક મહારાષ્ટ્રીય ગૃહસ્થે એક પંજાબી બહેન સાથે લગ્ન કર્યાં. ત્યાંથી સરદાર વલ્લભભાઈને ઘેર ગયો. સામાન્ય વાતો. નીચે પ્રમાણેની બાબતો હતી: (૧) જુદા જુદા ટ્રસ્ટો વિષે [સાથે] બેસીને બધી ચીજો નક્કી કરવી તે ઇષ્ટ છે. મારી ઉંમર ૬૦ અને એમની ૭૪ થઈ. (૨) ગુજરાત સભાના દુષ્કાળ નિવારણ ફંડમાંથી બનાસકાંઠા જિલ્લામાં કૂવાઓ કરવા માટે હું મદદ આપી રહ્યો છું. પૈસા કેવળ Securitiesમાં રાખીને વ્યાજનાં નાણાં મેળવવા કરતાં ખર્ચ કરવો વધારે સારો એવો મારો મત છે. તેઓ [વલ્લભભાઈ] પણ સંમત છે. (૩) હરિજન આશ્રમનો ઘાટ બાંધવા માટે આશરે ૮૦ હજાર રૂપિયા ઉછીના લીધા છે તે ગાંધી સ્મારક ફંડમાંથી લેવાના છે એટલે સ્મારક ફંડની રકમની હવે શક્ય તેટલી જલદી વ્યવસ્થા થવી ઘટે. અમદાવાદમાંથી મિલમાલિક લોકોએ ૪૮ લાખ રૂપિયા ભેગા કર્યા છે એમાંથી આ રકમ આપવાની છે. એમણે [વલ્લભભાઈએ] કહ્યું કે કુલ રકમ પાંચ કરોડની [ભેગી] કરવાની છે એમાંથી ૪ કરોડ, ૧૦ લાખ [ભેગા] થયા છે. બાકીની ટૂંકમાં જ થશે, અને પછી વ્યવસ્થા કરીશું. (૪) સ્પીકરના પગાર-[અંગે]નો ખરડો અત્યારે જ શા સારુ રજૂ કરવો? મેં સૂચના કરી હતી એ ઉપરથી આ અભિપ્રાય એમણે [વલ્લભભાઈએ] જણાવ્યો. હાલમાં પ્રધાનમંડળના પગાર વગેરે વિષે લોકો બહુ ચર્ચાઓ કરે છે અને આ ખરડા-ને બહાને ફરી એ ચર્ચાને ઊભરો આવશે. એટલે, મારે આગ્રહ કરવો નહીં એવું એમનું કહેવું. મને અલબત્ત ઉતાવળ નથી એવું મેં જણાવ્યું.[૯]

પછી ઘેર આવીને થોડો વખત રોજનીશીલેખન. ભોજન બાદ શ્રી. શંકરરાવ દેવ[૧૦] આવ્યા હતા, અમસ્તું મળવા માટે. ઘણીબધી ચર્ચાઓ થઈ: (૧) કૉંગ્રેસ સંસ્થા એ સરકારથી સ્વતંત્ર હોવી જોઈએ. સરકારી પ્રધાન-મંડળના સભ્યો કૉંગ્રેસ કારોબારીમાં ન જોઈએ એવો મારો મત કહ્યો. શ્રી. શંકરરાવને આ વાત તાત્ત્વિક દૃષ્ટિથી બરાબર લાગે છે, પણ [તે] વ્યવહારુ નથી, એમ કરવાથી કૉંગ્રેસની પ્રતિષ્ઠા બહાર રહેશે નહીં, કારણ એ તોલે આવે એવો કોઈ બહાર રહ્યો નથી એવું એમનું કહેવાનું સાંભળીને મને દુ:ખ સાથે આશ્ચર્ય થયું. આજે બધા જ નેતાઓ સરકારમાં પ્રવેશ્યાથી કારોબારી સત્તા (Executive Authority)ની બહાર રહીને કોઈ પણ પ્રશ્ન તરફ દેશમાં જોનારાઓ કોઈ જ [રહ્યા] નથી. અને આને લીધે સરકારી કામ તરફ તટસ્થતાથી અને સાર્વ-ત્રિક દૃષ્ટિથી જોઈને સરકારને સૂચનાઓ આપનારાઓ કોઈ જ [રહ્યા] નથી. ભાવિ વિકાસની દૃષ્ટિથી મને આ મોટી આપત્તિ લાગે છે. આજ સુધી મહાત્માજી હતા. તેઓ કૉંગ્રેસની પણ બહાર હતા. એટલે હવે કૉંગ્રેસનું કર્તવ્ય

શું? સરકાર જે જે કરે અને કહે તેને ફક્ત ટેકો આપવાનું? એવું કર્યાથી કૉંગ્રેસનું સર્વરાષ્ટ્રીય [સ્વરૂપ] નાશ પામીને તે એક પક્ષ જ બનવાનો. તે પણ ખોટું નથી. પણ હાલની સ્થિતિમાં તે પણ આપત્તિ જ છે. બહાર કોઈ સબળ ટીકાકાર નથી અને જે એક સબળ સંસ્થા છે તે પણ સંપૂર્ણપણે સરકારની ગોદમાં! લોકોએ જ બળવો કરીને અગર અન્ય રીતે સબળ પક્ષ નિર્માણ કરવો જોઈએ એવું અલબત્ત ઝ્યું થયું. હાલની વિષમ પરિસ્થિતિમાં આ પણ અનિચ્છનીય જ છે. ઠીક. (૨) મહારાષ્ટ્ર એકીકરણનો સવાલ ઉપસ્થિત થયો. મુંબાઈનો સમાવેશ મહારાષ્ટ્રમાં ન થાય તો ઠાણે [થાણા], કુલાબા અને રત્નાગીરી એ જિલ્લાઓનો પણ મહારાષ્ટ્રમાં સમાવેશ થશે નહીં, કારણ કે એમના આર્થિક સંબંધો મુંબાઈ સાથે છે. આ મુદ્દો વિચાર કરવા જેવો છે. પણ તેમ જો કે હોય તો પણ શું એક પ્રાંતમાંના લોકો બીજા પ્રાંતમાં કામધંધા માટે નહીં જઈ શકે? પૂનાવાળા લોકો માટે મહારાષ્ટ્રમાં સર્વત્ર વિરોધનું અગર નાપસંદગીનું (dislike) વાતાવરણ છે. એને કારણે ઉપર જણાવેલા ત્રણ જિલ્લાઓ અને મધ્યપ્રાંતનો મરાઠી-ભાષી પ્રાંત એ પણ મહારાષ્ટ્રમાં સામેલ થવા માટે નાકબૂલ છે. આમ જો હોય તો આ અંદરઅંદરનાં ભંગાણ અને અવિશ્વાસનો પ્રકાર થયો. એ માટે બીજાઓનો દોષ કાઢવામાં શું તાત્પર્ય? પરંતુ એમની એક ફરિયાદ સાચી લાગે છે. વડોદરા, સૌરાષ્ટ્ર વગેરે ગુજરાતીભાષી પ્રાંતોનો મુંબાઈ પ્રાંતમાં સમાવેશ કર્યો; મધ્યપ્રાંત મરાઠીભાષી, હૈદરાબાદ મરાઠીભાષી અને રત્નાગીરી, કુલાબા, ઠાણે એ બહાર રહ્યા; તો હાલના મુંબાઈ પ્રાંતમાં પણ મહારાષ્ટ્રનું વજન ઓછું જ થશે. એટલે જુદો પ્રાંત નહીં અને છે એવા સંયુક્ત પ્રાંતમાં વર્ચસ્વ ઓછું થતું જવાનું. આ રીતે મહારાષ્ટ્રનું આ ગળું દાબવાપણું છે એમ એમનું કહેવું. એમાં મને તથ્યાંશ દેખાય છે. ઠીક.

પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૪ ફેબ્રુઆરી ૧૯૪૯, શુક્રવાર [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. ઑફિસકામ. રોજનીશીલેખન. ઘણાબધા કાગળો લખાવ્યા.

૧૦-૩૦ થી ૩-૩૦ સુધી ધારાસભાની બેઠક. વચ્ચે ૧૨-૩૦ થી ૨-૩૦ સુધી બંગલા પર જમવા જઈ આવ્યો. શ્રી. ઠક્કરબાપા મળ્યા. શ્રી. જમનાદાસ ગાંધી આજે પરોઢિયે સ્વર્ગવાસી થયાના દુઃખદ સમાચાર એમણે આપ્યા. શ્રી. કાનજીભાઈ મળ્યા. પંડિતજીનો નક્કી [થએલો] કાર્યક્રમ (અમદાવાદનો) એમની પાસેથી આવ્યો.

૩-૩૦ વાગ્યે ધારાસભામાંથી નીકળીને શ્રી. શંકરરાવ દેવને ત્યાં શ્રીમતી સુશીલા પૈને[11] મળવા માટે ગયો. શ્રી. જમનાદાસ ગાંધીનો અને એમનો કુટુંબજેવો પરિચય. એમનું [સુશીલા પૈનું] સાંત્વન કરવું આવશ્યક.

મુકામ પર આવીને ચિ. અણ્ણાને સવિસ્તર કાગળ. અમદાવાદના તા. ૧૨મીના કાર્યક્રમને અંગે શ્રી. રસિકલાલ પરીખને પણ એની જોડે પત્ર પાઠવ્યો. પછી ઑફિસકામ.

પંડિત ઠાકુરદાસ ભાર્ગવ,[12] ટાઈપિસ્ટ........[13] અને રામચંદ્રન, ડૉ. કેળવકર, એમનાં પત્ની તથા ચિ. સૌ. સુંદરાબાઈ પંડિત એમ લોકો મળવા આવ્યાં હતાં.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

### તા. ૫ ફેબ્રુઆરી ૧૯૪૯, શનિવાર [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. ઑફિસકામ. વૃત્તપત્રો. રોજનીશીલેખન. ચિ બાપુને તથા અન્ય પત્રો. ઑફિસકામ. હિંદુ કોડ વિષે જે પૉઈન્ટ ઑફ ઑર્ડર તા. ૩૧ ઑગસ્ટને રોજ (૧૯૪૮) ધારાસભામાં રજૂ કરવામાં આવ્યો એનો ચુકાદો આવતા અઠવાડિયામાં આપવો પડશે એવો સંભવ હોવાથી એના કાગળો સવારે અને બપોરે વાંચવામાં ઠીક ઠીક વખત ગયો.

ભોજન બાદ આરામ. પછી ફરી હિંદુ કોડ વિષેનું વાચન. ટપાલ સહીઓ કરીને મોકલવાની. સાંજે સરદાર ગુરુમુખસિંગ મુસાફિરને[14] ત્યાંના લગ્નસમારંભમાં જઈને પછી શ્રી. ડેવિડ સૉલોમન એઝ્લકરને ત્યાં જઈ આવ્યો. શ્રી. જયેન્દ્ર દુર્કાળ આવ્યા હતા. વાતોચીતો.

ભોજન બાદ થોડું વાચન. વહેલો જ સૂતો.

### તા. ૬ ફેબ્રુઆરી ૧૯૪૯, રવિવાર [નવી દિલ્હી]

સવારે નિત્યવિધિ. ઑફિસનું કામ. વૃત્તપત્રો જોવાનાં. પછી ટપાલ. ચિ. અણ્ણાનાં લગ્નની બાબતમાં શાસ્ત્રાર્થ અને

ઉદાહરણો જડે તો જણાવવા વિષે બદલાપુર શ્રી. નાનાસાહેબ ચાપેકરને સવિસ્તર કાગળ લખ્યો. વળી, વણિક જ્ઞાતિની કન્યાને કશીક પ્રાયશ્ચિત્ત વગેરે વિધિથી બ્રાહ્મણ બનાવી લેવાનો કોઈ પ્રકાર છે ખરો? એવું પણ પુછાવ્યું છે. અલબત્ત, એવું જો હોય તો માતુશ્રી પૂજ્ય બાઈ અને સૌ. વતીના મનને સંતોષ. ઠીક. હિંદુ કોડ બિલ વિષેના પૉઈન્ટ ઑફ ઑર્ડર સંબંધે નિર્ણય લખાવ્યો.

ભોજનોત્તર આરામ. [પછી] પરચૂરણ વાચન અને બાદ ટપાલ. સવારે લખાવેલો નિર્ણય જોઈને સુધાર્યો અને શ્રી. કૌલને ત્યાં મોકલ્યો.

સાંજે Beadon Clubમાં જઈ આવ્યો. ત્યાં લોકો સાથે વાતચીતો થઈ. જ્યાં ત્યાં હાલની હકૂમત વિષે અસંતોષ જ દેખાય છે! પ્રધાનમંડળ અને પ્રજા એ બન્નેનો સંપર્ક ઓછો થઈ રહ્યો છે. પ્રધાનમંડળની આસપાસ કાયમી નોકરો (અમલદાર લોકો) અને ખુશામતિયા કૉંગ્રેસવાળાઓનું એટલું મજબૂત આવરણ પડતું ચાલ્યું છે કે પ્રજાની સ્થિતિ અને [પ્રજાનો] અવાજ પ્રધાનમંડળ સુધી પહોંચવાનું લગભગ અશક્ય થઈ ગયું છે! પણ આ અપ્રિય વાતો કોણે અને કેવી રીતે કહેવી એ સવાલ છે. આત્મીયતાથી અને તાલાવેલીથી કહેનારો વિરોધી લાગે છે! 'આજ લગીનો આપણો એકનિષ્ઠ સાથીદાર આવું શા માટે બોલે છે? આપણી કશી ભૂલ થાય છે ખરી?'–આ દૃષ્ટિથી વિચાર કરવાને બદલે, આ સાથીદાર ઈર્ષાથી, મત્સર વડે, સત્તાલાલસાથી બોલે છે, એમ માની લે છે!! આના કરતાં વધારે કમનસીબી કઈ? ઠીક.

ઘેર આવીને ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. (ક્રમશઃ)

*

## પાદટીપો

૧ શ્રી. કેશવરામ શાસ્ત્રી. ગુજરાતીના બુઝર્ગ અધ્યાપક, ખ્યાતનામ વ્યાકરણશાસ્ત્રી, વિદ્વાન અને લેખક. સંશોધનકાર્યમાં સનિષ્ઠપણે વર્ષોથી સતત કાર્ય કરે છે.

૨ શ્રી. ઉદયન ચિનુભાઈ. અમદાવાદના મશહૂર બૅરોનેટ કુટુંબમાં જન્મેલા શ્રી. ઉદયનભાઈ અત્યારે ગુજરાત રાજ્યના હોમગાર્ડ્સ્ કમાન્ડન્ટ છે. રમતગમતના ક્ષેત્રે નામાંકિત છે. વેપાર તથા સમાજસેવામાં અગ્રણી છે.

૩ શ્રી. કે. સી. નિયોગી. વર્ષો સુધી તેઓ નવી દિલ્હીની વડી ધારાસભાના સભ્યપદે રહેલા. ભારત આઝાદ થયા પછી તેઓ નેહરુ પ્રધાનમંડળમાં નાણાં અને પછી વેપાર ખાતાંમાં પ્રધાનપદે હતા. પાર્લમેન્ટરી બાબતો, વહીવટી તંત્ર, અર્થકારણ ઈત્યાદિ વિષેનો તેમનો અનુભવ બહોળો છે.

૪ પ્રથમ સ્પીકર તરીકે પાર્લમેન્ટમાં અનેક પ્રસંગોએ દાદાસાહેબને વિગતવાર બોલવું પડતું. અભિપ્રાયદર્શન કરતાં યે ખાસ તો પ્રણાલિકાઓ પ્રસ્થાપિત કરતી વેળા એ અંગેના મહત્ત્વ વિષે સભ્યોને લંબાણથી તેઓ સમજૂતી આપતા. એમણે તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૯ ને રોજ જે મતપ્રદર્શન કર્યું તેનો અધિકૃત અહેવાલ, થોડો વિગતે, સંદર્ભ વધુ સ્પષ્ટ કરવા સારુ, નીચે આપ્યો છે. [જે અહેવાલ ટાંક્યો છે તેની વધુ વિગતો માટે જુઓ: "The Constituent Assembly of India (Legislative) *Debates*"–*Part II Proceedings other than Questions and Answers.* Official Report Vol. I, 1949 (1st February, 1949 to 23rd February, 1949). Fourth Session of the Constituent Assembly of India (Legislative), 1949. પૃ. ૨૭ થી પૃ. ૫૬.] *Payment of Taxes* (Transfer of Property) Bill પરની ચર્ચા વખતે દાદાસાહેબનું પ્રારંભિક ટૂંકું પ્રવચન ને તે પછીનાં થોડાં ટૂંકાં વક્તવ્યો નીચે રજૂ કર્યાં છે (પૃ. ૩૫–૩૬):

be proceeded with, they may do so; if they come to the conclusion that the motion may be dropped altogether, we may not revive the matter and the motion may not be proceeded with at all.

Shri L. Krishnaswami Bharathi: Sir, I suggest this matter may be taken up the day after tomorrow. There must be some time for us to meet informally and discuss.

The Honourable Dr. John Matthai: Day after tomorrow is a non-official day.

Mr. Speaker: Whatever it may be, if it is not to be taken up and finished before the 5th, the date on which the ordinance expires, it may be taken up after three or four days. There is no particular sanctity in having it before the 5th.

The Honourable Dr. John Matthai: So far as I am concerned, I am prepared to have this considered as fully as the House would like.

Shri M. Ananthasayanam Ayyangar: (Madras: General): When we meet after Lunch, we may make representation as to what our attitude is.

Mr. Speaker: In the meanwhile, this discussion will go on. I think Mr. Mody will continue his speech.

Mr. Homi Mody: I have finished, Sir.

Mr. Speaker: We adjourn now; we shall meet at 2-30 p. m.

The Assembly then adjourned for Lunch till Half Past Two of the Clock.

૫ પ્રોફેસર એન. જી. રંગા. સ્વતંત્ર પ્રક્ષના પ્રમુખ. વિખ્યાત પાર્લમેન્ટેરિયન. દસકાઓથી વડી ધારાસભાના અને પછી પાર્લમેન્ટના સભ્યપદે રહ્યા છે. દેશવિદેશના પ્રવાસો ખેડ્યા છે. કૉંગ્રેસ પક્ષમાં અગાઉ તેઓ અગ્રણી અને અસરકારક વક્તાઓ પૈકી હતા. એમનાં ભાષણો અભ્યાસપૂર્ણ, વિચારશીલ, દલીલયુક્ત હોય છે. આંધ્રપ્રદેશના વતની. ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામમાં મોખરે રહેલા. કિસાન-પ્રવૃત્તિમાં વર્ષોથી ગાઢ રીતે સંકળાએલા છે. અંગ્રેજી ભાષામાં તેઓ છટાદાર વક્તવ્યો કરે છે.

૬ સર હોમી મોદી. મુંબાઈના અને ભારતના એક અગ્રણી ઉદ્યોગપતિ. આ પારસી સદ્‌ગૃહસ્થ અતિ બુદ્ધિશાળી, વિનોદી, વ્યવહારચતુર છે. ઉત્તર પ્રદેશના ગવર્નર તરીકે તેમણે કામગીરી બજાવી હતી. એમનાં ભાષણોમાં સુંદર વિચારો ને સચોટ ટીકા હોય છે. એમાં બોધ અને રમૂજ ભારોભાર હોય છે. "Reflections: Wise and Otherwise" સહિત અનેક અંગ્રેજી પુસ્તકો એમણે લખ્યાં છે. કેળવણી તથા સંશોધનકાર્યમાં પણ સર હોમી ઊંડો ને ઉત્કટ રસ લે છે. રાજકારણમાં તેઓ સ્વતંત્ર પક્ષને પડખે છે.

૭ શ્રી. સોંઢી. પાર્લમેન્ટના કૉંગ્રેસી સભ્ય.

૮ શ્રી. આર. જી. નાફડે. મૂળ નાગપુરનાં વતની. હાલ ત્યાં જ નિવૃત્ત જીવન ગાળે છે. દાદાસાહેબ વડી ધારાસભાના પ્રમુખપદે ચૂંટાયા પછી શ્રી નાફડે દાદાસાહેબના પ્રાઇવેટ સેક્રેટરી બન્યા. મિતભાષી, મંદ ગતિવાળા શ્રી નાફડે સરકારી તંત્રના અમલદારનો રુઆબ બરાબર દાખવતા હતા!

૯ સ્પીકર તરીકેનો પોતાનો પગાર ઓછો કરવા માટે દાદાસાહેબ વારંવાર કોશિશ કરતા હતા, અને સરદારશ્રી વલ્લભભાઈ આદિની સલાહથી એમણે વિધિસર ખરડાનો આગ્રહ ન સેવ્યો તો યે આપમેળે તો દાદાસાહેબે ક્રમશઃ વધુ ને વધુ પગારકાપ અમલી કરેલો જ.

૧૦. શ્રી. શંકરરાવ દેવ. મહારાષ્ટ્રના અને પછી ભારતના અગ્રણી કૉંગ્રેસી. આજન્મ અવિવાહિત. સાદાઈ, સત્યાગ્રહી નિષ્ઠા, રચનાત્મક કાર્ય, ગાંધીવાદી વિચારસરણી, સ્વાતંત્ર્યસંગ્રામમાં સક્રિય હિસ્સો—એ બધા માટે જાણીતા. શ્રી. શંકરરાવ દેવ લેખક, વિચારક અને સાધક પણ છે. કૉંગ્રેસના જનરલ સેક્રેટરી તરીકે તેમણે વર્ષો સુધી કામ કરેલું. ગાંધીજી સહિત તમામ દેશનેતાઓના નિકટ સહવાસમાં આવેલા ને કાર્ય કરેલું. હાલ શાંત, નિવૃત્ત જીવન ગાળે છે ને સર્વોદય કાર્યમાં ઊંડો રસ લે છે. (અનુ. પૃ. ૩૯૩)

# 'દિવ્યજીવન'ના તત્ત્વજ્ઞાનમાં વિરોધી દ્વંદ્વોનો સમન્વય

એમ. કે. ભટ્ટ

## પૂર્વભૂમિકા

અનુભવમાં જેવા મળતાં અને મૂળભૂત ગણાતા એક–અનેક, જડ–ચેતન, સ્થાયીત્વ–પરિવર્તન જેવાં વિરોધી દ્વંદ્વો સંબંધે શું અંતિમ સત્ય છે એ પીછાનવાનો પ્રયાસ તત્ત્વજ્ઞાનીઓ યુગોથી કરતા આવ્યા છે. આને પરિણામે જગતને વિવિધ દૃષ્ટિબિંદુઓ અને નિરાકરણની પદ્ધતિઓની ભેટ મળી છે. તત્ત્વજ્ઞાનમાં આવા પ્રયાસોને સંક્ષિપ્ત રીતે નીચે મુજબના વિશાળ વિભાગોમાં ફાળવી શકાય.

(૧) વેદ–ઉપનિષદના સાક્ષાત્કાર તબક્કાના ચિંતકોએ સીધા સાક્ષાત્કાર દ્વારા અંતિમ સત્ય શું છે તે દર્શાવ્યું છે. દા. ત., ઈશાવાસ્ય ઉપનિષદમાં નવ[1] જેટલાં દ્વંદ્વોનું સફળતાપૂર્વક નિરાકરણ કરવામાં આવ્યું છે. પરંતુ આવું નિરાકરણ બૌદ્ધિક કક્ષાએ સ્વીકાર્ય બનાવવા માટે અનુભવની હકીકતોની સમજણ આપતી બુદ્ધિયુક્ત દલીલો અને વૈજ્ઞાનિક સંશોધનોના સમર્થનની આવશ્યકતા રહે છે. ભારતીય તત્ત્વજ્ઞાનમાં ઉપરોક્ત તબક્કા પછીના વેદાન્ત જેવા બૌદ્ધિક તબક્કામાં આવી સમજૂતી આપવાના પ્રયાસો થયા છે. આ જ કારણે સાક્ષાત્કારની હકીકતનું અર્થઘટન, સમજૂતી અને સમર્થન કરતી વિભિન્ન પદ્ધતિઓ ભારતીય તત્ત્વજ્ઞાનને પુરાતન કાળથી મળી છે, પણ આ પદ્ધતિઓને વૈજ્ઞાનિક સંશોધનોનો લાભ મળ્યો ન હતો. શ્રી અરવિંદને આ લાભ મળ્યો છે.

(૨) મૂળભૂત વિરોધી દ્વંદ્વોમાંના કોઈ એકને સત્ય ગણીને બીજાને અવગણીને થતું નિરાકરણ[2] એકતત્ત્વવાદી કે બહુતત્ત્વવાદી હોઈ શકે છે. વળી તે ગ્રીક અણુવાદ જેવાં ભૌતિકવાદી કે વેદાન્ત જેવાં આદર્શવાદી પણ હોય. તેવી જ રીતે પરમિનાઈડિઝે પરિવર્તન નકાર્યું છે અને વેદાન્તે સ્થાયીત્વને સ્વીકારીને વિવિધતા તથા પરિવર્તનની વાસ્તવિકતા અવગણી છે. હિરાક્લિટ્સે સ્થાયીત્વને નકાર્યું છે અને બૌદ્ધ તત્ત્વજ્ઞાને પણ સ્થાયીત્વને અવગણ્યું છે.

આમ એકને સ્વીકારીને બીજાને અવગણવાથી કે તેને ભ્રામક ગણવાથી અનુભવની હકીકતોની યથાર્થ સમજૂતી મળતી નથી. આદર્શવાદી કે ભૌતિકવાદી એકતત્ત્વવાદ સર્જન, ક્રિયાશીલતા, એક-અનેક વચ્ચેનો સંબંધ, વિરોધી અને વિવિધ બાબતોનું આનુભવિક અસ્તિત્વ વગેરે સમજાવવામાં એકપક્ષીય મંતવ્યને કારણે સફળ થતો નથી. તેવી જ રીતે બહુતત્ત્વવાદીઓને વિવિધતાને એકસૂત્રે બાંધતો કોઈ સિદ્ધાંત ન હોવાથી અનુભવમાં જેવા મળતાં ઐક્ય, વ્યવસ્થા અને સંપૂર્ણતા સમજાવવામાં નિષ્ફળતા મળે છે. આમ કોઈ એક બાબતને જ સ્વીકારીને સાધેલું નિરાકરણ સાંધેલું નિરાકરણ જ બની રહે છે.

(૩) વિરોધી દ્વંદ્વોને સ્વતંત્ર સત્યો ગણીને કરવામાં આવતું 'નિરાકરણ' દ્વૈતવાદી છે. હકીકતમાં અહીં મૂળ પ્રશ્ન એમનો એમ જ રહે છે. આવા બે ભિન્ન સત્યો શા માટે? બન્નેનાં ક્ષેત્રો વિભિન્ન કે એક જ? એક જ ક્ષેત્રમાં બે વિરોધી બાબતો સરખી સત્ય કેવી રીતે? વિભિન્ન ક્ષેત્રો હોય તો બન્ને વચ્ચેનો સંબંધ શો છે? બન્ને સુમેળમાં કેવી રીતે રહી શકે? આમ અહીં અનુભવની સુસંગત યોજના સમજાવવામાં સફળતા મળતી નથી.

(૪) કેટલીક વાર વિરોધી દ્વંદ્વોને એક જ સત્યના પાસાં તરીકે ગણીને નિરાકરણ કરવામાં આવે છે. ડેકાર્ટના

---

૧. આ નવ દ્વંદ્વો છે: (૧) ચેતન ઈશ્વર અને પ્રકૃતિ, (૨) ત્યાગ અને ભોગ, (૩) પ્રકૃતિમાં પ્રવૃત્તિ અને આત્માનું સ્વાતંત્ર્ય, (૪) એક અને સ્થિર બ્રહ્મ તથા વિવિધ ગતિ, (૫) તત્ત્વ અને અસ્તિત્વ (Becoming), (૬) પ્રવૃત્તિશીલ ઈશ્વર અને સ્થિતપ્રજ્ઞ અક્ષરબ્રહ્મ, (૭) વિદ્યા અને અવિદ્યા, (૮) જન્મ અને અ-જન્મ, (૯) કર્મ અને જ્ઞાન.–Shri Aurobindo: 'Isha Upanishad'. p. 60

૨. શ્રી અરવિંદ મુજબ આને પરિણામે કાં તો 'આત્મ-તત્ત્વની બાબતોનું દેવાળું' કે 'જીવનનું મહાન દેવાળું' જ નીકળે છે. S. K. Maitra: 'The Philosophy of Shri Aurobindo' p. 1

દ્વંદ્વોના નિરાકરણનો આવો પ્રયાસ સ્પિનોઝાએ કર્યો છે. આ ભિન્ન પાસાં વચ્ચેનો સંબંધ અને પાસાંઓનો અંતિમ સત્ય સાથેનો સંબંધ અહીં સમજાવવામાં સફળતા મળતી નથી. સર્વેશ્વરવાદીઓને પણ આ પ્રશ્નો નડે છે. એકતા અને વિવિધતા વચ્ચેનો સંબંધ બાંધવા લાઈબ્નીઝને વધારાનો 'પૂર્વનિર્મિત સુમેળ'નો સિદ્ધાંત લેવો પડ્યો એ આવા નિરાકરણોની નિષ્ફળતાનો સૂચક છે.

આથી વિરોધી દ્વંદ્વોના નિરાકરણમાં નીચેના મુદ્દાઓ લક્ષમાં લેવા જરૂરી બને છે.

(અ) વિરોધી દ્વંદ્વોમાંના કોઈ એકને મહત્ત્વ આપી બીજાને અવગણી શકાય નહીં.

(બ) આથી બન્નેને સત્ય ગણવાં જોઈએ. પરંતુ ભિન્ન પ્રકારનાં સત્યો ગણવાથી ફરી દ્વૈતવાદી દ્વંદ્વો ઉત્પન્ન થાય છે.

(ક) આ કારણે બન્ને વચ્ચેનો ભેદ કોઈ પ્રકારનો ભેદ ન ગણતાં, કક્ષાનો ભેદ ગણવો જોઈએ.

(ડ) આ કક્ષાઓ કેવી રીતે પ્રાપ્ત થઈ તેની સમજૂતી આપવી જોઈએ અને

(ઇ) આ કક્ષાઓ શા માટે છે તથા ઉચ્ચ અને નીચી કક્ષાનો ભેદ કયા સિદ્ધાંતને અનુલક્ષીને પાડી શકાય તે સમજાવવું જોઈએ.

આ મુદ્દાઓ પરથી એ સ્પષ્ટ થાય છે કે ઉત્ક્રાંતિનું વિજ્ઞાન આવા સમન્વયની અ થી ડ સુધીની ભૂમિકા મજબૂત રીતે પૂરી પાડી શકે છે; જ્યારે આદર્શ, મૂલ્યો અને હેતુને સ્પર્શતા છેલ્લા મુદ્દા સંબંધે તે કાંઈ પ્રકાશ પાડી શકે તેમ નથી. આનું કારણ એ છે કે ઉત્ક્રાંતિનો વૈજ્ઞાનિક ખયાલ યાંત્રિક છે અને તેમાં હેતુ કે આદર્શને સ્થાન નથી. આથી ઉત્ક્રાંતિ વિષેનાં વૈજ્ઞાનિક સંશોધનો પર આધારિત ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનની આવશ્યકતા રહે છે.

ઓગણીસમી સદીમાં જીવશાસ્ત્રમાં ડાર્વિનનાં સંશોધનોને પરિણામે જગતને ઉત્ક્રાંતિનો વૈજ્ઞાનિક સિદ્ધાંત મળ્યો. 'યોગ્યતમની અતિજીવિતા' અને 'કુદરતની પસંદગી'ના સિદ્ધાંતો દ્વારા જીવંત એકમના તદ્દન સાદા એકકોષી સ્વરૂપથી માંડીને જટિલ સ્વરૂપના માનવજાત સુધીનાં વૃદ્ધિ, વિકાસ અને વૈવિધ્ય તેણે સમજાવ્યાં છે. જ્ઞાન અને વિજ્ઞાનના વિવિધ ક્ષેત્રોમાં ઉત્ક્રાંતિના આ સિદ્ધાંતે ક્રાંતિ કરી છે. તત્ત્વજ્ઞાન પણ આની અસરથી મુક્ત નથી.

પુરાતનકાળના અને સ્પેન્સર પહેલાંના આધુનિક તત્ત્વચિંતકોને ઉત્ક્રાંતિની આ વૈજ્ઞાનિક ભૂમિકાનો લાભ મળ્યો ન હોવાથી વિરોધોના સમન્વયનો ઉત્ક્રાંતિવાદી ઉકેલ આધુનિક જ રહ્યો છે. આમાં એકમાત્ર અપવાદ તરીકે તત્ત્વજ્ઞાની અને જીવશાસ્ત્રી એરિસ્ટૉટલને ગણી શકાય. તેણે પોતાનાં ચાર કારણોના સિદ્ધાંત દ્વારા ભૌતિક-વસ્તુનો વિકાસ વચગાળાના વિવિધ તબક્કાઓમાં થઈને શુદ્ધ સ્વરૂપ (Form)માં વ્યવસ્થિત રીતે થાય છે તે દર્શાવ્યું છે. આમ છતાં જીવશાસ્ત્રનાં જીવંત એકમની વૃદ્ધિ અને વિકાસ વિષેનાં તથા સતત વૃદ્ધિમાં પણ આત્મતાદાત્મ્ય જાળવી રાખતા વ્યક્તિત્વવિકાસ વિષેનાં મનોવૈજ્ઞાનિક સંશોધનો આધુનિક હોવાથી ચેતનની આ પ્રક્રિયાની સમજૂતીની અપેક્ષા એરિસ્ટૉટલ પાસેથી ન જ રાખી શકાય. આથી આ બન્ને વિજ્ઞાનોની નક્કર ભૂમિકા પર ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનની રચનાનાં કેટલાક પ્રયાસો થયા છે તેની સંક્ષિપ્ત નોંધ લેવી આવશ્યક છે.

### ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનની સંક્ષિપ્ત નોંધ[3]

ઉપરોક્ત વિજ્ઞાનોની અસર હેઠળની ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનની સૌ પહેલી રચના હર્બર્ટ સ્પેન્સરે કરી છે. આમ છતાં તેણે ઉત્ક્રાંતિ વિષેનું યાંત્રિક દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું હોવાથી અસ્પષ્ટ, અસંગત અને સમરૂપમાંથી સ્પષ્ટ, સંગત અને ભિન્નરૂપ બનવાની પ્રક્રિયા શા માટે થાય તેની સમજૂતી મળતી નથી. બર્ગસન આ વિષે કહે છે તે સાચું છે કે આવો સિદ્ધાંત ઉત્ક્રાંતિનું વિજ્ઞાન હોઈ શકે; તત્ત્વજ્ઞાન નહીં.

ઉત્ક્રાંતિના વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુની ટીકા કરતાં બર્ગસન કહે છે કે સંયોગો સાથે સાનુકૂળતા એ ઉત્ક્રાંતિનું નિર્ણાયક ઘટક વિજ્ઞાન ગણે છે એ સાચું હોય તો આ પ્રક્રિયા હજારો વર્ષો પૂર્વે જ બંધ પડી જવી જોઈતી હતી. નીચી કક્ષાના ગણાતા અનેક જીવો સર્વોચ્ચ કક્ષાના માનવી જેવી જ સંયોગો સાથે અનુકૂળતા ધરાવે છે અને જીવી-

3. આ સંક્ષિપ્ત નોંધનો મહદ્ અંશે આધારઃ 'History of Philosophy: Eastern And Western' Vol. II 'Evolutionism' pp. 354-375

વિષમાં હજી સુધી ટકી રહ્યા છે. આથી જીવંત એકમને વધુ ને વધુ જટિલતા પ્રાપ્ત કરીને જોખમ વધારવાની શું જરૂર પડી છે તેની સમજૂતી મળતી નથી.[૪] બર્ગસને ઉત્ક્રાંતિના પ્રેરકબળ તરીકે (Elan Vital)નો સિદ્ધાંત આપ્યો. આમ તેણે ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનમાં સૌ પહેલાં યાંત્રિક સિદ્ધાંતને બદલે પ્રેરણાનો સિદ્ધાંત આપ્યો. ઉત્ક્રાંતિને તેણે જીવનશક્તિનો સ્ફોટ ગણી છે અને આ સ્ફોટને પરિણામે ઉત્ક્રાંતિની પ્રક્રિયા અનેક દિશામાં થાય છે. આમ છતાં ઉત્ક્રાંતિ શા માટે થવી જ જોઈએ એ દર્શાવતું કોઈ અંતિમ ધ્યેય કે આદર્શ તેણે સ્પષ્ટ કર્યો નથી. વળી સતત પરિવર્તનને જ સતતત્ત્વ ગણીને તેણે સ્થાયીત્વને તો નકાર્યું જ છે.

મૉર્ગને હેતુવાદી અને યાંત્રિક દૃષ્ટિબિંદુઓનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે. જીવનશક્તિનો સિદ્ધાંત તેને સ્વીકાર્ય ન હતો. તેના મતે ઉત્ક્રાંતિમાં બે પ્રકારનાં બળો ક્રિયાશીલ છેઃ એક સુષુપ્તને સ્પષ્ટ કરે છે; જ્યારે બીજું ઉત્ક્રાંતિની સંક્રાંતિના અમુક તબક્કે (જીવન અને માનસના તબક્કે) જેનું ભવિષ્યકથન ન કરી શકાય તેવું ઉત્પન્ન કરે છે. પહેલું મંતવ્ય ડાર્વિન અને સ્પેન્સરનું છે; જ્યારે બીજું બર્ગસનનું ઉત્ક્રાંતિની પ્રક્રિયા પૂર્વનિર્મિત નથી એ મતવ્યની બીજા શબ્દોમાં રજૂઆત છે. અહીં રાસાયણિક સંમિશ્રણની બાબત જીવનના ક્ષેત્રમાં લાગુ પાડવાનો અયથાર્થ પ્રયત્ન છે. જે સુષુપ્ત નથી તેનો આકસ્મિક પ્રાદુર્ભાવ સમજાવી શકાતો ન હોવાથી તેણે આ માટે ઈશ્વરની સર્જનાત્મક પ્રવૃત્તિને કારણભૂત ગણી છે. આમ બર્ગસનનો જીવનશક્તિનો આંતરિક પ્રેરણાનો સિદ્ધાંત ઈશ્વરની સર્જનાત્મક પ્રવૃત્તિના ક્રિયાશીલ સિદ્ધાંતના રૂપમાં તેને લેવો પડ્યો છે. આમ છતાં આવી પ્રવૃત્તિનો હેતુ સ્પષ્ટ ન હોવાથી ઉત્ક્રાંતિના વિવિધ તબક્કાને એકસૂત્રે સાંધતો અને સમજૂતી આપતો સિદ્ધાંત મળી શક્યો નથી. માનસનો આકસ્મિક પ્રાદુર્ભાવનો સિદ્ધાંત ઉત્ક્રાંતિના સાતત્યની અને ધ્યેયગામિતાની અવગણના કરે છે.

જીવનશક્તિને બર્ગસને વિશિષ્ટ પ્રકારનો સમય ગણીને 'વહન' (Duration) એવું નામ આપ્યું છે. આ સતત વહન અને પરિવર્તન જ સત્ય છે. તેણે સ્થળથી ભિન્ન એવા શુદ્ધ સમયનો ખયાલ લીધો છે; જ્યારે સેમ્યુઅલ એલેક્ઝાન્ડરે સમયને સ્થળજન્ય બનાવ્યો છે. તેના મતે સાચું સાતત્ય સ્થળ સમયમાં પ્રવેશે તેથી રહે છે અને સમય સ્થળમાં પ્રવેશે છે તેથી વિવિધતા ઉત્પન્ન થાય છે. માત્ર સ્થળ-કાળ અને ગતિથી ઉત્ક્રાંતિ શા માટે થાય છે અને તેની દિશા અમુક શા માટે છે તે સમજાવી શકાતું ન હોવાથી તેણે ઉત્ક્રાંતિના છેલ્લા તબક્કા તરીકે અને જગતપ્રક્રિયાના પ્રેરણાબળ તરીકે ઈશ્વરનો ખયાલ લીધો છે. પરંતુ સ્થળ-કાળની વસ્તુના જ એક ઉત્પાદન ઈશ્વર આ કેમ અને શા માટે કરે છે તે સ્પષ્ટ થતું નથી. વળી સ્થળ-કાળ બન્નેમાંથી કાળ ગતિશીલ હોવાથી તેને તે વધુ મહત્ત્વ આપે છે. સ્થિરતા માટે સ્થળ અને ગતિ માટે કાળ લીધાં હોવા છતાં તેના સમન્વયની યથાર્થ સ્પષ્ટતા અહીં નથી.

વાઈટહેડના ઉત્ક્રાંતિના તત્ત્વજ્ઞાનમાં લાઈબ્નીઝનો અણુવાદ અને હેગલનો એકતત્ત્વવાદનો તથા હિરાક્લિટ્સ કે બર્ગસનના પરિવર્તન અને પ્લેટોના રૂપતત્ત્વોના સિદ્ધાંતનો સમન્વય કરવાનો પ્રયાસ થયો છે. તેના 'જીવંત એકમના તત્ત્વજ્ઞાન'માં બનાવોના અનુભવનું અને બનાવો વચ્ચેના સંબંધનું મહત્ત્વ છે. તેના મતે સમગ્રરીતે આપણો અનુભવ સ્થિર બાબતનો ન હોતાં બનાવોનો હોય છે. એક બનાવ સ્થળ-કાળમાં બીજા બનાવ પર વ્યાપ્ત થાય છે કે વિસ્તરે છે. બનાવો વચ્ચેનો બીજો સંબંધ ગ્રહણ (Prehension)નો છે. દરેક બનાવ બીજા બનાવોનો પાસાંની ભાત પોતાની એકતામાં ગ્રહણ કરે છે. આ બનાવ પોતે બનાવ હોવાથી બીજા બનાવો તેને આ રીતે ગ્રહણ કરે છે. આમ બનાવો અને બનાવો વચ્ચેના સંબંધનું અતૂટ સાતત્ય સર્જાય છે. આથી બનાવો વચ્ચેનો વિરોધ અંતિમ કે મૂળભૂત નથી. તેણે આંતરિક રીતે સંબંધિત બનાવોની એકયતાને વિશ્વ તરીકે ગણી છે. આમ છતાં તેનામાં અનુભવવાદનાં ઊંડાં મૂળ તેને બહુતત્ત્વવાદી વલણ લેવા પ્રેરે છે. અહીં આ કારણે તેણે અનુભવના અણુમય (વિભિન્ન) બનાવો સિવાય બીજું કશું નથી લીધું એમ હોવાથી તેનો સિદ્ધાંત ઍરિસ્ટૉટલના અંતિમ કારણના ખયાલથી તદ્દન વિરુદ્ધનો છે. આમ સ્થાયીત્વ અને ક્રમિક વિકાસના એકતાના છેલ્લા તબક્કાને

૪. C. E. M. Joad: 'Introduction To Modern Philosophy', p. 88

અહીં સ્થાન નથી. વળી વસ્તુ (object) અને બનાવ વચ્ચેનું નિવારી ન શકાય એવું દ્વૈત તેણે આપ્યું છે એવી બૅામેનની ટીકા સાવ વજૂદ વિનાની નથી.

શ્રી અરવિંદને સાક્ષાત્કાર યુગના પુરોગામી તત્ત્વચિંતકોના તત્ત્વજ્ઞાનની અને વીસમી સદી સુધીનાં વૈજ્ઞાનિક સંશોધનોની ભૂમિકાનો બેવડો લાભ મળ્યો હોવાથી પૂર્વના કે પાશ્ચમના બીજા કોઈ તત્ત્વજ્ઞાની કરતાં ઉત્ક્રાંતિની ભૂમિકા પર વધુ સુસંગત અને વધુ સંપૂર્ણ પદ્ધતિ તે આપી શક્યા છે. વધુમાં તેણે પોતે સાક્ષાત્કારની સ્થિતિ પ્રાપ્ત કરેલી હોવાથી તેની રજૂઆતમાં માત્ર બૌદ્ધિક દલીલોના ચમકારા જ નહીં પરંતુ અનુભૂતિનો અજબ રણકો પણ સંભળાય છે. આ કારણોએ તેની પદ્ધતિ તત્ત્વજ્ઞાનના સમગ્ર ઈતિહાસમાં એક મૌલિક અને અદ્વિતીય ભેટ બની રહી છે. તેની પદ્ધતિમાં વિરોધી દ્વંદ્વોનો સમન્વય તત્ત્વજ્ઞાનના એક અવિભાજ્ય અંગ તરીકે સહજ રીતે થયો છે. પ્રસ્તુત લેખમાં માત્ર આ જ પાસું સંક્ષિપ્ત રીતે આપવાનો પ્રયાસ છે.

## વિરોધી દ્વંદ્વોનો સમન્વય[૫]

### (અ)' ઉત્ક્રાંતિ અને અવતરણ, પુરુષાર્થ અને પ્રારબ્ધ, મૃત્યુ અને અમરત્વ, માનવજીવન અને દૈવીજીવન

શ્રીઅરવિંદના એકમાત્ર અપવાદ સિવાય ઉત્ક્રાંતિનો ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનનો ખ્યાલ ઉર્ધ્વગમનનો એટલે કે એકપક્ષીય છે. શ્રી અરવિંદે ભારતીય તત્ત્વજ્ઞાનનો અવતરણનો સિદ્ધાંત લઈને આ ખ્યાલની અપૂર્ણતા મૌલિક રીતે દૂર કરી છે.

જડથી માંડીને માનસ સુધીના ક્રમિક વિકાસની ઉત્ક્રાંતિના વિજ્ઞાને સ્થાપેલી હકીકત શ્રી અરવિંદે સ્વીકારી છે. પરંતુ ઉત્ક્રાંતિની પ્રક્રિયાનો છેલ્લો તબક્કો માનસ છે તેમ તે ગણતા નથી. માત્ર સંયોગો સાથે સાનુકૂળતા જ સાધવાની પ્રક્રિયાનું માનસ પરિણામ હોય તો તેના વિના નીચી કક્ષાના જીવો આવી સાનુકૂળતા સાધવાની શક્તિ ધરાવે છે. આથી ઉત્ક્રાંતિનું ધ્યેય માનસના તબક્કાથી પૂરું થતું નથી. આ ઉપરાંત સાક્ષાત્કાર દ્વારા ભારતીય ચિંતકોએ સામાન્ય કક્ષાના માનવજીવનથી ઉચ્ચ ભૂમિકાના દૈવી જીવનને અનુભવ્યું છે. આથી શ્રી અરવિંદે દુન્યવી સામાન્ય માનવજીવન સુધીના તબક્કાઓને એક જ વર્તુળના નીચલા ગોળાર્ધના તબક્કાઓ અને દૈવી જીવનના તબક્કાને ઉપલા ગોળાર્ધના તબક્કા ગણ્યા છે. આમ આ ગોળાર્ધો માત્ર કક્ષાભેદ છે; ભિન્ન પ્રકારની બાબતો નથી. નીચલા ગોળાર્ધમાં ચડતા ક્રમમાં ભૌતિકતત્ત્વ, જીવન, આત્મા અને માનસ સમાવેશ પામે છે; જ્યારે ઉપલા ગોળાર્ધમાં અતિમાનસ, આનંદ, ચિત્ કે ચેતનાબળ અને શુદ્ધ અસ્તિત્વ સમાવેશ પામે છે. ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરવાથી નીચી કક્ષા સાથેનું સાતત્ય તૂટી જતું નથી. તેમાં નીચી કક્ષાનું ઉચ્ચ કક્ષામાં રૂપાંતર થાય છે અને આ રૂપાંતરમાં જે લક્ષણો માત્ર આકસ્મિક હોય છે તે અદશ્ય થાય છે. દા. ત., મૃત્યુ એ જીવનની આંતરિક વિશિષ્ટતા નથી. પરંતુ તે માનસની પ્રક્રિયા હેઠળ રહે ત્યાં સુધી મૃત્યુ એ તેનું આકસ્મિક લક્ષણ રહેશે. અતિમાનસના અવતરણથી અને માનસના ઉર્ધ્વગમનથી જે રૂપાંતર થાય તેમાં જીવન આ આકસ્મિક લક્ષણથી મુક્ત થાય છે. આમ મૃત્યુ અને અમરત્વ વિરોધી દ્વંદ્વો નથી; માત્ર ભિન્ન કક્ષાઓ છે.

ઉત્ક્રાંતિની ક્રિયા એકતરફી નથી. જ્યાં સુધી ઉચ્ચ તત્ત્વનું નીચી કક્ષામાં અવતરણ ન થાય ત્યાં સુધી નીચી કક્ષાના તબક્કાની ઉત્ક્રાંતિ થઈ શકે નહીં. દા.ત., અતિમાનસના અવતરણ વિના માનસની ઉત્ક્રાંતિ કે ઉર્ધ્વગમન અતિમાનસમાં થાય નહીં. આવું જ ભૌતિકતત્ત્વ, જીવન અને આત્મા સંબંધે છે. ઉત્ક્રાંતિની શરૂઆત ભૌતિકતત્ત્વમાં ચેતનાના અવતરણથી થઈ છે આમ ઉત્ક્રાંતિના જે ઉચ્ચ તબક્કા તે પ્રાપ્ત કરે છે તે પોતાના મૂળ સ્વરૂપમાં પહોંચવા માટે કરે છે. આથી ભૌતિકતત્ત્વ બ્રહ્મ છે; કક્ષા ભિન્ન છે.

ઉત્ક્રાંતિની પ્રક્રિયાને કારણે અત્યારે માનસ સુધીની કક્ષા પ્રાપ્ત થઈ છે અને ભવિષ્યમાં અતિમાનસની કક્ષામાં રૂપાંતર થશે. આમ છતાં આ રૂપાંતર વહેલું હાંસલ કરવા માટે માનવીએ ઉત્કૃષ્ટ આકાંક્ષા અને પ્રબળ પુરુષાર્થ કરીને યોગ દ્વારા અતિમાનસીય ચેતનાના અવતરણ માટેની યોગ્ય ભૂમિકાની તૈયારી કરવી જોઈએ. પરંતુ આ સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે જ્યાં સુધી સર્વોચ્ચ સતતત્ત્વ અવતરણ

૫. આ સમન્વયની વ્યવસ્થા મહદ્ અંશે શ્રી મૈત્રના પુસ્તકની માહિતીના આધારે કરી છે.

ન કરે ત્યાં સુધી માનવી માત્ર પોતાના પ્રયત્નોને બળે જ નીચલા અને ઉપલા ગોળાર્ધ વચ્ચેનો દિવ્ય પ્રકાશને ફેલાવામાં અવરોધતો ભેદનો પડદો દૂર કરી શકે નહીં. આમ અહીં પુરુષાર્થની સાથે પ્રારબ્ધનું પ્રાબલ્ય મૂકીને માનવીના અહંકારને નિર્મૂળ કરવાનું સુંદર સૂચન મૂકી દીધું છે.

અવતારને શ્રી અરવિંદ અવતરણનું વિશિષ્ટ સ્વરૂપ ગણે છે. આ પણ તેનો મૌલિક ખયાલ છે. અવતારનો હેતુ માત્ર ધર્મની સ્થાપનાનો નથી. તેનો હેતુ માનવી પોતે દૈવી જીવન પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવે છે તેનું જીવંત દૃષ્ટાંત રજૂ કરવાનો છે. આમ ઈશ્વરનો માનવીમાં જન્મ એ માનવીનો ઈશ્વરતત્ત્વમાં જન્મનો હેતુ ધરાવે છે. આથી માનવજીવન અને દૈવીજીવન એ કક્ષાભેદ જ છે; કોઈ વિરોધી ભિન્ન બાબતો નથી.

**(ચ) શિવ અને શક્તિ: સ્થાયી અને ગતિ**

એક અનેક કેમ બની શકે? એકનું એકપણું મીટાવ્યા વિના અનેક અનેકપણું કેવી રીતે જાળવી શકે? આ પ્રશ્નો વેદાન્ત, પ્લેટો અને સ્પિનોઝા જેવા એકતત્ત્વ-વાદીઓ માટે ખૂબ મૂંઝવણભર્યા બની રહે છે. પોતાના વિશિષ્ટ ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનમાં શ્રી અરવિંદ આનો સફળ સમન્વય કરે છે.

ઉત્ક્રાંતિનો અંતિમ તબક્કો શુદ્ધ અસ્તિત્વનો છે તે ત્રેવડો સિદ્ધાંત છે. આ છેઃ સત્, ચિત્ અને આનંદ એટલે સચ્ચિદાનંદ. ઉપલા ગોળાર્ધના જ આ છેલ્લા તબક્કા છે. આ અંતિમ સતતત્ત્વ એ જ કલ્યાણકારી શિવ, જે સ્થાયી તેમ જ ગતિશીલ છે. અંતિમ સત્-તત્ત્વનાં આ બે પાસાં માત્ર માનવમાનસની સમજણની રજૂઆત છે. હકીકતમાં શિવતત્ત્વ તેનાથી પર છે. જગત-પ્રક્રિયાના મૂળમાં રહેલ આ ક્રિયાશીલ સિદ્ધાંતને શ્રી. અરવિંદ 'માતાજી' કે દૈવી શક્તિ કહે છે. આ શક્તિનાં ત્રણ સ્વરૂપો: પારગામી કે સર્વોચ્ચ સ્વરૂપ, વિશ્વમય મહાશક્તિ અને વૈયક્તિક શક્તિ. આમ શિવ અને શક્તિ એક જ બાબત છે અને શક્તિ જે વિવિધ સ્વરૂપે વિલસી રહે છે તે સ્વરૂપો કક્ષાભેદ છે.

ઉત્ક્રાંતિની પ્રક્રિયામાં વિશ્વસર્જનનો હેતુ માત્ર આનંદ-નો છે. શિવનું આ હર્ષોન્માદી નૃત્ય છે. આમ ઉપલા ગોળાર્ધના સત્, ચિત્ અને આનંદના સંયુક્ત સિદ્ધાંત દ્વારા શ્રી અરવિંદે જગતપ્રક્રિયાનાં વિગત અને હેતુ બન્ને સમજાવ્યાં છે. આમ અહીં વિગત માટે હેતુ અને હેતુ માટે વિગત છે.

**(છ) માનસ અને અતિમાનસ: બુદ્ધિ અને અંતઃસ્ફુરણા**

માનસનો તબક્કો પ્રાપ્ત કરનાર માનવી માટે હવે પછીના દિવ્યજીવનમાં પ્રવેશ પ્રાપ્ત કરાવનાર અતિ-માનસના તબક્કામાં વધુ રસ હોય એ સ્વાભાવિક છે. આથી અતિમાનસનો ખયાલ શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનમાં કેન્દ્ર-સ્થાને છે. માનસ માનવજીવન અને અતિમાનસ દૈવી-જીવનના તબક્કાઓ છે. અતિમાનસને તે 'સત્-વિચાર' કહે છે કારણ કે તે ચેતન સતતત્ત્વ છે. ઋગ્વેદમાં ઉલ્લેખ પામેલ 'ઋત-ચિત્' એ જ અતિમાનસ છે. તે સત્યમ્, ઋતમ્ અને બૃહત્ છે. સર્વોચ્ચ સતતત્ત્વથી સભર તે સર્જનાત્મક વિચાર છે. માનસ, જીવન અને ભૌતિકતત્ત્વ તેની નીચલી કક્ષાની અભિવ્યક્તિ છે. હકીકતમાં તે ઈશ્વર, સ્વામી અને સર્જક છે. આ ઈશ્વર વેદાન્તની જેમ માયાથી ઘેરાયેલ નથી. આમ અંતિમ સતતત્ત્વ સર્જનના સિદ્ધાંતથી ભિન્ન નથી.

નીચલા ગોળાર્ધમાં રહેલ માનસનું સ્વરૂપ જ એવું છે કે તેને કેટલીક મર્યાદાઓ નડે છે. આગળ જોયું તેમ રૂપાંતર થતાં કેટલાંક આકસ્મિક લક્ષણોમાંથી નીચી કક્ષા મુક્ત થાય છે. આથી માનસીય ચેતના વસ્તુઓના સ્વરૂપો-ને અવિભાજ્ય એક કે સમગ્રમાંથી પૃથક પાડે છે. બર્ગસનનું મંતવ્ય પણ આવું જ છે. સમગ્રની એકતા તોડ્યા બાદ માનસ તેને જોડીને એક કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ આથી સાચી એકતા મળતી નથી. આમ બુદ્ધિ દ્વારા જે અવિભાજ્ય સમગ્ર છે તેની ઝાંખી થઈ શકતી નથી.

આમ હોવા છતાં માનસ અતિમાનસનું નીચલી કક્ષાનું સ્વરૂપ છે અને તેથી માનસને પોતાનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવાની આંતરિક પ્રેરણા હોય છે. આ કારણે માનસ પોતાની વિશ્લેષણની બૌદ્ધિક ક્રિયાઓથી સંતોષ ન પામતાં ઉપરની કક્ષાનો વ્યવહાર કે સંદેશ એટલે અંતઃસ્ફુરણા દ્વારા સત્યની ઝાંખી કરવા કોશિશ કરે છે. એમ છતાં સામાન્ય રીતે માનવીની અંતઃ-સ્ફુરણાની પ્રક્રિયા બુદ્ધિની અસર હેઠળ થતી હોવાથી શુદ્ધ સ્વરૂપની હોતી નથી. આમ શ્રી અરવિંદે અંતઃસ્ફુરણા-ની કક્ષાઓ આપી છે તે મુજબ માનસિક કાર્યોની

અસરથી મુક્ત અંતઃસ્ફુરણાને સર્વોચ્ચ કક્ષાની અંતઃસ્ફુરણા કહી શકાય. યોગ દ્વારા પ્રયત્નો અને ખંતથી તથા અતિમાનસીય ચેતનાનાં અવતરણથી આ સાધ્ય થાય છે. અહીં બુદ્ધિ અંતઃસ્ફુરણાનું વિરોધી નથી કારણ કે બાહ્ય ઉપરછલ્લા માનસ પાછળ રહેલ આંતરિક માનસ વધુ શક્તિશાળી અને વધુ ક્રિયાશીલ છે, આ આંતરિક ચેતનશીલ જે તે તબક્કાનું આંતરિક સત્ત્વ ઉર્ધ્વગમનની શક્યતાનું પ્રેરક બળ છે. આવું જ આંતરિક શક્તિશાળી ભૌતિકતત્ત્વ, જીવન અને આત્મા સંબંધે છે. આમ અહીં શ્રી અરવિંદે બર્ગસન કરતાં વધુ સ્પષ્ટ રીતે અંતઃસ્ફુરણાનું સ્વરૂપ અને બુદ્ધિનું કાર્ય સ્પષ્ટ કર્યા છે. વળી બર્ગસને કયા સિદ્ધાંતને આધારે અંતઃસ્ફુરણાની કક્ષાઓ લઈ શકાય તે સ્પષ્ટ કર્યું નથી.

અતિમાનસ અને માનસને જોડતી કડી વિશ્વમાનસ છે અને તે બન્ને કક્ષાઓની લાક્ષણિકતા ધરાવે છે, આથી વિશ્વમાનસની કક્ષાએ થઈને માનસ અતિમાનસની કક્ષામાં પહોંચે છે. વેદવિચારધારા મુજબ સત્તત્ત્વની વિવિધ શક્તિઓ દેવતાઓ છે તે આ વિશ્વમાનસનાં સર્જનો છે. આ વિવિધ સ્વરૂપોને પોતાના વિકાસનાં સિદ્ધાંતો છે અને તે અંતિમ સત્તત્ત્વની જ શક્તિઓ હોવાથી સુમેળમાં હોય છે. આમ વિશ્વમાનસ વિવિધતાનું સર્જક છે અને તેથી તેની પાછળ રહેલ એકત્વનું તે આવરણ પણ ગણી શકાય.

**(ड) જ્ઞાન અને અજ્ઞાન : પ્રકાશ અને અંધકાર**

શ્રી અરવિંદ દર્શાવે છે તેમ વેદાન્તની જેમ જ્ઞાન અને અજ્ઞાનને એકબીજાના વિરોધી લઈને, પછી ભલે અજ્ઞાનને બ્રહ્મની શક્તિ લેવામાં આવે તો યે સત્તત્ત્વના ઐક્યનો ખ્યાલ ઊપજતો નથી. અજ્ઞાનને અકળ રહસ્ય લેવાથી પણ પ્રશ્નનો નીવેડો આવતો નથી. શ્રી અરવિંદ મુજબ જ્ઞાનમાં વિકાસ પામતું અજ્ઞાન કક્ષાભેદે નીચલી કક્ષામાં છે. જ્ઞાનની ક્રિયા ત્રણ તબક્કાએ થાય છે: જ્ઞાનના સંપૂર્ણ અભાવની સૌથી નીચી કક્ષા અ-જ્ઞાનની, વચ્ચેની જ્ઞાન–અજ્ઞાનમય એવી અજ્ઞાનની અને સૌથી ઉચ્ચ દૈવી આત્મજ્ઞાનની. આત્મજ્ઞાનની છેલ્લી કક્ષા એટલા માટે કે જે પ્રાપ્ત કરવાનું છે તે પોતાનું જ વિકસિત સ્વરૂપ છે. આથી દૈવી આત્મજ્ઞાન એ દૈવી સમગ્ર-જ્ઞાન છે. અજ્ઞાન કોઈ જુદી શક્તિ કે બાબત નથી. દૈવી ચેતનાનું નીચલા ગોળાર્ધમાં અવતરણ એટલે અજ્ઞાનમાં અવતરણ. આને કારણે જગતનું સર્જન થાય છે. આ રીતે દૈવી ચેતના પોતાને મર્યાદિત કરે છે તે જ અજ્ઞાન છે. અજ્ઞાનની વિવિધ કક્ષા અંધકારની અને જ્ઞાનની કક્ષા પ્રકાશની લઈએ તો કહી શકાય કે પોતાના અંધકારને દૂર કરતાં કરતાં ક્રમિક રીતે અજ્ઞાન પ્રકાશમાં કે જ્ઞાનમાં પરિણમે છે.

વેદાન્તના કેટલાક સંપ્રદાયો મુજબ જ્ઞાનને વિશ્વમય અથવા તો વૈયક્તિક લેવાથી સર્વોચ્ચ ચેતનાનું સંગઠિત ઐક્ય જોખમાય છે. શ્રી અરવિંદના ઉત્ક્રાંતિવાદી તત્ત્વજ્ઞાનમાં કક્ષાભેદનો સિદ્ધાંત આ મુશ્કેલી દૂર કરે છે. બીજી રીતે લઈએ તો ભૌતિકતત્ત્વનો સૌથી નીચલો તબક્કો અંધકારનો અને અ-જ્ઞાનનો છે, જ્યારે સચ્ચિદાનંદનો તબક્કો પ્રકાશનો અને જ્ઞાનનો છે. બર્ગસને સત્તત્ત્વની બે ગતિઓ લઈને એકને જીવન અને સ્વાતંત્ર્ય તરફ જતી અને બીજી ભૌતિકતત્ત્વ તરફ જતી ગણી છે, પણ આ બન્નેનું સાચું ઐક્ય સ્થાપવામાં તે સફળ થયા નથી.

**ઉપસંહાર**

તત્ત્વજ્ઞાનની કોઈ પદ્ધતિએ તત્ત્વજ્ઞાન ગણાવા માટે પરાપૂર્વથી ચાલ્યા આવતા અને મૂળભૂત ગણાતા તથા વૈજ્ઞાનિક સંશોધનોની પૂરતી પરિચિતતાના અભાવે અત્યારે પણ માની લીધેલા વિરોધી બધા દ્વંદ્વોના સમન્વયનો બોજો ઉપાડવો જ જોઈએ એવી માન્યતા અસ્થાને છે. આધુનિક વિશ્લેષણાત્મક તત્ત્વજ્ઞાન કે તાર્કિક પ્રત્યક્ષવાદ જેમાં વિરોધી દ્વંદ્વોનો સમન્વય થાય તેવું વિશ્વનું સમગ્રલક્ષી દૃષ્ટિબિંદુ તત્ત્વજ્ઞાને રચવું જોઈએ એમ સ્વીકારતા નથી તેથી તે તત્ત્વજ્ઞાનની પદ્ધતિઓ મટી જતી નથી. જે પદ્ધતિઓએ નિરાકરણ કરવાને બદલે વિરોધી દ્વંદ્વો આપ્યાં છે તે ડેકાર્ટ અને સાંખ્યનાં તત્ત્વજ્ઞાનને તત્ત્વજ્ઞાન નથી એમ કહી શકાય નહિ. આ જ રીતે આખરી એકતાને બદલે અનેકતાને જ વિકાસની પ્રક્રિયા ગણાતા વાઈટહેડના તત્ત્વજ્ઞાનને પણ તત્ત્વજ્ઞાન નથી એમ કહેવું અસ્થાને જ ગણાય.

આ ઉપરાંત ગતિ, શક્તિ અને જડ ગણાતા અણુમાં સતત ગતિશીલ પરમાણુઓ વગેરે મૂળભૂત ગણાતી બાબતોમાં ભૌતિકશાસ્ત્રના સંશોધનોએ જૂના ખ્યાલોને મઠારવાની આવશ્યકતા ઉભન્ન કરી છે. વિવિધ ક્ષેત્રોમાં

વૈજ્ઞાનિક સંશોધનો અને ખાસ કરીને જીવશાસ્ત્રના વારસો, પરિવર્તન અને રૂપાંતર વગેરે બાબતોના આધુનિક સંશોધનોના પરલક્ષી અને પ્રાયોગિક પુરાવાઓને કારણે મૂળભૂત ગણાતા વિરોધી દ્વંદ્વોનું મહત્ત્વ ન રહે તેવું બની શકે છે. પ્રયોગશાળામાં જીવંત કોષ ઉત્પન્ન કરવામાં વૈજ્ઞાનિકોને સફળતા મળે તો જડમાંથી જીવન વિકસ્યાની પ્રક્રિયાની ચોક્કસ માહિતી મળે તથા જીવંત એકમની રચના પર પ્રકાશ પડે.[૬] આને કારણે અણચિંતવ્યા પ્રશ્નો પણ ઉત્પન્ન થાય. આથી જીવનને સ્પર્શતા તત્ત્વજ્ઞાનને વિજ્ઞાનના સંશોધનો દ્વારા સ્થાપિત હકીકતોની અવગણના કરવી પોસાય તેમ નથી. આથી જ 'વિજ્ઞાનનું તત્ત્વજ્ઞાન' એ આધુનિક વૈજ્ઞાનિક યુગની તાસીરને અનુરૂપ તત્ત્વજ્ઞાનની પદ્ધતિ ઉપસ્થિત થઈ છે. આમ છતાં સમગ્ર વિશ્વયોજનાને સમજાવતું તત્ત્વજ્ઞાનનું સમગ્રલક્ષી દૃષ્ટિબિંદુ વિજ્ઞાનના ક્ષેત્રમાં થતી એક અનધિકૃત ચેષ્ટા છે.[૭] એવું પ્રત્યક્ષવાદી મંતવ્ય પણ યથાર્થ નથી. આવા તાત્ત્વિક દૃષ્ટિબિંદુને પરિણામે મેફના ભૌતિકતત્ત્વની સ્થિતિ અંગેના સિદ્ધાંત પરથી વિજ્ઞાનમાં હોઈલ–નારલીકર સિદ્ધાંતની રચના અને તેની ચકાસણી થઈ રહ્યાં છે. ઉત્ક્રાંતિની એકપક્ષીય અને અધૂરી સમજૂતી તત્ત્વજ્ઞાનની હેતુવાદી સમજૂતીથી પૂર્ણ બની છે. ઉત્તરોત્તર ઉચ્ચ કક્ષાનો તબક્કો આગળ ધપવામાં નીચી કક્ષાના તબક્કા કરતાં ઓછો સમય લે છે એવી શ્રી અરવિંદની માન્યતાને વિજ્ઞાનનો ટેકો છે. જે હજી પણ આકસ્મિક ગણાય છે તે જડમાંથી જીવન ઉત્પન્ન થવાની પ્રક્રિયાને અગણિત વર્ષો વીત્યાં તેટલાં વર્ષો પછીના તબક્કાને લાગ્યાં નથી. આ મુજબ માનસ પછીનો તબક્કો પ્રાપ્ત કરવામાં પ્રમાણમાં ઘણો ઓછો સમય લાગશે તેમ કહી શકાય. આ કાર્યમાં માનસની કક્ષા પ્રાપ્ત કરનાર માનવી ઉત્ક્રાંતિને વધુ ઝડપથી આગળ ધપાવી શકે એવી માન્યતા માત્ર કલ્પનાપ્રધાન નવલકથાકારોની જ નથી. આ ઉપરાંત ચિંતકો અને વૈજ્ઞાનિકો પણ આવી માન્યતા ધરાવે છે. ઑરવેલ, હક્સલે, એબ્બ ટેલહાર્ડ અને શ્રી અરવિંદનાં મંતવ્યો આ જ મતલબનાં ગણી શકાય. બ્રિટનમાં વૈજ્ઞાનિકોએ ત્રેપન નબળી વ્યક્તિઓને એક સો દિવસ સુધી હોર્મોન (લોહીમાં સીધો ભળતો અંતઃસ્રાવી રસ) ની ચિકિત્સામાં તેને ઈન્જેક્શન દ્વારા લોહીમાં દાખલ કર્યું. આને પરિણામે વજન, ઊંચાઈ, આત્મશ્રદ્ધા અને માનસિક શક્તિ વધ્યાં.[૮] આમ હોર્મોન-ચિકિત્સા દ્વારા કુદરતની પ્રક્રિયામાં સુધારો કરી શકવાની શક્યતા છે. આથી નીચલા થરના પ્રાણીઓમાં 'ઉત્તમ' ઓલાદ ઉત્પન્ન કરવાના પ્રયાસો સફળ થયા છે જે તેવી રીતે માનવજાત સંબંધે પણ થઈ શકે. પરંતુ આને પરિણામે માનવી એક વીજ–રાસાયણિક યંત્ર બની જાય એ દુર્ઘટનાનો ભય રહે છે.

પરંતુ આવો ભય રાખવાનું કોઈ કારણ નથી. ક્રાંતિ, ઉત્ક્રાંતિ અને સાક્ષાત્કારનો જેનામાં સુસંગ સમન્વય થયો છે એવા તત્ત્વજ્ઞાની શ્રી અરવિંદની આ હૈયાધારણ છે. ઉત્ક્રાંતિનું ધ્યેય દિવ્યજીવનની એટલે કે પોતાના જ મૂળ સ્વરૂપની પ્રાપ્તિનું છે. વળી માત્ર માનવપ્રયત્નોથી જ ઉત્ક્રાંતિ થતી નથી કારણ કે અવતરણ વિના ઉત્ક્રાંતિ શક્ય નથી. અનેક નિરાશા અને અજંપાના આ યુગમાં આવું અદ્ભૂત, આશાવાદી અને સાક્ષાત્કારની શ્રદ્ધાથી ઓપતું તત્ત્વજ્ઞાન શ્રી અરવિંદ સિવાય બીજે ક્યાં ય નહીં મળે.

---

૬. 'તત્ત્વજ્ઞાનીઓ અને ઈશ્વરવાદીઓ ત્યારે આ સંશોધનો એક હકીકત તરીકે સ્વીકારશે; પરંતુ ઈશ્વરનો હાથ હોવાનો સ્પષ્ટ કે ગર્ભિત ઈન્કાર સ્વીકારાશે નહીં.'G.P.Klubertany: 'The Philosophy of Human Nature'. p. 424. Footnote.

૭ સંદર્ભ નં. ૩ મુજબ. પાન ૪૧૪

૮. આ માહિતી 'ધ ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'ના તા. ૧૨-૮-'૬૫ ના 'Towards Superman' અગ્રલેખમાંથી લીધી છે.

*

બોલવાથી લાખો નિર્દોષ મનુષ્યોનું મૃત્યુ થવાનું હોય તેવી પરિસ્થિતિ આવે તો સત્ય ન બોલવું તેવું ઑક્સફર્ડ ફિલૉસૉફર રૅશડૉલનું મંતવ્ય છે. શ્રેય (good) અને ઉચિત (right)નો તફાવત પાડતાં તેમણે જણાવ્યું કે સત્ય બોલવું એ હમેશાં શ્રેય છે પરંતુ કેટલેક પ્રસંગે ઉચિત નથી. યુદ્ધકાળમાં પક્ષકાર દેશો એકબીજાથી ઘણાં સત્યો છુપાવે છે અને ઘણી વાર પ્રચાર દ્વારા ખોટી માહિતી આપવામાં આવે છે, આમ કરવું 'પ્રજાહિત' માં જ છે તેવું દરેક દેશ માને છે. પરિણામે બહુમતિને પક્ષે સત્ય ન હોય તો પણ બહુમતિને અનુસરવામાં વધારે શ્રેય છે કારણ કે હમેશાં સત્યનો પક્ષ લેવો જ જોઈએ તેવું સ્વયંસિદ્ધ નથી તેવી દલીલ કરી શકાય ખરી. બહુમતિને શા માટે અનુસરવું જોઈએ? અને સત્યને શા માટે અનુસરવું જોઈએ? આ બે પ્રશ્નો જુદા છે અને તેનો ઉકેલ નૈતિક સિદ્ધાંતોની વિવિધતામાં શોધવો પડે.

બહુમતિ અને સત્ય તેમજ લોકમતના પ્રશ્નને સ્પર્શતી કથાવસ્તુ યુરોપના એક મહાન નાટ્યકાર ઇબ્સન (ઈ.સ. ૧૮૨૮–૧૯૦૬)ના એક નાટક 'A Public Enemy'માં કલાત્મક રીતે રજૂ કરવામાં આવી છે. આ નાટક સામાજિક છે. ઈ.સ ૧૮૩૩માં ઇબ્સને આ નાટકને પ્રસિદ્ધ કર્યું. અત્યારે ઇબ્સનના નાટકોનો ઉલ્લેખ અસ્થાને ગણાય એવો વિચાર કદાચ આવે પરંતુ ઇબ્સને જે સ્વરૂપમાં આ પ્રશ્નોનું નિરૂપણ કર્યું છે તે વિચારતાં અત્યારે પણ આ પ્રશ્ન એટલો જ ઉગ્ર છે તેવું જણાય છે.

પાંચ અંકના આ નાટકમાં મુખ્ય પાત્રો આ પ્રમાણે છે: દક્ષિણ નૉર્વેના એક શહેરના મેયર શ્રી પીટર સ્ટૉકમેન–તેના નાના ભાઈ ડૉ. ટૉમસ મ્યુનિસિપિલ મેડિકલ ઑફિસર છે. ડૉ. ટૉમસનાં પત્ની કેટ્રીના અને તેના બે નાના પુત્રો તેમજ તેમની એક શિક્ષિકા પુત્રી પેટ્રાનો પણ આ નાટકની કથાવસ્તુમાં કૌટુંબિક હિસ્સો છે. છાપાના તંત્રી હૉવરસ્ટેડ અને તેના સાથી બિલીંગ, ડૉ. ટૉમસના મિત્ર છે.

બન્ને ભાઈઓ વચ્ચે વ્યક્તિ ઉપર સમાજના વર્ચસ્વ વિશે ઘણી ઉગ્ર ચર્ચા થાય છે. મેયર શ્રી સ્ટૉકમેન તેના નાના ભાઈ ડૉ ટૉમસને એવી સલાહ આપે છે કે સમાજના હિતમાં વ્યક્તિએ હમેશાં શરણાગતિ સ્વીકારી લેવી જોઈએ અને વિચારસ્વાતંત્ર્ય છોડી દેવું જોઈએ. ડૉ. ટૉમસ સહમત થતા નથી. તે દરમ્યાન ડૉ. ટૉમસે રાસાયણિક પૃથક્કરણ કરીને શોધી કાઢયું કે આખા શહેરને જ્યાંથી પાણીનો પુરવઠો મળે છે તે સ્થાને અસંખ્ય ચેપી જંતુઓ તેમાં ભળી જવાથી જાહેર આરોગ્ય માટે આ પાણી પીવાલાયક નથી. નવા પાઇપ નાખીને નવી યોજના થાય તો જ આરોગ્ય ઉપરનું જોખમ દૂર થાય તેવી શકયતા છે. શરૂઆતમાં ડૉક્ટરના આ સંશોધનને તેના પ્રેસમિત્રોએ વધાવી લીધું. છાપામાં તેનો લેખ છપાવીને બહુમતિ કેળવવાની તૈયારી પણ તંત્રીએ દર્શાવી. ધીમેધીમે ડૉક્ટરને પક્ષે મત કેળવાતો જાય છે. ડૉક્ટરને પણ બહુમતિ પોતાના પક્ષમાં છે તેવી માન્યતા બંધાય છે.

મેયર ડૉક્ટર ટૉમસની આ ચોંકાવનારી શોધથી ચિંતાતુર બને છે. નગરની પ્રતિષ્ઠા વધારનાર અને બીજા શહેરોમાંથી યાત્રાળુઓને આકર્ષવા માટે રચેલા સ્નાનાગાર (Baths)ની આવી યોજના પડતી મૂકવા તેઓ તૈયાર નથી. છેવટે તેઓ ડૉક્ટરને સમજાવવાની કોશિશ કરે છે. તેનું પરિણામ ન આવતાં ધમકીઓ આપે છે. જો ડૉક્ટર પોતાની શોધ જનતામાં જાહેર કરે તો તેને અંગત રીતે અને તેના કુટુંબની બરબાદી થશે તેવી દલીલ કરીને દબાણ લાવવાનો પણ મેયર પ્રયાસ કરે છે. મેયર કહે છે, 'The public does not need new ideas. What is best for the public are the good old established ideas' (Act II.) ડૉક્ટર આ વાત માનતા નથી. વિજ્ઞાને શોધેલા સત્યને અમુક સત્તાધીશોએ કલ્પેલા જનહિતના ખ્યાલને બચાવવા માટે છુપાવી રાખવાનો ડૉક્ટર ઇન્કાર કરે છે. ડૉક્ટરની પુત્રી પેટ્રા પણ તેના પિતાની હિમ્મત અને સત્યનિષ્ઠા વધાવી લે છે. આખરે મેયર પ્રેસના પ્રતિનિધિઓને પોતાના પક્ષમાં લઈ લે છે. પાણીની નવી યોજનાથી મોટો ખર્ચ આવશે તે નાગરિકો વેઠી નહીં શકે એવી દલીલ રજૂ કરે છે. ધીમેધીમે ડૉક્ટરની વિરુદ્ધ મત કેળવાતો જાય છે. ડૉક્ટરે રજૂ કરેલી શોધ કલ્પિત છે તેટલે હદે જુઠ્ઠાણું ફેલાવવા માટે મેયર પ્રયાસો કરે છે.

ચોથા અંકમાં, શહેરના નાગરિકોની એક જંગી સભાનું દૃશ્ય રજૂ થાય છે. તેમાં ડૉક્ટરને ભાષણ કરવાની

છૂટ આપવામાં આવે છે. ટોળાંનું માનસ કઈ રીતે કાર્ય કરે છે તેનું ઇબ્સને બહુ કલાત્મક નિરૂપણ કર્યું છે. આ દશ્ય શેક્સપીયરના 'જુલિયસ સીઝર'ના નાટકમાં રજૂ થતાં ટોળાંના દશ્યોને મળતું આવે છે. ડૉક્ટર સ્ટૉકમેન પોતાના ભાષણમાં સત્તારૂઢ અધિકારીઓ પ્રત્યે ગંભીર આક્ષેપ મૂકે છે અને બહુમતિ ગેરરસ્તે દોરવાઇ ગઈ છે તેવું જણાવે છે. ઉશ્કેરાટમાં સ્ટૉકમેન કહે છે:

'The majority never has right on its side. That is one of the social lies that an intelligent man has to fight against ......I am starting revolution against the lie that truth and majority go hand in hand.....All the wideworld over, the fools are in a quite *terrifying* majority'. (Act IV)

સભામાં ડૉક્ટર સ્ટૉકમેન વિરુદ્ધ વાતાવરણ સર્જાયું અને અંતે ટોળાંએ 'Public Enemy' તરીકે ડૉક્ટર સ્ટૉકમેનને જાહેર કર્યા. ડૉક્ટરના ઘર ઉપર મારો થાય છે.

પાંચમા અંકમાં ફરી વાર મેયર ડૉક્ટરને તેના કુટુંબની સલામતી ખાતર આ બહુમતિની વિરુદ્ધ ન જવા સમજાવ્યા અને છેવટે તેને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા. તેની પુત્રીને શાળામાંથી બરતરફ કરવામાં આવી. તેને મકાન ખાલી કરવાની નોટિસ મળી. તેમનો સામાજિક બહિષ્કાર થયો. છેલ્લે ડૉક્ટરના મિત્ર કૅપ્ટન હૉર્સ્ટર તેમને મદદ કરે છે અને આશરો આપે છે. નાટકના અંતમાં ડૉક્ટર સ્ટૉકમેન કહે છે:

'The strongest man in the world is the man who stands most alone.'

× × ×

**સારાંશ:** બહુમતિ અને સત્યના પ્રશ્ન વિશે નીચેના કેટલાક મુદ્દા વિચારણીય છે.

(૧) 'લોકમત' જ્યાં વિવાદાસ્પદ પ્રશ્નો હોય ત્યાં જ ઉદ્ભવે છે અને મુખ્યત્વે નૈતિક તેમજ સામાજિક પ્રશ્નોના ક્ષેત્રોમાં આવા પ્રશ્નો ઉદ્ભવે છે. પરિણામે જે ક્ષેત્રમાં સત્ય શું છે તે જ ચર્ચા હેઠળ હોય ત્યાં બહુમતિ કે લઘુમતિ સમર્થન આપે છે માટે અમુક વિધાન સાચું તેવું ફલિત નથી થતું. દા. ત., હિન્દુ સંસ્કૃતિ સારી કે ઇસ્લામની સંસ્કૃતિ તે વિશે કોઈ નિરપેક્ષ સત્ય સ્થાપિત થઈ શકે નહીં.

(૨) 'અ' વિધાન બહુમતિ સ્વીકારે છે' અને 'અ' વિધાન ખોટું છે' એ વિધાનો પરસ્પર વિરોધી નથી. તેવી જ રીતે 'અ' વિધાન લઘુમતિ સ્વીકારે છે' અને 'અ' વિધાન ખોટું છે' એ બે વિધાનો સાથે સ્વીકારી શકાય છે. આમ બહુમતિ કે લઘુમતિનો સ્વીકાર કે અસ્વીકાર ઉપરથી અમુક વિધાનની સત્યતા કે અસત્યતા અનિવાર્ય રીતે ફલિત થતી નથી 'ઘણા લોકો જે માને છે તે' તેવી સત્યની વ્યાખ્યા ન આપી શકાય તેમ છતાં સત્ય ઘણા લોકો માને છે તેવું જરૂર કહી શકાય. ગ્રીક ફિલસૂફ પ્રોટેગોરાસે 'Man is the measure of things' એ વિધાન રજૂ કર્યું પરંતુ પ્લેટોએ તેની ટીકા કરી; અને જ્ઞાન તથા અભિપ્રાયનો ભેદ દર્શાવ્યો. અભિપ્રાય સાચો ખોટો હોઈ શકે અને પરિવર્તનશીલ હોઈ શકે પણ 'જ્ઞાન' અફર અને નિત્ય સત્ય હોય છે. 'It is a matter of *common knowledge* that x is y' અને 'It is a matter of *public opinion* whether x should be y' એ બે વિધાનોનો ભાવાર્થ એક નથી. બે અને બે ચાર વિશે લોકમતનો પ્રશ્ન નથી પરંતુ દારૂબંધી વિશે લોકમત લઈ શકાય. ઘણા લોકો દારૂબંધીના હિમાયતી હોય તો પણ વૈજ્ઞાનિક અને તાર્કિક કારણોના ટેકા વગર બહુમતિનો અભિપ્રાય હોવાથી જ માત્ર તે સત્ય બનતો નથી.

(૩)'બહુમતિને અનુસરવું જ જોઈએ' અને 'સત્ય હમેશાં બોલવું જ જોઈએ' આ વિધાનો સ્વયંસિદ્ધ નથી (તાત્ત્વિક અર્થમાં) તે ઉપરાંત આ વિધાનો અપવાદરહિત નથી. જો સમાજસુધારકો માત્ર બહુમતિને જ અનુસર્યા હોત તો ઘણા સુધારા શક્ય ન બન્યા હોત. પોતાના દેશની લશ્કરી માહિતી દુશ્મનને સાચી રીતે બતાવી દેવામાં સત્યનું પાલન થાય છે, પરંતુ દેશદ્રોહનું આળ ચઢે છે.

*

# અપારમચીને પત્રો

## છઠ્ઠો પત્ર: 'જીવનનો આનંદ' : (૨)

**સુમન શાહ**

પ્રિય અપારમચી,

સુરેશભાઈનાં આ વિધાનો કાકાસાહેબની અલંકારપ્રવૃત્તિ સમજવામાં તને ખૂબ ઉપયોગી થશે:

'કાકાસાહેબના મુખ્ય અલંકારો ઉપમા અને ઉત્પ્રેક્ષા છે.' (૭૧)*

'કાકાસાહેબની અલંકારસૃષ્ટિનાં બે મુખ્ય સંચાલક બળો તે શિશુસહજ નિત્યનવીન વિસ્મય અને સ્મૃતિ. આ સ્મૃતિને ય શૈશવ જોડે જ ઝાઝો સંબંધ છે. સ્મૃતિના સ્પર્શથી જ બે પૃથક્ ઘટનાઓ કે અનુભૂતિઓ સંધાઈ જાય છે.' (એજન).

'શિશુસહજ સરલ તરલ વિસ્મય, બે વસ્તુને અડખેપડખે મૂકીને જોવાનું કૌતુક એમની મોટા ભાગની ઉત્પ્રેક્ષાના મૂળમાં છે.' (૭૨: એજન).

'સંસ્કૃતસાહિત્યના પરિશીલનના સંસ્કાર આ અલંકાર-રચનામાં વરતાય જ છે, તે ઉપરાંત રવીન્દ્ર-સાહિત્યનો રસાસ્વાદ પણ પરોક્ષ રીતે એમના પર પ્રભાવ પાડે છે.' (૮૮: એજન).

આમ વિસ્મય, સ્મૃતિ અને બહુશ્રુતતા કાકાસાહેબને અલંકાર-રચનામાં વારંવાર મદદ કરતાં તત્ત્વો છે. ઘણાં ઉપમાનો વિશાળ વાચનને આભારી જણાશે. અલંકાર્યને તાદશ રીતે મૂકવાની જાણે એમણે નેમ રાખી છે. આ વફાદારીને આવશ્યક એવી સાદશ્ય શોધવાની શક્તિ, આ રચનાઓમાં પ્રાધાન્ય ભોગવે છે. વર્ણ્યવિષયને વફાદારીથી રજૂ કરતી કેટલીક અલંકાર-રચનાઓ જોઈએ:

આકાશવ્યાપી મેઘ ઉપર ઉષાની રક્તિમાનું આક્રમણ નિરૂપવા, તેઓ પાકવાને શરૂ થયેલા તરબૂચની અંદરની ધીરેધીરે પાકતી લાલાશ અને એની નસો સાથે સરખાવે છે (૫). આજકાલનાં વાદળાં જાણે વરસાદનો ગર્ભ એવી ઉત્પ્રેક્ષા પણ તેઓ યોજે છે (૫). ચાંદરણાને લોટની મુલાયમતા અને શ્વેતતા સાથે સરખાવી આપે છે (૧૮). આઠમનો ચંદ્ર, કાકાસાહેબને, ભરેલી વાટકી જેવો પ્રસન્નગંભીર લાગે છે તો બપોરનો ચંદ્ર રોટલાના ટુકડા જેવો લાગે છે (૫૬). પરોઢિયાનું આકાશ, પાકવાની અણી પર આવેલા બોર જેવું લાગે છે (૪૪). તાપથી વાંકાં વળી ગયેલાં પાંદડાં જોઈને કાકાસાહેબને શેકેલા પાપડનું સ્મરણ થાય છે. ઉપમાન આમ, પરિચિત હોય છે ને ઉપમેય અપરિચિત હોય છે ને તેથી અર્થબોધ અલંકાર-ચમત્કૃતિની કોટિનો રહે છે એ અહીં મોટું સુખ ગણાય. ચિચવડના કેટલાક પથરાઓમાં અર્ધી કાપેલી ડુંગળીની રેખાઓ જેવાં પડ બતાવીને કાકાસાહેબ ન જોયેલા એ વિશિષ્ટ પથરાઓને વગર બતાવે વાચકને ઓળખાવે છે તો ખરા જ, પરંતુ પ્રસ્તુત-અપ્રસ્તુતને આમ સાથેસાથે મૂકવાથી મળતો આનંદ માત્ર 'જ્ઞાન'નો આનંદ નથી એ સ્પષ્ટ છે. વાદળાંઓમાં એમને ક્યારેક સિંહાસનસ્થ રામચંદ્રના સૌમ્ય સ્મિતની આભા જણાય છે (૭) તો ક્યારેક નિરભ્ર આકાશ જોઈને કાકાસાહેબને બૌદ્ધોના નિર્વાણનું વાતાવરણ વરતાય છે (૧૩). આ જાતની રચનાઓ કાકાસાહેબના નિબંધોનું જે આત્મનેપદીપણું છે તેનું એક વિશિષ્ટ અંગ ગણાય. એકાએક સ્વચ્છ થઈ ગયેલાં આકાશ જોઈને કાકાસાહેબ સીતાની કીર્તિની યાદ આપે છે (૧૫). જેની ચોપાસ પાણી છે તેવો રસ્તો એમને વાંદરાંઓએ બનાવેલા લંકાના સેતુ જેવો લાગે છે (૧૯૦). શુદ્ધ સાત્ત્વિક પ્રેમાળ અને અજાતશત્રુ એવા વારકરીઓની પંઢરપુરની ઝંખના જોઈ કાકાસાહેબને ક્રુસેડના યુદ્ધોના જમાનાની ધર્મવીરોની જેરૂસલેમની ઝંખના યાદ આવે છે (૧૭૮). આમ પોતાના વાચનના સંસ્કારો પ્રતિબિંબિત કરતી ઘટનાઓ પણ કાકાસાહેબ પ્રકૃતિમાં જોઈ પાડે છે ત્યારે એમનું જ્ઞાન કેવું તો ઊંડું છે તેનો પરિચય મળે છે. દૂરના ભૂતકાળની કે દૂરના સ્થળ-દેશની ઘટનાઓને વર્તમાન સાથે જોડી દઈને, કાકાસાહેબ, આવા જે જે પ્રયોગો કરે છે તેમાં એક આસ્વાદ્યતા ઉપરાંત જ્ઞાન-સંકલનાની એમની એક તીક્ષ્ણ

* કાકાસાહેબનો અલંકારવૈભવ: શ્રી સુરેશ હ. જોષીએ લેખ, 'કાલેલકર અધ્યયનગ્રંથ'માં.

દૃષ્ટિનો પરિચય પણ આપણને સાંપડે છે.

આમાંના કેટલાક નિબંધો પ્રકૃતિજન્ય આનંદને વર્ણવનારા છે જ્યારે કેટલાક પ્રકૃતિસ્થ સૌંદર્યને નિરૂપવાના પ્રયત્નરૂપ છે. ચોત્રીસમા પાના પર કાકાસાહેબ એમની એક આવી માન્યતા વ્યક્ત કરે છે: 'કદાચ વર્ણરેખાથી સૌંદર્ય વ્યક્ત કરી શકાય. પણ શબ્દ વડે તે કેમ થઈ શકે? શબ્દોમાં તો આપણે આપણો આનંદ જ કેવળ વ્યક્ત કરીએ છીએ, બીજો એને ઝીલે અથવા ન પણ ઝીલે. શબ્દોમાં અંકનકલા નથી પણ સૂચનકલા છે.' આ વિધાનમાં કાકાસાહેબ શબ્દની સૌંદર્યનિરૂપણ શક્તિ પરનો પોતાનો અવિશ્વાસ ભલે સૂચવે પણ એમના જ કેટલાક નિબંધો–શબ્દો–આ વાતના વિરોધી છે એ આપણે જાણીએ છીએ. એટલું ખરું કે સૌન્દર્યવર્ણન કરતી વખતે કાકાસાહેબનો સાધુઆત્મા પોતાના પ્રવેશથી કેટલાક વાંધાઓ ઊભા કરે છે–જેથી ભાવક નિતાંત સૌંદર્યભોગમાં અલેલ અનુભવે છે–એવાં અનેક દૃષ્ટાંતો આપણે ઉપર જોયાં. પરંતુ જ્યારે જ્યાંજ્યાં પ્રકૃતિમાંથી પોતાને પ્રાપ્ત થયેલ આનંદને કાકાસાહેબ વર્ણવે છે ત્યારે ત્યાંત્યાં એક પ્રકારની તદ્રૂપતા અને લીનતાને કારણે નિબંધકારને ઘણી સફળતા મળે છે ને એ સિદ્ધિ જેવીતેવી પણ નથી.

કળાવિષયક લેખોમાંથી કાકાસાહેબની બે પ્રમુખ માન્યતાઓ આ પ્રમાણે તારવી શકાય છે: ૧. પહેલું જીવન પછી કળા. સાર્વભૌમ કળા તો જીવનકળા છે. કળા જીવનનો શણગાર છે, ઓપ છે. સાડીરૂપ જીવનને કારણે કિનાર-પાલવરૂપ કળા કૃતાર્થતાનો અનુભવ કરી શકે. કાકાસાહેબ હિમ્મતભેર જણાવે છે કે આવી માન્યતા દુનિયામાં બધે છે. તો કળાથી શું? તો કે કળાની મારફતે હૃદયની ઉન્નતિ અને સમાજની ઉન્નતિ સિદ્ધ થવી જોઈએ અથવા કરવી જોઈએ. કળાનો વિકાસ દૈવીસંપત્તિની ખિલવણી વિના અશક્ય છે. જીવનકળાનાં અંગો જેને દૈવીસંપત્તિ કહી શકાય તે ગીતાકથિત કે અન્યત્રલિખિત ગુણો છે. એમનો 'વિશ્વાસ છે કે આ દૈવીસંપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે (૩૧૫).' સાદાઈ, સ્વચ્છતા, મોકળાશ, શાંતિ, અને ઠરેલપણા જેવા લગભગ બીજી કોટિના–દૈવીસંપત્તિના મુકાબલે–ગુણો પણ કળાની ખિલવણીની પૂર્વશરતરૂપે રજૂ કરાયા છે. કળાકારમાં તે હોવા જોઈએ. ૨. કળા ખરી પણ એક સાધન; કળાથી કળાતીત થવું, એવો અભિક્રમ કાકાસાહેબની આ મીમાંસામાં પ્રાધાન્ય ભોગવે છે.

પરિણામસ્વરૂપ આખી કળામીમાંસા કાકાસાહેબે કરેલી જીવનમીમાંસાનો એક વિશિષ્ટ ભાગ બની જાય છે ને તેથી વિવેચન-પરંપરામાં આ મીમાંસા કશો ચોક્કસ ફાળો નોંધાવી શકી નથી; અલબત્ત, કળાના પ્રતિપક્ષને એણે સારો મસાલો પૂરો પાડ્યો છે એ ફાળો ગણવો હોય તો ગણી શકાય. સાથેસાથે, કળાની સામેનાં કેટલાંક ભયરૂપ તત્ત્વોને આ મીમાંસામાં પોતાની રીતે નિર્દેશી કાકાસાહેબે શુદ્ધ કળામીમાંસાને યોગ્યરીતે ચેતવી છે, એ ઉલ્લેખનીય ગણાવું જોઈએ.

જીવન એવું તો જટિલ વ્યાપક છે કે એને કશાં વ્યાખ્યા વ્યાકરણ બાંધી-સમજાવી શકે નહિ. જીવનના વૈયાકરણીઓ, ધર્મધુરંધરો અને નીતિશાસ્ત્રો–કર્તાઓ વારંવાર આ બાબતે પાછા પડતા રહ્યા છે, તેમ છતાં એ બળવાન માનવ–પ્રયત્નને અંતે, તેમજ માનવજાતના અનુભવોને અંતે, નીવડી ચૂકેલાં કેટલાંક મૂલ્યો કે સદ્‌ગુણો, સદાચારો, આદર્શ કે ધ્યેય તરીકે પોતા સમક્ષ રાખી, જીવનયાત્રા સુખમય બનાવવાનું સામાન્યજનો માટે સુકર અને કર્તવ્ય પણ હોઈ શકે ખરું. પણ કલા, એ ગુણસમુચ્ચયના મેળમાં રહે, એને સંવાદી વલણો દાખવે જ દાખવે એવું ઢોલ પીટવાનો કંઈ અર્થ ન રહે. દૈવીસંપત્તિ ધરાવતો પુરુષ એક આદર્શ હોય ત્યાં લગી કદાચ વાંધો નથી પણ કળાએ એ આદર્શપુરુષને કેન્દ્રમાં રાખી આગળપાછળ ભમવાનું છે, કલાકારમાં પોતામાં પણ એ સાધુજીવન ઊતર્યું હોવું જોઈએ એ એવું એવું કહીએ ત્યારે એમાં આપણો કલામીમાંસકનો નહીં પણ સમાજસુધારકનો સ્વભાવ સૂચવાય છે. મેં આગળ કહ્યું કે તલાવગાહી વિચારણાના શ્રમમાંથી ગાંધીયન ચિંતકો પાછા પડતા નથી એનો જબરદસ્ત અપવાદ કાકાસાહેબના આ કળાવિષયક નિબંધો છે એમ કહું તો કશું ભારે ક્રાંતિકારી કહું છું એમ તારે ન માનવું જોઈએ. કલામીમાંસાના આ બધા સુષ્ઠુ સુષ્ઠુ પ્રયાસો છે અથવા કલાનાં સત્યોને પામવાના, કાકાસાહેબની ભાષામાં જ કહું તો, આ બધા વેગળા વેગળા પ્રયત્નો છે. જીવન કે માનવ અમુક સદ્‌તત્ત્વોનો સરવાળો નથી. સદ્ હમેશ સાપેક્ષ છે અસદ્‌ની અપેક્ષા જગવે છે;

વળી દેશકાલથી બાધિત પાર છે—સંપૂર્ણું નિરપેક્ષને આપણે જાણુતા નથી...પ્રકૃતિના ઉત્તમ સર્જન માણુસના 'સંપૂર્ણું'થી ભડકી જઈને આપણે કળાનું તળિયું ન જ પામી માપી શકીએ એ દેખીતું છે. કાકાસાહેબને પ્રકૃતિનું બધું જ ભદ્ર ક્ષુદ્ર ગમ્યું, પણુ માણુસની 'માણુસતા' કઠી—એમનો આ અંગેનો સાત્વિક અસંતોષ ને તજ્જન્ય ક્લેશ એમના દેશકલ્યાણુ કે સમાજ-સુધારના કાર્યક્રમોની પ્રેરણા પ્રાણુ-સંજીવની બની રહે એ ઘણી જ રાજી થવા જેવી ઘટના ગણાય; એમના સંસ્કૃતિચિંતનમાં એ અસંતોષ ભલે ઉદ્દીપન બની રહે, પરંતુ કલામીમાંસામાં સાચે જ એથી તો મોં મચકોડવાનું જ આવે. આ કલાવિષયક લેખો મોટે ભાગે સપાટી ઉપરના છે કેમ કે જીવનના એકભાગરૂપે, તેના સુશોભનરૂપે—ટૂંકમાં મિકેનિકલી કલાને જોવામાં આવી છે; કલાકારના જીવન અને એના સર્જન વચ્ચે સીધું કાર્યકરણ સ્થાપવામાં આવ્યું છે, તેની વેધક અસરોની ના પાડી શકાઈ નથી—વેધક અસરોથી મુગ્ધ થઈને નહિ પણુ ચેતીને કળાને જોવાનો કાકાસાહેબનો અભિક્રમ સ્પષ્ટ થશે. આ લેખોમાં તને—છતાં ધર્માદિની જોડે કલાને મૂકવામાં સાવધ થઈ જવાયું છે. જીવનના અનુભવોનું કલામાં રૂપાંતર શી રીતે થાય છે એ કેન્દ્ર-પ્રશ્નને લક્ષમાં લેવાયો નથી; કલાત્મક સુરુચિનાં ધોરણો—રસાદિવિષયક ઔચિત્યબુદ્ધિ—સૂઝ—તજ્જન્ય વિવેકની કલાકારની ખેવના, પાલન વગેરેને પડતાં મૂકીને વીર સાધુ સામાજિક જીવનનાં મૂલ્યોનું અહીં ગાણું ગાવામાં આવ્યું છે. સદાચાર નીતિધર્મ ધર્મનીતિ વગેરે સાપેક્ષ ધોરણોની વધુ પડતી હિમાયત અને કલાકારને તે ઉપર બધો મદાર બાંધવાનું કહેવામાં આવ્યું છે. જીવન, સદાચાર, ધર્મ, નીતિના પ્રાધાન્યે, કલાને પરખવા જતાં તેની કલાદાખલ ગુંજાશ પકડી શકાઈ નથી; કલાની ચિરંજીવી સત્તા કે એની જીવંતતાનો અહીં સત્કાર કે પ્રગલ્ભ ઉલ્લેખ નથી—ને જ્યાં એવું છે ત્યાં એનો સ્વપક્ષને જરૂરી ભૂમિકા તરીકે ઉપયોગ કરવામાં આવ્યો જણાશે. કલાનું તંત્ર સમજવાનો આ પ્રયત્ન નિર્ભેળ નથી ને તેથી એવો પ્રયત્ન ગેરહાજર છે એમ જ માનવું રહેશે. રસમીમાંસાનો અછડતો ઉલ્લેખ છે ખરો પણુ વળી પાછી, કળાના વિજ્ઞાનની હાલ કશી જરૂર જોવામાં આવી નથી.

મનુષ્યના પશુભાગને કળા કેમ ન કેળવે એવો પ્રશ્ન કાકાસાહેબને મન પ્રાણુપ્રશ્ન છે. પરંતુ મનુષ્ય પશુભાગ ધરાવે છે એ હકીકતનું માત્ર વેધક દર્શન, નિદાન કળા કરાવે તો શો વાંધો છે એવો પ્રતિપ્રશ્ન પૂછી શકાય—પછી નીતિ ધર્મ સદાચારને કામે લાગવું હોય તો ભલે લાગે. કળાકારને ય આપણે તો સાધુમા'ત્મા કરી દેવા ઝંખીએ છીએ ત્યારે ક્ષેત્ર અળપાઈ જતાં લાગે છે, વાડાબંધીમાં ન માનીએ, પણુ સત્યો કે તથ્યો પામવા જઈએ ત્યારે ક્ષેત્રની મર્યાદા ને તેના સ્વાયત્ત અસ્તિત્વ પરત્વે પહેલું સભાન થવું પડે; નહિતર ભેળસેળ થાય. આવી સેળભેળ અહીં થઈ છે. કાકાસાહેબ એ મૂંઝવણુમાં છે કે જેની કળા આટલી અસરકારક, તેના પોતા પર તે જ કળાની કંઈ જ અસર કેમ નહિ! એ એક ઈશ્વરનું એમને 'ભારે ગૂઢ' લાગ્યા કર્યું છે (૨૭૮). કળાકારની સમગ્ર વ્યક્તિના અને એની સર્જક તરીકેની વ્યક્તિના—ને તેમાં ય સર્જનકાળ દરમિયાનની સક્રિય વ્યક્તિતા—વચ્ચે આવશ્યક તફાવત ન કરી શકવાને કારણે જ આ વાતો આટલી ગૂઢ લાગે છે, વળી જીવનમીમાંસાના એક અંગરૂપે ને તે ય ઓપરૂપે કળાને જોવાથી પણુ એનું વ્યાવર્તક સામર્થ્ય હાથ આવતું નથી, એ ય ખરું. જીવનથી કળા નહિ પણુ કળાથી જીવન લગી જવાનો ઉપક્રમ આ વિચારણામાં રખાયો હોત તો આ લેખોની ભાત-જાત કંઈ ઓર હોત. જેમ સમાજને પોતાની નીતિ, સદભિરુચિ, ધર્મ, યમનિયમ હોય તેમ એક માનવીને પણુ હોય—પરંતુ કલાને પોતાની આગવી નીતિ, આગવી સદભિરુચિ, આગવો ધર્મ, આગવા યમનિયમ છે અને કળા-વિષયક આ લેખોમાં એની ચર્ચા પ્રસ્તુત નથી મનાઈ. કેમ કે કળાના આ આગવાપણા સામે જ કાકાસાહેબનો બધો મોરચો છે.

કળાને નામે થતી ભેળસેળની દુષ્ટ ચેપી અસરોથી ભડકીને હું શુદ્ધ કળાતત્ત્વને સમજવા—સમજાવવાના પ્રયાસ આદરું તો મારી વિચારણા પૂર્વગ્રહપ્રેરિત થઈ કહેવાય ને તેથી મને કળાનું સાચું સ્વરૂપ ન પણુ જડે. આવો પૂર્વગ્રહ આ મીમાંસામાં ગેરહાજર છે એમ કહી શકાય એવું છે ખરું ? શુદ્ધ કળાની નિર્ભેળ અસરકારકતાને અહીં લક્ષમાં લેવાઈ લાગતી નથી ને તેથી એક અનાવશ્યક સજાગતા, બીક આના પાયામાં પડી જોવાય છે. કળાની દીક્ષા લેવાની વાત છેડતાં કાકાસાહેબ સમ-

જાવે છે કે તે પહેલાં અમુક સજ્જતા કેળવી લેવી જરૂરી છે–એમના જ શબ્દોમાં જોઈએ:

'જીવનની પૂર્વદશામાં પ્રથમ સદ્ગુણો કેળવવા જોઈએ, દૃઢ કરવા જોઈએ, સદાચારની મહત્તા અને દુરાચારની હીનતા હૃદય પર શિલાલેખની પેઠે કોતરેલી હોવી જોઈએ. આટલું થાય ત્યાર પછી જ કળાની દીક્ષા લેવાની તૈયારી થઈ ગણાય (૨૦૬).'

યૌવનનું સુકાન ધર્મસંસ્કારો કે સદાચાર આપી શકે પણ કળા તો નહિ જ –એવો ભારસૂચક 'જ'કાર કાકાસાહેબમાં નોંધપાત્ર છે. કળા બગાડી શકે, સુધારી ન શકે (એમના વ્યાકરણની કળા સુધારી શકે ખરી) એવી એમની માન્યતાએ આમ અહીં ઊંડે જઈને, પાણી પહેલાં પાળ બાંધવાની રીત અજમાવી જણાશે. દીક્ષા લેતાં પહેલાં જ 'આવી' સજ્જતા કેળવાઈ હોય તો પછી પ્રશ્ન જ ઉપસ્થિત ન થાય એવો એમને વિશ્વાસ હોય એવું લાગે છે. પરંતુ આ અગમચેતી, કળામીમાંસામાં મૂલેકકાર નીવડવાનો પૂરો સંભવ છે.

હૃદય, સદ્ગુણ, સદાચાર આદિના વજ્રલેપોથી જાડી ચામડીનું બની ગયું તો પછી નિયતિકૃતનિયમરહિતા સૃષ્ટિમાં સ્વૈર નિરંકુશ આનંદવિહાર તો અશક્ય જ બની જાય! કળા મુક્તિ અને મુક્ત હૃદય-સહૃદયની અપેક્ષા રાખે છે. સર્જક કે સહૃદયને ઊર્મિ–રુચિ–સાહિત્યિક સુરુચિની, ભાવજગતની કેળવણીની આવશ્યકતા રહે છે–અને તે ય તેની અખિલાઈમાં. ઉપરાંત સદ્ગુણ સદાચારાદિ ધોરણોએ* જે બુનિયાદ સર્જક કે ભાવક કેળવી લેશે તે ધોરણો તો દેશકાળ સાપેક્ષ હશે–પરિણામે એનું સર્જન કે આસ્વાદ-ક્ષેત્ર સાંકડું, રુચિ એકવિધ દેશી–સ્વદેશી બની રહેશે. સાહિત્યમાં એને ઘણું પછી તો પરદેશી, આયાતી લાગવા માંડશે.

રસાસ્વાદમાં અનેક બાધકો હોઈ શકે અને તેમાં ભાવકની 'આવી' સજ્જતાનો ય એક તરીકે ઉલ્લેખ થવો ઘટે. જીવનના લલિત કોમળ, પ્રસન્નગંભીર ભીષણસુંદર પ્રસંગો ઓળખવાની શક્તિ કળા દ્વારા શક્ય છે એવો નિર્દેશ એક બીજે સ્થળે (૨૭૯) એમણે કર્યો છે; કળા સદાચારને મદદકર્તૃ થઈ શકે જો 'સંસ્કારિતા' અને 'સમભાવિતા'યુક્ત હોય તો–શરત અહીં નોંધપાત્ર છે, પણ આ બધી અપીલથી તો રીઢા થઈ જવાતું હોય છે, હૃદયનું 'ક્રોમ–લેધર' થઈ જતું હોય છે એવું એવું કહીને વળી કાકાસાહેબ વાત પડતી મૂકે છે. પણ મારે અહીં કહેવાનું છે તે એ કે દીક્ષા પહેલાંની પેલી સજ્જતાથી હૃદયનું જે જુદા જ પ્રકારનું 'ક્રોમ–લેધર' (વજ્રલેપો વગેરેથી) બનાવી દેવાય તે પણ અત્યંત ચિંત્ય છે; કલાની દૃષ્ટિએ વિચારીએ તો કદાચ આથી ય વધારે ચિંત્ય નીવડે.

આજના લોકો કલાને આત્માનુભવનું સાધન ગણે છે, સાચી કળા આત્મવિકાસ સાધી આપે એવું પણ કાકાસાહેબ ઉલ્લેખે છે. આ પ્રયોજનની સાથે, મમ્મટના પ્રયોજનોમાંથી 'વ્યવહારવિદે' પ્રયોજન એમને ગમી ગયું છે કેમ કે કળાદૃષ્ટિ આદર્શ વ્યવહારકૌશલ પ્રાપ્ત કરાવે છે, વિજ્ઞાન અથવા જીવન–દુનિયા–નું પરમ રહસ્ય સમજાવે છે. કળા આ તો કરાવે જ, વ્યવહારનું રહસ્ય-દર્શન તો કરાવે જ, પણ કાકાસાહેબ એક ઉમેરણ આમાં એ સૂચવે છે કે એ દર્શનનું 'દૈવીકરણ' થવું જોઈએ! કળાની આત્મવિકાસ સાધી આપવાની સમર્થતાને સ્વીકાર્યા પછી કાકાસાહેબ જણાવે છે કે ભૂતદયા–કરુણાથી પ્રેરિત સમાજસેવા પણ માણસને આત્મવિકાસ સાધી આપે છે. તાત્ત્વિક રીતે આમાં ઘણું તથ્ય છે ને એ રીતે સમાજસેવા કલાની સાથે અવશ્ય બેસી શકે. પણ આટલેથી અટકે તો કાકાસાહેબ નહિ; તેઓ કળા અને સેવાના સાહચર્યની હિમાયત કરે છે. બે વસ્તુઓની સિદ્ધિ એક કોટિની લાગે તેથી તેમની ભેળસેળ કરવાથી બમણો લાભ થાય એવી ગણતરી અહીં જોઈ શકાય એમ છે. પણ આત્મવિકાસ સાધવાની કલાની અને સમાજસેવાની પદ્ધતિઓ ભિન્નભિન્ન છે એટલે સાહચર્યથી કદાચ 'તૃતીયમ્' જ નિષ્પન્ન થાય. વળી આ સાહચર્ય કોણ સાધે? કલાકાર કે ભાવક? કે બન્ને? એમનો પક્ષપાત સેવા અંગે છે તેથી તેઓ સ્પષ્ટપણે જણાવે છે કે, 'એકલી કળાની સાધનાથી કોઈને આત્મ-સાક્ષાત્કાર થયો છે, એમ માનવું મુશ્કેલ છે (૨૯૩)'. સમાજસેવા આમ અપ્રત્યક્ષ રીતે અનિવાર્ય ઉમેરણ

* આના અનુલક્ષમાં વ્યાપક શુદ્ધ ધર્મ, તેનું પ્રતિષ્ઠાન, તે દ્વારા પ્રાપ્ત થતું ધર્મવીર્ય જેવા પ્રયોગો અહીં છે ખરા, છતાં ધર્મ અહીં સદાચારનો જ પર્યાય છે, એમ, વિચારતાં સમજાશે.

બને છે. 'આર્ટ ફૉર આર્ટ્સ સેક'ને કાકાસાહેબ બડી સાવધાનીથી સ્વીકારતાં કહે છે કે સદાચાર ધર્મ શિષ્ટ સંકેત કાયદો કે લોકરુઢિ કશાનું જ બંધન ન સ્વીકારનારા કળાધરોથી સમાજ કે કળા કોઈ સુરક્ષિત નથી. 'સંસ્કારિતા દ્વારા જીવનમાં તેમ જ માણસજાતિમાં અવિરોધ, સ્વરમેળ અથવા સંગીત પેદા કરવું એ જ મોટામાં મોટી કળા છે (૨૮૬).'

આ લેખોમાં એક રીત કાકાસાહેબની મને આ અવગત થઈ છેઃ તેઓ અતિશય મૌલિક બિંદુથી વિષયનો પ્રારંભ, તેની વણાવટ હાથ ધરે છે અને વિચારતા વિચારતા શાસ્ત્રીયતાએ પુરસ્કારેલાં પરમ્પરાસિદ્ધ કળા સત્યોની નજીક આવી જાય છે ને ત્યારે પરમ્પરાનો ઉપયોગ–પરિભાષાદિમાં–કરી લેવાનું ચૂકતા પણ નથી. પણ પછી તરત જ એમનો જીવનરાગ ધસી આવે છે ને કળામીમાંસામાં જીવનમીમાંસાની ભેળસેળ થવા માડે છે. એટલું જ નહિ, ઉપલા દૃષ્ટાન્તમાં જોયું તેમ તેઓ જીવનવિષયક તત્ત્વોને પ્રાધાન્ય આપી આગળ કરે છે ને એ અર્થમાં આગળની બધી જ ચર્ચા સ્વમત પ્રતિપાદન માટે પૂર્વભૂમિકા બની જાય છે. ઘણા લેખોમાં આ પદ્ધતિ જોવા મળશે. એમના લેખોનો આવો આલેખાત્મક પ્રોગ્રેસ યુનિક છે. પણ તેથી શુદ્ધ કલામીમાંસાને લાભ થાય છે એવા ભ્રમમાં આપણે ફસાવું જોઈએ નહિ.

સુખદુઃખાદિ દ્વન્દ્વોથી મુક્ત એવા અલૌકિક આનંદને ઉચિત રીતે જ લૌકિક આનંદથી જુદો પાડી કળાનંદ તરીકે ઓળખાવવામાં કાકાસાહેબે ભારે વિવેક દાખવ્યો છે. આ આનંદનું સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કરતાં તેઓ કહે છે કે વ્યક્તિત્વનો વિકાસ–સમભાવજન્ય, ઇન્દ્રિયબંધનમુક્ત, દેહથી ભિન્ન પદાર્થો સાથેની એકરૂપતા–એ જ આનંદ છે. આને તાદાત્મ્ય નામે ઓળખી શકાય છે. ઈન્દ્રિયતૃપ્તિ અને ઇન્દ્રિય-આસક્તિનો અંત વિરસતા, ગ્લાનિ, વિષાદ અને પશ્ચાત્તાપ છે એવું તેઓ જણાવે છે એમાં ઘણુંબધું હકીકતરૂપે છે–કેમ કે અલૌકિક આનંદની કોટિમાં એવાં જ પરિણામો સ્વાભાવિક છે. હવે, તાદાત્મ્યનો અનુભવ ઈન્દ્રિયોના તે તે વિષયના સંનિકર્ષ વિના અસંભવિત છે એ વાત દેખીતી રીતે સ્વીકાર માગી લે છે. અલૌકિક એવા કાવ્યાનંદનું માધ્યમ તો લૌકિક ઈન્દ્રિયો અથવા કોઈ 'સિક્સ્થ સેન્સ' છે. પણ ઈન્દ્રિયોની બાદબાકી કરીને હું સીધું કંઈ પ્રાપ્ત કરી શકું નહિ. મારા વિષયતાદાત્મ્યમાં જો એટલું જ તાટસ્થ્ય ભળેલું હોય તો વિષય આસક્તિ અને તેનાં લૌકિક ગ્લાનિ આદિ પરિણામો આપોઆપ ટળી જાય. પણ વિષય–વસ્તુ–કૃતિ વગેરે ઉપર અને એની જાત ઉપર આનો ઘણો નહિ તો પચાસ ટકા જેટલો આધાર રહે છે એ સ્વીકારવું જોઈશે. તેથી, આનંદ ઈન્દ્રિયો મારફતે લીધેલાં હોવા છતાં ઈન્દ્રિયનિરપેક્ષ થઈ શકે છે એવી કાકાસાહેબની માન્યતામાં અર્ધસત્ય છે તે સ્પષ્ટ થવું જોઈએ; કેમ કે વસ્તુ કે વિષયની દૃષ્ટિએ પણ એનો વિચાર થવો ઘટે. મારા ચેતોવિસ્તારનો કારણસમવાય કૃતિ અથવા કૃતિનાં ઘટકોમાં પડેલો છે. કૃતિમાં ગુંજાશ હશે તો હું મારા સંકુચિત 'હું'માંથી ખરી શકીશ, બીજાં વેદ્યોનું પણ વિગલન થઈ શકશે ને હું આનંદસમાધિ કૃતિઆસ્વાદ દરમિયાન ભોગવી શકીશ.

અહીં સાધુજીવન અને યોગનો વિચાર પણ કાકાસાહેબે પ્રસ્તુત કર્યો છે. તાટસ્થ્ય સાથેનું તાદાત્મ્ય ભાવક અને કલાકાર બંને માટે કૃતિના ભાવન અને સર્જન દરમિયાન આવશ્યક છે, ઘણે અંશે અનિવાર્યપણુ છે. જ્યારે સાધુજીવનની વિરક્તતા આવી તાતકાલિક, હંગામી હોઈ શકે નહિ. સાધુજીવનનાં જેટલાં પરિચય, અનુભવ અને પ્રતીતિ કાકાસાહેબને છે તેટલાં કલાસામર્થ્યનાં નથી એવું લાગે છે. વૈરાગી, તેઓ કહે છે, વૈરાગની અંતિમ કોટિએ (૨૬૭) સ્વયંભૂ આનંદ પામે છે અને ત્યારે એને કલાનો આનંદ તદ્દન ફીકો લાગે છે. આ તારતમ્ય કાકાસાહેબની ગહન એવી જીવનમીમાંસાનું ફળ છે. મુમુક્ષુએ કે અનાસક્ત યોગીએ પોતાની અનાસક્તિને સતત ટકાવી રાખી દૃઢ કરતા જવાનું છે ને જીવનના અંગપ્રત્યંગોમાં તેનો અમલ થતો અનુભવવાની જવાબદારીનું નિષ્ઠાથી પાલન કરતા રહેવાનું છે. કળાકૃતિ જે નિરતિશય આનંદ આપે છે અને વિગલિતવેદ્યાન્તરત્વનો અનુભવ કરાવે છે એ તત્કાળ પૂરતાં હોય છે, કૃતિના સંનિકર્ષ કે સંસ્પર્શ કે આસ્વાદની ક્ષણો પૂરતાં હોય છે. જીવન પર એ, અસર કે કાયમી અસર પાડે કે ન પાડે તે બધું એના કાર્યક્રમની સમાપ્તિ પછીનું સોપાન છે. યોગાદિની સરખામણીએ કળાની આ મર્યાદા જાણીને

કાકાસાહેબને ભલે આનંદ થાઓ. પરંતુ, 'કળાનંદ' શીર્ષક હેઠળ તને આનંદ કે રસ નિષ્પન્ન કેવી રીતે થાય છે, કૃતિ ચેતોવિસ્તારનું કારણ બને તે પહેલાં કઈ રૂપાન્તર પ્રક્રિયામાંથી પસાર થાય છે, તે અંગે સર્જકને ક્યાં ચેતવી શકાય વગેરે વાતો ન મળે તો આશ્ચર્ય ઓછું જ થવું જોઇએ.

કાકાસાહેબની આ મીમાંસાની વચમાં આ બે વાતો હમેશ મૂકવા જેવી છે: ૧. કલા યુનિક છે, એનું કોઈ જિનસ નથી. ૨. કલાકારની વ્યક્તિતા કે પ્રતિભા એ એક હંગામી આવિષ્કાર છે. સ્થૂળ દુન્યવી વ્યક્તિતાઓ બહાર ધકેલી દઈને પોતાની એક વિશિષ્ટ, માનસિક, ચેમ્બરમાં એ સર્જન કરે છે, ને તેથી એનું રોજિંદુ જીવન એના સર્જનમાં કશાં સીધાં પરિણામ પાડી શકતું નથી. ખરી વાત તો આ ચેમ્બર ઊભી કરવાની છે ને બધા કલાકારો માટે એ કાર્ય, એ સાધના, દોહ્યલાં છે. આવું જ ભાવકપક્ષે કહી શકાય. ઉપર એનો મેં અછડતો ઉલ્લેખ કર્યો તે તું જોઈ શકીશ.

આમ કળાથી કળાતીત થવાનો અભિક્રમ આ મીમાંસાના પાયામાં છે અથવા આ વિચારણાનું એ અંગેનાં સત્યો તારવવાનું ધ્યેય છે.

જેવું જીવન તેવી કળા કે આદર્શદર્શી અને યથાર્થદર્શી કળાઓની વાતમાં પણ લેખકનો ઉપર્યુક્ત અભિગમ પકડાઈ આવે છે, એટલે એ વિવરણ લંબાણભયે ટાળું છું. છતાં આટલાં પગથિયાં તારા મનન માટે સૂચવું છું: જીવન→ કળા→ કળા દ્વારા કળાતીત થવું→ કળાતીત થવું તે બ્રહ્મપ્રાપ્તિ માટે→ તેથી કળાની ઉપાસના બ્રહ્મપ્રાપ્તિની ઉપાસના→ મોક્ષ. કળા મોક્ષનું સાધન→ મોક્ષનો ગાંધીયન અર્થ એટલે કાકાસાહેબે દર્શાવેલું દૈવીસંપત્તિમય જીવન→ એવી જીવનકળા શીખવી એ કળામીમાંસાનો ધ્વની→ આમ 'કળાવિષયક-લેખો'માં લક્ષ્ય જીવન અને કળા સાધન.

સામા પક્ષને કાકાસાહેબ ક્યારેક જીવનકંટક, જીવન-દ્રોહી, કળાભિમાની વગેરે કહીને રોષથી થોડુંક સંભળાવે છે. ચેપ લગાડવો, ઓપ આપવો, ઢોળ ચઢાવવો, વજ્રલેપ કરવો જેવા પ્રયોગો કળાને તેઓ એક તૈયાર ચીજરૂપે જુએ છે એના સૂચક લાગશે. 'કળા' સંજ્ઞા વિશે પણ અહીં થોડી ગેરસમજ ઊભી થાય તેવા પ્રયોગ મળે છે. કળા, કવિતા, સાહિત્ય, બીજી લલિતકળાઓના પર્યાય તરીકે પ્રયોજાય છે પણ કારીગરી, હુન્નરઉદ્યોગના કૌશલના પર્યાય તરીકે વપરાએલી જોવા મળે છે. એને કાકાસાહેબ 'શુદ્ધ', 'સાત્ત્વિક', 'ઉચ્ચ', 'સાચી', જેવાં વિશેષણોથી રક્ષે છે ને બધી વાર સાભિપ્રાય હોતું નથી. ભાષા હંમેશ લેખકના આશય, સમજને અનુસરે છે એ વિધાન સાવ ખોટું નથી જ.

કાકાસાહેબનાં આ વિધાનોમાંનો તેમનો નિખાલસ એકરાર આ આખી મીમાંસાને સહ્ય બનાવે છે અને મૌલિકતાનું ગૌરવ અર્પે છે:

(૧) મારી કળાની ઉપાસના ભારતભક્તિમાંથી ઉત્પન્ન થઈ છે (૨૬૮).

(૨) આ બધું વ્યવસ્થિત અધ્યયન તરીકે મેં નથી કર્યું, પણ આશક અને ભક્તની વૃત્તિથી કર્યું છે(૨૬૮).

(૩) હું તો સંસ્કારો પાડી ચેપ લગાડવામાં જ માનું છું (૨૬૯).

(૪) શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહીં; ઉદ્દેશ નથી (૨૬૯).

તું, ભારતીને એમ ન પઢાવતી કે આ તો કાકાસાહેબની નમ્રતા છે.

મજામાં હશો. (કપડવણજ: ૧૯–૨–'૬૭)

*

અનુસંધાન] પાદટીપો [પૃ. ૩૭૬થી ચાલુ

૧૧. શ્રીમતી સુશીલા પૈ. મહારાષ્ટ્ર અને પછી ભારતનાં એક સન્નિષ્ઠ રચનાત્મક સ્ત્રીકાર્યકર. ગાંધીજીની છત્રછાયા હેઠળ જાહેર કાર્યની તાલીમ લીધેલી. કસ્તુરબા ફંડના સેક્રેટરી તરીકે તેમણે સુંદર કાર્ય કર્યું.

૧૨. સદ્ગત પંડિત ઠાકુરદાસ ભાર્ગવ. પંજાબના અગ્રણી કૉંગ્રેસી. હિસ્સારમાં એમની ધીકતી વકીલાત હતી. અત્યંત અભ્યાસુ, મહેનતુ, વિચારશીલ અને સજ્જન એવા પંડિત ઠાકુરદાસજી દસકાઓ સુધી જૂની વડી ધારાસભાના અને પછી સ્વતંત્ર પાર્લમેન્ટના સભ્ય-પદે રહ્યા હતા. એમને કોઈ પદલાલસા નહોતી, અને કોઇ પદ એમને અપાયું પણ નહોતું. પરંતુ, મુરબ્બી કૉંગ્રેસી સભ્ય તરીકેની એમની સંગીન સેવાઓ માટે નાનામોટા સહુને તેમના પ્રત્યે આદરની ભાવના હંમેશ રહેતી.

૧૩. રોજનીશીમાં દાદાસાહેબે જે નામ આ ટાઇપિસ્ટ ભાઈનું લખ્યું છે તે ઊકલતું નથી!

૧૪. સરદાર ગુરુમુખસિંગ મુસાફિર. પંજાબના અગ્રણી કૉંગ્રેસી અને પાર્લમેન્ટના અનેક વર્ષો સુધી સભ્ય.

*

# મનુસ્મૃતિને જલાવનાર નવો મનુ

## [ડૉ. બાબાસાહેબ આંબેડકરે કરેલી સામાજિક ક્રાંતિ]

**સદાશિવરાવ બર્વે**

[તા. ૧૪ એપ્રિલ ૧૯૬૭ને રોજ સદ્‌ગત ડૉ. ભીમરાવ રામજી ઉર્ફે બાબાસાહેબ આંબેડકરની ૭૬મી જયંતી હતી. તા. ૧૪–૪–૧૮૯૧ને રોજ દાપોલી (જિ. રત્નાગિરી)માં એમનો જન્મ થયો; તા. ૬–૧૨–૧૯૫૬ને રોજ નવી દિલ્હીમાં તેઓ સ્વર્ગવાસી થયા. એપ્રિલ, ૧૯૬૭માં નવી દિલ્હીમાં પાર્લમેન્ટ હાઉસ નજીક ડૉ. આંબેડકરના ભવ્ય પૂતળાનું રાષ્ટ્રપ્રમુખ ડૉ. રાધાકૃષ્ણને અનાવરણ કર્યું. મુંબાઈના મરાઠી દૈનિક 'નવશક્તિ'ના તા. ૧૯–૪–'૬૭ના અંકમાં સદ્‌ગત એસ. જી. બર્વેનો આંબેડકર-અંજલિ લેખ પ્રગટ થયો છે તેનો ભાવાનુવાદ, 'નવશક્તિ'ના સૌજન્યથી, સાભાર નીચે આપ્યો છે. માર્ચ ૧૯૬૭માં શ્રી. સદાશિવરાવ બર્વે ઓચિંતા અવસાન પામ્યા. ભારતે એક પ્રતિભાશાળી પ્રશાસક અને ગાઢ અભ્યાસી રાજપુરુષ ગુમાવ્યો. સદ્‌ગત બર્વેની જ્વલંત કામગીરીને તથા ડૉ. આંબેડકરની ચિરંજીવ કામગીરીને હૃદયપૂર્વક અંજલિ આપું છું!

–પુ. ગ. મા.]

મહારાષ્ટ્ર રાજ્યમાંના એક ગરીબ 'મહાર' કુટુંબમાં તા. ૧૪ એપ્રિલ ૧૮૯૧ને રોજ બાબાસાહેબ આંબેડકરનો જન્મ થયો. એ વખતે હરિજન કોમની ખરાબ સ્થિતિ કેવી કઠોર અને ભયંકર હતી એની સહેજે કલ્પના કરી શકાય તેમ છે. જાહેર કૂવાઓ પર અને પરબો પર તથા નદી પર અસ્પૃશ્યો માટે પાણી પીવાની મનાઈ હતી. હિંદુ મંદિરોના દરવાજાઓ તેમને માટે બંધ હતા અને હિંદુઓના મેળાઓ તથા ઉત્સવોમાં તેઓ ભાગ લઈ શકતા નહોતા. પોલીસ ખાતામાંની નોકરી અને લશ્કરમાં ભરતી–એ બન્ને સ્થળે આ કોમને અવકાશ નહોતો. ગામની ભાગોળે, ઉકરડા પર અને કાદવ-માટીમાં એમને જીવન ગુજારવું પડતું. જમીનની માલિકી સામાન્યતઃ એમની પાસે ન હોવાને કારણે ફક્ત હલકા ધંધાઓ જ એમને કરવા પડતા. મરેલાં જનાવરો અને એમનાં ખોજાં ખેંચીને ભાગોળની બહાર દૂર નાખવાં, ગટર-સફાઈ અને ચામડાં બનાવવાં એ પ્રકારના હલકા વ્યવસાયો એમના નસીબે રહેતા. હિંદુ બાળકોની શાળામાં એમનાં છોકરાંઓ બેસી શકતાં નહોતાં. કઈ હલકી ધાતુના દાગીના એમણે રાખવા, કયા પ્રકારનાં કપડાં પહેરવાં, કઈ જાતની ચંપલો વાપરવી એ બધાં જ પર અંકુશો હતા. સામાજિક બંધનોનું ઉલ્લંઘન આ સમાજમાંના કોઈ તરફથી થયું તો તે એક પ્રકારની ધૃષ્ટતા જ માનવામાં આવતી. જુદાં જુદાં ગામડાંઓમાં આ લોકોની છૂટીછવાઈ વસ્તી રહેતી અને હિન્દુ કોમના પ્રમાણમાં આ લોકો સંખ્યામાં ખૂબ જ થોડા હોવાથી સમાજ-રૂઢિઓનો અમાનુષ ત્રાસ અને જુલમ સહન કરવા સિવાય એમનો છૂટકો જ નહોતો.

આવા પ્રકારનાં માતપિતાને પેટે જન્મ પામીને અને આવા પ્રકારના વાતાવરણમાં બાળપણ વીત્યું હોવા છતાં પણ બાબાસાહેબ આંબેડકર બૅરિસ્ટર થયા, પી.એચ ડી. પદવી સુધીનું એમનું શિક્ષણ થયું એ એક મોટું આશ્ચર્ય જ છે. કેટલી હેરાનગતિ–પરેશાની, કેટલી મથામણ, કેટલી જિદ અને કેટલો ઉત્સાહ આ ધ્યેય-પ્રાપ્તિ માટે કરવાં પડ્યાં હશે એની સહેજે કલ્પના કરી શકાય તેમ છે. શિક્ષણ મેળવ્યા પછી બાબાસાહેબે જાહેર જીવનમાં જુદા જુદા ક્ષેત્રોમાં મોટી કામગીરી બજાવી અને એ કારણે જ તે સમયમાંની સર્વશ્રેષ્ઠ વ્યક્તિઓમાં એમની ગણના થવા લાગી. બંધારણીય કાયદાના નિષ્ણાત, અર્થકારણ અને રાજકારણ એ વિષયો પર અધિકૃત વાણીથી બોલનારી વ્યક્તિ, લેખક, અને ભારતીય બંધારણના ઘડવૈયા–એવાં વિવિધ ભૂષણો વડે એમના કર્તૃત્વની કારકિર્દીનો ડંકો વાગ્યો. તેઓ એક વિવાદાસ્પદ વ્યક્તિ હોવાને કારણે વિવિધ વિષયો પરનાં એમનાં વ્યાખ્યાનો, એમના ગ્રંથો અને એમની હસ્ત-પત્રિકાઓ વિચારપ્રક્ષોભક બની રહેતી એટલું જ નહીં

પણ એને કારણે વાદવિવાદના સરસ ચકાવા ચાલતા.

સામાજિક અન્યાયને ઉખેડી નાખનારા બંડના નેતા અને એ લડતના પ્રતીક તરીકે બાબાસાહેબ આંબેડકરની સ્મૃતિ ચિરંતર રહેવાની છે. કેવળ આઠ કરોડ હરિજન જનતા જ એ માટે બાબાસાહેબની ઋણી રહેશે એમ નહીં પણ આપણા દેશમાંનો સમગ્ર દલિત વર્ગ અને અસ્પૃશ્ય સમાજ બાબાસાહેબનું ઋણ ભૂલી શકે એમ નથી.

પચાસ વર્ષ પહેલાં એમણે પોતાની રાજકીય તપશ્ચર્યાની શરૂઆત કરી. હરિજનોનાં દુઃખો મૂંગાં હતાં. એમની પરિસ્થિતિ ગુલામીની હતી. પરંતુ પોતાના પ્રચારના અવિરત થનગનાટ વડે અને કુશળ રાજકીય તંત્ર વડે ડૉ. આંબેડકરે પોતાના મૃત્યુ સમયે પોતાનાં જ્ઞાતિબાંધવોને માટીમાંથી ઊંચાં આણીને માનવ હક્કો અને સમાનતાના અધિકારો એમને પ્રાપ્ત કરી આપ્યા હતા. આંબેડકરે આ કામ હાથ પર લીધું એ પહેલાં આ લોકો અવનતિએ પહોંચેલા અને અધઃપતન પામેલા હતા, નિરાશામાં સપડાએલા હતા. પણ આંબેડકરે જગત-ની વિદાય લીધી તે વખતે, સમર્થ બનીને જોશભેર પોતાના સમાન હક્કો મેળવવા માટે લડત ઉપાડી હતી. આપણા દેશના બંધારણે અને કાયદાએ આ હક્કો એમને અલબત્ત આપ્યા હતા. આજે હરિજનોને પોતાના રાજ-કીય હક્કોનું ભાન છે. તેઓ આજે સંગઠિત પણ છે. અને આ કોમ રાજકારણમાંની એક મહાન શક્તિ તરીકે મનાય છે અને એ શક્તિને અપનાવવા માટે અન્ય પક્ષો એમની આરાધના કરે છે, એમનો ઉત્કર્ષ સાધવા માટે પ્રોત્સાહન આપે છે. હજારો હરિજનોને ગુલામગીરીમાંથી મુક્ત કરીને એમને માનવ હક્કો પ્રાપ્ત કરાવી આપવા એ માનવજાતના સ્વાતંત્ર્યસંગ્રામના ઇતિહાસમાંનો એક વૈભવપૂર્ણ સર્ગ છે.

આંબેડકરની આ ઝંઝાવાતભરી ઝુંબેશની શરૂ-આત ૪૦ વર્ષ પહેલાં થઈ. અને એ નાટકના પ્રથમ પ્રવેશો મહારાષ્ટ્રમાંના કુલાબા જિલ્લાના મહાડ નામના નાનકડા ગામમાં ૧૯૨૭ની સાલમાં શરૂ થયા. આ ગામમાં એક નાનકડું તળાવ હતું. એનું પાણી ફક્ત સવર્ણ હિંદુ લોકો જ વાપરી શકતા હતા. એટલે હજારો હરિજનોને ભેગા કરીને ડૉ. આંબેડકરે સત્યાગ્રહ આદર્યો. ડૉ. આંબેડકરે સત્યાગ્રહ માંડયો અને એ તળાવનું પાણી પીવાનો હક્ક હરિજનો માટે મેળવી આપ્યો. એ સત્યાગ્રહના વખતે હરિજનોના વિરાટ સમુદાય સમક્ષ મનુસ્મૃતિ ગ્રંથનો એમણે ધિક્કાર કર્યો અને જાહેર રીતે એને બાળી નાખ્યો. મનુસ્મૃતિ જેવા પવિત્ર ધાર્મિક ગ્રંથની આ રીતે જાહેર સભામાં હોળી થએલી જોઈને જુનવાણી હિંદુઓને મોટો આંચકો લાગ્યો અને એના પડઘા મહારાષ્ટ્રમાં અને આખા દેશમાં પડયા. અને ત્યારથી તે છેક જીવનની છેલ્લી ક્ષણ સુધી આંબેડકરે પોતાના લોકોમાં રાજકીય સભા-નતા જાગે અને પોતાના હક્કોને સાબિત કરવા માટે તેમને લડત કરતાં આવડે એ ખાતર પ્રયત્નોની કમાન સતત વધતી રાખી. એમની જ્વાળામુખી સમી કાર-કિર્દીમાં એમણે છાપું શરૂ કર્યું, પુસ્તિકાઓ છાપી, શાળા-કૉલેજો ખોલી, કોર્ટકચેરીઓમાં અને વિધાન સભાઓમાં પોતાનો કેસ રજૂ કર્યો; સભા સંમેલનો ભર્યાં, વાદવિવાદો રજૂ કર્યા, સરઘસો કાઢયાં, સત્યા-ગ્રહની ઝુંબેશ ઉપાડી. સમાજમાં માણસ માણસ તરીકે જીવી શકે એ એક હેતુ માટે આ બધી મથામણ.

પરંપરાગત હિંદુ ધર્મમાં અમાનુષ એવી અસ્પૃશ્યતાની રૂઢિ વિરુદ્ધ પ્રાચીન ઇતિહાસમાં વખતોવખત બળવા-ઓ જાગ્યા હતા. પ્રત્યક્ષ ભગવાન બુદ્ધે જ ૨૫૦૦ વર્ષો પૂર્વે આ અમાનુષ રૂઢિ વિરુદ્ધ અવાજ ઉઠાવીને હિંદુ ધર્મના મિનારાને પાયા સાથે હચમચાવ્યો હતો. રામાનુજ, કબીર, એકનાથ, તુકારામ અને આધુનિક સમયમાં રામમોહન રૉય, રાનડે અને મહાત્મા ફુલેએ અસ્પૃશ્યતાની રૂઢિનો ધિક્કાર કર્યો હતો. એનાથી હિંદુ અંતરાત્માની બુદ્ધિને ટાંકણી વાગતી, પણ રોગ બહુ જૂનો થઈ ગયો હતો અને એનાં મૂળિયાં ઊંડે સુધી ઊતરેલાં હતાં. ખુદ ગાંધીજીએ પોતાની બધી શક્તિઓ-ને કામે લગાડીને હરિજનોના ઉદ્ધારનું કામ અંતકાળ સુધી ચાલુ રાખ્યું હતું. પણ આખરે તો એ સમાજ-માંના જ એક મહાપુરુષે આગળ આવીને એણે જ હરિજન સમાજની શૃંખલાઓ તોડીને તેને મુક્ત કર્યો એ જ કથન યોગ્ય ઠરશે.

બીજાઓની ઉદારતા પર અને દાનશક્તિ પર

પરથી આગળ જતાં હિંદુ કોડ બિલ તૈયાર થયું. કાળ-ચક્રની એક પ્રદક્ષિણા પૂરી થઈ. જે માણસે ૧૯૨૭ની સાલમાં મનુસ્મૃતિ બાળી એના હાથે જ હિંદુ સમાજને આજના સમયને શોભે એવી અને સહુને સંમત એવી નવી 'સ્મૃતિ'–નવો 'કાયદો'–મળી.

એમના અંગત જીવનમાં આંબેડકરના સ્વભાવદોષ હતા. મગરૂબીથી બોલનારા અને કોઈની પરવા ન કર-નારા એવા તેઓ હતા. બહુ તો શું, ક્યારેક ક્યારેક મિજાજ ગુમાવી દેવા સુધી એમની મજલ જતી. કારણ કે, મૂર્ખાઓ સાથે એમને ફાવતું નહિ. એમનું આખું જીવન ચળવળવાળું, ધક્કામુક્કીનું એવું પસાર થયું હતું, અને કર્તૃત્વશીલ પુરુષ તરીકે એમની ખ્યાતિ હતી તે સાથે તેઓ પ્રથમ દરજ્જાના વિદ્વાન પણ હતા. વાંચવાની બાબતમાં તેઓ બકાસર હતા! જાહેર ગ્રંથા-લય કરતાં પણ વધારે મોટો એવો પોતાનો વિપુલ ગ્રંથસંગ્રહ તેઓ મૂકતા ગયા. તર્કશુદ્ધ અને સ્વતંત્ર વિચાર-ના હોવા છતાં તેઓ ભાવનાશાળી અને દયાળુ અંતઃ-કરણના હતા. દુઃખ અને દારિદ્રયનાં દર્શનથી એમની આંખો ભીની થતી. ધર્મને પડકારવામાં જો કે એમની આખી જિંદગી ખર્ચાઈ તો પણ તેઓ અત્યંત ધાર્મિક હતા. એમની હયાતીમાં આઠ કરોડ લોકો એમને પોતાના અનભિષિક્ત રાજા માનતા હતા, અને હવે પછી તો તેઓ સહુ એમને પરમેશ્વરનો અવતાર જ હોવાનું માને છે; અખિલ ભારતને પણ એમનાં કાર્ય માટે કૃતજ્ઞતાની લાગણી જ થાય છે, અને દલિતોના મહાન ઉદ્ધારક તરીકે આખી માનવજાત આંબેડકરને હમેશાં યાદ કરતી રહેશે.

*

**So Said Dr. Ambedkar:**

"When anybody asks me, I say: 'I belong to this nation, India. I'm an *Indian.*' If they persist after that, I say: 'Who are you, somebody from the census bureau?' And they keep quiet. I suppose they think: 'He's an educated Mahar.' And if they do, I am not ashamed. I am proud of this community, it is a fighting community, an honest community. But I do really *feel* like an *Indian*. This is the best answer. I consider myself one with my country."

× × ×

"They alone rise who strive. Some of you nurse the wrong notion that you will not rise in this world. But remember that the age of helplessness is ended. A new epoch has set in. All things are now possible........"

(*India's Ex-Untouchables.* By Harold R. Isaacs. pp. 182-183, 5)

*

# અભ્યાસ

૭૦

વિચાર અને વિવેચનનું સામયિક

મે · ૧૯૬૭

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક ૧૦


"આપણા દેશમાં હાલમાં કેવળ દેશના ભલામાં જ પોતાનું તથા પોતાની કોમનું ભલું જોનારા, દેશપ્રેમી ને ભાવનાશાળી હજારો યુવકો છે કે જેઓ લાખ મેળવી લક્ષાધિપતિ થવા ઇચ્છતા નથી, પરંતુ પોતાનો તથા પોતાના કુટુંબનો ઉદર-નિર્વાહ થઈ રહે એટલું મળી રહે તો સારું જીવન દેશને અર્પણ કરે એમ છે. ઘણી વખત કહેવામાં આવે છે કે યુવકો જ રાષ્ટ્રના વિધાતા છે. જો રાષ્ટ્રનું પુનર્વિધાન એવા ભાવનાશાળી યુવકો મારફતે કરાવવું હોય, તો પ્રાંતે પ્રાંતે 'સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી'ની માફક સેવક-મંડળો સ્થાપો. જ્યારે આવાં સેવક-મંડળો આ દેશમાં ઠામ ઠામ સ્થપાશે અને જ્યારે લાયક, સ્વદેશપ્રેમી ને ભાવનાથી ભરેલા યુવકોનાં જૂથનાં જૂથ ત્યાં ભેગાં થઈ દેશહિતની જુદી જુદી પ્રવૃત્તિમાં પૂર જોશમાં મંડી પડશે, ત્યારે જ આ દેશની પ્રજાનું હિત સાધનારી સાચી પ્રજાકીય સંસ્થાઓમાં પ્રાણનો સંચાર થશે; અને જે શિથિલતા અને મંદગતિ આજે જાહેર પ્રવૃત્તિઓમાં જોવામાં આવે છે તે દૂર થશે એવો અમારો નમ્ર અભિપ્રાય છે."

**રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા**

['મનન અને મંતવ્યો', લેખક અને પ્રકાશક: રતનલાલ વિઠ્ઠલદાસ ખાંડવાળા. વાડીફળિયા, ખાંડવાળાની શેરી, સુરત. રેંટિયાબારસ, સંવત ૧૯૯૨. પૃ. ૫૫]




સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ


| | |
|---|---|
| **રાષ્ટ્રીય મનોવૃત્તિ જોઈએ** | ૩૯૯ |
| પુરુષોત્તમ ગણેશ માવળંકર | |
| **કવિતા** | ૪૦૦ |
| **ઘર બાંધતાં** | |
| જયન્ત પાઠક | |
| **રખડયા કરે** | |
| રમેશ પારેખ | |
| **ચાર હાઇકુ** | |
| બકુલા અંતાણી | |
| **મેઘદૂત** | ૪૦૧ |
| **સમશ્લોકી અનુવાદ : પૂર્વમેઘ** | |
| જયન્ત પંડયા | |
| **કેળવણીકાર તરીકે મહાત્મા ગાંધી અને રૂસોનો તુલનાત્મક અભ્યાસ** | ૪૦૬ |
| શાસ્ત્રી જયેન્દ્ર દવે | |
| **પ્રાચીન કાવ્ય લક્ષણ—એક દષ્ટિપાત** | ૪૧૪ |
| ચિત્રા પ્ર. શુક્લ | |
| **કાવ્ય રસ વિવેચન** | ૪૧૭ |
| ચંદ્રકાન્ત ટોપીવાલા | |
| **જનમત—૧** | ૪૨૦ |
| શાન્તિલાલ સી. કાનાવાલા | |
| **વાચન અને વિવેચન** | ૪૨૨ |
| **ગીતાંજલિ** | |
| રણધીર ઉપાધ્યાય | |
| **'અતાલબદ્ધ નૃત્ય'ની ઝલક** | |
| પ્રવીણ દરજી | |
| **અલ્લાહાબાદકે દિલદારકે નામ** | પૂઠું ૪ |
| હસન નિઝામી | |


*

## સૂચના


* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબદારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યાની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્રવ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડયું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.


*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।



## રાષ્ટ્રીય મનોવૃત્તિ જોઈએ

પાર્લમેન્ટમાં જે પક્ષની બહુમતી હોય તેની સરકાર રચાય, અને જ્યાં સુધી બહુમતીનો ટેકો ચાલુ હોય ત્યાં સુધી એ સરકારનું અસ્તિત્વ રહે, એવો માન્ય શિરસ્તો પાર્લમેન્ટરી પદ્ધતિના રાજ્યતંત્રમાં છે. બંધારણે પાર્લમેન્ટની—અને તેથી જ, સરકારની—મુદત અમુક વર્ષ પૂરતી નિયત કરી આપી હોય છે. એ દરમિયાન સામાન્યતઃ એક જ પક્ષની સરકાર ચાલુ રહે છે. પ્રધાનમંડળો બદલાતાં રહે ખરાં; ક્યારેક વડા પ્રધાન પણ બદલાય. સુએઝ નહેરના રાષ્ટ્રીયકરણની કટોકટી વખતે (સને ૧૯૫૬માં) બ્રિટનમાં સર ઍન્થની ઈડનને વડા પ્રધાનપદ છોડવું પડેલું. બહુમતી—એટલે કે, સત્તાધારી—પક્ષ જેને પોતાનો નેતા ગણે ને ચૂંટે એ જ વડા પ્રધાન બની શકે, અને નેતાની પસંદગી બદલાય એટલે વડા પ્રધાનપદ આપોઆપ નવી વ્યક્તિ પાસે જાય. વળી, જે વ્યક્તિ વડા પ્રધાનપદે ચાલુ રહે તે ધારે ત્યારે અને તેટલી વાર પોતાના પ્રધાન-મંડળની પુનર્રચના કરી શકે છે. બ્રિટનમાં આ હક્ક દરેક આધુનિક વડા પ્રધાન અસરકારક રીતે વાપરે છે. ભારતમાં હજી એ વ્યવહાર ખાસ શરૂ થયો નથી. જવાહરલાલ નેહરુ જેવા સમર્થ લોકમાન્ય નેતાને પણ પોતાના સાથીદાર-પ્રધાનોને અધવચથી રૂખસદ આપવાનું અશક્યવત્ બનેલું.

સામાન્ય સંજોગોમાં ઉપર મુજબનો વ્યવહાર સર્વ પાર્લમેન્ટરી લોકશાહી દેશોમાં જોવા મળે છે. રાજકીય પરિસ્થિતિ જ્યારે પ્રમાણમાં સ્વસ્થ હોય ત્યારે આ પદ્ધતિને અમલી કરવામાં કશી મુશ્કેલી નથી આવતી. પરંતુ કટોકટી અગર પ્રક્ષોભની પરિસ્થિતિ નિર્માણ થાય તો જુદી વ્યવસ્થા જરૂરી બને. રાષ્ટ્રવ્યાપી કટોકટી હોય ત્યારે બંધારણીય બહુમતી સરકારને બદલે સર્વલોકસંમત સરકાર ઉપયોગી નીવડે છે. પરદેશી આક્રમણ સામે સફળતાથી ટક્કર ઝીલવા સારુ સહુ દેશવાસીઓ સંપથી અને સહકારથી ઉત્કટ કામગીરી બજાવે તે અનિવાર્ય શરત છે. દેશની અંદર કોઈ સમાન અને સર્વવ્યાપક સમસ્યા હોય તો તેને હલ કરવા માટે પણ બહુમતીને બદલે બધા લોકોની સંમતિ ધરાવતી સરકાર જરૂરી બને.

ભારતમાં અત્યારે કૉંગ્રેસ પક્ષની સરકાર સમવાય સપાટીએ કામ કરી રહી છે. ચોથી ચૂંટણી પછીની સમૂળી પલટાયેલી પરિસ્થિતિમાં કેવળ કેન્દ્રમાં જ કૉંગ્રેસ પક્ષની અગાઉની બહુમતી ધરખમ ઘટી ગઈ છે એમ નથી; ઘટક રાજ્યોમાં પણ અનેક સ્થળે બિનકૉંગ્રેસી સરકારો કામ કરતી થઈ છે. દેશની પરિસ્થિતિ દિનપ્રતિદિન વધુ પ્રક્ષોભક અને વિકટ બની રહી છે. આવા સંજોગોમાં, કોઈ એક પક્ષને બદલે સમગ્ર રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ ધરાવતી રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની હિમાયત હમણાંથી થઈ રહી છે. રાજકીય પરિબળો ફરજ પાડે તો રાષ્ટ્રીય સરકારની રચના થાય પણ ખરી.

પરંતુ, બંધારણીય તથા ઔપચારિક રીતરસમો વડે આકાર લેતી રાષ્ટ્રીય સરકાર કરતાં વધારે જરૂર આજે આપણા સહુ દેશવાસીઓની રાષ્ટ્રીય મનોવૃત્તિની છે. રાષ્ટ્રીય સરકાર રચવા માત્રથી રાષ્ટ્રીય મનોભાવો સિદ્ધ થતા નથી. ખરેખર તો, સમગ્ર રાષ્ટ્રનો વિચાર કરનારું નીરોગી માનસ પ્રથમ કેળવવું જોઈએ. મોટી મોટી વાતો કરનારાં–બોલનારાં આપણે સહુ, અગર આપણામાંનાં ઘણાંખરાં, કેટકેટલાં સંકુચિત, પ્રાદેશિક અને ભાષાકીય વમળોમાં ફસાયેલાં છીએ ! અખિલ ભારતીયપણું ક્યાં ને કેટલું જોવા મળે છે? સ્વરાજ્ય-સંગ્રામ વખતે ભારતીય નેતાઓ મેળવવા ભાગ્યશાળી બનેલું પરતંત્ર ભારત, સ્વરાજ્ય-ચણતર

પ્રસંગે આજે પ્રાદેશિક કે પ્રાંતીય નેતાગીરી હેઠળ જકડાઈ ગયું છે એ કરુણતા છે. કાગળ પરની જોગવાઈઓ અને ઔપચારિક સાધનોથી જ એ કમનસીબીને હઠાવી નહીં શકાય. આપણા સહુના માનસમાં પરિવર્તન થવું જોઈશે. એને માટે કેળવણી જોઈએ. ભણેલાંગણેલાં આપણે આ દિશામાં કેળવાયેલાં ક્યારે બનીશું?

પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

# કવિતા

## ઘર બાંધતાં/ જયન્ત પાઠક

આ એક ભૂમિટુકડો ધરતી શરીરે
નાનું અમસ્તું તલનું ટપકું, હું તેનો
માલિક; મૂકું હકથી પગ તે અહીં જ;
ખોદું, ખણું, ચણું વળી ઘર મારું એમાં.
માટી તણા કણકણે મુજ માલિકીની
હું જોઉં મ્હોર, લઈ ઢેકું જરાક ભાંગું
—કેવું મુલાયમ, કશું ગળ્યું ગૉળ જેવું!—
સૂંઘું ભૂમિનિહિત આદિમ ભીની ગંધ.
નીચે જરાક નીરખું વળગેલ મૂળ—
ના તે તરુ અહીં, અહીં ઊગશે હવે તો
સિમેન્ટ ઈંટનું મકાન, ધરું હું કાન,
ઊંડે ઊંડે ધરબિયાં બીજ ધીમું બોલે:
વર્ષો પચાસ શતની કશી રે વિસાત!
ઊગી જશું ઘરશિરે બની ઘાસ ઘાસ.

## રખડ્યા કરે.../ રમેશ પારેખ

ગંધની શેરી મૂકીને ક્યાં પવન રખડ્યા કરે?
આંખને ભૂલી જઈ ક્યાં ક્યાં સ્વપન રખડ્યા કરે?

આછી-આછી છાપ હરિયાળા અતીતની હાથમાં
લઈ-લઈ વેરાનમાં વ્યાકુળ નયન રખડ્યા કરે.

દ્વાર બીડીને હજુ શ્રદ્ધા નથી ચાલી ગઈ—
જા, હજુ યે છે સમય, ક્યાં તું ય મન! રખડ્યા કરે!

એક લીલેરો દઈ ટૌકો વિહગ ચાલી ગયું,
શોધતું એને હવે બેચેન વન રખડ્યા કરે!

એને એમાં ઊતરી ચૂપચાપ લેવો છે વિરામ
તેથી ઝાકળ શોધવા આખું ગગન રખડ્યા કરે!

કઈ દિશામાં જાય તો મંઝિલનો દીવો સાંપડે?
અંધકારે આરઝૂ સાથે નયન રખડ્યા કરે...

## ચાર હાઈકુ /બકુલા અંતાણી

### શોષણ

માંસ ચૂંથતો
ચાંચે કાક, ચોપાસ
જોઈને બીતો.

### સૂર્યશયન

ચંચલ જલે
કરી તેજ પથારી
સૂરજ સૂતો.

### વાદળ અને વીજ

ઘનનકશો
તેજથી મઢે અને
પાછો ધકેલે.

### રાત્રિ અને ટકોરા

નીરવ રાત્રિ
દોડી જતી લપાતી
છેડે ટકોરા.

# મેઘદૂત

## સમશ્લોકી અનુવાદ: પૂર્વમેઘ

અનુવાદક: જયન્ત પંડ્યા

કાન્તા કેરા અસહ વિરહી, ધર્મભૂલ્યા પ્રમાદે
યક્ષે, પામી હતપ્રભ દશા, વર્ષના સ્વામી શાપે
સીતા સ્નાને પુનિત નીરને તીર રામાદ્રિ મધ્યે
છાયા-ઢાળ્યાં તરુ ઉપવને આશ્રમે વાસ કીધો.
–૧

અદ્રિ-શૃંગે, પ્રિયવિરહી એ કામીએ કૈંક માસ
ગાળ્યા, સોનાવલય-વિખૂટા શુષ્ક ને શૂન્ય હાથે;
ત્યાં આષાઢે, પ્રથમ દિવસે શૃંગ છાયો, સુરમ્ય
ઝૂક્યા શીર્ષે ક્રીડન કરતા હાથી શો મેઘ દીઠો.
–૨

એ લીલાના જનક સમીપે દાસ યક્ષેન્દ્રનો, શો
અન્તર્દાહે હૃદય ચીરતા ચિંતને લીન ઊભો.
મેઘાલોકે સુખી પણ બને વ્યાકુળા ચિત્તવૃત્તિ,
તો આશ્લેષે અધીર વિરહી દૂર-વાસી તણું શું?
–૩

સામે જોઈ, ઘન નભ-ઝૂક્યો, સ્વપ્રિયા જીવિતાર્થે
'જીવું છું' એ કુશળ કથવા અંતરે ધારી ઇચ્છા,
યક્ષે ખીલ્યાં કુટજ-કુસુમે માનસી અર્ઘ્ય આપી
પ્રેમે, પ્રીતિસભર વચને અર્પિયો આવકાર.
–૪

ધૂમ્ર,જ્યોતિ,જળ,મરુતનો યોગ એ મેઘ ક્યાં?ને
સંદેશા ક્યાં પટુકરણ સૌ પ્રાણીથી લઈ જવાતા?
ઔત્સુક્યે એ કશું ન ગણીને યાચતો યક્ષ એને!
કામાર્તો સૌ જીવ-અજીવના ભેદ ભૂલે સ્વભાવે.
–૫

જન્મ્યો વંશે જગવિદિત, રે પુષ્કરાવર્તકોના,
જાણું તારી પ્રકૃતિ-રમણા ઇન્દ્રના કામચારી
હું તેથી તો વિધિવશ પડ્યો યાચું છું વિપ્રયોગી,
હીણે વાંછ્યાં સુફળથી ભલું, નિષ્ફલા શ્રેષ્ઠ-યાચ્યું
–૬

સંતપ્તોનું શરણ તું જ છે ઓ પયોદ! પ્રિયાને
સંદેશો, આ ધનપતિતણા ક્રોધના ભોગીનો તું
લઈ જાજે, ત્યાં..નગરી અલકા યક્ષરાજોની, જેનાં
ધામો ધોયાં, ગિરિતીર વસ્યા શંભુની ચંદ્રિકાથી.
–૭

તું બેઠેલો પવન-વહને, પંથી કેરી પ્રિયાઓ
જોશે શ્રદ્ધાસભર નયને, કેશ ઝૂલ્યા સમારી;
પામી તુંને, વિરહ-વિધુરા પ્રેમિકા કો વિસારે?
ના બીજાને મુજ સમ હશે, આવી આલંબ વૃત્તિ.
–૮

ધીમા ધીમા અનુકૂળ તને વાયુ વાશે, અને ત્યાં
ડાબી પાંખે, મધુર કૂજનો પ્રેરશે ચાતકોનાં;
ગર્ભાધાન ક્ષણ સ્મરવતા, નેત્ર-રૂડા તને ઓ!
હારેહારો ભળી નભ-પથે સેવી રે'શે બલાકા.
–૯

જોશે ત્યાં તું, દિવસ ગણતી તત્પરા એક ભાર્યા,
મારા ધ્યાને જીવી રહી સદા, તારી એ ભ્રાતૃજાયા;
આશા બંધો, કુસુમ સરખાં કૈંક તો અંગનાનાં
તૂટી જાતાં પ્રણયી ઉરને સાચવે છે વિયોગે.
–૧૦

કાર્યે તારાં ફળવતી ધરા જન્મ આપે શિલીન્ધ્રો;
ને ગોરંભ્યાં ગરજન ચીંધે ઊડવા માન-પંથો;
ત્યારે બાંધી કમલ મુખમાં, એ...ય કૈલાસમાર્ગે
તારી સાથે નભ-ઊડણમાં સે'લશે રાજહંસો.
–૧૧

આજ્ઞા લેજે પ્રિય-સુહૃદની, ઊંચક્યો શૃંગ ભેટી
હૈયે જેણે રઘુપતિ-પદો છે મઢ્યાં લોક-વંદ્ય,
વેળા વેળા તુજ મિલનનો ઇષ્ટ સંયોગી એ, જે
સ્નેહાવેગે અસહ વિરહે ઠાલવે છે નિસાસા.
–૧૨

ચીધું તારો પંથ હું, સુણજે, તું-પ્રયાણાનુસારો,
ને સંદેશો કહું અવર જે, મેઘ હે! કર્ણ-ભાવિ,
થાકે ત્યારે શિખર શિખરે લઈ ઘડીના વિસામા
દૌર્બલ્યે તું, પય જરી પીજે માર્ગમાં નિર્ઝરોનાં.
—૧૩

અદ્રિ શૃંગો પવન હરતા! માનીને ઊર્ધ્વ શીર્ષે
જોશે ફાટચાં ચકિત નયને મુગ્ધ સિદ્ધાંગનાઓ;
વેત્રોની એ રસિત ભૂમિથી ઉત્તરે આભ માર્ગે
દિગ્પાળોના, સં રૂપ ઉભા હાથ વીંધી જજે તું.
—૧૪

રત્નચ્છાયા સમ ભળી ખીલ્યું, પેખજે ત્યાં વધીને
વલ્મીકાગ્રે પ્રકટ થઈને ઓપતું ઇન્દ્ર-ચાપ;
શોભા તેથી રુચિર ધરશે શ્યામ તારું શરીર
જાણે શિરે મયૂર-પિંછ શો ગોપવેશી જ વિષ્ણુ!
—૧૫

તારે આવ્યે કૃષિફલ ગણી, ભ્રૂવિલાસે અજાણી
પીશે તું ને પ્રણય-સભરાં નેત્રથી ગ્રામકન્યા,
ત્યાં જોડેલાં હળથી પ્રકટી ગંધ જે ક્ષેત્રમાલે
આરોહી તે, દ્રુત ગતિ કરી ઉત્તરે શીઘ્ર જાજે.
—૧૬

ધારા પાતે વનદવ-શમ્યા, સાધુ! શિરે તને ત્યાં
થાક્યા પાક્યા પથિક જનને ધારશે આમ્રકૂટ;
ક્ષુદ્રોયે તે સુકૃત કરતા મિત્રને ના ઉવેખે
તો શેં થાયે વિમુખ મળીને મિત્રને, શ્રેષ્ઠલોક?
—૧૭

વીંટાયેલા મુકુલિત ફળે ઓપતી આમ્રકુંજે,
આરોહી એ, અચલ ગિરિને શૃંગ વેણી સમો તું
થાશે જોવા સમ, વળી ગિરિ, દેવનાં દંપતીને
મધ્યે શ્યામ સ્તનભૂમિ સમો, શેષ ભાગે સુગૌર.
—૧૮

શોભીને ત્યાં વનજન-વધૂ-માણી કુંજે, ઘડીક
વેરી વારિ, તરલ ગતિએ પંથ કાપી પછીનો,
જોજે રેવા વિષમ ઉપલે વિંધ્યપાદે વિંખાતી
આંકી જાણે ગજ-શરીર પે શોભતી ભસ્મરેખા.
—૧૯

તેનાં મ્હોર્યાં, વનગજ મદે વાસતાં પાણી પીને,
જાંબુ કુંજે અટકી ખળતાં નીરનાં પાન કીધે,
હૈયે ભાર્યો જલ-સભર તું થૈશ વાયુ અ-ડોલ
ઠાલાં સૌ યે લઘુક, બનતાં ગૌરવે પ્રાણપૂર્ણ.
—૨૦

લીલાં ખોલ્યાં, અરધ ભૂખરાં, પુષ્પ જોઈ કદમ્બે
ખાતાં, ફૂટી નવલ કળીઓ કંદલી કચ્છ-આરે
કાન્તારોમાં ભૂમિ-સુરભિની તીવ્ર ગંધે મચેલાં
સારંગો તે જલધર! તને ચીંધશે માર્ગ તારા.
—૨૧

શાં ઝીલે છે, ચતુર, જલને ચાતકો! જોઈ જોઈ
પંક્તિ હારો ગણી બગલીની ચીંધતા અન્યને જે;
તેં કીધેલાં ગરજન થકી કંપિતા સ્વ-પ્રિયાને
આશ્લેષીને, ઉપકૃત ઉરે સિદ્ધ સૌ માન દેશે.
—૨૧અ

જોઉં તારી ઊલટ, ઝડપે કાર્યને સાધવાની,
વેરી કિન્તુ કુટજ-કુસુમો શૃંગ શૃંગે થશે, ત્યાં
ધોળી આંખે, સજલ નયણે ગ્હેકતા મોરલાનાં
સત્કારોને ઝીલી ઝડપથી શેષ માર્ગે જજે તું.
—૨૨

પીળી ઝાંયે ઉપવન-વીંટચા કેવડા હાર-છૂટા
માળા બાંધ્યે-રત વિહગથી ગાજતાં ગ્રામચૈત્યો
તારા પાયે, પરિણત ફળે શ્યામળી જાંબુ કુંજે
ને હંસોની કંઈક સફરે, શોભશે શો દશાર્ણ!
—૨૩

તેની જોઈ વિદિત વિદિશા નામની રાજધાની
કામીઓના સકળ રસને માણવા શીઘ્ર જાજે;
તીરે સ્પર્શી સુભગ વળતાં, મીઠડાં ઊર્મિ-ઝોલે
ભૂભંગી શાં, મુખર-જલને પામજે વેત્રવીનાં.
૨૪—

તારા સ્પર્શે પુલકિત થતા, ફૂલ ફાલ્યા કદમ્બે
નીચૈર્નામે ગિરિ ઉપર તું બેસજે થાક ખાવા;
સામાન્યાની રતિ-સુરભિથી મ્હેકતી કંદરા જ્યાં
કહેશે ગાથા પુર-જન તણાં ઊભર્યાં યૌવનોની.
—૨૫

વિશ્રાંતિ લઈ, વન નદી તીરે પાંગર્યાં પોષજે સૌ
ઉદ્યાનોને નવજલકણે, જૂઇની મંજરીને;
કાને જેનાં કમળ, કરમ્યાં ભાલ-પ્રસ્વેદ સાથે
છાયા દાને પરિચિત થજે માલણોનાં મુખોને.
—૨૬

વાંકો છો ને પથ તુજ અને યાત્રીને ઓતરાદા,
હર્મ્યોત્સંગે-મિલન ચૂકીને ના જજે, ઉજ્જયિન્યે;
વિદ્યુત્ત જે ચકિત બનતી, નેત્ર-લોલાંગનાની
આંખો સાથે રમી ત્યાં નવ તો અન્ય સૌ દૃષ્ટિ-વ્યર્થ.
—૨૭

ઊર્મિછોળે, સુખરિત થતી પંખીમાલા શી કાંચી,
સ્વેચ્છાચારે લળતી-ઢળતી દાખવે ચક્ર-નાભિ
એ નિર્વિન્ધ્યા-પથ ગ્રહી, રસે મજ્જનો માણજે તું;
સ્ત્રીનાં પ્હેલાં પ્રણય વચનો વિભ્રમે છે, પિયુને.
—૨૮

વેણી બાંધી ક્ષીણ જલતણી, પ્રોષિતા એ ય સિન્ધુ
આભા આંખી તટતરુ ખર્યાં જીર્ણ પર્ણે થયેલી,
વિયોગે યે સુભગ સૂચવે તારું સૌભાગ્ય, તેની
તારી કીધી સહુ વિધ-વિધ ટાળજે કૃશતા એ.
—૨૯

વૃદ્ધો કહેતા ઉદયન-કથા એ અવન્તી જઈને,
પૂર્વે કીધી પુરી તું ઘૂમજે શ્રી વિશાળે વિશાલા,
સ્વર્ગે પ્હોંચ્યાં સહુ સુકૃતિનાં સ્વલ્પ પુણ્યે, ફરીથી
શેષ-પુણ્યે રચિત સમ એ સ્વર્ગની ખંડ-કાન્તિ.
—૩૦

લંબાવે છે સૂર-મધુર જ્યાં કૂજનો સારસોના
ને ઉષાએ મુકુલિત થતાં પદ્મ-રેણુ રસેલા,
ને હારીને સુરત-શ્રમને અંગથી અંગનાના
શિપ્રાવાયુ, પિયુ સમ, વહે વાણી જાણે ચતુરા.
—૩૧

હારો સોહે રુચિર મણકે, શંખ, છીપે કરોડ
ને કેવાં યે મણિ ચમકતાં, પર્ણ-અંકુર નીલાં
પરવાળાંના ઢગથી અગતા હાટ ત્યાંના નિહાળી
લાગે જાણે ઉદધિ નિધિમાં શેષ શું નીર બાકી?
—૩૧અ

રાજા વત્સે અહીંથી હરી'તી વ્હાલી પ્રદ્યોત કન્યા,
એ રાજાનું વન હતું અહીં તાડનું હૈમવર્ણું;
ઘૂમ્યો'તો હ્યાં નલગિરિ મદે તોડીને સ્તંભ ઊંચો
એવાં વેણે પથિક જનને રીઝવે ભોમિયા ત્યાં.
—૩૧બ

જાળી વાટે નિસરી, ગ્રહીને કેશ-સંસ્કાર ધૂપ,
ને સૌહાર્દે ભવન-મયૂરે દીધ નૃત્યોપહારો
હર્મ્યાવાસે શ્રમ નિગમજે, મ્હેકને વૈભવશ્રી
માણી, હૈયે લલિત-રમણી પાય રંગો રસીને.
—૩૨

સ્વામી કંઠાભરણધર તું સિદ્ધનાં માન પામી,
જાજે તીર્થે ત્રિભુવનગુરો ધામ, જ્યાં ચંદ્રમૌલિ;
જ્યાં ઉદ્યાને નલિની રજ લૈ, નીર ક્રીડા વિહારી
વાતા કન્યા-તન-રસ રસ્યા, ગન્ધવત્તી સમીર.
—૩૩

જો બીજી કો ઘડી, ઘન! મહાકાલ સાન્નિધ્ય પહોંચે,
તો થોભીને, નયન પથથી આથમે સૂર્ય ત્યારે,
ડંકો સાયં-શિવસ્તવનનો તું વગાડી યશસ્વી
લેજે પુણ્ય, ઘન! ગગડતા મન્દ્ર મૃદંગ નાદે.
—૩૪

નૃત્યારંભે નૂપુર રણકે, રત્ન આભા વરેલા
દાંડીવાળા, લલિત વીંઝણા ઢોળતાં હાથ-થાકી
વામા, તારાં કર-પદ દુઃખો ઠારતાં વારિ બિંદુ
પામી, દીર્ઘ ભ્રમર શરના છોડશે કૈં કટાક્ષો.
—૩૫

ને ઊંચા સૌ ભુજ-તરુવને મંડલાકાર થઈને
ખીલ્યાં રાતાં નવ-જપ ફૂલોનું સજી સાંધ્યતેજ
નૃત્યારંભે હરની પૂરજે આર્દ્ર નાગાજિનેચ્છા;
શાંતોદ્વેગે, અનિમિષ દગે ભક્તિ જોશે ઉમાનાં.
-૩૬

ને રાત્રિએ રમણ-ભવને કો સરે પ્રેમિકા ત્યાં
સોયગ્રાહી ઘન, પથ પરે રાજમાર્ગે, તમિસ્રે;
સોનારેખા સમ વીજળીથી ચીંધજે પંથ એને
જોજે વર્ષી ઘન! ગરજીને ડારતો વ્યાકુળાને!
-૩૭

ત્યાં પોઢેલાં ભવન-વલભી હેઠ પારાવતોની
સાથે રાત્રિ ચિર શ્રમિત તું વીજળી સંગ માણી,
પ્રાતઃકાળે, ફરી શરૂ કરી કાપજે શેષ પંથ
વ્હોર્યાં કાર્યો સુજન કદી યે છોડતા ના પ્રમાદે.
-૩૮

તે વેળા જો નયન જળને કામિની ખંડિતાનાં
ટાઢા પાડે પ્રિયતમ, તદા ત્યાગજે ભાનુ-માર્ગ;
હિમાશ્રુને કમલ-મુખથી લૂછવા આવતો એ
પદ્મિનીના પ્રતિ, કર રુંધ્યા સાંખી લેશે ન લેશ.
-૩૯

ગંભીરાનાં હૃદય-વિમળાં નીર માંહી પ્રસન્ન
છાયાત્માએ પ્રકૃતિ મધુરો, સ્હેલશે તું પ્રવેશી;
ત્યારે ભાળી કુમુદ-ધવલાં મીન તેના, અધૈર્યે
જોવા શી એ શફરી-રમણા વેડફી દઈશ ના હોં!
-૪૦

તેનું જાણે કર થકી ગ્રહ્યું, વેત્રશાખે અડેલું
ઢીલું, નીલું જલવસન જે તટ-નિતંબોથી છૂટયું
જોઈ, શેણે વીર! તુજ થશે શેષ પ્રસ્થાન ત્યાંથી?
માણ્યા સ્વાદે, વિવૃત-જઘના ટાળવા કો સમર્થ?
-૪૧

ધારાધારે મઘમઘી ઊઠ્યા, પૃથ્વી ગંધે સુરમ્ય
હાથી-સૂંઢે ક્રીડન ધ્વનિથી દંત શૂળે પીવાતા
શીળા વાયુ, ફળવી-પકવી ઉમ્બરોનાં વનોને,
ધીરે વાશે, અનુકૂળ તને દેવ-અદ્રિ જતાને.
-૪૨

શાશ્વત્વાસી શરવણભવે, પુષ્પમેઘી, બની તું
સ્વર્ગંગાનાં જલસિકરની સીંચજે પુષ્પવૃષ્ટિ;
રક્ષા કાજે સુરપતિતણા સૈન્યને જ્યાં મહેશે
દીધા ધારા હુતવહ મુખે સૂર્યના તેજ-ઝાઝી.
-૪૩

જ્યોતિર્લેખાવલિ થકી સર્યું પિચ્છ જેનું ભવાની,
પુત્રપ્રેમે કમલદલને સ્થાન કર્ણે ધરે છે
ધોયાં નેત્રો હર-શશીકરે, સ્કન્દના મોરને તે
અદ્રિ ગુહા ધ્વનિ ધ્વનનતાં ગર્જને તોષજે તું.
-૪૪

આરાધી એ શરથી જનમ્યા દેવ, વીણા ધરેલાં
સિદ્ધ દ્વંદ્વે જલ કણ ભયે માર્ગ મૂક્યા વટાવી
ગૌઆલોના હવિથી પ્રભવી યજ્ઞજા વંદજે, જે
સ્રોતસ્વિની રૂપ ધરી વહી રંતિદેવસ્ય કીર્તિ.
-૪૫

તેનાં પીવા જલ ઊતરતો વિષ્ણુનો વર્ણચોર
તું સિંધુને ક્ષીણ શરીર શી પેખશે દૂર-ભાવે;
જોશે તુંને ગગન-ઘૂમતા દેવ યે સ્થિર નેત્ર
જાણે મુક્તામણિ સમ ભૂમે, સ્થળ કો ઈન્દ્રનીલ!
-૪૬

ને ત્યાંથી તું ઊતરી, ચતુરા ભૂલતાના વિલાસે,
નેત્રોર્મિએ વિલસી દીપતી લાલ-કાળી પ્રભાએ
ડોલ્યા કુન્દે ભમતી અલિ શી, નેત્ર શોભા વરેલી,
શાતા દેજે દશપુર-વધૂ નેત્રનાં કૌતુકોને.
-૪૭

બ્રહ્માવર્તે જનપદ થઈ, માત્ર છાયા પ્રવેશે
જાજે ક્ષત્રી-ક્ષય-સ્મૃતિ ભર્યા એ કુરુક્ષેત્ર માર્ગે
ધારાપાતે કમળ ઢળતાં શાં ઢળ્યાં રાજ-શીર્ષ
પાર્થે ધાર્યા ધનુષ-પણછેથી સર્યાં તીક્ષ્ણ બાણે.
-૪૮

છોડયા નીરે, મધુ મન-ઠર્યાં રેવતી નેણુ જેવાં,
જ્યાં ભ્રાતૃત્વે હળધર થયા યુદ્ધ-નિર્મોહી ભાવ;
તે આ નીરા, જલદ! પુનિતા તીર સારસ્વતીને
સ્નાને શુદ્ધ તું ય થઈ જશે, માત્ર વર્ણે જ શ્યામ.

—૪૯

ત્યાંથી જાજે કનખલ ભણી, જાહ્નવી ઊતરે જ્યાં
ગૌરી ભાલે રચિત ભૃકુટિ, ફીણ હાસ્યે ઉવેખી
ઊર્મિ-હસ્તે શશીકર ગ્રહી શંભુના કેશ ઝાલી
હિમાદ્રિથી, સગર સુતની સ્વર્ગ સોપાનશ્રેણી.

—૫૦

તેને પીતા સુરગજ સમો, અર્ધ આકાશ પૂંઠે,
તું યે શુદ્ધ સ્ફટિક-ઊજળાં નીર ધારીશ પીવા;
ને વ્હેતા એ જલસરણમાં બિંબતી છાંય તારી,
અસ્થાને શું મળી જ યમુના? શોભશે સંગ રમ્ય.

—૫૧

જ્યાં શિલાઓ સુરભિ ધરતી નાભિગંધે મૃગોના
એ ગંગાના પ્રભવગિરિના ગૌર એવા તુષારે,
શૃંગે બેસી શ્રમ નિગમતો તું થશે દર્શનીય,
શોભા શુભ્ર-શિવ વૃષભથી ઊછળ્યા પંક જેવો.

—૫૨

સંઘર્ષે જ્યાં સમીર વહને દેવદારુની ડાળો,
વેરે વહ્નિ, ચમરી પૂંછથી ફેલતો જો દવાગ્નિ;
તો એ દુઃખો શતશત ઝડી વર્ષીને ઠારજે તું
પિડિતોના દવ શમવવા સંપદો શ્રેષ્ઠની એ.

—૫૩

કોપાવેશે ઉપર ઊછળે, અંગ ભાગી અને જે
સ્થાનો ત્યાગી શરભ તલપી લંઘવાને મથે ત્યાં
વર્ષી-રેલી તુમુલ ઝડીઓ વેરજે એ બધાંને
કો પામે ના પરિભવ-ફળો, વ્યર્થ યત્ને મથીને?

—૫૪

સિદ્ધે પૂજ્યાં પ્રતિદિન ત્યહીં પાદ જો જે પડેલાં
શંભુ કેરાં, પરિક્રમણ યે સાધજે નમ્ર-ભાવે
જે જોઈને કરણી થકી સૌ ઉદ્દ્ભવ્યાં પાપ ધોઈ
સંકલ્પે છે સ્થિર-ગણ-પદ પ્રાપ્તિને ભક્તિવંતો.

—૫૫

સૂરો મીઠા, અનિલ વહને વાંસરન્ધ્રેથી વ્હેતા,
ઘૂમે ગાતી, ત્રિપુરવિજયોન્માદથી કિન્નરી જ્યાં,
નાદો તારા કુહર-પડછંદે બજાવે મૃદંગ
તો શંભુનાં મળી સહુ જશે સાજ-વાજિંત્ર ભેળાં.

—૫૬

હિમાદ્રિની વિવિધ તટમાલા વટાવી વિશેષે
હંસદ્વારે, ભૃગુપતિ-યશોવાહી જ્યાં ક્રૌંચરન્ધ્ર
વીંધીને તે તવ, પથ ભણી ઊઠતો શ્યામ પાય
શોભી રે'શે બલિદમનના વિષ્ણુના પાય જેવો.

—૫૭

ઊંચે જાતાં, દશમુખ કરે ઊંચક્યા, શૃંગસાંધ્યા
કૈલાસે તું અતિથિ બનજે, દર્પણે દેવીઓનાં,
શૃંગે છાયા કુમુદ ધવલે જે ભરી આભ ઊભો,
જાણે મોટા ઢગ મહીં ભરી શંભુનું અટ્ટહાસ્ય.

—૫૮

માનું છું કે તવ શરીરનાં શ્યામળાં અંજનોથી,
તાજા છેદ્યા ગજ-દશનના ખંડ શા ગૌર, એવાં
જોવા જેવા સ્થિર નયનથી અદ્રિ થાશે સુરમ્ય
જાણે સાધુ હળધર ઊભા, કાંબળી શ્યામ ખાંધે!

—૫૯

ને સર્પોનાં વલય ત્યજીને શંભુએ હાથ ઝાલ્યાં,
કો ક્રીડાને શિખર વિહરે ગૌરી જો પાય ચાલી,
ભાંગી ભંગિ તવ શરીરની, થંભવીને જલૌઘ
સોપાનો તું રચી મણિતટે દોરવા અગ્ર થાજે.

—૬૦

જોજે ત્યાં તો, વલય અણીએ વીંધી વર્ષાવી વારિ,
ખેંચી તુંને સુર-યુવતિઓ રાચશે સ્નાન ધારે;
ક્રીડાઘેલી રમણી કદી જો ધર્મલાભે ન છોડે
તો વીંધીને શ્રુતિ ગરજને મેઘ! કંપાવજે તું.

—૬૧

સોના પદ્મો-જનક સલિલે માનસે, અર્ધ્ય ઝીલી,
પ્રીતિસ્પર્શે સુખ પર કરી, ને હુલાવી ગજેન્દ્ર
વાએ કલ્પદ્રુમ કિસલયે। વસ્ત્ર શાં ઝૂલવીને,
નાના રંગી લલિત રમતે માણજે તે નગેન્દ્ર.
—૬૨

ખોળે તેને પ્રણયિની, પડી વસ્ત્ર ગંગા સર્યાં શી
દીઠેલી તું કદી ન અલકા ભૂલશે કામ-ચારી!
જે વર્ષામાં જલસિકરનાં અભ્ર-વૃન્દો ધરે છે,
મુક્તાજાળે ગ્રથિત અલકે,કામિની શી,વિ-માંને.
—૬૩

*

# કેળવણીકાર તરીકે મહાત્મા ગાંધી અને રૂસોનો તુલનાત્મક અભ્યાસ

શાસ્ત્રી જયેન્દ્ર દવે

## ભૂમિકા

મહાપુરુષો વિભિન્ન દેશકાળમાં અને સંજોગોમાં ઊછર્યા હોવા છતાંય તેઓ કેટલું બધું સમાન વિચારતા હોય છે, એ જ રીતે બે વ્યક્તિઓનું જીવન, જીવવાની રીતમાં ભિન્ન હોવા છતાંય, આચારો ભિન્ન હોવા છતાંય, જીવનગત મૂલ્યો ભિન્ન હોવા છતાંય બન્નેની પ્રક્રિયા કેવી સમાન હોય છે તેની પ્રતીતિ, આપણા વિશ્વની અંતિમ સદીઓમાં થયેલા આ બે મહામાનવોના વિચારોને જોતાં થયા વિના રહેતી નથી. 'તમે જે કાંઈ કરો છો તેનાથી તદ્દન ઊંધું કરો તો તમે જે કાંઈ કરતા હશો તે બરાબર હશે' એમ કહેનાર રૂસો તથા સૂતરને તાંતણે આઝાદી કિંવા અહિંસાની સામે હિંસાનો વિજય શક્ય બનાવી બતાવનાર ગાંધી બહુરત્નાના વિ-શેષણથી અલંકૃત થયેલી વસુંધરાનાં અનુપમ રત્નો હતાં.રૂસોના વિચારોના પરિપાકરૂપે વિશ્વે ફ્રાન્સની ક્રાન્તિ જોઈ તો ગાંધીજીની વિચારધારાના પરિપાકરૂપે વિશ્વે સ્વતંત્રતાની શાન્તિનો શીળો સ્પર્શ અનુભવ્યો. શાંતિ અને ક્રાન્તિની પરાકાષ્ઠાએ પહોંચેલી આ મહાપુરુષોની શિક્ષણવિષયક વિચારધારાઓ શી હતી, તેમાં સામ્ય અને અસામ્ય કેટલું અને કેવા પ્રકારનું હતું એ જોવા માટે આપણે તેમનાં જીવનનું સંક્ષિપ્ત દર્શન કરી લેવું હિતાવહ છે.

## જીવન અને જીવનદર્શન

સત્તરમી અને અઢારમી સદીનું ફ્રાન્સ, રીનાંસામાં-થી પસાર થઈ ગયેલું ફ્રાન્સ, વોલ્ટેયરની નેતાગીરીને માણી ચૂકેલું ફ્રાન્સ, સરમુખત્યારશાહી અને ધર્મના ઓઠા હેઠળની પાદરીઓની ઈજારાશાહીનાં ચક્રોમાં વ્યક્તિના રૂપમાં કચડાઈ ગયેલું ફ્રાન્સ હવે ક્રાન્તિને ઉંબરે આવીને ઊભું હતું. જ્યારે ઓગણીસમી અને વીસમી સદીનું ભારત, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો કંઠસ્થ કરતું આવેલું ભારત ચૈતન્યની અભિવ્યક્તિ જેવી ગાર્ગીઓ અને સાક્ષાત્ જનશક્તિ જેવી લક્ષ્મીબાઈ ઓને જન્માવનારું ભારત રાજયોગ તરીકે નહિ, પણ ગુલામીને comfortable disease માની બેઠેલું ભારત હવે સ્વતંત્રતાને ઉંબરે આવી ઊભું હતું.

આવી પરિસ્થિતિમાં રૂસો અને ગાંધીજીના જન્મ થયા. જીન રૂસો એ કમભાગી બાળક હતો, જેની માતાનું અવસાન તેમના બાળપણમાં જ થયું હતું, તથા પિતા જેક રૂસો વિક્ષિપ્ત મનના હતા. તેથી રૂસોની તુલનામાં ગાંધીજીનું બાળપણ, માતાપિતા પાસેથી મળતા સંસ્કારોની દૃષ્ટિએ ઘણું સમૃદ્ધ હતું. રૂસો નાનપણથી જ હડધૂત થતા આવેલા તે છેક આજીવન તેઓ સમાજનું આદર-ભાજન બની શકેલા નહિ; જ્યારે ગાંધીજી પોતાના સમાજ તરફથી જ નહિ પણ વિદેશી પ્રજાના આતંકથી અપમાનિત

થયેલા. બંને જણનું બાળપણ એક યા તો બીજી રીતે સમાન એ અર્થમાં હતું કે રૂસો બાળપણમાં યોગ્ય માર્ગદર્શનના અભાવે અનેક જાતની કુસંગતિઓ કિંવા અશિષ્ટ વાચન તરફ દોરાયેલા જ્યારે ગાંધીજી પણ તેમાંથી મુક્ત રહી શકેલા નહિ. પરંતુ ઘરના સંસ્કારો કહો કે પછી પતન તરફ વળ્યા પછી ત્યાંથી પાછા ફરવાની અર્જિત શક્તિ કહો, કે પછી પિતાનો એ પ્રેમ, કે જેને ગાંધીજીએ શુદ્ધ અહિંસાના રૂપમાં ઓળખાવ્યો છે, એમને ઉગારનાર બન્યો એમ કહો પણ ગાંધીજી એ કુટેવમાંથી મુક્ત થઈ શક્યા. એટલું જ નહિ, પરંતુ તેમના જીવનને એક અદ્ભુત વળાંક આપનાર કારણોમાં એમનું આ રીતે કુવૃત્તિઓમાંથી મુક્ત થવું એક કારણ બની ગયું હતું. જ્યારે રૂસો આજીવન એમાંથી મુક્ત ન થઈ શક્યા, એટલું જ નહિ પરંતુ તેમાં વધુ ને વધુ ખૂંપતા ગયા.

આમ બંને જણા બાળપણમાં પોતપોતાની રીતે કુવૃત્તિઓથી પ્રેરાયા હતા છતાં રૂસો પતિત અવસ્થામાં જીવી એમાં જ મૃત્યુને પામ્યા; જ્યારે ગાંધીજીની યશઃકાયા મહાત્મ્યને પામી એ હકીકત આ બંનેના જીવનમાંથી ફલિત થયા વિના રહેતી નથી.

બન્નેને યુવાનીમાં શિક્ષક તરીકે કામ કરવાની તક મળી હતી. પરંતુ પ્રત્યક્ષ શિક્ષણકાર્યના બંનેના અનુભવો પ્રમાણમાં ઓછા સમૃદ્ધ હતા. રૂસો અને ગાંધીજી બંનેએ જે રીતે શિક્ષણ વિશે વિચારવાનું શરૂ કર્યું હતું, એ રીતની વચ્ચેની વિષમતા પણ હેરત પમાડે તેવી છે. પત્નીની સખત રોકકળ હોવા છતાંય પોતાનાં પાંચેય બાળકોને ક્રમશઃ અનાથાશ્રમમાં મૂકી આવ્યા પછી, ચર્ચ Provast-નાં બાળકોને શિક્ષણ આપવાની મળેલી તકના અનુસંધાનમાં રૂસોએ શિક્ષણ કેવું હોવું જોઈએ, કઈ રીતે આપવું જોઈએ આદિ બાબતો પરત્વે પોતાનું ધ્યાન કેન્દ્રિત કરેલું. જ્યારે બીજી બાજુ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકા ગયા પછી, પોતે આફ્રિકામાં રહે અને એમનાં બાળકો દેશમાં તેમનાથી અલગ રહે એ સ્થિતિ એમને સહ્ય ન હતી; કારણ કે તેઓ એમ માનતા હતા કે બાળકોની સારી કેળવણી તો માતપિતાની દેખરેખ નીચે જ થઈ શકે, તેમાં બાહ્ય મદદ ઓછામાં ઓછી હોય, આ વિચારના અનુસંધાનમાં પોતાનાં બાળકોને પોતાની પાસે બોલાવી લીધા પછી, તે બાળકો આફ્રિકાની મિશનરી સ્કૂલમાં માત્ર બૌદ્ધિક વિષયનું શિક્ષણ મેળવે એ સ્થિતિ પણ તેમને માટે અસહ્ય બનનાર હકીકત હતી, તેથી પોતાનાં બાળકોને સાચી કેળવણી આપવાના ઈરાદાથી તેઓ કેળવણી અંગે વિચારતા થયા હતા.

રાજનીતિના ક્ષેત્રમાં બંનેનો ફાળો નાનોસૂનો નથી. પરંતુ એ બંનેમાં ફરક એ છે કે રૂસોએ જેટલા પ્રમાણમાં વિચારો આપ્યા છે, આખુંય 'Social Contract' નામનું પુસ્તક ભરીને રાજનૈતિક ફિલસૂફી આપી છે, એટલા જ નહિ બલ્કે તેથી યે વધુ પ્રમાણમાં ગાંધીજી એક રાજનીતિજ્ઞ તરીકે જીવ્યા છે. રૂસો અને ગાંધીજી બંને ઉગ્ર રાજાશાહી અથવા સરમુખત્યારશાહીના વિરોધી હતા. બંને સ્વતંત્રતાના પ્રબળ સમર્થકો જ નહિ પરંતુ સાચા સંસ્થાપકો હતા. બંને જણા અનન્ય માનવહિતવાદી હતા. રૂસો એવા તો ઉગ્ર વ્યક્તિવાદી હતા, કે એમણે વ્યક્તિની તરફદારીમાં સમાજને ઘણો બધો અન્યાય કર્યો છે એમ કહેવામાં અત્યુક્તિ નથી. જ્યારે ગાંધીજી સમાજ અને વ્યક્તિને વિકાસોન્મુખ અને નમ્ર સ્વભાવની લોકશાહીનાં બે પાસાં માને છે. સમાજમાં જ વ્યક્તિનું હિત રહેલું છે, જ્યારે તેની જ વ્યક્તિમત્તામાં સમાજની શાલિનતા રહેલી છે. રૂસો સભ્યતાના પ્રખર વિરોધી હતા. સભ્યતાના વિકાસે જ સમાજ અને રાજાશાહીનાં બીજ રોપ્યાં છે અને જન્મથી જ સ્વતંત્ર એવા માણસને ગુલામ કિંવા પાંગળો બનાવી મૂક્યો છે એમ એમના કહેવાનો સાર છે. જ્યારે ગાંધીજીએ સમાજ અને વ્યક્તિ બંનેને મહત્ત્વ આપ્યું છે. એમના મત પ્રમાણે બંને એકબીજાનાં પૂરક છે. જ્યાં એમણે લોકશાહીની વાત કરીને વ્યક્તિસ્વાતંત્ર્યને મહત્ત્વ આપ્યું છે; ત્યાં સમાજના એકમ તરીકેની વ્યક્તિની જવાબદારીને મહત્ત્વ આપવાનું તેઓ ચૂક્યા નથી કારણકે સ્વતંત્રતામાંથી સ્વચ્છન્દતામાં સત્વરે પરિણમવાની લોકશાહીની ઉગ્રતાનું સ્વરૂપ આ આર્ષદ્રષ્ટાની દષ્ટિથી દૂર નથી. ધર્મની બાબતમાં પણ બંને જણનો વ્યક્તિગત ફરક બની રહે છે. રૂસો વગેરે ઉગ્ર પ્રકૃતિવાદીઓએ ક્યારેય ઈશ્વરની સર્વશક્તિમત્તા, નીતિની બલવત્તા કિંબહુના આત્માના અમૂર્ત જ્ઞાનની અનુભૂતિને મહત્ત્વ આપ્યું નથી. જ્યારે ગાંધીજી તો માનવજીવનને ઘડનાર કેળવણીને

સાક્ષાત્કારના અન્તિમ ધ્યેયથી બાંધી લેતા હોવા છતાં પણ કેળવણીને અતિવ્યાપક બનાવી મૂકે છે.

આમ, આ બંને વ્યક્તિઓના જીવન અને જીવનદર્શનનો અછડતો ખ્યાલ મેળવ્યા પછી એમના શૈક્ષણિક વિચારો ખૂબ સહેલાઈથી તપાસી શકાશે.

## શૈક્ષણિક વિચારો

જે કેળવણી પ્રથા અને સમાજે રૂસો અને ગાંધીજીના જીવનનું ઘડતર કર્યું હતું એ જ ઉભય તત્ત્વોને પુનઃ સંસ્કારવાનું કામ કરી, હકીકતમાં તેઓએ ફિલસૂફોનું જ કામ કર્યું હતું. રૂસોએ જોયું કે પોતાનો સમાજ બાળકોને પ્રૌઢોની નાની આવૃત્તિ માને છે, અહીં શિક્ષકનું વાક્ય બ્રહ્મવાક્ય ગણાય છે; શિક્ષકો શું શીખવે છે? 'શબ્દો, શબ્દો અને માત્ર શબ્દો જ.' ચાર દીવાલની વચ્ચે બાળકને અપાતી આ શાબ્દિક કેળવણીની સખત ઝાટકણી કાઢતાં રૂસોએ લોકોને એક એક એવું સત્ય સમજાવ્યું કે, 'Mature meant children to be children before growing into men' જ્યારે ગાંધીજીએ પણ જોયું કે બાળકોનાં કુમળાં મગજને રૂંધી નાખનાર નર્યા બૌદ્ધિક વિષયો સિવાય શાળાઓમાં કશું જ ખાસ શીખવાતું નથી. જે કંઈ શીખવાય છે તે બીજું ગમે તે હોય પણ કેળવણી નથી હોતી. અને તેથી તેઓ પણ રૂસોની જેમ જ એક બીજા સત્ય તરફ અંગુલીનિર્દેશ કરતાં કહે છે 'અક્ષરજ્ઞાન કેળવણીનું અન્તિમ ધ્યેય નથી.' અહીં રૂસો અને ગાંધીજીમાં જો કોઈ નોંધપાત્ર અસામ્ય હોય તો તે એ બાબતમાં છે કે રૂસો પોતાની Negative Education-ની સંકલ્પના દ્વારા, કે જેમાં તેઓ કોઈ પણ પ્રકારના સીધા શિક્ષણને નકારી કાઢે છે, બાળકોને અક્ષરજ્ઞાન આપવું જ ન જોઈએ એવી સ્પષ્ટતા રજૂ કરે છે, જ્યારે ગાંધીજી રૂસોએ બતાવેલી Positive Education સંકલ્પના પ્રમાણે, વિધેયાત્મક દૃષ્ટિકોણ કરીને રૂસો કરતાં આગળ એક ડગલું જઈ અક્ષરજ્ઞાનને તદ્દન નકારી ન કાઢતાં, તેને સ્ત્રી-પુરુષને કેળવનાર એકમોમાંનું એકમ માને છે. આમ, બંને જણ પોતપોતાના યુગની કેળવણીમાં આગળ કહ્યું તે પ્રમાણે સંવર્ધનની શક્યતાને સંભાવ્ય બનાવી આપે છે.

## શિક્ષણનો અર્થ

બન્ને જણાએ ઘટાવેલો શિક્ષણનો અર્થ તદ્દન ભિન્ન છે. રૂસોના કહેવા પ્રમાણે 'માણસને જો જન્મથી જ છૂટો મૂકવામાં આવ્યો હોત તો તે એટલો બધો ક્રૂર બની ગયો હોત, કે તેના અસ્તિત્વથી આજે જે પરિસ્થિતિ થઈ છે તેના કરતાં પણ વધુ કફોડી સ્થિતિ બની હોત, અને શિક્ષણ વિના તો આ પરિસ્થિતિઓ એથીયે વધુ ખરાબ બની ગઈ હોત.' આટલો આથી યે જાણે પૂરતો ન હોય એમ તેઓ વળી આગળ કહે છે 'માણસ મૂળે તો એક જાનવર જ છે જે શિક્ષણથી થોડો ઘણો માણસ બને છે.' રૂસોની જો કોઈ ખામી હોય તો તે પણ આ જ છે.

શરૂઆતમાં તો તેઓ એમ કહે છે કે All things are good as they come from the hands of God, man meddles with them and they become bad. સર્વે વિનાશનું મૂળ કારણ તેઓ માણસને માને છે અને તેથી માણસને સુધારવા માટે તેઓ કેળવણીને આવશ્યક માને છે, જ્યારે ગાંધીજી માણસ સામે એવો આક્ષેપ ન કરતાં, કેળવણીનો અર્થ આ રીતે ઘટાવે છે, 'બાળક કે મનુષ્યના શરીર મન અને આત્માના ઉત્તમ અંશોનો સર્વાંગી વિકાસ સાધી તેને બહાર આણવા.' રૂસોના વિચારોમાં સર્વત્ર દેખાતી ઉગ્રતાના મૂળમાં તેમના વખતની પરિસ્થિતિ છે કે જેમાં મનુષ્યનું વર્તન માનવતાને વટાવી દઈ પશુતા તરફ કદાચ વધુ ઝોક પામ્યું હોય એ પણ સંભવિત છે.

## શિક્ષણના ઉદ્દેશો

બાળકોની શિક્ષણ લેવા લાયક અલગ અલગ અવસ્થાઓની ઉત્કલ્પના રજૂ કરી તેને આધારે રૂસોએ નક્કી કરેલાં ધ્યેયો તથા ગાંધીજીના શૈક્ષણિક ધ્યેયોમાં ઘણી બધી સમાનતા છે. બન્ને જણની માન્યતાઓનો સાર એ છે કે કેળવણીની પ્રક્રિયા એવી હોવી જોઈએ કે જેમાંથી પસાર થયેલું બાળક આગળ જતાં જ્યારે જીવનમાં પ્રવેશે ત્યારે પૂર્ણ પરિપક્વ બની ગયું હોય. તેથી જ બંને જણા બાળકને કોઈ એક જ પ્રકારનું જ્ઞાન આપી તેમનો એકમાર્ગીય વિકાસ થાય તેવું ઇચ્છતા નથી.

રૂસો અને ગાંધી બંને લોકશાહી અથવા માનવ-હિતવાદી શિક્ષણ પ્રથાના સમર્થક હતા એટલું જ નહીં તેના પ્રવર્તક પણ હતા. પ્રત્યેક વ્યક્તિને પોતાની રીતે વિકસવાનો અધિકાર છે. એવું બંને જણ માને છે. છતાં ગાંધીજી મૂળે આદર્શવાદી હોઈ, જે રીતે સ્વતંત્ર હોવું

અથવા શિક્ષણ મેળવવું કે હક્કો પ્રાપ્ત કરવા એ પ્રત્યેક માણસનો અધિકાર છે એ રીતે સ્વચ્છંદી કે ઉચ્છૃંખલ બની જવું એ જન્મસિદ્ધ અધિકાર નથી એમ માને છે. જ્યારે રૂસો એવી કોઈ ટાયની મર્યાદા નક્કી નથી કરતા.

રૂસોના શૈક્ષણિક ઉદ્દેશ્યોની સરખામણીમાં ગાંધીજીના ઉદ્દેશ્યો વધુ વ્યાપક છે, છતાં પણ બંને જણા એક-બીજાથી સ્વતંત્રપણે સ્વાશ્રયી કેળવણીની હિમાયત કરે છે. કહેવાની જરૂર નથી કે ગાંધીજી તો બાળકને સ્વાશ્રયી બનાવવા ઉપરાંત કેળવણી પણ પગભર બની જાય એવી સ્વાશ્રયી કેળવણીને ઝંખે છે. બંને જણ બૌદ્ધિક વિષયોનો તો વિરોધ કરે છે, પણ રૂસોએ આગળ કહ્યું છે તેમ negative શિક્ષણની પોતાની સંકલ્પના દ્વારા સંસ્કારો સદ્ગુણો અને સુટેવોના શિક્ષણની વાત પર સીધો જ પરાક્ષેપ કરી દે છે. એટલે કે જ્યાં ગાંધીજી અક્ષરજ્ઞાન કરતાં સદ્ગુણો સુટેવો આદિના શિક્ષણને પ્લેટો અને ભારતીય ઋષિઓ-ની જેમ મોખરાનું સ્થાન આપે છે, ત્યાં રૂસો, 'બાળકોને જો કોઈ પણ પ્રકારની ટેવ પાડવી જ હોય તો તેને કોઈ પણ પ્રકારની ટેવ ન પાડવાની ટેવ પાડો' એમ કહીને સદ્વૃત્તિઓના શિક્ષણને ઉખાડીને ફેંકી દે છે.

ગાંધીજીની વિચારધારાનું અન્તિમ ધ્યેય આત્મ-સાક્ષાત્કાર છે, જ્યારે આત્મજ્ઞાન કે सा विद्या या विमुक्तये જેવા શબ્દોના પર્યાયવાચી શબ્દો રૂસોની કલમે લખાયેલા તો ક્યાંય વાંચવા મળ્યા નથી. પણ હા, સમગ્ર રીતે જોતા એમ લાગે છે કે રૂસોની વિચારધારાનું દૂરસ્થ ધ્યેય આનંદ પ્રાપ્તિનું હતું. બંને જણા શિક્ષણ દ્વારા માણસને તેના મૂળભૂત પ્રશ્નોનું નિરાકરણ મળી રહે તેવી ક્ષમતા પ્રાપ્ત કરાવવાનું તાકે છે.

## શિક્ષણપદ્ધતિ અને શિક્ષક

રૂસો ક્રિયા દ્વારા શિક્ષણની તરફેણ કરતાં કહે છે કે શિક્ષકે શબ્દોનો તો ત્યારે જ સહારો લેવો જોઈએ જ્યારે ક્રિયા શક્ય ન બનતી હોય, એ જ રીતે ગાંધીજી પણ સુતર કાંતવાની કે એવા જ કોઈ મુખ્ય ઉદ્યોગની ક્રિયાની સાથે સમવાય સંબંધે જોડાયેલા વિષયો શીખ-વવાની તરફેણ કરે છે, આમ કરવાથી જ્ઞાન રસમય બનવાની હકીકતને તેઓ દૃષ્ટિ સમક્ષ રાખે છે.

રૂસો બાળકોને વિજ્ઞાનાદિ વિષયો સીધા જ ન શીખ-વતાં તેમની સંશોધન શક્તિ વિકસે એ માટે તેમને જાતે શોધવા દેવાની સલાહ આપે છે, જ્યારે ગાંધીજી પણ આવા વિષયોને માટે પ્રાયોગિક શિક્ષણને પાઠ્યપુસ્તક કરતાં વધુ મહત્ત્વ આપે છે. રૂસો આગળ કહ્યું છે તે પ્રમાણે વ્યક્તિવાદી હોઈ, વ્યક્તિ તરીકે બાળક સમાજની ખોટી અસરોથી મુક્ત રહી શકે તે માટે તેને સમાજથી દૂર પ્રકૃતિના સાંનિધ્યમાં લઈ જઈ શિક્ષણ આપવાની વાત કરે છે, જ્યારે ગાંધીજી સામૂહિક શિક્ષણ પ્રથાના હિમાયતી છે. 'એમિલ'ના અનુવાદકોએ શિક્ષકને માટે 'ઈન્સ્ટ્રક્ટર' શબ્દપ્રયોગ કર્યો છે, જેનો અર્થ 'માર્ગદર્શક' થાય. રૂસોની શિક્ષણ પ્રથા પર દૃષ્ટિપાત કરતાં આ શબ્દ ઘણો સાચો લાગે છે. કારણ કે રૂસો પોતે શિક્ષકને માર્ગદર્શન આપવાનું જ કહે છે. બાળકોનાં કુમળાં મન પર કુપ્રભાવો ન પડી જાય એ જ એણે જોવાનું છે, જ્યારે ગાંધીજી શિક્ષણને સાથે શિક્ષણમાં પ્રાણ પૂરવાની ફરજ મૂકે છે. ગાંધીજી શિક્ષકને એક આદર્શ ગુરુ માને છે. કારણે બાળકો લખી વાંચીને જેટલું નથી શીખતાં તેટલું શિક્ષકના જીવનમાંથી શીખતાં હોય છે, એમ તેઓ માને છે. ગાંધીજી શિક્ષણકાર્યને શિક્ષકને માટે યજ્ઞરૂપ ગણાવે છે. જ્યારે રૂસો આવું કોઈ આદર્શવાદી વિધાન કરતા નથી. બંને જણા કથન પદ્ધતિનો વિરોધ જ કરે છે. રૂસો એ રીતના શિક્ષણથી બબડાટ કરવા સિવાય કશું શિક્ષણ મળતું નથી. એમ કહે છે, જ્યારે ગાંધીજી કથની કરતાં કરણીને જ બધી જગ્યાએ મહત્ત્વ આપતા આવ્યા છે.

## ઉદ્યોગ દ્વારા શિક્ષણ

શિક્ષણમાં ઉદ્યોગની અનિવાર્યતા પર બંને જણાએ સરખો ભાર મૂક્યો છે. બંનેએ ઉદ્યોગની બાબતમાં લગભગ એક સરખી વાત કહી હોવા છતાંય તે એક-બીજાથી સ્વતંત્ર છે. કારણ કે આપણને સ્વ. મહાદેવભાઈ દેસાઈ કહે છે તે પ્રમાણે ગાંધીજીએ કેળવણીનો કોઈ પ્રમાણભૂત ગ્રંથ વાંચ્યો ન હતો, જ્યારે 'એમિલ' નામના પુસ્તકનું તો તેમણે નામ પણ સાંભળ્યું ન હતું. રૂસો શિક્ષણની સાથે ઉદ્યોગને મૂકતાં કહે છે. કે 'હું તો બાળકોને પુસ્તકોની સાથે ચોંટાડી રાખવા કરતાં તેને કારખાનામાં કામ કરતું કરી દઉં; બાળક કામ કરતું હશે ત્યારે તેને એમ લાગશે કે તે એક કારીગરનું કામ કરી રહ્યું છે, પણ હકીકતમાં તો તે એક ફિલસૂફ બનતું

હશે.' એ જ રીતે ગાંધીજી પણ ઉદ્યોગને સ્થાન આપે છે પણ તે રૂસો કરતાં એક ડગલું આગળ જઈને ઉદ્યોગ દ્વારા કેળવણીને મહત્ત્વ આપે છે. બંને જણા ઉદ્યોગની તાલીમ દ્વારા રાષ્ટ્રના આર્થિક પ્રશ્નને તાકે છે. આમ ડૉ. એમ. એસ. પટેલ કહે છે તે પ્રમાણે 'ક્રિયા દ્વારા શિક્ષણનો પશ્ચિમનો પયગંબર જો રૂસો હતો તો ગાંધીજી તેના પૂર્વના પયગંબર હતા.' એ વાત ઘણી સાચી ઠરે છે. બંનેએ બાળકના શારીરિક વિકાસને મહત્ત્વ આપ્યું છે, અને મહત્ત્વ આપ્યું છે સાચી ઈન્દ્રિયોની કેળવણીને.

આ ઉપરાંત જે રીતે તેઓએ ઉદ્યોગને મહત્ત્વ આપ્યું છે એ જ રીતે બાળકને પણ શિક્ષણમાં કેન્દ્રસ્થાને મૂકીને આપ્યું છે. જૉન ઍડમ્સ કહે છે એ પ્રમાણે 'રૂસો જેવા પ્રકૃતિવાદીઓએ એવી શિક્ષણપ્રથાની હિમાયત કરી છે, જે શાળા અને પુસ્તકો કરતાં બાળકોના વાસ્તવિક જીવન ઉપર વધુ આધાર રાખતી હોય છે.' એ જ રીતે ગાંધીજીએ પણ બાળકોને તેના સાચા સ્વરૂપે પીછાણી તેની યોગ્ય જગ્યાએ બાળકની સ્થાપના કરી છે. ગાંધીજીના મતે પણ વિદ્યાર્થીનું વ્યક્તિત્વ, સાધનો અને વિષયોની સરખામણી વધુ મોખરાનું સ્થાન ધરાવે છે.

## ધર્મ અને નીતિનું શિક્ષણ

ધર્મ અને નીતિના શિક્ષણ પર આ બંને શિક્ષણકારોએ ઠીક ઠીક વિચારો વ્યક્ત કર્યા છે. પણ રૂસો નિષેધાત્મક શિક્ષણની પ્રથામાં માનતા હોઈ બાલ્યાવસ્થામાં આ પ્રકારના શિક્ષણને તેઓ સ્થાન આપતા નથી. તેઓ તો ત્યાં સુધી કહે છે, 'એમિલ' પંદર વર્ષનો થશે ત્યાં સુધી આત્મા, ઈશ્વર જેવા શબ્દો સાંભળ્યા પણ નહીં હોય, અહીં નાની ઉમરમાં આવા શબ્દો જાણી લેવાનો ખોટી ગેરસમજ ઊભી થતી હોય છે એમ તેઓ માને છે. જ્યારે ગાંધીજી વિધેયાત્મક દષ્ટિકોણ ધરાવતા હોઈ ધર્મ અને નીતિના શિક્ષણને બાળપણથી જ સ્થાન આપે છે, એટલું જ નહીં પરંતુ ચોથા આશ્રમમાં જઈ ગીતા જેવા ગ્રંથો વાંચી લેવાની ખ્વાહેશ ધરાવનારની મજાક પણ ઉડાવે છે. છતાં પણ બંનેની ભાવનામાં રહેલા સામ્યને આપણે નકારી શકીએ તેમ નથી. જે રીતે ગાંધીજી જનસેવાને જ સાચી પ્રભુસેવા માને છે એ રીતે રૂસો પણ એમિલ તે યુવાન થયે ગરીબો પ્રત્યે હમદર્દી કેળવવાના હેતુથી સમાજસેવા માટે મોકલે છે. પતિતોદ્ધારની ગાંધીજીની ભાવના અને રૂસોની ભાવના સમાન છે પણ બંનેની રીતિમાં ભેદ છે.

## શિસ્ત

ટેવોના શિક્ષણ અંગે રૂસો ગાંધીજીના વિચારોનો ઉલ્લેખ આપણે આગળ કરી આવ્યા છીએ. શિસ્તની બાબતને ઝીણવટથી જોતો પ્રકૃતિવાદી રૂસો આંશિકરૂપે આદર્શવાદી જણાય છે, જ્યારે આદર્શવાદી ગાંધીજી આંશિક રૂપે પ્રકૃતિવાદી જણાય છે. જો કે બંને જણા મુક્તશિસ્તના હિમાયતી હતા, છતાં પણ બંનેની વૈચારિક ભિન્નતા સહેજે આશ્ચર્ય જન્માવનારી બની રહે છે. રૂસો બાળકને માણસ દ્વારા કોઈ પણ જાતની સજા થાય તેવું ઇચ્છતા નથી. તેઓ તો બાળકને કુદરતને આધીન રાખવાનું માનતા હોઈ, શિસ્તની બાબતમાં પણ કુદરતી શિસ્તની સંકલ્પના રજૂ કરે છે. એમના કહેવા પ્રમાણે બાળક જો અગ્નિમાં હાથ નાખવું હોય તો આપણે તેને અટકાવવું જોઈએ નહિ, તેને અગ્નિનો અનુભવ થવા દો, દાઝી જવા દો, એ તેમ નહિ કરે. એ જ રીતે બાળક જો કપડાં ફાડી નાખતું હોય તો તેને ટાઢમાં ધ્રુજવા દો. ઠંડીનો અનુભવ થયે તેને આપોઆપ કપડાંની અવશ્યકતા સમજાશે. શિક્ષણમાં અનુભવના સ્થાનને સમજનાર રૂસો કદાચ પ્રથમ કેળવણીકાર હતા. કદાચ એમની આ સંકલ્પનાના આધારે જ ડૉ. ડયૂઈએ અનુભવના શિક્ષણ કિંવા અનુભવ દ્વારા શિક્ષણને ખૂબ મહત્ત્વ આપ્યું હશે. પરંતુ જ્હૉન ડયૂઈ કહે છે એ પ્રમાણે અનુભવો બે પ્રકારના હોય છે: શિક્ષણપ્રદ અનુભવો–educative exp. અને શિક્ષણપ્રદ નહિ તેવા અનુભવો–non-educative exp. રૂસો બીજા પ્રકારના અનુભવો એટલે કે દાઝી જવું વગેરેને પણ જરૂરી માને છે, અને તેથી તેમના વિચારોમાં આદર્શવાદત દેખાઈ આવે છે. જ્યારે ગાંધીજી આદર્શવાદીઓની જેમ બાળકો પર શિસ્તના નિયમો લાદી પણ દેતા નથી, અને પ્રકૃતિવાદીઓની જેમ કુદરતી સજાના ભરોસે બાળકોને છોડી પણ દેતા નથી. તેઓ એક વચલો માર્ગ અપનાવે છે. અને તે 'સ્વયંશિસ્ત'નો. શિસ્ત શી વસ્તુ છે એ બાળકોને શીખવવું જોઈએ. નિયમો પણ બાળકો જ બનાવે છે. જેથી એ જ્યારે નિયમોનું પાલન કરતા હશે ત્યારે તેમને ખબર હશે કે એ નિયમો કોઈ બીજાએ લાદ્યા નથી,

પોતે જ બનાવ્યા છે. શિસ્ત વિશેના રૂસોના દષ્ટિકોણની સરખામણી ગાંધીજીનો દષ્ટિકોણ લોકશાહી શિક્ષણપ્રથાને વધુ અનુકૂળ છે.

### પુસ્તકોનું શિક્ષણ

આગળ કહ્યું છે તે પ્રમાણે બંને જણ પુસ્તકિયા શિક્ષણના વિરોધી છે. અહીં પણ રૂસોની ઉગ્રતા દર્શનીય બની રહે છે. તેઓ કહે છે કે 'I hate books, they teach us only to talk. But since we must have books, there is one book which to my thinking, supplies the best treatis of an education according to nature. What is that wonderful book? Is it Aristotle? Pliny? Buffon? No, it is Robinson Crusoe. આમ તેઓ પુસ્તકોને તદ્દન નકારી કાઢે છે. જ્યારે ગાંધીજી પણ કહે છે કે 'છોકરા-છોકરીઓને ન ઊંચકી શકાય એવડો ચોપડીઓને બોજ ઊંચકી જતા જોઈ દયા આવે છે.' આમ તેઓ પુસ્તકોના બોજને ઓછો કરવાનું તાકે છે. તેઓ પુસ્તકોને રૂસોની જેમ હાનિકારક માનતા નથી, પણ નકામાં માની કામના પુસ્તકોને જરૂર સ્થાન આપે છે.

### અન્ય પાસાંઓ

આ ઉપરાંત રૂસો સંગીત અને કળાના શિક્ષણનો મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ કરતા નથી જ્યારે ગાંધીજી તો બાળકોને સર્વપ્રથમ ચિત્ર કાઢતાં શીખવવું જોઈએ, જેથી તેઓ અક્ષરો પણ ચિત્ર કાઢતા હોય તેમ જ કાઢે એમ કહે છે. એ જ રીતે જીવનને તાલબદ્ધ અને લયબદ્ધ બનાવવા માટે સંગીતના શિક્ષણને ગાંધીજી આવશ્યક માને છે. જ્યારે રૂસો જો કે સારા સંગીતકાર હતા કારણ કે ગીતોની તર્જ બેસાડનાર તરીકે તેમણે નોકરી કરી હોવાના દાખલા નોંધાયા છે, છતાં પણ તેઓ સંગીતના શિક્ષણને મહત્ત્વ આપતા હોય એવું ક્યાંય જોવાયું નથી.

એ જ રીતે સાહિત્યના શિક્ષણ પર પણ રૂસોએ કરેલા પરાક્ષેપની કલ્પના આગળના એમનાં ઉગ્ર વિધાનો પરથી સહેજે થઈ શકે તેમ છે. ગાંધીજી અને રૂસો બંને પોતપોતાના યુગના અદના સાહિત્યકારો હતા. રૂસોએ તો 'ન્યૂ હેલાઈઝ' જેવી નવલકથા પણ આપી છે. એટલું જ નહિ 'એમિલ'માં પણ નવલકથાનાં ઘણાં લક્ષણો સહેજે લાગુ પાડી શકાય તેમ છે.

રાષ્ટ્રીય શિક્ષણ, પ્રૌઢશિક્ષણ અને જાતીયશિક્ષણ જેવી ઘણી બાબતોમાં ગાંધીજી રૂસો કરતાં એક ડગલું આગળ એ અર્થમાં છે કે રૂસોએ એ અંગે કશું જ વિચાર્યાનું જોવા મળતું નથી.

### સ્ત્રીશિક્ષણ

બંને જણાએ સ્ત્રીશિક્ષણ અંગે સારા પ્રમાણમાં વિચાર્યું છે. બંને દેશોમાં સ્ત્રીની સામાજિક સ્થિતિ શિક્ષણના અભાવે કરીને ઘણી દયનીય હતી. સ્ત્રીશિક્ષણ વિશે ખૂબ જ સબળ આધાર રજૂ કર્યો છે. છતાં પણ આ એક એવો મુદ્દો છે જ્યાં રૂસો અને ગાંધી એક સાથે ઊભા રહી શકે તેમ નથી કારણ કે રૂસોના વિચારો ગાંધીજીના વિચારોની તુલનમાં વધુ સંકુચિત છે. સ્ત્રી અને પુરુષની કેળવણીની ભિન્નતા વિશે વિચારતાં જ રૂસો ગાંધીજીથી અલગ પડી જાય છે. રૂસો માને છે કે સ્ત્રી અને પુરુષની પ્રકૃતિ ભિન્ન છે. એટલે સ્ત્રી સ્ત્રી જ રહેશે અને પુરુષ ગમે ત્યારે પુરુષ જ રહેશે. એટલે સ્ત્રીશિક્ષણના ઉદ્દેશો પુરુષ એટલે કે એમિલના શિક્ષણના ઉદ્દેશ્યોથી ભિન્ન જ હોવા ઘટે જ્યારે બીજી બાજુ ગાંધીજી સ્ત્રી અને પુરુષને અલગ પણ નથી માનતા અને સાવ સમાન પણ નથી માનતા. પરંતુ તેઓ બંનેને એકબીજાનાં પૂરક ગણે છે. અને તેથી ઉદ્દેશ્યોની બાબતમાં ક્યાંય પક્ષપાત બતાવતા નથી. બંનેને સમાન રીતે પોતાનો વિકાસ કરવાનો અધિકાર છે એમ ગાંધીજી માને છે. પરંતુ તેઓ જ્યારે દાંપત્ય જીવનમાં પ્રવેશશે ત્યારે સ્વાભાવિક રીતે તેમનાં કાર્યો વહેંચાઈ જશે અને તેથી સ્ત્રીને ભાગે આવનાર કાર્યને માટે તેને ગૃહવિજ્ઞાન આદિની વિશેષ તાલીમ આપવી જોઈએ એમ ગાંધીજી માને છે. જ્યારે રૂસો સ્ત્રીને પુરુષના ઈશારે નાચી શકે, તેના વિલાસનું—આનંદનું સાધન બની શકે એવી કેળવણી આપવાની તરફેણ કરે છે. એટલું જ નહીં પણ પુરુષને ખુશ કરી શકે એ માટે સ્ત્રીએ સુંદર બનવું જોઈએ, એવો અભિપ્રાય કરતાં રૂસો સ્ત્રીને સંગીત નૃત્યકલા વગેરેનું શિક્ષણ આપવાની હિમાયત કરે છે. ગાંધીજી આ બાબતમાં રૂસોનો દષ્ટિકોણ ધરાવતા નથી. સ્ત્રીએ

જે કાંઈ શીખવાનું છે તે પોતાના માટે અને પોતાની રીતે શીખવાનું છે.

બાળકની કેળવણીમાં પુરુષ કરતાં સ્ત્રી-શિક્ષકો હૃદયની કોમળતા અને વર્તનની કમનીયતાને કારણે વધુ સફળ બની શકે એવા ઉમદા વિચારો ગાંધીજી ધરાવે છે. જ્યારે રૂસો સ્ત્રીના જાહેર જીવનમાં પડવાના અધિકાર પર સીધો જવનિકાપાત કરી દે છે. બંને જણા આમ તો સ્ત્રીને ખાતુને ખાના જ બનાવવાનું તાકે છે. છતાં પણ વિચારધારામાં અક્ષર છે. એટલે કે રૂસોની યોજના પ્રમાણે તૈયાર થયેલી સોસી ખાતુને ખાના હશે, દેખાવમાં સુડોળ અને સુંદર હશે, થાકયાપાકયા એમિલનું રમકડું બની જઈ શકશે. પોતાના ઘરને વ્યવસ્થિત રાખી શકશે, કિબહુના બાળકોને સારી રીતે ઉછેરી શકશે. પણ રૂસો એ બિચારીને શિક્ષિકા બનાવવાની તક આપવા માંગતા નથી. જ્યારે ગાંધીજીની યોજનામાં સ્ત્રી ખાતુને ખાના તો બનશે જ પણ તે માત્ર પુરુષના સુખનું સાધન ન બની જતાં તેની સમોવડી બનશે. ગાંધીજી એને શિક્ષિકા અને સમાજસેવિકા જ નહિ સમાજસેવા. વિશારદ બનવાની પણ પૂરતી તક આપવાનું તાકે છે.

આમ રૂસો કે જેઓ શિક્ષણમાં સ્વતંત્રતાના પ્રથમ અને પ્રખર હિમાયતી હતા, અહીં એમિલના છેલ્લા ભાગમાં આવતાં એમની એ ઉગ્ર હિમાયત નબળી પડી જાય છે તે એટલી હદે કે એમની વિચારધારાની એક નબળી કડી બની રહે છે. જ્યારે ગાંધીજી પણ એમની જેમ જ સ્વતંત્રના જ હિમાયતી હતા. સ્ત્રીશિક્ષણ વિશે વિચારતાં એમની એ માન્યતા પર તેઓ છેક સુધી અડગ રહે છે.

રૂસો ખૂબ જ ઊર્મિશીલ માણસ હતા. તેમના જીવનના કડવા અનુભવોની છાપ અહીં જોવા મળે છે. સંભવ છે એમને સ્ત્રીઓ પારોથી માત્ર દગાબાજી જ મળી હોય, અને આવેશમાં આવી જઈ આખાય પુસ્તકમાં એમણે જે અનેક parodoxical પરસ્પર-વિરોધી વિધાનો કર્યાં છે તેમાં એનો પણ સમાવેશ થઈ શકે તેમ છે.

સહશિક્ષણ જેવા જ્વલંત પ્રશ્ન પર ગાંધીજીએ તટસ્થ અભિપ્રાયો આપ્યા છે જ્યારે રૂસોને એ અંગે કશું જ સૂઝયું હોવાનો ઉલ્લેખ મળતો નથી.

આમ અહીં ગાંધીજીના વિચારો રૂસોની સરખામણીમાં વધુ ઉદાત્ત તત્ત્વસભર બની રહે છે. સ્ત્રીને પડદામાંથી, કુરિવાજોના ખાડામાંથી અને અંધશ્રદ્ધાઓના ઊંડાણમાંથી બહાર કાઢવી એ ગાંધીજીના દર્શનની વિશિષ્ટતા હતી.

## માતાપિતા વિશે રૂસો-ગાંધી

બંને જણાએ બાળકના ઉછેરમાં માતાપિતાના કર્તવ્યનું મહત્ત્વ સ્વીકાર્યું છે. રૂસો સ્તનંધયાવસ્થાથી જ બાળકની કેળવણીની શરૂઆત માને છે જ્યારે ગાંધીજી તો એટલે સુધી કહે છે કે બાળકની કેળવણી માતાના ઉદરમાંથી શરૂ થઈ જાય છે. રૂસોના સમયમાં માતાઓ પોતાનાં બાળકોને આયાઓને સોંપી દેતી. રૂસોએ એ માતાઓને માથે બાળઉછેરની ફરજ તો રાખી જ પણ સ્તનપાનથી બાળકોમાં આત્મસંતોષ પ્રગટે છે એ હકીકતનું પણ ઉચ્ચારણ કર્યું. ગાંધીજીની વિધેયાત્મક દૃષ્ટિ અહીં પણ સહેજ જુદી તરી આવે છે તેથી માબાપના ચારિત્ર્ય અને સદ્વર્તનની અસર બાળક ઉદરમાં હોય ત્યારથી જ તે પાંચ વર્ષનું થાય ત્યાં સુધી પડે છે. બાળકોને આયાઓને સોંપી દેવાથી તેમનું જીવન હણાઈ જાય છે એમ રૂસો માને છે; તો ગાંધીજીની માન્યતા પણ એવી જ છે. તેઓ પણ કહે છે બાળકોની સાચી કેળવણી માતાપિતાની દેખરેખ નીચે જ થઈ શકે. પિતાના કર્તવ્યનો ઉલ્લેખ કરતાં રૂસો પોતાનાં બાળકોને થયેલા અન્યાયનું જાણે પ્રાયશ્ચિત્ત કરતા હોય તે રીતે ભાવનાશાળી શબ્દોમાં હૃદયનો ઊભરો ઠાલવે છે, જ્યારે ગાંધીજી અહીં પણ તટસ્થ રીતે પિતાને માટે બે વસ્તુઓ કે જે તેઓ પોતાનાં બાળકોને આપી શકે તેમ છે. તે ચારિત્ર્ય અને કેળવણીની સગવડનો ઉલ્લેખ કરે છે.

## શૈક્ષણિક વિચારોમાં માનસશાસ્ત્રીય તત્ત્વો

બન્નેના વિચારોમાં માનસશાસ્ત્રીય તત્ત્વો ઘણા સારા પ્રમાણમાં છે. ડૉ. પૉલ મનરો કહે છે એ પ્રમાણે માનસશાસ્ત્રીય રીતે વિચારનારા પ્રથમ શિક્ષણશાસ્ત્રી હતા, જ્યારે ગાંધીજીમાં આ ખ્યાલ વધુ વ્યાપક બનતો જોવા મળે છે. આ તત્ત્વોનો વિગતે ઉલ્લેખ કરવો શકય નથી, તેથી આપણે અહીં સંક્ષિપ્ત ચર્ચા જ કરીશું.

(અ) બન્ને જણાએ બાળકને શિક્ષણના કેન્દ્રસ્થાને મૂકી બાળકની શક્તિઓના વિકાસને શિક્ષણનું લક્ષ્ય માન્યું છે.

(ચ) બન્ને જણા જીવન અને શિક્ષણ બન્નેને પ્રક્રિયા માને છે. અને તેથી શિક્ષણની પ્રક્રિયા દ્વારા જીવનની પ્રક્રિયામાં પરિવર્તન આણવું એ બન્ને જણાનું એક વિશિષ્ટ લક્ષણ બની રહે છે. ગાંધીજી એક ડગલું આગળ જઈને શિક્ષણની પ્રક્રિયાને જીવન પ્રક્રિયા જેટલી જ પ્રલંબ બનાવી મૂકે છે.

(ક) બન્ને જણાએ સ્વતંત્રવિકાસના અધિકારની વાત કરીને બાળકના રસ, રુચિ અને સંવેગોને સમજવાની કોશિશ કરી છે, અને એ રીતે બન્ને જણાએ બાળકોના વ્યક્તિગત ફરકોને દૃષ્ટિમાં રાખ્યા છે.

(હ) બન્ને જણાએ શિક્ષણમાં અનુભવ અને ક્રિયાને મોખરાનું સ્થાન આપ્યું છે બાળકોને અનુભવ આપવાની વાતનો અનેક વાર ઉલ્લેખ કરતાં રૂસો થાકતા નથી, જ્યારે ગાંધીજી શૈક્ષણિક નહિ તેવા અનુભવો માટે વિધેયાત્મક દૃષ્ટિ ધરાવે છે.

(ડ) બન્ને જણાએ શિક્ષણમાં પ્રાકૃતિક, સામાજિક અને ઔદ્યોગિક વાતાવરણને અગ્રતા આપી છે. ગાંધીજીના વિચારો થોડા વધુ નક્કર છે.

(ઢ) બન્ને જણાએ બાળકની વયને લક્ષમાં રાખી તેમને માટેની શિક્ષણ વ્યવસ્થા વિચારી છે. પણ અહીં રૂસો બાળકના શારીરિક આયુને જ લક્ષમાં લે છે, જ્યારે તેમના માનસિક આયુની ભિન્નતાને ભૂલી જાય છે. જ્યારે ગાંધીજીનું ડહાપણ એ બાબતમાં દેખાઈ આવે છે કે તેઓ સમાન શારીરિક ઉંમરનાં બધાં બાળકો માટે એક જ પ્રકારનો અભ્યાસક્રમ લાદી લેતા નથી પરંતુ અભ્યાસક્રમ ઘડી કાઢવાનું કામ તેઓ વિદ્વાનોને શિર સોંપે છે.

## વિવિધ સમ્પ્રદાયો તથા રૂસો-ગાંધી

આગળ કહ્યું તે પ્રમાણે રૂસોના નામની સાથે જ પ્રકૃતિવાદ એનો શુદ્ધ સ્વરૂપે શિક્ષણના ક્ષેત્રમાં પ્રવેશ્યો. રૂસોએ યોજેલો પ્રકૃતિ શબ્દ ત્રણ અર્થમાં પ્રયોજાયો છે. 'પ્રકૃતિ તરફ પાછા વળો'નો સિદ્ધાંત જ અર્થોનો સાર છે. રૂસોનો સમાજવિરોધી દૃષ્ટિકોણ અહીં સ્ફુટ થાય છે. તેઓએ માનવ, સમાજ, રાજ્ય, ધર્મ અને કેળવણી આ બધાને પ્રાકૃતિક સ્વરૂપમાં જોયા છે. 'પ્રકૃતિના નિયમો પ્રમાણે જીવો અને ફીઝિશિયન્સને તગડી મૂકો, એમ કરવાથી તમે જીવનમાં એક જ વાર મૃત્યુનો અનુભવ કરશો—જે આનંદદાયક હશે, જ્યારે આ લોકો તમને તેનો અનુભવ રોજ કરાવશે.' આ હતી તેમના ઉગ્ર પ્રકૃતિવાદની ઘોષણા. જ્યારે ગાંધીજીનો પ્રકૃતિવાદ અત્યંત નમ્ર છે. એમના વિચારોની પ્રક્રિયામાં પ્રકૃતિવાદ રહેલો છે.

એ જ રીતે પ્રયોગવાદની બાબતમાં જોઈએ તો ગાંધીજીના વિચારો વધુ વૈજ્ઞાનિક ભૂમિકા પર છે. કવિ કાન્તના શબ્દોમાં કહું તો રૂસોના વિચારો હોકાયંત્રના જેવા છે, જે પહોંચવાની દિશા બતાવે છે, પણ માર્ગમાં આવતી મુશ્કેલીઓ બતાવી શકતા નથી, કારણ કે એમણે પોતાના વિચારોને પ્રયોગના ફલક પર નાણી જોવાનો પ્રયત્ન સરખો પણ કર્યો નથી. જ્યારે ગાંધીજીએ કોઈ વિચાર પ્રયોગ કર્યા વિના રજૂ કર્યો નથી. એમ કરવાથી એમના વિચારોમાં પરિવર્તન પણ થતું રહેતું અને તેથી જ તેમણે પોતાનાં છેલ્લાં લખાણને આધારભૂત માનવાની વિનંતી કરી છે.

ગાંધીજી મુખ્યત્વે આદર્શવાદી હતા. એ આદર્શવાદ પણ નમ્ર સ્વભાવનો હતો, જ્યારે રૂસોની વિચારધારામાં આદર્શવાદી તત્ત્વો જવલ્લે જ જોવા મળે છે. એ જ રીતે વાસ્તવવાદનું દર્શન પણ બન્નેની વિચારધારામાં થાય છે. બન્નેના વિચારો યુગગત પરિસ્થિતિની દૃષ્ટિએ વાસ્તવિક હતા.

## ઉપસંહાર

આથી, આ બન્ને મહાપુરુષોના જીવન અને કેળવણી વિષયક વિચારોની તુલનાત્મક ચર્ચા અહીં પૂરી થાય છે. અહીં સુધી આવતાં આ બન્ને વચ્ચે એક મુખ્ય અસમાનતા ઊડીને આંખે વળગ્યા વિના રહેતી નથી. રૂસોના વિચારો જેટલા ઉન્નત હતા તેટલું જીવન ઉન્નત ન હતું. તેમના વિચારોની મહાનતામાં જ તેમની મહાનતા રહેલી છે. જ્યારે ગાંધીજીના વિચારોની સાથે જ તેમનો આચાર પણ એટલો જ પરિશુદ્ધ અને ઉન્નત હતો.

જીવનના અંતને લાગે-વળગે છે ત્યાં સુધી બન્નેનું મૃત્યુ લગભગ સમાન હતું. ફ્રાન્સની ક્રાન્તિના એ દુર્ભાગી અગ્રદૂત રૂસોને જન્મથી માંડી મૃત્યુ સુધી સમાજ અને રાજ્યથી બહિષ્કૃત રહેવું પડયું. જ્યારે તેઓ મૃત્યુ પામ્યા ત્યારે આ મહાન ચિંતકને અશ્રુની અંજલિ આપનાર તો

કોઈ ન હતું જ પણ, એ મૃત્યુ કુદરતી હતું કે આત્મહત્યા હતી તેની નોંધ લેનાર પણ કોઈ ન હતું. અંગ્રેજ કવિ ટોમસ ગ્રેની પંક્તિઓ યાદ આવે છે :

"Full many a flower is born to blush unseen, and waste its sweetness in the desert air..."

હકીકત છે કે સમાજની મલિનતાની પરવા કર્યા વિના રૂસો વિચાર-સુરખી પ્રસરાવી, ફૂલની જેમ સર્વસ્વ અર્પી કરમાઈ ગયા. એમણે આત્મહત્યા કરી હોવાનું વિધાન લૉર્ડ મોર્લેના સંશોધનમાં જોવા મળે છે. જ્યારે ભારતને સ્વતંત્રતા અને ભગવાન બુદ્ધ પછી ફરી એક વાર વિશ્વને ભ્રાતૃભાવનાનો સંદેશો તથા અહિંસાનું શસ્ત્ર આપનાર ગાંધીજીનું શું થયું તે કહેવાની હવે જરૂર નથી.

આ બન્ને મહાપુરુષોનું નામ માત્ર શિક્ષણના ઇતિહાસમાં જ નહીં માનવજાતના ઇતિહાસમાં પણ કાયમ રહેશે.

*

# પ્રાચીન કાવ્યલક્ષણ-એક દૃષ્ટિપાત

**ચિત્રા પ્ર. શુકલ**

**કાવ્યની** વ્યાખ્યા અત્યંત વિવાદાસ્પદ છે. પ્રાચીન કાવ્યલક્ષણોની સમીક્ષા કરતાં પહેલાં સામાન્ય રીતે જે ઉત્કૃષ્ટ કાવ્ય તરીકે સ્વીકૃત છે, એવાં કાવ્યનું કાવ્યત્વ શા કારણે છે એ જોવાનો આપણે પ્રયાસ કરીએ. 'શાકુંતલ'ના ચોથા અંકની પ્રશંસા કેવળ ભારતીય વિવેચકોએ જ નથી કરી, પરંતુ અનેક પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ તેની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. તો આ અંકમાં એવું શું છે કે જેથી જુદા વાતાવરણમાં, જુદી સંસ્કૃતિમાં અને જુદા કાળમાં રહેલા વિદ્વાનોએ પણ એને ઉત્તમ કાવ્ય ગણ્યું?

'શાકુન્તલ'ના સામાન્ય વાચક પણ તરત જવાબ આપશે કે આમાં પતિગૃહે જતી મુગ્ધ બાળાના ભાવ અને વત્સલ પિતાની વ્યથા કાલિદાસે બહુ સરસ રીતે રજૂ કર્યા છે. એક બાજુ શકુન્તલા દુષ્યન્ત પાસે જવાનું મીઠું ઔત્સુક્ય અનુભવી રહી છે, તો બીજી બાજુ ચિરપરિચિત તપોવન, જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલી સખીઓ, આશ્રમવૃક્ષો અને મૃગશિશુ વગેરેથી વિખૂટાં પડવાનું એને દુઃખ છે. આ બધું વર્ણવવા માટે કાલિદાસે જે શબ્દો વાપર્યા, જે રીતે એ શબ્દોને ગોઠવ્યા, જે રીતે એ ભાવોને વ્યક્ત કર્યા, તે રીતે ખૂબ તેમ જ સુંદર છે. એટલે એ અંકનું કાવ્યત્વ એની ઉક્તિની રમણીયતાને કારણે છે એમ કહી શકાય. અને ઉક્તિની રમણીયતાને કાવ્યનો એક અનિવાર્ય અંશ ગણી શકાય.

પણ શબ્દ, શબ્દોની આકર્ષક ગોઠવણી, રમણીય રજૂઆત, આ બધું તો કાલિદાસને જાણે સ્વતઃસિદ્ધ છે અને એની બધી જ કૃતિઓમાં આ તત્ત્વો તો છે જ. તો પછી ન 'માલવિકાગ્નિમિત્ર' કે ન 'વિક્રમોર્વશીય' કે ન એમની બીજી કોઈ કૃતિ–માત્ર 'શાકુન્તલ' (તેમાં પણ ચોથો અંક સવિશેષ) જ કેમ સર્વોત્તમ ગણાયું? એનો અર્થ તો એવો થયો કે ઉક્તિવૈચિત્ર્ય ઉપરાંત બીજું પણ કાંઈક આ ચોથા અંકમાં છે જે એને શ્રેષ્ઠતા આપે છે.

શકુન્તલાની વિદાય વર્ણવતી વખતે જે કાંઈ કાલિદાસે લખ્યું, તેની પાછળ કવિની સાચી અનુભૂતિ છે. કાલિદાસ પોતે આ અંકમાં આવતાં એકેએક પાત્ર સાથે તન્મય બનીને બોલી રહ્યા છે. એમનું સંવેદન એટલું સાચું છે કે કોઈ પણ સમાજમાં, કોઈ પણ સ્થળે, અને કોઈ પણ સમયે, પિતાપુત્રી છૂટાં પડતાં આ જ ભાવો અનુભવે. આ ઊંડું સંવેદન પાશ્ચાત્ય વિવેચકોને પણ સ્પર્શી ગયું અને પરિણામે એનું કાવ્યત્વ સર્વસ્વીકૃત બન્યું. બીજાં નાટકોમાં ક્યાંય કવિનું આવું ઊંડું સંવેદન નથી અનુભવાતું; પરિણામે ઉક્તિવૈચિત્ર્ય હોવા છતાં એ નાટકો કાંઈક ઝાંખાં લાગે છે. તો કાવ્યમાં કવિની અનુભૂતિ–એનાં સંવેદનનો સાચો રણકાર વર્તાતો હોય, તો એ કાવ્ય સાચું કાવ્ય બને છે.

આમ, બહુ વિશાળ દૃષ્ટિએ જોતાં, કાવ્યને કાવ્યત્વ અર્પનારાં બે તત્ત્વો છે એમ કહી શકાય : સાચું સંવેદન, અને ઉક્તિનું વૈચિત્ર્ય.

હવે પ્રાચીન આચાર્યોએ કાવ્યને કઈ રીતે મૂલવ્યું તે જોઈએ. ભરતના નાટ્યશાસ્ત્રમાં નાટ્યરસની વ્યાખ્યા આપી છે. એના ગ્રંથમાં કાવ્યનું લક્ષણ મળતું નથી. ભામહે 'शब्दार्थौ सहितौ काव्यम्' એવું લક્ષણ આપ્યું છે. કેવળ શબ્દ હોય, ત્યાં કાવ્ય નથી. કોયલના ટહુકારમાં શબ્દ છે, પણ અર્થ નથી. પ્રિયતમાના કટાક્ષમાં અર્થ છે, પણ શબ્દ નથી. તેથી કોયલનો ટહુકો કે પ્રિયતમાનો કટાક્ષ કાવ્ય ન થઈ શકે. કાવ્યમાં શબ્દ અને અર્થ બંનેનું સાહિત્ય જોઈએ.

ભામહની પછી આચાર્ય દણ્ડીએ કાવ્યશરીરની વ્યાખ્યા 'इष्टार्थव्यवच्छिन्ना पदावली' એમ શબ્દોમાં બાંધી. ઈષ્ટ અર્થને આપતી શબ્દાવલિને એમણે કાવ્ય ગણ્યું. વળી દણ્ડીએ એમ પણ કહ્યું કે 'काव्य शोभाकरान् धर्मान् अलङ्कारान् प्रचक्षते' તેથી દણ્ડીને મતે અલંકારો કાવ્યને શોભા અર્પે છે. ઉદ્ભટાચાર્યે પણ માત્ર અલંકારોની જ વિસ્તૃત ચર્ચા કરી છે. આ ત્રણે આચાર્યોએ પોતાના ગ્રંથોમાં અલંકારોને જે મહત્ત્વ આપ્યું તે પરથી એમ કહી શકાય કે એમને મતે કાવ્યમાં અલંકારો અનિવાર્ય છે.

આચાર્ય વામનના મતે રીતિ કાવ્યનો આત્મા છે. તેઓ કાવ્યની વ્યાખ્યા આપતાં કહે છે કે रीतिरात्मा काव्यस्य. આ રીતિને તેમણે 'विशिष्टा पदरचना' કહી છે, અને પદરચનાની વિશિષ્ટતા ગુણોમાં છે એમ કહ્યું છે. વળી ગુણની વ્યાખ્યા આપતાં તેઓ કહે છે, 'काव्य शोभायाः कर्तारः गुणाः'. આમ વામનાચાર્યના મતે કાવ્યને શોભા અર્પતું તત્ત્વ તે ગુણ. કાવ્યનું માધુર્ય, કાવ્યની પ્રાસાદિકતા, વગેરેને એમણે કાવ્યનાં અંતસ્તત્ત્વો ગણ્યાં. તેઓ એમ પણ માને છે કે કાવ્યની આ સુંદરતા ઉત્પન્ન કરવાની શક્તિ અલંકારોમાં નથી. ગુણો દ્વારા જે કાવ્યસૌન્દર્ય ઉત્પન્ન થયું તેને વધારવાની શક્તિ અલંકારોમાં છે. અને અલંકારને તેઓ આ રીતે જુદા પાડે છે; 'काव्यशोभायाः कर्तारः धर्माः गुणाः तदतिशय हेतवः तु अलङ्काराः'। આ પ્રમાણે વામનાચાર્ય કાવ્યનું અંતસ્તત્ત્વ જોવા પ્રયાસ કરે છે ખરા પણ તેમને મતે ગુણો હજી શબ્દ અને અર્થના ધર્મો છે. આચાર્ય રુદ્રટ પણ શબ્દ અને અર્થને જ કાવ્ય માને છે.

વામાનાચાર્યે શબ્દ અને અર્થની અંદરનું કોઈક તત્ત્વ કાવ્યને સૌન્દર્ય આપે છે એવી જે દૃષ્ટિ આપી હતી, તે ધીરે ધીરે કેળવાતી ગઈ. પરિણામે શબ્દ, અર્થ, શબ્દના ગુણો અને અલંકારો, તેમ જ અર્થના ગુણો અને અલંકારો ઉપરાંત કાવ્યમાં કાંઈક સૌન્દર્ય આપતું તત્ત્વ હોય, તો તેની શોધ પણ થવા લાગી.

વામાનાચાર્ય પછીના વિવેચકોમાં ધ્વનિકારનું સ્થાન મોખરે છે. એમણે 'काव्यस्यात्मा' ध्वनिः એમ કહ્યું. તેઓ એમ પણ કહે છે કે કાવ્યના આત્માસ્થાને રહેલો અર્થ સહૃદયોને આનંદ આપે તેવો હોવો જોઈએ:

> अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः।
> वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभा स्मृतौ ॥

કાવ્યનો અર્થ, પછી તે રસરૂપ હોય, વસ્તુરૂપ હોય કે અલંકારરૂપ હોય, તે જો વ્યંજના દ્વારા પ્રતીત થતો હોય, સહૃદયોને આનંદ આપે એવો હોય, તો તે કાવ્યને કાવ્યત્વ આપે. ધ્વનિકારના મતે વ્યંજનાનું સૂક્ષ્મ તત્ત્વ કાવ્યને કાવ્યત્વ અર્પે છે. ભામહ અને દણ્ડીની દૃષ્ટિ અલંકારપરક હતી. વામનની દૃષ્ટિ કંઈક કાવ્યમાં વધુ ઊંડાણ જોતી થઈ હતી; અને ધ્વનિકારની દૃષ્ટિ સચોટ રીતે કાવ્યના મર્મને જોઈ શકી.

પણ ધ્વનિને કાવ્યના આત્માને સ્થાને સ્થાપિત કરતાં, ધ્વનિકારને જૂનાં કાવ્યાંગોનું સ્થાન પણ નક્કી કરવાનું આવ્યું. અને ધ્વનિકારે ખૂબ સુંદર રીતે કાવ્યનાં આ અંગોની મૂલવણી કરી. ધ્વનિકાર અલંકારને કાવ્યમાંથી કાઢી નાખતા નથી. કેટલીક વખત સાદા શબ્દો કોઈક અનુભૂતિને વ્યક્ત કરવા અસમર્થ નીવડે, ત્યારે અલંકારો તેને સચોટ રીતે વ્યક્ત કરી જાય છે એ સત્ય ધ્વનિકારના ધ્યાનમાં હતું. પણ એમણે બહુ ભારપૂર્વક કહ્યું કે રસની અભિવ્યક્તિ કરતી વખતે કવિની વાણીમાં આપોઆપ, સભાન પ્રયત્ન વગર જે અલંકાર આવી જાય, તેને જ ધ્વનિમાર્ગમાં અલંકાર ગણવો. (रसाक्षिप्ततया यस्य बन्धः शक्यक्रियो भवेत्। अपृथग्यत्ननिर्वर्त्यः सोऽलङ्कारो ध्वनौ मतः) ગુણ અને રીતિ પણ ધ્વનિમાર્ગમાં સ્વીકાર્ય ખરાં; પણ જો રસનાં અભિવ્યંજક હોય તો જ. ગુણને તેઓ શબ્દ કે અર્થનો ધર્મ ન માનતાં, રસનો ધર્મ માને છે. ध्वन्यालोकમાં આ વ્યંજનવ્યાપારની વિરુદ્ધ જે કાંઈ શક્ય દલીલો હોય, તેનું ખંડન કરવા ઉપરાંત,

ધ્વનિકારે બતાવ્યું છે કે વ્યંજનાવ્યાપાર એવો સૂક્ષ્મ છે કે શબ્દ કે અર્થ તો ઠીક, પણ વિભક્તિનો પ્રત્યય, નિપાત, વચન, વગેરે દ્વારા પણ ગૂઢ અર્થની અભિવ્યક્તિ થાય છે. આમ, કાવ્યમાં કવિ વ્યંજનાવ્યાપાર દ્વારા રસ, વસ્તુ, અલંકાર, વગેરેની અભિવ્યક્તિ કરે, ત્યારે શ્રેષ્ઠ કાવ્ય સર્જાય, એવો ધ્વનિકારનો મત છે. 'ધ્વન્યાલોક'માં વ્યંજના વ્યાપારશી રીતે કાર્ય કરે, વ્યંજક તત્ત્વો કયાં કયાં છે, તેની વિશદ અને વિસ્તૃત ચર્ચા છે, રસધ્વનિનું મહત્ત્વ પણ દર્શાવાયું છે, પણ રસ કવિની વાણીમાં ક્યાંથી આવે તે વિષે કોઈ ચર્ચા નથી. અર્થને સહૃદયશ્લાઘ્ય કહે છે ત્યારે, અને રસધ્વનિને વિષે ધ્વનિકાર જ્યારે જ્યારે લખે છે, ત્યારે કવિ-સંવેદનની ખૂબ નજીક જાય છે, પણ કવિએ જે કાંઈ લખવું તે સંવેદનના પરિણામરૂપ જ હોવું જોઈએ, કે સાચું સંવેદન જ કાવ્યને કાવ્યત્વ અર્પે છે, એવું એમણે ક્યાંય નથી કહ્યું. ધ્વનિકારની દૃષ્ટિ સૂક્ષ્મ અને વિચારશીલ હોવા છતાં સંવેદનને યોગ્ય મહત્ત્વ આપતી નથી.

ધ્વનિકાર પછીનાં વિવેચનશાસ્ત્રમાં આચાર્ય કુન્તકનો ફાળો નોંધપાત્ર છે. કાવ્યની વ્યાખ્યા કુન્તક નીચે પ્રમાણે આપે છે:

शब्दार्थौ सहितौ वक्रकविव्यापारशालिनि।
बन्धे व्यवस्थितौ काव्यं तद्विदाह्लादकारिणि॥

આ લક્ષણ પ્રમાણે સુંદર એવા કવિવ્યાપારવાળા, સહૃદયોને આહ્લાદ આપે એવી વાક્યરચનાવાળા શબ્દાર્થ તે કાવ્ય. આ કવિવ્યાપાર એટલે છ પ્રકારની વક્રતાવાળો વ્યાપાર. બીજો અગત્યનો શબ્દ છે तद्विदाह्लादकारिणि. વાક્યવિન્યાસ સહૃદયોને આહ્લાદ આપે એવો હોવો જોઈએ. આમ કુન્તક પણ ઉક્તિવૈચિત્ર્ય ઉપર જ ભાર મૂકે છે.

કુન્તક અને ધ્વનિકારની વ્યાખ્યાઓમાં કાવ્ય સહૃદયશ્લાઘ્ય હોવું જોઈએ એમ કહેવાયું છે. આ જ વસ્તુ વધારે ઊંડાણથી તપાસીએ, તો કહી શકાય કે, કાવ્યમાં કવિની અનુભૂતિ વ્યક્ત થતી હોય, કવિનાં સંવેદનને પ્રકટ કરવામાં આવ્યું હોય છે અને ત્યારે ભાવકને એ સંવેદનનું પ્રતિબિંબ ઝીલતાં આનંદ થાય છે. પણ કવિસંવેદનની આ મહત્તા તેમણે કાવ્યનાં લક્ષણમાં કે બીજી કોઈ રીતે ગણાવી નથી..

વિશ્વનાથે રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે. પણ એમનાં 'साहित्यदर्पण'માં એમણે પરંપરાથી ચાલી આવતી રીત મુજબ જ જુદાં જુદાં કાવ્યાંગોનાં સમજૂતી, ઉદાહરણ વગેરે આપ્યાં છે. કવિવાણી સ-રસ શી રીતે થાય તે વિષે તેઓ મૌન સેવે છે.

જગન્નાથે રમણીય એવા અર્થનું પ્રતિપાદન કરતા શબ્દને કાવ્ય ગણતાં કહ્યું છે કે रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्. રમણીયતા એટલે લોકોત્તર આહ્લાદ આપે એવું જ્ઞાન અને આહ્લાદ અનુભવસાક્ષિક છે એમ પણ તેઓ કહે છે. આમ જગન્નાથ પણ કાવ્યની વ્યાખ્યામાં સહૃદય સુધી પહોંચ્યા છે પણ કવિ તરફ દૃષ્ટિ રાખતા નથી.

આમ, પ્રાચીન કાવ્યલક્ષણોને તપાસતાં એક તારવણી આપણે કરી શકીએ કે પ્રાચીન આચાર્યોએ કાવ્યના કેવળ એક જ તત્ત્વ—ઉક્તિવૈચિત્ર્ય પર લક્ષ કેન્દ્રિત કર્યું છે. કેટલાક આચાર્યો કવિસંવેદનની નજીક ગયા છે પણ એનો ઉલ્લેખ તેઓએ કર્યો નથી.

વેદ પછી કાવ્યની ઉત્પત્તિ શી રીતે થઈ તે વર્ણવતાં આપણી પરંપરા કહે છે કે નિષાદથી વિંધાઈને ક્રૌંચ પક્ષીની સહચરી મૃત્યુ પામી, ત્યારે વિરહી ક્રૌંચ નરનો શોક જોઈ વાલ્મીકિનું હૃદય શોકથી ઉભરાઈ ગયું અને શોક શ્લોકમાં પરિણમ્યો. ધ્વનિકારે આ વસ્તુ પણ 'ધ્વન્યાલોક'માં કહી છે (क्रौञ्चद्वन्द्ववियोगोत्थः शोकः श्लोकत्वमागतः). આમ, કાવ્યની ઉત્પત્તિ સંવેદન કે અનુભૂતિમાંથી થાય છે એ આપણી પરંપરાને માન્ય છે. પણ આ અનુભૂતિ કે સંવેદન પર જોઈતો ભાર મૂકયો નથી.

કાવ્યની વ્યાખ્યામાં નહીં તો કાવ્યના હેતુમાં પણ આ સંવેદનને સ્થાન આપી શકાયું હોત. પણ કાવ્યના જે ત્રણ હેતુઓ ગણાવ્યા છે—પ્રતિભા, અભ્યાસ અને વ્યુત્પત્તિ. તેમાં, વ્યુત્પત્તિ અને અભ્યાસ તો બાજુએ રહ્યાં, પણ પ્રતિભાની વ્યાખ્યા પણ સંવેદનનો નિર્દેશ કરતી નથી. प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता। अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा. વગેરે વાક્યો સૂચવે છે કે પ્રતિભા છેવટે તો પ્રજ્ઞાશુદ્ધિ છે. એટલે અહીં પણ હૃદય-સંવેદન—અનુભૂતિની કોઈ વાત નથી.

બીજી નોંધપાત્ર બીના એ છે કે ભાવકના સંવેદન

વિષે સંસ્કૃત નાટ્યશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર પૂરાં જાગૃત છે. સાચો ભાવક કોને કહેવાય તે સમજાવતાં અભિનવગુપ્ત કહે છે. येषां काव्यानुशीलनाभ्यासवशाद्विशदीभूते मनोमुकुरे वर्णनीयतन्मयीभवनयोग्यता. ભાવકે વર્ણનીય સાથે તન્મયતા સાધવી જરૂરી છે એમ વિવેચકો માને છે. ભાવકો રસાનુભૂતિ કેવી રીતે કરે છે તેનું પણ સુંદર અને સૂક્ષ્મ વિશ્લેષણ થયું છે. લોલ્લટનો ઉત્પત્તિવાદ, શંકુકનો અનુમિતિવાદ, ભટ્ટનાયક અને અભિનવગુપ્તે સમજાવેલી સાધારણીકરણની પ્રક્રિયા—આ બધું એટલું મૌલિક છે કે તેને માટે આપણે—ભારતીયો ગર્વ લઈ શકીએ. તો સર્જકની મનોદશાનું વિશ્લેષણ કરવાનું જ આપણા પ્રાચીન આચાર્યો કેમ ચૂકી ગયા હશે?

પ્રાચીન વિવેચનશાસ્ત્રની આ ઊણપે સંસ્કૃત સાહિત્ય ઉપર ખૂબ ઘેરી અસર કરી છે. સંસ્કૃત સાહિત્યની ઘણી કૃતિઓ ખૂબ કૃત્રિમ લાગે છે, અને યમક, પ્રહેલિકા વગેરે શબ્દાલંકારો તેમ જ અર્થાલંકારોથી પોતાની કૃતિને ખીચોખીચ ઠાંસી દેવામાં જ કવિઓ પોતાનું લક્ષ કેન્દ્રિત કરે છે, તેને માટે ઓછેવત્તે અંશે પ્રાચીન વિવેચનશાસ્ત્રને પણ જવાબદાર ઠરાવી શકાય, કારણ કે કવિતાને—સાહિત્યને માર્ગ ચીંધવામાં વિવેચનનો ફાળો નાનોસૂનો નથી.

કાવ્યમાં ઉક્તિવૈચિત્ર્ય અત્યંત મહત્ત્વનું છે તે નિઃશંક છે. વર્ડ્ઝવર્થે કાવ્યને 'Spontaneous overflow of emotions' કહ્યું પણ, માત્ર ઊર્મિઓને ઠાલવી દીધી એટલે કાવ્ય થઈ જતું નથી. એ ઊર્મિઓને કવિ મઠારે, એને સારા શબ્દોમાં, સારી રીતે રજૂ કરે ત્યારે કવિનું કાર્ય પૂરું થાય છે, તેથી એમણે 'Emotions recollected in tranquility' એમ પણ કહ્યું. આમ ઉક્તિવૈચિત્ર્યનાં જુદાં જુદાં પાસાંઓ ઉપર આપણા પ્રાચીન આચાર્યો લખે છે તે ઉચિત જ છે. કવિ અને ભાવક વચ્ચેના ઊર્મિવ્યાપારમાં શબ્દો માધ્યમ રૂપે છે, અને શબ્દોનું આ માધ્યમ જેટલું રમણીય તેટલો ભાવકોને અનુભવ વધારે આહ્લાદજનક. પરંતુ સંવેદનના તત્ત્વની અવગણના કરી શકાય નહીં. તેથી આપણાં પ્રાચીનકાવ્યલક્ષણો પર વિચાર કરતાં એમ લાગે છે કે કવિસંવેદન જો કાવ્યની વ્યાખ્યામાં સ્થાન પામ્યું હોત તો પ્રાચીન આચાર્યોએ સ્થાપિત કરેલાં મૂલ્યો વધુ સ્વીકાર્ય બન્યાં હોત.

*

# કાવ્ય રસ વિવેચન

**ચંદ્રકાન્ત ટોપીવાળા**

ટન ટન ટકોરા સાત
ઊગતા સૂર્ય સાથે શેકહેન્ડ!
ટી-ટેબલે
બાળકો પત્ની પિતાજી સંગમાં
સિલોનની છાયા નીચે
ઈધર-ઉધરની ખાટી મીઠી વાત;
ટોમીને ટા...ટા...
ફૂટપાથ પરના મન્દિરે માથું નમ્યું;
લિફ્ટ ઉપર
આંખ નીચે કાગળો ને શાહીની લાંબી શરત;
બે દશ મજેના
હા...શ...
ધૂમ્રગોટા!
ચિટચેટ મિત્રો સાથ,
અહીંથી ત્યાં...
પછે...
થ્રી-ડી મહીં રોમાન્સ
ટ્યુનન્ કૉલબેલ
ભરનિંદમાં ગૂમ બેબીને બોકી
ચશચસ્યાં બે ચુંબનો
સ્વિચ ઑફ.

—દિનેશ કોઠારી

સર્જનપ્રક્રિયાની પ્રત્યેક ક્ષણે કવિ પોતાથી અજાણ અપરિચિત પોતાના જ છદ્મરૂપને પામતો ચકિત થતો

હોય છે. C. Day Lewis એટલે જ કહે છે કે કવિનું પ્રત્યાયન ભાવક પરત્વે નહિ, પણ પોતા પરત્વે હોય છે. દરેક સાચા કવિનો ઉદ્‌ગાર હોય છે 'How can I tell what I mean till I see what I say'. દિનેશનો પ્રયત્ન પણ એ જ દિશામાં દિનેશને પ્રગટ કરવાનો છે. 'આમારે રચેછિ આમિ' અલબત્ત, 'શિલ્પ'-નાં ગીતોમાં દિનેશ નહિ. પણ દિનેશને બદલે રાજેન્દ્ર, નિરંજન આદિ પ્રગટ થઈ જાય છે. પણ 'શિલ્પ'ની ગીત સિવાયની કેટલીક કૃતિઓમાં દિનેશે આબાદ રીતે દિનેશને રચ્યો છે. 'ટન ટન ટંકોરા સાત' અને 'દિનેશનો બોજ' એ પંદરમી અને એકત્રીસમી કૃતિઓ નિઃશંક દિનેશની જ કૃતિઓ છે. આ બંને કૃતિઓમાં કવિએ ઇચ્છેલી infinite loneliness અને the terror of facing single handed દેખાઈ આવે છે.

પહેલાં લઈએ ૧૫મી કૃતિઃ 'ટન ટન ટંકોરા સાત' યાંત્રિક શહેરી સંસ્કૃતિ સાથે પલટાયેલાં મૂલ્યો વચ્ચે વ્યર્થ વહી જતી જિંદગીનું એક પાનું અહીં રજૂ થયું છે. એ પાનામાં ચીતરાયેલો એક દિવસ જિંદગીના બીજા દિવસોથી સહેજ પણ જુદો નથી એ ઘેરી કરુણતાનો વિષય છે. વટાણાનો એક દાણો જેમ બીજા દાણાથી જુદો ન પડે, એવા મિખાઈલ શોલોખોવે કહેલા ચપટા દડી જતા દિવસોમાંનો આ એક દિવસ. એની શરૂઆત જુઓઃ 'ટન ટન ટંકોરા સાત'. 'ટન ટન' શબ્દ સાથે થતું યંત્ર સાથેનું સીધું અનુસંધાન અને સમયની સભાનતાની તીક્ષ્ણ ધાર, પછીની પંક્તિઓ સાથે એક ironyરચે છે. સમયની આવી તીવ્ર સભાનતા ને વ્યર્થ ક્રિયાઓ માટે ? ! આ તો 'I have measured out my life with coffee spoons'ના જેવી જ વિફલ સ્થિતિ; અને પછી 'ઊગતા સૂર્ય સાથે શેકહેન્ડ'. ગાયત્રી મંત્રના ઉચ્ચાર સાથે નમસ્કારનો વિષય સૂર્ય તે માત્ર સભ્ય ઔપચારિકતાનું વાહન બની ગયો ! પત્ની, બાળકો પિતાજીનો સંગ થાય છે પણ ટી-ટેબલે, અને તે પણ સિલોનની છાયા નીચે. 'સિલોન' શબ્દ ટી-ટેબલના વાતાવરણને, વાતચીતને અને પરસ્પરના સંબંધને વિશેષ રીતે સ્ફુટ કરી દે છે. આ સાથે સવારનો પહેલો ખંડ પૂરો થાય છે.

બપોરના બીજા ખંડમાં 'ટ્રામીને ટા…ટા…' અને 'ફૂટપાથ પરના મન્દિર'ને એક સાથે મૂકવામાં કવિકર્મનો વિશેષ જોઈ શકાય છે. બંને ક્રિયાઓ યાંત્રિક છે. એટલું જ નહિ ફૂટપાથ પરના ઈશ્વરને માથું નમાવવાની ક્રિયા બરાબર ટ્રામીને ટાટા કરવાની ક્રિયા જેવી જ છે. ફૂટપાથ પરના રહેનારા જેવું ફૂટપાથ પરનું મન્દિરેય દીનહીન ભિખારુ સ્તો! એક નાની સરખી પંક્તિના ધ્વનિનો કેવડો મોટો વિસ્તાર છે!

આ કાવ્યમાં યંત્ર અને યાંત્રિકતા કેવાં પથરાયેલાં છે. એ તો જુઓઃ 'લિફ્ટ ઉપર' અને પછી શું? 'આંખ નીચે કાગળો ને શાહીની લાંબી શરત' જીવનની આવી યાંત્રિકતાની વચ્ચે બે મજેના કશ આવે છે, 'હા…શ' પણ એ તો બીજી ક્ષણે 'ધૂમ્રગોટા'માં પલટાઈ જાય છે. 'હા…શ' અને 'ધૂમ્રગોટા'નો આ નિકટનો સંદર્ભ વ્યંજનાના જગતને ભાવક સમક્ષ ખુલ્લું મૂકતો જાય છે. આ ધૂમ્રગોટાને આ વિફલતાને, આ શૂન્યતાને ભરી દેવા ત્રીજા ખંડમાં, મિત્રો સાથે 'ચિટચેટ' થાય છે. 'ચિટચેટ'-માંથી ઔપચારિકતા અને છીછરા સંબંધોની પાતળી બરડ સપાટી ઉપર તરી આવે છે. અને પછી 'અહીં ત્યાં…પણ' ત્રણ શબ્દોમાં તો કેવો જબરો રઝળપાટ પ્રત્યક્ષ થાય છે. છેવટે રોમાન્સ મળે છે, તેય થ્રી-ડીમાં—ભ્રામક ઈન્દ્રજાલ જેવી સૃષ્ટિમાં.

ચોથા રાત્રિના ખંડમાં, ફરી યંત્ર, ફરી યાંત્રિકતા…ફરી રાત : ટણુનન 'ટણુનન્ કૉલબેલ' 'ભરનિંદમાં ગૂમ બેબાંને બોકી' વાત્સલ્યની કરુણ-જડતા! અને અંતની પરાકાષ્ઠામાં તો કવિએ ઉલટાવી દીધેલી ક્રિયાઓના ક્રમ દ્વારા કેવી સચોટતા સાધી છે! સ્વિચ ઑફ થયા બાદ ચશચસ્યાં ચુંબનોને બદલે ચશચસ્યાં ચુંબનો સાથે 'સ્વિચ' ઑફ જીવવાના આકળા પ્રયત્નની સામે મૃત્યુનો ઉગ્ર પ્રહાર. ચાલી આવતા સહજ લયના ગતિપ્રવાહમાં એકદમ આવતો 'સ્વિચ ઑફ'નો stop કવિત્વની ગુંજાશનો પરિચાયક છે.

(૨)

દિનેશનો બોજ વહું કેટલાંય વરસથી!
જાવ!
પડછાયા જાવ!
દૂર દૂર ભાગો,
આવરણ પરહરી નાચો થેઈ થેઈ
પથ્થરની દીવાલોને ઊધઈ થઈ કોરો,
આકાશને હુંકારથી તોડો,
ઊકળતો લાવા ઢીંચો જામેજામ ભરી

જાવ !
કેટલાંય વરસથી
નિયમના છંદે વહે ગટરનાં જલ !
કેટલાંય વરસથી
પવનને બાઝી ગઈ લીલ,
કેટલાંય વરસથી
કીડી માથે બોર,
કેટલાંય વરસથી
નહીં, અવ નહીં
દે'નો ઘોડો
રમતો જમતો
છૂટમૂટ...

દિનેશ કોઠારી.

આલ્બેર કામુનો outsider દરેક વ્યક્તિની ભીતર રહેલો છે. આજનું જગત, જગતની જડ સભ્યતા, સંસ્કૃતિનો ફુગાયેલો થર, અને આસપાસ ચારેપાસથી વીંટળાયેલો સામાજિક, સાંસ્કૃતિક, પ્રાદેશિક, લૌકિક અસ્વાભાવિક મેદ, આ outsiderને ગૂંગળાવી મારે છે. આપણા કવિની પણ એ જ વ્યથા છે. 'દિનેશનો ખોજ વહુ કેટલાં ય વરસથી'માં માણસ પર લદાતા સમગ્ર દુન્યવી આભાસી વ્યક્તિને કવિએ લાક્ષણિક રીતે અભિવ્યક્ત કર્યું છે. નામ મનુષ્ય માત્રને મળેલું સૌથી વિશેષ આભાસી તત્ત્વ છે. એને જાળવવા માણસ હંમેશ મહોરાં પહેરીને ફરતો રહે છે, પોતાની અસલી જાતને સંગોપતો રહે છે, પડછાયામાં જીવતો રહે છે. 'દિનેશનો ખોજ' એ આભાસનો ખોજ છે, પડછાયાઓનો ખોજ છે, એ ખોજને પટકીને બે હાથ પહોળા કરી રાડ નાખતા કવિની વાણીનો પરિચય પહેલા ખંડમાં થાય છે:

'જાવ !
પડછાયા જાવ,
દૂર દૂર ભાગો
આવરણ પરહરી નાચો થેઈ થેઈ'

જગતના નિર્મમ સંવેદનહીન આડંબરી વ્યવહારની પથ્થરદીવાલો કવિને પીડે છે. કવિ એને તોડવાનું નથી કહેતો—ઊધઈ બનીને કોરવાનું કહે છે. ક્ષણે ક્ષણના સતત પુરુષાર્થની સહજક્રિયાની અહીં પારદર્શક છબી છે! પણ પથ્થરની દીવાલો કરતાં તો ભયંકર છે આકાશ અવકાશ-vacuum, tedium, nothingness, nada; પેલા બોદલેરે મનુષ્યમાત્રની image ઉપસાવતાં નથી કહ્યું? 'an oasis of horror in the desert of tedium.' પણ એ tediumમાં આપણો કવિ હવે ઝાઝું જીવવા માગતો નથી. કવિ એને એક ઝાટકે તોડવા ઇચ્છે છે.

'આકાશને હુંકારથી તોડો.'

આ tediumને ભરી દેવા માટે 'ઊકળતો લાવા દીંચો જામે જામ ભરી' શૂન્યતાથી આ કવિ વારંવાર અકળાયો છે. ચિત્તને ભરવાના અને પાછા ઠાલવવાના પ્રયત્નો બીજી કૃતિમાં પણ એણે કર્યા છે. શૂન્યતામાંથી ઊઠેલી અસહ્યતાનું ઝનૂન અહીં બલિષ્ઠ ભાષામાં વ્યક્ત કર્યું છે 'જાવ'ના બીજા પડકાર સાથે પહેલો ખંડ પૂરો થાય છે.

બીજા ખંડમાં, અત્યાર સુધી સહન કરેલી પરિસ્થિતિને કવિએ લય, પ્રતીક અને કલ્પનો દ્વારા સરસ રીતે સ્ફુટ કરી છે. કાવ્યની પ્રારંભની પંક્તિનો 'કેટલાંય વરસ'નો લાંબો નિસાસ ફરીને ફરી બીજા ખંડમાં અમળાતો આવે છે; ને એ પુનરુક્તિ સાથે નીરસતા ભારોભાર પ્રગટ થતી આવે છે. 'કેટલાંય વરસથી' નિયમના છંદે વહે ગટરનાં જલ;' વ્યર્થ ગતિશીલ જીવનના ચોકઠામાં ચબદાયેલાં કવિનો આર્દ્ર ઉદ્‌ગાર છે. છંદ છે, જલ છે, વહે છે, પણ ગટરનાં છે! 'કેટલાં ય વરસથી, પવનને બાઝી ગઈ લીલ.' લીલની બાઝવાની ક્રિયા દ્વારા અ-વાવરુ જલ જેવું પ્રત્યક્ષ થતું ઘનપ્રવાહી સ્વરૂપનું કલ્પન અત્યંત કીમતી છે. આખાય કાવ્યની આ સર્જક પંક્તિ દિનેશની કવિત્વશક્તિનો ઊંચો આંક સિદ્ધ કરે છે ત્યાર પછીની પંક્તિ જોઈએ: 'કેટલાંય વરસથી, કીડી માથે બોર' જોયું? 'કેટલાંય વરસથી' પછીનો કટકો સાવ ટૂંકો બની ગયો! માત્ર ત્રણ જ શબ્દ: 'કીડી માથે બોર:' અસહ્ય બોજથી અદેલા હાંફમાં ઝાઝા શબ્દો નીકળે પણ ક્યાંથી?

ત્રીજા ખંડમાં, કવિનો ઓચિંતો વિસ્ફોટ રોમાંચકારી છે. નિશ્ચયપૂર્વકના 'નહીં અવ નહીં'ની સાથે તરત બાળરમતની સહજભાષાના પ્રયોગથી કવિ કેવો હળવો ફૂલ થઈ જાય છે! આ છેલ્લી પંક્તિઓ કાવ્યના સંદર્ભમાં

નવો મરોડ લે છે:

'દે'નો લોડો રમતો જમતો છૂટમૂટ...'

એક નાના સરખા કાવ્યમાં લયની ભિન્ન ભિન્ન ભંગીઓનો સર્જક-કસબ જોવા જેવો છે. કાવ્યના શરૂઆતના ખંડમાં ઉન્મત્ત લય, બીજા ખંડમાં બોજ વહેતા જીવનનો નીરસ લય અને છેલ્લે બોજમુક્ત અવસ્થામાં શિશુસહજ આવિષ્કાર પામતો મુક્ત લય. આ મુક્ત લયમાં બાળરમતની બાલભાષાનો સર્જનાત્મક વિનિયોગ છે. કવિએ અંતે, પોતાની જાતનો બાળક સહજ સ્વાભાવિક આવિષ્કાર માગ્યો છે, એ એમાંથી પૂરેપૂરું પ્રતીત થાય છે. બાળકની જેમ, પડછાયા કે મહોરામાંથી છૂટી કવિ પોતે જે ખરેખર છે તે રીતે જીવવાનો નિરધાર કરે છે.

*

# જનમત (Public Opinion)-૧

**શાંતિલાલ સી. કાનાવાલા**

કેટલાકનું માનવું છે કે જનમત અર્વાચીન ખ્યાલ છે. પણ ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે પ્રાચીન સમયમાં પણ જનમત વિશેનો ખ્યાલ લોકોમાં હતો. ગ્રીકનાં નગરરાજ્યો વિશેના ઇતિહાસમાં તેમ જ આપણા પૌરાણિક સાહિત્યમાંથી મળતી બાબતો જેવી કે રાજાઓ છૂપાવેશે નગરચર્યા માટે નીકળતા વગેરે જનમત વિશેના ખ્યાલની સાક્ષી રૂપ છે. શેકસપિયરના 'હેન્રી ચોથો'ના 'opinion that did help me to the crown' એ વાક્ય તે સમયના લોકમાનસમાં તે વિશેના ખ્યાલનું સૂચન કરે છે. ઈંગ્લાંડમાં સત્તરમી સદીમાં રાજકીય અને ધાર્મિક સ્વાતંત્ર્ય માટે ચાલી રહેલી લડતના મૂળમાં આ શબ્દનું અસ્તિત્વ જોવા મળે છે. જ્હૉન લીલ બર્ની (John Lil Burne) આ ચળવળના એક નેતા હતા. તેમણે આ શબ્દને પ્રચલિત બનાવવામાં ફાળો આપ્યો છે. આજે જ્યારે લોકશાહીનો જગતના મોટા ભાગના દેશોમાં ઉદય થયો છે, અને કેટલાંક નવાં રાષ્ટ્રો સ્વતંત્ર થવાની પ્રક્રિયામાં છે, ત્યારે આજે લોકોના સામાજિક વર્તન અને શાસનતંત્રની એક પાયાની કડી અને નિયામક શક્તિ તરીકે જનમતનું મહત્ત્વ સ્વીકારાયું છે.

જનમત વિશે અભ્યાસ મનોવૈજ્ઞાનિક દષ્ટિએ, રાજકીય દષ્ટિએ તેમ જ સામાજિક દષ્ટિએ અનુક્રમે સામૂહિક વર્તનના એક રસપ્રદ અને મહત્ત્વના વિષય તરીકે રાજકીય પક્ષો અને રાજ્યવહીવટની દષ્ટિએ તેમજ લોકોની ઇચ્છાઓ અને સામાજિક સુધારણાને લક્ષમાં લઈને કરવામાં આવે છે.

જનમત શબ્દમાં public–જનતા અથવા લોકો અને opinion–મત કે અભિપ્રાય એમ બે શબ્દો અલગ અલગ લઈશું તો જન અને મત એમ બે શબ્દો મળશે. અંગ્રેજીમાં public લેટિન ભાષાના શબ્દ publicus પરથી આવ્યો છે. publicusનો અર્થ થાય છે વ્યક્તિ. લોક એટલે શું? નાના કે મોટા જૂથની વ્યક્તિઓ જો કોઈ કોમ(community)ની સભ્ય હોય તો તે સૌના સામાન્ય સમૂહને જનતા કહેવાય.[1] જનતા એક દષ્ટિએ જોઈએ તો અમુક રુચિ અને મૂલ્યો વડે સંબંધ ધરાવનાર સ્વયંસ્ફુરિત સામાજિક જૂથ છે. માનસિક રીતે સાથે રહેતા માણસોના સમૂહ માટે જનતા કે લોકો શબ્દ વાપરી શકાય. જનતા કોઈ વિશેષસ્થાન કે સમય સુધી જ સીમિત નથી રહેતી, એનો વિસ્તાર એક એક ગામ, એક શહેર, એક રાજ્ય, અનેક ગામો અનેક શહેરો, અનેક રાજ્યો, અનેક દેશો કે પછી સમગ્ર વિશ્વના લોકો સુધી પણ થઈ શકે છે. આથી જ "જનતા તે વ્યક્તિઓનો અસંગઠિત અને આકારહીન સમુદાય કહી શકાય, જે સમાન વિચારો અને ઇચ્છાઓ દ્વારા એકબીજા સાથે સંકળાયેલા રહે છે; પરંતુ એમની સંખ્યા એટલી બધી વધારે હોય છે કે તેઓ પરસ્પર વ્યક્તિગત સંબંધ નથી રાખી શકતા."[2]

1. Kuppuswamy 'An Introduction to Social Psychology'
2. Ginsberg M. 'The Psychology of Society,' p. 137

લોકનાં લક્ષણોમાં સમાનરસ અને ઇચ્છાવાળા લોકો થોડા સમય માટે જ્યારે ભેગા થાય ત્યારે લોકનો ઉદ્‌ભવ થાય છે. એ દૃષ્ટિએ લોક એ સતત પરિવર્તનશીલ સમૂહ છે અને તેઓ સમક્ષ જે પ્રશ્ન કે સમસ્યા હોય છે તેને અંગે શું કરવું જોઈએ, તેમાં મતભેદ પ્રવર્તતા હોય છે. ટોળાં કરતાં લોકોમાં વ્યક્તિનું વર્તન વધારે વૈયક્તિક હોય છે. આ દૃષ્ટિએ ટોળું અને લોકોમાં તફાવત રહે છે.[3]

હવે મત વિશે જોઈશું. મતમાં આપણે સામાન્ય રીતે કોઈ વસ્તુવિશેષ તરફ પોતાનું દૃષ્ટિબિંદુ સમજીએ છીએ. દા.ત., મારા મત મુજબ યંત્રોએ માનવીને ગુલામ બનાવ્યા છે. મારા આ મતમાં સંભવ છે કે ભવિષ્યમાં પરિવર્તન આવી શકે. પણ તે એક વસ્તુની-ઉપરની છાપ કરતાં વધારે તો છે જ. તેથી જ 'મત' એક વિશ્વાસ છે જે ફક્ત વિચાર કે ધારણાથી વધારે શક્તિશાળી અને ઊંડો હોય છે, પરંતુ પૂર્ણ અને ઉપર્યુક્ત પ્રમાણો પર આધારિત જ્ઞાનથી ઓછો દૃઢ હોય છે. મત વાસ્તવમાં વિવાદાસ્પદ વિષયના સંબંધમાં વિશ્વાસ જેવો છે. મત વિશ્વાસથી સમાન નિશ્ચિત તથા સ્થાયી હોતો નથી, જો કે એક સ્થાયી ભાવનાથી ઘનિષ્ઠ રૂપથી સંબંધિત હોય છે.[૪]

જનતા અને મતનાં આ લક્ષણો ધ્યાનમાં રાખીને જ મનોવૈજ્ઞાનિકોએ, સમાજશાસ્ત્રીઓએ અને રાજ્યશાસ્ત્રના વિદ્વાનોએ જનમતને વ્યાખ્યામાં બાંધવા પ્રયત્ન કર્યો છે. જનમત વિશેની વ્યાખ્યાઓ આપનારાઓમાં જે. ટી. યુંગ, જ્હૉન ડેવી, લિપમેન, કે. યુંગ વગેરે નોંધનીય છે. જ્હૉન ડેવીના મતે જનમત એક નિર્ણય છે, જે જનતા કરે છે તથા જે જનતાનાં કાર્યો સાથે સંબંધિત હોય છે. અને જનતા તેનો સ્વીકાર કરે છે. જેમ્સ. ટી. યુંગ કહે છે: 'જનમત સ્વયંસચેત સમુદાયનો એક સામાન્ય મહત્ત્વના પ્રશ્ન પર જાહેર રીતે વિવેકપૂર્ણ રીતે ચર્ચા કર્યા બાદનો નિર્ણય છે!'[૫] જ્યારે લિપમેન કહે છે: 'લોકોના મનમાં પોતાને વિશે, બીજાને વિશે, પોતાની જરૂરિયાતો, હેતુ, સંબંધો વિશે જે ખ્યાલો હોય છે તે તેનો જનમત હોય છે!'

3. Bonner, H.: 'Social Psychology'
૪. Young, K.: 'A Handbook of Social Psychology,' p. p. 430, 431.

જનમતની અનેક વ્યાખ્યાઓ અપાય છે. આ વ્યાખ્યાઓ પરથી એવું ફલિત થાય છે અથવા જનમતનું સ્વરૂપ જોતાં પ્રથમ તો લોકોની સમક્ષ કોઈક સાર્વજનિક પ્રશ્ન હોય છે. અને એ પ્રશ્ન અંગે સહુમાં મતભેદને અવકાશ હોય છે. ત્યાર બાદ એ સવાલ ઉપર સાધક-બાધક ચર્ચા થાય છે. ચર્ચાનું સ્તર પ્રથમ તો બૌદ્ધિક રહે છે પણ ધીમે ધીમે એ ચર્ચામાં લોકોના મનમાં પહેલેથી જ જે જે માન્યતાઓ, પૂર્વગ્રહો હોય છે તે ભાગ ભજવે છે. અને આ દૃષ્ટિએ જનમતમાં શુદ્ધ તર્ક કરતાં લાગણી વધુ ભાગ ભજવે છે. (જુઓ લિપમેનની વ્યાખ્યા) સાધક-બાધક ચર્ચાને અંતે કોઈ એક મત નિર્માણ થાય છે તેને જનમત કહી શકાય.

જનમત કોને કહેવો એ બાબતમાં પણ મતભેદ છે. કેટલાક ઉપરની વિચારસરણી સ્વીકારે છે, જ્યારે કાટ્‌ઝના મતે જનમત તેને કહેવાય જે સ્ફટિકીભૂત પાસાંદાર અને સ્પષ્ટ સ્વરૂપનો (Crystlized) હોય.

જનમત અને એકમતમાં તફાવત હોય છે. એકમતમાં ચર્ચા હોતી નથી, જે કંઈ પણ સૂઝી આવે તેનો સ્વીકાર કરી લેવામાં આવે છે; જ્યારે જનમતમાં ચર્ચા પણ થાય છે અને મતભેદ પણ થાય છે.

કોઈકે સાચું જ કહ્યું છે: 'Public opinion is neither public nor opinion'. અર્થાત્ તે બધા લોકોનો મત નથી. કેટલાકનો તેમાં વિરોધ હોઈ શકે. અલ્પમતિવાળા પણ તેમાં સહમત થાય એ જાતની પ્રક્રિયા તેમાં જોવા મળે છે. જનમત તાર્કિક છે કે અતાર્કિક એ અંગે પણ વિવાદ ચાલે છે. અઢારમી અને ઓગણીસમી સદીના વિચારકોનું માનવું હતું કે જનમત તાર્કિક અને વસ્તુલક્ષી હોય છે. તેને માટે તેઓ એવી દલીલ કરતા કે વ્યક્તિએ લીધેલા નિર્ણય કરતાં સમૂહમાં લેવાયેલો નિર્ણય વધુ તાર્કિક હોય છે. આથી વિરુદ્ધનું મંતવ્ય ધરાવનાર માને છે કે જનમતનો વિશ્વાસ કરી શકાય નહીં, કેમ કે તે પૂર્વગ્રહો, આવેગો અને લાગણીથી દોરવાયેલો હોય છે. વળી આજના જમાનામાં તો જનમત મોટે ભાગે તો, વિજ્ઞાન મૂડી અને અખબાર એ ત્રણ દ્વારા જ ઉત્પન્ન કરાય છે અને તેનું નિયંત્રણ થાય છે.[૫]

૫. ગાલ્સવર્ધી

## 'અતાલબદ્ધ નૃત્યની' ઝલક*

સર્જાતા ગુજરાતી સાહિત્ય ઉપર અસ્તિત્વવાદનો પ્રભાવ ઠીક ઠીક પડેલો છે, એની પ્રતીતિ તાજેતરમાં પ્રકટ થતી કૃતિઓ કરાવે છે. હતાશા કે દુઃખનો અનુભવ આજનો માનવ એના પૂર્વજ કરતાં સૌથી વિશેષ પ્રમાણમાં અનુભવી રહ્યો છે. આ ભગ્ન પ્રાપ્ત સ્થિતિમાં એને પોતાનું અસ્તિત્વ એક આકસ્મિક ઘટના કે ચમત્કાર લાગે છે. સાર્ત્ર અને એની ધર્મપત્ની જણાવે છે તેમ માણસને જાણે અહીં 'ફેંકી દેવામાં આવ્યો છે,' 'છેતરવામાં આવ્યો છે.' આ અનુભવ માત્ર સાર્ત્ર કે એમની પત્નીનો જ નથી, પ્રત્યેક બુદ્ધિજીવી વ્યક્તિનો છે. આ બધા વચ્ચે પ્રેમ, દયા, શ્રદ્ધા, ઈશ્વર આદિ શબ્દો એને વંચનારૂપ લાગે છે. આવાં કોઈ વળગણોને વળગી રહી એ ભ્રમમાં જીવવા માગતો નથી. પોતે જ પોતાના જીવનનો કર્તા અને હર્તા બનવા માગે છે. 'હું'-નું તીવ્ર ભાન એને થવા લાગ્યું છે. માનવ જો પોતાને જ Ominiscient માની જીવનનો પંથ કાપે જાય તો એણે આરંભેલાં કાર્યોમાં ભલે પછી સફળતા મળે કે નિષ્ફળતા સાંપડે પણ દુઃખનું કોઈ કારણ ન રહે, અસ્તિત્વવાદી આવા absolute freedomમાં માને છે, અસ્તિત્વવાદીઓમાં અને એમના સર્જનમાં જે absurdityનો અનુભવ થાય છે કે નિર્વેદનો સ્પર્શ થાય છે, તે કોઈ નાસ્તિકતાનું કે Negative approachનું પરિણામ નથી, પણ અનેક વિષમ સ્થિતિઓ વચ્ચે ઘેરાયેલા માનવને 'હું'નું ભાન કરાવી એની મહત્તા સ્થાપવાનું Positive વલણ છે.

મ્હેરા-મ્હોરા વિનાનો 'હું' 'હું' રૂપે જ જીવન જીવતાં શીખે તો નિર્વેદ(Boredom, Ennui)નું કોઈ કારણ ન રહે. 'વિરતિ'માંનાં ઘણાં કાવ્યો વાંચતાં દોસ્તો-એ વસ્કીના માનસપુત્ર દમિત્રિનાં વિધાન સ્મરી આવે છેઃ

"I can bear anything any suffering, if I can only keep on saying to my self; I live, I am in a thousand tortments, but I live! I am not the pillory, but I exist!" દમિત્રિના જેવી જ awareness of existenceનો અનુભવ આ કાવ્યોમાં આપણને થતો જણાય છે.

શ્રી મહેન્દ્ર અમીન અત્યંત સંવેદનશીલ કવિ હોવાની સાથે સાથે અંગ્રેજીના સંનિષ્ઠ અધ્યાપક પણ છે. પરિણામે એમની કવિતાને અંગ્રેજીના વિશાળ વાચન-મનનનો લાભ મળ્યો છે. એમના નિખાલસ, નિર્દંભ વ્યક્તિત્વ જેવી જ એમની કવિતા પણ છે. કાવ્યસંગ્રહના આરંભમાં મુદ્રાવચન તરીકે મૂકેલા ડેનીશ ફિલસૂફ કીર્કેગાર્ડના વિધાનમાં દર્શાવેલ 'Sadness' અને એમાંથી જાગતો નિર્વેદ (Boredom) કવિની મોટાભાગની કવિતાનો વિષય બનેલ છે. 'અનેક હું એકલડો સહ્યા કરું' એવી સ્થિતિમાં ગળાબૂડ ડૂબેલો કવિ કાવ્યસંગ્રહના આરંભમાં જ લખે છેઃ 'આ બધું જે લખ્યું છે તેના લખનાર ગઈ કાલના **મહેન્દ્ર અમીને** મહાભારતના સહદેવની અને ટ્રોજન રાજકુમારી કેસન્દ્રાની (Agamemnon) મનોવેદના અનુભવી હશે એમ આ **મહેન્દ્ર અમીનને** લાગે છે' આ વક્રોક્તિ માત્ર મહેન્દ્ર અમીન પૂરતી જ નહિ પણ જલતા દોજખ વચ્ચે જીવી રહેલા પ્રત્યેક માનવને લાગુ પાડી શકાય તેમ છે.

પોતાના અસ્તિત્વની ધાર કાટ ખાઈ નકામી બની જાય તે પહેલાં એને ધારદાર બનાવવા માટે કવિ ક્રૂર ટાઢાશથી કહે છેઃ

> ઈશુને ગોળીએ વીંધું
> અને
> ગાંધીને ખીલે ઠોકું. (કાવ્ય-૧)

આજના કવિઓ સૂર્યથી ખૂબ ત્રાસી ગયા લાગે છે. કામૂના 'Outsider'નો નાયક ખૂની છે. ખૂનનું કારણ બતાવતાં એ કહે છેઃ 'I did it' because of the sun' આપણા આ કવિ પણ સૂર્યથી એટલા જ ત્રાસી ગયા છે, અને પોતાના એકાન્તને કોરી ખાતા આ સૂર્યને 'કીડા' તરીકે ઓળખાવે છે.

જડ-ચેતન સર્વને છાયાવિહોણા કરવામાં સૂર્ય જ નિમિત્ત રૂપ છે. આવા ઘાતકી સૂર્યને કવિ પોતાની મહા-

* 'વિરતિ'. મહેન્દ્ર અમીનનો કાવ્યસંગ્રહ. પ્રકાશકઃ મહેન્દ્ર અમીન, રામનિવાસ, સોસાયટી પાસે, મોડાસા. કિં. બે રૂપિયાઃ પૃષ્ઠસંખ્યા ૩૬. પ્રકાશન સાલઃ મે, ૧૯૬૬ મુખ્ય વિક્રેતાઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

વ્યથાનો મહાશાપ આપે છે. તો વળી પોતાની પાછળ દોડી, આવતી પાંચાલીઓના અટ્ટહાસ્યોની લંગાર રખેને કુરુક્ષેત્રના મેદાનમાં દોરી જાય એમ માની સૂર્યની આગળ સુદર્શન ધરી દઈ અકાળે જ 'જયદ્રથવધ' થઈ જવાની વાત કરે છે. કવિ પ્રિયાના સ્મિતગર્ભમાં વિકરાળ પશુઓને આળોટતાં જુએ છે. પ્રિયાનું આલિંગન પણ કવિને ભીંસનો અનુભવ કરાવનારું નીકળે છે. પોતાને 'ઠંડો' કહેનારને કવિ જે ઉત્તર આપે છે તેમાં તેની પોતાના અસ્તિત્વ અંગેની તીવ્ર સંવિત્તિ પ્રકટ થાય છે.

આ કવિને સ્વપ્નોય કેવાં આવે છે!

સ્વર્ગે સળગતા ઈશના શબની પવિત્ર-વિચિત્ર ગંધ! સવારે આવીને ફીનાઈલ છાંટી જતો સૂર્ય! આદિ. (કાવ્ય. નં. ૭). તો કાવ્ય નં. ૮ માં કવિની નિર્ભ્રાન્ત અવસ્થા કવિને 'હું અવસાન પામ્યો' કહેવા સુધી લઈ જાય છે. આ કાવ્યમાં ઘરડી થઈ ચૂકેલી અને પારણે ઝૂલતી રાતનું કે મૃત્યુના અતાલબદ્ધ નૃત્યનું ચિત્ર જોવા જેવું બની ગયું છે. એ પછીનાં વર્ષાવિષયક કાવ્યોની અનુભૂતિ પણ વિલક્ષણ છે. 'ભીની ભીની લ્હાય' જગવતી વર્ષા અંતે તો કંટાળો જ આપે છે, ને કવિશૂન્યાવસ્થામાં સરી પડે છે 'નિશ્વાસના એકાદ બે કંટકોને બદ્ધ હવામાં ઘોંચતા' કવિની નિર્ભ્રાંતિમાં મક્ષિકા જ સાક્ષી અને સાથીદાર બની રહે છે. વરસાદને આહ્વાન દેતાં બાળકોના ગળામાં સિન્દૂર રેડી દેવા સુધીની પ્રગલ્ભતા જિંદગીમાં પહેલી જ વાર આવેલા મોતના કંટાળાને આભારી છે.

નિર્વેદ-સભર કવિ ક્યાંય શાતા ન પામતાં પ્રિયાને 'મા' કહેવા સુધીની હદે પહોંચી જઈ એની પાસેથી 'વહાલથી વારંવાર ચૂમ્યા કરજે' ની અપેક્ષા વ્યક્ત કરે છે.! કવિના ચિત્તને દોલાયમાન કરી ગયેલી સુંદરીની ઝૂલ્ફ તેને કેવો અનુભવ કરાવે છે!

ઉફ!
શો ત્રાસ
જાણે દંશ દેતા
એક સાથે
સેંકડો વૃશ્ચિકો
યા
હરામ કરતા
નિંદ
રાતે મચ્છરો. (કાવ્ય નં. ૧૪)

એક કાવ્યમાં પોતાની પત્નીને હવે જુદી રીતે જીવન જીવતાં શીખવાનો આદેશ આપતાં કૃષ્ણને કબાટમાં મૂકી દેવાનું જણાવે છે! મહાદેવને અનિવાર્ય સંજોગોમાં પણ કામદેવને બાળી મૂકવાની ચેષ્ટા ન કરવા જણાવે છે. કવિ શબ્દોને પણ ચાના કૂચાની માફક ફેંકી દેવાની વાત કરે છે. એકનો એક ચહેરો પહેરીને થાકેલો કવિ ચહેરો બદલવાની વાત કરે છે. બીજા કાવ્યમાં વિતથ-દંભી ચ્હેરા-મ્હોરાં પહેરીને ફરતા સૌ માનવોને કવિ પોતાનામાંથી બહાર આવીને સ્વ-રૂપે જીવવા જણાવે છે. પણ આમ કરવા જતાં જે કંઈ સહન કરવાનું છે એ કવિની નજર બહાર તો નથી જ તેથી જ કહે છેઃ

મારી
આસપાસ ફરતા
રોડરીગો જેવા મૂરખોને
વારંવાર
મારે કહેવું તો ન પડે–
આયેગાની જેમઃ
"I am not what I am!"

કાવ્ય નં. ૧૮માં 'આપણે સૌ બોલવું બંધ કરીએ' એવો કવિનો પ્રસ્તાવ કેટલો સૂચક છે! કેટલાંક કાવ્યોમાં કવિએ પૌરાણિક કલ્પનાનો પોતાના વક્તવ્યને અનુરૂપ સચોટ ઉપયોગ કરી લીધો છે; ક્યારેક તે બીજા કોઈને નહિ તો એકલા કવિને બોલવા દો એવાં વિધેયાત્મક વલણને રજૂ કરે છે. તો ક્યારેક રાત્રિની નીરવતાને તાલબદ્ધ રીતે તોડતું કોઈક હિંસ્ર પશુ કે જેના વડે પોતે પણ 'કબર તરફ ઘસડાઈ રહ્યા છે' તેની વાત કરે છે. વળી ભરચક વસ્તીમાં ફરી લોહીલુહાણ હાલતમાં પાછો ફરતો કવિ રોષમાં ને રોષમાં ઘડિયાળનું ગળું દાબી દેવાની વાત કરે છે! અનેક અનુભવોને અંતે કવિને જીવન તો એવું ને એવું જ ઘરેડબંધ લાગે છે, એમાં કોઈ પરિવર્તન આવ્યું હોય એમ જણાતું નથી. પરિણામે પીળા લઈને ઊભા રહેલા 'બિચારા'ઓ માટે તેને ઈશુની શોધ કરવા નીકળવું પડે છે.

આ સંજોગોમાં જનમત તાર્કિક છે કે અતાર્કિક એ નક્કી કરવું મુશ્કેલ છે. તે બહુમતીએ લીધેલો નિર્ણય હોવાથી સાચો છે એમ પણ માની શકાય નહીં. સમય અને સંજોગો બદલાતાં લેવાયેલો નિર્ણય કેટલીક વાર અતાર્કિક પણ ભાસે છે. મોટા ભાગની વ્યક્તિ સામાજિક માળખાની અસરમાંથી મુક્ત થતી નથી તેથી તેમની ઇચ્છાપૂર્તિનો પ્રભાવ જનમતમાં જોવા મળે તો તેમાં નવાઈ પામવા જેવું પણ નથી. લોકોના પૂર્વગ્રહોને, મનોવલણોને પ્રચારનાં સાધનોથી ઉદ્દીપ્ત કરી શકાય છે. અને એ રીતે જનમત ફેરવી પણ શકાય છે. એ સંજોગોમાં જનમત તાર્કિક છે કે અતાર્કિક એ નક્કી કરવું મુશ્કેલ નહીં તો કઠિન તો છે જ. અને તેથી કેટલાક તો તેનાં તાર્કિક અતાર્કિક પાસાંને સમય પર છોડી દેવાનું વધુ ઇચ્છનીય ગણે છે. (ચાલુ)

*

# વાચન અને વિવેચન

[ગુજરાતી, હિન્દી, મરાઠી તથા અંગ્રેજીમાં નવાં અને/અગર નોંધપાત્ર જૂનાં પ્રકાશનોનાં વિસ્તૃત અને/અગર સંક્ષિપ્ત વિવેચનો-અવલોકનો]

**ગીતાંજલિ** (રાજસ્થાની અનુવાદ)

અનુવાદક: શ્રી રામનાથ વ્યાસ 'પરિકર', પ્રકાશક: 'રાજસ્થાન સાહિત્ય અકાદમી', ઉદેપુર; પ્રથમ સંસ્કરણ **૧૯૬૧, મૂલ્ય અઢી રૂપિયા.**

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરની પ્રતિભા સર્વતોમુખી હતી. તેઓ મહાન સાહિત્યકાર હતા. સાહિત્યની એક પણ વિધા એવી નથી જેનો ટાગોરે પોતાની આત્માભિવ્યક્તિ માટે ઉપયોગ ન કર્યો હોય. એટલું જ નહિ, ચિત્ર, સંગીત નૃત્ય અને અભિનય દ્વારા પણ તેઓ પોતાને પ્રગટ કરવા મથતા હતા. શાંતિનિકેતન અને શ્રીનિકેતન એ બન્ને સંસ્થાઓ પણ એમની ચેતનાનું પ્રકાશન છે. આવી વિભૂતિ જગતમાં વિરલ જ હોય છે. વાલ્મીકિ, વેદવ્યાસ અને કાળિદાસ જેવા મહાકવિઓની પરંપરામાં આ દેશને રવીન્દ્રનાથને જન્મ આપવાનો યશ મળ્યો છે એ એનું અહોભાગ્ય ગણાવું જોઈએ. ખરેખર ટાગોરનું વ્યક્તિત્વ અપ્રતિમ અને અપૂર્વ હતું.

ટાગોર મુખ્યત્વે ઊર્મિકવિ હતા. એમનું સમગ્ર જીવન કાવ્યમય હતું. તેમણે કાવ્યોની સૃષ્ટિ જ કરી નથી, કાવ્ય-જીવન પણ તેઓ જીવ્યા છે. નાનપણથી જ તેમણે કવિતા કરવાની શરૂઆત કરી. જેમ કોયલ અનાયાસે ટહુકો કરે છે, તેમ સાહજિક રીતે ટાગોરનાં કાવ્યો પ્રગટ થતાં. તેમનાં કાવ્યોમાં ઊર્મિકાવ્યનાં બધાં જ તત્ત્વો છે. તદુપરાંત એ ગેય છે. રવીન્દ્રનાથ પોતે પોતાનાં કાવ્યો મધુર કંઠે ગાતા. 'રવીન્દ્રસંગીત' આજે પણ ભારે આકર્ષણનું કેન્દ્ર છે.

ટાગોરના કાવ્ય-સંગ્રહોમાં 'ગીતાંજલિ' સર્વોપરિ સ્થાને છે. ૧૯૧૩માં એ કૃતિ 'નોબેલ પ્રાઈઝ' માટે પસંદ કરવામાં આવી. જગત 'ગીતાંજલિ'નું બહુમાન કરી પોતે ગૌરવાન્વિત બન્યું, પણ એટલું તો ખરું કે 'ગીતાંજલિ'ની આ પ્રતિષ્ઠા પછી જ ટાગોરને વિશ્વકવિ ગણવામાં આવ્યા અને સમસ્ત જગતમાં તેઓ પ્રખ્યાત બન્યા. ત્યાર પછી 'ગીતાંજલિ'ના અનુવાદો જગતની બધી જ પ્રમુખ ભાષાઓમાં થયા, પરિણામે તેના લાખો લોકો ચાહક, પ્રશંસક અને પાઠક બન્યા. 'ગીતાંજલિ' બંગાળીની કે ભારતની કૃતિ ન રહેતાં 'વિશ્વકૃતિ' બની. એ રીતે એણે દેશ અને કાળના સીમાડા ઓળંગી 'શાશ્વત સાહિત્ય'માં સ્થાન પ્રાપ્ત કર્યું આપણા સૌ માટે આ ગર્વનો વિષય ગણાવો જોઈએ.

હિન્દીમાં 'ગીતાંજલિ'ના ત્રણ-ચાર અનુવાદ થયા છે. સર્વશ્રી નીલકંઠ તિવારી, ભવાનીપ્રસાદ તિવારી, સત્યકામ વિદ્યાલંકાર આદિએ 'ગીતાંજલિ'નો પદ્યમય અનુવાદ કર્યો છે. તેનું સંગીત, તેના ભાવોની ઉત્કૃષ્ટતા અને તેના શબ્દ-વિધાનને યથારૂપ હિન્દીમાં ઉતારવાનો પ્રયત્ન ઉપર્યુક્ત સૌ સાહિત્યકારોએ કર્યો છે. પણ એક ભાષાની કૃતિ બીજી ભાષામાં ઉતારવા જતાં કેટલીક અનુવાદની મર્યાદાઓ આડે આવે છે. મૂળનું આગવું સૌન્દર્ય

તરજુમામાં ઉતારવું અઘરું છે. 'ગીતાંજલિ' સમર્પણ અને સ્તુતિનો કાવ્યસંગ્રહ છે. એમાં અદ્ભુત રીતે કવિતા અને આધ્યાત્મિકતાનો સમન્વય સધાયો છે. જે શબ્દ, છન્દ અને લય દ્વારા ટાગોરે પોતાની રહસ્યાત્મક અનુભૂતિ આ કૃતિમાં પ્રગટ કરી કવિત્વનાં સર્વોચ્ચ શિખર સર કરવાની કાબેલિયત દાખવી છે તે અનુવાદમાં શી રીતે ઊતરે? ટાગોરને પણ મૂળ બંગાળીમાંથી અંગ્રેજીમાં 'ગીતાંજલિ'નો અનુવાદ કરતાં થોડી અગવડ પડેલી, ત્યારે અન્ય જન માટે 'પરકાયા પ્રવેશ' કેટલો અઘરો છે તે સહેજે કલ્પી શકાય તેમ છે.

અવલોકનાર્થે પ્રાપ્ત શ્રી રામનાથ વ્યાસ–'પરિકર' દ્વારા અનુદિત 'ગીતાંજલિ'નું પ્રકાશન રાજસ્થાન સાહિત્ય અકાદમી, ઉદેપુરે કર્યું છે. મહાન કૃતિઓના અનેકાનેક ભાષાઓમાં અનુવાદ થાય અને એ રીતે તેમનો બહોળો પ્રચાર અને પ્રસ્તાર થાય એ સર્વ ઇષ્ટ છે. 'ગીતાંજલિ'-ના આ રાજસ્થાની અનુવાદ માટે 'રાજસ્થાન સાહિત્ય અકાદમી'ને અભિનંદન ઘટે છે. આ કૃતિ રવીન્દ્ર શતાબ્દી સમારંભ પ્રસંગે કવિવર પ્રત્યે પોતાનો અનુરાગ અને અશેષ-ભાવ પ્રગટ કરવા સારુ અકાદમીએ પ્રગટ કરી છે. એમાં ઘણું બધું ઔચિત્ય રહેલું છે. આમ, અવાં શુભકાર્યો નિરંતર થતાં રહે અને સાહિત્ય અને સંસ્કારસ્વામીઓનું મહાન સ્મરણ થતું રહે એ ઇષ્ટ અને આવકારદાયક છે.

આ અનુવાદ રાજસ્થાનીની એક બોલી મારવાડીમાં કરવામાં આવ્યો છે. આમ રાજસ્થાનમાં ચાર બોલીઓ બોલાય છેઃ જોધપુર-બીકાનેરની મારવાડી, મેવાડની મેવાડી, બૂંદીકોટાની હાડૌતી અને વાંસવાડા-ડુંગરપુરની વાગડી. ચારે બોલીઓમાં ઘણું બધું સામ્ય છે એમ તો નહિ જ કહી શકાય; પણ ગુજરાતીની જેમ તેઓ નજીકની બોલીઓ ખરી. આ અનુવાદ મુખ્યત્વે જોધપુર, બીકાનેર, જયપુર વગેરેની આસપાસ બોલાતી બોલીમાં કરવામાં આવ્યો છે જેને 'મારવાડી' કહેવામાં આવે છે. આપણે આશા રાખીએ કે 'રાજસ્થાન સાહિત્ય અકાદમી' રાજસ્થાનની બાકીની ત્રણ બોલીઓમાં પણ 'ગીતાંજલિ'ના આવા અનુવાદ પ્રગટ કરશે.

આ અનુવાદ મૂળ બંગાળીમાંથી કરવામાં આવ્યો છે એ નોંધપાત્ર છે. અનુવાદક બંગાળી ભાષાના સારા એવા જાણકાર છે, તેથી મૂળનું કાવ્ય-સૌન્દર્ય તેઓ આ અનુવાદમાં ઉતારી શક્યા છે. 'ગીતાંજલિ' માં એક પ્રખ્યાત કૃતિ છેઃ तव सिंहासनेर आसन हते. હે નાથ, તું તારા ઊંચા સિંહાસને આરૂઢ હતો. હું અહીં નીચે બેઠો મારાં ગીત ગાતો હતો. તારા કાને એ મારો અસ્પષ્ટ ધ્વનિ અથડાયો. તું કેટલો દયાળુ? નીચે ઊતરી આવ્યો અને મારે દ્વારે ઊભો. શ્રી પરિકરે આ ભાવને સુંદર રીતે ઉતાર્યો છેઃ

हे नाथ, तुं थारै सिंघासण हैटै टदर्‌या अर
म्हारै सूनै घर दुवारैं आर ऊमग्यौ।
हु तौ एकलौ बैठो म्हारैं मनमन में गीतड़ा
गांव तौ। वै सुर, जद थारै कानां पूग्या, तो तूं
हैटै ऊतर्‌यौ ।

એવી રીતે 'नीरव स्वर' વિષેનું 'ગીતાંજલિ'નું બીજું એક કાવ્ય છે, ओ गो मौन! ना जदि कआ. કવિ પ્રભુના અનંત મૌનનો સ્વીકાર કરે છે. પ્રભુ, તારી નીરવતા હું મારા અંતરમાં સમાવી લઈશ અને જેવી રીતે નીરવ રાત્રિ તારાઓના દીવા સળગાવી તારી રાહ જોયા કરે છે તેમ હું તારી સ્તબ્ધ થઈ પ્રતીક્ષા કરીશ. ઊર્મિઓથી ઉભરાતું આ કાવ્ય બહુ સરસ શૈલીમાં રાજસ્થાનીમાં ઊતર્યું છેઃ

हे मूनधारी! जे तुं नंइ बौलो तो मत बोल!
हु थारी सून नै हिवडै में धार्‌यां सैंवतो जासूं!
तारां-जड़यै अंबर नीचै ज्यूं, रात नीची धुण-
घाल्यां-पल कां-थाम्या पड़ी रै वै, उणा भांत हूं
धीजौ-धार्‌यां बोलो-चालो पड्यो रै सूं ॥

આ રીતે 'ગીતાંજલિ'નાં બધાં જ કાવ્યોનો પ્રાસાદિક શૈલીમાં લય અને અર્થ જાળવી સરસ શૈલીમાં અનુવાદ આપવા બદલ શ્રી 'પરિકર'ને ધન્યવાદ ઘટે છે.

પુસ્તકનું આવરણ પૃષ્ઠ ખૂબ જ ચિત્તાકર્ષક તેમ જ કલાત્મક છે. ગુરુદેવનું શ્રી પીયલે દોરેલું ચિત્ર ઘણું ભાવ-વાહી અને પ્રભાવોત્પાદક છે. કૃતિની છપાઈ સ્વચ્છ અને સ્પષ્ટ છે. કિંમત પણ ખૂબ જ ઓછી રાખવામાં આવી છેઃ માત્ર અઢી રૂપિયા. આપણા પ્રકાશકો આનું અનુકરણ કરે તો કેવું સારું?

ગુરુદેવ રવીન્દ્રનાથ આ અને આવા અન્ય અનુવાદો દ્વારાભારતના સૌ લોકો સુધી પહોંચે એ જ અભ્યર્થના".

રણધીર ઉપાધ્યાય

## 'અતાલબ્ધ નૃત્યની' ઝલક*

સર્જાતા ગુજરાતી સાહિત્ય ઉપર અસ્તિત્વવાદનો પ્રભાવ ઠીક ઠીક પડેલો છે, એની પ્રતીતિ તાજેતરમાં પ્રકટ થતી કૃતિઓ કરાવે છે. હતાશા કે દુઃખનો અનુભવ આજનો માનવ એના પૂર્વજ કરતાં સૌથી વિશેષ પ્રમાણમાં અનુભવી રહ્યો છે. આ ભગ્ન પ્રાપ્ત સ્થિતિમાં એને પોતાનું અસ્તિત્વ એક આકસ્મિક ઘટના કે ચમત્કાર લાગે છે. સાર્ત્ર અને એની ધર્મપત્ની જણાવે છે તેમ માણસને જાણે અહીં 'ફેંકી દેવામાં આવ્યો છે,' 'છેતરવામાં આવ્યો છે.' આ અનુભવ માત્ર સાર્ત્ર કે એમની પત્નીનો જ નથી, પ્રત્યેક બુદ્ધિજીવી વ્યક્તિનો છે. આ બધા વચ્ચે પ્રેમ, દયા, શ્રદ્ધા, ઈશ્વર આદિ શબ્દો એને વંચનારૂપ લાગે છે. આવાં કોઈ વળગણોને વળગી રહી એ ભ્રમમાં જીવવા માગતો નથી. પોતે જ પોતાના જીવનનો કર્તા અને હર્તા બનવા માગે છે. 'હું'-નું તીવ્ર ભાન એને થવા લાગ્યું છે. માનવ જો પોતાને જ Ominiscient માની જીવનનો પંથ કાપ્યે જાય તો એણે આરંભેલાં કાર્યોમાં ભલે પછી સફળતા મળે કે નિષ્ફળતા સાંપડે પણ દુઃખનું કોઈ કારણ ન રહે, અસ્તિત્વવાદી આવા absolute freedomમાં માને છે, અસ્તિત્વવાદીઓમાં અને એમના સર્જનમાં જે absurdityનો અનુભવ થાય છે કે નિર્વેદનો સ્પર્શ થાય છે, તે કોઈ નાસ્તિકતાનું કે Negative approachનું પરિણામ નથી, પણ અનેક વિષમ સ્થિતિઓ વચ્ચે ઘેરાયેલા માનવને 'હું'નું ભાન કરાવી એની મહત્તા સ્થાપવાનું Positive વલણ છે.

મ્હેરા-મ્હોરા વિનાનો 'હું' 'હું' રૂપે જ જીવન જીવતાં શીખે તો નિર્વેદ(Boredom, Ennui)નું કોઈ કારણ ન રહે. 'વિરતિ'માંનાં ઘણાં કાવ્યો વાંચતાં દોસ્તો-એવસ્કીના માનસપુત્ર દમિત્રિનાં વિધાન સ્મરી આવે છે:

"I can bear anything any suffering, if I can only keep on saying to my self; I live, I am in a thousand tortments, but I live! I am not the pillory, but I exist!" દમિત્રિના જેવી જ awareness of existenceનો અનુભવ આ કાવ્યોમાં આપણને થતો જણાય છે.

શ્રી મહેન્દ્ર અમીન અત્યંત સંવેદનશીલ કવિ હોવાની સાથે સાથે અંગ્રેજીના સંનિષ્ઠ અધ્યાપક પણ છે. પરિણામે એમની કવિતાને અંગ્રેજીના વિશાળ વાચન-મનનનો લાભ મળ્યો છે. એમના નિખાલસ, નિર્દંભ વ્યક્તિત્વ જેવી જ એમની કવિતા પણ છે. કાવ્યસંગ્રહના આરંભમાં મુદ્રાવચન તરીકે મૂકેલા ડેનીશ ફિલસૂફ કીર્કેગાર્ડના વિધાનમાં દર્શાવેલ 'Sadness' અને એમાંથી જાગતો નિર્વેદ (Boredom) કવિની મોટાભાગની કવિતાનો વિષય બનેલ છે. 'અનેક હું એકલડો સહ્યા કરું' એવી સ્થિતિમાં ગળાબૂડ ડૂબેલો કવિ કાવ્યસંગ્રહના આરંભમાં જ લખે છે: 'આ બધું જે લખ્યું છે તેના લખનાર ગઈ કાલના **મહેન્દ્ર અમીને** મહાભારતના સહદેવની અને ટ્રોજન રાજકુમારી કેસન્દ્રાની (Agamemnon) મનોવેદના અનુભવી હશે એમ આ **મહેન્દ્ર અમીનને** લાગે છે' આ વક્રોક્તિ માત્ર મહેન્દ્ર અમીન પૂરતી જ નહિ પણ જલતા દોજખ વચ્ચે જીવી રહેલા પ્રત્યેક માનવને લાગુ પાડી શકાય તેમ છે.

પોતાના અસ્તિત્વની ધાર કાટ ખાઈ નકામી બની જાય તે પહેલાં એને ધારદાર બનાવવા માટે કવિ ક્રૂર ટાઢાશથી કહે છે:

ઈશુને ગોળીએ વીંધું
અને
ગાંધીને ખીલે ઠોકું. (કાવ્ય–૧)

આજના કવિઓ સૂર્યથી ખૂબ ત્રાસી ગયા લાગે છે. કામૂના 'Outsider'નો નાયક ખૂની છે. ખૂનનું કારણ બતાવતાં એ કહે છે: 'I did it' because of the sun' આપણા આ કવિ પણ સૂર્યથી એટલા જ ત્રાસી ગયા છે, અને પોતાના એકાન્તને કોરી ખાતા આ સૂર્યને 'કીડા' તરીકે ઓળખાવે છે.

જડ-ચેતન સર્વને છાયાવિહોણા કરવામાં સૂર્ય જ નિમિત્ત રૂપ છે. આવા ઘાતકી સૂર્યને કવિ પોતાની મશા-

* 'વિરતિ'. મહેન્દ્ર અમીનનો કાવ્યસંગ્રહ. પ્રકાશક: મહેન્દ્ર અમીન, રામનિવાસ, સોસાયટી પાસે, મોડાસા. કિં. બે રૂપિયા: પૃષ્ઠસંખ્યા ૩૬. પ્રકાશનસાલ: મે, ૧૯૬૬ મુખ્ય વિક્રેતા: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

વ્યથાનો મહાશાપ આપે છે. તો વળી પોતાની પાછળ દોડી, આવતી પાંચાલીઓના અટ્ટહાસ્યોની લંગાર રાખેને કુરુક્ષેત્રના મેદાનમાં દોરી જાય એમ માની સૂર્યની આગળ સુદર્શન ધરી દઈ અકાળે જ 'જયદ્રથવધ' થઈ જવાની વાત કરે છે. કવિ પ્રિયાના સ્મિતગર્ભમાં વિકરાળ પશુઓને આળોટતાં જુએ છે. પ્રિયાનું આલિંગન પણ કવિને ભીંસનો અનુભવ કરાવનારું નીકળે છે. પોતાને 'ઠંડો' કહેનારને કવિ જે ઉત્તર આપે છે તેમાં તેની પોતાના અસ્તિત્વ અંગેની તીવ્ર સંવિત્તિ પ્રકટ થાય છે.

આ કવિને સ્વપ્નોય કેવાં આવે છે!

સ્વર્ગે સળગતા ઈશના શબની પવિત્ર-વિચિત્ર ગંધ! સવારે આવીને ફીનાઈલ છાંટી જતો સૂર્ય! આદિ. (કાવ્ય. નં. ૭). તો કાવ્ય નં. ૮ માં કવિની નિર્ભ્રાન્ત અવસ્થા કવિને 'હું અવસાન પામ્યો' કહેવા સુધી લઈ જાય છે. આ કાવ્યમાં ઘરડી થઈ ચૂકેલી અને પારણે ઝૂલતી રાતનું કે મૃત્યુના અતાલબદ્ધ નૃત્યનું ચિત્ર જોવા જેવું બની ગયું છે. એ પછીનાં વર્ષાવિષયક કાવ્યોની અનુભૂતિ પણ વિલક્ષણ છે. 'ભીની ભીની લ્હાય' જગવતી વર્ષા અંતે તો કંટાળો જ આપે છે, ને કવિ-વ્યાનસ્થામાં સરી પડે છે 'નિશ્વાસના એકાદ બે કંટકોને બદ્ધ હવામાં ચોંચતા' કવિની નિર્ભ્રાંતિમાં મક્ષિકા જ સાક્ષી અને સાથીદાર બની રહે છે. વરસાદને આહ્વાન દેતાં બાળકોના ગળામાં સિન્દૂર રેડી દેવા સુધીની પ્રગલ્ભતા જિંદગીમાં પહેલી જ વાર આવેલા મોતના કંટાળાને આભારી છે.

નિર્વેદ-સભર કવિ ક્યાંય શાતા ન પામતાં પ્રિયાને 'મા' કહેવા સુધીની હદે પહોંતી જઈ એની પાસેથી 'વહાલથી વારંવાર ચૂમ્યા કરજે' ની અપેક્ષા વ્યક્ત કરે છે.! કવિના ચિત્તને દોલાયમાન કરી ગયેલી સુંદરીની ઝૂલ્ફ તેને કેવો અનુભવ કરાવે છે!

ઉફ!
શો ત્રાસ
જાણે દંશ દેતા
એક સાથે
સેંકડો વૃશ્ચિકો
વા
હરામ કરતા
નિંદ
રાતે મચ્છરો. (કાવ્ય નં. ૧૪)

એક કાવ્યમાં પોતાની પત્નીને હવે જુદી રીતે જીવન જીવતાં શીખવાનો આદેશ આપતાં કૃષ્ણને કબાટમાં મૂકી દેવાનું જણાવે છે! મહાદેવને અનિવાર્ય સંજોગોમાં પણ કામદેવને બાળી મૂકવાની ચેષ્ટા ન કરવા જણાવે છે. કવિ શબ્દોને પણ ચાના કૂચાની માફક ફેંકી દેવાની વાત કરે છે. એકનો એક ચહેરો પહેરીને થાકેલો કવિ ચહેરો બદલવાની વાત કરે છે. બીજા કાવ્યમાં વિતથ-દંભી મ્હેરા-મ્હોરાં પહેરીને ફરતા સૌ માનવોને કવિ પોતાના-માંથી બહાર આવીને સ્વ-રૂપે જીવવા જણાવે છે. પણ આમ કરવા જતાં જે કંઈ સહન કરવાનું છે એ કવિની નજર બહાર તો નથી જ તેથી જ કહે છેઃ

મારી
આસપાસ ફરતા
રોડરીગો જેવા મૂરખોને
વારંવાર
મારે કહેવું તો ન પડે–
આયોગાની જેમઃ
"I am not what I am!"

કાવ્ય નં. ૧૮માં 'આપણે સૌ બોલવું બંધ કરીએ' એવો કવિનો પ્રસ્તાવ કેટલો સૂચક છે! કેટલાંક કાવ્યોમાં કવિએ પૌરાણિક કલ્પનાનો પોતાના વક્તવ્યને અનુરૂપ સચોટ ઉપયોગ કરી લીધો છે; ક્યારેક તે બીજા કોઈને નહિ તો એકલા કવિને બોલવા દો એવાં વિધેયાત્મક વલણને રજૂ કરે છે. તો ક્યારેક રાત્રિની નીરવતાને તાલબદ્ધ રીતે તોડતું કોઈક હિંસ્ર પશુ કે જેના વડે પોતે પણ 'કબર તરફ ઘસડાઈ રહ્યા છે' તેની વાત કરે છે. વળી ભરચક વસ્તીમાં ફરી લોહીલુહાણ હાલતમાં પાછો ફરતો કવિ રોષમાં ને રોષમાં ઘડિયાળનું ગળું દાબી દેવાની વાત કરે છે! અનેક અનુભવોને અંતે કવિને જીવન તો એવું ને એવું જ ઘરેડબંધ લાગે છે, એમાં કોઈ પરિવર્તન આવ્યું હોય એમ જણાતું નથી. પરિણામે ખીલા લઈને ઊભા રહેલા 'બિચારા'ઓ માટે તેને ઈશુની શોધ કરવા નીકળવું પડે છે.

શૂન્યમાં સરી જતી પોતાની સ્થિતિને કવિ સિઝરના શબ્દો ટાંકીને (Let me have men about me that are fat) પોતાની આસપાસ જાડા-ખુશામતખોર વ્યક્તિઓની સતત ઉપસ્થિતિને વાંછે છે. 'રાતોરાત મારા શિરે શિંગડાં ફૂટી નીકળે' એ Myth પ્રચલિત Cuckoldની માન્યતાનું પરિણામ છે. 'ઑથેલો'માં પણ એનો વિનિયોગ થયેલો છે.

એક ઠેકાણે કવિ પોતાની વાત કરતાં કરતાં જણાવે છે:

અનંતતાના અંત સુધી
સળગતો રહીશ
સૂર્ય થકી
હું —
પીડાતો રહીશ
પ્લેગ થકી હું.

જ્યારે કવિની પ્રિયતમાને નસીબે તો ચંદ્રથી ચમકવાનું જ લખાયું છે.!

છેલ્લું કાવ્ય કવિની કાવ્યમાળાનો મેર કહી શકાય તેવું છે. કવિ અહીંયાં ઈશ્વરના અવસાનની જાહેરાત કરે છે. કીર્કેગાર્ડ-પછીના અસ્તિત્વવાદીઓએ પોતાની વિચારણામાં ઈશ્વરનો સદંતર નિષેધ કર્યો છે. આપણા પણ આ અસ્તિત્વવાદી કવિ ઈશ્વરનો નિષેધ કરતાં કહે છે–

ઈશ્વરનું અવસાન!
એક
દીર્ઘકાલીન મહાભ્રમનું નિરસન.'

કાવ્ય નં. ૯, ૨૮, ૩૨ અને ૩૫ 'વિરતિ'કારના એક જુદા જ મિજાજને વ્યક્ત કરે છે. કદાચ એને આપણે કવિની પૂર્વાવસ્થાનાં કાવ્યો માનવાં પડશે. છતાં એમાં કવિપ્રતિભાને કોઈ નુકસાન થતું લાગતું નથી.

આ કવિની મોટી સિદ્ધિ પૌરાણિક કલ્પનોનો વક્તવ્યને અનુરૂપ એવો નિયોગ કરવામાં રહેલી છે. અનુભૂતિની સાચકલાઈને કારણે અને નિરાડંબર અભિવ્યક્તિને કારણે મોટા ભાગનાં કાવ્યો હૃદ્ય બન્યાં છે. અસ્તિત્વવાદની સારી સમજણ સાથે કવિએ કાવ્યના શ્રીગણેશ માંડ્યા છે. બહુધા નવીનોમાં મળતી પ્રયોગખોરી ખાતર પ્રયોગખોરી કે ઉંદર, સર્પ, ગરોળી જેવાં– નવીનોમાં ખપવાને માટે–લાવવા ખાતર લાવેલાં પ્રતીકો પણ નથી.

કવિ જ્યારે ગદ્યમાં લખે ત્યારે એની પાસે ઉત્કટ પ્રેરણા અને નગદ અનુભૂતિ વિશેષમાં વિશેષ પ્રમાણમાં જોઈએ: એ મતલબનું વિધાન લૉરેંસ બિનયન ઉચ્ચારે છે: 'To write successfully without metre needs stranger inspiration.'ગદ્યમાં લખાયેલા (બે-એક કાવ્યોને બાદ કરતાં) આ શ્રી મહેન્દ્ર અમીનની કવિતા વાંચતાં આવી બલિષ્ઠ પ્રેરણાનો અનુભવ થઈ રહે છે. રોજબરોજના વપરાતા ઘરગથ્થુ શબ્દો પણ શ્રી અમીનની કવિતામાં જુદો જ પરિવેશ ધરીને આવે છે.

આવી ઘણી સિદ્ધિઓ હોવાની સાથે આપણને ક્યારેક એમ થાય છે કે કવિએ હજુ ગદ્યને વધુ કસ્યું હોત તો? કેટલાંક કાવ્યોને કાટછાંટ કરી ટૂંકાવ્યાં હોત તો? ક્યાંક સૂર્ય, સર્પ આદિ પ્રતીકોનાં પુનરાવર્તનને ટાળ્યાં હોત તો? ક્યાંક પંક્તિના નિરર્થક ટુકડાઓને (ભૌમિતિક આકૃતિ ઉપસાવવા તો નહિ કર્યું હોય?) બદલે સળંગ પંક્તિ રાખી હોત તો? ક્યાંક ત્રોશીની કે નિરંજનની કવિતાની યાદ અપાવે એવા રૂઢ વિષયના (કાવ્ય નં. ૨૧) કાવ્યને કાવ્યસંગ્રહમાં મૂકવાનો મોહ ન રાખ્યો હોત તો? આદિ પ્રશ્નો ઊઠે છે. પણ કવિની બીજી સિદ્ધિઓ આગળ અને ભવિષ્યમાં હજુ વધુ સમૃદ્ધ રચનાઓ આપશે એવી આશાએ,એ પ્રશ્નો શમી જતા જણાય છે. અને માનવજીવનના—જીવનસંવેદનોના 'અતાલબદ્ધ નૃત્ય'ને કવિ એમની કવિતામાં ઊંડી સૂઝ-સમજ સાથે સંયમ-સંયત વૈખરીમાં, આક્રોશ વિના સ્વસ્થ રીતે નિરૂપે છે, ત્યારે એમની કવિપ્રતિભાની ઝલક ચમક્યા વિના રહેતી નથી.

**પ્રવીણ દરજી**

*

# અભ્યાસ

૭૧

વિચાર અને વિવેચનનું સામયિક

જૂન · ૧૯૬૭

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ · અંક ૧૧


"ઉપનિષદ્‌માં એક શિષ્ય ગુરુને પૂછે છેઃ 'ગુરુદેવ! હૃદય કેવડું હશે?'

ઋષિ કહે છેઃ 'यावान् वा अयमाकाशः तावान् एवः अन्तर्हृदयाकाशः।' 'જેટલું વિશાળ આ બહારનું આકાશ દેખાય છે, તેટલું જ વિશાળ અંદરનું આકાશ પણ છે.'

ઉપનિષદ્‌કાળના ઋષિ નાનકડા ઓરડામાં નો'તા બેસતા, પણ વિશાળ આકાશની હેઠળ બેસતા હતા. એથી એમનાં હૃદય પણ વિશાળ હતાં."

['વિનોબાની વાતો,' ભાગ-૧ ભૂમિપુત્ર, હુઝરાતપાગા, વડોદરા-૧ ડિસેમ્બર, ૧૯૬૬. પૃ. ૧૦]

**વિનોબા ભાવે**



સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

જૂન ૧૯૬૭] **અભ્યાસ** [સળંગ અંક ૭૧

## અનુક્રમ


વિદ્યાકીય સમાજની રચના ૪૨૭

પુરુષોત્તમ ગણેશ માવળંકર

કવિતા ૪૨૮

ગરમઋતુમાં પ્રીત

ઉશનસ્

એક બપોરે

હસિત બુચ

મેઘદૂત ૪૨૯

સમશ્લોકી અનુવાદ : ઉત્તરમેઘ

જયન્ત પંડ્યા

જનમત–૨ ૪૩૩

શાન્તિલાલ સી. કાનાવાલા

આંતરભારતી ૪૩૬

નવું મંદિર
આશાનો આનંદ
હિંદુસ્તાનની માટી
ભારતીય મુસલમાનોની શોકાંતિકા
રૂબાઈયા
રાષ્ટ્રીય શિક્ષણ
ચૂંટેલાં મુક્તકો
હોય રે નસીબ!
વણઝારાનું ગીત
અલાહાબાદના લાડકવાયા!
ચૂંટેલાં મુક્તકો

ચુને હુએ શેર પૂ. પૃ. ૪

'ગાલિબ'


*

## સૂચના

* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ : રૂપિયા બાર (પરદેશમાં રૂપિયા ૧૮ અગર શિલિંગ ૨૫)
* મની ઑર્ડરથી લવાજમ પુ. ગ. માવળંકર, સંપાદક–'અભ્યાસ', 'પ્રગતિ', મહારાષ્ટ્ર સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ-૬ એ સરનામે મોકલવું.
* પ્રથમ પાંચ વર્ષના પૂરા સેટની દરેકની કિં. રૂપિયા બાર. ટપાલ ખર્ચ સેટ દીઠ રૂપિયા બે.
* 'અભ્યાસ'માં પ્રકટ થતાં દરેક લખાણની જવાબદારી જે તે લેખકની છે. લખાણ-પસંદગીની તથા પ્રકાશન-સમયની જવાબ-દારી સંપાદકની છે.
* 'અભ્યાસ'માં પ્રસિદ્ધિ અર્થે મોકલાતી કૃતિ કાગળની એક જ બાજુએ સ્વચ્છ અક્ષરે લખી મોકલવા વિનંતી છે. કૃતિ મળ્યા-ની પહોંચ તરત મોકલાય છે. પરન્તુ તેના સ્વીકાર-અસ્વીકાર, પ્રકાશન-સમય, ઈ. અંગે પત્ર-વ્યવહાર કરવો પોષાય તેમ નથી.
* જરૂરી પોસ્ટેજ બીડ્યું હોય તો અસ્વીકૃત કૃતિ પરત કરાય છે.
* પ્રસિદ્ધ થએલી દરેક કૃતિ દીઠ લેખકને રૂપિયા પાંચ પ્રતીક-પુરસ્કાર, છાપેલી પાંચ પ્રતો તથા જે અંકમાં કૃતિ પ્રકટ થઈ હોય તે અંક આપવામાં આવે છે.

*

સંપાદક, મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

સળંગ ૭૧ અંક

# અધ્યાપક

विद्या विभातु हृदये नवसर्जनाय।



## विद्याकीय समाजनी रचना

**આ**પણે ત્યાં નવું શૈક્ષણિક વર્ષ જૂન માસમાં શરૂ થાય છે, અને દરેક વર્ષે નવાંનવાં વિદ્યાલયો તથા મહાવિદ્યાલયો જ્યાં ત્યાં ખૂલે છે. સ્વાતંત્ર્ય પછીના બે દસકામાં, કદાચ, એક પણ વર્ષ એવું પસાર થયું નહીં હોય જ્યારે નવી શિક્ષણસંસ્થાઓ સમૂળગી ઊભી ન થઈ હોય. ક્યારેક તો આવો નવો ફાલ જથ્થાબંધ બહાર પડે છે! આપણી લોકસંખ્યા વિશાળ અને વધતી જતી રહી છે; વળી, પ્રાથમિક શિક્ષણ ક્રમશઃ ફરજિયાત વિસ્તરતાં માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણક્ષેત્રે વધુ ભરાવો થવા લાગ્યો છે. આ વર્ષે તો આપણા રાજ્યમાં બે નવાં વિશ્વવિદ્યાલયો – દક્ષિણ ગુજરાત અને સૌરાષ્ટ્ર – શરૂ થયાં છે. એટલે, સંસ્થાઓ અને મકાનોની સંખ્યામાં પ્રગતિ દેખાય છે.

પણ ગયાં વીસ વર્ષમાં આપણા રાજ્યમાં અને દેશમાં વિદ્યાનો વિકાસ કેટલો થયો એનું માપ કોઈએ કાઢ્યું છે ખરું? વિદ્યાવ્યાસંગ વધ્યો છે કે ઘટવા લાગ્યો છે? વિદ્યાપ્રીતિનું વાતાવરણ પ્રસર્યું છે કે સંકુચિત બન્યું છે? શૈક્ષણિક સ્વાતંત્ર્યની આબોહવા ફેલાતી રહી છે ખરી? કેળવણી એટલે કેવળ અક્ષર-જ્ઞાન અને ભણતર નહીં એ સાદી વાત ભુલાવા માંડી છે કે શું? આવા બધા સવાલોથી ક્યારેક મન મૂંઝાઈ જાય છે અને નિરાશા પણ થાય છે. છતાં, સાચો વિદ્યાપ્રેમી અને સન્નિષ્ઠ અભ્યાસક કદી હતાશ ન થઈ શકે. નિરંતર વિચારશીલતા અને અખંડ જ્ઞાનોપાસના એને, અંતે, આશાવાદી જ બનાવે.

વિદ્યાલયો અને મહાવિદ્યાલયોમાં વિદ્યાકીય સમાજની રચના કરવાનું કામ નિષ્ઠાપૂર્વક નિત્ય થતું રહેવું જોઈએ. આવા સમાજનાં બે સ્વાભાવિક ઘટકો છે વિદ્યાર્થીઓ અને શિક્ષકો. તેઓ પરસ્પરને ઓળખે, એકમેકના ગાઢ પરિચયમાં આવે અને એકબીજા પ્રત્યે પ્રેમાદરથી વર્તે તો વિદ્યાકીય સમાજ બંધાવા લાગે. રોજનો સંપર્ક પણ નવીન આશા, પ્રેરણા અને ઉત્સાહ આપનારો બનવો જોઈએ. આજે તો સ્થિતિ ઘણી જગ્યાએ ઊલટી અને દુઃખદ છે. વિદ્યાર્થી ભાઈબહેનોનાં વિશાળ સમુદાયો છે, પણ વિદ્યાર્થી જોવા મળતો નથી. અને ભુલાઈ ગયો છે! શિક્ષકવર્ગમાંના અનેક અનિચ્છાએ અગર ન છૂટકે આ વ્યવસાયમાં આવી પડ્યા છે. સ્વયંસ્ફુરણાથી અને માતાસમી વત્સલતાથી જે વ્યક્તિ શિક્ષક બને તે જ પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ વિદ્યાકીય સમાજની રચનામાં સરસ કરી શકે. એવા થોડા શિક્ષકો હોય તો પણ ચાલે; પ્રજાએ એમને પૂરું માનપાન આપવું જોઈએ અને એમના યોગક્ષેમની જવાબદારી ઉઠાવવી જોઈએ. સારા શિક્ષક પાસેથી તમે જે કોઈ વિદ્યાકીય અપેક્ષા રાખો તે ઘણીખરી બર આવશે, પણ સુઘડ અને સમૃદ્ધ જીવનની સતત બાંહેધરી એને તમારે આપવી રહી. આર્થિક રીતે શિક્ષક સમૃદ્ધ ન બને તો યે પરાવલંબી તો ન જ રહેવો જોઈએ. શિક્ષકનાં સન્માન અને સ્વાતંત્ર્યમાં વિદ્યાકીય સમાજની દૃઢ રચનાનું એક મહત્ત્વનું બીજ રહેલું છે.

શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થી ભાઈબહેનો કેવળ પોતપોતાના પ્રિય અભ્યાસવિષયો જ ભણતાં નથી; જીવનઘડતરના સંસ્કાર પણ એમને પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે સતત મળતા હોય છે. એટલે, વિદ્યાકીય સમાજની રચના માટે વાતાવરણની અગત્ય ઘણી છે. મકાનો, સાધનો, પુસ્તકો, મદદરૂપ થનારા કર્મચારીઓ, તંત્રવાહકો–

બધાં જ જોઈશે, પણ વિદ્યાનું વાતાવરણ તો વિદ્યાર્થી અને શિક્ષકના સતત જીવંત સંપર્કથી જ ખરેખર પેદા થશે અને પ્રસરશે. એ માટે વિદ્યાર્થીઓ અને શિક્ષકો કામના દિવસોએ બને તેટલા વધુ કલાકો સાથે રહે એ ખૂબ જરૂરી છે. વર્ગોમાં, વર્ગોની બહાર, પ્રાંગણમાં, ગ્રંથાલયમાં, રમતગમતના મેદાનમાં, ઇતર પ્રવૃત્તિઓના પટ પર, જ્યાં જ્યાં જીવનઘડતરની તક છે તે તમામ ક્ષેત્રોમાં શિક્ષકો-વિદ્યાર્થીઓ પરસ્પરના સંબંધમાં આવે, મર્યાદા અને આમન્યા જાળવીને ઉત્કટ પરિચય અને સમજણ કેળવે તો વિદ્યાકીય સમાજની ઇમારત બરાબર રચાતી રહે.

સ્વાભાવિક જ, આ પ્રકારના વાતાવરણ માટે પૂરતા સમયની શિક્ષણસંસ્થાઓનો સુંદર પ્રબંધ હોવો ઘટે. કલાક-બે કલાક આવ્યા ને ગયા, ભણ્યા ન ભણ્યા, સાંભળ્યું ન સાંભળ્યું, વાંચ્યું ન વાંચ્યું-એ રીતે જો આપણાં વિદ્યાર્થી ભાઈબહેનો અને શિક્ષકો વિદ્યાકાર્ય ચલાવવાનાં હોય તો તે નર્યો શૈક્ષણિક દંભ છે. સવાર-સાંજનાં બબ્બે-ત્રણ ત્રણ કલાકોનાં મહાવિદ્યાલયોની હસ્તી આપણે ચલાવી લઈએ છીએ એટલું જ નહીં પણ એમને આવશ્યક ગણીએ છીએ અને વ્યાવહારિક ઉપયોગિતાને નામે એમનો બચાવ કરીએ છીએ એ ભારે કમનસીબી છે. વિદ્યાકીય સમાજની રચના માટે સ્વસ્થ, સુઘડ, શિક્ષણસભર, સમૃદ્ધ અને સુદીર્ઘ સમયનું વાતાવરણ સતત જોઈએ અને એને અનુકૂળ હોય એવા શિક્ષકો-વિદ્યાર્થીઓ જોઈએ.

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

*

# કવિતા

## ગરમઋતુમાં પ્રીતિ / ઉશનસ્

ગરમઋતુમાં પ્રીતિ? સૂર્યે સિઝાઈ ગયો દિન,
તતડતી હવા, તંતુતંતુ સ્ફુરંત બળંત લૂ,
ઉકળત ઝરા પૃથ્વી નીચે, ધરા પર આભલું,
રતિનું ફરકયું કે ત્યાંનું ત્યાં તળાઈ જતું મીન;

સઘળું સળગે ચારે બાજુઃ તળે-પર-ભીતર,
વનની કળીનાં કૂણાં સ્વપ્નો દલોમહીં દાઝતાં,
મધુ કૂંપળના હોકાઓ ને ભીનાશ ય પી જતાં
ઉકળત રણો આંખે ઊનાં, સફેદ અનુર્વર...

પ્રિય, તું મુજ છે બાથે, હોઠો અડ્યા અધરે તવ
તદપિ રતિ ના તે આવેગી-ક્ષમા-પીઉં છું દવ
તવ અધરનો જાણે મારી જતી સસડી ત્વચા,
તરવરી રહી તારી આંખે વરાળ-મરીચિકા;

પ્રણય પસીના જેવાં સોડે ખદબદ આપણ,
અલગ થવું ના રુચે ને ના રુચે પ્રિય, રંભણ.

*

## એક બપોરે / હસિત બૂચ

હોઠનો ઘેલો ઘૂંટડો પીધો એક બપોરે;
રૂદિયો ધરી રૂદિયો પીધો એક બપોરે.

તપિયો સૂરજ આભમાં તીખો એક બપોરે;
આપણે હસ્યાં: છાંયડો કીધો એક બપોરે.

બ્હાર જાંબુડો સળગ્યો મીંઠો એક બપોરે;
કમરો આપણો ઝળકયો મીઠો એક બપોરે.

સૂર જે આપણા મૌનમાં ઝીણો એક બપોરે;
દૂર કોકિલના કંઠમાં ખીલ્યો એક બપોરે.

બાથ ભિડાઈ: ઉરનો હીનો એક બપોરે;
મ્હેંકિયો શ્વાસોશ્વાસમાં ભીનો એક બપોરે.

દાદરે નજર, જીવ અધીરો એક બપોરે;
આપણે અમર, દિલઅમીરો એક બપોરે.

*

# મેઘદૂત

## સમશ્લોકી અનુવાદ: ઉત્તરમેઘ

અનુવાદક : જયન્ત પંડ્યા

વિદ્યુત્ જેવી લલિતવનિતા, ઇન્દ્રચાપો રચ્યાંત્યાં,
સંગીતાર્થે ઘન-મૃદુ રવે વાગતાં ત્યાં મૃદંગો,
અન્તઃસ્રોતા, મણિમય ભૂમિ, ઉચ્ચ એ અભ્રચુંબી
પ્રાસાદો ત્યાં વિવિધ વિભવે, તું સમા, પૂર્ણ રાજે.
—૧

હાથે નીલાં કમલ, અલકે બાલકુન્દો ગૂંથેલા,
લેપી લોધ્ર-કુસુમ-રજથી, ગૌર સોહે મુખશ્રી,
વેણી-ગૂંથ્યા નવકુરબકો, ચારુ કર્ણે શિરીષ
ને સેંથીમાં કદમ ફૂલને ધારતી ત્યાં વધૂઓ.
—૨

ત્યાં ઉન્માદે ભ્રમર ગૂંજતા, પાંગરે નિત્ય વૃક્ષો
હંસ શ્રેણી વીંટી સરવરે ખીલતાં રોજ પદ્મો,
કેકાઘેલા ભવન-મયૂરો નિત્ય શોભે કલાપે
ને જ્યોત્સ્નાએ, તિમિર-વિહિના રાત્રિ શોભે સદૈવ.
—૨ અ

આનંદાર્થે દૃગ-જલ સ્રવે જ્યાં ન બીજાં નિમિત્તો
ને પીડા ના ઇતર, સ્મરના વેધ શી, ઇષ્ટ યોગે;
વિયોગો યે પ્રણય-કલહોથી જુદા જ્યાં દીસે ના
શ્રીમંતોને વય નથી ત્યહીં ભિન્ન કોઈ, યુવાથી.
—૨ બ

યક્ષો સંગે લઈ રમણીને, શ્વેત રત્ને મઢેલા
નક્ષત્રો શાં કુસુમથી રચ્યા એમના હર્મ્ય વાસે,
સેવી રે'છે રતિફલ-મધુ, કલ્પવૃક્ષે દીધેલા
તારા ઘેરા ધ્વનિ સમ ધીમા નાદ ગંભીર ઢોલે.
—૩

સ્વર્ગંગાના જળશીતળથી સિક્ત વાતા મરુતો
છાયા ઢાળી, તટ પર ઊગ્યાં, તાપ મન્દાર વારે;
સોના-રેતે રચી ઢગ અને માંહીં સંતાડી શોધે
ક્રીડા એવી મણિ થકી કરે, કન્યકા દેવ-ઝંખી.
—૪

નાભિ-બન્ધો શિથિલ બનતાં હાંફથી, સુંદરીનાં
વસ્ત્રો પ્રીતિભર-કરથકી જ્યાં હરાતાં પ્રિયુથી;
લજ્જા પામી પ્રકટ બનતાં અંગથી રત્નદીપે
મુગ્ધા ફેંકે કુમકુમ મૂઠી, વ્યર્થ એ ઠારવાને.
—૫

દોર્યા-પ્રેર્યા સતત સમીરે તું સમા મેઘ, મ્હેલે
'લેખ્યાં ચિત્રો, જલકણ ઝડીથી ચૂંથીને પીંખીને
શંકાશીલો, સમ, જલસ્રવી ભાગતા ગોખથી એ
ધૂમોદ્ગારો નિપુણ-કરવે, જર્જરો, જૈ પડે છે.
—૬

તારો છાયા-પટ સરી જતાં, ચંદ્રહાસે નિશીથે
જામે જાળી પર જલકણો પ્રસ્રવ્યાં ચંદ્રકાન્તે,
ત્યાં ભાર્યાઓ પ્રિયતમ-ભુજા'લિંગને હાંફતી, ને
તંતુજાળે, સુરત-જનિતા, ઠારતી અંગ-પીડા.
—૭

જેના વાસે અગણિત નિધિ, યક્ષને કિન્નરો સૌ
ગાતા જેઓ ધનપતિ યશોગાન કૈં આર્દ્ર સૂરે;
તન્વાંગીઓ વિબુધ સહ તે, વ્હાર વૈભ્રાજબાગે
આલાપોથી નિતનિત નવા રંગ રેલે રસીલા.
—૮

ગત્યુત્કંપે અલકથી સર્યાં પુષ્પ મન્દારનાં, ને
કાને ખોસ્યાં કનક-કમલોના ખર્યાં પત્ર-ખંડો,
હૈયે વીંટ્યાં, તૂટી સરી પડ્યાં મોતી, હારેગૂંથેલાં
સૂર્યોત્થાને પ્રકટ સૂચવે રાત્રિ-માર્ગો રમાના.
—૯

માનીને ત્યાં ધનપતિ-સખા દેવ સાક્ષાત્ વસેલા
પ્રાયઃ ભીતિવશ મદન ત્યાં ના સજે ભૃંગ ચાપ,
ભ્રૂભંગીથી નયન-વછૂટ્યાં કામી લક્ષી અમોઘે
લક્ષ્યો તેનાં ફલિત કરતી ત્યાંની સૌ અંગનાઓ.
—૧૦

રંગ્યાં વસ્ત્રો, મધુ નયનને નર્તવે કાર્યદક્ષ,
ફાલ્યાં ફૂલે ફૂટતી કળીનાં ભૂષણો ભાત ભાત
લાક્ષારાગ ચરણ-કમલે લેપવા યોગ્ય, એવા
શૃંગારો સૌ સુર-તરુ સજે એકલું, સુંદરીના.
—૧૧

એવે સ્પર્ધી રવિ હય શું જ્યાં ઘોડલા પત્રશ્યામ,
શૈલે છાયા તુજ સમ, ગજે ત્યાં મદે મેઘ રેલે;
ઘા આંકીને હત-પ્રભ કર્યાં 'ભૂષણો ચંદ્રહાસે
જેનાં, એવા દશમુખ-ઝૂઝ્યા વીરલા ત્યાં વસે છે
—૧૧ અ

યક્ષસ્વામી સદન સમીપે ઉત્તરે ધામ મારું,
આઘેથી યે સુરપતિ-ધનુષ તોરણે દર્શનીય;
જેને હૈયે, તનય સરખો પત્નીએ છે ઉછેર્યો,
પહોંચ્યા હાથે સ્તબક-ઢળતો, બાલમંદાર વૃક્ષ.
—૧૨

વાવે બાંધ્યો મરકતશિલા-બદ્ધ સોપાન-માર્ગ
છાયો ખીલ્યાં કનક-કમળે, નીલ વૈડૂર્ય નાળે,
ત્યાં એ નીરે વિકળ ફરતા હંસ-જૂથો વિષાદે;
મેઘાલોકે મનભર થઈ ભૂલશે 'માન'-ઝંખા.
—૧૩

તેને તીરે નીલમણિમઢ્યાં શિખરો સ્થાપી કીધો
ક્રીડાશૈલ, કનક-કદલી વેષ્ટને દર્શનીય
ચારે છેડે, વીજ-ઝબૂકતો ભાળી તું ને, વિયોગે
સંભારું છું, મુજ પ્રિય તણા લાડીલા એ ગિરિને.
—૧૪

રક્તા શોકે કુંપળ ફરકે, ને ખીલ્યો ત્યાં બકુલ,
એ બે સામે કુરબક-મઢ્યા માંડવા માધવીના;
પ્હેલો ઝંખે, મુજ સમ, સખી તારીનો વામ પાય
ને બીજાને વદન-મધુના ભાવ દોહદ-નિમિત્તે.
—૧૫

તે મધ્યે છે સ્ફટિક-ફલકે બેસણું હેમનાં, ને
રોપ્યા મૂળે નીલમણિ કશા દીપતા વાંસ-તેજે
તાલી-તાલે વલય રણકે, નર્તવેલો પ્રિયાએ
જે બેસે છે દિવસ ઢળતાં મિત્ર શો મોરલો ત્યાં.
—૧૬

એંધાણોએ સ્મૃતિવશ કરી, પ્રીછજે ધામ, સાધુ!
ને જોજે ત્યાં પ્રિયતમ-રચ્યાં, ટોડલે શંખ-પદ્મ;
જોજે ઝાંખાં ભવન હમણાં વિપ્રયોગે થયેલાં,
સૂર્યાસ્તે શેં કમલની અરે! પાંગરે આત્મલીલા.
—૧૭

ત્યાં જૈ શીઘ્રે, ગજ-સુત થજે નિમ્ન ભાગે જવા તું
ને નિર્દેશ્યા રમણ-ગિરિના રમ્ય શૃંગે વિરાજી
મારે અન્તર્ભવન પડતી અલ્પમાં અલ્પ ભાસી
ખદ્યોતો શી વિલસતી ઘડી નાખજે વીજ-દૃષ્ટિ.
—૧૮

તન્વી શ્યામા, ધવલ દશના, ઓષ્ઠ યે બિંબરંગી
ચોંક્યાં નેત્રો મૃગ સમ, કટિ પાતળી, નાભિ ઊંડી,
શ્રોણી ભારે રસળતી ગતિ, ઝૂકતી વક્ષ ઓલે
એવી જોશે તહીં યુવતિ તું, સૃષ્ટિમાં આદ્ય સર્જી.
—૧૯

તે છે મારું જીવિત બીજું, જે દીસતી અલ્પભાષી
દૂરે જાતાં મુજ સમીપથી ચક્રવાકી શી સૂની,
દા'ડા ઊંડી અધીરપ ભર્યા ગાળતી બાલિકા એ
જોશે તું તો શિશિર-ગ્રસિતા પદ્મિનીના સ્વરૂપે.
—૨૦

સૂજ્યાં જેનાં પ્રબળ રુદને નેત્ર, એવી પ્રિયાના
ઓષ્ઠો સાચ્ચે કદરૂપ બન્યા ઉષ્ણ નિઃશ્વાસ ઝાળે:
હાથે ઢાળ્યા મુખ પર લટો આવરી, અર્ધ છાયી
જાણે કાન્તિ તુજ પટ છૂપ્યા સોમ શી, દૈન્યધારી.
—૨૧

જોશે ત્યાં તું ચરણ ઢળતી વ્યાકુળા દેવને, કે
મારી કલ્પી વિરહ છવિને દોરતી મુગ્ધ ભાવે;
મીઠાં વેણે પૂછતી વળીને પિંજરે સારિકાને
'સ્વામીને તું કદી સ્મરછ કે વ્હાલી જેને રસીલી?'
–૨૨

કે ખોળામાં, મલિન વસને નાખીનેસૌમ્ય વીણા
મારા ગોત્રે-રચિત પદનાં ગીત ગાવા જતી એ
કેમે યે તે, નયન જળથી આર્દ્ર, તંત્રી સમારી
વારે વારે રચિત-નિજની મૂર્છના ભૂલતી એ.
–૨૩

બાકી માસો ગણતી વિરહારંભથી વા 'વધિથી,
દેહલી ભોંયે ગણી ગણી સહુ, ઉમ્બરે દીધ પુષ્પો,
કે સંભોગો ઉર મહીં ભર્યા-આદર્યા માણીને વા
એ છે પ્રાયઃ રમણ-વિરહી અંગનાના વિનોદો.
–૨૪

વ્યાપારોમાં દિન મહીં પીડે એવડો ના વિયોગ,
રાત્રે માનું તવ સખી વધુ ઝૂરતી નિર્વિનોદે;
સંદેશે આ સુખમય થતી, સાધ્વી જોજે નિશીથે
નિદ્રાહીણી અવનિ શયને, તું ઊભીને ગવાક્ષે.
–૨૫

ચિંતા ક્ષીણા, વિરહશયને એક પાસે પડેલી
પૂર્વાકાશે વિખરી શશીની શેષ-રેખા કલાની!
મત્સંયોગે ક્ષણ સમ વીતી રાત જે ભોગભાવે
તે આ આજે મહદ્ વિરહે, અશ્રુ-ઉષ્ણે સરે છે.
–૨૬

જાળી વાટે અમૃત-શીતળાં ઇન્દુનાં તેજ રેલે
તેથી પૂર્વ-પ્રીતિવશ બની ને વળી થઈ વિમુખ,
દૃષ્ટિ પીડા, જળ ઢળકતી પાંપણે છાઈ દેતી,
જાણે મેઘે ખીલી કમલિની પોઢવી હો ન દીધી!
–૨૭

શુદ્ધસ્નાને લૂખી થઈ લટો લેટતી ગાલ સાથે,
ને નિઃશ્વાસે અધર કળીઓ ક્લેશથી પીંખી જેણે
સ્વપ્ને યે શેં રતિ સુખ મળે મારી સાથે, વિચારી
નિદ્રા ઝંખે, નયન ઝરતાં નીરના માર્ગ રુંધી.
–૨૮

પૂર્વે ગૂંથી, વિરહ દિવસે જે શિખા, ત્યાગી માલા
શાપાન્તે તે મુજ કર થકી માણશે મુક્તિ હર્ષે
ખૂંચે સ્પર્શે, કઠિન, ગૂંચવી એ જ વિયોગ-વેણી
ખેલે ભાલે, કર-નખ વચ્ચે સારતી યે હશે એ.
–૨૯

તે, સંન્યાસી-વસન, અબળા ધારીને ભદ્ર દેહે
શય્યાખોળે મૃદુ-તનુલતા, દુઃખ-દુઃખાર્ત ગાત્રે
પોઢી જોતાં, નવજલકણે સારશે આંસુ તું યે;
પ્રાયઃ સર્વે સુજન કરુણાભાવથી ત્યાં દ્રવે રે!
–૩૦

જાણું, તારી સખી તણું હિયું સ્નેહથી પૂર્ણ હુંમાં
તેથી તેની પ્રથમ વિરહી કલ્પુ આવી દશા હું;
વાચાળે હું રજ નથી થયો, તર્ક-રંગ્યા સુભાગ્યે
તું યે જોઈ શકીશ સઘળું વીર! જે કંઈ કહ્યું મેં.
–૩૧

રુંધ્યા દૃષ્ટિપથ, અલક છે અંજનોહીન સૂની,
ને ખોઈને મીઠપ મધુની છે ભૂલ્યા ભ્રૂવિલાસો;
તારે પાયે, શુભ ફરકતું તે મૃગાક્ષીનું નેત્ર
શોભી રે'શે નીલકમલના વૈભવે, મીન-ક્ષુબ્ધ
–૩૨

મારે હાથે નખ-ક્ષત થયો ને થયો લુપ્ત ચિહ્ન,
દૈવે દીધી વિધિ-ગતિ થકી મોતી હારે વિખૂટો
સંભોગાન્તે મુજ કર થકી યોગ્ય પંપાળવા જે
ઢાબો તેનો ઉરુ ફરકશે, કેળવર્ણો સુગૌર.
–૩૩

તે વેળા એ, જલદ ! યદિ હો પામી નિદ્રાનું, સુખ,
તો બેસીને, ઘનરવ ત્યજી થોભજે તું ઘડીક;
સ્વપ્ને પામી કદીક મુજને હોય આલિંગી ગાઢ
તો કંઠેથી ઝટ ન છૂટતો, બદ્ધ એ બાહુ-ગ્રંથિ.
–૩૪

વાયુ ઢોળી જલ-કણ શીળા વીંઝણાથી જગાડી
દેજે વર્ષી ધીરજ, નવલી માલતી મંજરીથી
વિદ્યુત્‌ગર્ભી તુજ પર ઠર્યાં નેણ જેના ગવાક્ષે
કે'જે એને જલચર ધીમે બોલે સંદેશના આ;
–૩૫

'સૌભાગી ! હું તવ પિયુ તણો મિત્ર વા'લો, પયોદ
આવ્યો તારી સમીપ ધરીને સંભરી વેણ હૈયે;
વ્હાલી કેરી વિરહલટને છોડવાને અધીરા
દોડી થાકયા, પથિક જનને પ્રેરતો સ્નિગ્ધ નાદે.
–૩૬

એવું કહેતાં, પવન સુત પે મૈથિલી શી, તને એ
ઊંચે મોઢે, ઉર ઊછળતે ન્યાળશે માન-ભાવે;
ને એકાગ્રે પછીથી સુણશે સૌમ્ય સોહાગિણી એ
મિત્રે આણી, પતિની ખબરો, માત્ર મેળાપ-ઊણી.
–૩૭

હે આયુષ્મન્ ! મુજ વચન આ, આત્મ ઓશીંગણે ત્યાં
કે'જે : તારો પ્રિયતમ વસ્યો વાસ રામાદ્રિ હૈયે,
તું-વિયોગી જીવિત-વિરહીએ પૂછયું ક્ષેમ તારું;
કહેવું પ્હેલું સુલભ-દુઃખિયાં લોકોને એ જ માત્ર.'
–૩૮

અંગેઅંગો, તનુ મૃદુ તનુ, દીર્ઘ તાપે તપેલાં
ધીમાં આંસુ અવિરત સરે, એ ય ઉત્કંઠ આંખે
ઊના શ્વાસો મુજ સમ, તહીં શ્વાસતી દૂર-વાસી
કલ્પુ તેને મનથી, વિધિએ વાટ જેની રૂંધેલી
–૩૯

ખુલ્લાં કહેવા સમ વચનને, કાનમાંહી જ કહેવા
ભાર્યા કેરા મુખ સ્પરશને કોડઘેલો થતો જે;
કહેવાથી કે શ્રવણ થકી યે દૂર, આંખે અદીઠ
એણે હૈયા તણી ઊલટને, મન્મુખે છે કહી આ :
–૪૦

અંગો તારાં ચકિત મૃગની દૃષ્ટિમાં જાઉં જોવા,
ચંદા માંહી મુખ છવિ અને કેશ શિખી-કલાપે,
ભ્રૂ-લીલાને સરિત લહરે, અંગ પ્રિયંગુ વેલે,
એકેમાં યે નથી નથી, અરે ચંડી ! સાદૃશ્ય તારું.
–૪૧

તારી મૂર્તિ, પ્રણય રુસણે, ધાતુરંગી શિલાએ
આલેખી, હું ચરણ ઢળતો–દોરવા જ્યાં મથું છું
ત્યાં તો આંસુ નયન-છલકી રૂંધતાં દૃષ્ટિ મારી
સંયોગે એ, ક્રૂર-વિધિ ઘડી સાંખતું આપણો ના
–૪૨

કંઠે સ્વપ્નાન્વિત સખી તણા, ભેટવા જે પ્રસારું
મારો અભ્રાભિમુખ કર આ ગાઢ આશ્લેષ ઝંખી
જોઈ, નિત્યે બહુ જ અહીંની દેવતા કૈંક સારે
અશ્રુબિંદુ, તરુ કિસલયે, મોતી શાં મૂર્તિમન્ત.
–૪૩

ભેદી વેગે કુંપળ પટ, જે દેવદારુ દ્રુમોની
ક્ષીરાસિક્ત સુરભિથી રસ્યા દક્ષિણા માર્ગ યાત્રી
આલિંગું તે, ગુણવતી ! વહન્તા હિમાદ્રિ મરુતો
માનીને કે તુજ શરીરનો સ્પર્શ લાવ્યા હશે એ.
–૪૪

ટૂંકી શેણે ક્ષણ સમ બને રાત, આંહીંની રાતો
સર્વાવસ્થા મહીં દીન ધખે તે ય શેં હોય મન્દ;
ગાઢોષ્માથી વિખૂટું પડયું આચિત્ત તારા વિયોગે
એવી પ્રાર્થે, ચપલ નયને ! દોહ્યલી પ્રાર્થનાઓ.
–૪૫

હું આત્માને, બહુબહુમથી, આત્મઆલંબ-આપું,
તો કલ્યાણી! તું પણ ન નર્યું માનજે દુઃખ મોટું;
કોને લાધ્યાંઅગણિત સુખો?દુઃખ યે એકલુંકયાં?
નીચે જઈ ને, ઉપર ચઢતી, ચક્ર જેવી દશા આ.
–૪૬

શેષે પોઢયા શ્રીપતિ ઊઠતાં, શાપથી મુક્તિ મારી,
વીતી જાશે, નયન-પલકે બાકી એ ચાર માસ;
સંયોગોમાં, વિરહથી ગુણ્યા એ બધા શેષ-કોડ
માણી લેશું, ખીલી શરદની રાત્રિએ ચંદ્રિકામાં.’
–૪૭

ને છે કીધું: ‘હતી ઊંઘતી તું કંઠ મારે પ્રબદ્ધા,
નિદ્રાત્યાગી ભયભીત સ્વરે જાગી’તી એક વેળા;
પૂછ્યું ત્યારે, સ્મિતમય મુખે તેં કહ્યું’તું મને કે
દીઠો, ધૂર્ત! ઊંઘ મહીં તને અન્ય સાથે રમન્તો.
–૪૮

આથી મારું સુખ-કુશળ તું જાણજે, શ્યામનેત્રી!
લોકોક્તિથી વિચલિત થઈ શંકજે ના મને તું;
એવું ના કૈં, અસહ વિરહે સ્નેહગ્રંથિ તૂટે રે
ઈષ્ટાયોગે વિકસી રસ સૌ પ્રેમરાશી બને છે.’
–૪૯

આશ્વાસીને પ્રથમ વિરહે ઝૂરતી તે સખીને,
શીઘ્રે પાછો શિવ-વૃષભના શૃંગ ખોદ્યા ગિરિથી
એંધાણી લઈ કુશળની, ફરી, પાઠવી વેણ એનાં
સીંચી જાજે, જીવન કરમ્યા કુન્દ શું મન્દ મારું.
–૫૦

સાધુ, સુજ્ઞ! તુજ થકી થશેને હવે બંધુકૃત્ય?
ના જાકારો તુજ ઉર ભર્યો મૌનને, માનતો હું;
નિઃશબ્દે ’રે જલ તું પીરસે યાચતા ચાતકોને
આશા જીવી પ્રણયી જનને ભદ્રનાં એ જ દાન.
–૫૧

આવા કાર્યે, મુજ અનુચિતા-પ્રાર્થના યે પૂરીને,
મૈત્રી ભાવે, વિરહી ગણીને કે ધરી દાઝ હૈયે;
વર્ષા કેરા વિભવથી ભર્યો તું જજે, ઇષ્ટ દેશે,
પ્રાર્થું, તુંને નવ કદી હજો વીજળીનો વિયોગ.
–૫૨

*

## જનમત (Public Opinion)-૨

**શાંતિલાલ સી. કાનાવાલા**

**જનમત** ઘડવામાં માનવીય પ્રેરણાઓ અગત્યનો ભાગ ભજવે છે. પ્રેરણાઓ પર નિર્ભર એવી માનવીય જરૂરિયાતો જનમતનો સ્વીકાર-અસ્વીકાર કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે, જેમ કે ગુજરાતમાં અંગ્રેજી શિક્ષણના સુધારા અંગે પ્રબળ એવો મત સમાજમાં જોવા મળે છે. કોઈ પણ સામાજિક સમસ્યા ઉપસ્થિત થતાં વ્યક્તિની પ્રેરણાઓ તે અંગેના મતઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. જ્યારે વ્યક્તિ પોતાની જરૂરિયાત મુજબ સમાજ સાથે અનુકૂલન સાધી શકતી નથી, ત્યારે તેનામાં એ અંગે વિરોધ જન્મે એ સંભવિત છે. પરિણામે વિરોધી મતનું સર્જન પણ થાય. સરકારી બજેટ બહાર પડતાં કેટલાક તેનો વિરોધ શા માટે કરે છે? કેટલાક તેની તરફેણ શા માટે કરે છે? આ સ્વીકાર-અસ્વીકારમાં વ્યક્તિની પ્રેરણાનો સંતોષ-અસંતોષ અંતર્ગત રહેલા હોઈ શકે છે. (જોકે આ સાથે બીજાં પરિબળો પણ જવાબદાર હોઈ શકે.) આમ જનમત-ઘડતરમાં પ્રેરણા અસર પહોંચાડે છે.

જનમતનું નિર્માણ એક સામાજિક પ્રક્રિયા છે. જનમતમાં માત્ર એક વ્યક્તિનો મત નથી, તેમજ તેમાં બધાંનો મત પણ નથી. જ્યારે જનતાના મોટા સમૂહની સમસ્યા હોય છે, ત્યારે આવી સમસ્યાઓ ઉપર જનમત ઉપસ્થિત થવાનું શક્ય બને છે; જેમ કે રૂપિયાનું અવમૂલ્યન કરવું જોઈએ કે નહીં એ જનમતનો વિષય બની શકે. જનમતને પ્રભાવિત કરવામાં વ્યક્તિની સૂચનાઓનું

સ્તર એક મહત્ત્વનું ઘટક બની રહે છે. આ ઉપરાંત વિરોધી દબાણ, સામાજિક વર્ગ, ઘટનાઓ, પ્રચારનાં માધ્યમોનું દબાણ (જનમત પ્રભાવિત બનાવવા અસરકારક રીતે કરવામાં આવતો પ્રચાર), નેતૃત્વ વગેરે ઘટકો જનમતને પ્રભાવિત બનાવવામાં ફાળો આપે છે.

પંદરમી સદીમાં છાપખાનાંની શોધ થયા પછી સમાચારપત્રોએ પ્રજાજીવનમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. જનમત નિર્માણમાં એનું મહત્ત્વ પણ ઓછું નથી. છાપામાં આવતા સમાચારો લોકમાનસ પર વિશિષ્ટ છાપ પેદા કરી શકે છે. જનમત ઘડવામાં તેમજ પરિવર્તન લાવવામાં સમાચારપત્રોનો ફાળો સમન્વય એવો છે. આ સાથે રેડિયો, ચલચિત્રો અને ટેલિવિઝન પણ જનમત-ઘડતરમાં અગત્યનો ફાળો આપે છે.

ડબલ્યુ. જે. એચ. સ્પ્રાઉટ જનમતમાં પરિવર્તન લાવવા માટે સમાચાર, નવીન અનુભવ, નેતૃત્વ અને વ્યવહારમાં થતા ફેરફાર એ ઘટકોને મહત્ત્વના ગણાવે છે. આર્થિક સંકડામણો, ઔદ્યોગીકરણ તેમજ લોકશાહી મૂલ્યના સ્થાપન વગેરે નવીન અનુભવે વિવિધ સમસ્યાઓ વિશેના આપણા મતમાં પરિવર્તન આણ્યું છે. આપણે જોઈ શકીશું કે આંતરજ્ઞાતીય લગ્ન વિશેનો વિરોધ હળવો થયો છે, તેમજ વિધવાવિવાહ વિશેના પૂર્વગ્રહો લુપ્ત થયા છે. ભારત સાથે મિત્રાચારીનો દાવો કરતા ચીને તેના અમાનુષી આક્રમણ પછી ભારતને નવીન અનુભવ કરાવ્યો છે. અને લોકોમાં હિંદી-ચીની ભાઈભાઈનું સૂત્ર પણ ભુલાયું છે. આમ નવીન અનુભવી જનમતમાં પરિવર્તન આણે છે, ઉપરાંત અનુકૂળ ન હોય, અણગમતા વ્યવહાર આચરવા પડે વિરોધની તીવ્રતા ધીમે ધીમે ઘટે છે. પહેલાં હરિજનોને મંદિરપ્રવેશ આપવામાં લોકો ઉગ્ર વિરોધ કરતા હતા. ધીમે ધીમે આવો વિરોધ હવે ઘટતો જાય છે. રાજકીય નેતાઓ, લેખકો, ધાર્મિક કે વૈજ્ઞાનિક નેતાઓ પોતાના પ્રવચન કે લેખો દ્વારા લોકોમાં પરિવર્તન આણી શકે છે. જેમ કે જૅક રૂસો-(૧૭૧૨-૭૮)નો ફ્રાન્સની રાજ્યક્રાન્તિમાં સૌથી મોટો ફાળો છે. આ રીતે આધુનિક યુગમાં ગાંધીજી, કૅનેડી, નેહરુ વગેરેની અસર આપણે જોઈ શકીએ છીએ.

જનમત-માપન પદ્ધતિઓનો વિકાસ પણ જનમતના વૈજ્ઞાનિક અભ્યાસમાં મહત્ત્વનું સોપાન છે. મુખ્યત્વે બે પ્રકારની પદ્ધતિઓમાં માપન-પદ્ધતિઓને વહેંચવામાં આવે છે. એક ગુણાત્મક પદ્ધતિ અને બીજી સંખ્યાત્મક પદ્ધતિ. ગુણાત્મક પદ્ધતિમાં મુખ્યત્વે વ્યક્તિ-ઇતિહાસ તેમજ ઐતિહાસિક પદ્ધતિઓનો સમાવેશ થાય છે. વ્યક્તિ-ઇતિહાસ પદ્ધતિમાં બહુમત વિશે બહુ જણાતું નથી, જ્યારે ઐતિહાસિક પદ્ધતિ દ્વારા જનમતનો ઐતિહાસિક ખ્યાલ મેળવી શકાય છે. બીજા વિશ્વયુદ્ધની શરૂઆતમાં જનમત અંગે સમૂહ-નિરીક્ષણ પદ્ધતિનો પણ ઉપયોગ થયો હતો. આ પદ્ધતિના રચયિતા હૅરિસન હતા. આ પદ્ધતિમાં લોકોની વાતચીત, વર્તમાનપત્રો, પ્રવચનો, રેડિયો વગેરે સાંભળીને જનમત મેળવવાનો પ્રયાસ કરવામાં આવે છે. પણ આ પદ્ધતિ બહુ વિશ્વસનીય નીવડતી નથી. બીજી કેટલીક પદ્ધતિઓમાં લાઈકર્ટની મુલાકાત પદ્ધતિ તેમજ મેર્ટનની લોકમતમાં રહેલા અજાણ મનોવૈજ્ઞાનિક પરિબળોનો અભ્યાસ કરવા માટેની પદ્ધતિઓ જાણીતી છે. આ બધી પદ્ધતિઓ લોકપ્રિય બની શકી નહીં, કેમ કે તે વધુ સમય લે છે, ઉપરાંત તેમાં વિશ્વસનીયતાનું પ્રમાણ ઓછું છે.

આધુનિક યુગમાં સૌથી વધુ પ્રચલિત અને વ્યાવહારિક મૂલ્ય ધરાવતી પદ્ધતિ જો હોય તો તે મતમોજણીની પદ્ધતિ (Poll Method) છે. આ મતમોજણીની પ્રથાની શરૂઆત સને ૧૮૨૪માં જી. ગૅલપ (G. Gallup) નામના વૈજ્ઞાનિકે કરી હતી. આ પદ્ધતિ ધીમે ધીમે વિકાસ પામી, વૈજ્ઞાનિક મૂલ્ય ધરાવતી બની છે. સને ૧૯૩૫માં Periodical Service યુ.એસ.એ.માં શરૂ થઈ, જેનો હેતુ બજાર-સંશોધનો, ઔદ્યોગિક સમસ્યાઓ અંગેનાં સંશોધનો, તેમજ ચૂંટણીનાં પરિણામોની આગાહી કરવાનો હતો. આ service હેઠળ સને ૧૯૩૫-૪૫ સુધીમાં અમેરિકામાં તેર જેટલાં સંશોધનો થયાં. આ પદ્ધતિમાં પ્રથમ sampling લેવામાં આવે છે. આંકડાશાસ્ત્રીય દૃષ્ટિએ કેટલું sample લેવું અર્થાત્ કેટલા લોકોનો અભિપ્રાય લેવો, સંખ્યા નક્કી કરવામાં કયાં ધોરણો રાખવાં, એનો સમાવેશ કરવામાં આવે છે. આમાં ગ્રામ કે શહેરવિસ્તાર અંગેનાં પ્રમાણ પણ નક્કી કરવામાં આવે છે. બીજું પગથિયું પ્રશ્નાવલિનું છે. કેટલા અને કઈ રીતના પ્રશ્નો લોકમત જાણવા અંગે પૂછવા તે નક્કી કરવામાં આવે છે. પ્રશ્નોના

સ્વરૂપ ઉપર જ માહિતીનો આધાર રહે છે. લોકમતની પ્રામાણિકતાનો આધાર પ્રશ્નાવલિ ઉપર પણ રહેલો છે. ત્રીજા પગથિયા તરીકે નિરીક્ષણની મદદ પણ લેવામાં આવે છે. નિરીક્ષણ દ્વારા મેળવેલી હકીકતો અને પ્રશ્નાવલિ દ્વારા મેળવેલા ઉત્તરો વચ્ચે મોટો તફાવત ન હોવો જોઈએ. સાથે સાથે પ્રેસ અને રેડિયોના સમાચારોનું પણ પૃથક્કરણ કરવામાં આવે છે. અંતે મોજણીનું પરિણામ નક્કી કરવામાં આવે છે. સને ૧૯૩૬-'૪૪ સુધીમાં અમેરિકામાં ગૅલપ, રોપર અને ક્રોસલીની આવી મોજણીઓ બહાર પડી હતી. આ બધી મોજણીઓ પરથી ચૂંટણી અંગે આગાહી કરવામાં આવી હતી. તેઓની ચૂંટણી વિશેની આગાહી(Election Forecast)માં સરેરાશ ત્રણ ટકા જેટલી જ ભૂલ હતી,[૯] જે નહીંવત્ ગણાય. જો કે મતમોજણી પદ્ધતિમાં રૉબિન્સન મત મુજબ વિશ્વસનીયતામાં ઘટાડો કરવામાં, ગણતરીમાં અપ્રામાણિકતા, લોકોના પૂર્વગ્રહ લક્ષમાં ન લેવા, ગામડા તેમજ શહેરની સંખ્યામાં બહુ મોટો ફેર રાખવો, શ્રીમંત તેમજ ગરીબ લોકોનું મોજણીમાં અયોગ્ય પ્રમાણ તથા પસંદગી તેમજ જનમતમાં પરિવર્તન લાવતાં પરિબળોનાં અભ્યાસનો અભાવ જોવા મળ્યો હતો. આને મતમોજણીનાં રહેલાં ભયસ્થાનો તરીકે પણ ઓળખાવી શકાય. અને આથી જ 'The social significance of public opinion research is very great but like any highly productive scientific technique it has potentialities for evil as well for good. As public confidence in and reliance upon public opinion research grows, there is an increased responsibility on those conducting and reporting the research for honest, careful and impartial work.'[૧૦]

9 Encyclopaedia Britanica – Volume 18 p. 1768.

10 Krech and Crutchfieid R. S., 'Theory and Problelm of Social Psychology,' pp. 309-310

આજે આપણા દેશમાં પણ જનમતના માપન સંબંધમાં સંશોધનની જરૂર રહેલી છે. કારણ કે આવાં સંશોધનો દ્વારા જ મહત્ત્વપૂર્ણ સામાજિક સમસ્યાઓને દેશની સામે કેન્દ્રિત કરી શકીશું. નાગરિકોને તેમની વચ્ચે એકબીજાના દષ્ટિકોણ અને મતનું ભાન કરાવીશું. અનેક રાજ્યોમાં વહેંચાયેલા દેશને એક કરવામાં ભાષાના પ્રશ્નો વધારે તાર્કિકપૂર્ણ રીતે વિચારવાના છે. એવી પરિસ્થિતિમાં અન્ય નાગરિકોના મતનું જ્ઞાન લોકમત દ્વારા જ થઈ શકે છે. લોકશાહીમાં એ આવશ્યક છે કે નેતા પ્રજાના સંપર્કમાં રહે. જનમત દ્વારા જ નાગરિકોનું દષ્ટિબિંદુ જાણી શકાય છે. તેને આધારે જ ઉત્તમ રાજ્યવ્યવસ્થા અને યોગ્ય યોજના બનાવી શકાય છે. યોજનાઓને સફળ બનાવવામાં અને સંરક્ષણ પ્રયાસોને મજબૂત બનાવવામાં જનમતમાં ઉચિત એવું પરિવર્તન આણવું જોઈએ.

જનમત-મોજણીનું મહત્ત્વ એશ–Asch દર્શાવે છે કે 'Recent years have seen the growth of a new movement in social sciences, that of polling of surveying public opinion. This has a general interest, since it claims to ascertain accurately the views of a population on issues affecting the public welfare. Such knowledge, if it could be obtained, would establish intormation about public needs and intentions and also a basic source of date and investigation in social science.'[૧૧]

અંતમાં, ગેટલે પણ સાચું જ કહ્યું છે કે 'આધુનિક લોકશાહીએ આંતરરાષ્ટ્રીય સંબંધો અંગે તેમજ આંતરિક રાજકીય ક્ષેત્રે લોકમતને મહત્ત્વનો બનાવ્યો છે.'[૧૨]

(સંપૂર્ણ)

11 Asch, S. E. 'Social Psychology', p. 455

12 R. G. Gettell. 'Political Science', p. 245.

*

# આંતરભારતી

['અભ્યાસ'ના ઑગસ્ટ, સપ્ટેંબર, ઑક્ટોબર, નવેંબર, ડિસેંબર ૧૯૬૬ અને જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, મે, જૂન ૧૯૬૭ના અંકોમાં પૂઠા ૪ પર પ્રકટ કરેલાં વિવિધ ઉર્દૂ અવતરણના શ્રી શ્રીપાદ જોશીએ કરેલા મરાઠી અનુવાદનો ભાવાનુવાદ]

## નવું મંદિર

"હે બ્રાહ્મણ! તું જો ગુસ્સે થવાનો ન હોય તો હું તને એક સાચી વાત કહું. તારા મંદિરમાંની મૂર્તિઓ જરીપુરાણી થઈ છે. એ મૂર્તિઓ પાસેથી તું તારા જ લોકો સાથે વેર રાખવાનું શીખ્યો છું, અને ઈશ્વરે ધર્મોપદેશકને પણ ઝઘડાટંટા અને મારામારી કરવાનું શીખવ્યું છે. અંતે આ બધી પરિસ્થિતિથી નફરત અનુભવીને મેં મંદિર અને મસ્જિદનો નાદ છોડી દીધો, ધર્મોપદેશકોના ઉપદેશ પ્રત્યે આંખ આડા કાન કર્યા અને તારી કથાવાર્તાઓ તરફ દુર્લક્ષ કર્યું. તને લાગે છે કે પથ્થરની મૂર્તિમાં ભગવાન છે; પરંતુ મારી દૃષ્ટિએ મારી માતૃભૂમિનો પ્રત્યેક કણ એ જ ભગવાન છે.

આવ, હવે ફરી એક વાર આપણે પરાયાપણાના આડપડદા દૂર કરીએ. એકમેકથી દૂર ગયેલાંઓને ભેગાં આણીને એમનો મેળાપ કરાવીએ; અને પારકાપણાની નિશાનીમાત્ર પણ ભૂંસી નાખીએ. ઘણા દિવસથી હૃદય-ની વસતિ વેરાન બની રહી છે. આવ, હવે આ દેશમાં એક નવું (પ્રેમ)મંદિર ઊભું કરીએ. જગતમાંનાં અન્ય તીર્થો કરતાં આપણું આ તીર્થ વધારે ઊંચું થાઓ. એનો કળશ આપણે આસ્માન સાથે મિલાવીએ. રોજ પરોઢિયે ઊઠીને આપણે મધુર મંત્રો ગાઈશું અને સહુ પૂજારીઓને પ્રીતિની મદિરા પાઈશું. ભક્તોનાં ગીતોમાં શક્તિ પણ હોય છે અને શાંતિ પણ હોય છે. આ પૃથ્વી પરના લોકોની મુક્તિ પ્રીતિમાં છે." **ઇકબાલ**

\+ \+ \+

## આશાનો આનંદ

"જો, નાદાન, અસહાય બાળક ઝૂલામાં સૂતું છે. એની સંકટગ્રસ્ત માતા પોતાના કામમાં ડૂબી ગઈ છે. પણ એ જ વખતે એ ઝૂલાનું દોરડું પણ તે હલાવી રહી છે. હાથ કામમાં અને મન બાળકમાં છે. મુખેથી તે એને હાલરડું ગાઈ રહી છે: 'સૂઈ જા, મારાં બાળ, સૂઈ જા! તારા પિતાની મૂર્તિ અને મારા હૃદયની શીતળતાના બનેલા બાળ, સૂઈ જા! મારા અંતઃકરણના અંકુર, સૂઈ જા! મોટો થા અને ફૂલોફળોથી પલ્લવિત બન. તારા પર કદી પાનખર ઋતુ ન આવો. તારી ડાળને કદી કાંટો ન આવો. કોઈ પણ જાતનું સંકટ તારા પર ન તૂટી પડો. તારાં માતપિતાએ ભોગવેલાં દુઃખો તારે ભોગવવાં ન પડે. સૂઈ જા, મારાં બાળ, સૂઈ જા! મારી આંખોની જ્યોત અને મારા હૃદયની પ્રસન્નતા બની રહેલાં મારાં બાળ, સૂઈ જા! તારો ચેહરો ચંદ્ર કરતાં પણ વધારે પ્રકાશમાન થશે, તારું ચારિત્ર્ય તારા પિતા કરતાં પણ સરસ બનશે. તારી કીર્તિ, તારી લાય-કાત, અમારા પર તું કરીશ તે પ્રેમ, એને કારણે જ આખરે અમારાં અંતઃકરણને તૃપ્તિ થશે. તારું સ્મિત અમારા અંધારમય ઘરમાંનો પ્રકાશ બની રહેશે. તારું કાલું કાલું બોલવાનું અમારાં દુઃખો દૂર કરશે. તારો સ્વર અમને સુસ્વર સંગીત જેવો લાગશે. સૂઈ જા, મારાં બાળ, સૂઈ જા! અરે, અમારી આશાઓના છોડવા, સૂઈ જા! કહે જોઉં, અમે જ્યારે તને છોડીને આ દુનિયા-માંથી ચાલ્યાં જઈશું ત્યારે તું શું કરીશ? તું અમારાં નિષ્પ્રાણ કલેવર પાસે ઊભો રહીશ. તું પૂછીશ, પણ અમે કશો જવાબ નહીં આપીએ. તું આક્રોશ કરીશ, પણ અમે તારી દયા નહીં ખાઈએ. અરે મારાં લાડકવાયાં રડનારાં! તું અમારી કબરો પર આવીને અમારા આત્માને સંતોષ આપીશ. અરેરે! અમે હોઈશું નહીં, અને તે વખતે તું અમારું સ્મરણ કરીને આંસુ સારીશ. પોતાની માતાનું પ્રેમાળ મુખડું અને પોતાના પિતાની તેજસ્વી મૂર્તિ તને યાદ આવશે. હાય! તે વખતે અમારા વાત્સલ્યને યાદ કરી કરીને તું વિલાપ કરીશ, એનું જ અમને દુઃખ થાય છે. સૂઈ જા! મારાં બાળ, સૂઈ જા! સૂઈ જા! મારા લાડકવાયા, સૂઈ જા!'" **સર સૈયદ અહમદખાઁ**

\+ \+ \+

## હિંદુસ્તાનની માટી

"હે હિંદભૂમિની મૃત્તિકે! તારી શ્રેષ્ઠતા વિષે શી શંકા હોય? કુદરતના દાતૃત્વની નદી તારા માટે વહી રહી છે. તારા માથા પરથી અવિનાશી સૌંદર્યનું તેજ પ્રકટ થઈ રહ્યું છે. તારાં શોભા, ઠાઠમાઠ, મહત્તા, પ્રતિષ્ઠા અને વૈભવનું શું વર્ણન કરવું? રોજ સવારે દૈદિપ્યમાન્ સૂર્ય પોતાનાં કિરણો વડે હિમાલયની વેણી ગૂંથતો હોય છે અને એ રીતે તે તારી સેવા કરે છે.

આ હૃદયમાં દસાયેલી માટીમાંથી જે ઝરા પ્રસ્ફુરિત થયા એમને કારણે ચીન અને અરબસ્તાનને પાણી-પુરવઠો મળતો હતો. જે સમયે સમગ્ર જગત પર જંગાલિયતનું વાદળું ફેલાયું હતું તે સમયે અમારી આ ભારતભૂમિ આખી દુનિયાની નેત્ર જ્યોતિ હતી. જે વખતે ગ્રીસની સભામાં સાહિત્યનો (શિષ્ટાચારનો; સંસ્કૃતિનો) દીપ જલતો નહોતો તે વખતે આ પ્રાચીન ભૂમિમાં જ્ઞાનસૂર્ય તપી રહ્યો હતો.

આ પુરાતન મંદિરને ગૌતમ બુદ્ધે આબરૂ અને પ્રતિષ્ઠા મેળવી આપી. સરમદ નામના સુપ્રસિદ્ધ સંતે આ ભૂમિ પરથી પોતાની માતૃભૂમિની આરતી ઉતારી. અકબરે આ દેશને પ્રીતિના પ્યાલાનું પ્રદાન કર્યું; અને રાણા પ્રતાપસિંહે પોતાના લોહી વડે આ બગીચાનું સિંચન કર્યું આ રીતે આ માટીમાં બધા શૂરવીરો વ્યાપ્ત થઈને રહ્યા છે. અહીંનાં બધાં ખંડિયેરો એટલે જાણે આ શૂરવીરોનાં અસ્થિ જ છે.

અહીંની દીવાલો અને અહીંના દરવાજા એ દરેક પર એ શૂર પૂર્વજોનો પ્રભાવ પડેલો હજી પણ સ્પષ્ટ દેખાય છે. અમારી નસેનસમાંથી હજી એમનું લોહી સળવળાટ કરી રહ્યું છે. હજી સુધી (હિંદુઓના) શંખનો અવાજ અત્યંત પ્રભાવશાળી છે; અને (મુસલમાનોની) બાંગોના અવાજથી સ્વર્ગનો ખૂણો ધમધમી ઊઠે છે. કાશ્મિર હજી પણ નંદનવન છે અને હજી પણ ગંગા નદી મઝાથી વહી રહી છે.

ફૂલો અને ફળોમાં પણ પહેલાંના જેવી જ તાજગી છે. મોર જંગલોમાં આજે પણ નૃત્ય કરી રહ્યા છે અને અગાઉની જેમ જ વીજળી વાદળાંમાંથી કડકડાટ કરે છે; પરંતુ અંતઃકરણમાંના ઉત્સાહને માત્ર થોડીક ઓટ આવી છે. મહેફિલ જો કે એ જ હોય તો પણ એમાંની બત્તી માત્ર બુઝાઈ ગઈ છે. દેશની માટી જો કે એ જ હોય તો પણ તે દેશભક્તિ માત્ર રહી નથી.

કેટલાંક વર્ષોથી અમારું સુંદર દૃશ્ય આડુંઅવળું થતું ચાલ્યું છે, જગતના પટ પરથી અમારું નામ-નિશાન પણ નહીંવત્ થવા લાગ્યું છે, અમારી ગાઢ નિદ્રા મૃત્યુ કરતાં કાંઈ ઓછી નથી. અમારો હિંદુ-સ્તાન એટલે જાણે પ્રેતવસ્ત્ર વિનાનું શબ છે. વિદ્યા, કૌશલ્ય, પ્રામાણિકતા એ બધું નષ્ટ થવા માંડ્યું છે; અને ભોગવિલાસના ગુલામ બનેલા ભારતવાસીઓ બેફિ-કિરાઈથી ઘોરતા પડ્યા છે.

હે રાષ્ટ્રપ્રેમનાં રણશિંગ! આ ઊંઘમાંથી તું અમને જગાડ. અમારી ભુલાઈ ગયેલી કહાણી તું અમારા કાનોને ફરી એક વાર સંભળાવ. મુડદાલ મનોમાંનો નિરુત્સાહ દૂર કર; અને રાખમાંથી તણખા નીકળતા હોવાનું અમને બતાવ. દેશભક્તિ વડે પ્રકાશ બનીને અમારાં નેત્રોમાં સમાઈ જવું અને મસ્તકમાં ધૂન અને હૃદયમાં આનંદ બનીને પ્રવેશ કરવો.

બગીચા પર ફિદા હોય તેમને વૃક્ષો અને ફૂલોની લખલૂટ થાઓ. રંગીલા લોકોને કાવ્યાનંદ મળો. બુલ-બુલને ફૂલ અને ફૂલને ઉપવનની લખલૂટ મળો. અમને દુર્ગુણોને અમારી પ્રિય માતૃભૂમિ સંપન્ન થાઓ. આ બગીચામાં અમારાં અંતઃકરણોમાંનાં ફૂલો વિકસશે. આ માટીમાંથી અમે ઊભાં થયાં છીએ; આ માટીમાં જ અમે ભળી જઈશું."

**પંડિત બ્રજનારાયણ ચકબસ્ત**

\+ \+ \+

## ભારતીય મુસલમાનોની શોકાંતિકા

"ભારતીય મુસલમાનોની શોકાંતિકા એ છે કે વ્યાવહારિક દૃષ્ટિકોણના અભાવને કારણે, જે સામાન્ય જ્ઞાનના અભાવથી વ્યક્તિઓ અને જૂથો જીવનસાગરમાં સઢ વગરની નૌકાઓ જેમ વહી જાય છે તે સામાન્ય જ્ઞાનથી પણ તેઓ વંચિત રહ્યા. આ સામાન્ય જ્ઞાન એટલે એક પ્રકારનું સામાન્ય જનતાનું વ્યવહારજ્ઞાન હોય છે. આ જ્ઞાન પ્રત્યેક યુગમાં અને પ્રત્યેક દેશમાં જ્ઞાનવિજ્ઞાનની કક્ષા પરથી ટીપું ટીપું ટપકતું સામાન્ય જનતાની કક્ષા સુધી આવી પહોંચે છે. પ્રગતિશીલ

રાષ્ટ્રોમાં ત્યાંના વિદ્વાન લોકો જીવનનો અને જીવન-માંની સમસ્યાઓનો વિચાર ભાવાવેશ, પૂર્વગ્રહ અને લોકભ્રમણા એ બધાંને ભોગ ન થતાં શાસ્ત્રીય વિશ્લેષણની દૃષ્ટિકોણમાંથી કરતા હોય છે. ત્યાંના સામાન્ય લોકોને પણ વિચાર અને બનાવો તરફ પોતાને ખપના દૃષ્ટિકોણમાંથી જોવાને બદલે એમનાં મૂળ સ્વરૂપમાં જોવાનો પ્રયત્ન કરવાની બૌદ્ધિક ટેવ પડે છે. પરંતુ ભારતમાંના સામાન્ય મુસલમાનો પોતાના અન્ય અનેક દેશબાંધવોની જેમ હજી સુધી આવી ટેવ પાડી શક્યા નથી. કોઈ પણ બાબત તરફ વસ્તુનિષ્ઠ દૃષ્ટિકોણમાથી જોવું એમને લગભગ શકય જ થતું નથી; કારણ કે એમની બુદ્ધિનો પરિપોષ આજ્ઞાધારક શ્રદ્ધા, લોકભ્રમ, નિરર્થક બબડાટ, ઉપદેશ અને કાવ્યમય અતિશયોક્તિ અને કલ્પનાવિલાસ, એ બધાંના વાતાવરણમાં થયો છે. આ વાતાવરણ સામાન્ય જ્ઞાનના વિકાસ માટે અત્યંત પ્રતિકૂળ બની રહે છે. જે લોકોને કેવળ ધર્મમાં જ નહિ પણ જ્ઞાનમાં યે આજ્ઞાધારક શ્રદ્ધાળુપણાની ટેવ પડેલી હોય, જ્યોતિષ, જાદુ અગર એવા જ બુદ્ધિ-વિરોધી અને અકુદરતી બાબતોમાં જેઓ લપેટાયા હોય, લોકભ્રમણાઓને વિજ્ઞાન અને કપોલકલ્પિત બનાવોને ઇતિહાસ સમજતા હશે, ઉપદેશયુક્ત પ્રાર્થના-ઓને અને કાવ્યપૂર્ણ રૂપકોને જેઓ તર્કશાસ્ત્ર માનતા હશે તેમને વાસ્તવિક જીવનની સપાટી પરથી પણ બનાવોની પારખ કરીને એમનું સત્યસ્વરૂપ કેવી રીતે સમજી લઈ શકાય? આવા ગામડીપણાને લીધે ભારતીય મુસલમાનોનાં જુદાં જુદાં જૂથોએ છેલ્લાં સો વર્ષોના રાજકીય ઇતિહાસમાં જે ઠોકરો ખાધી એમનો ઉલ્લેખ આ પહેલાં અમે કર્યો છે. દાખલા તરીકે, ધાર્મિક રાષ્ટ્રભક્તો દીર્ઘ સમય સુધી આ ઘાતક બનાવટી કલ્પનામાં મસ્ત બની રહ્યા કે અફઘાનિસ્તાન અને તુર્કસ્તાન ભારતના સ્વાતંત્ર્ય માટે બ્રિટિશ સત્તા સાથે સંઘર્ષ કરવા ઇચ્છે છે અગર તેટલું સામર્થ્ય તેમનામાં છે. કેટલાક સમય સુધી તેઓ તેમની સમગ્ર શક્તિ અને બધાં સાધનો કસોટીએ લગાડીને તુર્કસ્તાનની ખિલાફત ટકાવી રાખવાના પ્રયત્નો કરતા રહ્યા. વસ્તુતઃ, દુનિયાના બીજા કોઈ પણ દેશમાંના મુસલમાનો ખિલાફતને પીઠબળ આપવાને તૈયાર નહોતા, બલ્કે બધા આરબો અને ખુદ તુર્કો પૈકી ઘણા ખરા લોકો ખિલાફતની વિરુદ્ધ હતા. એક વાર હિંદુસ્તાનમાં હિજરત કરીને અફઘાનિસ્તાનમાં જઈને રહેવાની વિચિત્ર ચળ-વળ શરૂ કરવામાં આવી અને તેનાં ભયંકર પરિણામો એમણે ભોગવ્યાં. અને. છેલ્લે, કોમવાદી મુસલમાનોએ ભારતના ભાગલાને છેવટે ટેકો આપીને આત્મઘાત નોતરી લીધો. પરંતુ આ અવાસ્તવિક દૃષ્ટિકોણનું, આ મનોરાજ્યનું અને ભોળપણનું સૌથી વધુ ભયંકર અને ઘાતક પરિણામ એ આવ્યું કે મુસલમાનોનાં મગજમાં તેમનાં પોતાનાં જ બે પરસ્પરવિરોધી ચિત્રો એવાં તો અંકિત થઈ ગયાં છે કે હવે વસ્તુસ્થિતિના અરીસામાં પોતાનું સાચું પ્રતિબિંબ ઓળખવાનું એમને માટે મુશ્કેલ બન્યું છે."

**સૈયદ આબિદ હુસેન**

\+ \+ \+

## રૂબાઇઆ

"તે વખતે કોઈની ભૂલ હતી એ કાંઈ હવે યાદ આવતું નથી. આપણે કઈ રીતે દૂર થયાં તે યાદ આવતું નથી. એ બોલવામાંની કડવાશ હજી યાદ આવે છે, પણ તે બોલેલું શું હતું તે માત્ર યાદ આવતું નથી.

×

દરેક વસ્તુનું સ્વરૂપ બદલાતું રહેનારું છે. દરેક કાંટા બગીચામાંથી નીકળી જવાનો હોય છે. પૂર્વ તરફ જુઓ, અંધકારમાંથી પ્રકાશનો એક સ્રોત બહાર પડવાનો છે.

×

ભૂતકાળની યાદ દુઃખમાં ઉમેરો જ કરતી રહી. નિદ્રિત અભિલાષાઓને જાગૃત કરતી જ રહી. મિત્રના શરીરમાંથી સુગંધ આવતી જ રહી."

**જગન્નાથ 'આઝાદ'**

\+

"જેમણે ઘર છોડયું છે એમની સામે ધ્યેય ન હોય તો ભલે ન હોય! કોઈ પણ મુશ્કેલી દૂર ન થતી હોય તો ભલે ન દૂર થતી, અસ્તિત્વની આ રાત્રિ પસાર કરવા માટે કોઇનો સંગાથ ન હોય અને નિર્જન સ્થાન હોય તો ભલે હોય.

×

જીવ ગુમાવી બેઠતો હોય તો ભલે ગુમાવી બેસે. જે કાંઈ થવાનું હોય તે થવા દો. જિંદગી ઘણી બાકી છે. એ વખતે ધીરજ પણ રાખીશ. પણ આ વખતે માત્ર મને મન મૂકીને રડવા દો.

×

સંયોગ-વિયોગની વાત કાઢશો મા. પાણીમાં ભીંજાનારું કમળ તમે જોયું છે? કેટલી યે મિલન-રાત્રિઓ પસાર થઈ હશે; પણ હજી સુધી પાણી જોડેનો એનો નાતો કૌમાર્યનો જ છે."

રઘુપતિસહાય 'ફિરાક' ગોરખપુરી

+

"લોકો પોતાના સ્વાર્થ ખાતર જ જીવે છે. લોકો એમનાં પોતાનાં જ કપડાં શીવે છે. જે લોકો મનુષ્યનું લોહી પીએ છે એમને દારૂ પીવામાં સંકોચ થાય ખરો કે?"

'જોશ' મલીહાબાદી

+ + +

## રાષ્ટ્રીય શિક્ષણ

"જે પ્રમાણે કેટલાક સમયમાં શરીરનો એક-એક કણ બદલાઈ જાય છે પરંતુ શરીરનું જીવન માત્ર સતત ચાલુ હોય છે, જે પ્રમાણે વૃક્ષનાં પાંદડાં બદલાય છે પણ વૃક્ષ તે જ હોય છે, એ જ પ્રમાણે સમાજમાંનાં માણસો સતત નષ્ટ થતાં હોવા છતાં સમાજનું જીવન ચાલુ જ રહે છે. દરેક જીવંત વસ્તુની જેમ સમાજમાં પણ બે કાર્યો સતત ચાલુ હોય છે: એક તો, બદલાતા રહેવાનું, અને બીજું, પોતાની સ્થિતિ કાયમ ટકાવી રાખવાની. આ પૈકી કોઈ પણ એક કાર્ય અટક્યું એટલે મૃત્યુ આવ્યું જ એમ સમજવું. જે શરીર પોતાને કાયમ રાખી શકતું નથી તે તો નષ્ટ થાય છે જ, પણ જેનામાં પોતાને બદલાતા રાખવાનું સામર્થ્ય બાકી રહ્યું ન હોય તે પણ મરણના પંજામાં પડે છે. સમાજમાં વ્યક્તિઓના અસ્તિત્વની જરૂર એ માટે હોય છે કે સ્થિતિ અને લય, જતન અને પરિવર્તનનાં આ ચક્રનું માધ્યમ બનવું. તેમને આ કામને વાસ્તે લાયક બનાવવા માટે સમાજે નવી પેઢીના શિક્ષણ તરફ ધ્યાન આપવું એ એમની ફરજ છે. વસ્તુતઃ, સમાજે પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે અને પોતાનાં ઘટકોએ બદલાતી પરિસ્થિતિ પ્રમાણે સામાજિક જીવનમાં પણ યોગ્ય અને આવશ્યક ફેરફાર સિદ્ધ કરવાની દૃષ્ટિએ સભાનતાથી કરેલો પ્રયત્ન એટલે જ શિક્ષણ. જે પ્રમાણે વ્યક્તિના જીવનમાં એની સ્મરણશક્તિ વર્તમાનકાળ સાથે ભૂતકાળનો સંબંધ જોડતી હોય છે તે જ પ્રમાણે રાષ્ટ્રીય જીવનમાં શિક્ષણ ભૂતકાળ સાથે વર્તમાનકાળને જોડી આપતું હોય છે. જે સમાજ પોતાની શિક્ષણવ્યવસ્થા બરાબર રાખતો નથી તે પોતાનું અસ્તિત્વ જ ભયમાં ધકેલતો હોય છે; અને જે પ્રમાણે સ્મરણશક્તિ નાશ પામી એટલે વ્યક્તિનું જીવન અસ્તવ્યસ્ત થઈ જાય છે તે જ પ્રમાણે રાષ્ટ્રીય શિક્ષણ ન હોય તો રાષ્ટ્રીય જીવન અસ્તવ્યસ્ત બની જાય છે. જો વિશ્વસમાજમાં ભારતીય સમાજને પોતાનું જુદું વ્યક્તિત્વ ટકાવી રાખવું હશે, અન્યથી એને જુદાપણું બક્ષનારું એવું ઇતર સમાજોથી ભિન્ન એવું કશુંક એની પાસે હશે અને તે ટકાવી રાખવાની પાત્રતાવાળું હશે અને તેનાથી વિશ્વજીવન સંપન્ન બનવાનું હશે તો આપણા સમાજની એ ફરજ છે કે આપણી આવી ખાસ વિશેષતાઓનો આપણા શિક્ષણમાં સમાવેશ કરવો, અગર, પોતાના ભૂતકાળનો વારસો પોતાની ભાવિ પેઢીઓ સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરવી. કારણ, કેવળ પુસ્તકોમાં લખાઈ જવાથી આપણો ઇતિહાસ જીવંત રહેશે નહીં. સમાજમાંની દરેક વ્યક્તિના હૃદયમાં અને મગજમાં, લોહીના ટીપેટીપામાં તે સામેલ થાય તો જ જીવંત રહેશે."

ઝાકિર હુસેન

+ + +

## ચૂંટેલાં ટુચકાઓ

"આજકાલ અમે મૃત્યુથી બીવા લાગ્યાં છીએ પણ પહેલાં આવું શિક્ષણ અપાતું નહોતું: તે વખતે પ્રભુથી બીવા સિવાય બીજું કશું જ આવડતું નહોતું.

×

અમારા મિત્રો કયું મહાન કાર્ય કરીને ગયા એવું કહેવું? બી. એ. થયા, નોકરી કરી, પેન્શન મળ્યું અને મરી ગયા.

×

રજૂ કરું છું. આજે જગતમાં ચોતરફ ફેલાયેલાં કપટ કે દાવપેચ આ કાગળમાં નથી. આમાં પ્રચારિયો દાવ પણ નથી; કારણ ભારત, ભારતના લોકો અને ભારતની સરકાર એ બધાંને લીધે મારામાંનો તમામ પ્રચારિયો આવેશ દુઃખના અગ્નિમાં બળીને ખાક થઈ ગયો છે.

તું અંગ્રેજી ભાષામાં રશિયન બોલે છે, એને બદલે હિંદી ભાષામાં ઉર્દૂ બોલતો રહેજે. આ ભાષાનો પહેલો અક્ષર 'અલ્લા', 'ૐ' અને 'માણસાઈ'ની યાદ આપે છે. બીજો અક્ષર 'રામ,' 'રહીમ' અને 'રોટી'નો ઈશારો કરે છે; ત્રીજો અક્ષર 'દીન (ધર્મ)', 'ધર્મ' અને 'દિલ'ની કલ્પનાને આગળ ધરે છે, અને ચોથો અક્ષર 'વતન' (માતૃભૂમિ) 'વસ્લ (મિલન) અને 'વિચાર'ની આજ્ઞા આપે છે.

લાડકવાયા, આ ચૂંટણી એટલે પ્લેગ અને કૉલેરા કરતાં પણ ભયંકર ચેપી રોગ છે. એ આપણને સહુને અંદરોઅંદર લડાવી મારીને ખતમ કરી નાખશે. સ્વાતંત્ર્યનો આ જ એકમેવ રસ્તો છે એવી ભૂલભરેલી કલ્પનામાંથી આપણો છૂટકારો થવાની પહેલાં જ તે આપણો નાશ કરશે.

હું ઓછું ભણેલો છું, અને જે શિક્ષણમાંથી ચૂંટણીબાજી નિર્માણ થઈ છે એનો તો મને સ્પર્શ પણ નથી. સર્વસામાન્ય માણસની જેમ હું વિચાર કરું છું. આ બધા ચિંતનમાંથી એક જ નિષ્કર્ષ પર હું આવ્યો છું કે કૉંગ્રેસની અને લીગની આ બધી બાબતો માંદાને વધારે માંદો કરનારી છે. આવી સ્થિતિમાં તારા જેવો, મૃતાત્માઓને જીવંત કરનારો પ્રેષિત કઈ તરફ ચાલ્યો છે? વસ્તુતઃ તારે એક નિર્ભેળ ભારતીય માર્ગ તૈયાર કરવો જોઈતો હતો. રેલવેના અને મોટરોના માર્ગથી તે જુદો હોત તો એના પર કોઈની યે રેલવે અગર મોટર આવી શકી ન હોત.

હે મનમોહન! તારી પાસે શરીરનું સૌંદર્ય છે, મનનું માધુર્ય છે અને વિચારનું તેજ છે- કર્મરૂપે તું મહાવીર છું. આ પ્રેમપત્ર તું ધ્યાનથી વાંચીશ તો તારો-મારો અલ્લા તને યોગ્ય માર્ગ બતાવશે. ભારતની મુક્તિનો એ સાચો માર્ગ હશે. અંતઃકરણનાં મધુર બોલ સાભળવાની ઇચ્છા ધરાવનારો."

હસન નિઝામી

## ચૂંટેલાં મુક્તકો

"પ્રેમને કારણે જીવનનો આનંદ અમને મળ્યો, અમારાં દુઃખોની ઔષધિ પ્રાપ્ત થઈ, અને જેના પર કોઈ જ દવા ચાલતી નથી એવી વ્યથા પણ પ્રાપ્ત થઈ.'

×

જ્યારે કશું નહોતું ત્યારે ભગવાન હતો. કશું ન હોત તો પણ ભગવાન હોત. આ 'હોવા'પણાએ મારો નાશ કર્યો. હું ન હોત તો શું થયું હોત?

×

આ પ્રેમે મને નકામો બનાવી દીધો; નહીંતર તો મેં પણ દુનિયામાં કશુંક કરી બતાવ્યું હોત.

×

પ્રેમની અવગણનાથી હું ડરતો નથી, પરંતુ જે હૃદયનું મને અભિમાન થતું તે હૃદય જ હવે રહ્યું નથી.

×

પૈસોટકો અમારી પાસે ક્યાંથી? સમડીના માળામાં માંસનો ટુકડો કેવી રીતે સિલકમાં રહે?

×

કૃપાવંત બનીને તું મને ગમે ત્યારે બોલાવી લે. હું કાંઈ વહી ગયેલ સમય નથી કે જે ફરી આવી જ શકે નહીં.

×

મારા પગતળિયે થયેલા ફોલ્લાને કારણે હું સાવ ગભરાઈ ગયો હતો. પણ રસ્તો કાંટાકુંપણથી ભરેલો છે એ જોઈને મનને અત્યત આનંદ થયો છે.

×

તેમણે અમારી તરફ જોવાથી અમારા ચેહરા પર જરાક તાજગી આવે છે; પરંતુ તેટલા પરથી તેમને એવું લાગે છે કે, માંદા માણસની તબિયત સારી છે.

×

બિંદુ જો સિંધુમાં ભળી ગયું તો તે સિંધુ જ બને છે. એ પ્રમાણે જેનો અંત સારો તે કાર્ય સારું છે.

×

સ્વર્ગની સાચી પરિસ્થિતિ અમને ખબર છે; પરંતુ મનના સંતોષ ખાતર એ (સ્વર્ગની) કલ્પના સારી છે.

×

તું ઉપેક્ષા કરીશ નહીં એ અમે સ્વીકારીએ છીએ; પરંતુ તને (અમારી દુર્દશાની) ખબર પડે ત્યાં સુધીમાં તો અમે જ નાશ પામી જઈશું."

ગાલિબ

*

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

૭૨

જુલાઈ • ૧૯૬૭

निष्ठया संभृता नित्यं स्वाध्यायश्रीर्विवर्धताम्।

વર્ષ ૬ • અંક ૧૨

"લોકશાહીનાં ભયસ્થાનો ઓછાં નથી. સૌથી અઘરામાં અઘરી રાજ્યવ્યવસ્થા એ લોકશાહી વ્યવસ્થા છે અને એનો વિકાસ રાજકીય સ્વાતંત્ર્ય ઉપર જ નિર્ભર છે. લોકશાહી ઉપરથી ઠોકી બેસાડી શકાતી નથી. એ પ્રજાની આંતરિક તાકાતનું પ્રતીક છે. એ પ્રણાલિકા વડે જ મજબૂત બને છે અને અંતે સ્થિરતા પામે છે. લોકશાહી સંસ્થાઓ છાશવારે ને ઘેંશવારે બદલી શકાતી નથી. આર્થિક આયોજનનો પ્રશ્ન તો લોકશાહીમાં ઠીક ઠીક મુશ્કેલ છે. દુનિયામાં હિંદ એક જ એવો લોકશાહી દેશ છે કે જેણે આર્થિક આયોજન અપનાવીને મર્યાદિત રીતે પણ પાર પાડ્યું છે. ઊભી થયેલી પ્રણાલિકાઓ જળવાઈ રહે, લઘુમતીને કચડી નાખવાની વૃત્તિ પ્રબળ ન બને, બંધારણને વફાદાર રહેવાનું રાજકીય પુરુષો ચાલુ રાખે, નાગરિકોના હક્કોનું રક્ષણ થાય અને પોતાની ફરજો વિષે દરેક નાગરિક જાગ્રત રહે તો જ લોકશાહી સફળ નીવડી શકે. લોકશાહી સાથે વારંવાર ચેડાં થઈ શકે નહીં. એક વાર લોકશાહી નષ્ટ થઈ તો ફરી એને એ જ સ્વરૂપે લાવવાનું કાર્ય ખૂબ કપરું છે. લોકશાહી એ કાંઈ સ્ત્રીની સાડી નથી કે જે દિવસમાં દસ વાર બદલી શકાય. આથી જ પ્રગતિશીલ સમાજ-વ્યવસ્થામાં લોકશાહીનું મૂલ્ય ખૂબ ઊંચું છે. આયોજનને અને એને ગાઢ સંબંધ છે."

રામુ પંડિત

['આર્થિક આયોજન'–કર્તા: રામુ પંડિત. પ્રકાશક: પ્રાચ્ય વિદ્યામન્દિર, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. સને ૧૯૬૬. પૃ. ૧૭૩]



સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અર્વાચીન ગુજરાતનું રાજકીય ઘડતર-૧૫

## રાષ્ટ્રના નવઘડતરનાં વિચારો અને પ્રવૃત્તિઓ

પ્રવીણચંદ્ર પારેખ

**વીસમી** સદીનું પ્રભાત ઊગતાં ગુજરાત રાજકીય રીતે ઠીક ઠીક જાગૃત થઈ ચૂકયું હતું, જો કે બંગાળ અને મહારાષ્ટ્ર કરતાં હજી તે પાછળ હતું. વીસમી સદીમાં રાષ્ટ્રભાવના વ્યાપક બની અને જીવનના સર્વ ક્ષેત્રોમાં તે વિસ્તાર પામી. પરિણામે રાષ્ટ્રના નવઘડતરનાં વિચારો અને પ્રવૃત્તિઓનો એક નવો યુગ શરૂ થયો.

ઊગતી સદીના ગુજરાત વિષે લખતાં હીરાલાલ પારેખ કહે છે:

'વીસમી સદીનાં આરંભનાં વર્ષોમાં દેશભરમાં પ્રજાકીય જાગૃતિ ઉદ્‌ભવવા પામી. નવજુવાનીમાં પ્રવેશ કરતા કુમારની પેઠે, ગુજરાતી પ્રજાજીવન હિલોળે ચડે છે; તે અનેકવિધ અભિલાષ સેવે છે; તેની સિદ્ધિ અર્થે સાહસ અને જોખમ ખેડવા તે તત્પર બને છે; ઇચ્છિત ફળની પ્રાપ્તિ સારુ પ્રાણ સમર્પવા સુદ્ધાંતની તે ઉત્સુકતા દાખવે છે.'[૧]

સને ૧૯૦૨માં રાષ્ટ્રીય મહાસભાનું વાર્ષિક અધિવેશન અમદાવાદમાં મળ્યું હતું. અર્વાચીન ગુજરાતના રાજકીય ઇતિહાસનું તે એક અગત્યનું સીમાચિહ્ન છે. બંગાળ અને મહારાષ્ટ્રની સરખામણીમાં પાછળ રહી ગયેલા ગુજરાતની રાજકીય જાગૃતિ વધારવાની દષ્ટિથી અને ફિરોઝશાહ મહેતા અને અંબાલાલ સાકરલાલ દેસાઈના પ્રયત્નથી મહાસભાનું પ્રસ્તુત અધિવેશન ગુજરાતમાં ભરવામાં આવ્યું હતું. ગુજરાતના જાહેર જીવનમાં અગત્યનો ભાગ ભજવનાર ઘણા રાજકીય અને સામાજિક કાર્યકરોએ તેમજ સાહિત્યકારોએ ઉપર્યુક્ત અધિવેશનમાં હાજરી આપી હતી. તેમાંથી અમુક તો કિશોરવયે તેમાં હાજરી આપી હતી અને તેની કાયમી અસર તેમના માનસપટ પર અંકિત થઈ હતી; તેમ થવાનું એક વિશેષ કારણ એ હતું કે તે અધિવેશનના પ્રમુખ તત્કાલીન ભારતના શ્રેષ્ઠ વક્તા સુરેન્દ્રનાથ બૅનરજી હતા. ગુજરાતી સાહિત્યકાર શ્રી ધનસુખલાલ મહેતાએ દશ વર્ષની કિશોર વયે ઉપર્યુક્ત અધિવેશનમાં હાજરી આપી હતી તેનું સ્મરણ આલેખતાં તેમની આત્મકથામાં તેઓ લખે છે:

'અમદાવાદનો એક અનુભવ મને ખાસ યાદ રહ્યો છે. તે વેળા અમદાવાદમાં ઇંડિયન નૅશનલ કૉંગ્રેસની બેઠક હતી અને પ્રમુખ તરીકે સર સુરેન્દ્રનાથ બૅનરજી હતા. હું તેમનું ભાષણ સાંભળવા ગયો. તે વખતના મંડપમાં લાઉડ સ્પીકર વગેરેની વ્યવસ્થા હતી નહિ એ લખવાની જરૂર નથી. અમને એમના ભાષણની છાપેલી નકલ મળી હતી. એવામાં સુરેન્દ્રનાથે ભાષણ શરૂ કર્યું. સાડાત્રણ કલાક સુધી એ હિંદના સર્વોત્તમ અને જગતભરમાંના ઉત્તમ વક્તાઓમાંના એક વક્તાનો વાક્‌પ્રવાહ એક સરખો, વણતૂટયો, સમુદ્રગર્જન પેઠે ઘડીકમાં મૃદુ, કોમળ, મીઠાશભર્યો અને ઘડીકમાં ગેબી પ્રચંડ નાદ કરતો ચાલ્યા કર્યો. એમના બોલવામાં અને છાપેલા ભાષણમાં એક અલ્પવિરામનો પણ ફેર નહીં.'[૨]

સ્વાભાવિક રીતે જ, ધનસુખલાલ મહેતાની જેમ, બીજા ઘણા કિશોર અને યુવાન માનસ ઉપર સર સુરેન્દ્રનાથના પ્રવચને કાયમી અસર પાડી હશે.

સને ૧૯૦૫-૦૬ના બંગભંગના પ્રચંડ આંદોલનના પ્રત્યાઘાતો સમગ્ર ભારતવર્ષની જેમ ગુજરાતમાં પણ પડયા હતા:

'બંગભંગની ચળવળના પરિણામે અમદાવાદનો નવ-ઉત્સાહિત યુવકવર્ગ નવીનવી પ્રવૃત્તિ ઉપાડી લેવા કટિબદ્ધ થયેલો, અને એ યુવક વર્ગે રામકૃષ્ણ-વિવેકાનંદ મંડળના જનસેવાના કાર્યમાંથી પ્રોત્સાહન મેળવી, સને ૧૯૦૭માં 'ઉદ્‌બોધન' નામનું માસિક નવા વિચારોનો પ્રચાર' કરવા કાઢયું હતું.

...તે માસિક જનતા ઉપર કાંઈ વિશેષ અસર પેદા કરી શકેલું નહિ, તેમ લાંબો સમય ચાલેલ નહિ;

છતાં એ મંડળે અમદાવાદમાં જે જાગૃતિ આણી હતી તે અદ્ભુ લોકોપકારી હતી.

...પહેલી ગુજરાત કેળવણી પરિષદ તેના જ આશ્રય હેઠળ મળી હતી; પણ તેનું મહત્ત્વનું સેવાકાર્ય સમસ્ત પૈસા ફંડની યોજના હતી. તે દ્વારા અમદાવાદની આસપાસના ગામોમાં અંગ્રેજી શાળાઓ ખોલવાના અખતરા કરવામાં આવ્યા હતા, તેમ તે ફંડમાંથી અમદાવાદના મિલમજૂરોના લત્તામાં રાત્રિશાળાઓ ચલાવવામાં આવતી.'[૩]

આ યુવક મંડળમાં કૃપાશંકર પંડિત, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય, ચંદ્રમણિશંકર પંડિત, ગોકળદાસ શાહ અને સ્વામીનારાયણ મુખ્ય હતા. જીવણલાલ વ્રજરાય, મગનભાઈ ચતુરભાઈ પટેલ અને કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ વગેરે ગૃહસ્થો તેમના 'મિત્ર, સલાહકાર અને નિયામક' હતા.'

એ યુવક-મંડળે દેશના દાદા દાદાભાઈ જયંતી ઊજવવાની પહેલ કરી અને સ્વદેશી કીર્તનો પ્રકટ કરી તેનો પુષ્કળ પ્રચાર કર્યો. ગુજરાતી સ્વદેશી સ્ટોરની સ્થાપના તેમની પ્રવૃત્તિને આભારી હતી. તેમણે ગોખલે સોસાયટી નામની સંસ્થા સ્થાપી હતી જેનો ઉદ્દેશ દેશના પ્રશ્નોનો પદ્ધતિસર અભ્યાસ કરવાનો હતો. ઉપરાંતમાં રાજકીય વિષયો ચર્ચવા અને તેનું શિક્ષણ મેળવવા 'પાર્લમેન્ટ' નામનું મંડળ તેમણે ઊભું કર્યું હતું.[૪]

સને ૧૯૦૬માં પેટલાદ હાઈસ્કૂલના હેડમાસ્તર મોતીભાઈ નરસીભાઈ અમીને 'મિત્રમંડળ પુસ્તકાલય' નામની એક પ્રવૃત્તિ શરૂ કરી. પાછળથી તેઓ વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિના નિયામક બન્યા હતા. પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ રહેલું તેમનું વિશાળ દૃષ્ટિબિંદુ સમજાવતાં તેમણે લખ્યું:

'પુસ્તકાલય પ્રવૃત્તિ કેળવણીની સંસ્થા હોવા ઉપરાંત સહકારની પણ સંસ્થા છે. સહકારનું જબરદસ્ત દૃષ્ટાંત પુસ્તકાલય પ્રવૃત્તિ પૂરું પાડે છે. એના સંચાલનમાં પ્રજા, સરકાર, પંચાયત, શિક્ષક વર્ગ અને સેવાભાવી પ્રજાકીય કાર્યકરોનો સાચો સહકાર રહ્યો છે. મુલ્કી ખાતું, કેળવણી ખાતું, વગેરે એકેએક ખાતાનો સહકાર પણ લેવાતો રહ્યો છે. સ્વરાજ્યની પ્રવૃત્તિ પણ એ ખરી જ.'[૫]

અરવિંદ ઘોષની પ્રેરણાથી છોટુભાઈ પુરાણીએ સને ૧૯૦૭માં વડોદરામાં રાષ્ટ્રીય વ્યાયામશાળાની સ્થાપના કરી હતી. લક્ષ્મીનાથ નામના એક શિક્ષકે આ સંસ્થાને ઉદારપણે સહાય કરી તેથી સન ૧૯૦૯થી તેને લક્ષ્મીનાથ વ્યાયામશાળાનું નામ આપવામાં આવ્યું.[૬]

લક્ષ્મીનાથ રાષ્ટ્રીય વ્યાયામશાળાની પ્રવૃત્તિઓની પાછળ રહેલો 'રાષ્ટ્રીયતા'નો 'ધર્મ' સમજાવતાં શ્રી કીશનસિંહ ચાવડા લખે છે:

'પુરાણી ભાઈઓનો બાજવાડાનો અખાડો એટલે માત્ર દેહઘડતરનો પ્રયોગ જ નહોતો. એ તો જીવનઘડતરનો એક અપૂર્વ પુરુષાર્થ હતો. રાષ્ટ્રીયતા અમારો ધર્મ હતો. ક્રાંતિ અમારો મંત્ર હતો. માતાની મુક્તિ અમારો આદર્શ હતો. આ આદર્શને ખાતર સુદૃઢ શરીર, ઉજ્જ્વળ મન અને ઉદાત્ત અંતઃકરણ દ્વારા સમન્વય વડે રાજ્ય કરતો પરાક્રમી આત્મા એ અમારો પુરુષાર્થ હતો. માત્ર દેહનો જ નહીં, ચેતનાનો પણ કાયાકલ્પ કરવાની આ ઉપાસના હતી.'[૭]

વીસમી સદીના શરૂઆતના પંદર વર્ષના ગુજરાતના જાહેર જીવનમાં અંબાલાલ દેસાઈની જેમ રણજિતરામ મહેતાનો ફાળો પણ અનન્ય છે. અંબાલાલભાઈ ઉપરના લેખમાં આપણે જોઈ ગયા મુજબ, અંબાલાલભાઈની પ્રવૃત્તિઓ અનેકદેશીય હતી. છતાં પણ તેમની જિંદગીનાં છેલ્લાં પંદર વર્ષ તેમણે મુખ્યત્વે ગુજરાતને રાજકીય રીતે જાગૃત કરવામાં ગાળ્યાં હતાં. રણજિતરામે રાજકીય જાગૃતિના પાયારૂપ પ્રજાના બૌદ્ધિક અને સાંસ્કૃતિક ઘડતરનું કાર્ય કર્યું.

રણજિતરામના પ્રયત્નથી જ ગુજરાતની અસ્મિતાના પ્રતીકસમી ગુજરાત સાહિત્ય પરિષદની સને ૧૯૦૫માં સ્થાપના થઈ અને તેનું પહેલું અધિવેશન તે વર્ષના જૂન-જુલાઈમાં અમદાવાદમાં મળ્યું. સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ અંગે પ્રજાના સર્વાંગી ઘડતરનો કેવો ખ્યાલ રણજિતરામના મનમાં હતો તે તેમણે પોતે જ પરિષદનો ઉદ્દેશ સમજાવતાં નીચે પ્રમાણે રજૂ કર્યો છે:

"......ગુજરાતી ભાષા અને સાહિત્ય વિષે જેટલા પ્રકારે વિવેચન થઈ શકે અર્થાત્ તેનાં ઇતિહાસ, ઘટના, જોડણી, વ્યાકરણ, લિપિ વગેરે વિષે જે કંઈ

યુગમાં એમની એ અભિલાષાઓ ને સ્વપ્નાં કાંઈક ફળ્યાં, પણ એ જમાવટ જોવાને તે ન રહ્યા.'૧૧

ગુજરાતની જાગૃતિની નોંધ લેતાં 'ઈશુનું વર્ષ ૧૯૦૮' નામના લેખમાં રણજિતરામે લખ્યું હતું કે:

'સર્વત્ર સ્ફુરણ પેઠું છે – જાગૃતિનાં ચિહ્ન દષ્ટિને પંથે પડે છે;' પણ 'ગુજરાતમાં નેતા નથી; બંગાળા, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે તેવા નેતા નથી. મુંબાઈમાં, અમદાવાદમાં કે દેશી રાજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકધા દેશહિતનું કામ બજાવે છે, પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે; અમે સર્વે ગુજરાતી છીએ—હિન્દુ, મુસલમાન, પારસી હોવા છતાં, ગુજરાતી છીએ, એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશ નિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે, એવા નેતાની આપણે ત્યાં ખોટ છે.'૧૨

સને ૧૯૦૮માં નેતા વગરના દેખાતા ગુજરાતે એક દશકા પછી પચીસ વર્ષ સુધી સમગ્ર ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામનું નેતૃત્વ સંભાળનાર નેતા દેશને આપ્યો.

સને ૧૯૦૫-૦૬ના બંગભંગના આંદોલનના સમયથી રાષ્ટ્રીય કેળવણી એ સ્વાતંત્ર્યસંગ્રામનું એક અગત્યનું અંગ રહ્યું છે. ગુજરાત-સૌરાષ્ટ્રની એક પ્રતિષ્ઠિત રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન'ની સ્થાપનાનો ઇતિહાસ આલેખતાં નાનાભાઈ ભટ્ટ લખે છે:

'ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીનો ૭ વર્ષનો ગાળો કાઠિયાવાડના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. જે વખતે દેશભરમાં અરવિંદબાબુના નેતૃત્વ નીચે રાષ્ટ્રીય કેળવણીની હાકલ વાગતી હતી, જે વખતે મહારાષ્ટ્રમાં ફર્ગ્યુસન કૉલેજના પાયા ધીમે ધીમે ચણાતા હતા, જે વખતે મદ્રાસ બાજુથી થિયૉસૉફિકલ સોસાયટીએ દેશીય શિક્ષણને નવો રંગ આપવા માંડ્યો હતો તે વખતે આ કેળવણીના પુનરુત્થાનના વિચારો કાઠિયાવાડમાં પણ અથડાયા વિના રહ્યા નહીં. એ જમાનાના ભાવનગરના દીવાન સર પ્રભાશંકર પટ્ટણીએ કાઠિયાવાડમાં એક મોટું ગુરુકુળ ઊભું કરવાનો વિચાર ગતિમાં મૂક્યો અને ખુદ પોતાના પુત્ર બટુકભાઈ ને ચાલુ સરકારી શાળામાં ન મૂકતાં તેને માટે નવીન પદ્ધતિની શાળા પોતાના ખર્ચે ઊભી કરી. એ જ રીતે સ્વામીનારાયણ સંપ્રદાયના વડતાલના મહારાજશ્રી લક્ષ્મીપતિપ્રસાદજીએ તેમજ તેમની સામે કોર્ટમાં કેસ લડતા મંદિરના સાધુઓએ જો કેસ પોતાના પક્ષમાં ઊતરે તો રૂપિયા ત્રણ લાખના ખર્ચથી એક ગુરુકુળ બાંધવાની ઇચ્છા વહેતી મૂકી. બરાબર આ જ અરસામાં ભાવનગરમાં, અમરેલીમાં તેમજ રાજકોટમાં ગૃહજીવનની ખોટ પૂરી પાડવા માટે જુદી જુદી કોમોનાં છાત્રાલયો (બોર્ડિંગ હાઉસ) અસ્તિત્વમાં આવ્યાં. મહારાજ શ્રીમાન્ નથુરામ શર્માનો આશ્રમ પણ આ જાતના પ્રવાહથી રંગાયો હતો. મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્માએ પોતે તેમજ તેમના કેટલાક અગ્રગણ્ય શિષ્યોએ વિદ્યાર્થીઓમાં ધાર્મિકતાની ઊણપ પૂરી કરવા માટે આવું એકાદ ગુરુકુળ કાઢવાનો વિચાર કર્યો. આ વિચારનો પરિપાક તે ભાવનગરનું 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.'૧૩

આ સમય દરમ્યાન નવલકથાકાર ભોગીન્દ્રરાવ દીવેટિયાએ રાષ્ટ્રજીવનના અનેક પ્રશ્નો અને રાષ્ટ્રઘડતરના અનેક ખ્યાલો તેમની નવલકથાઓમાં ગૂંથી લીધા અને એ રીતે તેઓ રમણલાલ દેસાઈના પુરોગામી બન્યા. 'મોહિની'માં તેમણે દારૂની બદીનો પ્રશ્ન ચર્ચ્યો; 'જ્યોત્સ્ના'માં તેમણે પારસી-હિન્દુ એકતાની હિમાયત કરી. વિક્ટર હ્યૂગોના 'લે મિઝરેબ્લ' ઉપરથી રૂપાંતરિત 'અજામિલ'માં મુંબાઈના ગરીબો અને મિલમજૂરોના જીવનનું પહેલી વખત વાસ્તવિક અને સમભાવપૂર્વકનું આલેખન થયું. 'ઉપાકાન્ત'માં ભોગીન્દ્રરાવે વૈજ્ઞાનિકના જીવનનું આલેખન કર્યું, કારણ કે

'હિન્દુસ્તાનની આર્થિક ઉન્નતિનો આધાર 'સાયન્સ' ઉપર જ છે એમ આ લેખકની ખાતરી છે. અને તેને લીધે જ સાયન્ટિસ્ટના જીવનની રેખા દષ્ટિગોચર કરાવી છે."૧૪

જો ભોગીન્દ્રરાવે તેમની નવલકથાઓમાં અનેક સામાજિક અને રાજકીય પ્રશ્નોની ચર્ચા કરી તો કવિ નાનાલાલે તેમનાં કાવ્યોમાં ભારતીય પ્રજાની રાજકીય આકાંક્ષાઓ અને ભાવનાઓ વ્યક્ત કરી.

સને ૧૯૦૫માં રાજયુવરાજને સત્કાર આપતા કાવ્યમાં તેમણે ભારત માટે સામ્રાજ્યમાં સમાનતાની માગણી કરી:

"સંસ્થાઓના બુરજો સાંધી,
દુર્ગ રચવો છે? રાજકુમાર!

થઈ શકે તે કરવું; આપણી લલિત કળાઓ, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય વગેરેનો પુનરુદ્ધાર શી રીતે થઈ શકે— સૌંદર્ય જેના દ્વારા માનવીનો ઉન્નત વિકાસ થાય છે એમ કવિઓ અને તત્ત્વજ્ઞાનીઓ કહે છે તેનો વાસ ગુર્જર હૃદયે હૃદયે કરાવવો, પ્રતિભાશાળી કલા-વિધાનની જોગવાઈઓ કરી આપી આગળ લાવવા પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ જાણવા પુરાણ, વસ્તુશાસ્ત્ર, ઉન્નતિલેખન (એપીગ્રાફી), નિષ્કશાસ્ત્ર, પ્રભૃતિશાસ્ત્રોનો અભ્યાસ અને શોખ જગાડવો. ઐતિહાસિક શોધખોળ ઉત્તેજન, આપણી પ્રજાના આચાર, રીતભાત અને જીવનવ્યાપાર પ્રકાશિત કરતા લેખો, ચિત્રો, શિલ્પ વગેરેની માહિતી પ્રજાને આપવી અને સામાન્યતઃ સર્વને ઉપલબ્ધ થાય તેવા રૂપમાં પ્રગટ કરવા જોગવાઈ કરવી—અને સરવાળે આપણી પ્રજામાં હિસ્ટૉરિકલ સ્પિરિટ (ઇતિહાસ દૃષ્ટિ) જગાડવો; ભૂગોળનો અભ્યાસ, વ્યાપાર અને ઇતિહાસ ધર્મના લાભાર્થે વધારવો; સાયન્સના અભ્યાસ માટે જોગવાઈ અને રુચિ ઉત્પન્ન કરવાં, હુન્નર-ઉદ્યોગના વિકાસ અને પ્રગતિને આવશ્યક રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વિદ્યુત્શાસ્ત્ર- અને જીવનશાસ્ત્રનાં મૂળ તત્ત્વો સરળ ભાષામાં દરેક ગુજરાતી સસ્તી રીતે પ્રાપ્ત કરી વાંચી શકે એવા ઉપાયો સૂચવવા અને યોજવા—આ હેતુ સાધવા પરિભાષા અને લેખનપદ્ધતિ કેવાં ઘડવાં એનો નિર્ણય કરવો; આ ઉપરાંત સંસારશાસ્ત્ર જેવા મહત્ત્વના વિષયને ચર્ચવો; તેની અંદર સમાયેલા માનવશાસ્ત્ર (નૃવંશવિદ્યા), નીતિ અને તત્ત્વચિંતન સંબંધી જુદા જુદા દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરાવવો; (તત્ત્વચિંતન ઇતિહાસ દૃષ્ટિએ ઉકેલવું, આપણાં જીવન અને પ્રારબ્ધને તેણે કેવી રીતે રચ્યું છે તે માપવું ઇત્યાદિ); આપણા દેશમાં ચાલતા સંપ્રદાયોના સિદ્ધાંતો, ઇતિહાસ તથા તેમણે બજાવેલી દેશ, ભાષા અને સાહિત્ય-ની સેવા પિછાનવી: હાલ અપાતી કેળવણી આપણી ભાષા દ્વારા કેવી રીતે સંગીન થઈ શકે તે વિચારવું અને ઉપાયો શોધી સરકારને સૂચવવા; તેમ જ પ્રજાજીવનના ઊર્ધ્વ પ્રયાણને વેગ મળે એવી કેળવણીની યોજના વિમર્શવી-વિવેચવી અને પ્રજા તથા સરકાર સન્મુખ મૂકવી; આપણાં સ્ત્રી-બાળકો, વેપારીઓ, કારીગરો વગેરેને વિનોદ સાથે ઉન્નત કરે એવું સાહિત્ય શી રીતે ઉપજાવવું; રંગભૂમિ અને વર્તમાનપત્રો જેવાં પ્રજાજીવન ઘડનારી પ્રણાલિકાઓનાં કર્તવ્યાકર્તવ્ય નક્કી કરવાં– આપણાં પ્રજાજીવનને અધિક ઉન્નત, શીલવાન, રસિક અને ઉદાર તેઓ શી રીતે કરી શકે તે વિચારી રાહ દાખવવો; તાત્પર્ય કે વિદ્યાના પ્રભાવથી આપણા દેશનું ભાગ્ય શીઘ્ર–આપણી પ્રજાનો ઉત્કર્ષ શાથી થાય ? એ પ્રશ્નના ઉત્તર અને નિરાકરણ માટે પરિષદે પ્રજાને જાગ્રત કરવી અને કર્તવ્ય આચરવા પ્રેરવી.'૮

રણજિતરામની કામગીરી વિષે હીરાલાલ પારેખ લખે છે:

'નવયુગનાં આંદોલનો એમને મન વસ્યાં હતાં. તદનુસાર ગુજરાતી જીવન ઘડવાના એમણે જીવનપર્યંત મનોરથો સેવ્યા હતા. રાજકીય ક્ષેત્રમાં તેઓ સુકાની થયા નહોતા; પણ પ્રજા સ્વાતંત્ર્યના તેઓ સાચા હિમાયતી હતા. પ્રજાતંત્રમાં પૂર્ણ શ્રદ્ધા હતી. એ આખાય પ્રશ્નને તેઓ ઐતિહાસિક દૃષ્ટિએ વિચારતા અને હોમરૂલ લીગની હિલચાલ પ્રવર્તતી હતી તે દિવસોમાં પ્રજાને રાજતંત્રનો ખ્યાલ આપવા એ વિષય ઉપર લખાયેલા એક અંગ્રેજી પુસ્તકનો તરજુમો કરી તે લખાણ તેમણે સમાલોચકમાં આપવાનું આરંભ્યું. હતું; અને મત(Franchise)નું મહત્ત્વ અને મૂલ્ય સમજાવતો એક નિબંધ એ માસિકમાં લખ્યો હતો. પણ એમનો પ્રિય વિષય તો 'ગુજરાતની અસ્મિતા' એ હતો.'૯

રણજિતરામને અંજલિ અર્પતાં શ્રી કનૈયાલાલ મુનશી લખે છે:

'રણજિતરામ માણસ નહોતા–એક ભાવના હતા. ગુજરાતનીરાષ્ટ્રીય અસ્મિતા(Self-consciousness)ના એ અવતાર હતા. તેને જ માટે તે જીવતા, તેને જ માટે તેણે ત્યાગવૃત્તિ ધારી, તેને જ માટે તે નવનવા માણસોના સંસર્ગમાં આવવા ઝંખતા. તેને જ માટે ગમે તે વેઠી એ બધાને એ ભાવનાએ પ્રેરવા મથતા.'૧૦

જે રીતે અંબાલાલભાઈએ ગાંધીયુગની પૂર્વભૂમિકા તૈયાર કરી તે રીતે રણજિતરામે સેવેલી ઘણી અભિલાષાઓ ગાંધીયુગમાં સિદ્ધ થઈ. કવિ નાનાલાલ લખે છે:

'ભરતખંડમાંની પ્રાન્તીય સ્પર્ધામાં ગુજરાતને મોખરે જોવાને ઉગ્ર-આકુળવ્યાકુળ થતા તે ગુજરાતી હતા. ગુજરાત બીજું રહે તેમાં યે તે અપમાન સમજતા. ગાંધીજીના

યુગમાં એમની એ અભિલાષાઓ ને સ્વપ્નાં કાંઈક ફળ્યાં, પણ એ જમાવટ જોવાને તે ન રહ્યા.'૧૧

ગુજરાતની જાગૃતિની નોંધ લેતાં 'ઈશુનું વર્ષ ૧૯૦૮' નામના લેખમાં રણજિતરામે લખ્યું હતું કે:

'સર્વત્ર સ્ફુરણ પેઠું છે – જાગૃતિનાં ચિહ્ન દષ્ટિને પંથે પડે છે;' પણ 'ગુજરાતમાં નેતા નથી; બંગાળા, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે તેવા નેતા નથી. મુંબાઈમાં, અમદાવાદમાં કે દેશી રાજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકધા દેશહિતનું કામ બજાવે છે, પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે; અમે સર્વે ગુજરાતી છીએ—હિન્દુ, મુસલમાન, પારસી હોવા છતાં, ગુજરાતી છીએ, એવી ભાવના જનેજનમાં જગાવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રતાપ ગુજરાતીઓ ગુજરાતમાં અને ખંડખંડના પરદેશ નિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે, એવા નેતાની આપણે ત્યાં ખોટ છે.'૧૨

સને ૧૯૦૮માં નેતા વગરના દેખાતા ગુજરાતે એક દશકા પછી પચીસ વર્ષ સુધી સમગ્ર ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામનું નેતૃત્વ સંભાળનાર નેતા દેશને આપ્યો.

સને ૧૯૦૫-૦૬ના બંગભંગના આંદોલનના સમયથી રાષ્ટ્રીય કેળવણી એ સ્વાતંત્ર્યસંગ્રામનું એક અગત્યનું અંગ રહ્યું છે. ગુજરાત-સૌરાષ્ટ્રની એક પ્રતિષ્ઠિત રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન'ની સ્થાપનાનો ઇતિહાસ આલેખતાં નાનાભાઈ ભટ્ટ લખે છે :

'ઈ. સ. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીનો છ વર્ષનો ગાળો કાઠિયાવાડના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે. જે વખતે દેશભરમાં અરવિંદબાબુના નેતૃત્વ નીચે રાષ્ટ્રીય કેળવણીની હાકલ વાગતી હતી, જે વખતે મહારાષ્ટ્રમાં ફર્ગ્યુસન કૉલેજના પાયા ધીમે ધીમે ચણાતા હતા, જે વખતે મદ્રાસ બાજુથી થિયૉસૉફિકલ સોસાયટીએ દેશીય શિક્ષણનેનવો રંગ આપવા માંડ્યો હતો તે વખતે આ કેળવણીના પુનરુત્થાનના વિચારો કાઠિયાવાડમાં પણ અથડાયા વિના રહ્યા નહીં. એ જમાનાના ભાવનગરના દીવાન સર પ્રભાશંકર પટ્ટણીએ કાઠિયાવાડમાં એક મોટું ગુરુકુળ ઊભું કરવાનો વિચાર ગતિમાં મૂક્યો અને ખુદ પોતાના પુત્ર બટુકભાઈને ચાલુ સરકારી શાળામાં ન મૂકતાં તેને માટે નવીન પદ્ધતિની શાળા પોતાના ખર્ચે ઊભી કરી. એ જ રીતે સ્વામીનારાયણ સંપ્રદાયના વડતાલના મહારાજશ્રી લક્ષ્મીપતિપ્રસાદજીએ તેમજ તેમની સામે કોર્ટમાં કેસ લડતા મંદિરના સાધુઓએ જો કેસ પોતાના પક્ષમાં ઊતરે તો રૂપિયા ત્રણ લાખના ખર્ચથી એક ગુરુકુળ બાંધવાની ઇચ્છા વહેતી મૂકી. બરાબર આ જ અરસામાં ભાવનગરમાં, અમરેલીમાં તેમજ રાજકોટમાં ગૃહજીવનની ખોટ પૂરી પાડવા માટે જુદી જુદી કોમોનાં છાત્રાલયો (બોર્ડિંગ હાઉસ) અસ્તિત્વમાં આવ્યાં. મહારાજ શ્રીમાન્ નથુરામ શર્માનો આશ્રમ પણ આ જાતના પ્રવાહથી રંગાયો હતો. મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્માએ પોતે તેમજ તેમના કેટલાક અગ્રગણ્ય શિષ્યોએ વિદ્યાર્થીઓમાં ધાર્મિકતાની ઊપણ પૂરી કરવા માટે આવું એકાદ ગુરુકુળ કાઢવાનો વિચાર કર્યો. આ વિચારનો પરિપાક તે ભાવનગરનું 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.'૧૩

આ સમય દરમ્યાન નવલકથાકાર ભોગીન્દ્રરાવ દીવેટિયાએ રાષ્ટ્રજીવનના અનેક પ્રશ્નો અને રાષ્ટ્રઘડતરના અનેક ખ્યાલો તેમની નવલકથાઓમાં ગૂંથી લીધા અને એ રીતે તેઓ રમણલાલ દેસાઈના પુરોગામી બન્યા. 'મોહિની'માં તેમણે દારૂની બદીનો પ્રશ્ન ચર્ચ્યો; 'જ્યોત્સ્ના'માં તેમણે પારસી-હિન્દુ એકતાની હિમાયત કરી. વિક્ટર હ્યૂગોના 'લે મિઝરેબ્લ' ઉપરથી રૂપાંતરિત 'અજામિલ'માં મુંબાઈના ગરીબો અને મિલમજૂરોના જીવનનું પહેલી વખત વાસ્તવિક અને સમભાવપૂર્વકનું આલેખન થયું. 'ઉપકાન્ત'માં ભોગીન્દ્રરાવે વૈજ્ઞાનિકના જીવનનું આલેખન કર્યું, કારણ કે

'હિન્દુસ્તાનની આર્થિક ઉન્નતિનો આધાર 'સાયન્સ' ઉપર જ છે એમ આ લેખકની ખાતરી છે. અને તેને લીધે જ સાયન્ટિસ્ટના જીવનની રેખા દષ્ટિગોચર કરાવી છે.'૧૪

જો ભોગીન્દ્રરાવે તેમની નવલકથાઓમાં અનેક સામાજિક અને રાજકીય પ્રશ્નોની ચર્ચા કરી તો કવિ નાનાલાલે તેમનાં કાવ્યોમાં ભારતીય પ્રજાની રાજકીય આકાંક્ષાઓ અને ભાવનાઓ વ્યક્ત કરી.

સને ૧૯૦૫માં રાજકુંવરજને સત્કાર આપતા કાવ્યમાં તેમણે ભારત માટે સામ્રાજ્યમાં સમાનતાની માગણી કરી:

"સંસ્થાઓના બુરજો સાંધી,
દુર્ગ રચવો છે? રાજકુમાર!

હિંદનો પ્રાચીન મિનાર જાળવશો?
મહારાજ્ય કુળનું હિંદ કુટુમ્બી કે નહિ?
ને કુળજનને રોટલો દેશો કે પથ્થર?"

સને ૧૯૧૧માં રચાયેલ 'રાજરાજેન્દ્રને' કાવ્યમાં તેમણે એવો આશાવાદ વ્યક્ત કર્યો કે સમગ્ર માનવજાતિ શાન્તિ તરફ પ્રયાણ કરી રહી છે:

"જો કે રાજના ભિન્ન ભિન્ન પન્થો માનવજાતના,
ધપે છે એક જ તીર્થે સૌ સંઘો ઇતિહાસના.
બેઠી હેગ વિષે મનુષ્યકુલની ગોર્બંડ ન્યાયાધીશી,
જાગી એક અમેરિકા મહી સભા સૌ લોકના ઐક્યની:
પ્રાધા કોલકરાર પંચ નીમવા, સંગ્રામ ખોટા ગણી:
દોરે છે ઇતિહાસની પગથી સૌ રાજેન્દ્ર! શાન્તિ ભણી.
સૌ સદ્યત્નો મુમુક્ષુના મોક્ષની શાન્તિ માટે છે:
તેમ શાન્તિ ભણી સર્વ સત્યપ્રજાની જ વાટ છે.

શોધે અમારાં સહુ શાસ્ત્ર શાન્તિને,
બોધે અમારા સહુ શાસ્ત્રી શાન્તિ તે;
એ છે મહામંત્ર સદાય આર્યનો
થશે મહામંત્ર નૃલોક સર્વનો."

એ જ કાવ્યમાં તેમણે ભારત માટે પાર્લમેન્ટની માગણી કરી:

"જગતની સહુયે મહાપ્રજાઓ,
અનુકરણે યશ ગાય જેહના, હો!
બ્રિટનની શુભ તેહ રાજ્યસંસ્થા
રચી અમ દેશ પૂરાણી મોંઘી આસ્થા."

'રાજસૂત્રોની કાવ્યત્રિપુટી'માં તેમણે રાજ્ય મહારાજ્ય અને માનવજાતના કેન્દ્રસામ્રાજ્યની વ્યાખ્યા આપી:

"ઇશ્વરદત્ત સૂત્રો આટલાં છે:
રાજાપ્રજાનું દ્વૈતાદ્વૈત ને રાજ્ય:
રાજ્ય રાજ્યનું શ્રદ્ધા સંકલન તે મહારાજ્ય,
અનેક મહારાજ્યમણિમાં ગુણવંત સ્નેહકિરણ
તે માનવ જાતિનું કલ્યાણ કેન્દ્રસામ્રાજ્ય."

આવા ગુજરાતમાં, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની પૂર્ણાહુતિ બાદ, સને ૧૯૧૫ની શરૂઆતમાં ગાંધીજીએ પ્રવેશ કર્યો. તે પ્રસંગના ઐતિહાસિક મહત્ત્વ વિષે શ્રી કનૈયાલાલ મુનશી લખે છે:

'......અને ઈ.સ. ૧૯૧૪(?)માં એક ચિરસ્મરણીય બનાવ બન્યો. દક્ષિણ આફ્રિકાથી ઉઘાડે પગે, દેશી ઢબનાં લૂગડાં પહેરી એક મુસાફર મુંબાઈ બંદરે ઊતર્યો. નવ-આર્યાવર્તે પરસંસ્કારની રાખ ખંખેરી નાખી હતી. ભઠ્ઠીમાં અગ્નિ તપતો હતો. બધાં સાંસ્કારિક બળોની આંચ ધગતી હતી. એ આંચ ભેગી થઈ ગઈ—જ્વાલા થઈ. આ નવો ઉતારુ તે જ્વાલાની મૂર્તિ બની રહ્યો. ગુજરાત ગાંધીજીનું થયું.'[૧૫]

સને ૧૯૧૫ના જુલાઈના 'નવજીવન અને સત્ય'માં શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે ગુજરાતના ભાવિ રાજકીય વિકાસ માટે નીચેની આશા વ્યક્ત કરી:

'ગુજરાતમાં શક્યતાઓ અદ્ભુત છે અને થોડા વખતમાં સંસારના મહાનિયમને અનુસરી સત્યરૂપે પ્રકાશશે એવી આપણી શ્રદ્ધા છે. આપણને સંપૂર્ણ વિશ્વાસ છે કે નિરુત્સાહી ગુજરાત પ્રવૃત્તિમાં પૂર જોમથી ઝંપલાવશે; ગરીબડું, બ્હીકણુ ગુજરાત તેના વડા પુત્ર ગાંધીની માફક આશ્ચર્યકારક પરાક્રમોથી દેશને ચકિત કરશે; નવયુગનું દિવ્ય ચેતન ગુજરાત ઝીલશે અને પોતાના જીવનમાં સર્વ અંગોમાં તે ઉદારપણે રેલાવશે. ગુજરાત આમ સમસ્ત રાષ્ટ્રનું જીવન્ત અંગ રાષ્ટ્રીય બનશે અને રાષ્ટ્રીય ઉન્નતિના ભગીરથ આરંભમાં માનભરેલું સ્થાન લેશે.'[૧૬] (સંપૂર્ણ)

## સંદર્ભ-સૂચિ


૧ 'અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન,' (ભાગ ૩ જો પૂર્વાર્ધ) પૃ. ૧-૨
૨ 'આથમતે અજવાળે', પૃ. ૧૬૩
૩ 'અ. ગુ. રે', ભાગ ૩ જો (પૂર્વાર્ધ), પૃ. ૬૮-૬૯
૪ એજન
૫ એજન. પૃ. ૫૭
૬ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક કૃત 'આત્મકથા', ભા. ૨ જો, પૃ. ૬૨
૭ 'અમાસના તારા'
૮ શ્રી ધનવન્ત ઓઝા કૃત 'રણજિતરામ'માંથી ઉદ્ધૃત, પૃ. ૧૪-૧૬
૯ 'અ. ગુ. રે.' ભાગ ૩ જો (પૂર્વાર્ધ), પૃ. ૧૨
૧૦ 'રણજિત કૃત સંગ્રહ', પૃ. ૧૯
૧૧ 'ઉદ્બોધન', પૃ. ૭૪
૧૨ 'રણજિતરામના નિબંધો', ભાગ ૧, પૃ. ૬૯
૧૩ 'ઘડતર અને ચણતર', પૃ. ૮૧-૮૨
૧૪ 'ઉષાકાન્ત'ની પ્રસ્તાવના
૧૫ 'ગુજરાત એક સાંસ્કૃતિક વ્યક્તિ અને બીજાં આદિવચનો', પૃ. ૩૫
૧૬ 'અ. ગુ. રે', ભાગ ૩ જો (પૂર્વાર્ધ)માંથી ઉદ્ધૃત, પૃ. ૭૪

# 'પિયાસી'*

**લાભશંકર રાવળ**

૧૯૪૮ના સાહિત્યમાં પ્રાપ્યા. શ્રી. રવિશંકર જોશીએ જેને ઉત્તમ કૃતિ ગણાવી છે તે 'પિયાસી' એક કવિની વાર્તાઓનો સંગ્રહ છે. સુન્દરમ્‌ના માનસમાં બે વસ્તુ પડી છે —

—જીવનની નક્કર વાસ્તવિકતામાં દેખાતી પ્રભુવિહીનતામાંથી પ્રગટેલી નાસ્તિકતા અને એ નાસ્તિકતામાંથી ય જે આકાર લેવા મથી રહી છે તે પ્રચ્છન્ન આસ્તિકતા. બે પરસ્પર વિરોધી આ માનસસ્થિતિએ લેખકના જીવનને જોવાના દૃષ્ટિકોણને વક્ર કરી મૂક્યો છે.

—ગાંધીવિચારણાએ જે દિનદલિતો પ્રત્યે અનુકંપા જગાવીને માનવ-સમભાવની હવા ઊભી કરવાનો પુરુષાર્થ કર્યો તે ભાવનાએ દીનદલિતોના જીવન પ્રત્યે સાહિત્યકારોને અભિમુખ કર્યા. ગાંધીજીને જ્યાં સર્વોદય દેખાયો ત્યાં સુન્દરમ્‌ને મૂડીવાદી માનસ અને પીડિત માનસ એ બેના સંઘર્ષણમાં 'ક્રાન્તિ'નું દર્શન લાધ્યું. એને પરિણામે 'ફૂટપાથનાં સૂતારાં'નું દર્શન કરાવનાર આ કવિમાં મૂડીવાદીઓને ઘૃણાભરી, અનુકંપા નહિ ત્રાસ ભરી રીતે કાંઈક ત્રીજી વ્યક્તિ તરીકે આ દીન જગતનો પરિચય કરાવવાનું વલણ જન્મ્યું છે.

સુન્દરમ્‌ની વાર્તાઓ વાંચતાં પહેલાં સુન્દરમ્‌નો આ વિશિષ્ટ દૃષ્ટિકોણ ધ્યાનમાં લેવા જેવો છે. સુન્દરમ્‌ની વાર્તાનાં આવાં સડેલી દુનિયાનાં પાત્રો ગામડાનાં નથી, શહેરનાં છે એ પણ ધ્યાનમાં રાખી લેવું જોઈએ. શહેરી સંસ્કૃતિએ ઊભી કરેલી વિલીપણતા અને જીવનની નિષ્ઠુર ખાનાખરાબીએ લેખક સળગી ઊઠ્યા છે અને એમના એ ભભૂકેલા ક્રોધે એ વિભીપણતાનું બીભત્સ દર્શન કરાવ્યું છે. ધાંચણને મારી નાખવાના, હુક્કાની ચોરીના, રૂપિયા પડાવવાના, ખંભાતની ચોરીનાં પોતાનાં પરાક્રમોની પોતાની ત્રીજી પેઢીના વારસદારો પાસે ડંફાશ મારતો માજો વેલો પોતાના જમાનાની ભિખારીની દુનિયાની જે 'જાહોજલાલી'નું ચિત્ર ઊભું કરીને નાનાં ભિખારી બાળકોની કંગાલ સ્થિતિને વખોડે છે તે પરિસ્થિતિમાં ય ડોસાની પ્રગટ થતી કારમી જિજિવિષા આ ભિખારાંઓની માનસસૃષ્ટિનું કેવું નગ્ન, બીભત્સ ચિત્ર આલેખે છે! એવું જ બીજું ચિત્ર છે સુવર્ણકાન્તને સધ્ધર ઘરાક બનાવીને 'વાંદરિયું'ના જુગુપ્સાજનક અવાજથી સુવર્ણકાન્તની તમામ સુખસાહ્યબીને ઝેરના પ્યાલા જેવી કરી મૂકતી પેલી રેવલીનું.

ગટરના પાણીમાં ન્હાતી, વાસણ સાફ કરતી, દુર્ગંધી હવાને પરિમલભીનો શ્વાસ માનતી શહેરના એ 'ઉકરડા'ની દુનિયાનું પેકાર્ડના ખુશબોદાર પ્રવાસીઓને થતું દર્શન પણ આવું જ એક ચિત્ર—ચલચિત્ર બની રહે છે. અમલી અને કુલકી એ બે ગભરુ બાળકોની મૂંગી સમજણભરી કરુણાનાં અને તેની સાથે ભળીને વધારે તીવ્ર બનેલા અમલીના ડૂમાઓનાં નિરાધાર ડૂસકાંઓ ઉપર રોફ જમાવીને ઊભેલો હરિયાનો સ્વાર્થ એક ઉપેક્ષિત માનવવિશ્વના કુટુંબજીવનની કેવી હૃદયવેધી લીલાનું દર્શન કરાવે છે!

'સુતરફેણી'ના બાલસહજ કુતૂહલની આસપાસ માજાવેલાની જીવનભૂખ અને જીવનસૂઝની ફેરા મારતી પરાક્રમ-ગાથાઓમાં પ્રગટ થતી પૃથ્વી પરના નરકવાસીઓની જિન્દગીની અધમતા, 'લીલીવાડી'ને સુરક્ષિત રાખવા મથતી શ્રીમંતોની સૃષ્ટિમાં છિદ્ર પાડીને ક્રાંતિનો પ્રકાશ રેડતી રેવલી ભિખારણની સૂગ જન્માવે તેવી નફ્ફટાઈ અને એ નફ્ફટાઈમાં રહેલી નિરાધાર કરુણતા, તેમજ બીડીઓના પ્રતીકમાં એક કુટુંબનાં ચાર જીવોની ભાવલીલામાંનાં નિંદ્ય અને વંદ્ય અંશો.....આ સહુનો લેખકે કરાવેલો પરિચય અનુકંપા જગાડવા માટે, જગતની વિષમતાઓ દૂર થાય એના શુભાશયની સિદ્ધિ માટે ત્રાસનું અવલંબન લઈ રહ્યો છે.

લેખક આ ભલા, સભ્ય માનવીઓએ સરજેલી ખાનાખરાબીનાં બીભત્સ ને ગલીચ, કરુણ અને ક્રૂર, સૂગભર્યાં અને ત્રાસદ ખંડિયેરો બતાવતા જાય છે, એને

* સુન્દરમ્‌નો વાર્તાગ્રન્થ

તિરસ્કારતા જાય છે. પોતાની સૂગ પણ બતાવતા જાય છે અને એ રીતે વાચકના ચિત્તને સખત આઘાત આપીને પોતાને ઇષ્ટ ક્રાન્તિસંદેશ સંક્રાન્ત કરતા જાય છે.

પરંતુ લેખકે કરાવેલું આ ત્રાસજગતનું દર્શન વાચકના ચિત્તને ક્રાન્તિનો સંસ્પર્શ નથી આપી શકતું! એ આપી શકે છે તે અનુકંપા પણ નથી...એ આપે છે તે સૂગ... ભયંકર સૂગ... જોવાનું મન ન થાય, ભાગી જવાનું મન થાય એવી અસર. બીડીઓ વીણતાં બાળકો અને ખામોશ અમલીના જીવનમાં જે બન્યું છે તે સૂક્ષ્મ-ભાવના સંઘર્ષો ને તિતિક્ષાઓ જ જો નિરૂપાણી હોત તો વધારે ઇષ્ટ ન થાત?

'પિયાસી'ના લેખક શારીરિક દુઃખ અને દારિદ્ર્યથી ઉત્પન્ન થતાં દુઃખ સરસ આલેખે છે પણ તેટલી જ સરળતાથી માનસિક દુઃખો ફલક પર જડી શકતા નથી. એવું શ્રી. ધનસુખલાલ મહેતાનું વિધાન સત્યની નજીકનું આથી લાગશે એમ લાગે છે જાણે 'એકો રસ કરુણ...' એ જ આ વાર્તાઓનો સૂર છે.

શહેરની આ અંધારી દુનિયા મૂકીને ગામડામાં જઈએ તો પણ ત્યાં આ જ 'રસ'નો સાક્ષાત્કાર થાય છે. સોસાયટીના ખપ્પરમાં પીલૂડીવાળું ખેતર સોંપતો માનાજી ઘાસ માટે પણ પત્ની પાછી ફરે છે ત્યારે બળુકો માટી થઈને ધસે છે ને અંતે માટી જેવો માટી હારણ થઈને ઊભો રહે છે ત્યારે આવેલી પત્ની-ને તેની વચ્ચે 'ભેંસ તેમની પાસે આવી રહી. તેણે પોતાનું માથું બન્નેની વચ્ચે આણ્યું. બેમાંથી કોના તરફ વહાલ બતાવું તેની મૂંઝવણમાં ભેંસે માથું ઝુકાવી રાખ્યું.' ત્યારે એ ભેંસ પર ઢોળાતી માનાજીની હારી ખાઈ બેઠેલી મર્દાનગી ને જીવનની લાચારી અને અંબાનું મૂંગું વત્સલ હૈયું...એ દંપતીની હૃદયનું જે દર્શન કરાવે છે તે જેટલું મંગલ છે તેથી વિશેષ કરુણ છે. ઢૅટલ કાઢીને હેરાન થતો માનાજી માળી થઈને રહેવા જતાં ય ક્યારામાંથી ચલમનું ઠૂંઠું નીકળતાં લાગણીનું ગડથોલું ખાઈ જાય છે ત્યારે એની વહુનો સમયસરનો ટેકો મળી જાય છે ને એક વાર જ્યાં પીલૂડીઓ હારબંધ ઝૂકી રહેતી ત્યાં બે ય અડોઅડ મેંદી વાવવા માંડે છે. (મેંદીનો ધ્વ-ન્યાર્થ અહીં ધ્યાનમાં રહેશે તો વાર્તામાં પ્રગટેલું રમણીય કાવ્ય આસ્વાદ્ય થઈ રહેશે) ગ્રામ્ય સંસ્કૃતિને ભાંગીને એના હાડ ને પ્રાણ પર ઊભી થતી શહેરી સંસ્કૃતિએ કેટકેટલા અબોલ જીવોને પીસ્યા હશે એનું ખામોશ સૂચન કરતી આ કથાનો 'કરુણ' કેવો મર્મભીનો છે!

રૂપ અને લજ્જાની મૂર્તિ જેવી કામગરી પત્નીને હારતો જુગારી પતિ ત્રીજિયો, એની રાક્ષસી મનોવૃત્તિ અને સગર્ભાવસ્થામાં–જેણે જીવનમાં કદી ય હરફ કાઢ્યો નથી એવી પત્નીનું ખામોશ મૃત્યુશરણ–એ માનવતાએ કરેલા આપઘાતની કરુણ કથની છે. કાંટિયા વરણના સંસારમાં સ્ત્રીઓની હાલતનું આ ચિત્ર છે. એ સાચું છે એથી દુઃખદ છે.

શકુંતલાની વિદાય યાદ આવી જાય એવી સ્મૃતિ-વ્યથાઓથી ભર્યુંભર્યું 'માને ખોળે'નું ચિત્ર, ગામ, બપોર, ખોરડી, પોદળા, ચણોઠી, મહીસાગર, કાદવ, પાણી, રેતી, કોતર અને લેખકની આસપાસ વિચારમાળાઓ ગૂંથીને જીવનને અવલોકતું શબૂનું ગભરુ હૃદય 'એ શબૂ ગઈ' એવા ચિત્કાર સાથે રહેંસાય છે. અંબાને યાદ કરતી, સહિયરના છૈયાને ને પોતાના ભાવિ છૈયાને યાદ કરતી, તરસે પીડાતી શબૂનું કોમલ જીવન રૂપાહોણને હાથે શબૂના પતિના કાયર સાથથી પીંખાય છે. લેખકે આખી વાર્તાને સ્મૃતિમાં ઊડતી શબૂના ચાલવાની સાથે ચાલતી નિરૂપીને ભિન્ન ભિન્ન પ્રતીકોના ઉપયોગ દ્વારા વાતાવ-રણને ઘેરું બનાવીને કાવ્ય જ વાર્તારૂપે પ્રગટ્યું હોય એવું કરી બતાવ્યું છે. આખી જ કથા કલામય ગૂંથણીનો સુંદર નમૂનો બની રહી છે. શબૂના માનસ-વ્યાપારો, શબૂની આગળ ચાલતા ખામોશ, ભયંકર બાપદીકરો, મહિસાગરનાં કોતરો, એક ગામડાની ગભરુ યુવતીના હૈયાનાં અરમાનો અને એ સૌનો અતિ કરુણ અંજામ!

ગ્રામપ્રજાની અંધશ્રદ્ધા અને ચમત્કાર શ્રદ્ધાના પાયા પર ઊભેલી અંબાભવાનીની વાર્તામાં રહસ્યનું નિર્વહણ લેખકે સાદ્યંત કર્યું છે. આમ તો એમાં કોઈ કરુણતા નથી. અમરો અને માધાની વહુના સંવનનની આ કથામાં લોકોની વહેમશ્રદ્ધાની કરુણતા છે.

લેખકે વ્યક્તિજીવનની નહિ પણ કુટુંબજીવનની અને સમાજજીવનની કરુણ કથનીઓને પોતાની વાર્તા-ઓનો વિષય બનાવી છે. શહેરની વિલાસિતા અને એણે

ઊભો કરેલો ગંધારો સમાજ લેખકની સહાનુભૂતિને પાત્ર બન્યો છે તો ગામડાનાં કુટુમ્બોમાં પ્રવર્તતાં કેટલાંક અનિષ્ટોને કારણે પીડાતાં માનવીઓ આ સહાનભૂતિને પાત્ર બન્યાં છે.

'ભીનપિયાસી'માં તો ગામડું ને શહેર બેય ભેગાં થાય છે. એ માત્ર એક ભગતના જીવનની કરુણતાને જ નિરૂપતી કથા નથી. શહેરના દબદબાથી અંજાઈ ગયેલી ગામડાની આંખોએ ઊભી કરેલી કરુણતા પણ એના મર્મમાં વસી છે. જીવન ને જીવનની રંગલીલાને અનાસક્ત ભાવે નીરખી ચૂકેલો અનુભવી, મમતાળ ભજનિક, એની પાસે રામનામનો વેપાર મંડાવતો ને પોતાની દીકરીઓને સરિયામ નચાવતો એ ભજનિક ભગતનો પુત્ર અને 'કલા'ને નામે અને 'કલદાર'ને નામે ગમે ત્યાં ઊતરી જઈને ઠોસાની મંદેલાઈ જતી જીવનલીલાને ફાટચે ડોળે જોઈ રહેતો કંઈક ઠેકાણે આવેલો પુત્ર...એ સૌની વાત હૈયાને આંચકો આપ્યા વિના વંચાય તેવી નથી.

ગરીબાઈનો, રિવાજોની રૂઢિઓની કરુણતા ગાનાર લેખકે શહેરી જીવનમાંથી એક ડૉક્ટરના કરુણ આશામરણની, મહેરબાનીની રાહે જીવતા એક શિક્ષિત બેકારની અને વહેમી, પુત્રવાંચ્છુ શિક્ષક-પત્નીની કરુણતા પણ આલેખી છે. મુગ્ધ કન્યા આશાની જોડાજોડ એની ભાભી રુક્મિણિના કરમાતા યૌવનને ઊભું રાખીને જીવનની એક વણબૂઝી, વણછીપી તરસને વાચા આપી છે; તો વ્યક્તિના વિલાસી સ્વભાવે પત્નીના સૌન્દર્ય સાથે ખેલેલા અમાનુષી વ્યભિચારની—રા. વિ. પાઠકની 'સૌભાગ્યવતી' યાદ આવે તેવી–વાત 'સૌન્દર્ય શું'માં આપી છે.

લેખકની સંવેદનાનું ફલક કેવાં પાત્રો અને કેવી પરિસ્થિતિઓને આવરે છે તે આના પરથી સ્પષ્ટ થઈ રહેશે. જીવન જીવવાની તરસે અને તૃષ્ણાએ માનવજીવનના વ્યક્તિગત, કુટુંબગત ને સમાજગત વ્યવહારમાં જે વિષમતાઓ અને અધોગતિઓના ઉકરડાઓ સરજ્યા છે એ ઉકરડાઓને કારણે પીસાતી જિન્દગીઓનું કરુણ, ત્રાસદાયક, હારણ થયેલું રુદન સુન્દરમ્‌ની વાર્તાસૃષ્ટિનો પ્રધાન સૂર બની રહે છે...અને એ સૂરને અતિસ્પષ્ટ કરી શકે એવી પાત્રસૃષ્ટિ છે. લેખકની પાસે કવિતા છે, એકધારી વહેતી, ચિત્રો ઊભાં કરતી, ધારી અસર જન્માવતી, ભાવનાઓનો પુરસ્કાર-તિરસ્કાર કરતી, કરુણતામાં વરતું, ભયાવહ અટ્ટહાસ્ય કરતી, લેકાર બનતી તો મંગલતાના કરુણ વિનાશે ઘેરું દૂસકું ભરતી કાવ્ય-આનીભરી શૈલી છે. લેખકના હૃદગતને વાચકના ચિત્તમાં તારસ્વરે અનુરણન કરતું કરી મૂકવામાં આ શૈલીનો ફાળો જબરો છે. તો એનાં પાત્રો પણ અસલિયતના વધારે મોટા રણકારવાળા છે. એ પાત્રોની જીવનહ્રાસની કારણકાર્ય પરંપરા કાંઈક જાણીતી કાંઈક અજાણી–વિસ્મયકારક છે.

ભૂખી છોકરીઓને પ્રસાદ આપીને 'દાદા કેવા સારા છે' એવા ગભરુ બાળાઓના આશીર્વાદ પામતો પિયાસી ભજનિક ને એ બે બાળાઓ, પતિની વાસનાનો ત્રાસ વેઠતી મંજુ, બરાગત ચડેલો ને ખાવાની ક્રિયા ચાલુ રાખતો માજો વેલો, પેલી ખામોશ પની, ફાટલરી શબૂ, અમલી ને તેના બીડી પીણતાં બે ભૂલકાં, માનાજી ને તેની વહુ...એ સૌ પાત્રો વાચકના ચિત્તમાં ચોંટી જાય તેવાં સુરેખ, સબળ કોરાયાં છે.

મહિસાગરનાં કોતરો વચ્ચે ચાલતી શબૂની માનસયાત્રાનું, ચંપકલાલ શેઠના ભૂતિયા મહેલનું, માજા વેલાના પ્રમુખપણા નીચે ચાલતી પરિવાર સમક્ષની ચર્ચાનું, 'અંબાભવાની'માં તળાવ ને પનઘટનું...વાતાવરણ મનમાંથી એકદમ ખસી શકે તેવું નથી. કરુણ રસ, વ્યંગ, કટાક્ષ, બીભત્સ રસ, અદ્‌ભુત રસ, શાંતરસ અને આછા શૃંગાર રસથી ભરી ભરી વાર્તાસૃષ્ટિ 'પિયાસી'ની અંતિમ વાર્તાના કરુણાભર્યા શાંત રસમાં પર્યવસાન પામે છે ત્યારે વાચકના ચિત્તમાં એક ઘેરી કરુણા ઊપસી આવે છે. ખાસડાકટરના ડૉક્ટરના કરુણ જીવનમાંથી નિષ્પન્ન હાસ્યરસ કરુણને કેવો બહાવે છે! લેખકે વિધવિધ વિરોધી રસો, પરિસ્થિતિઓ અને ભાવનાઓને એક સાથે ઉપવાસીને વાર્તાનો પર ઘેરો બનાવ્યો છે.

શબૂ અને રૂપાહેણ, કમલા શેઠાણી ને ચંપા, આશા ને રૂક્મિણી, સૌન્દર્ય ને વિલાસ, છોકરાઓનું કુતૂહલ અને માજાની તૃષ્ણા, અમલી ને હરિયો, સુવર્ણકાન્તનો અને રેવલીનો સંસાર, માસ્તર ને પત્ની, કેવાં કેવાં વિરોધી ભાવોવાળાં પાત્રો, ચિત્રો ને પ્રસંગો લેખકે ઊભાં કર્યાં છે! બે વિશદ રસોના મિલનમાં પિયાસીના લેખકની કલા રાચતી લાગે છે.

કાવ્યાત્મકતા, વર્ણનની જમાવટ, લાગણી નીતરતા પ્રસંગો, લેખકના તિરસ્કારભર્યા વલણમાં પ્રચ્છન્ન રહેલી

અનુકંપા, ટૂંકા, લાગણીભર્યા સચોટ સંવાદો અને વેગવતી પ્રસંગ ગૂંથણી એ પણ આ વાર્તાઓની સફળતાનાં અંગો તરીકે ગણાવાં જોઈએ. વાર્તાનો અંત હમેશાં વાચકને આઘાત આપે તેવો જ નિરૂપાયો છે. 'મહેરબાનીના રાહે' અને 'અંબાભવાની'ના અંત એમાં અપવાદ ગણાય.

'પિયાસી'ના લેખકને પણ બિનજરૂરી ચિંતન વાર્તામાં વચ્ચે વચ્ચે મૂકવાની ટેવ છે. 'જીવનની તરસ'માં સ્ત્રી, સર્જન ને ઝંખના વિશેના લેખકના વિચારો, 'સૌન્દર્ય શું..'માં સૌન્દર્ય, સ્ત્રીત્વ, રાગ ને સંયમનાં ચિંતનો' 'ખાસડાકટર'માં ડૉક્ટર, દર્દી અને જમાના અંગેનું ચિંતન, 'પની'માં ભગવાન ને શ્રદ્ધા પ્રત્યેનું વક્રદર્શન, 'લીલી વાડી'માં ક્રાન્તિનું ચિંતન...આ પુરાવાઓ પૂરતા છે. ટૂંકી વાર્તાને અનાવશ્યક એવું આ ચિંતન વાર્તામાં ક્ષતિ કરનારું છે. 'ખાસડાકટર'નો એ શીર્ષક સિદ્ધ કરતો પ્રસંગ પ્રતીકર બનતો નથી. એવી જ રીતે સુવર્ણકાન્તનું માનસ પરિવર્તન પણ અપ્રતીતિકર રહે છે. 'જીવનની તરસ'માં આશાની સખીનું પાત્ર નિરર્થક લાવવામાં આવ્યું છે એ લાગ્યા વિના રહેતું નથી. આવા કેટલાક દોષો શોધી શકાય તેમ છે. પરન્તુ સૌથી વધારે તો ખટકે છે લેખકનો અતિશયતાનો શોખ. વાસ્તવિકતા અને આદર્શ બેયનું તારસ્વરે થતું ગાન એ સાચુ ગાન નથી. એકપક્ષીય દર્શન સાચુ દર્શન નથી. દોષૈક દષ્ટિ જેમ સારી નથી તેમ ગુણૈક દષ્ટિ પણ નથી. સાચી દષ્ટિ બન્નેના સમુચિત વિનિયોગમાં છે.

'પિયાસી'ના કવિ વાર્તાકાર પાસે કેટલીક સુંદર ચીજ પડી છેઃ

– 'વાઘરણ છોકરાંને જાહેરમાં ધવડાવતી હતી' લેડીની સૂક્ષ્મ કામવાસનાનું, જાતીય ભૂખનું અહીં થતું દર્શન લેખકના વિશાળ અનુભવનું સાક્ષી છે.
– જીભ પર ગાળ ને આંખમાં અમીભરેલી અમલી ગોબરાં છોતિયો ને કુલકીને બીડીઓ લેવા મોકલે છે ત્યારે બેયનાં 'રૂપાળાં તન' પી માનું હૈયું જે ઊભરાય છે તે કવિ વાર્તાકાર જ પકડી શકે.
– ખીડી વીણતાં છોકરાંમાં 'મા'ને કુલકી જ યાદ કરે છે તે અને હરિયાના પ્રકોપે બાળકોના કૂણા માનસ પર જે વીતે છે તેનું ચિત્રણ.
– ગામડાનો વાણિયો માનાજીને હોટલ કરાવી આપીને નામ 'અંબિકા વિજય હૉટલ' પાડી આપે છે. વાણિયાની સમગ્ર લુચ્ચાઈ એક જ વાક્યમાં વ્યક્ત થાય છે–'અલ્યા! તારી માનું નામ પણ આમાં આવ્યું. જા, બેડો પાર!'

જીવનની નજીવી બાબતોમાં ચમકતી તીવ્ર કાવ્યાત્મકતા અને માનવ-મનના અગાધ સંચલનોમાં પડેલી કેટલીક વિશિષ્ટ વૃત્તિઓ ને તજ્જન્ય પરિસ્થિતિઓથી આ વાર્તાકાર સુપરિચિત છે. મનોગતની સુભગ અભિવ્યક્તિ સાધતા વાર્તાકારની કલમને કવિનો ધીંગો સાથ મળેલો આમ કળાઈ આવ્યા વિના રહેતો નથી.

લેખકે ભૂતપ્રેતની, ચમત્કારની પ્રચલિત માન્યતાઓને પણ પોતાની વાર્તાના વળોટ માટે ઉપયોગમાં લઈ લીધી છે. તો બીડીનાં ઠૂંઠાં, દોણાં, વાંદરિયું, ગીધ ને કૂતરો–જેવાં પ્રતીકોનો બહોળે હાથે ઉપયોગ કર્યો છે. 'પની'માં જન્માષ્ટમીનો મેળો, 'શબૂ'માં એના પિતાનું અંતરીક્ષેથી દર્શન–જેવી વિશિષ્ટ પરિસ્થિતિઓથી પ્રસંગને ઉઠાવ આપ્યો છે.

પ્રસંગ જમાવટમાં આમ—

વિરોધી ચિત્રો, વિશદ રસોનું મિલન, પાર્શ્વભૂમિમાં પ્રતીકાત્મક ચિત્રણ, બે વિરોધી સ્વભાવની વિગતોનું સહગૂંફન, રૂપક, ઉપમા, ઉત્પ્રેક્ષાભરી કાવ્યમય ઉક્તિઓ, વાર્તામાં આગાહી કરતા બનાવોનું સૂચન અને બનાવનો ધ્વનિ, ઓલું ઓલું થતું હોય તેવું અબોલ છતાંય વાચાભર્યું વાતાવરણ–આ બધાં ઉપાદાનો દ્વારા લેખકે પોતાનું કામ કાઢી લીધું છે. ચોખ્ખું જણાઈ આવે છે કે વાર્તાકારના કસબની પાછળ સ્થાપત્યરચના કરનારો કવિ ઝીણું ભરતકામ કરી રહ્યો છે.

સુન્દરમ્‌ની વાર્તાસૃષ્ટિમાં અતિશયતાની જામેલી તર અને ત્રાસભર્યું આલેખન જોઈને રખે કોઈ એમ કહેવા લલચાય કે સુંદરમ્ મંગલ તત્ત્વને રજૂ નથી કરતા. કોઈ પણ સાચો કલાકાર અમંગલની ઉપાસના કરી શકે નહિ; તો 'સુન્દરમ્' જેનું નામ તે અસુન્દરને ઉપાસે?

અમંગલ દેખાતી શંકાઓની જીવનલીલા નિરૂપવાં પાછળ લેખકનો મંગલ આશય પૂરતા જોમથી ને ઉત્સાહથી પ્રવર્તી રહ્યો છે એ આશયની તીવ્રતાએ અમંગલનું ગાન

નથી કર્યું—અમંગલનું ભાન કરાવીને એનું મંગલમાં રૂપાન્તર કરવાનો માર્ગ પ્રબોધ્યો છે. અને મંગલ અંશો પણ એમની કથાઓમાં ભર્યા ભર્યા છે. પુત્રની હારની કડવાશને પણ મિથ્યાભિમાનથી ઢાંકતો મૂળજી ને એવો જ મિથ્યાભિમાની ધનેશ્વર, એ બેના સંબંધમાં એકબીજાનાં 'હૃદયને જાળવી લેવાની વૃત્તિમાં પિતા-પુત્રનો મીઠો સંબંધ છે. એક સ્વચ્છ હૃદયના ભજનિકનું કરુણા-ઓઘે નીતરતું હૈયું, પત્નીના મૌન આપઘાતમાંથી ઊગતું દામ્પત્ય, સંતાનવત્સલ અમલી ને રેવલી, નિર્દોષ છોતિયો ને ફૂલકી—કોઈ ને કોઈ માનવજીવનના મંગલ અંશોનું કરુણ સ્વરે ગાન કરતાં સંભળાય છે.

લોકોની વિષય-લાલસા, સૌન્દર્ય ભૂખ, જીવનતરસ, ખોટા ભભકામાં અંજાઈને વિનાશ વહોરવાની ટેવ, ચમત્કાર શ્રદ્ધા અને અજ્ઞાન, સ્ત્રીની જીવનમાં થતી વિડંબના અને ઉપેક્ષા, પુરુષે સ્ત્રીને કરેલો અન્યાય, પોતાને ઊંચા માનવાની સુગાળવી વૃત્તિ—આ સૌ અસદ્, અમંગલ, અભદ્ર અંશો લેખકની માંગલ્યવાંછુ, સૌન્દર્યવાંછુ દૃષ્ટિને ખૂંચ્યા છે. એથી લેખકનો કટુ ખોફ એ સૌ પર ઊતર્યો છે.

લેખકની વાર્તામાં જે સંઘર્ષ છે તે પણ આ મંગલ-અમંગલ તત્ત્વોનો સંઘર્ષ છે—એ જેટલો પાત્રગત નથી તેટલો પરિસ્થિતિગત છે, જેટલો બુદ્ધિનો નથી તેટલો હૃદયનો છે.

ધૂમકેતુએ હલકા થરનાં માનવીઓને પણ હૃદય છે ને એ હૃદયમાંય સદ્ અંશો પડેલાં છે એ બતાવ્યું તો સુન્દરમે એ હલકા થરના માનવીઓની જીવનલીલા, એમની ક્ષુદ્રતા એ ભદ્ર વર્ગનું સર્જન છે એવું ભાન ભદ્ર વર્ગને કરાવ્યું છે. સુન્દરમ્ એમના જીવાતા જીવનની ક્ષુદ્રતાથી એટલા ક્ષુબ્ધ થઈ ગયા છે કે એમને આગળ જોવાનું સૂઝ્યું જ નથી. એ ક્ષુદ્રતાથી જ એમનો આત્મા અકળાઈ ઊઠ્યો છે. આથી ક્ષુદ્રતા જ એમની વાર્તાઓનું ઉત્પત્તિસ્થાન ને સ્થિતિકારણ બની રહી છે. ધૂમકેતુનાં પાત્રો દુનિયા તરફની એક પ્રકારની બેદરકારી સેવનારાં છે તો સુન્દરમ્‌નાં પાત્રો પ્રત્યે દુનિયા બેદરકાર છે. એકની ભાવનાઓને જગતે ઉવેખી છે ને બીજાના જીવનને. ધૂમકેતુની વાર્તાકલા સાથે સારું સામ્ય ધરાવતી સુન્દરમ્‌ની વાર્તાકલા એક અલગ લેખ માગી લે છે. પણ કાવ્યમય વાર્તાઓનો પ્રવાહ ધૂમકેતુથી આગળ વધીને સુન્દરમ્ દ્વારા સારી સંસિદ્ધિ પામ્યો છે એ વાતનો ઈન્કાર થઈ શકે તેમ નથી. માનવીની અ-માનવીય લીલાઓનો પુરુષ દ્વેષી વાર્તાકાર 'પિયાસી'માં સુભગ અભિવ્યક્તિ સાધી શક્યો છે. ગુજરાતી ટૂંકી વાર્તાઓના ઉત્તમ ગુલઝારમાં આ સંગ્રહમાંથી બે ત્રણ વાર્તાઓ ખુશીથી સ્થાન પામી શકે તેવી છે. કાવ્યક્ષેત્રે પ્રસિદ્ધ સુન્દરમ્ વાર્તાક્ષેત્રે પણ સત્ત્વશીલ પ્રદાન કરી શક્યા છે એ એક સુભગ સ્થિતિ છે.

*

"રવીન્દ્રનાથ બંગાળી ન હોત તો પણ કશો ફેર પડત નહિ. એ તો કાલિદાસ, ભવભૂતિ અને ભાસની જમાતમાં બિરાજતા લોકોત્તર શબ્દસ્વામી છે. તેમને ગુજરાતે પ્રશંસ્યા અને પૂજ્યા છે તેટલા પ્રમાણમાં તેની વાણીને પિછાનવા અથવા આત્મસાત્ કરવાની મહેનત લીધી નથી. વિભૂતિની વ્યક્તિપૂજા નિરર્થક છે એટલું જ નહિ પણ હાનિકર છે. રવિબાબુનું નામ અને અર્ચન એક ફેશન બની રહે તેથી નથી તો બંગાળે મલકાવાનું કે નથી એ ફેશનના ઉપાસક ગુજરાતીઓએ ફુલાવાનું. એ વ્યક્તિ તો હયાત પણ નથી. એની વાણી એ જ આપણી મૂડી અને સમૃદ્ધિ છે. એ વાણીનો વારસો, બીજા આપણા અઢળક વારસાની જોડાજોડ, આપણો કરી લઈએ. ફરી કહું છું કે એને પરપ્રાંત—નકલી કોઈ ફેશનનું પાત્ર મિટાવી, અગર તો આપણી લઘુગ્રંથિને એનાં ચરણોમાં હાસ્યાસ્પદ અદાથી ઝૂકતી અટકાવી એનું વાઙ્મય જેટલા પ્રમાણમાં આપણું—ગુજરાતનું બની શકે તેટલા પ્રમાણમાં જ એને વટાવીએ, પણ તે ગુજરાતીતાને ભોગે તો હરગિજ નહિ."

(રવીન્દ્ર-વીણા)

**ઝવેરચંદ મેઘાણી**

*

# વિજ્ઞાનવાર્તા

## કલિંગ પારિતોષિક

**નરસિંહ મૂ. શાહ**

વિજ્ઞાનના ક્ષેત્રે સંશોધનને જેટલું મહત્ત્વપૂર્ણ સ્થાન છે એટલું જ ઉપયોગી કાર્ય વિજ્ઞાનની બાબતોને આમજનતા સુધી પહોંચાડવાનું છે. વિજ્ઞાનના જુદા જુદા વિષયોમાં સર્વોત્તમ સંશોધન કરી સિદ્ધિ પ્રાપ્ત કરનારને નોબેલ પારિતોષિક એનાયત થાય છે. સંશોધક વૈજ્ઞાનિકની મોટામાં મોટી કદર એટલે નોબેલ પારિતોષિકની એનાયત. સાહિત્યમાં પણ આ સર્વોત્તમ સિદ્ધિ ગણાય છે.

વિજ્ઞાનને લોકભોગ્ય ભાષામાં જનતા સુધી પહોંચાડવાનું સર્વશ્રેષ્ઠ કાર્ય કરનારની કદર કરવા એક મોટું પારિતોષિક કાઢવાની આવશ્યકતા હતી. ઈ.સ. ૧૯૫૧માં ઓરિસ્સાના ઉદ્યોગપતિ પટનાયકે એ જરૂરિયાત પૂરી પાડી અને એ પારિતોષિકને સમ્રાટ અશોકના નામ સાથે જોડી તેના ભારતીય સામ્રાજ્ય ઉપરથી કલિંગ પારિતોષિક નામ આપ્યું.

સને ૧૯૬૬નું કલિંગ પારિતોષિક વિખ્યાત ફ્રેન્ચ ખગોળ વિજ્ઞાની પ્રોફેસર પૉલ કુદર્ક (*Paul Couderc*)ને એનાયત થયું છે.

આ ઈનામ આપવાનો નિર્ણય યુનેસ્કોએ નીમેલ આંતરરાષ્ટ્રીય પંચ કરે છે. એના વિજેતાને એક હજાર પૌંડની રકમ અર્પણ કરવામાં આવે છે. આ ઈનામ દર વર્ષે એનાયત થાય છે. પ્રોફેસર જુલિયન હક્સલી, સુવિખ્યાત તત્ત્વવેત્તા બર્ટ્રાન્ડ રસેલ, રીચી કાલ્ડર જેવા સુવિખ્યાત વિજ્ઞાન-લેખકોને આ પારિતોષિક અગાઉનાં વર્ષોમાં અપાઈ ચૂક્યું છે. ભારતમાંથી જગજીતસિંહ આ પારિતોષિક મેળવવા ભાગ્યશાળી થયા છે.

આ વર્ષના કલિંગ પારિતોષિક વિજેતા પ્રોફેસર કુદર્ક ફ્રાન્સની ખગોળ વિજ્ઞાનની નૅશનલ કમિટીના મહામંત્રી (સેક્રેટરી-જનરલ) હતા (૧૯૪૬ થી '૬૦ સુધી) અને વિજ્ઞાન લેખકોના ફ્રાન્સના એસોસિયેશનના સ્થાપક સભ્ય છે. તેમણે વીસ પુસ્તકો લખ્યાં છે. આ બધાં લોકભોગ્ય ભાષામાં સૌ સમજે એવી રીતે લખાયેલાં છે. આમાંથી કેટલાંકનો જુદીજુદી ભાષાઓમાં અનુવાદ થયો છે. આ બધાં પ્રકાશનોમાંથી, સામાન્ય માનવીને સાપેક્ષવાદનો સિદ્ધાંત (આઈન્સ્ટાઈનનો સિદ્ધાંત) સમજાવતું તેમનું પુસ્તક ખૂબ જ લોકપ્રિય છે. એકલા ફ્રાન્સમાં જ તેની લાખ નકલો ખપી છે—દુનિયાના દેશોમાં થયેલું વેચાણ જુદું.

આ પારિતોષિક ફક્ત વિદેશી ભાષાઓમાં લખાયેલા પુસ્તકના લેખકને એનાયત થાય છે. અત્યાર સુધી અંગ્રેજી ભાષાની મુખ્ય ગણતરી થઈ છે. યુરોપની અન્ય ભાષાઓમાં વિજ્ઞાન-લેખકો નહીં હોય? આપણા દેશમાં પણ અંગ્રેજીમાં લખાયેલું પુસ્તક આ ઈનામ મેળવવા લાયક કર્યું છે. પ્રાંતીય ભાષાઓને આમાં સ્થાન ન હોઈ શકે?

*

"હજાર હાથ ઊંચા કરીને હું કહું છું કે જેને પચતું ન હોય, કબજિયાત રહેતી હોય, પેટમાં ગૅસ રહેતો હોય, મરડો થઈ ગયો હોય, પેટમાં અને આંતરડાંમાં ચાંદાં હોય, ખાટા ઘચરકા આવતા હોય, મસા હોય—તેવાઓએ રોજ હરડે ખાવી. ગૅસ રહેતો હોય અને હૃદય ઉપર દબાણ રહેતું હોય તેવા ઘણા આજે 'હાર્ટ ટ્રબલ'થી પીડાઈ રહેલા હું જોઉં છું. આવાઓને હું વિનવું છું કે બધું છોડીને સાદી હરડે તરફ વળો."

('ઘરઘરનાં ઓસડિયાં') બાપાલાલ વૈદ્ય

*

# आर्थिक प्रवाहो

## નિયોજન પંચની કાયાપલટ ક્યારે?

ન. ઉ. રાજગુરુ

નિયોજન પંચની સુધારણા માટેનાં સૂચનો તો ઘણાં યે થયાં. ચાલુ વર્ષમાં વિસર્જન પામતી લોકસભાના અને રાજ્યસભાના સભ્યોની સંયુક્ત બેઠકમાં નિવૃત્ત થયેલા રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણને જાહેર કર્યું હતું કે નિયોજન પંચની પુનઃરચના કરવામાં આવશે. રાષ્ટ્રીય જાહેર જીવનમાં આજે નિયોજનની એટલી બધી ઘેરી અસર છે કે આવી જાહેરાતથી આ વિષયની ચર્ચા સામાન્ય જનસમાજમાં તેમજ વિષયના નિષ્ણાતોમાં હવે થવા લાગી છે.

રાષ્ટ્ર સમક્ષની અનેક આર્થિક સમસ્યાઓમાં ત્રણ એવી જીવલેણ છે કે જેના ઉકેલ માટે ઉગ્ર મથામણો ચાલે છે. એક છે અન્ન-સમસ્યા. વિદેશી અન્નસહાય જેમ બને તેમ જલદી બંધ થાય એવી સૌની ઇચ્છા છે. બીજી સમસ્યા છે ભાવવૃદ્ધિની. ભાવોની વૃદ્ધિ કરવામાં વસ્તુઓ જાણે કે હરીફાઈ કરી રહી છે. ત્રીજી સમસ્યા છે વિદેશી હૂંડિયામણની અને વિદેશી સહાયની. આ ત્રણ સમસ્યાઓ આજે છેલ્લાં ૧૭ વર્ષની તુલનામાં તીવ્રતાની સર્વોચ્ચ કક્ષાએ પહોંચી છે. નિયોજન પંચ અને સરકાર આ સમસ્યાઓ સામેની લડાઈમાં સરણતોલ હાર ખાઈને પાછા પડ્યાં છે. આવે સમયે નિયોજન પંચની પુનઃરચનાનો વિચાર થાય તે અમુક અંશે સ્વસ્થ માનસ જાળવવાની હૈયાધારણ આપે છે.

નિયોજન પંચની કાયામાં પુનઃવ્યવસ્થા જરૂરી છે એવું તો અગાઉ પણ નામાંકિતો દ્વારા કહેવાયું છે. સને ૧૯૬૩માં તે સમયના આપણા વડા પ્રધાન પંડિતજીએ જ કહેલું કે હું તો આજની નિયોજન પંચની સ્થિતિ જોઈને અચરજ પામું છું. વધુમાં તેમણે ઉમેર્યું કે જેટલાં વહીવટી ખાતાંઓ સરકારમાં છે તેટલાં નિયોજન પંચમાં પણ ઉદ્‌ભવ પામ્યાં છે અને સમય તથા સાધનોનો ખર્ચ એળે જાય છે.

ત્રીજા નાણાંપંચના અધ્યક્ષ અને એક વખતના ભારતના ઑડિટર જનરલ શ્રી ચંદાએ તો ચિડાઈ જઈને પણ જણાવ્યું કે નિયોજન પંચ તો વડું પ્રધાનમંડળ હોય એવો વર્તાવ કરે છે અને કેન્દ્ર સરકારનાં વહીવટી ખાતાંઓમાં તેમનો હસ્તક્ષેપ હદ વટાવતો જાય છે, અને તેથી પંચ તાકીદે જ સુધારણા માગે છે. આવું જ એક વખતના આપણા નાણાંપ્રધાન શ્રી કૃષ્ણમાચારીએ કહેલું અને હમણાં જ ખુદ નિયોજન પ્રધાન શ્રી અશોક મહેતાએ પણ કબૂલ કર્યું કે નિયોજનનો હેતુ તો માર્યો જ ગયો છે, ત્યારે તેમણે તો હદ જ કરી નાખી છે. પોતાની જ કામગીરી વિષે ફરિયાદ કરવાની પ્રણાલિકા ભારતમાં શરૂ થઈ છે, અને બિનકાર્યદક્ષતાને અને અપ્રમાણિકતાને નવી ઢાલ મળી છે.

ભારતમાં આયોજનને સફળતા મળી નથી એવા વિધાન સાથે સહમત ન થવાનું ભાગ્યે જ કોઈ સાહસ કરશે; કારણ કે યોજનાઓને ઘડનારા અને અમલમાં મૂકનારાઓ જ જ્યારે પોતાની નિષ્ફળતા કબૂલ કરે છે ત્યારે હવે આયોજનની સફળતા કેમ કહીને આવી? પણ મુદ્દાનો પ્રશ્ન એ છે કે આયોજન કેમ નિષ્ફળ નીવડ્યું? એ નિદાન મુશ્કેલ છે અને તેમાં વિવાદને સ્થાન છે.

ભારતની સત્તર વર્ષની પરિસ્થિતિ વિકટ હતી એ વાત સાચી. ચીન અને પાકિસ્તાન સાથેનાં યુદ્ધોમાં આપણને ઠીક ઠીક આર્થિક ફટકા પડ્યા. કુદરતે પણ આપણને સહાય કરી નથી એ વાત સાચી છે. પરંતુ તે માટે જ તો આયોજન હતું! કેમ બધું અણધાર્યું જ ઊતરવાનું હોત તો આયોજનની જરૂરિયાત પણ શી હતી? અને એવું થયું છે કે મુશ્કેલીઓ સાથે ભારત સામે જ આવી પડી છે અને અન્ય પ્રશ્નો [illegible] વિકાસ કરવા લાગી છે? આયોજનની [illegible] જન પંચની આ એક મોટી ભૂલ થઈ છે [illegible] સિવાય અવિરત વિરોધ [illegible] નિયોજન પંચ સામે [illegible] નિષ્ફળતા છે. [illegible] પંચે રાજકારણને [illegible]

પોતાની કાયાની પલટ કરવી જરૂરી હતી.

નિયોજન પંચની કામગીરી તપાસવી પણ રસદાયક છે. ખરેખર તો અભ્યાસી અને નિષ્ણાત જૂથોના સંયુક્ત ઉપક્રમે રાષ્ટ્રનાં સાધનો અને જરૂરિયાતોના સંદર્ભમાં યોજનાઓ તૈયાર કરવાનું કામ નિયોજન પંચનું ગણાવું જોઈએ. આ યોજના કેન્દ્ર તથા રાજ્ય સરકારોને સુપરત કરવામાં આવે અને જો તેઓ સ્વીકારે તો યોજનાના અમલની અને વહીવટી જવાબદારી સરકારોને શિરે ગણાવી જોઈએ. યોજનાઓ અમલમાં મુકાયા પછી કેટલે અંશે અમલમાં મુકાઈ છે અને શાં પરિણામો આવ્યાં છે વગેરે તપાસવા–મૂલવવા વળી નિયોજન પંચનો આશરો લઈ શકાય. આમ, યોજનાના વિવિધ વિભાગોનું અભ્યાસપૂર્ણ સંકલન કરવું, વૈકલ્પિક યોજનાઓ તૈયાર કરવી અને ભારતના અર્થકારણના વિવિધ વિભાગોનો સતત અભ્યાસ અને સંશોધન ચલાવવા સિવાય અન્ય કોઈ પણ કામગીરી નિયોજન પંચને સોંપવાની જરૂર નહોતી. અત્યારે જે કામગીરી પંચ અને તેમનું કાર્યાલય કરે છે તે અચોક્કસ છે અને અસ્પષ્ટ છે. જેટલાં વહીવટી ખાતાં સરકારોમાં છે તેટલાં નિયોજન પંચમાં પણ છે અને સરકારનાં તથા નિયોજન પંચનાં ખાતાંઓ વચ્ચે મુદ્દાઓ હિંચોળાયા કરે છે.

ઘણી મોટી ખીમારી છે નિર્ણયશક્તિના અભાવની. નિર્ણય લેવાનું કામ તો ખરેખર સરકારનું જ છે. નૅશનલ ડેવલપમેન્ટ કાઉન્સિલના જે નિર્ણયો હોય તેને અનુસાર યોજનાઓ તૈયાર થઈ શકે. સરકારો તેનો સ્વીકાર કરે અને અમલના પ્રયાસો કરે. આ સિવાય સરકાર અને આયોજન વચ્ચે વિશેષ સંબંધની જરૂર પણ નહોતી. આવું અત્યારે નથી તેથી સરકારનાં વહીવટી ખાતાંઓ અને નિયોજન પંચ વચ્ચે વિખવાદો ચાલે છે અને કામકાજમાં ભારે રુકાવટો આવે છે.

સરકારના કોઈ પણ કક્ષાના પ્રધાનની નિયોજન પંચનાં માળખામાં આવશ્યકતા નથી. સરકારી પ્રધાન તત્ત્વતઃ રાજકારણીય પરિબળ છે, જ્યારે નિયોજકો તત્ત્વતઃ નિષ્ણાતો છે, અને રાષ્ટ્રીય શક્તિ, રાષ્ટ્રીય પરિસ્થિતિ અને રાષ્ટ્રના વિકાસની જરૂરિયાતોનો પરિપક્વ વિચાર તેઓ પણ કરી શકે છે. આથી અનેક પ્રધાનો અને વડા પ્રધાનની હાજરીથી નિયોજન પંચના નિષ્ણાતી અભિપ્રાયો રાજકારણીય રંગે રંગાયા અને અતિ અવાસ્તવિક બન્યા અને તેથી સરિયામ નિષ્ફળતા પામ્યા એવું સ્પષ્ટ થાય છે.

આપણે એવી આશા રાખીએ કે વહીવટી સુધારણા પંચની ભલામણો અનુસાર નિયોજન પંચ રાજકારણીય બાબતોથી પર રહીને નિષ્ણાતોના જૂથને આશ્રય આપનાર સંસ્થા બની રહે.

*

"'સહકાર'માં મૂડીવાદની નિષ્ઠુરતા નથી, સામ્યવાદની કઠોરતા નથી, પણ 'સહકાર-વાદ'માં અનોખું માધુર્ય છે. 'સહકાર'માં તો સૌ એકત્ર થાય છે–પરસ્પર સહાયક થવા માટે, સમાજના હિતને માટે, અને એ પણ સંયુક્ત જવાબદારી સમજીને. સમાજવાદ ઇચ્છે છે બધી જ આર્થિક પ્રવૃત્તિઓનું રાજ્ય દ્વારા નિયમન. સહકાર પણ બધી જ આર્થિક પ્રવૃત્તિઓનું નિયમન ઇચ્છે છે, પરંતુ એ પોતાની આગવી રીતે–સૌના સહકાર દ્વારા–રાજ્ય દ્વારા નહિ. બીજી રીતે કહીએ તો સહકારી પ્રવૃત્તિ દરેક વ્યક્તિનો પૂરેપૂરો સહકાર લઈ અહિંસક રીતે રાષ્ટ્રની આર્થિક નવરચના ઇચ્છે છે. 'સહકાર' વ્યક્તિમાં–પોતાનામાં રસને જાગ્રત કરે છે–જો કે એનું અંતિમ લક્ષ્ય વ્યક્તિ નહિ, પણ સમાજ હોય છે, સામૂહિક હિત હોય છે. એ રીતે લોકશાહીને યથાર્થ સ્વરૂપે વિકસાવવા માટે ય 'સહકાર' એ એક આવકારદાયક સાધન છે–'વાદ' છે."

('સહકાર : ચિંતન અને મનન') — ધીરજલાલ ધનજીભાઈ શાહ

*

# ઉમદા સજ્જનની ચિરવિદાય

નવાબ મેહદી નવાઝ જંગના ઓચિંતા અવસાન (બુધવાર, તા. ૨૮ જૂન ૧૯૬૭ પરોઢ પહેલાં)થી સમગ્ર ગુજરાતમાં અનેક ભાઈ-બહેનોએ સ્વાભાવિકપણે ઊંડો શોક અનુભવ્યો હશે. ગુજરાતના પ્રથમ ગવર્નર તરીકે નવાબસાહેબે અદ્‌ભુત કામગીરી બજાવી. સાચા અને સંપૂર્ણ અર્થમાં તેઓ 'લોકપ્રિય' ગવર્નર હતા. રાજ્યપાલ કરતાં તેઓ લોકપાલ સવિશેષ હતા ગવર્નરપદની મુદત પૂરી થતાં અમદાવાદથી એમની વિદાય વખતે સરકારી રાહે માનપાન થયાં એ ઠીક; પ્રજાજીવનનાં વિવિધ ક્ષેત્રોમાંના ઘણાબધા લોકોએ સ્વયંસ્ફૂર્તિથી નવાબસાહેબને અશ્રુભીની અને પ્રેમભરી વિદાય આપી હતી અને 'આવજો' કહ્યું હતું. તેઓ ફરી આપણે ત્યાં આવી ન શક્યા અને હવે તો એમનું માત્ર સ્મરણ જ આપણી પાસે છે! નવાબસાહેબ શ્રીમંત હતા, પણ દિલની શ્રીમંતાઈ એમનામાં એથીયે ઘણી વધારે હતી. આદરાતિથ્ય કરવું એ એમને માટે સ્હજવસ્તુ હતી. નમ્રતા અને નિરભિમાન એમના મોહક ગુણો હતા. ગવર્નરપદનો ભાર રાખ્યા વિના તેઓ પ્રજામાં છૂટથી ફર્યા, દરેક જાતના લોકોને મળ્યા, પ્રત્યેક સ્તર પર સહુની સાથે વાતચીત કરી, અને ખૂબીની વાત એ કે અતિપરિચયમાંથી નિષ્પન્ન થતી અવજ્ઞાનો કડવો અનુભવ એમને થયો નહીં; ઊલટું, એમના પરિચયમાં આવનાર નાનાંમોટાં સહુને નવાબસાહેબ પ્રત્યે વધુ આદર અને વધુ પ્રેમ બંધાયો.

મેહદી નવાઝ જંગની બીજી વિશેષતા એ હતી કે સ્વૈચ્છિક સમાજસેવા-સંસ્થાઓમાં તેઓ સાચેસાચ ઊંડી દિલચસ્પી દાખવતા. કેટલીયે સંસ્થાઓને તેમણે જેવી જેવી મદદ કરેલી! નાણાં, સાધનસામગ્રી, મનુષ્યબળ, હૂંફ, ઉત્તેજન, વગેરે દ્વારા તેઓ આ બધા સમાજસેવકોને સહાય કરતા. સમાજસેવા માટેની તેમની લગની લગાતાર જોવા મળતી. સમાજસેવા એ પ્રભુસેવા છે એવી શીખ એમણે આપી. મૃત્યુ પહેલાં થોડાં વર્ષ પર એમણે ઇચ્છા પ્રગટ કરી હતી કે, 'મારી આંખો કોઈ અંધજનોને આપી દેજો,' અને એ પ્રમાણે એમની બે આંખો મૃત્યુ બાદ અંધજનો માટે કાઢી લેવામાં આવી. નાના લાગતા આ કૃત્યમાં કેટલી મોટી માનવતા ભરેલી છે! નવાબસાહેબે સમાજસેવકોનો મોભો વધાર્યો; સમાજમાં એમની કિંમત વધારી.

રાજકારણમાં પણ નવાબસાહેબ બહુ કુશળ હતા. કોંગ્રેસી પ્રધાનમંડળો સાથે ખુલ્લા ખટરાગમાં આવ્યા વિના એમણે ઘણી વાર નાજુક બાબતોને પણ આબાદ મક્કમતાથી અને મીઠાશથી હલ કરી હતી. અંગ્રેજી ભાષાના અભ્યાસનો પ્રશ્ન હોય કે યુનિવર્સિટીના ઉપકુલપતિની નિમણૂકનો સવાલ હોય, વિરોધ પક્ષોના સભ્યોની આમન્યા રાખવાની વાત હોય કે બિનપક્ષીય સ્વતંત્ર મિજાજની વ્યક્તિઓની ખુમારી જાળવવાનો વખત હોય, મેહદી નવાઝ જંગ હંમેશ ખૂબ સાવધાનીથી, સમયસૂચકતાથી અને સિફતભરી રીતે વાણીવર્તન કરતા. એમની કુશળતા અને મૃદુતા આવો જાદુ કરતી.

નવાબસાહેબે હેરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટને એક વાર પાંચ હજાર રૂપિયાનું દાન કર્યું! એક સવારે રાજભવન પર મને બોલાવીને એ રકમનો ચેક મારા હાથમાં મૂકીને નવાબસાહેબે ઉમેર્યું કે, 'આ નાની રકમ છે પણ લૅસ્કી ઇન્સ્ટિટ્યૂટ તરફથી જે વિવિધ પ્રકાશનો થાય છે તેવાં ચાલુ રહેવાં જોઈએ તે માટે આ પૈસા આપું છું. જુદા જુદા અને વિરોધી વિચારો સમાજ આગળ જવા જોઈએ અને વાચન, વિચાર, અભ્યાસની ટેવો પ્રજાને પડે. એ માટે સતત કાર્ય થતું રહેવું જોઈએ.' નવાબસાહેબની સહિષ્ણુતા, વિચારશીલતા અને લોકશાહી વૃત્તિ નમૂનેદાર હતી.

ગુજરાતે, આંધ્રપ્રદેશે અને ભારતે એક ઉમદા સજ્જન ગુમાવ્યો છે. નવાબ મેહદી નવાઝ જંગને હું પ્રેમાદરપૂર્વક અને કૃતજ્ઞભાવે અંજલિ આપું છું.

*

# આંતરભારતી

['અભ્યાસ'ના ચાલુ અંકમાં પ્રકટ કરેલા ઉર્દૂ અવતરણના શ્રી. શ્રીપાદ જોશીએ કરેલા મરાઠી અનુવાદનો ભાવાનુવાદ]

"અમને અહીં રાખવા માટે જે પ્રાથમિક વ્યવસ્થા કરી હતી તે એવી કે અમારી ધરપકડની પહેલાં એક દિવસ એટલે કે ૮ ઑગસ્ટને રોજ પૂનામાં યરવડા સૅન્ટ્રલ જેલમાંથી એક સીનિયર જેલરને અહીં મોકલવામાં આવ્યો હતો. જેલમાંના દસ વૉર્ડર અને પંદર કેદીઓ કામ માટે એની સાથે આવ્યા હતા. હવે પછી શું થવાનું છે એની એ જેલરને કશી જ કલ્પના નહોતી. એને તો માત્ર એટલું જ કહેવામાં આવ્યું હતું કે નજરકેદીઓ માટેની એક છાવણી ખોલવામાં આવતી હોઈ ત્યાં થોડા દિવસ દેખભાળ રાખવી પડશે. અમે ત્યાં પહોંચ્યા ત્યારે આખું ચિત્ર જ પલટાયું. એ બિચારો અટવાઈ ગયો. અહીં આવતાં વેંત મેં મારો ગુસ્સો એ બિચારા પર ઉતાર્યો હતો; એ કારણે ઘણા બધા દિવસો સુધી એ મારાથી મોં છુપાવતો હતો. બીજું કશું સૂઝે નહીં ત્યારે તે જિલ્લાના કલેક્ટરને ત્યાં દોડી જતો પણ કલેક્ટર એના કરતાં વધારે અંધારામાં હતા...

બીજા દિવસે કલેક્ટર અને સિવિલ સર્જન આવ્યા અને દિલગીરી પ્રદર્શિત કરીને ચાલ્યા ગયા. સિવિલ સર્જન દરેકની છાતી પર ટકોરા મારીને જોવા લાગ્યો... મેં કહ્યું, 'મારી છાતી તપાસવામાં કશો અર્થ નથી. મગજ તપાસવાનું કોઈ એક યંત્ર લાવ્યા હો તો તે વાપરીને જુઓ.' પ્રેમની ચક્કી તળે પીસાયેલા અમારા લોકોના માથા પરથી, હે મસીહા (ઈશુ) તું ચાલ્યો. તેં એકને જીવતો કર્યો, એ માટે તારાં સો ખૂન માફ!

આખરે ચોથા દિવસે ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પ્રિઝન્સ આવ્યો અને એણે સરકારી હુકમોનાં કાગળિયાં અમને આપ્યાં. કોઈની મુલાકાત કરી શકાશે નહીં, કોઈની જોડે પત્રવ્યવહાર થઈ શકશે નહિ, કોઈ પણ છાપું મળશે નહીં; આ ચીજોને બાદ કરતાં બીજી કોઈ એક બાબત વિષે ફરિયાદ હશે તો સરકાર એનો વિચાર કરવાને તૈયાર થશે.

'જીભ બાળી નાખી, હાથ મૂઠીમાંથી તોડી નાખ્યા, મારે પ્રાર્થના કરવી તે માટે આવો આ બંદોબસ્ત કરાયો હતો.'

ઇન્સ્પેક્ટર જનરલે કહ્યું, 'તમને ઘેરથી પુસ્તકો અગર બીજો કશો સામાન મંગાવવો હોય તો તેની યાદી મને આપો. સરકાર પોતાના ખર્ચે તે લાવી આપશે.' પ્રવાસમાં અમે હતા ત્યારે આ ધરપકડ થઈ હતી. એને કારણે રસ્તામાં વાચન માટે સાથે રાખેલાં બે પુસ્તકો સિવાય મારી પાસે અભ્યાસનું કશું સાધન નહોતું. મનમાં વિચાર આવ્યો, ઘેરથી કેટલાંક હસ્તલિખિતો અને પુસ્તકો આવ્યાં તો જેલનિવાસમાંની આ ફુરસદનો ઉપયોગ કરી શકાશે. બાહ્ય નજરે જોતાં આ ઇચ્છામાં કોઈ ભૂલ હોય એવું લાગ્યું નહીં.

'જગત તો આશા પર નભતું હોય છે. આશા રાખવી એ કોઈ દોષ નથી. નિરાશાની ધૂળ આશાના ચહેરા પરનો સુરખો બન્યો. આખરે યાકૂબની આંખોમાંની ધૂળ એ જ સુરમો બની રહ્યાં.'

મારે જોઈતી ચીજોની યાદી મેં તૈયાર કરીને એના હાથમાં મૂકી. એ લઈને તે ચાલ્યો ગયો. પણ એ ગયા પછી પરિસ્થિતિ સંબંધે વધારે વિચાર કરવા માટે નિરાંત મળી ત્યારે મનને એક પ્રકારનો કચવાટ થયો. આ પણ એક માનસિક દુર્બળતા જ હતી એવું ધ્યાનમાં આવ્યું. સરકારની આ છૂટછાટોનો ફાયદો લેવા માટે એ દુર્બળતા તૈયાર થઈ હતી. ગુનેગારો અને ખૂની લોકો પાસેથી પણ સગાંવહાલાંઓને મળવાનો અને પત્રવ્યવહાર કરવાનો હક્ક છીનવી લેવામાં આવતો નથી. પણ આ સરકાર એ હક્ક અમને આપવાનેય તૈયાર નહોતી. આવી સ્થિતિમાં, એ સરકાર અમારે ઘેરથી સામાન મંગાવી આપશે એવી આશા રાખવામાં શો અર્થ હતો? આવા સંજોગોમાં સ્વાભિમાનનો રસ્તો તો કોઈ પણ આશા ને અપેક્ષા નહીં રાખવી એ જ હતો.

બીજે જ દિવસે મેં ઇન્સ્પેક્ટર જનરલને કાગળ લખ્યો કે, મેં આપેલી યાદી પાછી મોકલશો........ અહીંના અન્ય મિત્રોએ પણ એવું જ ઠરાવ્યું."

**મૌલાના અબુલ કલામ આઝાદ**



